**માનવીઓ કુરઆન શરીફમાં ચિંતન-મનન કેમ કરતા નથી. શું તેમના હૃદયો ઉપર તાળાઓ વાગેલા છે ?** (કુરઆન શરીફ)

# પવિત્ર કુર્આન સારાંશ



તૌહીદ (એકેશ્વરવાદ), રિસાલત (ખુદાઈ દૂત), આખિરત (પરલોક) અલ્લાહપાકના અપાર ઉપકારો-ઈનામો, જન્નત, જહન્નમ તથા સફળતા-નિષ્ફળતા દર્શાવતી આયતો, ઉદાહરણો અને કુરઆની કિસ્સાઓ મારફતે કુરઆન શરીફના બુન્યાદી હેતુઓનું વર્ણન


❋ સંપાદક ❋

**(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧



કિતાબનું નામ : **પવિત્ર કુર્આન શરીફ સારાંશ**

સંપાદક : **(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૪, હિ.સ. ૧૪૩૫

પ્રત : ૧૦૦૦

આવૃત્તિ : બીજી

મૂલ્ય : ૨૦૦



❊ કિતાબ મેળવવાનું સ્થળ ❊

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે, ભરૂચ–૩૯૨ ૦૦૧

ફોન : ૦૨૬૪૨–૨૨૩૫૦૫



# અનુક્રમણિકા


| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૧ | **અભિપ્રાય**.............................. | ૧૭ |
| ૨ | **સંપાદકીય**.............................. | ૨૦ |
| 3 | સર્વ શક્તિમાન ફક્ત અલ્લાહપાકની ઝાત............... | ૨૮ |
| ૪ | બધા ધર્મોનું મૂળ એક.............................. | 33 |
| ૫ | કાફિર શબ્દની ચોખવટ.............................. | ૪૨ |
| ૬ | કુર્આન શરીફ અને વિજ્ઞાન વચ્ચે દલીલોની સમાનતા... | ૪૬ |
| ૭ | કુર્આન શરીફના વિષયોની ચોખવટ.................... | ૫3 |
| ૮ | કુર્આન શરીફના વિષયોની ટૂંકી માહિતી................ | ૭૬ |
| ૯ | **કુર્આન શરીફનો સારાંશ** | |
| ૧૦ | **સૂરએ ફાતિહા (૧)** વિષયોનો ખુલાસો................... | ૮૪ |
| ૧૧ | **સૂરએ બકરહ (૨)** વિષયોનો ખુલાસો.................... | ૯૧ |
| ૧૨ | યહૂદીઓ–ખ્રિસ્તીઓ અને મુસ્લિમોનો ટૂંકો ઈતિહાસ...... | ૯૪ |
| ૧3 | નિર્દોષ ખૂનનો ન્યાયિક બદલો.......................... | ૧૦૬ |
| ૧૪ | રોઝાનો મકસદ.............................. | ૧૦૭ |
| ૧૫ | હજ્જનો મકસદ.............................. | ૧૧૨ |
| ૧૬ | હઝ. ઉઝૈર (અલૈ.)ને ફરીથી જીવંત કરવા............... | ૧૨૦ |
| ૧૭ | અલ્લાહપાકને રાઝી રાખવા સખાવત કરવાનું ઉદાહરણ.. | ૧3૮ |
| ૧૮ | આપસી લેવડદેવડમાં પ્રમાણિકતા........................ | ૧૪૧ |
| ૧૯ | **સૂરએ આલિ ઈમ્રાન (3)** વિષયોનો ખુલાસો............... | ૧૪3 |
| ૨૦ | હઝ. મરિયમ (રદી.)ના જન્મનું વર્ણન.................. | ૧૪૯ |
| ૨૧ | હઝ. ઈસા (અલૈ.)ના જન્મનું વર્ણન...................... | ૧૫૦ |
| ૨૨ | યહૂદીઓ–ખ્રિસ્તીઓને નરમીથી ઈસ્લામનું આમંત્રણ...... | ૧૫3 |
| ૨3 | આકાશો–પૃથ્વીમાં ચિંતન–મનન કરવુ..................... | ૧૫૮ |
| ૨૪ | **સૂરએ નિસાઅ્ (૪)** વિષયોનો ખુલાસો.................... | ૧૫૯ |




| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૨૫ | વારસા વહેંચણીના નિયમો.............................. | ૧૬૨ |
| ૨૬ | પતિ–પત્નીના આપસી સબંધો–જવાબદારીઓ............. | ૧૬૪ |
| ૨૭ | અનાથ (યતીમ) બાળકોના હક્કો બજાવવા.............. | ૧૬૭ |
| ૨૮ | હઝ. ઈસા (અલૈ.)ના કત્લ વિશે | |
| | યહૂદીઓ–ખ્રિસ્તીઓના ભ્રમનું ખંડન..................... | ૧૬૯ |
| ૨૯ | **સૂરએ માઈદહ (૫)** વિષયોનો ખુલાસો.................... | ૧૭૧ |
| ૩૦ | ભય–આતંક ફેલાવવો ઈસ્લામમાં સૌથી મોટો ગુનોહ...... | ૧૭૬ |
| ૩૧ | દારૂ–જુગાર અને સટ્ટાબાજીનું હરામ હોવુ................ | ૧૭૯ |
| ૩૨ | **સૂરએ અન્આમ (૬)** વિષયોનો ખુલાસો.................. | ૧૮૧ |
| ૩૩ | અલ્લાહપાકની વિશાળ કુદરત.......................... | ૧૮૨ |
| ૩૪ | શરીરના અવયવો ઉપર જરા વિચાર કરો !............ | ૧૮૫ |
| ૩૫ | હઝ. ઈબ્રાહીમ (અલૈ.)નો કિસ્સો....................... | ૧૮૯ |
| ૩૬ | માનવ હક્કોનું રક્ષણ કરતા ઉચ્ચ અખ્લાક.............. | ૧૯૩ |
| ૩૭ | **સૂરએ અઅ્રાફ (૭)** વિષયોનો ખુલાસો................. | ૧૯૪ |
| ૩૮ | હઝ. આદમ (અલૈ.) અને શયતાનનો કિસ્સો............ | ૧૯૬ |
| ૩૯ | નબીઓના કિસ્સાઓ.................................... | ૨૦૧ |
| ૪૦ | મૂર્તિઓની કમઝોરી–લાચારી........................... | ૨૧૨ |
| ૪૧ | **સૂરએ અન્ફાલ (૮)** વિષયોનો ખુલાસો.................. | ૨૧૩ |
| ૪૨ | સુલહની તાકીદ–ઈસ્લામ અને શાંતિ...................... | ૨૧૮ |
| ૪૩ | **સૂરએ તવબહ (૯)** વિષયોનો ખુલાસો.................... | ૨૨૫ |
| ૪૪ | ઝકાતના હેતુઓ અને સામાજિક જીવન ઉપર તેની અસરો | ૨૨૮ |
| ૪૫ | મુનાફિકોની રોજીંદી ખરાબ આદતો ઉપર સખ્ત ધમકી.... | ૨૩૨ |
| ૪૬ | નેક લોકોની સોહબત–સંગ જરૂરી છે..................... | ૨૩૬ |
| ૪૭ | **સૂરએ યૂનુસ (૧૦)** વિષયોનો ખુલાસો.................. | ૨૩૬ |
| ૪૮ | નુબૂવ્વતથી મુશ્રિકોને આશ્ચર્ય.......................... | ૨૩૯ |
| ૪૯ | ખુદાઈ મહેરબાની અને માનવીનું નગુણાપણું............. | ૨૪૧ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૫૦ | દુન્યવી જીવનની હકીકત દર્શાવતો દાખલો............... | ૨૪૨ |
| ૫૧ | મહાન સર્વશક્તિમાનની અપાર કુદરત.................... | ૨૪૩ |
| ૫૨ | તૌહીદની સ્પષ્ટ દઅવત.................................. | ૨૪૫ |
| ૫૩ | **સૂરએ હૂદ (૧૧)** વિષયોનો ખુલાસો..................... | ૨૪૬ |
| ૫૪ | દરેકની રોઝીની જવાબદારી............................. | ૨૪૮ |
| ૫૫ | નબીઓની દઅવત અને કૌમના જવાબો................. | ૨૫૦ |
| ૫૬ | નબીઓના કિસ્સા વર્ણન કરવાનું કારણ આશ્વાસન–બોધપાઠ | ૨૫૫ |
| ૫૭ | **સૂરએ યૂસુફ (૧૨)** વિષયોનો ખુલાસો.................... | ૨૫૫ |
| ૫૮ | જેલના સાથીઓનું સ્વપ્ન અને તેમને દીનની દઅવત...... | ૨૬૩ |
| ૫૯ | બાદશાહ તરફથી સંપૂર્ણ સત્તા આપવી ખુદાઈ મહાન ઈનામ | ૨૬૫ |
| ૬૦ | બાદશાહીમાં પણ ફકીરી–દુઆમાં આજીઝી................ | ૨૬૬ |
| ૬૧ | **સૂરએ રઅદ (૧૩)** વિષયોનો ખુલાસો................... | ૨૬૮ |
| ૬૨ | થાંભલા વગરનું વિશાળ આકાશ અને સૂર્ય–ચંદ્રની નિયમિતતા | ૨૬૯ |
| ૬૩ | વિજળી–કડાકા, રક્ષક ફરિશ્તા, સત્યનું ઉદાહરણ....... | ૨૭૦ |
| ૬૪ | મુસ્લિમોના ઉચ્ચ સંસ્કારો................................ | ૨૭૩ |
| ૬૫ | **સૂરએ ઈબ્રાહીમ (૧૪)** વિષયોનો ખુલાસો................ | ૨૭૪ |
| ૬૬ | ઈમાન તથા કુફ્રનું શાનદાર ઉદાહરણ.................... | ૨૭૬ |
| ૬૭ | ગફલતમાં પડેલાઓને સખ્ત ચેતવણી..................... | ૨૭૭ |
| ૬૮ | **સૂરએ હિજ (૧૫)** વિષયોનો ખુલાસો..................... | ૨૭૮ |
| ૬૯ | ખુદાપાકના અપાર ઉપકારો............................. | ૨૮૦ |
| ૭૦ | માનવી અને શયતાનનો ઘમંડ........................... | ૨૮૦ |
| ૭૧ | **સૂરએ નહલ (૧૬)** વિષયોનો ખુલાસો.................... | ૨૮૨ |
| ૭૨ | આકાશ–પૃથ્વીની બધી જ વસ્તુઓ અલ્લાહપાક આગળ ઝૂકે છે | ૨૮૪ |
| ૭૩ | તૌહીદ–શિર્કનો આસાન દાખલો.......................... | ૨૮૭ |
| ૭૪ | માના પેટમાંથી અભણ પેદા કરી કોણે જ્ઞાન આપ્યુ ?..... | ૨૮૮ |
| ૭૫ | દીનનો પ્રચાર સમજદારીપૂર્વક કરવો...................... | ૨૯૦ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૭૬ | **સૂરએ બની ઈસ્રાઈલ (૧૭)** વિષયોનો ખુલાસો........... | ૨૯૧ |
| ૭૭ | મેઅરાજનું વર્ણન.................................... | ૨૯૨ |
| ૭૮ | ઉચ્ચ અખ્લાક અને માનવ હક્કોનું સવિસ્તર વર્ણન...... | ૨૯૭ |
| ૭૯ | ખુદાઈ ઢીલ માનવીને અઝાબપાત્ર ન બનાવી દે........... | ૩૦૨ |
| ૮૦ | **સૂરએ કહફ (૧૮)** વિષયોનો ખુલાસો.................... | ૩૦૩ |
| ૮૧ | અસ્હાબે કહફનો કિસ્સો.................................. | ૩૦૫ |
| ૮૨ | ઝુલ્કરનૈન, યાજૂજ–માજૂજનો કિસ્સો....................... | ૩૧૨ |
| ૮૩ | **સૂરએ મરયમ (૧૯)** વિષયોનો ખુલાસો.................. | ૩૧૪ |
| ૮૪ | ઘડપણ અને પત્ની વાંઝ હોવા છતાં | |
| | અવલાદ આપવી અલ્લાહપાકની કુદરત..................... | ૩૧૭ |
| ૮૫ | હઝ. ઈસા (અલૈ.)ની પૈદાઈશ પછી તરત વાત કરવી..... | ૩૧૭ |
| ૮૬ | મૃત્યુ બાદનું જીવન યકીની છે............................ | ૩૧૮ |
| ૮૭ | **સૂરએ તાહા (૨૦)** વિષયોનો ખુલાસો.................. | ૩૧૯ |
| ૮૮ | કિયામતના અહેવાલ...................................... | ૩૨૪ |
| ૮૯ | અલ્લાહપાકની યાદથી જ શાંતિ મળશે................... | ૩૨૫ |
| ૯૦ | **સૂરએ અંબિયા (૨૧)** વિષયોનો ખુલાસો................ | ૩૨૫ |
| ૯૧ | ખુદાપાક એક જ હસ્તી છે................................ | ૩૨૯ |
| ૯૨ | આકાશ અને પૃથ્વીને અલગ પાડવા | |
| | માનવો ઉપર અપાર એહસાન છે........................ | ૩૨૯ |
| ૯૩ | નબીઓ અલ્લાહપાકથી જ માંગે છે – નબીઓની દુઆઓ | ૩૩૦ |
| ૯૪ | કિયામતમાં આકાશ કાગળોની જેમ લપેટાઈ જશે......... | ૩૩૫ |
| ૯૫ | **સૂરએ હજ્જ (૨૨)** વિષયોનો ખુલાસો................... | ૩૩૯ |
| ૯૬ | કિયામતના દિવસની ભયાનકતા........................... | ૩૪૨ |
| ૯૭ | માનવી ક્યા મોઢે ખુદાપાક અને કિયામતનો ઈન્કાર કરે છે ? | ૩૪૨ |
| ૯૮ | જિહાદની પરવાનગીના કારણો............................ | ૩૪૪ |
| ૯૯ | આકાશને પૃથ્વી ઉપર તૂટી પડવાથી કોણે રોકી રાખ્યુ છે ?.. | ૩૪૫ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૧૦૦ | **સૂરએ અલ્મુઅમિનૂન (૨૩)** વિષયોનો ખુલાસો............ | ૩૪૬ |
| ૧૦૧ | સફળ મુસલમાનના ઉમદા ગુણો......................... | ૩૪૯ |
| ૧૦૨ | સાચા મુસલમાનના દિલની કૈફીયત...................... | ૩૫૦ |
| ૧૦૩ | આકાશ-પાતાળની ચોક્સાઈપૂર્વક વ્યવસ્થા કોણ સંભાળી રહ્યુ છે ? | ૩૫૧ |
| ૧૦૪ | કિયામતમાં નાફરમાનોનું કોઈ બહાનુ ચાલશે નહીં....... | ૩૫૨ |
| ૧૦૫ | **સૂરએ નૂર (૨૪)** વિષયોનો ખુલાસો...................... | ૩૫૩ |
| ૧૦૬ | પવિત્ર સ્ત્રીઓ ઉપર આક્ષેપ લગાડનારની સજા........... | ૩૫૮ |
| ૧૦૭ | લોકોના ઘરોમાં પ્રવેશવાના કાયદાઓ..................... | ૩૫૮ |
| ૧૦૮ | વરસાદની પ્રક્રિયા અને પશુઓના પ્રકારો................ | ૩૬૨ |
| ૧૦૯ | **સૂરએ ફુરકાન (૨૫)** વિષયોનો ખુલાસો.................. | ૩૬૩ |
| ૧૧૦ | રહમાનના ખાસ બંદાઓના ગુણો......................... | ૩૬૫ |
| ૧૧૧ | **સૂરએ શુઅ્રા (૨૬)** વિષયોનો ખુલાસો.................. | ૩૬૭ |
| ૧૧૨ | શિર્ક અને તૌહીદ બાબતે હઝ. ઈબ્રાહીમ (અલૈ.)ની સ્પષ્ટ દલીલો | ૩૬૯ |
| ૧૧૩ | **સૂરએ નમ્લ (૨૭)** વિષયોનો ખુલાસો.................... | ૩૭૧ |
| ૧૧૪ | પક્ષીઓ પણ તૌહીદ અને શિર્કને સમજે છે.............. | ૩૭૪ |
| ૧૧૫ | માનવીની સઘળી જરૂરતો ફક્ત એક અલ્લાહપાક જ પૂરી કરે છે | ૩૭૫ |
| ૧૧૬ | કિયામતમાં નેકીઓ-બદીઓનો ફેંસલો થશે.............. | ૩૭૭ |
| ૧૧૭ | **સૂરએ કસસ (૨૮)** વિષયોનો ખુલાસો.................... | ૩૭૮ |
| ૧૧૮ | હઝ. મૂસા (અલૈ.)ના કિસ્સાથી બોધપાઠ................. | ૩૮૦ |
| ૧૧૯ | કમઝોરોને હુકૂમત આપવી ફક્ત અલ્લાહપાકની જ કુદરત | ૩૮૫ |
| ૧૨૦ | ફિરઔનની સંપૂર્ણ મશીનરી છતાં<br>હઝ. મૂસા (અલૈ.)નો તેના મહેલમાં ઉછેર થવો.......... | ૩૮૬ |
| ૧૨૧ | કારૂનનો માલ બાબતે ઘમંડ............................ | ૩૮૮ |
| ૧૨૨ | **સૂરએ અન્કબૂત (૨૯)** વિષયોનો ખુલાસો................ | ૩૯૦ |
| ૧૨૩ | કોઈ માણસ બીજાનો બોજ ઉઠાવવાનો નથી............. | ૩૯૨ |
| ૧૨૪ | કરોળિયાની જાળની જેમ મૂર્તિઓની કમઝોરી............ | ૩૯૩ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૧૨૫ | મુશ્રિકોનો એકરાર–સર્વ વ્યવસ્થા અલ્લાહપાકના જ હાથમાં | ૩૯૩ |
| ૧૨૬ | **સૂરએ રૂમ (૩૦)** વિષયોનો ખુલાસો...................... | ૩૯૪ |
| ૧૨૭ | શાદી–વિવાહ પણ અલ્લાહપાકની કુદરતની નિશાની છે.. | ૪૦૨ |
| ૧૨૮ | માલમાં ગરીબોનો હક્ક અને વ્યાજની બુરાઈ............. | ૪૦૪ |
| ૧૨૯ | **સૂરએ લુકમાન (૩૧)** વિષયોનો ખુલાસો................. | ૪૦૫ |
| ૧૩૦ | હઝ. લુકમાનની નસીહતો................................. | ૪૦૭ |
| ૧૩૧ | **સૂરએ સજદહ (૩૨)** વિષયોનો ખુલાસો................... | ૪૦૯ |
| ૧૩૨ | વરસાદના દાખલાથી કિયામતની સાબિતી.................. | ૪૧૨ |
| ૧૩૩ | **સૂરએ અહઝાબ (૩૩)** વિષયોનો ખુલાસો................. | ૪૧૩ |
| ૧૩૪ | સહાબાની સંપૂર્ણ તાબેદારી.................................. | ૪૧૫ |
| ૧૩૫ | આપ (સલ.)ના અંતિમ નબી હોવાની સાબિતી........... | ૪૧૬ |
| ૧૩૬ | આપ (સલ.) ઉપર દુરૂદો સલામનો આદેશ............... | ૪૧૭ |
| ૧૩૭ | **સૂરએ સબા (૩૪)** વિષયોનો ખુલાસો.................... | ૪૧૮ |
| ૧૩૮ | હઝ. દાઉદ (અલૈ.) અને સુલયમાન (અલૈ.)નો કિસ્સો... | ૪૧૯ |
| ૧૩૯ | કૌમે સબાના કિસ્સાથી બોધપાઠ.......................... | ૪૨૩ |
| ૧૪૦ | નાફરમાનોનો આપસી સંવાદ કોઈ કામ આવશે નહિ..... | ૪૨૮ |
| ૧૪૧ | **સૂરએ ફાતિર (૩૫)** વિષયોનો ખુલાસો.................. | ૪૨૯ |
| ૧૪૨ | રાત–દિવસ અને પ્રકાશ–અંધકારની જેમ<br>હિદાયત–ગુમરાહી એક થઈ શકતી નથી................ | ૪૩૨ |
| ૧૪૩ | આકાશ–પૃથ્વીને પોતાની વર્તુળમાં કોણે થોભાવી રાખ્યા છે ? | ૪૩૪ |
| ૧૪૪ | **સૂરએ યા-સીન (૩૬)** વિષયોનો ખુલાસો................. | ૪૩૪ |
| ૧૪૫ | નસીહત કોને અસર કરે છે ?.......................... | ૪૩૬ |
| ૧૪૬ | લોકો કબરમાંથી ઉઠતા જ ચોંકી જશે.................... | ૪૩૮ |
| ૧૪૭ | મોઢાઓ બંધ કરી હાથ–પગની સાક્ષી લેવામાં આવશે..... | ૪૩૮ |
| ૧૪૮ | સડેલુ હાડકુ હાથથી મસળી ખુદાપાકને ચેલેન્જ આપે છે ? | ૪૩૯ |
| ૧૪૯ | **સૂરએ સાફ્ફાત (૩૭)** વિષયોનો ખુલાસો................. | ૪૪૦ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૧૫૦ | જન્નતીઓની નેઅમતો અને આપસી વાતચીત............. | ૪૪૨ |
| ૧૫૧ | જહન્નમીઓનો અઝાબ કેવો હશે ?...................... | ૪૪૨ |
| ૧૫૨ | અલ્લાહ તઆલાની સુન્નત પ્રમાણે નબીઓને જ દુન્યવી સફળતા પણ મળે છે................................ | ૪૪૪ |
| ૧૫૩ | **સૂરએ સૉદ (૩૮)** વિષયોનો ખુલાસો..................... | ૪૪૫ |
| ૧૫૪ | કાફિરોની હઠધર્મી........................................ | ૪૪૮ |
| ૧૫૫ | **સૂરએ ઝુમર (૩૯)** વિષયોનો ખુલાસો..................... | ૪૫૦ |
| ૧૫૬ | અપકારીને સીધો માર્ગ મળતો નથી...................... | ૪૫૧ |
| ૧૫૭ | માનવીને ત્રણ અંધારીઓમાં કોણે અને કેવી રીતે બનાવ્યો | ૪૫૧ |
| ૧૫૮ | બંદાઓના કુફ્રને અલ્લાહપાક પસંદ કરતા નથી.......... | ૪૫૨ |
| ૧૫૯ | શિર્ક કરનાર પોતાનું તથા પોતાના કુટુંબીજનોનું નુકસાન કરી રહ્યા છે............ | ૪૫૨ |
| ૧૬૦ | દરરોજની ઉંઘ કિયામતનો જીવંત દાખલો છે............ | ૪૫૫ |
| ૧૬૧ | અલ્લાહપાક અત્યાચારી બંદાઓને કેટલા પ્યારથી સમજાવે છે | ૪૫૬ |
| ૧૬૨ | માનવી પોતાના પાલનહારનો મહા અપકારી છે........... | ૪૫૭ |
| ૧૬૩ | **સૂરએ મુઅમિન (૪૦)** વિષયોનો ખુલાસો................ | ૪૫૮ |
| ૧૬૪ | કિયામતમાં ઈન્કારીઓ છૂટકારો માંગશે, પરંતુ ક્યાંથી ? | ૪૬૧ |
| ૧૬૫ | શું આવો શક્તિમાન શિર્કને પસંદ કરી શકે છે........... | ૪૬૪ |
| ૧૬૬ | **સૂરએ હા-મીમ સજદહ (૪૧)** વિષયોનો ખુલાસો.......... | ૪૬૫ |
| ૧૬૭ | આકાશ તથા પૃથ્વી અલ્લાહના હુકમનું પાલન કરવા સદા તત્પર | ૪૬૯ |
| ૧૬૮ | જ્યારે આંખ, કાન અને ચામડી માનવી વિરૂદ્ધ સાક્ષી આપશે | ૪૭૦ |
| ૧૬૯ | કુર્આન શરીફના રક્ષણની અજોડ વ્યવસ્થા............ | ૪૭૧ |
| ૧૭૦ | **સૂરએ શૂરા (૪૨)** વિષયોનો ખુલાસો..................... | ૪૭૩ |
| ૧૭૧ | બધા નબીઓનો એક જ ધર્મ (તૌહીદવાળો) હતો, લોકોએ તેમાં શિર્ક ભેળવી દીધુ......................... | ૪૭૭ |
| ૧૭૨ | મુસ્લિમોના અખ્લાક આપસી સલાહ તથા માફ કરવુ...... | ૪૭૮ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૧૭૩ | સંતાન (છોકરા–છોકરી) આપવા ન આપવા ફક્ત અલ્લાહપાકના જ હાથમાં છે...................... | ૪૭૯ |
| ૧૭૪ | **સૂરએ ઝુખ્રુફ (૪૩)** વિષયોનો ખુલાસો.................. | ૪૮૦ |
| ૧૭૫ | બાપદાદાઓનું આંધળુ અનુકરણ....................... | ૪૮૩ |
| ૧૭૬ | ઈસ્લામી અર્થવ્યવસ્થાના સરળ નિયમો.................. | ૪૮૪ |
| ૧૭૭ | જન્નતની નેઅમતો – જહન્નમનો અઝાબ................. | ૪૯૦ |
| ૧૭૮ | **સૂરએ દુખાન (૪૪)** વિષયોનો ખુલાસો.................. | ૪૯૧ |
| ૧૭૯ | આકાશ–પૃથ્વીનું સર્જન એક ખાસ હેતુસર છે........... | ૪૯૪ |
| ૧૮૦ | ગુનેહગારોનું પરિણામ................................ | ૪૯૪ |
| ૧૮૧ | **સૂરએ જાષિયહ (૪૫)** વિષયોનો ખુલાસો............... | ૪૯૫ |
| ૧૮૨ | તવહીદની નિશાનીઓથી બોધપાઠ...................... | ૪૯૭ |
| ૧૮૩ | કિયામતનું એક દૃશ્ય................................ | ૪૯૮ |
| ૧૮૪ | **સૂરએ અહકાફ (૪૬)** વિષયોનો ખુલાસો............... | ૫૦૦ |
| ૧૮૫ | ઈન્કારીઓ પાસે શિર્કની શું સાબિતી છે ?............... | ૫૦૩ |
| ૧૮૬ | જિન્નાતનો ઈસ્લામ સ્વિકાર અને કવમને દઅવત......... | ૫૦૫ |
| ૧૮૭ | **સૂરએ મુહમ્મદ (૪૭)** વિષયોનો ખુલાસો................. | ૫૦૬ |
| ૧૮૮ | કુર્આન શરીફમાં ચિંતન કરવાનું દરેકને આહ્વાન..... | ૫૦૮ |
| ૧૮૯ | **સૂરએ ફત્હ (૪૮)** વિષયોનો ખુલાસો..................... | ૫૦૯ |
| ૧૯૦ | બાઈબલમાં સહાબાએ કિરામનું ઉદાહરણ................ | ૫૨૦ |
| ૧૯૧ | **સૂરએ હુજુરાત (૪૯)** વિષયોનો ખુલાસો................. | ૫૨૧ |
| ૧૯૨ | એકબીજાની મશ્કરી, ચુગલી અને જ્ઞાતિભેદ ઘમંડની નિશાનીઓ | ૫૨૩ |
| ૧૯૩ | **સૂરએ કાફ (૫૦)** વિષયોનો ખુલાસો..................... | ૫૨૪ |
| ૧૯૪ | માનવીના પ્રત્યેક અમલનો રેકોર્ડ થઈ રહ્યો છે............ | ૫૨૬ |
| ૧૯૫ | **સૂરએ અઝ ઝારિયાત (૫૧)** વિષયોનો ખુલાસો........... | ૫૨૭ |
| ૧૯૬ | માનવીની પેદાઈશનો હેતુ.............................. | ૫૩૦ |
| ૧૯૭ | **સૂરએ તૂર (૫૨)** વિષયોનો ખુલાસો...................... | ૫૩૦ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૧૯૮ | જન્નતવાળાના ઈનામો............................ | ૫૩૨ |
| ૧૯૯ | શું અલ્લાહપાકે માનવીને લગામ વગર છોડયો છે........ | ૫૩૩ |
| ૨૦૦ | **સૂરએ નજ્મ (૫૩)** વિષયોનો ખુલાસો.................... | ૫૩૪ |
| ૨૦૧ | આકાશમાં બોલાવી આપ (સલ.)ને | |
| | પોતાની કુદરતની નિશાનીઓ દેખાડવી.................. | ૫૩૭ |
| ૨૦૨ | આગલા આકાશી પુસ્તકોમાં દર્શાવેલ સારી વાતોનું વર્ણન | ૫૩૮ |
| ૨૦૩ | **સૂરએ કમર (૫૪)** વિષયોનો ખુલાસો..................... | ૫૩૯ |
| ૨૦૪ | ચાંદના ટુકડા થવા આપ (સલ.)ની નુબૂવ્વતની દલીલ છે | ૫૪૧ |
| ૨૦૫ | **સૂરએ રહમાન (૫૫)** વિષયોનો ખુલાસો.................. | ૫૪૨ |
| ૨૦૬ | દરરોજ અલ્લાહપાકની અલગ શાન છે.................. | ૫૪૬ |
| ૨૦૭ | જે અલ્લાહપાકના દરબારમાં હાજરીથી ડરી ગયો તે ફાવી ગયો | ૫૪૭ |
| ૨૦૮ | **સૂરએ વાકિઅહ (૫૬)** વિષયોનો ખુલાસો................ | ૫૪૮ |
| ૨૦૯ | અલ્લાહપાકના ખાસ બંદાઓને મળનાર ઈનામો.......... | ૫૪૯ |
| ૨૧૦ | આખિરતમાં ઈન્કારીઓનો ખરાબ અંજામ................ | ૫૫૧ |
| ૨૧૧ | માનવીની પૈદાઈશ, આગ, પાણી, | |
| | ખેતીવાડી કુદરતની નિશાની છે......................... | ૫૫૧ |
| ૨૧૨ | તમે શક્તિશાળી હોય તો | |
| | મૃત્યુ પામનારને કેમ બચાવી શકતા નથી ?............. | ૫૫૨ |
| ૨૧૩ | **સૂરએ હદીદ (૫૭)** વિષયોનો ખુલાસો.................... | ૫૫૩ |
| ૨૧૪ | અલ્લાહપાક જ સૌથી પહેલા અને હંમેશા બાકી રહેનાર છે | ૫૫૫ |
| ૨૧૫ | મુસલમાનો યહૂદીઓની જેમ ફક્ત આરજુઓમાં ન જીવે... | ૫૫૬ |
| ૨૧૬ | ઈસ્લામમાં સંસારી જીવનનો હુકમ છે, સન્યાસીનો નહી... | ૫૫૭ |
| ૨૧૭ | **સૂરએ મુજાદલહ (૫૮)** વિષયોનો ખુલાસો................ | ૫૫૮ |
| ૨૧૮ | એકબીજા સાથે કાન લગાડી વાત કરી | |
| | ત્રીજી વ્યક્તિને ચિડાવવી ખરાબ કૃત્ય છે................. | ૫૫૯ |
| ૨૧૯ | **સૂરએ હશ્ર (૫૯)** વિષયોનો ખુલાસો..................... | ૫૬૦ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૨૨૦ | કુરઆન શરીફની ફઝીલત.............................. | ૫૬૧ |
| ૨૨૧ | અલ્લાહપાકના શ્રેષ્ઠ ગુણો.............................. | ૫૬૨ |
| ૨૨૨ | **સૂરએ મુમ્તહિનહ (૬૦)** વિષયોનો ખુલાસો............... | ૫૬૩ |
| ૨૨૩ | શત્રુઓ સાથેના વ્યવહારના નિયમો.......................... | ૫૬૪ |
| ૨૨૪ | મુસલમાન સ્ત્રીઓના ગુણો.................................. | ૫૬૪ |
| ૨૨૫ | **સૂરએ સફ્ફ (૬૧)** વિષયોનો ખુલાસો.................... | ૫૬૫ |
| ૨૨૬ | બાઈબલમાં આપ (સલ.)નું વર્ણન......................... | ૫૬૬ |
| ૨૨૭ | **સૂરએ જુમુઅહ (૬૨)** વિષયોનો ખુલાસો................. | ૫૬૭ |
| ૨૨૮ | આપ (સલ.)ની નુબૂવ્વતના હેતુઓ.......................... | ૫૬૮ |
| ૨૨૯ | જુમ્અહની નમાઝની મહત્વતા................................ | ૫૬૮ |
| ૨૩૦ | **સૂરએ મુનાફિકૂન (૬૩)** વિષયોનો ખુલાસો............... | ૫૬૯ |
| ૨૩૧ | માલ અવલાદ નેકીઓથી રોકવાનું કારણ બને છે........ | ૫૭૨ |
| ૨૩૨ | **સૂરએ તગાબુન (૬૪)** વિષયોનો ખુલાસો................ | ૫૭૨ |
| ૨૩૩ | પત્ની અને બાળકોથી સાવધાન રહી તેમની ભૂલો માફ પણ કરો | ૫૭૩ |
| ૨૩૪ | **સૂરએ તલાક (૬૫)** વિષયોનો ખુલાસો.................... | ૫૭૩ |
| ૨૩૫ | તકવાના પાંચ ઈનામો...................................... | ૫૭૪ |
| ૨૩૬ | પત્નીની રોટી, કપડાં અને મકાનની જવાબદારી......... | ૫૭૫ |
| ૨૩૭ | પહેલી કૌમોના અઝાબના કિસ્સાઓથી બોધપાઠ.......... | ૫૭૫ |
| ૨૩૮ | **સૂરએ તહરીમ (૬૬)** વિષયોનો ખુલાસો................. | ૫૭૬ |
| ૨૩૯ | તૌબાની ફઝીલત.............................................. | ૫૭૮ |
| ૨૪૦ | **સૂરએ મુલ્ક (૬૭)** વિષયોનો ખુલાસો..................... | ૫૭૯ |
| ૨૪૧ | શું વિશાળ આકાશમાં કોઈ જગ્યાએ ફાટફુટ દેખાઈ છે ? | ૫૮૦ |
| ૨૪૨ | ખુદાપાકની પકડથી કોઈએ પણ ગાફિલ ન રહેવુ જોઈએ.. | ૫૮૦ |
| ૨૪૩ | **સૂરએ કલમ (૬૮)** વિષયોનો ખુલાસો..................... | ૫૮૨ |
| ૨૪૪ | બાગવાળાઓના કિસ્સાથી બોધપાઠ......................... | ૫૮૨ |
| ૨૪૫ | કિયામતનું ગભરાટવાળુ દશ્ય.............................. | ૫૮૩ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૨૪૬ | **સૂરએ અલ્હાક્કહ (૬૯)** વિષયોનો ખુલાસો............... | ૫૮૪ |
| ૨૪૭ | જ્યારે કર્મપોઠી રજુ કરવામાં આવશે...................... | ૫૮૬ |
| ૨૪૮ | **સૂરએ મઆરિજ (૭૦)** વિષયોનો ખુલાસો................. | ૫૮૭ |
| ૨૪૯ | જન્નતીઓના ખાસ ગુણો.................................. | ૫૮૯ |
| ૨૫૦ | **સૂરએ નૂહ (૭૧)** વિષયોનો ખુલાસો...................... | ૫૯૦ |
| ૨૫૧ | કૌમની સુધારણા માટે હઝ. નૂહ (અલૈ.)ની બેચેની...... | ૫૯૦ |
| ૨૫૨ | **સૂરએ જિન્ન (૭૨)** વિષયોનો ખુલાસો..................... | ૫૯૨ |
| ૨૫૩ | જિન્નાત તરફથી શિર્કનો રદિયો અને તૌહીદની દઅવત... | ૫૯૩ |
| ૨૫૪ | **સૂરએ મુઝ્ઝમ્મિલ (૭૩)** વિષયોનો ખુલાસો............... | ૫૯૪ |
| ૨૫૫ | આપ (સલ.)નો ઈન્કાર જહન્નમમાં ધકેલી આપશે......... | ૫૯૫ |
| ૨૫૬ | **સૂરએ મુદ્દસ્સિર (૭૪)** વિષયોનો ખુલાસો................. | ૫૯૫ |
| ૨૫૭ | કુર્આન શરીફની સચ્ચાઈ જાણવા છતાં | |
| | લોકોને રાજી રાખનારની સજા........................... | ૫૯૮ |
| ૨૫૮ | **સૂરએ કિયામહ (૭૫)** વિષયોનો ખુલાસો................. | ૬૦૦ |
| ૨૫૯ | કિયામતમાં માનવ હાડકા અને ટેરવા પણ ભેગા કરવામાં આવશે | ૬૦૦ |
| ૨૬૦ | **સૂરએ અદ્ દહર (૭૬)** વિષયોનો ખુલાસો................ | ૬૦૧ |
| ૨૬૧ | શું કુર્આન શ.થી કોઈ બોધ ગ્રહણ કરવા માંગે છે ?.... | ૬૦૨ |
| ૨૬૨ | **સૂરએ મુરસલાત (૭૭)** વિષયોનો ખુલાસો................ | ૬૦૩ |
| ૨૬૩ | માનવીનું અસ્તિત્વ જ આખિરતની દલીલ છે............. | ૬૦૪ |
| ૨૬૪ | **સૂરએ નબા (૭૮)** વિષયોનો ખુલાસો..................... | ૬૦૫ |
| ૨૬૫ | માનવી ઉપર અલ્લાહપાકની નેઅમતો..................... | ૬૦૬ |
| ૨૬૬ | **સૂરએ નાઝિઆત (૭૯)** વિષયોનો ખુલાસો............... | ૬૦૮ |
| ૨૬૭ | આકાશ-પૃથ્વી પેદા કરનાર અલ્લાહપાક માટે | |
| | માનવીને ફરી પેદા કરવો આસાન છે..................... | ૬૦૯ |
| ૨૬૮ | **સૂરએ અબસ (૮૦)** વિષયોનો ખુલાસો.................... | ૬૦૯ |
| ૨૬૯ | માનવી પોતાના અસ્તિત્વ ઉપર વિચાર કરે............... | ૬૧૦ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૨૭૦ | **સૂરએ તકવીર (૮૧)** વિષયોનો ખુલાસો.................. | ૬૧૧ |
| ૨૭૧ | કિયામતનો આંખે દેખ્યો અહેવાલ........................ | ૬૧૧ |
| ૨૭૨ | **સૂરએ ઈન્ફિતાર (૮૨)** વિષયોનો ખુલાસો................ | ૬૧૨ |
| ૨૭૩ | કઈ વસ્તુએ માનવીને ધોકામાં નાંખ્યો છે ?.............. | ૬૧૩ |
| ૨૭૪ | **સૂરએ તત્ફીફ (૮૩)** વિષયોનો ખુલાસો.................. | ૬૧૩ |
| ૨૭૫ | માપતોલમાં કમી કરવી મહા પાપ છે...................... | ૬૧૪ |
| ૨૭૬ | **સૂરએ ઈન્શિકાક (૮૪)** વિષયોનો ખુલાસો................ | ૬૧૪ |
| ૨૭૭ | કર્મપોઠી જમણા-ડાબા હાથમાં આપવામાં આવશે.......... | ૬૧૫ |
| ૨૭૮ | **સૂરએ બુરૂજ (૮૫)** વિષયોનો ખુલાસો.................... | ૬૧૫ |
| ૨૭૯ | અલ્લાહપાકની પકડ ઘણી સખ્ત છે........................ | ૬૧૬ |
| ૨૮૦ | **સૂરએ તારિક (૮૬)** વિષયોનો ખુલાસો................... | ૬૧૭ |
| ૨૮૧ | કુર્આન શરીફ ફેંસલો કરનાર કિતાબ છે.............. | ૬૧૮ |
| ૨૮૨ | **સૂરએ અઅ્લા (૮૭)** વિષયોનો ખુલાસો.................. | ૬૧૮ |
| ૨૮૩ | અલ્લાહપાકની પવિત્ર પ્રશંશા............................ | ૬૧૯ |
| ૨૮૪ | **સૂરએ ગાશિયહ (૮૮)** વિષયોનો ખુલાસો............... | ૬૨૦ |
| ૨૮૫ | ઉંટને જોઈ ખુદાપાકને યાદ કરો........................ | ૬૨૧ |
| ૨૮૬ | **સૂરએ ફજ (૮૯)** વિષયોનો ખુલાસો...................... | ૬૨૨ |
| ૨૮૭ | માનવીની માનસિક્તાનો ચિતાર........................ | ૬૨૩ |
| ૨૮૮ | **સૂરએ બલદ (૯૦)** વિષયોનો ખુલાસો.................... | ૬૨૪ |
| ૨૮૯ | માલનો ઘમંડ અને અલ્લાહપાકના ઉપકારો.............. | ૬૨૫ |
| ૨૯૦ | **સૂરએ શમ્સ (૯૧)** વિષયોનો ખુલાસો.................... | ૬૨૫ |
| ૨૯૧ | મનેચ્છાઓ ઉપર કાબૂ મેળવવો.......................... | ૬૨૬ |
| ૨૯૨ | **સૂરએ લયલ (૯૨)** વિષયોનો ખુલાસો.................... | ૬૨૭ |
| ૨૯૩ | સારા નરસા કામોનું પરિણામ.......................... | ૬૨૮ |
| ૨૯૪ | **સૂરએ ઝુહા (૯૩)** વિષયોનો ખુલાસો..................... | ૬૨૮ |
| ૨૯૫ | આપ (સલ.) ઉપર અલ્લાહપાકના ઈનામો............... | ૬૨૯ |







| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૨૯૬ | **સૂરએ ઈન્શિરાહ (૯૪)** વિષયોનો ખુલાસો................ | ૬૩૦ |
| ૨૯૭ | અઝાન, ઈકામત, ખુત્બામાં આપ (સલ.)નું નામ પુકારવુ.. | ૬૩૧ |
| ૨૯૮ | **સૂરએ તીન (૯૫)** વિષયોનો ખુલાસો................... | ૬૩૧ |
| ૨૯૯ | યુવાની પછી ઘડપણ અને પછી કિયામત આવવાની છે.... | ૬૩૨ |
| ૩૦૦ | **સૂરએ અલક (૯૬)** વિષયોનો ખુલાસો.................. | ૬૩૨ |
| ૩૦૧ | સર્વપ્રથમ વહી.......................................... | ૬૩૩ |
| ૩૦૨ | **સૂરએ કદ્ર (૯૭)** વિષયોનો ખુલાસો...................... | ૬૩૫ |
| ૩૦૩ | ઉમ્મત માટે સવાબમાં વધારો........................... | ૬૩૭ |
| ૩૦૪ | **સૂરએ બય્યિનહ (૯૮)** વિષયોનો ખુલાસો............. | ૬૩૮ |
| ૩૦૫ | જન્નત-જહન્નમવાળા અમલોનું વર્ણન.................. | ૬૩૮ |
| ૩૦૬ | **સૂરએ ઝિલઝાલ (૯૯)** વિષયોનો ખુલાસો.............. | ૬૩૯ |
| ૩૦૭ | જ્યારે જમીન પોતાની બધી જ વસ્તુઓ બહાર ફેંકશે..... | ૬૩૯ |
| ૩૦૮ | **સૂરએ આદિયાત (૧૦૦)** વિષયોનો ખુલાસો.............. | ૬૪૦ |
| ૩૦૯ | માનવી મોટો અપકારી, માલનો લાલચી છે................ | ૬૪૦ |
| ૩૧૦ | **સૂરએ કારિઅહ (૧૦૧)** વિષયોનો ખુલાસો.............. | ૬૪૧ |
| ૩૧૧ | જ્યારે પહાડો પીંજેલા ઉનની માફક ઉડતા થઈ જશે...... | ૬૪૨ |
| ૩૧૨ | **સૂરએ તકાસૂર (૧૦૨)** વિષયોનો ખુલાસો................ | ૬૪૨ |
| ૩૧૩ | મૌત સુધી માલની મુહબ્બત માનવીનો પીછો છોડતી નથી.. | ૬૪૩ |
| ૩૧૪ | **સૂરએ અસ્ર (૧૦૩)** વિષયોનો ખુલાસો.................. | ૬૪૩ |
| ૩૧૫ | ચાર અમલોમાં માનવીની સફળતાનું રહસ્ય છે........... | ૬૪૪ |
| ૩૧૬ | **સૂરએ હુમઝહ (૧૦૪)** વિષયોનો ખુલાસો................ | ૬૪૪ |
| ૩૧૭ | ચૂગલીખોર, ધનનો લોભી પોતાનું પરિણામ જોઈ લેશે..... | ૬૪૫ |
| ૩૧૮ | **સૂરએ ફીલ (૧૦૫)** વિષયોનો ખુલાસો.................... | ૬૪૫ |
| ૩૧૯ | મક્કાના કુરૈશીઓ ઉપર કરેલ મહાન ઉપકારો............ | ૬૪૬ |
| ૩૨૦ | **સૂરએ કુરૈશ (૧૦૬)** વિષયોનો ખુલાસો................... | ૬૪૭ |
| ૩૨૧ | મહાન ઉપકારો........................................... | ૬૪૮ |








| ક્રમ | વિગત | પેજ નં. |
|---|---|---|
| ૩૨૨ | **સૂરએ માઊન (૧૦૭)** વિષયોનો ખુલાસો.................. | ૬૪૮ |
| ૩૨૩ | નમાઝ એકચિત્તતાથી પઢો, સખાવતથી કામ લો........... | ૬૪૮ |
| ૩૨૪ | **સૂરએ કૌસર (૧૦૮)** વિષયોનો ખુલાસો.................. | ૬૪૯ |
| ૩૨૫ | આપ (સલ.)ની વિશિષ્ઠતા – કૌસર નામી નહેર......... | ૬૫૦ |
| ૩૨૬ | **સૂરએ કાફિરૂન (૧૦૯)** વિષયોનો ખુલાસો................ | ૬૫૦ |
| ૩૨૭ | કુફ્રથી સંપૂર્ણ અલગ થઈ જાઓ.......................... | ૬૫૧ |
| ૩૨૮ | **સૂરએ નસ્ર (૧૧૦)** વિષયોનો ખુલાસો................... | ૬૫૧ |
| ૩૨૯ | મૌત પહેલા તસ્બીહ–તૌબા વધુ પ્રમાણમાં કરતા રહો...... | ૬૫૩ |
| ૩૩૦ | **સૂરએ લહબ (૧૧૧)** વિષયોનો ખુલાસો.................. | ૬૫૩ |
| ૩૩૧ | આપ (સલ.)ની દુશ્મની ઘણી મોંઘી પડે છે.............. | ૬૫૬ |
| ૩૩૨ | **સૂરએ ઈખ્લાસ (૧૧૨)** વિષયોનો ખુલાસો............... | ૬૫૬ |
| ૩૩૩ | અલ્લાહપાક કોઈના કોઈપણ પ્રકારના મોહતાજ નથી..... | ૬૫૮ |
| ૩૩૪ | **સૂરએ ફલક (૧૧૩)** આયતોનો ખુલાસો.................. | ૬૬૪ |
| ૩૩૫ | બધી જ વસ્તુઓની બુરાઈથી અલ્લાહપાકની પનાહ જ શ્રેષ્ઠ | ૬૬૪ |
| ૩૩૬ | **સૂરએ નાસ (૧૧૪)** આયતોનો ખુલાસો.................. | ૬૬૫ |
| ૩૩૭ | હસદ–ઈર્ષા કરનારથી એકમાત્ર અલ્લાહપાકનો આસરો લેવો | ૬૬૫ |









# અભિપ્રાય

## ઉસ્તાદુલ્અસાતિઝા મુફક્કિરે મિલ્લત
## હઝરત મૌલાના અબ્દુલ્લાહ સા. કાપોદ્રવી (દા.બ.)

**અલ્લાહપાકના નામથી જે ઘણો કૃપાળુ અને રહમકર્તા છે.**

અલ્લાહ તઆલાએ માનવીનું સર્જન કર્યું અને આ જગતમાં જીવન પસાર કરવાના અને રબ તથા મખ્લૂકના સબંધો અંગે માર્ગદર્શન આપવા અનેક પયગમ્બરો મોકલ્યા. દુન્યાની દરેક કૌમ માટે નબી અને રસૂલ મોકલવામાં આવ્યા. જેમકે, કુર્આન શરીફમાં વર્ણવે છે : "દરેક કૌમ માટે રસ્તો બતાવનાર છે."

આ પયગમ્બરોમાં અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.) છે. જેમને કયામત સુધી આવનાર ઈન્સાનો માટે નબી બનાવવામાં આવ્યા છે. એમના ઉપર કુર્આન શરીફ જેવી મહાન કિતાબ નાઝિલ કરવામાં આવી છે.

આગલી ઉમ્મતો ઉપર જે કિતાબો ઉતારવામાં આવી હતી, તેમાં તેમના અનુયાયીઓએ ઘણા ફેરફાર કરી નાંખ્યા છે. પરંતુ કુર્આન શરીફમાં ૧૪૦૦ વર્ષમાં એક શબ્દનો પણ ફેરફાર થયો નથી.

એની હિફાઝત માટે અલ્લાહ તઆલાએ દરેક યુગમાં એવા હાફિઝો પૈદા કર્યા, જેમણે સંપૂર્ણ રીતે એને યાદ કર્યું અને નબી (સલ.) અને આપના સહાબા જે રીતે એને પઢતા હતા, તે જ રીતે આજ સુધી એને પઢવામાં આવી રહ્યું છે. અચંબાની વાત એ છે કે, જે લોકોની ભાષા અરબી નથી, તેમના નાના-નાના બાળકો કુર્આન શરીફ મોઢે યાદ કરી લે છે. આપણા ગુજરાતના નાના ગામોમાં સેંકડો હાફિઝો મળી આવશે. આ કુર્આન શરીફનો મોઅજીઝો નહીં તો બીજુ શું છે ?

વળી, અલ્લાહ તઆલાએ દરેક દેશમાં અને જુદી જુદી ભાષાઓ બોલનારાઓમાં એવા આલિમો પૈદા કર્યા, જેમણે પોતપોતાની ભાષામાં



કુર્આન શરીફનું ભાષાંતર કરી માનવી માટે એને સમજવું સરળ બનાવ્યું છે. સેંકડો તફસીરો અને તરજમાઓ છપાય ચૂક્યા છે.

આ એક એવી કિતાબ છે કે, જ્યારે એને પઢવામાં આવે છે, તો જે લોકો અરબી નથી જાણતા, એમના દિલ પણ પીગળી જાય છે.

ઈજીપ્તના પ્રખ્યાત કારી શૈખ અબ્દુલ બાસિતે એક ઈન્ટરવ્યુમાં કહ્યું હતું કે, રશીયાના ખ્રુશચોપ અને બુલગાનીન કેરોની મુલાકાતે આવ્યા હતા. તેમના સત્કારમાં જલ્સો ગોઠવવામાં આવ્યો. પ્રેસીડન્ટ જમાલ અબ્દુલ નાસિરે મને બોલાવ્યો અને આ જલ્સામાં કુર્આન શરીફ પઢવાનો હુકમ કર્યો. મને અચંબો થયો કે આ લોકો અધર્મિ છે. એમની સામે તિલાવતનો શો અર્થ છે. પરંતુ મારે તેમની આજ્ઞા પ્રમાણે પઢવુ પડ્યું. જ્યારે હું અડધી તિલાવત કરી ચૂક્યો, તો જોયું કે, રશિયન મહેમાનની આંખોમાંથી આંસુ સરી રહ્યા હતા.

પાછલા વર્ષોમાં દુન્યાના અનેક દેશોમાં મુસ્લિમો વિરુધ્ધ ચળવળો ચલાવવામાં આવી. ઈસ્લામ, કુર્આન શરીફ તથા મુસ્લિમો વિશે જૂઠા પ્રોપેગન્ડા શરૂ કરવામાં આવ્યા. પરંતુ આ પ્રોપેગન્ડાના કારણે દુન્યાના અનેક દેશોમાં ભણેલા યુવાનોમાં કુર્આન શરીફને સમજવાની ભૂખ પૈદા થઈ. ૯/૧૧ પછી અમેરીકા તેમજ યૂ.કે.માં કુર્આન શરીફના તર્જમાની એટલી માંગ વધી કે બુક સ્ટોલોમાં એની પ્રતો ખલાસ થઈ ગઈ.

આપણા દેશમાં પણ ઘણા લોકો કુર્આન શરીફના અભ્યાસ તરફ આવ્યા છે. ગુજરાતી યુવાનો પણ અભ્યાસ કરવા ઉત્સુક છે. ગુજરાતી ભાષામાં કુર્આન શરીફના તર્જમા પહેલાં પણ છપાય ચૂકયા છે. છતાં એક એવા પુસ્તકની જરૂરત હતી, જેમાં ટૂંકમાં કુર્આન શરીફનો સાર અને ખુલાસો બયાન કરવામાં આવે. જે ગુર્જર બંધુઓ માટે કુર્આન શરીફ સમજવામાં મદદગાર થઈ શકે.

મને ખુશી છે કે, આ અગત્યનું કામ મવ. ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા. જેઓ દારૂલ ઉલૂમ માટલીવાલાના સંચાલક તથા અરબી-ઉર્દૂ-ગુજરાતી ભાષાના નિષ્ણાંત છે. અને એમની ઘડાયેલી કલમે અનેક ઉપયોગી પુસ્તકો

છપાય ચૂક્યા છે. જેના વાંચન પછી અનેક ગુજરાતી ભાઈઓના પત્રો મળ્યા છે. એમની અનુભવી કલમે હવે કુર્આનનો સાર પેશ કરવામાં આવી રહ્યો છે. એના વાંચન પછી આશા છે કે, ઘણી ગેરસમજો દૂર થઈ જશે. મવલાના સા.ની પ્રસ્તાવનાથી જાણવા મળશે કે, દુન્યાના ઘણા મહાન ચિંતકો, વિદ્વાનો કુર્આન શરીફ અંગે કેવા અભિપ્રાય આપી રહ્યા છે.

આજે અમેરીકા-યુરોપની ઉચ્ચ સોસાયટીના લોકો કુર્આન શરીફના અભ્યાસમાં જોડાયેલા છે. અને યુનિવર્સિટીમાં યુવાનો તથા યુવતીઓ ઈસ્લામ અંગીકાર કરી રહ્યા છે.

કહેવામાં આવ્યુ છે કે, ‘‘હક દબતા હે, મિટતા નહીં. બાતિલ ઉભરતા હે કાઈમ નહીં રહતા.’’ સત્ય દબાઈ છે, પણ મટી જતું નથી. અસત્ય ઉભરાય છે, કાયમ રહેતું નથી.

કુર્આન શરીફ એક સચ્ચાઈ છે. એ કદી ખતમ થઈ શકશે નહીં. પછી ગમે એટલા પાદરીઓ, અધર્મિઓ, મુન્કિરો એના વિરૂદ્ધ લખતા રહે. એ લોકો અલ્લાહપાકના પ્રકાશને ફૂંકોથી બુઝાવવા માંગે છે, પરંતુ અલ્લાહ તઆલા આ પ્રકાશને જાહેર કરીને જ રહેશે. ભલે મુન્કિરો એને નાપસંદ કરતા રહે.

અલ્લાહપાક મવ. ઈકબાલ સા.ની આ અમૂલ્ય સેવાને કબૂલ ફરમાવે અને સર્વ માનવજાત માટે એને ઉપયોગી બનાવે. આમીન.

**ફક્ત વસ્સલામ,** **લિ. (હઝ. મવ.) અબ્દુલ્લાહ કાપોદ્રવી (સા.દા.બ.)**

૧ રમઝાનુલ્મુબારક, ૧૪૩૨

૨ ઓગષ્ટ ૨૦૧૧





# ❁ સંપાદકીય ❁

યુરોપ–અમેરિકામાં સલમાન રુશ્દીની બદનામ કિતાબ શૈતાનિક વર્સિસના લેખન પછી બી.બી.સી. ઉર્દૂ સર્વિસની એક ટિપ્પણીમાં આવ્યુ હતું કે, આ પુસ્તક વિશે વિશ્વભરના મુસ્લિમોના વિરોધને ટી.વી. ઉપર જોઈ ઘણા યુરોપિયનોને આશ્ચર્ય થયુ કે હઝરત મુહમ્મદ (સલ.) પ્રત્યે મુસ્લિમોને આટલો અપાર પ્રેમ અને સ્નેહ કેમ છે કે તેમના તથા તેમની પવિત્ર પત્નીઓ વિરૂધ્ધ લખાણને મુસ્લિમો આટલા ધિક્કારથી જુએ છે. અને તેના માટે પોતાની જાન કુર્બાન કરવા તૈયાર થઈ જાય છે. ત્યારબાદ યુરોપના સંશોધનિય દિમાગોને ચૈન નહી આવ્યુ. અને તેમણે આપ (સલ.)ની સીરતે અકદસ વાંચવાનું શરૂ કર્યું. વિશ્વ રહમત સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પાક–પવિત્ર જીવનચરિત્રે તેમને ઈસ્લામ લાવવાની પ્રેરણા આપી. અને પરિણામસ્વરૂપે દસ હજાર પ્રોફેસરો, ડોકટરો અને કોલેજોના વિદ્યાર્થીઓએ ઈસ્લામ અંગીકાર કર્યો. એ જ પ્રમાણે વર્લ્ડ ટ્રેડ સેન્ટરના ડ્રામા પછી પણ અમેરિકામાં કુર્આન શ.ની માંગ વધવાની સાથે ઈસ્લામ કબૂલ કરનારાઓની સંખ્યામાં નોંધપાત્ર વધારો થયો હતો. હાલમાં પાદરી ટેરી જોન્સની કુચેષ્ટાએ પણ વધુથી વધુ લોકોને કુર્આન શ.ના વાંચન પ્રત્યે ભૂખ જન્માવી. અને કુર્આન શરીફ વિશેની ગેરસમજો દૂર કરવા માટે યુરોપિય મીડિયાના પ્રમાણિક લેખકો અને રીપોર્ટરોએ કુર્આન શરીફ વિશે પોતાના સારા અભિપ્રાયો આપવાનું શરૂ કર્યુ.

જેમાં અમેરિકી પ્રખર લેખક અને ધાર્મિક બાબતોના નિષ્ણાંત સ્ટીફન પ્રોથેરોએ એક ઘણુ સારૂ સૂચન કર્યુ છે. તેમણે જે લોકો પ્રથમ વખતે કુર્આન

શરીફનું વાંચન કરવા માંગતા હોય તેમને કહ્યું કે તમો કુર્આન શરીફના વાંચનનો પ્રારંભ સૌપ્રથમ સૂરએ ફાતિહાથી કરો. ત્યારબાદ ત્રીસમા સિપારાની નાની નાની સૂરતો પઢતા પઢતા મોટી સૂરતો તરફ આવો. ત્યારબાદ દરમ્યાની અરસામાં અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામના કિસ્સાઓ અને તેમના જીવનચરિત્રનું સારી રીતે વાંચન કરો. ત્યારબાદ છેલ્લે કુર્આન શરીફની શરૂની મોટી મોટી સૂરતો પઢતા પઢતા ઈસ્લામી શરઈ અહકામનું વાંચન શરૂ કરો. આ પ્રમાણે કુર્આન શરીફની તઅલીમાત સમજવામાં આસાની રહેશે.

બીજા એક પ્રખર વિદ્વાન એમોરી યુનિવર્સિટીના મધ્યપૂર્વના રિસર્ચ વિભાગના વડા ગોર્ડન ન્યુબી યુરોપવાસીઓને જણાવે છે કે, ''કુર્આન શરીફમાં હઝરત મૂસા (અલ.)નું વર્ણન ૧૩૦ વખત અને હઝરત ઈસા (અલ.)નું વર્ણન સો (૧૦૦)થી વધારે વખત આવ્યુ છે. જ્યારે કે હઝરત મરયમ (અલ.)નું વર્ણન બાઈબલના નવા કરારથી પણ વધારે વખત છે. જ્યારે હઝરત મુહમ્મદ (સલ.)નું નામ ફકત ચાર વખતે આવ્યુ છે. કુર્આન શરીફ તૌહીદ (એકેશ્વરવાદ)ની છેલ્લી કિતાબ છે. અને હઝરત મુહમ્મદ (સલ.) પયગમ્બરોના સિલસિલાની છેલ્લી કડી છે. ઈસ્લામના અકીદાઓ અને શિક્ષણ સમજવા તથા સમજાવવામાં ઘણા સરળ છે. ઈસ્લામનો કલિમો (તવહીદનું શિક્ષણ) બાળકના જન્મની સાથે તેના કાનમાં પડે છે. અને મૌતના સમયે પણ તેની જુબાનથી આ જ કલિમો નિકળે છે.

કુર્આન શરીફ વિશેની યુરાપિય વિદ્વાનોની આ જાણકારી અમેરિકી જર્નાલિસ્ટ બ્રેટ બિકનરે પોતાની એક તાજી રિપોર્ટમાં ભેગી કરી છે. શ્રી બિકનરની આ રિપોર્ટ અમેરિકી ન્યુઝ નેટવર્ક ધી સ્ટાર (એન્સ્ટન સ્ટાર) માટે તૈયાર કરી હતી.

પ્રખ્યાત સંશોધક શ્રીમતિ કેરેન આર્મસ્ટ્રોંગના હવાલાથી પણ અમૂક જાણવા લાયક વાતો નકલ કરી છે. તથા પોતાના વ્યકિતગત વાંચન અને અનુભવોના આધારે પણ ઘણુ બધુ લખ્યુ છે.

જેમકે આ લખાણ કે યહૂદી અને ખ્રિસ્તી ધર્મપુસ્તકો પણ અલ્લાહપાક

તરફથી ઉતર્યા હતા. પરંતુ સમય પસાર થતા તેમાં ફેરફાર થતો ગયો. પરંતુ કુર્આન શરીફ આજે પણ તે જ શબ્દોમાં સંપૂર્ણ સુરક્ષિત છે, જે હાલતમાં તે ઉતર્યુ હતું. ત્યારબાદ લખે છે કે, આકાશી પુસ્તકોના અનુવાદો કરવા માનવીય દિમાગની ઉપજ છે. કુર્આન શરીફનું ફકત અરબી મતન (*Texts*) જ ભરોસાપાત્ર સમજવામાં આવે છે.

***(Anstonstar.com / bratbickner.bickner@yahoo.com)***

એમનો કહેવાનો આશય એ છે કે, બાઈબલના જુના કરાર તથા નવા કરાર (તૌરાત–ઈન્જિલ)નું શિક્ષણ અને કાયદાઓ એટલા માટે બદલાય ગયા કે તેમની અસલ ભાષા છોડીને તેમાં વિવિધ ભાષાંતરો થતા રહ્યા. ત્યાં સુધી કે ભાષાંતરો જ બાકી રહ્યા અને આજે અસલ બાઈબલનું અસ્તિત્વ જ બાકી રહ્યુ નથી.

બીજા પણ ઘણા યુરોપિયન વિદ્વાનોએ કુર્આન શરીફના વાંચન પછી પોતાના અભિપ્રાયો દર્શાવ્યા છે.

ડો. મોરીસ બોકાઈ ***(Dr. Maurice Bucaille)*** ફ્રાન્સના એક ખ્રિસ્તી કુટુંબમાં પેદા થયા. તેમણે કુર્આન શ. અને વિજ્ઞાન વિશે એક પુસ્તક લખ્યું : ***"THE BIBLE, THE QUR'AN AND SCIENCE"***. જેમાં ડો. મોરીસે સાબિત કર્યું છે કે, વિજ્ઞાન વિશે કુર્આન શરીફના બયાનો અને વિવરણો આશ્ચર્યજનક રીતે આધુનિક જાણકારીના અનુરૂપ છે. કુર્આન શરીફ જો કે વૈજ્ઞાનિક યુગથી ઘણા પહેલા ઉતર્યું. પરંતુ પાછલા યુગમાં જાહેર થનાર બધી જ વાસ્તવિક હકીકતો, તથ્યો, પ્રયોગો, જાણકારીઓ અને તેમના વૈજ્ઞાનિક વિશ્લેષણોનું તેમાં સચોટ વર્ણન હોવુ આ વાતની સ્પષ્ટ સાબિતી છે કે કુર્આન શરીફ એક મહાન શક્તિશાળી અને મહાન જાણકાર અલ્લાહ તઆલા તરફથી છે, તે કોઈ માનવકૃતિ નથી.

સર આર્થર કૈથ એક અંગ્રેજ વિદ્વાન છે. તેમણે પોતાના પુસ્તક (માનવ પ્રગતિ વિશે નવો દ્રષ્ટિકોણ)માં ઈજીપ્તના પુરાણા ઈતિહાસનું વર્ણન કરતા લખ્યુ છે કે, ઈસ્લામી યુગમાં ઈજીપ્તને મુસ્લિમોની તલવારે નહીં, બલ્કે કુર્આન

શરીફે ફતેહ કર્યું છે. ઈજીપ્તનો ઈતિહાસ જગતના સૌથી પુરાણા ઈતિહાસ-માંથી છે, જ્યાં લાંબા સમય સુધી ગ્રીકો, ઈરાનીઓ અને રોમનોનો કબ્ઝો રહ્યો છે. ઈસ્લામ પૂર્વે લગાતાર ચારસો વર્ષ ખ્રિસ્તી રાજાઓની હુકૂમત હતી, પરંતુ આ હુકૂમતોના લાંબા ગાળામાં ફકત રાજકીય જીત જ પ્રાપ્ત થઈ. ઈજીપ્તના ધર્મ અને સંસ્કૃતિમાં કોઈ ફેરફાર ન આવી શકયો. પરંતુ સાતમી સદીમાં મુસ્લિમોનો પ્રવેશ બિલ્કુલ અનોખો હતો. ઈસ્લામ પહેલા ઈજીપ્તની ભાષા કિબ્તી હતી. હવે તેની ભાષા અરબી થઈ ગઈ. તેમનો સમાજ શિર્ક અને દેવી દેવતાની પરંપરાવાળો હતો. હવે સંપૂર્ણ તૌહીદવાળી સંસ્કૃતિ થઈ ગઈ. (નાઈલ નદી, જે દર વર્ષે એક સૌંદર્યવાન યુવતીની ભેટ ચઢાવવા બાદ જ વહેતી, હવે હઝરત ઉમર રદી.ની તૌહીદવાળી ચીટ્ઠી બાદ હંમેશા માટે વહેતી થઈ ગઈ.) કુર્આન શરીફે ઈજીપ્તવાસીઓની ધાર્મિક માન્યતાઓ, સામાજિક, સાંસ્કૃતિક વિચારો અને દ્રષ્ટિકોણ સુધ્ધાં બદલી નાખ્યા.

શ્રી બોસોર્થ સ્મિથ લખે છે કે, આપણી પાસે એક કિતાબ (કુર્આન શરીફ) છે. જે પોતાના અસલી તથા સુરક્ષિત હોવામાં બિલ્કુલ અનોખી છે. તેના સાચા હોવામાં કોઈ અકલમંદ માણસ શંકા કરી શકતો નથી. ***(Bosworth op. cilp. 22)*** આ જ પ્રમાણે પ્રો. આર્નલ્ડે પોતાના પુસ્તક ***(Islami faith p.9)***માં અને પ્રો. ફિલિપ હિટ્ટીએ ***(History of the Arabs, p.123)***માં કુર્આન શરીફ વિષે વિચારો વ્યકત કર્યા છે.

કુર્આન શરીફની સાથે અરબી ભાષા પણ સંપૂર્ણ સુરક્ષિત છે, જ્યારે તૌરાત અને બાઈબલની અસલ ભાષા પણ સુરક્ષિત નથી. ખ્રિસ્તીઓ પાસે બાઈબલના નામે (૧) મત્તા (૨) મુરક્કસ (૩) લૌકા અને (૪) યોહન્ના. ચાર અજાણી વ્યક્તિઓના સંપાદિત કરેલ પુસ્તકો છે. ન કે તે બાઈબલ, જે હઝરત ઈસા અલયહિસ્સલામ ઉપર ઉતર્યુ હતું. આ ચારેવ બાઈબલો પણ ઘણા વાક્યો અને ઈબારતોમાં એકબીજાથી વિરોધાભાસ દર્શાવે છે. વધુ આશ્ચર્યજનક વાત એ છે કે, આ ચારેવ બાઈબલો ઉપર ખ્રિસ્તીઓના કટ્ટર દુશ્મન સેન્ટપોલના શિર્કવાળા વિચારોને ઠોકી બેસાડવામાં આવ્યા છે. જેણે

યહૂદી હોવા છતાં ઢોંગ કરી ખ્રિસ્તી હોવાનો દાવો કરી ખ્રિસ્તી ધર્મને જડમૂળ માંથી જ બદલી નાંખ્યો.

બાઈબલના *(Texts)*માં ફેરફાર તથા થોડા અંતરે નાની–મોટી બ્રેકેટો (કૌંસ)નું હોવું, અંગ્રેજી તથા ઉર્દૂ અનુવાદમાં અલગ–અલગ કૌંસ તથા ગ્રિક ભાષામાં લખાયેલ, પરંતુ લંડન અને જર્મનીમાં છપાયેલ *(Texts)*માં ફેરફાર અને દરેક નવી બાઈબલમાં પુરાણા હિબ્રુ અને ગ્રિક *(Texts)*ને ગલત સાબિત કરવું, વગેરે વિરોધાભાસોની હારમાળા એક ખ્રિસ્તીને પોતાના ધર્મપુસ્તક વિશે શંકાના વમળમાં નાંખી દે છે.

બાઈબલની સૌથી પુરાણી કૃતિ યુનાની ભાષામાં છે. તે હઝરત ઈસા અલયહિસ્સલામના સમયની બાઈબલ નથી. કારણકે યુનાની ભાષા હઝરત ઈસા અલયહિસ્સલામની પોતાની ભાષા જ ન હતી.

તૌરાત અને બાઈબલ બન્નેવ હઝરત મૂસા અલયહિસ્સલામ અને હઝરત ઈસા અલયહિસ્સલામના સમય બાદ એક લાંબી મુદતે ફક્ત યાદશકિતને આધારે સંપાદિત કરવામાં આવી. અને સેંકડો વર્ષો સુધી યહૂદી અને ખ્રિસ્તી ધાર્મિક વિદ્વાનો તરફથી ફેરફાર અને રદ્દોબદલ થતી રહી. જ્યારે કુર્આન શરીફ આપ (સલ.)ના યુગમાં જ સંપૂર્ણ રીતે સુરક્ષિત શકલમાં લખવામાં આવ્યું. અને એના લખનાર સહાબાએ કિરામ તેને સંપૂર્ણ રીતે મોઢે પણ યાદ કરી ચૂકયા હતા. આ પ્રમાણે બે પ્રકારથી (લેખિત તથા મૌખિક) કુર્આન શરીફની હિફાઝતનો આસ્માની બંદોબસ્ત કરવામાં આવ્યો. જેને એક યુરાપીય વિદ્વાને ડબલ ચેકીંગ *(Double Checking)*ની વ્યવસ્થા તરીકે સંબોધ્યું છે. આ વ્યવસ્થા ઘણી જ ચીવટ અને મહેનત સાથે લગાતાર જારી રહી. સમગ્ર મુસ્લિમ જગતમાં એક પેઢીથી બીજી પેઢીના લાખો માણસો દરરોજ સવાર–સાંજ કુર્આન શરીફને મૌખિક તથા લેખિત રીતે યાદ કરવામાં મશ્ગુલ રહ્યા. આ અમલ લગાતાર જારી હતો કે (ઓગણીસમી સદીમાં) પ્રેસનો યુગ આવી ગયો, પરંતુ કુર્આનને મોઢે યાદ કરવાનો સિલસિલો પ્રેસને લઈને બંધ નથી થયો, બલ્કે પાછલી સદીઓના પ્રમાણમાં હાફિઝોની સંખ્યામાં ઘણો મોટો વધારો થઈ રહ્યો છે.



કુર્આન શરીફે આજે પણ યુરોપ અને અમેરિકાના લોકોના દિલ જીતી લીધા છે. તેના વાંચકવર્ગની સંખ્યા દિવસે દિવસે વધી રહી છે. લોકો ઈસ્લામમાં દાખલ થઈ રહ્યા છે. કુર્આન શરીફે લોહચુંબકીય રીતે તેમને પોતાના તરફ આકર્ષી રહ્યું છે. અને ખુદાઈ ચેલેન્જ આજે પણ બાકી છે. ''બેશક, અમે જ આ કુર્આન ઉતાર્યું છે, અને અમે જ તેના રક્ષક છીએ.''

આ પવિત્ર કિતાબ મુસ્લિમો તથા ગેરમુસ્લિમો સમક્ષ વધુથી વધુ પહોંચે તે હેતુથી જગતની વિવિધ ભાષાઓમાં તેનું ભાષાંતર થયુ છે. ગુજરાતી ભાષામાં પણ તેના ભાષાંતરો થયા છે. અને તે કુર્આન શરીફની સાથે છાપવામાં આવ્યા છે.

ઘણા વર્ષોથી કુર્આન શરીફના ગુજરાતી ભાષાંતર અને તફસીર વિશે દિલમાં વિચારો આવતા હતા. ખાસ કરીને જ્યારે તલબાએ અઝીઝ (વિદ્યાર્થીઓ)ને કુર્આન શરીફનો તર્જમો તથા મુખ્તસર તફસીર ઈબ્ને કસીરના સબકો પઢાવવાનો મોકો મળ્યો તો આ ઈરાદો વધુથી વધુ પાકો થતો ગયો. પરંતુ સૌપ્રથમ તો અલ્લાહપાકના મુબારક અને અઝમતવાળા કલામનો તર્જમો તથા તફસીર કરવાની હિંમત ન થઈ, કે ક્યાંક જરા સરખી ભૂલ અલ્લાહપાકની નારાઝગીનું કારણ ન બની જાય. તે છતાં એક વખત તફસીરે ઉસ્માની અને બયાનુલ્કુર્આનના બ્રેકેટ સાથે સૂરએ નબાનો ભાવાર્થ કર્યો અને ત્યાર બાદ તેને હઝ. મૌલાના અ.રહીમ સાદિક સા. રાંદેરીના તર્જમા તથા હાંશીયા સાથે મેળવ્યો તો એમ લાગ્યુ કે આ મહેનત તો હઝ. મૌલાના અ.રહીમ સા. કરી ચૂક્યા છે. તો પછી ઈરાદો બદલાય ગયો અને કામ ત્યાંથી જ પડતુ મૂક્યુ.

ત્યાર બાદ આ વર્ષે વલ્લભભાઈ વિદ્યાનગર-આણંદમાં સર્વ ધર્મ પુસ્કત મેળાનું આયોજન થયુ. તો ત્યાંના બે મુસ્લિમ નવયુવાનો ભરૂચ આવ્યા અને મારી સંપાદન થયેલ અમૂક કિતાબોની કિંમત આપી માંગણી કરી. મેં તેમને સહર્ષ મફત આપી. તે લોકોનો ત્યાર બાદ ફોન આવ્યો. તેમાં તેમણે ગુજરાતના સાંપ્રદાયિક વાતાવરણમાં એક ચોંકાવનારી વાત કરી કે, ''હમારી પાસે ઈસ્લામી બૂક સ્ટોલમાં આવનારા હિંદુ ભાઈઓની



સૌથી પહેલી અને વધુ સંખ્યામાં જે કિતાબની માંગ હતી તે કુર્આન શરીફના ગુજરાતી ભાષાંતરની હતી. એના માટે પોકેટ સાઈઝ કે નાના પુસ્તક સ્વરૂપે કાંઈ લખવામાં આવે.'' આ જ પ્રમાણે કેરાલાથી ઈસ્લામી દઅવતના પ્રચાર માટે આવેલા ઉલમાએ કિરામે મને કહ્યું કે, તેમણે સુરત શહેરમાં ગોકુળ આઠમના મેળામાં ઈસ્લામી બુક સ્ટોલ લગાડ્યો હતો. ત્યાં પણ હિંદુ ભાઈ-બહેનો વધુ પ્રમાણમાં કુર્આન શરીફનો ગુજરાતી-હિંદી અનુવાદ લેવા મોટી સંખ્યામાં આવતા હતા.

કેરાલાના ઉલમાએ કિરામ ગુજરાતના આવા વાતાવરણમાં કુર્આન શરીફની માંગ અને તલબ જોઈ ઘણા અચંબામાં પડી ગયા હતા. તેમણે પણ મને કહ્યું કે, સંપૂર્ણ કુર્આન શરીફનું ભાષાંતર કરતાં ફક્ત તૌહીદ અને દઅવતની આયતો રજુ કરવામાં આવે તો પણ ઘણો ફાયદો થશે. તો વિવિધ તફસીરોમાંથી દરેક સૂરતના વિષયોનો ટૂંકમાં ખુલાસો રજુ કર્યો છે. તથા અમૂક આયતોનો અર્થ લખ્યો છે. આયતોનો તર્જમો હઝરત મૌલાના અ.રહીમ સાદિક સા. (રહ.)ના તર્જમાને જ બુન્યાદ બનાવી તેમાં વ્યાકરણ તથા સાહિત્યને લગતો થોડો ફેરફાર તથા અમૂક શબ્દોનો આસાન અર્થ કરી રજૂ કર્યો છે.

હવે જો ફક્ત ગુજરાતી અર્થ સાથે કુર્આન શરીફ છપાવીએ તો પણ એક હજારથી વધુ પેજ થઈ જાય છે. અને તેમાં કુર્આન શરીફની બેહુરમતી થવાનો પણ ખતરો છે. બીજી તરફ મસ્અલાની રૂએ ફક્ત ગુજરાતી અર્થ છાપવો મુનાસિબ ન હતો. તો બીજી તરફ લોકોને તેનાથી સંપૂર્ણ અપરિચિત રાખવા પણ યોગ્ય ન હતા. માટે કુર્આન શરીફની દરેક સૂરતનો ટૂંકો વિષય પરિચય અને તેમાં વર્ણન કરેલ તૌહીદ, રિસાલત, અલ્લાહપાકના અપાર ઉપકારો-ઈનામો, આખિરત, જન્નત, જહન્નમ અને સફળતા, નિષ્ફળતા દર્શાવતી આયતો, ઉદાહરણો અને કિસ્સાઓને ટૂંકમાં વિવિધ શિર્ષકો આપી વર્ણન કરવામાં આવ્યા. જેથી કુર્આન શરીફનો બુન્યાદી હેતુ સમજમાં આવી જાય. અને માણસ ત્યાર બાદ સંપૂર્ણ કુર્આન શરીફ સમજવાની કોશિશ કરે. આ પ્રમાણે અમૂક આયતો લેવી અને અમૂક આયતો

છોડી દેવાથી દિલમાં વસવસો અને ડર તો છે જ, કે અલ્લાહપાક કાલે કિયામતના દિવસે આ સવાલ કરે કે, મારી આયતોમાં આ પ્રમાણે કાપકૂપ કરવાનો તને શું અધિકાર હતો ? તો કોઈ જવાબ આપી શકાય તેમ નથી. તથા કુર્આન શરીફ સંપૂર્ણ ત્રીસ પારાની શકલમાં લોકો માટે હિદાયત છે, ન કે અમૂક સૂરતો કે અમૂક આયતો. માટે સંપૂર્ણ કુર્આન અર્થ સાથે છાપવું જોઈએ.

આ વિશે ઘણો વિચાર કર્યા બાદ એ મુનાસિબ લાગ્યું કે, પુસ્તકનું નામ જ "પવિત્ર કુર્આન સાર" રાખવુ. જેથી વાંચનારને આ બાબતનો ખ્યાલ આવે કે આ સંપૂર્ણ કુર્આન શરીફનો અર્થ નથી, બલ્કે બુન્યાદી ઈસ્લામી અકીદાઓનું વર્ણન છે. આ ફક્ત લોકોને સંપૂર્ણ કુર્આન શરીફનો શોખ અને તલબ પેદા કરવા માટે જ રજુ કરવામાં આવ્યુ છે. અને અરબી પંક્તિ અનુસાર જે વસ્તુને સંપૂર્ણ પામી શકતા નથી. તેને બિલ્કુલ ન છોડી દેવી જોઈએ, બલ્કે જેટલા પ્રમાણમાં મેળવી શકાતી હોય, તેટલા પ્રમાણમાં મેળવવાની કોશિશ કરવી જોઈએ.

આ કિતાબ લખવાનો આશય એ છે કે, આપણા મુસ્લિમ ભાઈ-બહેનોમાં કુર્આન શરીફની તિલાવત તથા તેના સહીહ ભાવાર્થ સમજવાની તલબ દિવસે દિવસે ઓછી થતી જાય છે. તો આ પ્રમાણે કુર્આન સારાંશથી તેમના દિલમાં અસલ કુર્આન શરીફની મુહબ્બત અને તેને સમજવાની તલબ પેદા થાય. સાથે ગેર મુસ્લિમ ભાઈઓને પણ કુર્આન શરીફના વિષયોની ટૂંકી સમજ મળી જાય. જેથી આ સારાંશ સંપૂર્ણ ભાવાર્થ સમજવા માટેની ભૂખ જગાડે. અને તેના માટે પ્રેરકબળ બને. **આમીન બિહુરમતિ સય્યિદિલ્મુરસલીન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ.**





# સર્વ શક્તિમાન ફક્ત એક અલ્લાહપાકની ઝાત

અલ્લાહ તઆલાએ માનવીને જ્યારનો ધરતી પર વસવાટ માટે ઉતાર્યો, ત્યારથી જ ધરતી આકાશ વગેરે તેની સમક્ષ કુદરતી રચના સ્વરૂપે પોતાના વાંચન માટે ખુલ્લા પુસ્તક સમાન છે. છતાં ક્યા કારણો છે, જે વિજ્ઞાનની પ્રગતિમાં અવરોધરૂપ બન્યા ? આનું મુખ્ય કારણ શિર્ક અને પ્રાચીનકાળનો અનેકેશ્વરવાદ છે. શિર્ક રૂકાવટ હતો કે માનવી નેચરનું વાંચન કરી તેની શક્તિને પામી પોતાના લાભ માટે તેને વાપરે.

ધરતીથી લઈ આકાશ સુધી જે વસ્તુ સાથે નફા–નુકસાનનો સબંધ લાગ્યો, માનવીએ તેની પૂજા કરવાનું શરૂ કર્યું. આ પૂજા ઈસ્લામથી પહેલાં દરેક યુગમાં પોતાના વર્ચસ્વ સાથે કાયમ રહી.

પ્રો. આર્નલ્ડ ટોઈનબી આ વાતનો સ્વીકાર કરે છે કે, સૃષ્ટિપૂજાના યુગનો સૌથી પ્રથમ અંત લાવી, એકેશ્વરવાદની માન્યતાએ માનવીને આ બુધ્ધિ અર્પણ કરી કે, સૃષ્ટિ એ સર્જક નથી. બલ્કે ફક્ત એ મહાન સર્જકની રચના છે. તે પૂજવા માટે નહીં, બલ્કે માનવીના લાભ માટે સર્જવામાં આવી છે.

એકેશ્વરવાદની માન્યતા દરેક યુગમાં આવનાર અલ્લાહપાકના નબીઓએ માનવી સુધી પહોંચાડી, પરંતુ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પહેલાં કોઈપણ યુગ એવો નથી આવ્યો, જેમાં આટલો મોટો જનસમૂદાય એકેશ્વરવાદને માની લે. અને તેના સિધ્ધાંતો ઉપર માનવસમાજમાં જબરદસ્ત ક્રાંતિ લાવે. આજ કારણસર માનવી તૌહીદના વાસ્તવિક ફળનો ઈસ્લામ પહેલા સ્વાદ મેળવી શક્યો નહીં. આગલા પયગમ્બરોના અનુયાયીઓ તેમના લાવેલ એકેશ્વરવાદને સાચવી ન શકયા. જેમકે હઝરત ઈસા અલયહિસ્સલામે નિર્મલ અને શુદ્ધ એકેશ્વરવાદનું શિક્ષણ આપ્યું, પરંતુ આપના અનુયાયીઓએ સમય જતાં આપને જ ખુદા (સર્જક) સમજવા માંડયા. આ શિર્ક અને અનેકેશ્વરવાદની માન્યતાઓ વિભિન્ન કારણોસર વિજ્ઞાનની પ્રગતિમાં આડરૂપ બની.





જમીન અને આસ્માન ઉપર ફકત અને ફકત પોતાની અપાર શકિત વડે હુકૂમત ચલાવનાર મહાન અલ્લાહપાકે પોતાના પાક પવિત્ર કુર્આન શરીફમાં વિવિધ જગ્યાએ અને વિભિન્ન પ્રકારે પોતાની મહાન શકિતનું વારંવાર વર્ણન કરી મનુષ્ય અને તેના સાધનોની કમજોરીનો પણ ઉલ્લેખ કર્યો છે.

એક જગ્યાએ ફરમાવ્યું, અને (હે સાંભળનાર માનવી !) જો અલ્લાહ તઆલા તને કોઈ તકલીફ પહોંચાડે, તો તે તકલીફને તેમના સિવાય કોઈ જ દૂર કરનાર નથી, અને જો તે તને કોઈ ભલાઈ પહોંચાડે તો તેને પણ કોઈ રોકનાર નથી. કારણ કે તે દરેક વસ્તુ પર સંપૂર્ણ શકિત ધરાવનાર છે, અને તે જ પોતાના બંદાઓ પર (દરેક રીતે) સત્તાવાન છે. અને સંપૂર્ણ ખબર રાખનાર છે. *[સૂ. અન્આમ : ૧૭/૧૮]*

કુર્આન શરીફમાં અલ્લાહપાકે ફરમાવ્યું છે કે, તમને બહુ જ થોડું (લીમીટેડ) જ્ઞાન આપવામાં આવ્યું છે. *[સૂરએ બની ઈસ્રાઈલ]*

અલ્લાહ તઆલા જ દરેક વસ્તુનો પેદા કરનાર અને તે જ દરેક વસ્તુનો રક્ષક છે. આકાશો અને પૃથ્વીની ચાવીઓ તેની જ પાસે છે. અને જેમણે અલ્લાહ તઆલાની આયતોનો ઈન્કાર કર્યો છે, તે લોકો જ અતિ નુકસાનમાં રહેશે. *[સૂ. ઝુમર : ૬૨/૬૩]*

માણસનું કાર્ય તો એટલું જ હતું કે, તે જમીન ખેડીને તેમાં વાવેતર કરી નાંખે, પરંતુ કોણ છે, જેણે આ નાનકડા બીજમાં એવો પ્રોસેસિંગ પ્લાન્ટ ફીટ કર્યો કે, તેમાંથી અંકુરો ફૂટી નીકળ્યા ? કોણ છે, જેણે માટીના દળદાર પડળોમાં તે અંકૂરોને પોષ્યા ? અને તેને એવી શક્તિ આપી કે તે પોતાના કમજોર શરીરની લચકદાર અણીથી જમીનનું પેટ ચીરીને દેખાય, અને એક લહેરાતી ખેતીમાં પરિવર્તિત થઈ જાય. પછી કોણ છે, જેણે તેની ઉપર ચંદ્ર તથા સૂર્યના કિરણો પાથર્યા ? તેને મસ્તીભર્યા પવનનો સંસર્ગ પૂરો પાડયો. તેની ઉપર વાદળોના શામિયાણા તાણી તેને બળી જવાથી બચાવી લીધું, અને તેના પર કૃપાની વર્ષા વરસાવી, તેના ઉછેરની ગતિ ઝડપી બનાવી. ત્યાં સુધી કે એક ખેતરમાં હજ્જારો કણસલાઓ, ડુંડાઓ અને એક એક ડુંડામાં



હજારો દાણાઓ અસ્તિત્વમાં આવી ગયા ? કુર્આન શરીફ આ હકીકત પ્રતિ નિર્દેશ કરતાં કહે છે કે, "બતાવો તો ખરા, કે જે કાંઈ તમે જમીનમાં વાવો છો, તેને તમે ઉગાડો છો કે અમે ઉગાડીએ છીએ ?" *[વાકિઅહ્ : ૬૩/૬૪]*

પોતાની શકિતનો ઉલ્લેખ કરતાં ફરમાવે છે કે, "અને ગૈબ (ના ખઝાના)ની સઘળી ચાવીઓ અલ્લાહપાક પાસે જ છે. જેને તેમના સિવાય કોઈ જાણતું નથી, અને તે જમીન અને પૃથ્વીમાંની તમામ વસ્તુઓને જાણે છે. અને કોઈ પાંદડું ખરતું નથી, પરંતુ તેને પણ તે જાણે છે. અને જમીનના અંધારાઓમાં કોઈ દાણો (પડતો) નથી, તેમજ કોઈ લીલી કે સૂકી વસ્તુ એવી (પડતી) નથી, પરંતુ તે સ્પષ્ટ કિતાબ (લવહે મહફૂઝ)માં (લખાયેલી) છે. *[સૂ. અન્આમ : ૫૯]*

અને પોતાના પાલનહારથી એક રજકણ બરાબર પણ (કોઈ વસ્તુ) છુપી રહેતી નથી. ન પૃથ્વીમાં અને ન આકાશમાં. અને કોઈ વસ્તુ એથી નાની કે મોટી (એવી) નથી, જે સ્પષ્ટ કિતાબ (લવહે મહ્ફૂઝ)માં (લખાયેલી) ન હોય. *[સૂ. યુનુસ : ૬૧]*

અને લોકોએ તે (અલ્લાહ)ના સિવાય બીજા એવા મઅબૂદ બનાવી લીધા, કે જે કંઈ વસ્તુ પેદા કરી શકતા નથી. અને (બલ્કે) તેઓ ખુદ પેદા કરવામાં આવ્યા છે. અને તેઓ પોતાની ઝાત માટે કોઈ નુકસાન (દૂર કરવાના)ના માલિક નથી, કે નથી કોઈ ભલાઈના (માલિક), અને કોઈના મરણના માલિક નથી, કે નથી જીવનના, કે નથી (કોઈને કિયામતમાં) ફરી સજીવન કરવાના. *[સૂ. ફુર્કાન : ૩]*

માનવી પોતાના શરીરની રચના અને માથાથી પગ સુધીના બધા અવયવોની કાર્યપધ્ધતિ ઉપર વિચાર કરશે, તો એને અલ્લાહ તઆલાની કુદરતની આશ્રર્યજનક નિશાનીઓ માલૂમ પડશે. સાથે પોતાની લાચારી અને મોહતાજીનો પણ એહસાસ થશે.

અત્રે હમો રીડર ડાયજેસ્ટના હવાલાથી માનવીના આંતરિક શરીર તથા પૃથ્વી અને સૂર્યમંડળની રચના વિશે થોડીક માહિતી આપીએ છીએ. જેથી

અલ્લાહ તઆલાની રહમતો અને નેઅમતોનો ખ્યાલ કરી ઈન્સાન અલ્લાહ તઆલા તરફ લાગી જાય.

માણસના શરીરમાં અલ્લાહપાકે સંદેશાના આપ–લેની એક ઉત્તમ વ્યવસ્થા કરેલી છે, જેને *(Nervous System)* જ્ઞાનતંતુ કહેવામાં આવે છે. આ પ્રોગ્રામ હેઠળ દિવસ–રાતમાં કરોડો સંદેશાની આવન–જાવન થાય છે, જેમાં હૃદયના ધબકારાથી લઈ શરીરના દરેક નાના–મોટા અવયવને વિભિન્ન પ્રકારના આદેશો અપાય છે.

આ વ્યવસ્થાનું કેન્દ્ર માણસનું મગજ છે. જેમાં લગભગ એક હજાર મીલીયન *(Nerve Cells)* જ્ઞાનકોષો છે, દરેક કોષોમાંથી ઘણાં જ બારીક તાર નીકળી પૂરા શરીરમાં ફેલાયેલા છે. જેને *(Nerve fibers)* જ્ઞાનતંતુ કહે છે. આ બારીક તંતુ ઉપર ખબર લાવવા–લઈ જવાની એક વ્યવસ્થા છે. જે લગભગ એક કલાકના ૭૦ માઈલની ઝડપે દોડતી રહે છે. આ મજ્જાતંતુ (સ્નાયુઓ) વડે આપણે ચાખીએ, સાંભળીએ તથા જોઈએ (નિહાળ્યે) છીએ. આપણી જીભમાં ત્રણ હજાર સ્વાદની કણિકાઓ *(Teste Buds)* છે. જેમાંથી દરેક અલગ બારીક તાર વડે દિગામથી સંકળાયેલો છે. એના વડે જ આપણે દરેક પ્રકારના સ્વાદની મજા માણીએ છીએ. કાનમાં એક લાખ શ્રવણખાના છે. તે ખાનાઓ દ્વારા એક અત્યંત સૂક્ષ્મ કાર્ય વડે આપણા દિમાગ સુધી અવાજ જાય છે, અને દિમાગ સાંભળે છે. દરેક આંખમાં ૧૩૦ મિલિયન *(Light receptors)* પ્રકાશગ્રહણ કક્ષાબિંદુઓ હોય છે, જે પહોંચાડે છે. આપણા શરીરની બધી જ ચામડીઓમાં ચેતનતંતુઓની એક જાળ પથરાયેલી છે. જ્યારે કોઈ ગરમ વસ્તુ ચામડી સમક્ષ લાવવામાં આવે છે, ત્યારે લગભગ ત્રીસ હજાર ગરમ ખાનાઓ તેને મેહસૂસ કરી તરત જ દિમાગને તેની ખબર આપે છે. એ જ પ્રમાણે ચામડીમાં બે લાખ પચાસ હજાર ખાનાઓ ઠંડી મેહસૂસ કરે છે, અને જ્યારે કોઈ ઠંડી વસ્તુ શરીર સાથે સ્પર્શ થાય છે, તો દિમાગ અઢી લાખ ખાનાઓની ખબરોથી ભરાઈ જાય છે. અને તરત જ દિમાગ તેને લઈ પૂરા શરીરને ધ્રુજારી આપે છે. શરીરની નસો ફેલાઈ જાય છે, તરત જ વધારાનું લોહી તે નસોમાં દોડીને આવી જાય છે. જેથી શરીરને વધારે ગરમી

મળે. જો આપણે અસહ્ય ગરમીથી પિડાતા હોઈએ તો ગરમીનું જાસૂસી તંત્ર તરત જ દિમાગને તેની ખબર આપે છે. અને ત્રણ મિલિયન પસીનાની ગ્રંથિઓ *(Glands)* ઠંડો રસ પસીના મારફતે બહાર કાઢવાનું શરૂ કરી આપે છે.

આપણી પૃથ્વી પોતાની ધરી ઉપર એક કલાકના હજાર માઈલની ઝડપથી ચોવીસ કલાકમાં એક ચક્કર પુરો કરે છે. થોડીવાર માટે કલ્પના કરો કે જો તેની ઝડપ કલાકના બસો (૨૦૦) માઈલ થઈ જાય, તો આપણા દિવસ–રાત (હાલના ૨૪ કલાકથી વધીને) ૨૪૦ કલાકના એટલે કે દસ ઘણા લાંબા થઈ જાય, અને તેને લઈ ઉનાળામાં દરેક પ્રકારની શાકભાજી અને વનસ્પતિ સુર્યની ૧૨૦ કલાકની લગાતાર ગરમીને લઈ બળીને ભસ્મ થઈ જાય. અને જે બચી જાય તે શિયાળાની કડકડતી ઠંડીના ૧૨૦ કલાકમાં હિમવર્ષાથી બળી જાય.

સૂર્ય પૃથ્વીથી નવ કરોડ ત્રીસ માઈલ દૂર છે. આ અંતર ઘણુ જ મહત્વનું છે. કારણ કે આ અંતર અડધુ થઈ જાય અને સૂર્ય પૃથ્વીથી નજીક થઈ જાય, તો પૃથ્વી ઉપર એટલી ગરમી વધી જાય કે તેનાથી પેપરો, કાગળો વગેરે બારીક વસ્તુઓ સળગવા માંડે. અને જો આ અંતર ડબલ થઈ સૂર્ય ૧૮ કરોડ ૬૦ લાખ માઈલ દૂર થઈ જાય, તો આપણા વાતાવરણમાં એટલી ઠંડી પ્રસરી ઉઠે કે જીવન જીવવું અસહ્ય થઈ જાય.

પૃથ્વી ૨૩ ડીગ્રીનો વ્યાસ બનાવી વાતાવરણમાં થોડી નમેલી–જુકેલી છે. આ નમાવ આપણને શિયાળો, ઉનાળો અને ચોમાસાની ઋતુઓ આપે છે. એના કારણે પૃથ્વીનો વધુ ભાગ આબાદ છે, અને ખેતીવાડી થાય છે. જો પૃથ્વી આ પ્રમાણે નમેલી ન હોત તો ઉત્તર અને દક્ષિણ ધ્રુવ ઉપર હંમેશા અંધારુ છવાયેલુ રહેત. મહાસાગરોની બાફ અને ધુમાડા ઉત્તર અને દક્ષિણ તરફ થઈ પૃથ્વી ઉપર ફકત બરફ બજાવત અથવા તો રેતીના રણ ઉત્પન્ન કરત. આ પ્રમાણે ઘણા વિકટ પ્રશ્નો ઉપસ્થિત થઈ પૃથ્વી ઉપર આપણુ જીવન અશકય બનાવી આપત.



પૃથ્વીનું ઉપરી પડ ફકત દસ (૧૦) ફૂટ મોટું હોય, તો વાતાવરણમાં ઓકસીજનનું પ્રમાણ શૂન્ય થઈ સજીવ વસ્તુઓના જીવનને અશકય બનાવી આપત. આ જ પ્રમાણે મહાસાગરો અમુક ફૂટ ઉંડા હોત તો તે કાર્બન-ડાયોક્સાઈડ અને ઓકસીજનને વાતાવરણમાંથી ખેંચી પોતાના અંદર લઈ લેતે, જેથી પૃથ્વીની ઉપર કોઈ ઝાડ–ફૂલ અને વનસ્પતિ સજીવ ન રહેત.

પૃથ્વી ઉપરના વાતાવરણમાં છ પ્રકારની ગેસો છે. જેમાં નાઈટ્રોજન લગભગ ૭૮ ટકા, ઓકસીજન ૨૧ ટકા અને બાકીની ગેસ ઘણા ઓછા પ્રમાણમાં છે. આ દરેકનું અલગ–અલગ અને વિભિન્ન પ્રકારે મળી રહેવુ આપણા અસ્તિત્વ માટે અત્યંત જરૂરી છે. કોઈ એક પણ ઓછી વત્તી થવાથી પૃથ્વીના બધા જ સજીવોના અસ્તિત્વ માટે ગંભીર ખતરા પેદા કરી શકે છે.

જે અલ્લાહ તઆલા આપણા શરીરથી લઈ બ્રહ્માંડની આટલી વિશાળ મંડળને આટલી ચોકસાઈ અને બારીકીથી વ્યવસ્થિત રીતે સંભાળી રહ્યા છે. જેમાં રજમાત્ર ફર્ક પડવાથી સજીવોનું જીવન અસ્વવ્યસ્ત થઈ શકે છે, તે કેટલા મહાન શકિતમાન હશે ! તેમનું દરેક કામ કેટલું હિકમત, ભેદ અને મર્મવાળુ હશે, તેને માનવી પોતાની મર્યાદિત બુધ્ધિથી સમજી શકતો નથી. છતાં અલ્લાહ તઆલાની આ વિશાળ વ્યવસ્થા ઉપર આંગળી ચીંધી પોતાની બુધ્ધિનું પ્રદર્શન કરી રહ્યો છે.

## ❋ બધા ધર્મોનું મૂળ એક જ ❋

જ્યારે બધા જ માનવીઓના રબ (પાલનહાર) અને બાપ (હઝ. આદમ અલૈ.) પણ એક જ છે, તો તેનો સ્વભાવિક તકાદો છે કે, સઘળા માનવીઓનો અસલ ધર્મ પણ એક જ હોય. આ ધર્મ લઈને સૌથી પહેલા માનવી હઝરત આદમ અલૈહિસ્સલામ આ ધરતી ઉપર ઉતર્યા. ત્યારબાદ માનવીઓના માર્ગદર્શન માટે લગાતાર અલ્લાહ તઆલા તરફથી પોતાના નબીઓ (મહાપુરૂષો)ને મોકલવામાં આવ્યા. આ પ્રમાણે હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સુધી એક લાખથી વધુ રસૂલો અને નબીઓનો સિલસિલો ચાલુ રહ્યો. આ બધા જ નબીઓ અને રસૂલોએ એક વાતનું ખાસ



શિક્ષણ આપ્યુ કે, એક અલ્લાહપાકને જ સર્વશક્તિમાન માની તેની જ ઈબાદત (ઉપાસના) કરવામાં આવે. આ આવનાર નબીઓએ વારંવાર એલાન કર્યુ કે, અમે પણ તમારી જેમ અલ્લાહપાકના બંદા છે, પોતે પૂંજવાના લાયક નથી, ન સ્વયં (પોતે) ઈશ્વર છીએ. અને ન ઈશ્વર અમારા રૂપમાં ઉતર્યા છે. આ એક અંધવિશ્વાસ અને મહા પાપ છે. આ જ અંધવિશ્વાસે સર્વશક્તિમાન અલ્લાહપાકની પૂજાથી હટાવી મનુષ્યને મૂર્તિ પૂજા તરફ ધકેલી દીધો.

એક સર્વશક્તિમાન અલ્લાહપાકને માનનારા અને અનેક ખુદાઓમાં અલ્લાહ તઆલાની ખુદાઈને વહેંચનારાઓ બરાબર નથી થઈ શકતા. કુર્આને પાકમાં અલ્લાહપાકે એક દાખલો આપી સમજાવ્યું કે, હે જગતભરના મનુષ્યો ! એક ઉદાહરણ આપવામાં આવે છે, તેને ધ્યાનથી સાંભળો. જે (મઅબૂદો)ને તમે અલ્લાહપાકને છોડીને પોકારો છે, તે સૌ ભેગા થઈને એક (નાની સરખી) માખી પણ પેદા કરવા ચાહે તો પેદા કરી શકતા નથી. [ચાહે બધા જ મઅબૂદો એકબીજાની મદદ માટે ભેગા થઈ જાય.] અને જો માખી તેમની પાસેથી કોઈ વસ્તુ ઝૂંટવી લઈ જાય, તો તેઓ આ વસ્તુને બચાવી પણ શકતા નથી. માંગનાર પણ નિર્બળ અને જેનાથી (મૂર્તિ) માંગવામાં આવે છે, તેઓ પણ નિર્બળ, કમજોર અને અશક્ત છે. આ લોકોએ અલ્લાહપાકની કદર જ ન જાણી, જેવી રીતે જાણવી જોઈએ. હકીકત એ છે કે, શક્તિશાળી અને ઈઝઝતવાળો તો અલ્લાહપાક જ છે. *[સૂ. હજ્જ : ૭૩–૭૪]*

આ નબીઓ અને રસૂલો અલ્લાહપાક તરફથી દરેક દેશ, ક્ષેત્ર અને કૌમોમાં અલગ અલગ યુગમાં આવતા રહ્યા. આ બધા જ તથા તેમના ઉપર ઉતરનાર કિતાબો સર્વે સાચા હતા. અને આ બધાએ જ ફક્ત એક અલ્લાહ તઆલાને માનવા તથા ફક્ત તેની જ ઈબાદત તથા તેની મરજી પ્રમાણે જ જીવન ગુઝારવાનો આદેશ આપ્યો. તેમના સાચા હોવાનો પુરાવો જ એ છે કે, તેમણે કદી પોતાની ઈબાદત કરવાનો કોઈને આદેશ નથી આપ્યો. બલ્કે તેમણે જણાવ્યું કે, સૌથી મોટું પાપ એ જ છે કે, માનવી અલ્લાહપાક સિવાય બીજાને પૂજે.

ઉપરોક્ત ઈસ્લામી દ્રષ્ટિકોણ પ્રમાણે સઘળા નબીઓનો એક જ ધર્મ (ઈસ્લામ) છે. માનવીઓએ પોતાની રીતે અલગ નામો, અલગ શ્રધ્ધાઓ, ગલત માન્યતાઓ તથા પોતાની મનેચ્છાઓના આધારે તેના સ્વરૂપો બદલી નાંખ્યા. અને આ ઈસ્લામી દ્રષ્ટિકોણના આધારે જ કુર્આન શરીફ પણ ફક્ત મુસ્લિમોનું ધર્મપુસ્તક નથી, બલ્કે સઘળા ઈન્સાનોનું પુસ્તક છે. એટલા જ માટે કુર્આન શરીફમાં ફક્ત મુસ્લિમોને સંબોધન નથી કર્યું, બલ્કે વારંવાર **'યા અય્યુહન્નાસ** અર્થાત્ હે માનવીઓ ! તથા **'યા ઈબાદી** હે મારા બંદાઓ ! ના સામાન્ય શબ્દો વાપર્યા છે. માટે કોઈને પણ એ અધિકાર નથી કે, તે કુર્આન શરીફને તથા ઈસ્લામને પોતાનો પ્રાયવેટ ધર્મ સમજે. બલ્કે ઈસ્લામ સઘળા માનવીઓની સંયુક્ત પૂંજી છે. દરેકને અધિકાર છે કે, અલ્લાહપાકની સાચી ઓળખ પામવા કુર્આન શ. તથા ઈસ્લામી તઅલીમને સમજવાની યથાશક્તિ પ્રમાણે કોશિશ કરે. અને જે વ્યક્તિ પહેલાથી જન્મજાત ઈસ્લામ ઉપર કાયમ હોય, તેનો ફર્જ બને છે કે, તે આ સંયુક્ત પૂંજીને અલ્લાહપાકના બીજા બંદાઓ સુધી પહોંચાડે.

અને હવે જ્યારે બધા ધાર્મિક પુસ્તકોમાં માનવી તરફથી શાબ્દિક અને ભાવાર્થિય ફેરફારો થઈ ગયા છે, જેનો સ્વીકાર દરેક ધર્મના સાચા ઈતિહાસકારો તથા ધાર્મિક વિદ્વાનોએ કર્યો છે. તથા તે નબીઓ અને રસૂલોની સાચી તઅલીમ પણ સુરક્ષિત નથી, તેનો ખ્રિસ્તી તથા યહૂદી વિદ્વાનો પણ સ્વીકાર કરી ચૂકયા છે. ત્યારે કુર્આન શરીફ અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈતિહાસ તથા વિજ્ઞાનની કસોટીએ સંપૂર્ણ પાર ઉતર્યા છે. કુર્આન સૌથી વધુ સુરક્ષિત અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું શિક્ષણ પણ ગવાહીઓના પ્રમાણભૂત આધારોથી સંપૂર્ણ સુરક્ષિત રીતે આપણા સમક્ષ મૌજૂદ છે.

જ્યારે અલ્લાહપાકની અપાર રહમત અને શફકતને લઈ એક જ કિતાબ અને એક જ રસૂલ મોકલવા કાફી લાગ્યા, તો તેણે માનવ વસ્તીના બિલ્કુલ વચમાં (અરબસ્તાન) પોતાના છેલ્લા રસૂલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને છેલ્લી કિતાબ લઈ મોકલ્યા. અને બધા જ આગલા

નબીઓએ પોતાના અનુયાયીઓને તેની ખબર પણ આપી દીધી હતી. જેમકે બાઈબલમાં ફારકલિત તથા વેદ અને પુરાણોમાં તેનું વર્ણન મહામદ, અંતિમ અવતાર, જગત્પતિ, કલ્કિ અવતાર, વગેરે શબ્દોથી છે.

## મૂર્તિ પૂજાનો આરંભ :

આવા બધા પયગમ્બર અને તેમના અનુયાયીઓ મનુષ્યો હતા. તેમને મૃત્યુ આવવાનું હતુ (જેને મૃત્યુ નથી તે માત્ર ખુદા છે). નબી અથવા રસૂલના મૃત્યુ પછી તેમના અનુયાયીઓને તેમની યાદ આવી અને તેઓ તેમના દુ:ખમાં બહુ રડતા હતા. શયતાનને મોકો (અવસર) મળી ગયો. તે મનુષ્યનો દુશ્મન છે. અલ્લાહપાકે મનુષ્યની પરીક્ષા માટે તેમને ભટકાવવા અને ખોટી વાતો તેમના હૃદયમાં નાખવાની શયતાનને શક્તિ આપી છે. જેથી ખબર પડે કે, કોણ તે જન્મ આપવાવાળા માલિકને સ્વીકારે છે અને કોણ શયતાનને સ્વીકારે છે.

શયતાન લોકોની પાસે આવ્યો અને કહ્યું કે, તમને પોતાના નબીથી બહુ પ્રેમ છે. મૃત્યુ પછી તે તમારાથી ગાયબ (અદશ્ય) થઈ ગયા છે. એટલે હું તમને તેમની મૂર્તિ બનાવી આપું છું. તેને જોઈને તમે સંતુષ્ટ થઈ શકો છો. શયતાને મૂર્તિ બનાવી. જ્યારે તેમની ઈચ્છા થતી, ત્યારે તે તેને જોતા રહેતા હતા. ધીરે ધીરે આ મૂર્તિનો પ્રેમ તેમના હૃદયમાં ઉતરી ગયો, તો શયતાને કહ્યું કે, જો તમે આ મૂર્તિ આગળ માથુ નમાવશો, તો આ મૂર્તિમાં અલ્લાહપાકને મેળવશો. મનુષ્યના હૃદયમાં મૂર્તિ માટે માન પહેલાંથી જ ઘર કરી ચૂક્યુ હતું. એટલા માટે તેમણે મૂર્તિની આગળ માથુ નમાવવાની અને પૂજા કરવાની શરૂઆત કરી દીધી અને આ મનુષ્ય જેના પૂજવા યોગ્ય માત્ર એક અલ્લાહપાક જ હતા, તે મૂર્તિઓને પૂજવા લાગ્યો અને શિર્કમાં ફસાઈ ગયો. (શિર્ક એટલે અલ્લાહપાકની જાતમાં કોઈને શરીક (શામેલ) કરવું)

આ સમસ્ત સંસારનો સરદાર (મનુષ્ય) જ્યારે પથ્થર કે માટીની આગળ નમવા લાગ્યો, તો તે બેઈઝઝત થયો અને માલિકની દષ્ટિ (નજર)માંથી પડી ગયો અને હંમેશ માટે નર્ક (જહન્નમ)નું બળતણ બની ગયો. તે પછી

અલ્લાહપાકે પાછા પોતાના પયગમ્બર મોકલ્યા. જેઓએ લોકોને મૂર્તિપૂજા અને અલ્લાહપાક સિવાય બીજાની પૂજાથી રોક્યા. કેટલાક લોકો તેમની વાત માનતા રહ્યા તથા કેટલાક લોકોએ તેમની અવગણના કરી. જે લોકોએ માન્યુ હતું, અલ્લાહ તઆલા તેમનાથી પ્રસન્ન થયા. અને જે લોકો તેમના ઉપદેશોની અવગણના કરતા, તેમના માટે આસ્માનથી વિનાસના ચૂકાદા કરવામાં આવતા.

## રસૂલોનું શિક્ષણ :

એક પછી એક નબી અને રસૂલ આવતા રહ્યા. તેમના ધર્મનો આધાર-સ્તંભ એક રહેતો. તેઓ એક ધર્મની તરફ બોલાવતા કે એકને સ્વીકારો, કોઈને પણ તેના વ્યક્તિત્વ અને ગુણોમાં ભાગીદાર ન બનાવો, તેની પૂજામાં કોઈને ભાગીદાર ન કરો, તેના બધા રસૂલોને સાચા જાણો, તેના ફરિશ્તાઓ (દૂતો)ને જે તેની પવિત્ર મખ્લૂક છે, ન ખાય છે, ન પીએ છે, દરેક કાર્યમાં માલિકની આજ્ઞાપાલન કરે છે, સાચા જાણો. તેણે પોતાના ફરિશ્તાના માધ્યમથી જે વાણી મોકલી અથવા ગ્રંથ ઉતાર્યા છે, તે બધાને સાચા માનો. મૃત્યુ પછી બીજીવાર જીવન મેળવીને પોતાના સારા-નરસા કાર્યોનો બદલો મેળવવાનો છે તેના પર શ્રધ્ધા રાખો. અને આ પણ માનો કે, ભાગ્ય સારૂ છે કે બુરૂ, તે માલિક તરફથી છે અને હું આ સમયે જે શરીઅત (ધાર્મિક કાનૂન) અને જીવન ગુજારવાનો તરીકો લઈને આવ્યો છું, એનું પાલન કરો.

અલ્લાહપાકના જેટલા નબી અને રસૂલ આવ્યા, બધા સાચા હતા. અને તેમના પર જે ધાર્મિક ગ્રંથ ઉતર્યા તે બધા સાચા હતા. તે બધા પર આપણું ઈમાન (શ્રધ્ધા) છે. અને આપણે તેનામાં અંતર નથી કરતા. સત્યતાનું ત્રાજવું આ છે કે, જેમણે એકને માનવાની તરફ આમંત્રિત કર્યા હોય, અને જેમના શિક્ષણમાં એક માલિકને ત્યજીને બીજાની પૂજા કરવાની અથવા પોતે તેમની પૂજા કરવાની વાત ન હોય, જે મહાપુરૂષોને ત્યાં મૂર્તિપૂજા અથવા અનેકેશ્વરવાદનું શિક્ષણ હોય, તે રસૂલ નથી અથવા તેમના શિક્ષણમાં અદલ-બદલ થઈ ગયુ છે. હઝરત મુહમ્મદ (સલ.) પૂર્વેના તમામ (બધા) રસૂલોના

શિક્ષણમાં ફેરબદલી કરી નાંખવામાં આવી છે. અને અમુક ગ્રંથોને પણ બદલી નાંખવામાં આવ્યા છે.

## અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) :

આ એક મોંઘેરૂ સત્ય છે કે, દરેક આવવાવાળા રસૂલ અને નબી દ્વારા અને તેમના ગ્રંથો દ્વારા એક છેલ્લા નબીની ભવિષ્યવાણી અપાઈ છે. અને આ કહેવામાં આવ્યુ છે કે, તેમના આવ્યા પછી અને તેમને જાણી લીધા પછી બધા પ્રાચીન કાનૂનો ત્યજીને તેમની વાત માનવી જોઈએ અને તેમના દ્વારા લાવવામાં આવેલા ગ્રંથ અને ધર્મ પર ચાલવું જોઈએ. આ પણ ઈસ્લામની સત્યતાનું પ્રમાણ છે કે, ગ્રંથોમાં અત્યંત ફેરબદલીના પછી પણ તે માલિકે છેલ્લા રસૂલ આવવાની ખબરને બદલવા ન દીધી. જેથી કોઈ આ નહીં કહી શકે કે અમને ખબર ન હતી. વેદોમાં તેનું નામ નરાશંસ, પ્રાચીન ગ્રંથોમાં કલ્કિ અવતાર, બાઈબલમાં ફારક્લીટ અને બૌદ્ધ ગ્રંથોમાં છેલ્લે બુધ્ધ વગેરે લખવામાં આવ્યુ છે.

આ ધાર્મિક ગ્રંથોમાં હઝ. મુહમ્મદ (સલ.)નું જન્મ સ્થાન, જન્મ તિથિ, સમય અને ઘણા વાસ્તવિક લક્ષણ પહેલાથી બતાવવામાં આવ્યા હતા.

## હઝરત મુહમ્મદ (સલ.)નો જીવન પરિચય :

આજથી લગભગ સાડા ચૌદસો વર્ષ પહેલાં અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.)એ સાઉદી અરબિય્યહના મક્કા શરીફમાં જન્મ લીધો. તેમના કેટલાક માસ પહેલા તેમના પિતાનું અવસાન થયુ હતું. માતા પણ બહુ વધારે જીવિત ન રહ્યા. પહેલા દાદાએ અને તેમના અવસાન પછી કાકાએ તેમની પરવરિશ કરી. સંસારમાં સૌથી જુદા આ મનુષ્ય આખા મક્કા નગરની આંખોનો તારો બની ગયા. જેમ જેમ તેઓ મોટા થતા ગયા તેમની સાથે લોકોનો પ્રેમ વધતો ગયો. આપને સાચા અને ઈમાનદાર કહેવા લાગ્યા. લોકો પોતાની કિંમતી વસ્તુઓ આપની પાસે રાખતા. પોતાના પરસ્પરના ઝઘડાઓનો ચૂકાદો કરાવતા. કઅબા, જે મક્કા શરીફમાં અલ્લાહપાકનું પવિત્ર ઘર છે, તેને બીજીવાર બનાવવામાં આવી રહ્યુ હતું,

તેની એક દીવાલના ખૂણામાં એક પવિત્ર પથ્થર છે, જ્યારે તેના સ્થાન પર સ્થાપિત કરવામાં આવ્યો તો તેની પવિત્રતાને કારણે મક્કાના બધા જ વંશજો અને સરદારોની ઈચ્છા હતી કે, આ પવિત્ર પથ્થર સ્થાપિત કરવાનો અધિકાર તેમને જ મળે. એના માટે તલવારો નીકળી આવી. ત્યારે જ એક બુધ્ધિવાન મનુષ્યે નિર્ણય કર્યો કે, જે સૌથી પહેલો મનુષ્ય અહીં કઅબામાં આવશે, તે જ તેનો ચૂકાદો લાવશે. બધા જ તૈયાર થઈ ગયા. તે દિવસે સૌથી પહેલા આવવાવાળા હઝરત મુહમ્મદ (સલ.) હતા. બધા જ એકી અવાજે બોલ્યા : વાહ, વાહ ! અમારી વચ્ચે સાચો અને ઈમાનદાર આદમી આવી ગયો છે, અમે બધા ખુશ છીએ.

હઝરત મુહમ્મદ (સલ.)એ એક ચાદર બિછાવી અને તેમાં તે પથ્થર મૂકીને કહ્યું કે, દરેક કુટુંબનો સરદાર ચાદરનો એક કિનારો (છેડો) પકડીને ઉઠાવે. જ્યારે પથ્થર દીવાલ સુધી પહોંચી ગયો તો પોતે પોતાના હાથોથી તેના સ્થાન ઉપર મૂકી દીધો. અને આ મોટી લડાઈ સમાપ્ત કરાવી દીધી.

આવી જ રીતે લોકો આપને દરેક કાર્યમાં આગળ રાખતા હતા. તેઓ યાત્રા પર જવા નીકળતા, તો લોકો વ્યાકુળ થઈ જતા અને જ્યારે તેઓ પાછા ફરતા, તો આપને મળીને જોર જોરથી રડવા લાગતા.

તે દિવસોમાં ત્યાં અલ્લાહપાકના ઘર કઅબામાં ૩૬૦ દેવી-દેવતાઓની મૂર્તિઓ રાખેલી હતી. આખા અરબ દેશમાં ઉંચ-નીચ, છૂત-અછૂત, સ્ત્રી પર અત્યાચાર, શરાબ, જુગાર, વ્યાજ, લડાઈ, બળાત્કાર જેવી ન જાણે કેટલી ખરાબીઓ વિસ્તરેલી હતી.

જ્યારે હઝરત મુહમ્મદ (સલ.) ૪૦ વર્ષના થયા, તો અલ્લાહપાકે પોતાના ફરિશ્તાઓના માધ્યમથી આપની ઉપર કુર્આન શરીફ ઉતારવાનો આરંભ કર્યો. અને આપને રસૂલ બનાવવાનો મુબારક સંદેશો અને લોકોને એક અલ્લાહ (એકેશ્વરવાદ) તરફ બોલાવવાની જવાબદારી સોંપી.

**સત્યનો અવાજ :**

હઝરત મુહમ્મદ (સલ.)એ એક પહાડના શિખર ઉપર ચઢીને એક

અવાજ આપ્યો. લોકો આ અવાજ પર તૂટી પડ્યા. એટલા માટે કે આ એક સાચા ઈમાનદાર માણસનો અવાજ હતો. આપે પ્રશ્ન કર્યો : જો હું તમને એમ કહું કે, આ પહાડની પાછળથી એક વિશાળ લશ્કર આવી રહ્યુ છે, અને તમારા ઉપર હુમલો કરવાનો છે, તો શું તમે વિશ્વાસ કરશો ? બધાએ એકી અવાજે કહ્યું કે, તમારી વાત પર કોણ વિશ્વાસ નહીં કરશે. તમે કદી જૂઠુ બોલતા નથી અને પહાડની ચોટી પરથી બીજી તરફ જોઈ પણ રહ્યા છો. એ પછી તેમણે લોકોને ઈસ્લામની તરફ બોલાવ્યા, મૂર્તિ પૂજાથી રોક્યા અને મૃત્યુ પછીની નર્કની આગથી ડરાવ્યા.

### મનુષ્યની એક કમજોરી (દુર્બળતા) :

મનુષ્યની આ એક કમજોરી છે કે, તે પોતાના પૂર્વજોની ખોટી વાતોને પણ અંધશ્રધ્ધામાં સ્વીકારતો ચાલ્યો જાય છે. મનુષ્યની બુધ્ધિ અને દલીલો ઈન્કાર છતાં પણ મનુષ્ય પૂર્વજોની વાતો પર જામેલો રહે છે. અને તેની વિરૂદ્ધ કરવું તો શું, સાંભળવા પણ ઈચ્છતો નથી.

### અડચણો અને કસોટીઓ :

આ જ કારણ હતુ કે, ચાલીસ વર્ષની આયુ સુધી આપનો આદર કરવા, સાચા જાણવા અને સ્વીકારવા છતાં મક્કાના લોકો આપની શિખામણોના શત્રુ થઈ ગયા. આપ જેટલા વધારે લોકોને સત્યતા તરફ બોલાવતા, લોકો એટલી જ વધારે દુશ્મની (શત્રુતા) કરતા. જ્યારે કેટલાક લોકો ઈમાનવાળાઓને પરેશાન કરતા, મારતા અને અગ્નિ પર સુવાડી દેતા, ગળામાં રસ્સો નાખીને ઘસીટતા અને તેમના પર પથ્થરમારો કરતા, પરંતુ આપ બધા માટે અલ્લાહ તઆલાથી પ્રાર્થના કરતા. કોઈથી બદલો ન લેતા. આખી આખી રાત એમના માટે માલિકથી હિદાયતની પ્રાર્થના કરતા. એક વખતે મક્કાના લોકોથી નિરાશ થઈને તાઈફ નગર તરફ ગયા. ત્યાંના લોકોએ મહાપુરૂષનો અનાદર કર્યો અને એમની પાછળ છોકરાઓ લગાવી દીધા, જેથી લોહી વહેવા લાગ્યુ. તકલીફ (પરેશાની)ના લીધે આપ ક્યાંક બેસી જતા, તો તે છોકરાઓ એમને પાછા ઉભા કરી દેતા અને ફરી મારતા. આ હાલતમાં તે નગરથી બહાર નીકળ્યા અને એક સ્થાન ઉપર જઈને બેસી

ગયા. આપે એમને શ્રાપ નહીં આપ્યો, પરંતુ પોતાના માલિકથી પ્રાર્થના કરી કે, અય માલિક ! એમને સમજણ આપ, તેઓ જાણતા નથી. તેમણે આ પવિત્ર સંદેશ અને ઈશ વાણી પહોંચાડવા માટે પોતાનુ પવિત્ર નગર મક્કા શરીફ છોડવું પડ્યું. પછી તેઓ પોતાના નગરથી મદીના શરીફમાં ચાલ્યા ગયા. ત્યાં પણ મક્કાવાળાઓ વિરોધી ટુકડીઓ બનાવીને વારંવાર તેમનાથી લડતા ગયા.

**સત્યનો વિજય :**

સત્યનો હંમેશ વિજય થાય છે, તે અહીં પણ થયો. વર્ષોના સખત પરિશ્રમ પછી આપ બધા પર વિજયી થયા. અને સત્ય માર્ગ તરફ આપના નિઃસ્વાર્થ નિમંત્રણે આખા અરબ દેશને ઈસ્લામની શીતળ છાયામાં ઉભો કરી દીધો. અને પુરી દુનિયામાં એક ક્રાંતિ આવી ગઈ. મૂર્તિપૂજા બંધ થઈ, ઉંચ-નીચ પૂરી થઈ ગઈ અને બધા લોકો એક અલ્લાહપાકને માનવાવાળા અને એક અલ્લાહપાકની ઈબાદત (પૂજા) કરવાવાળા થઈ ગયા.

**આખરી (છેલ્લી) વસીય્યત (ઈચ્છા) :**

પોતાના મૃત્યુના કેટલાક માસ પહેલા આપે લગભગ સવા લાખ લોકોની સાથે હજ્જ કરી અને બધા લોકોને છેલ્લી વસીય્યત કરી. જેમાં આપે આ પણ કહ્યું કે, લોકો ! તમારાથી મૃત્યુ પછી જ્યારે કાર્યોની પૂછપરછ થશે ત્યારે મારા વિશે પણ પૂછવામાં આવશે કે, શું મેં અલ્લાહપાકનો ધર્મ અને તે સત્યતા લોકો સુધી પહોંચાડી ? બધાએ કહ્યું : નિઃસંકોચ, તમે પહોંચાડી ચૂક્યા છો. આપે આકાશની તરફ આંગળી ઉઠાવી અને ત્રણવાર કહ્યું : અય અલ્લાહપાક ! તમે ગવાહ (સાક્ષી) રહેજો, અય અલ્લાહપાક ! તમે ગવાહ રહેજો, અય અલ્લાહપાક ! તમે ગવાહ રહેજો. એ પછી આપે લોકોથી કહ્યું કે, આ સાચો ધર્મ જેમના સુધી પહોંચી ચૂક્યો છે, તે એમની પાસે પહોંચાડે, જેમની પાસે નથી પહોંચ્યો.

આપે આ પણ જાણ કરી કે, હું છેલ્લો રસૂલ છું. હવે મારા પછી કોઈ રસૂલ નહીં આવશે. હું જ એ અંતિમ (આખરી) ઋષિ, નરાશંસ અને

કલ્કિ અવતાર છું, જેની તમે પ્રતિક્ષા કરતા હતા. અને જેના વિશે તમે બધુ જાણો છો.

કુર્આને કરીમમાં છે : "જે લોકોને અમે કિતાબ (પુસ્તક) આપી છે, તે આ (પયગમ્બર હઝરત મુહમ્મદ સલ.)ને જાણે છે, જેવા પોતાના દીકરાઓને જાણે છે. હા, નિઃસંકોચ તેમનામાં એક ટુકડી હકને છુપાવે છે." *(સૂરએ અલ બકરહ : ૧૪૭)*

**દરેક મનુષ્યનું કર્તવ્ય :**

હવે કયામત સુધી આવવાવાળા દરેક મનુષ્યનું કર્તવ્ય છે અને તેની ધાર્મિક અને ઈન્સાની જવાબદારી છે કે, તે એકમાત્ર માલિકની પૂજા કરે, તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવે અને ન સ્વીકારે. અને તેના છેલ્લા રસૂલ હઝરત મુહમ્મદ (સલ.)ને સાચા જાણે. અને તેમના દ્વારા લાવવામાં આવેલા ધર્મને અને તેમના જીવન ગુજારવાના તરીકાનું પાલન કરે. ઈસ્લામમાં આને ઈમાન કહેવામાં આવ્યુ છે. આના વગર મરવા પછી હંમેશને માટે નર્કમાં બળવુ પડશે.

## ❋ કાફિર શબ્દની ચોખવટ ❋

"કાફિર" એ અરબી ભાષાનો શબ્દ છે. અરબી ભાષાની આધારભૂત ડિક્ષનરીઓમાં તેનો ભાવાર્થ છુપાવવું–સંતાડવુ અને આવરણ નાંખવું થાય છે. એટલા જ માટે રાત માટે પણ કાફિર શબ્દ વપરાય છે. કારણકે તે પણ અંધકારમાં લોકોને છુપાવે છે. ખેડૂત માટે પણ 'કાફિર' શબ્દ પ્રયોજાયો છે. કારણકે તે પણ જમીનની અંદર બીજને સંતાડે છે. સમુદ્ર તથા અંધકારમય વાદળો માટે પણ કાફિર શબ્દ વપરાયો છે. કોઈ વસ્તુ સંતાડવા માટે પણ કાફિર શબ્દ વપરાયો છે. જેમકે અરબ લોકો પોતાના હથિયાર કપડાંમાં સંતાડતા હતા. તેના માટે એક વાક્ય પ્રચલિત હતું : كفر درعه بثوبه *[મુફરદાતુલ્કુર્આન : પેજ–૫૫૯, ભાગ–૨, અલ્કામૂસુલ્મુહીત : પેજ–૬૦૫]* એ જ પ્રમાણે ઉપકાર કરનારના ઉપકારને ભૂલી જનાર માટે પણ 'કાફિર' શબ્દ વપરાય છે. કુર્આન શરીફમાં પણ ઉપકાર ભૂલી જનાર માટે કાફિર શબ્દ વપરાયો છે.

*[મુફરદાતુલ્કુર્આન : પેજ–૫૫૯, ભાગ–૨, જમ્હરતુલ્લુગત : પેજ–૪૧૦, ભાગ–૨, લિસાનુલ્અરબ : પેજ–૧૪૪, ભાગ–૫]*

વિશ્વની દરેક ભાષાઓમાં એક શબ્દનો એક અસલ અર્થ હોય છે. અને તેનાથી અલગ અલગ પ્રકારના સબંધોને લઈ તેના વિભિન્ન અર્થો થાય છે. માટે અલ્લાહપાકના અપાર એહસાનો ઉપકારોને માનવી ભૂલી જઈ બીજાને પોતાનો સર્જનહાર–માલિક સમજે અથવા તેની સાથે સર્જનહાર જેવો વર્તાવ કરે, તો તેને માટે પણ અરબીમાં 'કાફિર' શબ્દ વપરાયો છે.

યહૂદી વિદ્વાનોને સંબોધતા કુર્આન શ.માં છે કે, ولا تكونوا أول كافر به *[સૂ. બકરહ–૪૧]* "તમો ઈસ્લામના સૌથી પહેલા ઈન્કાર કરનાર (કાફિર) ન બનો." એ જ પ્રમાણે હજ્જનું ફર્ઝ હોવાનું સાબિત કરતા જે તેને ફર્ઝ ન માને તેને પણ કફ્રના શબ્દથી યાદ કર્યો : ومن كفر فان الله غنى عن العالمين *[આલે ઈમ્રાન : ૯૭]* એ જ પ્રમાણે મક્કા મુકર્રમહના મૂર્તિપૂંજકો આખિરત (પરલોક)ની સજા અને બદલાનો ઈન્કાર કરતા હતા. તેમના ઈન્કારને કુર્આન શરીફમાં કાફિરના શબ્દથી પ્રયોજ્યો : وهم بالآخرة هم كافرون *[સૂરએ યૂસુફ : ૩૬]* આ બધી જ આયતોમાં કુફ્રનો અર્થ 'ઈન્કાર કરવો અને ન માનવો' થાય છે. એક આયતમાં છે કે, જ્યારે નર્કવાસીઓ (દોઝખીઓ) શયતાન ઉપર ગુસ્સે થશે તો શયતાન તેમના જવાબમાં ચતુરાઈથી કહેશે કે, તમે જે બીજા લોકોને અલ્લાહપાક સાથે ભાગીદાર માન્યા, તેનો હું ઈન્કાર કરૂં છું. انى كفرت بما أشركتمونى من قبل *[સૂરહ ઈબ્રાહીમ : ૨૨]* આ આયતમાં શયતાનના ઈન્કાર માટે કુફ્રનો શબ્દ વપરાયો છે.

એ જ પ્રમાણે હઝરત મૂસા અલયહિસ્સલામે ઈજીપ્તવાસીઓને અલ્લાહ તઆલાનો પયગામ પહોંચાડયો, તેના જવાબમાં ઈજીપ્તવાસીઓએ આપના પયગામને માનવાનો ઈન્કાર કરી તેને જાદુથી સંબોધ્યો. અને કહ્યું કે, હમો તમારા પયગામથી કાફિર (ઈન્કારી) છે. ولما جائهم الحق قالوا هذا سحر وانا به كافرون *[સૂ. ઝુખરૂફ–૩૦]*

એ જ રીતે મક્કા મુકર્રમહના કાફિરો જેમને સૌપ્રથમ કુર્આન શરીફમાં

સંબોધવામાં આવ્યા. અને કાફિરનો શબ્દ પણ તેમના માટે વાપરવામાં આવ્યો હતો. તે મક્કાવાસીઓ પોતે પણ પોતાના માટે કાફિરનો શબ્દ વાપરતા હતા. જેમકે એક આયતમાં છે : انا بما أرسلتم به كافرون [સૂ. ઝુખરૂફ-૨૪] અર્થાત્ હમો તમારી ઈસ્લામની દઅવતના ઈન્કારી છીએ.

આ આયત 'કાફિર' શબ્દ ઉપર વાંધો ઉઠાવનારા લોકોને ચોંકાવનારી છે. આ આયતમાં કુર્આન તેમના માટે કાફિરનો શબ્દ નથી વાપરતું, બલ્કે તે લોકો પોતાના માટે કાફિરનો શબ્દ સ્વજાતે વાપરે છે. જો એ અપમાનજનક ગાળ હોતે તો કોણ બેવકૂફ છે, જે પોતાના માટે અપમાનજનક શબ્દ ઘમંડ સાથે વાપરે. જ્યારે કે મક્કાવાસીઓએ આ જવાબ ઘમંડ અને ફખ્રના મોકાસર વાપર્યો હતો. એ જ પ્રમાણે ઉપરની આયતોમાં ઈજીપ્તવાસીઓ તથા શયતાન પણ પોતાના માટે આ શબ્દ દલીલરૂપી વાક્યમાં વાપરી રહ્યા છે.

અને સૌથી વધુ ગળે ઉતરતી વાત તો એ છે કે, જ્યારે કુર્આન શરીફની આયતો નાઝિલ થઈ રહી હતી, ત્યારે મક્કાવાળાઓ તેના જવાબમાં કોઈ ન કોઈ આક્ષેપ કે ટીપ્પણી કરતા હતા. પરંતુ કદી પણ તેમણે કાફિર શબ્દ વિશે વાંધો ઉઠાવ્યો નથી. ત્રેવીસ (૨૩) વર્ષો સુધી લગાતાર કુર્આન શરીફ ઉતરતુ રહ્યું. અને કુર્આન શ.માં આ કુફ્ર તથા કાફિરનો શબ્દ કુલ ચારસો ચોરાણુ (૪૯૪) વખત વપરાયો છે. છતાં એક વખત પણ તેનો વિરોધ ન કરવો, બલ્કે કુર્આન અને ઈસ્લામનો ઈન્કાર કરી પોતાના માટે કાફિર શબ્દ ઘમંડથી ઉચ્ચારવો એ વાતની દલીલ છે કે, તે પોતે પોતાની માતૃભાષાના શબ્દપ્રયોગોને સારી રીતે જાણતા હતા. અને પોતે મોકાસર તેનો પ્રયોગ પણ કરતા હતા.

ઉપરોક્ત કુર્આનિક હવાલાઓથી માલુમ પડે છે કે, ‘‘કાફિર’’ શબ્દ કોઈપણ રીતે અપમાનજનક શબ્દ નથી, બલ્કે ગુણવાચક શબ્દ છે. છતાં ઉલમાએ કિરામે લખ્યુ છે કે, જો કોઈને 'કાફિર' શબ્દના સંબોધનથી તકલીફ પહોંચતી હોય તો તેને એ પ્રમાણે સંબોધવામાં ન આવે. અને જો તે છતાં સંબોધશે, તો ગુનેહગાર થશે. ولوقال لذمی "یا کافر" یأثم ان شق علیه (الاشباه والنظائر ج/۲،ص/ ۲۵۷)



પરંતુ આ માનવી તરફથી માનવીને સંબોધન બાબત છે. જ્યાં સુધી કુર્આન શરીફમાં તેનો પ્રયોગ થયો છે, તો તે માનવી તરફથી સંબોધન નથી, બલ્કે સર્વશક્તિમાન અને મહા ઉપકારક અલ્લાહપાકના તરફથી પોતાના તે બંદાઓને સંબોધન છે. જેમને તેણે પયદા કર્યા, નિર્જીવથી સજીવ બનાવ્યા. અને માંના પેટથી લઈ કબરના પેટ સુધી તેમની સઘળી જરૂરતો પૂરી પાડી. ધરતી, આકાશ, પાણી, હવા, નદી, ઝરણા અને સમુદ્રો, ફુલછોડ અને વનસ્પતિ, પશુ–પંખીઓ, જંગલો, પહાડો, રાત–દિવસ, સૂર્ય–ચંદ્ર વગેરેને તેમની સેવા માટે ખડે પગે રાખ્યા છે.

માનવીના સર્જન વિશે વર્ણન કરતા ફરમાવ્યું કે, "ધિક્કાર છે માનવી ઉપર, સત્યનો કેવો કટ્ટર ઈન્કાર કરનારો છે. અલ્લાહપાકે તેને કઈ વસ્તુમાંથી પેદા કર્યો છે. વિર્યના એક બિંદુમાંથી અલ્લાહપાકે તેને પેદા કર્યો છે. પછી તેની તકદીર બનાવી, પછી તેના માટે જીવનમાર્ગ સરળ બનાવ્યો, પછી તેને મૃત્યુ આપ્યુ, અને કબરમાં પહોંચાડયો. પછી જ્યારે ઈચ્છે ત્યારે તેને ફરી ઉભો કરી દે. કદાપી નહી, તેણે તે ફરજ અદા નથી કરી, જેનો તેને અલ્લાહપાકે આદેશ આપ્યો હતો. *[૮૦:૧૭–૨૩]*

બધા જ ધર્મોમાં અન્યધર્મીઓ માટે અલગ અલગ શબ્દ વપરાયો છે. યહૂદી અને ખ્રિસ્તી ધાર્મિક પુસ્તકોમાં અન્યધર્મીઓ માટે અલગ શબ્દો વપરાયા છે. હિંદુ ધાર્મિક પુસ્તકોમાં અન્યધર્મીઓ માટે મલચ્છ અને ચંડાલના શબ્દો જે ભાષાકિય દ્રષ્ટિએ અપમાનજનક છે, તે વપરાયા છે. છતાં મુસ્લિમો આ શબ્દો ઉપર વાંધો ઉઠાવતા નથી.

કોઈ અકીદા અને માન્યતાની દ્રષ્ટિએ પોતાને એક સર્વશક્તિમાન અલ્લાહપાકનો ફરમાંબરદાર અને આજ્ઞાંકિત નથી માનતો, તેને 'કાફિર'ની જગ્યાએ જબરદસ્તી મુસ્લિમ કહેવો કોઈપણ રીતે યોગ્ય નથી. જેમકે એક વ્યક્તિ પોતાને હિંદુ માન્યતાઓ–શ્રધ્ધાઓ પ્રમાણે હિંદુ કહેવા તૈયાર ન હોય છતાં તેને જબરદસ્તી હિંદુ કહી શકતા નથી. ચાહે અમુક હિંદુ ભાઈઓ શિખો અને જૈનોને હિંદુ કહે છે જ્યારે કે શિખો અને જૈનો પોતાને હિંદુ કહેવાનો ઈન્કાર કરે છે.





## કુર્આન શરીફ અને વિજ્ઞાન વચ્ચે દલીલોની સમાનતા :

ડો. મોરીસ બોકાઈ (**Dr. Maurice Bucaille**) ફ્રાન્સના એક ખ્રિસ્તી કુટુંબમાં પેદા થયા. તેમણે કુર્આન શ. અને વિજ્ઞાન વિષે એક પુસ્તક લખ્યું, ***"THE BIBLE, THE QUR'AN AND SCIENCE"***. જેમાં ડો.મોરીસે સાબિત કર્યુ છે કે વિજ્ઞાન વિશે કુર્આન શ.ના બયાનો અને વિવરણો આશ્ચર્યજનક રીતે આધુનિક જાણકારીના અનુરૂપ છે. કુર્આન શરીફ જો કે વૈજ્ઞાનિક યુગથી ઘણા પહેલા ઉતર્યું, પરંતુ પાછલા યુગમાં જાહેર થનાર બધી જ વાસ્તવિક હકીકતો, તથ્યો, પ્રયોગો, જાણકારીઓ અને તેમના વૈજ્ઞાનિક વિશ્લેષણોનું તેમાં સચોટ વર્ણન હોવુ આ વાતની સ્પષ્ટ સાબિતી છે કે, કુર્આન શરીફ એક મહાન શકિતશાળી અને મહાન જાણકાર ખુદાતઆલા તરફથી છે. તે કોઈ માનવકૃતિ નથી.

ડો.મોરીસનું બીજુ પુસ્તક ***(WHAT IS THE ORIGIIN OF MAN)*** જેમાં ગર્ભાશયમાં શિશુના વિકાસવૃધ્દ્રિ વિશેની વિગતવાર માહિતી છે. જે ડો. મોરીસનો ખાસ વિષય છે. આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યુ છે કે, શિશુના ગર્ભાશયમાં વિકાસના તબક્કા વિશે કુર્આન શ.ના કથનો અને માહિતીઓ વૈજ્ઞાનિક જાણકારીના આધુનિક બિલકુલ અનુરૂપ છે. જ્યારે કે આ વિશેની માહિતી વૈજ્ઞાનિકોને વીસમી સદીમાં જ પ્રાપ્ત થઈ. પોતાના આ બીજા પુસ્તકમાં ડો. મોરીસ જણાવે છે કે મને ફ્રાન્સમાં બતાવવામાં આવ્યુ કે કુર્આન શરીફ હઝરત મુહમ્મદ (સલ.)નું લખેલ પુસ્તક છે. જે તેમણે બાઈબલમાં અમુક સુધારા–વધારા કરી તૈયાર કર્યુ છે. આ પ્રકારની માહિતી અનુસાર હું સમજતો હતો કે ‘‘બાઈબલ’’માં જે વૈજ્ઞાનિક ભૂલો ***(Scientific Errors)*** છે, તે કુર્આન શ.માં પણ ચોક્કસ હોવી જોઈએ. બીજી વાત એ કે હઝરત મુહમ્મદ(સલ.)ઉપર ઉતરનાર વહીનો સમય ૬૧૦ ઈ.સ. થી ૬૩૨ ઈ.સ. સુધીનો  છે. આ તે યુગ છે, જ્યારે પૂર્વ પશ્ચિમ બધે જ અભણતાવાળી અંધકારિક ધારણાઓ, શ્રધ્ધાઓ અને ભાવનાઓ ***(Scientific Obscurantism)*** છવાયેલી હતી. આને લઈ કુર્આન શ.માં પણ તે અભણતાવાળી અંધકારિક ભાવનાઓની અસર હોવી જરૂરી છે.





પરંતુ અમુક પ્રયોગો અને અનુભવો દરમ્યાન ડો. મોરીસને ખબર પડી કે કુર્આન શરીફ અને બાઈબલના બયાનો તથા વિવેચનોમાં અમુક બાબતોમાં એકમત હોવા છતાં કુર્આન શ. ઘણી જ ચીવટ અને ચોકસાઈથી વર્ણન કરે છે, અને પોતાને તે પ્રકારની વૈજ્ઞાનિક ભૂલોથી દૂર રાખે છે, જે પ્રકારની ભૂલો બાઈબલમાં મૌજુદ છે. તો એમની જિજ્ઞાસામાં વધારો થયો.આ પ્રમાણે વાંચન અનુભવ પછી ડો.મોરીસે કુર્આન શરીફને અરબી ભાષામાં જ સમજવા માટે પચાસ વર્ષની ઉમરે અરબી ભાષા શીખી, તો આ પ્રમાણેની ઘણી બાબતો જાણવા મળી. હવે તેમને આ વિચાર વારંવાર સતાવ્યા કર્યો કે, જો હઝરત મુહમ્મદ (સલ.)એ કુર્આન શરીફને બાઈબલની મદદથી સમયની માંગ પ્રમાણે તૈયાર કર્યુ હોય, તો પછી કયા કારણો અને પરિબળોથી કુર્આન શરીફ તે બધી જ વૈજ્ઞાનિક ભૂલોથી પોતાને બચાવી લે છે, જેનું બાઈબલમાં વર્ણન છે? અને બાઈબલ પોતાને તે ભૂલોથી બચાવી ન શકયું ? બાઈબલમાં આ પ્રકારની ઘણી ભૂલો છે જેનો સ્વીકાર કરતા ***(Jean Guitton***એ લખ્યુ હતુ કે બાઈબલની વૈજ્ઞાનિક ભૂલો એ માનવ ભૂલો છે, કારણ કે તે વખતે માનવી વૈજ્ઞાનિક દ્રષ્ટીએ એક બાળક સમાન હતો. ડો. મોરીસ આગળ લખે છે, આવા સંજોગોમાં હઝરત મુહમ્મદ(સલ.) માટે કેવી રીતે શકય હતું કે તે કુર્આન શરીફ સંપાદન કરતી વખતે બાઈબલ અને પોતાના યુગની વૈજ્ઞાનિક ભૂલોથી કુર્આન શરીફને બચાવે તથા તેમાંથી આ વૈજ્ઞાનિક ભૂલો કાઢી નાંખી એવી અપવાદરૂપ કિતાબ તૈયાર કરે જેમાં એક પણ ભૂલ ન હોય ?

ડો. મોરીસ લખે છે કે આ બધી સત્ય અને નક્કર હકીકતો સ્પષ્ટ શબ્દોમાં આ બાબત દર્શાવે છે કે કુર્આન શરીફ હઝરત મુહમ્મદ (સલ.)નું લખેલ પુસ્તક નથી. જ્ઞાન–વિજ્ઞાનનો ઈતિહાસ દર્શાવે છે કે કુર્આન શરીફમાં આ પ્રકારની અભણતા અને અંધકારમય વાતોનું ન હોવુ કોઈ માનવજ્ઞાનના પરિણામ અને ફળસ્વરૂપે નથી.

## ડો. મોરીસ બોકાઈનું પુસ્તક બાઈબલ, કુર્આન અને વિજ્ઞાન :

કુર્આન શરીફ અને નવા કરાર, જુના કરાર(બાઈબલ) વિષે ચર્ચા કરતા



ડો. મોરીસ લખે છે કે બદકિસ્મતીથી બાઈબલોના લેખકોના તે બયાનોના જે તેમણે બાઈબલોમાં લખ્યા, તેઓ તેના પોતે સાક્ષી ન હતા. તે ફકત ભાષાંતરકર્તા હતા. તેમણે યહુદી, ખ્રિસ્તી સપ્રંદાયોના અલગ અલગ કબીલાઓ અને જ્ઞાતિઓથી સાંભળેલ જાણકારી લોકો સમક્ષ રજુ કરી, જેથી તે વિરોધાભાસ, અશકયતાઓ અને અતિશયોકિતઓથી ભરપુર છે. જયારે કુર્આન શરીફનો ઈતિહાસ સૈધ્ધાંતિકરૂપે આ બન્નેવ કરારોથી વિભિન્ન છે. તેનો ફેલાવો લગભગ વીસ વર્ષની મુદતમાં થયો. હઝરત જીબ્રઈલ (અલૈ.) દ્વારા હઝરત મુહમ્મદ (સલ.) પાસે તે જ્યારે પણ પહોંચતુ કે તરત મુસલમાન તેને મોઢે કરી લેતા. આ પ્રમાણે હઝરત મુહમ્મદ (સલ.)ની હયાતીમાં જ તે લખાય ચુકયુ હતુ. ત્યારબાદ લગાતાર પાબંદીથી સંપૂણ અમાનતદારી સાથે સુરક્ષિત કરવામાં આવ્યુ. તેની ભરોસાપાત્રતામાં લેશમાત્ર શંકા નથી, જેથી તે પોતાના બયાનોમાં વિરોધીભાસોથી સંર્પૂણ પાક છે. જયારે બાઈબલોમાં માનવિય સુધારા વધારાના નમુના મૌજુદ છે. જે લોકો વૈજ્ઞાનિક પધ્ધતિથી કુર્આન શરીફની સમીક્ષા કરે છે, તેમના માટે આ ઘણી ખુબીની વાત છે કે, કુર્આન શ. વૈજ્ઞાનિક જાણકારી અને શોધખોળોથી સર્પૂણ અને સર્વથા સમાનતા ધરાવે છે.આવા સંજોગોમાં આ વાત તદન અશકય અને સત્યથી વેગળી છે કે કુર્આન શરીફને હઝરત મુહમ્મદ (સલ.)ના યુગની કોઈ વ્યકિત લખી શકે. કુર્આન શ.ની વિજ્ઞાનથી આટલી બધી સમાનતા એ વાતનુ સ્પષ્ટ પ્રમાણ છે કે, તે સંપૂર્ણપણે માનવરચિત પુસ્તક માનવાની જગ્યાએ ફકત ખુદાઈ સંદેશ (વહી) જ સમજવામાં આવે, સાથે જ સચ્ચાઈના પ્રમાણપત્ર અને વૈજ્ઞાનિક વકતવ્યોને લઈ કુર્આન શરીફનું વાંચન આજના યુગમાં પણ માનવસમાજ માટે એક ચેલેંજ છે. આ વિશિષ્ટતા ફકત કુર્આન શરીફને જ પ્રાપ્ત છે.

વાંચક બિરાદરો ! જે લોકો કુર્આન શરીફને આકાશી પુસ્તક હોવાની વૈજ્ઞાનિક દલીલો જાણવા માંગે છે, તેમણે ડો. મોરિસના આ બન્નેવ પુસ્તકોનું તટસ્થ વાંચન કરવુ જોઈએ. સાથે આ વાસ્તવિકતા પણ સ્વીકારવી રહી કે, કુર્આન શરીફ વિષયરૂપે વિજ્ઞાનનું પુસ્તક નથી. તે તો માનવસમાજની


આધ્યાત્મિક (રૂહાની) સુધારણા માટે ઉતારવામાં આવ્યુ છે.

પરંતુ કુર્આન શ. જે માન્યતાઓ, અકીદાઓ અને શ્રધ્ધાઓ રાખવાની પ્રેરણા, આહવાન અને દઅવત પેશ કરે છે, તેના માટે જે પ્રકૃતિક (કુદરતી) અને વાસ્તવિક નિશાનીઓને દલીલરૂપે રજુ કરે છે, તે કુદરતી નિશાનીઓ પણ તેજ છે, જેનુ અધ્યયન અને તહકીક વિજ્ઞાનમાં પણ કરવામાં આવે છે. પ્રકૃતિ (કુદરત) એ કુર્આન શરીફ અને વિજ્ઞાન બન્નેવનો વિષય છે. અલબત્ત વિજ્ઞાનમાં ફકત વિદ્યા અને જ્ઞાન સ્વરૂપે તેનું વર્ણન છે, જ્યારે કુર્આન શરીફમાં બોધ માટે વર્ણન છે.

કુર્આન શરીફની દલીલરૂપી નિશાનીઓનું આધુનિક વિજ્ઞાનથી આટલુ બધુ મળતાપણુ અને સમાનતા દર્શાવે છે, કે કુર્આન શરીફ તે મહાન અલ્લાહ તઆલાના તરફથી ઉતારેલ કિતાબ છે, જેમને બધી જ જાહેરી અને છૂપી વિદ્યાઓનું સંર્પૂણ જ્ઞાન છે. અને જેમનુ વિશાળ જ્ઞાન ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળની સરહદોથી ઉપરવટ છે.

ડૉ. મોરીસના કહેવા મુજબ એક સામાન્ય અંદાજ પ્રમાણે કુર્આન શ.ની ૪૦ આયતોનો સબંધ ખગોળશાસ્ત્રથી છે, જેમાં આકાશ, સૂર્ય, ચંદ્ર તેમના ભ્રમણ, ધ્રુવ, રાત–દિવસનું લગાતાર નિયમસર આવવુ–જવુ, પૂર્વ અને પશ્ચિમનો સૂર્યોદય તથા સૂર્યાસ્તથી સબંધ, આકાશોની રચના, સૃષ્ટીની વિશાળતા, અંતરિક્ષ વિશેની માહિતી, ધરતી, પાણી, મહાસાગરો, ધરતીનો આકાર, ઉંચાણ–નીંચાણ, પહાડો, ખડકો, વરસાદ, વિજળીની ચમક, ગાજવીજ, છાયો તથા વનસ્પતિ જગતની માહિતી, જીવન આરંભ, વનસ્પતિની વૃધ્ધિ અને ઉછેરમાં નર અને માદાનું હોવુ, પશુ જગતનું વર્ણન, મધમાખી, પક્ષીઓ, કરોડીયા, પશુઓના દૂધના વિવિધ અંશોના મિશ્રણનું વર્ણન (લોહી અને છાણથી શુધ્ધ રહી), સ્ત્રીના ગર્ભાશયમાં બાળકનો તબકકાવાર ઉછેર, પુરૂષના વિર્યની પ્રારંભિક માહિતી, માસિક અવસ્થાના નિયમો, તલાક પામેલ સ્ત્રીઓની ઈદ્દત વિશેના કાયદાઓ વગેરે આધુનિક વિજ્ઞાનથી વધુ નજીક છે.





## પવિત્ર કુર્આન શરીફ વિજ્ઞાન ઉપર જીત મેળવે છે :

પવિત્ર કુર્આન શરીફ પોતાના સમયથી તેરસો (૧૩૦૦) વર્ષ આગળ.

*(સીટીઝન કેનેડા–૨૨/૧૧/૧૯૮૪)*

આ પ્રમાણે કેનેડા તથા ભારતના પ્રથમ ક્ષેત્રના અંગ્રેજી ન્યુઝ પેપરોના શિર્ષક અને હેડિંગ વાંચી આપ અચરજમાં પડી જશો, પરંતુ આ એક નક્કર હકીકત અને વાસ્તવિકતા છે. એની વિગત આમ છે કે, કેનેડાની ટોરેન્ટો યુનિવર્સિટીના અંગશાસ્ત્ર વિભાગના ચેરમેન તથા ત્યાંના યુનાઈટેડ ચર્ચના મેમ્બર ડૉ. કેથમોર જે સ્ત્રીના ગર્ભાશય અને શિશુ વિષે બહોળુ જ્ઞાન ધરાવે છે. જેમના અભ્યાસનું તારણ ડૉ. રોર્બટ એડવર્ડ (કેમ્બ્રિજ યુનિ.ના પ્રથમ ટેસ્ટ ટયુબ બેબીના સર્જન)થી પણ ઘણુ મળતુ આવે છે. બલ્કે ડૉ. એડવર્ડે પણ ડૉ. કેથમોરના આ તારણોને પોતાના આધુનિક સંશોધનને આધારે સાચા ઠેરાવ્યા છે.

આ બન્નેવ ડોકટરો સાથે બીજા બે ડોકટરો ડૉ. ટી. વી. એન પ્રસાદ અને ડૉ. માર્શલ જોન્સન આ ચારેવ કુશળ અને પ્રખ્યાત ડોકટરોને જીદ્દહની કીંગ અ.અઝીઝ યુનિવર્સિટી તરફથી કુર્આન શ.ની અમુક આયતોની વૈજ્ઞાનિક પરિભાષામાં છણાવટ કરવા માટે આમંત્રણ આપવામાં આવ્યુ. તેમના સમક્ષ ઘણી આયતોના અંગ્રેજી ભાષાંતરો રજુ કરી રિસર્ચ કરવા જણાવવામાં આવ્યુ.

(૧) અમે ઈન્સાનને માટીના સત્વથી બનાવ્યો છે, પછી અમે તેને વિર્યબિંદુ બનાવીને એક સુરક્ષિત સ્થાન (ગર્ભાશય)માં રાખ્યો, પછી તે વિર્યબિંદુને જામેલુ લોહી બનાવ્યુ, ફરી તે જામેલા લોહીથી માંસનો લોચો બનાવ્યો, ફરી તે લોચા(ના અમુક ભાગ)થી હાડકાં બનાવ્યા, ફરી તે હાડકાં ઉપર માંસ ચઢાવી દીધુ, ફરી અમે (તેમાં પ્રાણ નાંખી) તેને એક નવા જ સ્વરૂપમાં બનાવી દીધો. તો અલ્લાહપાકની કેવી મોટી શાન છે, જે બધાથી બેહતર બનાવનાર છે. પોતાના રિસર્ચ અને તેહકીક બાદ ડૉ. કેથમોરે જે રિપોર્ટ આપ્યો તે એ છે કે, મને કુર્આન શ.ના અભ્યાસે ઘણા જ અચંબામાં નાખી દીધો. કારણ કે ગર્ભાશયમાં વિર્યના પહોંચવાના ૨૮ દિવસ સુધીના



વિર્ય વિકાસ બાદ તેની લંબાઈ એક મિલીલીટરના દસમા ભાગથી વધારે નથી હોતી. તે ફકત આધુનિક દૂરબીનથી જ જોઈ શકાય છે. અને આ વાત સ્વિકાર્ય છે કે સત્તરમી સદી ઈસ્વીથી પહેલા શુક્ષ્મદર્શક યંત્રની શોધ થઈ ન હતી, પરંતુ જ્યારે મેં આ વિષયને લગતી આયતોનો અભ્યાસ કર્યો તો હું ઘણો જ અચંબામાં પડી ગયો કે, કુર્આન શ. સાતમી સદીમાં જે વિશ્લેષણો કર્યા છે તે આધુનિક વૈજ્ઞાનિક સંશોધનથી એટલી હદે વધુ નજીક અને સચોટ તથા સચ્ચાઈવાળા છે કે મુસ્લિમો બૌધ્ધિક રીતે યકીન કરી શકે છે કે તે અલ્લાહપાક તરફથી ઉતરેલી કિતાબ છે.

ડૉ. કેથમેર લખે છે કે મેં બાઈબલના નવા કરાર અને જુના કરારનું પણ આ વિષયે વિશ્લેષણ અને તહકીક કરી છે પરંતુ કુર્આન શરીફની આયતોથી તેનો કોઈ જ સબંધ નથી.

આ ચારેય ડોકટરો સમક્ષ બીજી આયત અંગ્રેજી ભાષાંતર સાથે રજુ કરવામાં આવી, જેમાં સ્ત્રીના પેટના ત્રણ અંધારામાં બાળકના વિકાસનું વર્ણન કરવામાં આવ્યુ છે.

(૨) તે અલ્લાહપાક તમને તમારી માતાઓના પેટ (ઉદર)માં ત્રણ અંધકારો દરમ્યાન એક સ્થિતિ પછી બીજી સ્થિતિ પર (તબક્કાવાર) બનાવે છે. એ જ અલ્લાહપાક તમારો પરવરદિગાર છે, જેની બાદશાહી છે. તેના સિવાય કોઈની જ બંદગી નથી, છતાં તમે કયાં અવળા (માર્ગે) જાઓ છો?

ડૉ. કેથમર ત્રણ અંધારા વિશે છણાવટ કરતા જણાવે છે કે, દઢ વિશ્વાસ સાથે સ્પષ્ટપણે કહી શકાય છે કે તેનાથી પેટની દિવાળ, ગર્ભાશયનો પડદો અને બચ્ચાદાનીના અંદરનો પાતળો ચામડી જેવો ભાગ, જેમાં બાળક વીટાયેલુ હોય છે. આ ત્રણ અંધકારમાં બાળકો વિકાસ થાય છે.

પોતાના કુર્આન શરીફ વિષેના મહાનિબંધમાં ડૉ. કેથમોર લખે છે કે મહાન વૈજ્ઞાનિક ડૉ. સ્પીલનઝીનીએ અઢારમી સદીમાં પોતાના સતત પ્રયોગો દ્વારા સાબિત કર્યુ કે સ્ત્રી અને પુરુષના યૌની પ્રજનન તત્વોનું એકબીજામાં મિશ્રણ ન થાય ત્યાં સુધી બાળકનો જીવ વિકાસ અપ્રાપ્ત છે.



કુર્આન શરીફ સ્પીલનઝીનીથી અગ્યારસો (૧૧૦૦) વર્ષ પહેલા મિશ્રણ વિર્યનો ઉલ્લેખ કર્યો અને બતાવ્યું કે સ્ત્રી–પુરુષના વિર્યોના મિશ્રણથી સંતાન પ્રાપ્તિ થાય છે.

ડૉ. કેથમોરનું કહેવું છે કે કુર્આન શ.ની આયતો અને હઝરત મુહમ્મદ (સલ.)ના અમુક આદેશો ધર્મ અને વિજ્ઞાન દરમ્યાન વર્ષોથી ચાલતા સંઘર્ષ અને વૈમનસ્ય દૂર કરવામાં ઘણા જ સહાયરૂપ પૂરવાર થઈ શકે છે.

## ભાષાઓના ઈતિહાસમાં કુર્આન શરીફનો અપવાદ :

જગતની વિવિધ ભાષાઓનો ઈતિહાસ દર્શાવે છે કે કોઈપણ ભાષાની ઉંમર પાંચસો વર્ષથી વધુ નથી હોતી. આ અરસામાં તે એટલી બધી બદલાય જાય છે કે, આવતી પેઢીઓને તે ભાષા સમજવી ઘણી મુશ્કેલ થઈ જાય છે. દા.ત. મી. જાફરે ચાસર અને વિલિયમ સેકસપિયર અંગ્રેજી ભાષાના મહાન સાહિત્યકાર તથા કવિઓ હતા. આજે નવીન અભ્યાસક્રમમાં તેમના સાહિત્ય ભાષાંતર કર્યા બાદ ભણાવવામાં આવે છે, કારણ કે પાંચસો–સાંતસો વર્ષના અંગ્રેજી શબ્દો આજના અંગ્રેજીથી ઘણા વિભિન્ન હતા, પરંતુ અરબી ભાષા બધી ભાષાઓમાં અપવાદરૂપ છે. પાછલા દોઢ હજાર વર્ષથી અરબી ભાષા એક જ હાલતમાં છે. તેના શબ્દો અને શૈલીમાં પ્રગતિ જરૂર થઈ છે, પરંતુ તે એ પ્રમાણે કે શબ્દો પોતાના પ્રારંભિક અર્થને બાકી રાખીને નવા અર્થોમાં વપરાયા છે. શબ્દોની વિશાળતામાં ઘણા બધા અર્થોનો સમાવેશ થઈ જાય છે. બારસો–તેરસો વર્ષ પહેલાનો અરબ પણ જો કબરમાંથી ઉઠીને આવે તો આજના આરબોને પણ તેના શબ્દો એ જ પ્રમાણે સરળતાથી સમજમાં આવી જશે, જેવી રીતે તેમના યુગમાં સમજવામાં આવતા હતા. આજે ઈસ્લામી જગતની લાઈબ્રેરીઓ તથા બુક સ્ટોરોમાં તેરસો વર્ષની પુરાણી અરબી કિતાબોનું તે જ પ્રમાણે વાંચન અને વેચાણ થાય છે, જેમ હાલના સમયની કિતાબોનું વાંચન તથા વેચાણ થાય છે. આ કુર્આન શરીફનો ચમત્કાર છે. જાણે કુર્આન શરીફ એ અરબી ભાષાને સુરક્ષિત કરી પકડી રાખી છે. જેવી રીતે કુર્આન શરીફ કિયામત સુધી બાકી રહેશે તેવી જ રીતે અરબી ભાષા જીવંત હાલતમાં બાકી રહેશે. કુર્આન શ. કદી પણ ક્લાસિકલ



લિટરેચર-વાળી અલ્મારીઓમાં જશે નહી, બલ્કે હમેંશા લોકો તેનો અર્થ સમજી પઢી શકશે. આ જ પ્રમાણે કુર્આન શરીફ જે જ્ઞાન અને વિશ્લેષણો દર્શાવે છે, તે પણ હમેંશા બાકી રહેશે. સમય પ્રમાણે વૈજ્ઞાનિકો તેની સચ્ચાઈના પુરાવા રજુ કરતા રહેશે.

## કુર્આન શરીફના વિષયો

કુર્આન શરીફના વિષયો બાબતે ધ્યાનથી વિચારીએ તો માલૂમ પડે છે કે, આ બધા વિષયો મુખ્યત્વે ચાર વિષયોમાં વહેંચાયેલા છે. અને કુર્આન શરીફની દરેક આયત આ ચાર વિષયોમાંથી કોઈ એક વિષયના અનુસંધાનમાં આવે છે. (૧) અકાઈદ (માન્યતાઓ), (૨) અહકામ (જીવનના બધા જ ક્ષેત્રોને લગતા હુકમો-કરવાના કામો, ન કરવાના કામો), (૩) કિસ્સાઓ, (૪) ઉદાહરણો.

**(૧) અકાઈદ (માન્યતાઓ) હકારાત્મક દલીલો :**

કુર્આને પાકનો ઝિણવટપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો જણાય આવશે કે તેમાં વિચાર તથા આચાર બન્નેવ વિશે વાત કરવામાં આવી છે.

મુખ્યત્વે ત્રણ વિચાર કુર્આન શરીફ રજૂ કરે છે :

(૧) તૌહીદ
(૨) રિસાલત
(૩) પારલૌકિક જીવન (આખિરત) નો વિચાર.

તૌહીદ–એકેશ્વરવાદનો અર્થ છે : માનવી કણકણને એક અલ્લાહપાકનું સર્જન સમજે અને એકમાત્ર અલ્લાહપાકની ઈબાદત કરે, તેને જ ચાહે, તેનો જ ડર રાખે, તેનાથી જ માંગે અને મનમાં એવો વિશ્વાસ રાખે કે બધું જ તેના હાથમાં છે. તેના સિવાય કોઈ કશું કરી શકવા સમર્થ નથી.

રિસાલતનો મતલબ એ છે કે હઝરત મુહમ્મદ (સલ.)ને અંતિમ નબી તથા આપથી પહેલાં આવેલા તમામ પયગમ્બરોને સાચા પયગમ્બર સમજે. જેને તેઓ સત્ય કહે છે, તેને સત્ય સમજે અને જેને તે પૈગમ્બરો અસત્ય



ઠરાવે છે, તેને અસત્ય ઠરાવે.

આખિરત—પારલૌકિકની જીંદગીનો મતલબ એ છે કે માણસ મર્યા પછી એક એવા જીવનમાં શ્રધ્ધા ધરાવે જે અનંત (હંમેશનું) છે. અને ત્યાં પ્રત્યેક શખ્સને તેના કર્મોનો બદલો ચૂકવવામાં આવશે. તે કર્મો જે તેણે વર્તમાન જીવનમાં કર્યા છે. જો તેણે સદ્કાર્યો કર્યા હશે, તો તે જન્નતની કાયમી નેઅમતોમાં રહેશે, અને જો તેણે બૂરા કર્મો કર્યા હશે, તો તે નર્ક (જહન્નમ)ની આગમાં હંમેશ બળતો રહેશે.

આ ત્રણેય બાબતો સાબિત કરવા માટે કુર્આન શરીફ કયારેક શાસ્ત્ર (આકાશી પુસ્તકો)નું પ્રમાણ આપે છે, જેને વિરોધીઓ પણ માનતા હોય, તો કયારેક તર્ક (બુધ્ધિ) પ્રમાણ પણ આપે છે. દા.ત. આપ (સલ.)ની રિસાલતના સંદર્ભમાં શાસ્ત્ર પ્રમાણ આપતા કુર્આન શરીફ કહે છે કે ''અને સાચે જ તેની જાણ પ્રાચીનકાળના લોકોના ગ્રંથોમાં પણ છે.'' *[શુઅરા : ૧૯૬]*

આ આયતમાં અલ્લાહ તઆલા ઈન્કારીઓથી ફરમાવે છે કે તમે હઝરત મુહમ્મદ (સલ.)ની રિસાલતનો ઈન્કાર કરો છો, જો કે જે ગ્રંથો તમારા મતે પ્રમાણભૂત છે. ખુદ તેમાં (હસ્તક્ષેપ છતાં) આજ સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની રિસાલતનો ઉલ્લેખ મૌજૂદ છે.

ખુદાવંદ સીનાથી આવ્યો અને નિશાનીથી તેના ઉપર પ્રગટ થયો. તે કોહે ફારાનથી શોભાયમાન થયો. અને લાખ્ખો ફિરસ્તાઓમાં આવ્યો, તેના જમણા હાથ ઉપર તેમના માટે ''આતશીન શરીઅત'' હતી.

*(ઈસ્તિસ્ના-Deuteronomy પરિ. ૩૩)*

''કોહે ફારાન'' મક્કા શરીફમાં આવેલ છે. આતશીન શરીઅત અર્થાત્ જિહાદ (તનતોડ પ્રયાસ) અને યુદ્ધ તેમજ પ્રભુત્વ અને સત્તાવાળી શરીઅત-ધર્મશાસ્ત્ર.

''હું તેમના માટે તેમના જ ભાઈઓમાંથી તારી જેમ એક નબી ઉઠાવીશ, અને પોતાની વાણી તેના મુખમાં નાખીશ. અને જે કોઈ મારી આ વાતોને જેને તે મારૂં નામ લઈને કહેશે, નહીં સાંભળે, તો હું તેમનો હિસાબ તેનાથી



લઈશ.'' *(ઈસ્તિસ્ના-Deuteronomy, પરિ.૧૮, આ.૧૮-૧૯)*

'તેમના જ ભાઈઓમાંથી'નો અર્થ બની ઈસ્રાઈલ (યહૂદીઓ અને ઈસાઈઓ)ના ભાઈઓમાંથી છે. પયગંબર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના બે પુત્રો પયગમ્બર હઝરત ઈસ્હાક (અલૈ.) અને પયગમ્બર હઝરત ઈસ્માઈલ (અલૈ.), તેમાંથી પ્રથમ હઝરત ઈસ્હાક (અલૈ.)ના પુત્ર પયગમ્બર હઝરત યાકૂબ (અલૈ.)થી બની ઈસ્રાઈલનો વંશ ચાલ્યો. અને બીજા પુત્ર હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના વંશમાંથી અંતિમ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)નો જન્મ થયો. તેથી બની ઈસ્રાઈલ અને બની ઈસ્માઈલ બન્ને ભાઈઓ થયા. બીજું કે, તારી જેમનો અર્થ છે, તે પણ તારી અર્થાત્ હઝરત મૂસા (અલૈ.)ની જેમ નિશ્ચિત ગ્રંથ અને શરીઅત (ધર્મશાસ્ત્ર) લઈને આવનાર પયગમ્બર હશે.

કુર્આન શરીફ તર્ક (બુધ્ધિ)ને પણ પ્રયોજે છે. ઘણી વખત તે એક સિધ્ધાંત કે નિયમ બયાન કરે છે, અને પોતાના દાવાને તે નિયમ સંગત પૂરવાર કરે છે. દા.ત. સૂરએ તાહામાં છે.

''તેમણે (મૂસા અલૈહિસ્સલામના વિરોધીઓ) જે કાંઈ કર્યુ તે જાદુગરોની ચાલ હતી અને જાદુગર ગમે ત્યાં પણ ચાલ્યો જાય તે સફળ નથી થતો.''

જુઓ, ઉપરના દાખલામાં અનુમાન માટે ઉપયોગમાં લેવાતું મોટુ વાકય (Major term) તથા નાનું વાકય (Minor term) અથવા ઉર્દૂમાં કહો તો સુગરા—કુબરા બન્નેવ મૌજૂદ છે.

તર્ક કરતી વખતે પૂર્વકથન (Premis)ને છોડી દેવાની તો ઘણી મિસાલો જોવા મળશે. દા.ત. કાફિરો કહયા કરતા હતા : માણસ માટીના ઢગલામાં ફેરવાય જશે, ત્યારે ફરી કિયામતના દિવસે તેમને જીવતા કેવી રીતે કરવામાં આવશે ? અલ્લાહ તઆલાએ તેના જવાબરૂપે સીધી શૈલીમાં માત્ર એમ કહયું : ''કેમ નહીં, અમે તેમની આંગળીઓની છાપ (રેખા) પણ સરખી કરી શકીએ છીએ.''



જુઓ, આ સુગરા (લઘુવાકય) છે. પરંતુ કુબરાનો ઉલ્લેખ નથી. અહીં કુબરા (ગુરૂવાકય)ને વાચકની સમજ પર છોડી દેવામાં આવ્યું છે, કે જે હસ્તી આંગળાની છાપ દુરુસ્ત કરી શકે છે, તે સાચે જ હાડકાઓને પણ ફરી જીવતા કરી શકે. કારણ કે આંગળીની છાપ સરખી કરવી તે મુડદાઓ જીવતા કરવાથી વધારે અઘરુ છે. કોઈપણ માણસની આંગળાની છાપ અન્ય કોઈપણ માનવીથી એટલી હદે અલગ હોય છે કે તે આજે પણ હસ્તાક્ષર કે ઓળખચિહ્નો તરીકે ઓળખાય છે. તો જે હસ્તી આટલી સુક્ષ્મ વસ્તુને સરખી કરી શકે, એ તમારા સમગ્ર શરીર સરખા કરી તમને કેમ ઉભા નહીં કરી શકે ?

કયારેક દલીલરૂપે લઘુ વાકય (સુગરા) તો હોય છે, પરંતુ ગુરૂ વાકય (કુબરા)ને ઉડાવી દેવામાં આવે છે. દા.ત. કુર્આન શરીફમાં છે કે, ‘‘જો આકાશ તથા ભૂમિમાં અન્ય કોઈ ખુદા હોતે તો બંનેની વ્યવસ્થા પડી ભાંગતે.’’ કુર્આન શરીફની આ આયત લઘુવાકય (સુગરા)રૂપે છે. તેનો ગુરૂવાકય વાચકની ગ્રહણશક્તિના ભરોસે છોડી દેવામાં આવ્યો છે. અને તે એ છે કે ‘‘પરંતુ આકાશ તથા ભૂમિની વ્યવસ્થા હજુ સુધી પડી નથી ભાંગી. એટલે જાણવા મળ્યું કે આકાશ તથા ભૂમિમાં અલ્લાહપાક સિવાય કોઈ ઉપાસ્ય (ઈબાદતને લાયક) નથી.’’

કુર્આન શરીફની દલીલ કરવાની એક રીત એ છે કે, વિરોધીઓના દાવા પાછળ જેટલા પણ શકય આધારો હોય બધાને નકારી કાઢવા. દા.ત. મક્કાના અનેક દેવપૂજકો મનસ્વીપણે હલાલ જાનવરોને પોતાની ઉપર હરામ કરી લેતા હતા. કોઈ શાસ્ત્ર પ્રમાણ કે તર્કપ્રમાણ વગર. કુર્આન શરીફ તેનો રદ કરતા કહે છે :

‘‘અને આવી જ રીતે બે બચ્ચા ઉંટની જાતમાંથી છે, અને બે ગાયની જાતમાંથી છે. પૂછો ! તેમના નર અલ્લાહપાકે હરામ કર્યા છે કે માદા? અથવા જે કાંઈ ઉંટણી તથા ગાયના પેટમાં હોય તે બધા જ બચ્ચા હરામ છે ? શું એ લોકો તે વખતે હાજર હતા, જ્યારે અલ્લાહપાકે તેના હરામ હોવાનો હુકમ આપ્યો હતો ? *[સૂ.અન્આમ : ૨૪૪]*





દલીલનો સાર એ છે કે તમે તમારા મનથી જે જાનવરો હરામ ઠરાવો છો, તો આ તેના નર હોવાને લીધે છે ! તો પછી અન્ય વખતે નરને કેમ હલાલ કહો છો ? અથવા માદા હોવાને લીધે આવું કરતા હશે તો પછી કયારેક માદાને પણ આરોગી જાવો છો ? અથવા તો હરામ હોવાનું કારણ જાનવરનું ગર્ભાશય હોય તો બન્ને બચ્ચા નર હોય કે માદા, હરામ હોવા જોઈએ. જો કે આવુ નથી હોતુ. અથવા છેલ્લી શકયતા એ છે કે અલ્લાહપાકે આવો કોઈ આદેશ આપ્યો હશે, તો હકીકતમાં આવો કોઈ આદેશ પણ આપ્યો નથી. આમ, મક્કાના મુશ્રિકોની કપોળ કલ્પનાઓ પાછળ જેટલી પણ સંભાવનાઓ હતી તેને આ આયત દ્વારા રદ કરી દેવામાં આવી. *[ઉલૂમુલ કુર્આન]*

## પ્રત્યક્ષ દલીલો :

લોજિક અને ફિલોસોફીની દલીલોથી ફક્ત એક ખાસ વર્ગને ફાયદો થાય છે. જ્યારે પ્રત્યક્ષ આંખે દેખ્યો અહેવાલ દરેક વ્યક્તિને નજર આવે છે. એટલા જ માટે કુર્આન શરીફમાં સૌથી વધુ પ્રત્યક્ષ દલીલો વર્ણન કરી છે. જેને દરેક વ્યક્તિ જાણી શકે છે. જેમકે તૌહીદ (એકેશ્વરવાદ)ની એક દલીલ સૂરએ નમ્લની આયત-૬૩માં છે.

આખિરત (પરલોક)ને સાબિત કરતી દલીલ સૂ. કાફની આ.-૧૧માં છે.

## અનુભવી દલીલો :

પાછલી કૌમોના અનુભવો તરફ ધ્યાન કેન્દ્રિત કરાવતા સૂ.રૂમ, આયત-૯ અને સૂ.કસસ, આયત-૫૮ ઉપર દલીલો દર્શાવી છે.

## અકાઈદ (ગલત અકીદાઓનો રદ કરવો) :

હકારાત્મક દલીલો સાથે કુર્આન શરીફમાં નકારાત્મક અકીદા-ઓનું ખંડન પણ કરવામાં આવ્યું છે. અને ગલત અકીદા ધરાવતા વર્ગોને ઘણા સારા અંદાજમાં સમજાવવામાં આવ્યુ છે. આ પ્રકારની આયતોમાં ચાર પ્રકારના લોકોની ખોટી માન્યતાઓનું ખંડન કરવામાં આવ્યું છે. (૧) અનેકેશ્વરવાદીઓ (મુશ્રિકો), (૨) ખ્રિસ્તીઓ, (૩) યહૂદીઓ, (૪) મુનાફિકો (જાહેરમાં





ઈસ્લામ સ્વિકાર કરનાર અને દિલથી તેઓ વિરોધ કરનાર).

## અનેકેશ્વરવાદીઓ (મુશ્રિકો) :

મુશ્રિકોની ગુમરાહી (પથભ્રષ્ટતા) પાંચ પ્રકારની છે :

(૧) શિર્ક : આ લોકો અલ્લાહપાકના વિશિષ્ટ ગુણો (સિફતો)માં મૂર્તિઓને ભાગીદાર ગણે છે. તેમની માન્યતા છે કે, ચાહે અલ્લાહપાક બધી વસ્તુઓના સર્જનહાર છે, પરંતુ દુનિયાના બાદશાહો અને પ્રમુખો, વડાપ્રધાનો જેમ પોતાની સરકારના વિવિધ પ્રકારના વહીવટો વિભિન્ન વ્યક્તિઓને સોંપે છે, નઉઝુબિલ્લાહ અલ્લાહપાકે પણ રોજી-રોટી, ઈઝઝત-ઝિલ્લત વગેરેનો કંટ્રોલ બીજાઓને સોંપી દીધો છે. માટે તેમનાથી જ માંગવુ જોઈએ. અને તેમની ઈબાદત (ઉપાસના) કરી તેમને ખુશ કરવા જોઈએ. જેથી તે અલ્લાહપાક સમક્ષ આપણી રજૂઆત (સિફારિશ) કરે. કુર્આન શરીફમાં તેમની આ ગુમરાહીને વિવિધ પ્રકારે રદ કરવામાં આવી છે.

કદી એમનાથી એમની ગલત માન્યતાની દલીલ માંગવામાં આવે છે કે, તમને શિર્કની આ વાતો કોણે કહી ? જેને સમજ્યા વગર તમો માની લો છો.

કદી આયતોમાં અલ્લાહપાકની સર્વોપરિતા અને સર્વશક્તિમાન હોવાની દલીલો અને કિસ્સાઓ ટાંકવામાં આવે છે. કદી કહેવામાં આવે છે કે, જે પથ્થર કાલ સુધી તમારી ઠોકરોમાં પડેલો હતો, તમે પોતાના હાથથી હથોડા મારી તેને વ્યવસ્થિત શકલ આપી, તે ક્યારનો તમારા નફા-નુકસાનનો માલિક બની ગયો ?

(૨) મુશ્રિકોની બીજી ગુમરાહી અલ્લાહપાકને મખ્લૂક (સૃષ્ટિ) જેવા સમજવાની હતી. અર્થાત્ આપણે જેમ બાલ-બચ્ચાંવાળા છીએ, તેમ ફરિશ્તાઓને પણ નઉઝુબિલ્લાહ અલ્લાહપાકની બેટીઓ કહેતા હતા.

કુર્આન શરીફમાં તેમની આ ગુમરાહીને બે પ્રકારે રદ કરવામાં આવ્યો છે. એક તો અલ્લાહપાક માટે સ્પષ્ટ શબ્દોમાં અવલાદનો સદંતર ઈન્કાર કરવામાં આવ્યો. બીજી એ કે, ખાસ કરીને છોકરીઓનો. બુધ્ધિથી વિચારો તો ખરા કે તમે પોતે બેટીઓના જન્મને પોતાના માટે શર્મજનક અને



અપશુકનિયાળ સમજો છો, તો પછી જે ઝાતને સર્વ જગતનો પાલનહાર સમજો છો, તેના માટે બેટીઓ કેવી રીતે માનો છો ?

(૩) મુશ્રિકોની ત્રીજી ગુમરાહી ધર્મમાં ફેરફાર કરવાની હતી. એટલે કે પોતાને હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના તાબેદાર સમજતા હતા અને કહેતા હતા કે, હમે તેમના અનુયાયી છીએ અને તેમના જ બતાવેલ માર્ગ ઉપર ચાલીએ છીએ. પરંતુ ઘણા હુકમો અને કાયદાઓ પોતાના તરફથી ઘડી લીધા હતા. જેમકે તૌહીદની જગ્યાએ શિર્ક, નગ્ન થઈ તવાફ કરવો, નમાઝની જગ્યાએ સીટીઓ અને તાળીઓ પાડવી, મહિનાઓના ક્રમમાં ફેરફાર કરવો, જેથી જો લડાઈથી રોકવામાં આવેલ મહિનાઓમાં લડાઈ કરવી હોય તો પણ કરી શકે, વગેરે ઘણા બધા ફેરફારો ધર્મના નામે કરી દીધા હતા.

(૪) એમની ચોથી ગુમરાહી એ હતી કે, તે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અલ્લાહપાકના રસૂલ તરીકે સ્વિકારતા ન હતા. અને કહેતા હતા કે, હમારી જેવા ચાલવા-ફરવાવાળા અને ખાવા-પીવાવાળા ઈન્સાન કેવી રીતે નબી બની શકે છે ? કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ તેમની આ ગુમરાહીનો રદ કરવામાં આવ્યો અને સમજાવ્યું કે, હંમેશા હમે ઈન્સાનોમાં જ રસૂલો મોકલ્યા છે.

(૫) એમની પાંચમી ગુમરાહી આખિરત (પરલોક)નો ઈન્કાર હતી કે, તે મરણ બાદ બીજી વખતે જીવંત થવાની માન્યતાને અશક્ય સમજતા હતા. કુર્આન શરીફમાં તેનો વિવિધ દલીલોથી અલગ-અલગ અંદાજમાં રદ કરવામાં આવ્યો છે.

**યહૂદીઓ :**

આ લોકો પણ પોતાની ગુમરાહીમાં હદથી વધી ગયા હતા. મુશ્રિકોમાં જેટલી ગુમરાહીઓ હતી, તે બધી જ (આખિરતના ઈન્કાર સિવાય) યહૂદીઓમાં ઘણી ખરાબ રીતે પ્રસરી ગઈ હતી. જાહેરી દૃષ્ટિએ તો એ પોતાને "તૌરાત" (બાઈબલના જૂના કરાર)ના તાબેદાર કહેતા હતા. પરંતુ એમણે તૌરાતને જ પોતાની તાબે કરી દીધી હતી. એમની ઈચ્છાનુસાર જ્યારે જેમ



ચાહતા, તેમ ફેરફાર તૌરાતમાં કરતા હતા.

તૌરાતમાં તેમનો ફેરફાર ત્રણ પ્રકારનો હતો :

(૧) શાબ્દિક ફેરફાર : આ લોકો તૌરાતની આયતોનો જુઠો અર્થ કરી લોકો સમક્ષ રજૂ કરતા હતા.

(૨) અર્થનો ફેરફાર : તૌરાતની આયતોનો ભાવાર્થ પોતાની તરફથી ઘડી કાઢી તેનો મનઘડત મતલબ રજૂ કરતા હતા.

(૩) યહૂદીઓની ત્રીજી ગુમરાહી એ હતી કે, તે તૌરાતની ઘણી આયતોને છૂપાવતા હતા. જેથી દુન્યાદાર માલદારો સમક્ષ તેમનો માન-મરતબો બાકી રહે. તેમને ખતરો લાગતો હતો કે જો આ પ્રકારના હુકમોની લોકોને ખબર પડી જશે, અને તે એવુ જાણશે કે હમારા ઉલમા (ધાર્મિક વડા) તેના ઉપર અમલ નથી કરતા, તો તેમનાથી વિરૂધ્ધ થઈ જશે. અને તેમની માન-મર્યાદા બાકી નહી રહે.

જેમકે આપ (સલ.)ની પેશીનગોઈ (ભવિષ્યવાણી) દર્શાવતી તૌરાતની આયતો તથા વ્યભિચાર (ઝીના)ની સજા દર્શાવતી આયતો પણ સંતાડી રાખી હતી. અને આપસમાં તાકીદ કરતા હતા કે, આ વાતોની મુસલમાનોને ખબર ન પડે. *(બકરહ-૭૬)*

## ખ્રિસ્તીઓ :

આ લોકો પોતાને હઝરત ઈસા અલયહિસ્સલામના અનુયાયી કહેતા હતા. એમની સૌથી મોટી ગુમરાહી એ હતી કે, તે લોકો અલ્લાહપાકના ઝાતી રીતે ત્રણ ભાગ માનતા હતા. (નઉઝુબિલ્લાહ) જે અમૂક રીતે સંયુક્ત છે, અને અમૂક રીતે અલગ-અલગ છે. પહેલો ભાગ 'બાપ' અને બીજો ભાગ 'બેટા' અને ત્રીજો 'પવિત્ર રૂહ' છે. અને બેટા (હઝ. ઈસા અલયહિસ્સલામ)નું સ્વરૂપ ધારણ કરી પૃથ્વી ઉપર ઉતર્યો હતો.

અલ્લાહપાકે તેમની આ અભણતાનો ઉલ્લેખ સૂરએ માઈદહ, આયત ૧૧૬ થી ૧૧૮માં કર્યો છે.





**મુનાફિકો :**

આ એક પ્રકારના બદમાશ, લુચ્ચા, સ્વાર્થી અને ડરપોક લોકોનું સંગઠન હતુ. જેમના દિલો કુફ્ર-શિર્કની ગંદકીથી ભરેલા હતા. પરંતુ જાહેરમાં તૌહીદ, રિસાલત અને આખિરતનો એકરાર કરી મુસલમાનોને ધોકો આપતા હતા. અને રાત-દિવસ મુસ્લિમો વિરૂધ્ધ કાવતરા અને ષડયંત્રો ઘડવામાં રચ્યા-પચ્યા રહેતા હતા. અમૂક તો પોતાની બદમાશી, ધોકાબાઝી અને સતામણીમાં હદ વટાવી ચૂકયા હતા. અમૂક પોતાના સરદારોના તાબે હતા.

આ મુનાફિકોના કોઈ ખાસ અકીદા ન હતા. બલ્કે ઝુબાનથી પોતાને મુસલમાન જાહેર કરતા હતા. માટે એમના અકીદાનો રદ કરવાનો કોઈ સવાલ ઉપસ્થિત થતો નથી. પરંતુ કુર્આન શરીફમાં તેમની ધોકાબાઝી અને કાવત્રાઓનો ઉલ્લેખ કરી તેમને ખુલ્લા પાડી દીધા છે. ખાસ કરીને સૂરએ તૌબા અને સૂરએ અન્ફાલમાં એમની ધોકાબાઝીનો સવિસ્તાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

**અહકામો :**

કુર્આન શરીફનો એક મહત્વનો વિષય જીવન જરૂરિયાતને લગતા બધા જ અહકામો, નિયમો અને કાયદાઓનું વર્ણન છે. આ નિયમોને ત્રણ પ્રકારમાં વહેંચી શકાય છે.

(૧) તે નિયમો અને અહકામ જે ફક્ત અલ્લાહપાકના હક્કોથી સબંધિત છે. જેને ટૂંકમાં ઈબાદતો (ઉપાસના) કહેવામાં આવે છે. તેમાં નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ અને કુર્બાની વગેરે શામેલ છે.

(૨) તે કાયદાઓ જે ફક્ત બંદાઓના હક્કોથી સબંધિત છે. જેને વહેવાર (વ્યવહાર) કહી શકાય છે. જેમાં વેપાર વાણિજ્ય, ન્યાયાલય, સાક્ષીઓ, અમાનત, ગીરો, ખાવા-પીવાની વસ્તુઓનો વપરાશ, વસીય્યત (વિલ) અને વારસા વહેંચણી વગેરે શામેલ છે.

(૩) તે નિયમો અને કાયદાઓ જે એક દષ્ટિએ ઈબાદત છે અને બીજી



દૃષ્ટિએ વ્યવહાર (વહેવાર) કહી શકાય છે. તેમાં નિકાહ (લગ્ન), તલાક (છૂટાછેડા), વિવિધ સઝાઓ (ક્રિમિનલ લૉ), સોગંદ અને ભાગીદારીના કાયદાઓ વગેરે છે.

**કિસ્સાઓ :**

કુર્આન શરીફનો ત્રીજો મહત્વનો વિષય કિસ્સાઓ અને બનાવોનું વર્ણન છે. કુર્આન શરીફમાં વર્ણન કરેલ કિસ્સાઓને બે પ્રકારે વહેંચી શકાય છે. (૧) જેનો સબંધ ભૂતકાળથી છે. (૨) જે ભવિષ્યથી સબંધિત છે.

**ભૂતકાળના કિસ્સાઓ :**

ભૂતકાળના કિસ્સાઓમાં વધુ પ્રમાણમાં હઝરાતે અંબિયાએ કિરામના કિસ્સાઓનું વર્ણન છે. તથા અમૂક નેક અને ખરાબ વ્યક્તિઓ તથા કૌમોનું પણ વર્ણન છે.

કુર્આન શરીફમાં કુલ સત્તાવીસ નબીઓ (ખુદાઈ દૂતો)ના કિસ્સાઓનું વર્ણન છે. (૧) હઝ. આદમ અલયહિસ્સલામ (૨) હઝ. નૂહ અલયહિસ્સલામ (૩) હઝ. ઈદ્રિસ અલયહિસ્સલામ (૪) હઝ. હૂદ અલયહિસ્સલામ (૫) હઝ. સાલિહ અલયહિસ્સલામ (૬) હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામ (૭) હઝ. ઈસ્માઈલ અલયહિસ્સલામ (૮) હઝ. ઈસ્હાક અલયહિસ્સલામ (૯) હઝ. લૂત અલયહિસ્સલામ (૧૦) હઝ. યઅકૂબ અલયહિસ્સલામ (૧૧) હઝ. યુસૂફ અલયહિસ્સલામ (૧૨) હઝ. શુઐબ અલયહિસ્સલામ (૧૩) હઝ. મૂસા અલયહિસ્સલામ (૧૪) હઝ. હારૂન અલયહિસ્સલામ (૧૫) હઝ. યૂશઅ અલયહિસ્સલામ (૧૬) હઝ. હિઝકીલ અલયહિસ્સલામ (૧૭) હઝ. યુનૂસ અલયહિસ્સલામ (૧૮) હઝ. ઈલ્યાસ અલયહિસ્સલામ (૧૯) હઝ. અલ્યસઅ્ અલયહિસ્સલામ (૨૦) હઝ. શમ્વીલ અલયહિસ્સલામ (૨૧) હઝ. દાઉદ અલયહિસ્સલામ (૨૨) હઝ. સુલયમાન અલયહિસ્સલામ (૨૩) હઝ. ઝુલ્કિફલ અલયહિસ્સલામ (૨૪) હઝ. ઉઝૈર અલયહિસ્સલામ (૨૫) હઝ. ઝકરિયા અલયહિસ્સલામ (૨૬) હઝ. યહ્યા અલયહિસ્સલામ (૨૭) હઝ. ઈસા અલયહિસ્સલામ.

આ સિવાય અમૂક વ્યક્તિઓ અને કૌમોનું પણ વર્ણન છે.

(૧) અસ્હાબુલ્જન્નહ (બાગવાળાઓ) (૨) અસ્હાબુલ્કરયહ (ગામ-વાસીઓ) (૩) હઝરત લુકમાન રદી. (૪) અસ્હાબુસ્સબ્ત (શનિવારવાળા) (૫) અસ્હાબુર્રસ (૬) હઝરત ઝુલ્કરનૈન રદી. (૭) અસ્હાબુલ્કહફ (ગુફાવાસીઓ) (૮) કૌમે સબા (૯) અસ્હાબુલ ઉખ્દુદ (ખાઈવાસીઓ) (૧૦) અસ્હાબુલ્ફીલ (હાથીવાળાઓ).

આ કિસ્સાઓ વર્ણન કરવાનો હેતુ ફક્ત ઈતિહાસનું વર્ણન કરવાનો નથી. બલ્કે આ કિસ્સાઓની યાદ અપાવી તેનાથી ઈબ્રત (બોધ) અને નસીહત પ્રાપ્ત કરવાનો છે. મુસ્લિમોને હઝ. અંબિયાએ કિરામના ધર્મપ્રચાર (દઅવત) અને અડગતા (સબ્ર) વગેરેથી સબક લેવાનો છે. તે સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નુબૂવ્વતની સચ્ચાઈ સ્પષ્ટ થઈ રહી છે કે, આપે પોતે કોઈથી કોઈપણ પ્રકારની તઅલીમ (શિક્ષા) મેળવી નથી તથા આ બનાવો આપનાથી ઘણા દૂરના પ્રદેશોમાં બન્યા છતાં તેમની આટલી બધી સાચી વિગતો વર્ણન કરવી એ દલીલ છે કે, આપે પોતે આ વર્ણન નથી કર્યું, બલ્કે અલ્લાહપાક તરફથી જ આપને આ કિસ્સાઓની વહી કરવામાં આવી. અર્થાત્ એ આપનુ કલામ અને વાણી નથી, બલ્કે અલ્લાહપાકનું જ પાક-પવિત્ર કલામ છે.

આ કિસ્સાઓમાં ઈલ્મ (જ્ઞાન) સમજદારી તથા ડહાપણના ઘણા બધા નમૂનાઓ છે. અને આ કિસ્સાઓ વર્ણન કરતી આયતોમાં માનવિય જીવનને લગતા સેંકડો પ્રશ્નોનો સચોટ અને શ્રેષ્ઠ જવાબો અને માર્ગદર્શન પણ મળે છે.

## કિસ્સાઓનું પુનરાવર્તન :

કુર્આન શરીફમાં જે કિસ્સાઓ છે, તે બે પ્રકારના છે : (૧) જેમનું વર્ણન કુર્આન શરીફમાં વારંવાર આવ્યુ છે. (૨) જેમનું વર્ણન એક-બે જગ્યાએ જ આવેલું છે.

જેમનું વર્ણન વારંવાર આવ્યુ છે, તે ચાર નબીઓ અલ. છે. (૧) હઝ. આદમ અલયહિસ્સલામ (૨) હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામ (૩) હઝ.


મૂસા અલયહિસ્સલામ (૪) હઝ. ઈસા અલયહિસ્સલામ.

સૌપ્રથમ આ જાણવુ જરૂરી છે કે, કુર્આન શરીફમાં વારંવાર કિસ્સાઓનું વર્ણન કેમ છે ? તો એનું કારણ છે કે, માણસની પ્રકૃતિ અને નેચરમાં આ વાત છે કે, તે બીજાઓના કિસ્સા અને બનાવોથી પ્રભાવિત થઈ બોધ ગ્રહણ કરે છે. એટલા જ માટે કુર્આન શરીફ તથા બીજા આકાશી પુસ્તકોમાં કિસ્સા-ઓનું વર્ણન આવ્યુ છે. જેનાથી જાણવાનું મળે કે ખુદાપાકની નાફરમાન કૌમો ઉપર તેનો ક્રોધ તથા ગુસ્સો કેવી રીતે ઉતરે છે. અને તેના દુષપરિણામો શું આવે છે ? અને તેનાથી વિપરિત ફરમાંબરદાર (આજ્ઞાંકિત) બંદાઓ સાથે તેનો વ્યવહાર કેવો હોય છે ? તેમના ઉપર કેવી રીતે રહમતો અને બરકતો ઉતરે છે, તથા તે સિધ્ધિના સોપાનો કેવી રીતે સર કરે છે ? દુન્યાની સલ્તનતો તેમના કબ્ઝામાં કેવી રીતે આવે છે. અને તે અલ્લાહપાકના બંદાઓ સાથે કેવી રીતે ન્યાય અને સહિષ્ણુતાથી વર્તે છે. આવા કિસ્સાઓના વારંવાર વર્ણનથી માણસ બોધગ્રહણ કરે છે.

એક કારણ એ પણ છે કે, આ કિસ્સાઓને વિવિધ શૈલી અને તેના પ્રકરણોને અલગ-અલગ રીતે રજૂ કરવાથી દરેક પ્રકરણથી એક ખાસ પ્રકારની બાબત સમજાવવાની હોય છે.

જેમકે હઝ. મૂસા અલયહિસ્સલામનો કિસ્સો વારંવાર અલગ-અલગ શૈલીથી રજૂ કરવામાં આવ્યો છે. દરેક જગ્યાએ તેનાથી એક નવા પ્રકારનું પરિણામ બતાવવામાં આવે છે. કદી અલ્લાહપાકની કુદરત જાહેર કરવા માટે વર્ણન થાય છે, કદી યહૂદીઓ ઉપર અલ્લાહ તઆલાના ઉપકારો બતાવવાનો હેતુ હોય છે. કદી નાફરમાન કૌમોને સમજાવવા અને આજ્ઞાનું પાલન ન કરવાને લઈ ફિરઔન જેવી હાલાકી-બરબાદી વર્ણન કરવાનો હેતુ હોય છે. કદી યહૂદીઓને પોતાને જ પોતાના આગલા બાપદાદાનો ખરાબ વર્તનનો દાખલો આપી ડરાવવામાં આવે છે. કદી યહૂદીઓની શરારત, નાશુક્રી અને બદમાશી સાબિત કરવાનો હેતુ હોય છે. કદી આ કિસ્સામાં હઝ. મૂસા અલ.ના સાચા નબી હોવાની સાબિતી અને જૂઠા નબીઓની પોલ ખોલવાનો હેતુ હોય છે. કદી આ કિસ્સાનું સ્પષ્ટ વર્ણન કરી ખુદ આપ સલ્લલ્લાહુ અલયહિ


વસલ્લમની નુબૂવ્વતની સાચી દલીલ બતાવવાની હોય છે કે, તમારા બાપ-દાદાનું આટલુ વિગતવાર સાચુ વર્ણન સાચા નબી જ કરી શકે છે. આ રીતે યહૂદીઓને ઈમાન લાવવાની પ્રેરણા આપવાની હોય છે. કદી ફિરઔનના ઘમંડ કુફ્ર અને બદમાશીને વર્ણન કરવાનો હેતુ હોય છે.

આ પ્રમાણે બધા જ કિસ્સાઓમાં કાંઈને કાંઈ નવી વાત રજૂ કરવાનો હેતુ હોય છે.

હવે જે ચાર નબીઓના કિસ્સાનું વારંવાર વર્ણન છે, તેનું પણ ખાસ કારણ છે. તે એ કે કુર્આન શરીફ અસલમાં ચાર પ્રકારના લોકોને સંબોધન કરે છે. (૧) સામાન્ય રીતે જગતભરના બધા જ માનવીઓ અને (૨) ખાસ કરીને અરબસ્તાનના મુશ્રિકો, (૩) યહૂદીઓ, (૪) ખ્રિસ્તીઓ.

(૧) સામાન્ય માણસોને બોધપાઠ માટે હઝ. આદમ અલયહિસ્સલામના કિસ્સાનું વર્ણન, જેમાં તેમના બાપ હઝ. આદમની પૈદાઈશ, જન્નતમાં જવું, બધા પાસે સજદો કરાવી માનવીની ઈઝઝત અને સન્માન કરવુ, શૈતાનનું બહેકાવવું અને તેના લઈ દુનિયામાં ઉતરવુ, ત્યાર બાદ તૌબા કરી અલ્લાહ તઆલાને રાઝી કરી લેવા, વગેરેનું વર્ણન કરી તેમને પણ તૌબા વગેરેની પ્રેરણા આપવામાં આવી.

(૨) અરબસ્તાનના મુશ્રિકો પોતાને હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામના અનુયાયી માનતા હતા. તો તેમને હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામની તૌહીદ અને તેની હિફાઝત માટે વતન છોડી હિજરત તથા અલ્લાહપાકના બધા જ હુકમોનું પાલન અને કુરબાની આપવા માટે તત્પર રહેવું, વગેરે વર્ણન કરી બતાવ્યું કે ફક્ત જૂઠા દાવા કરવાથી તમે હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામના અનુયાયી નથી થઈ શકતા, બલ્કે સહાબાની જેમ તેમના તૌહીદના અકીદા મુજબ ચાલવાથી જ તેમનાથી તમારો સબંધ બાકી રહેશે.

(૩) સાથે યહૂદીઓ અને ખ્રિસ્તીઓને પણ હઝ. ઈબ્રાહીમ (અલૈ.)ના જીવન મુજબ ચાલવાનો આદેશ આપવામાં આવ્યો કે, તમો પણ હઝ. ઈબ્રાહીમ અલૈહિસ્સલામના ખાનદાનથી છો. માટે પોતાના દાદા હઝરત ઈબ્રાહીમ

અલૈહિસ્સલામના જીવનને પોતાના માટે નમૂનારૂપ સમજો. તેમને યહૂદી કે ખ્રિસ્તી કહેવાથી કોઈ ફાયદો નથી. કારણકે તે તો ચોખ્ખી તૌહીદ ધરાવનાર મુસલમાન હતા.

(૪) યહૂદીઓને હઝ. મૂસા અલયહિસ્સલામ અને ખ્રિસ્તીઓને હઝ. ઈસા અલયહિસ્સલામના કિસ્સાઓથી પ્રેરણા આપવા માટે આ કિસ્સાઓનું વારંવાર વર્ણન કર્યું. તથા આ કિસ્સાઓ તૌરાત (જુના કરાર) તથા બાઈબલ (નવા કરાર)માં તમે લોકોએ બદલી નાંખ્યા છે. તો કુર્આન શરીફ મારફતે દૂધનું દૂધ અને પાણીનું પાણી બન્નેવ અલગ તારવી આપ્યા. અને આ રીતે સાચા યહૂદી અને ખ્રિસ્તી ધર્મ જે હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પહેલા સાચા ધર્મો હતા, તેનું વર્ણન તથા તેમના અકીદાઓનું વર્ણન કરી બતાવ્યું કે, બધા જ આકાશી ધર્મો અલ્લાહપાક તરફથી તૌહીદની દઅવતવાળા હતા. લોકોએ પોતાના તરફથી તેમાં ફેરફારો કરી નાંખ્યા હતા.

યહૂદીઓ મદીના શરીફમાં પણ રહેતા હતા. માટે તેમને સમજાવવામાં હઝ. મૂસા (અલૈ.)નો કિસ્સો વારંવાર વર્ણન કરવામાં આવ્યો. ત્યારબાદ હઝ. ઈબ્રાહીમ અને પછી હઝ. ઈસા અલયહિસ્સલામનું વર્ણન છે.

એટલા જ માટે હઝ. મૂસા અલયહિસ્સલામનું વર્ણન ૧૩૫ વખતે આવ્યુ છે અને એમના કિસ્સાનું ૭૨ જગ્યાએ વર્ણન છે. જ્યારે હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામનું વર્ણન ૬૯ વખતે અને હઝ. ઈસા અલયહિસ્સલામનું વર્ણન ૨૪ વખતે આવ્યુ છે.

કિસ્સાઓના વારંવાર વર્ણન બાબતે એ પણ જાણવુ જરૂરી છે કે, કુર્આન શરીફ ૨૩ વર્ષના લાંબા ગાળામાં થોડુ થોડુ વિવિધ મોકાસર ઉતર્યું છે. અને તે લોકો માટે ઉતર્યુ, જેમને પોતાના પ્રારંભિક ઈતિહાસમાં ડગલેને પગલે રોજ રોજ નવી-નવી મુસીબતો, પરિક્ષાઓ અને ઘણા સંઘર્ષોથી પસાર થવુ પડયુ હતું. બલ્કે પૂરા ૨૩ વર્ષનો સમગ્ર ગાળો અત્યંત પરેશાનીઓ અને તકલીફો સાથે જ પસાર થયો. એવા મોકા ઉપર તેમને સાંત્વન અને તસલ્લીની ઘણી જરૂર હતી. જેથી તેમની હિંમત અને શૌર્ય બાકી રહે. માટે એવા કપરા સમયે

એમને આગલા નબીઓ અને તેમને માનનારા લોકોની સબ્ર અને અડગતાના કિસ્સાઓ સંભળાવીને તસલ્લી આપી કે, હકની રાહમાં વિવિધ પ્રકારની કુર્બાનીઓ આપનાર તમો એકલા નથી, બલ્કે હકની દઅવતનો દરેક વ્યક્તિ અને સમાજ આ રસ્તાથી પસાર થયો છે. શરૂની તકલીફો બાદ સફળતાઓએ તેમના કદમ ચૂમ્યા છે. દુશ્મનોને હાર વેઠવી પડી છે. અથવા દુશ્મન તમારી ધીરજ અને અડગતા જોઈ પોતાના બાતિલ અકીદાથી પોતે જ ડગમગી ગયા છે, અને હક્ક કબૂલ કરવા મજબૂર થયા છે.

આ જ કારણે કોઈ એક નબી અલયહિસ્સલામનો કિસ્સો (હઝ. યૂસુફ અલૈ. સિવાય) કુર્આન શરીફમાં એક જગ્યાએ પૂરો નથી હોતો, બલ્કે તેના થોડા થોડા અંશો વિવિધ જગ્યાઓએ વર્ણન કરવામાં આવે છે. જે સમય-સંજોગે જે નબી અલયહિસ્સલામના કિસ્સાના જે ખાસ અંશોની જરૂર પડી, તેને તે મોકાસર ઉતાર્યો.

બીજી વાત એ પણ છે કે, કિસ્સાઓના પુનરાવર્તનથી આ બાબત પણ સ્પષ્ટ થાય છે કે, કુર્આન શરીફ નાના-નાના મસ્અલા અને અહકામ વર્ણન કરવા માટે ઉતર્યું નથી. તે ફક્ત કાયદાઓ અને નિયમોનું વર્ણન કરે છે.

કુર્આન શરીફનો બુન્યાદી હેતુ અકીદાઓની સુધારણા, નસીહતો (બોધપાઠ) અને ઉચ્ચ અખ્લાક તથા સંસ્કાર પીરસવાના છે. નાના-નાના પ્રશ્નો અને મસ્અલાનું વર્ણન તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની તઅલીમ અને શિક્ષણ ઉપર છોડી દેવામાં આવ્યુ છે. કુર્આન શરીફની આ પ્રકારની નિતિ દ્વારા હદીષ શરીફનું મહત્વ પણ વર્ણન કરવાનું છે. ઈસ્લામી કાયદા-કાનૂન અને મસ્અલાઓ માટે ફક્ત કુર્આન શરીફની દલીલ જ માન્ય હોત. હદીષ શરીફ દલીલ સ્વરૂપે કુબૂલ કરવામાં ન આવતી હોત તો કુર્આન શરીફમાં વારંવાર કિસ્સાઓ વગેરે વર્ણન કરવાની જગ્યાએ મસ્અલા અને અહકામનું વર્ણન જ વધારે પ્રમાણમાં હોતે. પરંતુ આ વાતની સ્પષ્ટતા જરૂરી હતી કે, કુર્આન શરીફ અકીદાઓ અને અખ્લાકને દુરૂસ્ત કરવા માટે ઉતર્યું છે. માટે તે ફક્ત અહકામના કાયદાઓનું જ વર્ણન કરશે અને તેમાં પણ જે મસ્અલાનો સબંધ આપસમાં બંદાઓના દરમ્યાન ન્યાય અને હક્કો બજાવવા

માટે છે. જેમકે સામાજિક તથા આર્થિક બાબતો તેમનું વિગતવાર વર્ણન કર્યું. જેમકે પતિ-પત્નીના આપસી સબંધો, હક્કો, બાળકો પ્રત્યે બન્નેવની જવાબદારી, ખાધા-ખોરાકી અને તઅલીમ-તરબિયત (કેળવણી) વગેરે તથા વેપાર-વાણિજ્યના કાયદાઓ, ખરીદનાર, વેપારી, દલાલો, હિસાબ લખનારા તથા ગવાહો વગેરેની જવાબદારીઓનું વર્ણન કરી સમાજમાં ન્યાયને પ્રોત્સાહન આપ્યુ.

કિસ્સાઓના પુનરાવર્તનનું એક કારણ એ પણ છે કે, તેનાથી કુર્આન શરીફનો ચમત્કાર અને મોઅજિઝહ પ્રતિ ઈશારો છે કે, માનવીય મનોવિજ્ઞાન એક વાતને વારંવાર સાંભળવાથી કંટાળી જાય છે. અને બે-ત્રણ વખત સાંભળ્યા બાદ તેમાં કોઈ રસ તથા દિલચસ્પી નથી રહેતી. પરંતુ કુર્આન શરીફનો એક જ કિસ્સો વારંવાર પઢ્યા-સાંભળ્યા બાદ પણ તેમાં દરેક વખતે નવી લજ્જત અને અજીબ કૈફીયત માલૂમ પડે છે. આ વાત માણસને આ પરિણામ સુધી પહોંચાડે છે કે, આ કુર્આન શરીફ કોઈ માનવીય દિમાગની ઉપજ નથી.

**ફર્ઝો અને અકીદાઓનું વારંવાર વર્ણન :**

કુર્આન શરીફમાં વધુ પડતુ ફર્ઝ ઈબાદતો અને અકીદાઓનું વર્ણન વારંવાર આવ્યુ છે. કારણકે આ બન્નેવ બાબતો ઘણી જ મહત્વની અને ઈસ્લામની સ્થંભ સમાન છે. ઈમાન, નમાઝ, ઝકાત, તૌહીદ, અલ્લાહપાકની સિફતો, અલ્લાહપાકનો ઝિક્ર, અલ્લાહપાકની અપાર શક્તિ અને કુદરત, શિર્કની બુરાઈ, કિયામત, હિસાબ-કિતાબ માટે હશ્રના મેદાનમાં જમા થવુ, સજાઓ, સારા બદલાઓ, મૌત, જન્નત, દોઝખ, દુન્યાની મુહબ્બત અને લાલસાની બુરાઈ, ઉચ્ચ અખ્લાક અને સારા અમલો વગેરેનું વર્ણન વારંવાર કરવામાં આવ્યુ છે.

તેમાં પણ ઈમાન, નમાઝ, તૌહીદ, શિર્ક (ભાગીદારી)ની બુરાઈ, જન્નત અને દોઝખનું વર્ણન વધુ પ્રમાણમાં છે. જેમાં તૌહીદની પ્રસંશા અને શિર્ક તથા કુફ્રનું વર્ણન ૩૫૦ થી પણ વધારે જગ્યાએ છે, જ્યારે ઈમાનનું વર્ણન

અને તેનો હુકમ ૩૦૦ જગ્યાએ છે. જન્નતનું વર્ણન ૧૯૫ જગ્યાએ છે, દોઝખનું વર્ણન ૨૦૦ જગ્યાએ અને નમાઝનું વર્ણન તથા હુકમ સૌથી વધુ છે.

હઝ. શાહ વલીઉલ્લાહ (રહ.) ફરમાવે છે કે, કુર્આન શરીફમાં બે પ્રકારની બાબતોનું વર્ણન છે :

(૧) તે બાબતો જે ફક્ત કાનૂની શરઈ હુકમો ધરાવે છે. જેમનો હેતુ ફક્ત લોકોને તેની જાણકારી બતાવવાનો છે. જેમકે તલાક તથા તેને લગતી બાબતો (ખુલઅ, ઝિહાર, ઈલા), વારસા વહેંચણી, ચોરીની સજા, ખૂનની સજા, ગવાહીઓ અને વ્યભિચારની સજા વગેરે બાબતો.

(૨) તે બાબતો જેનો સબંધ અકીદાઓ અને અમલોથી છે. જેમના વિશે અલ્લાહપાક બંદાઓથી એમ ચાહે છે કે, તે માણસની ઉપર છવાય જાય. માણસ બિલ્કુલ તેના રંગમાં રંગાઈ જાય, તેનો ચુસ્તીથી પાબંદી કરનાર બને એવી બાબતોને અલ્લાહપાક વારંવાર દોહરાવે છે. જેથી માણસ તેનાથી પ્રભાવિત થઈ તેનો પાબંદ બની જાય. જેમકે ઈમાન, નમાઝ, તૌહીદ, ખુદાપાકની યાદી (ઝિક્ર), હિસાબ-કિતાબ, સજા, બદલો વગેરેનું વારંવાર વર્ણન ઉપરોક્ત હેતુસર જ છે.

**ભવિષ્યના બનાવો વિશે જાણકારી :**

કુર્આન શરીફમાં ભવિષ્યવાણીઓ સ્વરૂપે ભવિષ્યના કિસ્સાઓ અને બનાવોનું પણ વર્ણન છે. જેમાં કિયામતની નિશાનીઓ, અહેવાલો, હિસાબ-કિતાબનું દૃશ્ય, દોઝખની ગરમી અને ખતરનાક સજાઓ, જન્નતની શિતળતા અને દિલને ઠંડક આપનાર નેઅમતો તથા જહન્નમીઓ અને જન્નતીઓની વાતચીત વગેરેનું વિગતવાર વર્ણન કરવામાં આવ્યુ છે.

એ જ પ્રમાણે કિયામત પહેલાની નિશાનીઓ, યાજૂજ-માજૂજ નામી મઝબૂત કદાવર કૌમના ઝુલ્મો-અત્યાચારનું વર્ણન, એક જાનવરનું નીકળવું, હઝરત ઈસ્રાફીલ (અલૈ.)નું સૂર (રણશિંગુ) ફૂંકવુ, વગેરેનું વર્ણન પણ છે.

આ સિવાય બીજી પણ ઘણી ભવિષ્યવાણીઓ છે.



(૧) જેમકે, તેણે ૬ હિજરીમાં હુદયબિય્યહની સંધિના પ્રસંગે મુસલમાનોને એ જાણકારી આપી કે, તમે જરૂર મસ્જિદે હરામ (મક્કામાં આવેલ પ્રતિષ્ઠિત મસ્જિદ કઅબા)માં સંપૂર્ણ સલામતીપૂર્વક દાખલ થશો. પોતાના માથા મુંડાવશો અને વાળ કપાવશો અને તમને કોઈ પણ ભય નહીં હોય. *(૪૮:૨૭)*

આ એવા સમયે ભવિષ્યવાણી કહેવામાં આવી હતી, જ્યારે કે મુસલમાનોને મક્કાના વિરોધીઓથી ખૂબ દબાઈને સંધિ કરવી પડી હતી. જ્યારે તેઓને પોતાનો કેન્દ્ર (કઅબા)ના સમીપ જ બળજબરીપૂર્વક રોકી દેવામાં આવ્યા હતા. અને તેઓને તેના દર્શન વિના જ ખૂબ જ હતાશા સાથે પરત ફરવા મજબૂર થવુ પડ્યુ હતું. શું આ પરિસ્થિતિમાં મક્કામાં વિજેતાની હેસિયતે પ્રવેશવાની આશા આપી શકાતી હતી ? પરંતુ કુર્‌આને અત્યંત વિશ્વાસપૂર્વક કહ્યું કે, તમે અવશ્ય પ્રવેશ કરશો અને તેનું દશ્ય પણ પ્રસ્તુત કરી દીધું અને પછી માત્ર બે જ વર્ષમાં આ ઘટના બની કે મુસલમાનોએ અલ્લાહપાકના ફઝલ-ઉપકારથી મક્કાને જીતી લીધું.

(૨) કુર્‌આને કરીમે મુસલમાનોએ કહ્યું કે, ''અલ્લાહ તઆલાએ વચન આપ્યું છે તમારામાંથી તે લોકોને, જેઓ ઈમાન લાવે અને સદ્‌કાર્ય કરે તેમને એવી જ રીતે ધરતી ઉપર ખલીફા (નાયબ) બનાવશે, જેવી રીતે તેમના અગાઉ થઈ ગયેલા લોકોને બનાવી ચૂક્યો છે. તેમના માટે તેમના તે દીન (ધર્મ)ને મજબૂત બુનિયાદો ઉપર કાયમ કરી દેશે, જેને અલ્લાહ તઆલાએ તેમના માટે પસંદ કર્યો છે. અને તેમની (વર્તમાન) ભયની સ્થિતિને શાંતિમાં બદલી નાખશે. તો તેઓ મારી બંદગી કરે અને મારા સાથે કોઈને ભાગીદાર ન બનાવે અને જે આના પછી ઈન્કાર કરે, તો આવા જ લોકો અવજ્ઞાકારી છે.'' *(૨૪:૫૫)*

જ્યારે આ ભવિષ્યવાણી કરવામાં આવી, ત્યારે અત્યંત ભય અને ડરની સ્થિતિ હતી. મુસ્લિમો ક્યાંય મજબૂત સ્થિતિમાં ન હતા, બલ્કે કમઝોર હતા. પછી અમૂક જ વર્ષોમાં આ પરિસ્થિતિમાં જે પરિવર્તન આવ્યું, તેની વિગતોથી દુનિયા વાકેફ છે. સમગ્ર આરબ પ્રદેશો મુસલમાનોના આધિન



બની ગયા અને ધર્મની પૂર્ણપણે સ્થાપના થઈ ગઈ.

(૩) અલ્લાહપાકે પોતાના નબી (સલ.) વિશે મદીનાના અસ્થિર અને યુદ્ધના જોખમોવાળા માહોલમાં પણ ઘોષણા કરી હતી કે, "અલ્લાહપાક તમને લોકોના ઉપદ્રવ (ફસાદ)થી બચાવનાર છે. વિશ્વાસ રાખો કે તે કાફિરોને (તમારા મુકાબલામાં) સફળતાનો માર્ગ કદાપિ નહીં દેખાડે." *(૫:૬૭)*

આ સંદર્ભમાં એ દર્શાવવાની જરૂરત નથી કે, મક્કાના શક્તિશાળી મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ), મદીનાના વિઘ્નસંતોષી મુનાફિકો અર્થાત્ દંભી અને કપટાચારી મુસલમાનો તથા કાવત્રાખોર યહૂદીઓ અને સમસ્ત આરબ પ્રદેશના મોટી સંખ્યામાં ઈસ્લામ દુશ્મનોની બધા પ્રકારની કોશિશો છતાં કુર્આન શરીફની આ ભવિષ્યવાણી એક સ્પષ્ટ હકીકત સાબિત થઈ. અને હઝરત મુહમ્મદ (સલ.) વિરૂદ્ધ કોઈ યુક્તિ, કોઈ ષડયંત્ર અને કોઈ દોડધામ સહેજ પણ સફળ ન થઈ. જો કે નુબૂવ્વતના ત્રેવીસ વર્ષના ગાળામાં આપ અનેકવાર એવી ખતરનાક પરિસ્થિતિઓમાંથી નીકળ્યા, જેમાં જીવન બચવાની કોઈ આશા કરી શકાય તેમ ન હતી. હિજરત વખતે આપ અને આપના મિત્ર (સહાબી) હઝરત અબૂબક્ર (રદી.)નો પીછો કરવામાં આવ્યો અને વિરોધીઓ આપના એટલા નજીક પહોંચી ગયા કે માત્ર નજર પડવાની જ વાર હતી કે, તેઓ આપને રહેંસી નાખતે. પણ તેવુ ન થઈ શક્યું. તે પછી રસ્તામાં આપને શત્રુએ જોઈ લીધા અને પીછો કર્યો, પણ શત્રુનો ઘોડો વારંવાર ઠોકર ખાઈને ફસકી પડતો અને તેના પગ જમીનમાં ખૂંપાઈને રહી ગયા. એવું પણ થયું કે, યહૂદીઓએ આપને ભોજનના બહાને એક વિશેષ માર્ગેથી લઈ જઈને ઉપરથી મોટો પથ્થર ફેંકીને આપનુ માથુ છૂંદી નાખવાનું કાવત્રુ રચ્યુ. એવુ પણ બન્યુ કે, જંગલમાં એક વૃક્ષ નીચે આપને ઉંઘતા જોઈને એક દુશ્મને આપની તલવાર પોતાના કબ્જામાં લઈ લીધી અને કહ્યું કે, "હવે બોલ, તને મારાથી કોણ બચાવશે ?" પછી એવુ પણ થયું કે, "ઉહુદ" અને "હુનૈન"ના યુદ્ધો વખતે સેંકડો શત્રુઓ વચ્ચે આપ એકલા રહી ગયા. ટૂંકમાં એવા ઘણા પ્રસંગો આવ્યા, પણ દરેક પ્રસંગે આ જ જોવા મળ્યુ કે, **"વલ્લાહુ યઅ્સિમુક મિનન્-નાસ"** અર્થાત્ અલ્લાહપાક તમને


બધા લોકોથી સુરક્ષિત રાખશે. આ વાત પોતાના સ્થાને સત્ય હતી.

(૪) કુર્આને કરીમે અલ્લાહપાક તરફથી સ્વયં પોતાના માટે ઘોષણા કરી હતી કે, ‘‘આને અમે ઉતાર્યુ છે અને અમે પોતે જ તેના રક્ષક છીએ.’’ *(૧૫:૯)*

આ ઘોષણા કે ભવિષ્યવાણી જે રીતે એક વાસ્તવિક્તા અને ઘટના સાબિત થતી રહી છે કે, કોઈ પ્રમાણિક ઈસ્લામ દુશ્મન પણ તેને નકારી શકે તેમ નથી. કુર્આન શરીફ જે શબ્દોમાં અને જે સ્વરૂપે પયગમ્બર (સલ.) તરફથી પ્રસ્તુત થયુ હતું, આજે પણ સ્પષ્ટપણે તે જ શબ્દોમાં અને બરાબર તે જ સ્વરૂપમાં સંપૂર્ણપણે સુરક્ષિત જોવા મળે છે. જ્યારે કે તેનાથી અગાઉના આકાશી ગ્રંથોમાં કોઈ એક પણ એવો નથી, જેના વિશે આ પૂર્ણ સુરક્ષિતતાનો દાવો કરી શકાતો હોય. કુર્આન શરીફે પોતાના સબંધે જે સમાચાર આપ્યા હતા કે, હું હંમેશા સુરક્ષિત રહીશ, આ જ પર્યંતનો ઈતિહાસ સાક્ષી આપી રહ્યો છે કે, આ સમાચાર સહેજ પણ ખોટા ન હતા.

(૫) તેણે ઈરાનના અગ્નિ પૂજકોના હસ્તે રોમના ઈસાઈઓના પરાજયના પ્રસંગે અને પછી મુસલમાનોના રોમ ઉપર વિજય અંગે આ પ્રમાણે સુચના આપી હતી કે, ‘‘રોમનવાસીઓ નજીકની ભૂમિમાં પરાજિત થઈ ગયા છે અને પોતાના આ પરાજય પછી થોડા જ વર્ષોમાં તેઓ વિજયી થઈ જશે. અલ્લાહપાકનો જ અધિકાર છે, પહેલાં પણ અને પછી પણ. અને તે દિવસ તે હશે, જ્યારે અલ્લાહપાકે અર્પણ કરેલા વિજય ઉપર મુસલમાનો ખુશીઓ મનાવશે.’’ *(૩૦:૨-૪)*

માત્ર સાત વર્ષ પસાર થયા હતા કે રોમનોએ ઈરાન ઉપર વાસ્તવમાં પ્રભુત્વ પ્રાપ્ત કરી લીધુ હતું. અને તે પછી અમૂક જ વર્ષોમાં મુસલમાનોએ આ પ્રદેશો જીતવાના શરૂ કરી દીધા હતા. અને આ પ્રમાણે કુર્આને આપેલ આ સૂચનાઓ ઈતિહાસની સાચી ઘટનાઓ બની ગઈ.

(૬) તેણે યહૂદીઓ સબંધે તેમની સત્ય દુશ્મનીના કારણો વર્ણન કરતા કહ્યું કે, ‘‘અને યાદ કરો, જ્યારે તમારા રબે ઘોષણા કરી દીધી કે, તે કિયામત (પુનર્જીવન) સુધી નિરંતર એવા લોકોને તેમના ઉપર આધિપત્ય


આપતો રહેશે, જેઓ તેમને સૌથી ખરાબ યાતના આપશે.'' *(૭:૧૬૭)*

આ કૌમ અર્થાત્ યહૂદીઓ એક લાંબી મુદતથી જે રીતે રહી-રહીને અપમાનિત અને ધિક્કારપાત્ર તથા તબાહ-બરબાદ થતા રહ્યા છે, તેનું બીજુ કોઈ ઉદાહરણ નથી. બની ઈસ્રાઈલમાં આવનારા ઘણા પયગમ્બરો ઉપર અવતરેલ ગ્રંથોમાં આ ચેતવણી મૌજૂદ છે. ઈન્જીલથી જાણકારી મળે છે કે, હઝરત ઈસા મસીહ (અલયહિસ્સલામ)એ પણ તેમને આ ચેતવણી આપી હતી. ઈસ્વીસન પૂર્વે ૯મી સદીમાં આશૂરીઓએ યહૂદીઓને તબાહ કર્યા અને ઈ.સ. પૂર્વે ૭૨૧માં આશૂરીઓના ક્રૂર શહેનશાહ ''સારગોન''ના સૈન્યના હાથે હજ્જારો યહૂદીઓની કત્લેઆમ થઈ. અને ૭૨ હજાર યહૂદીઓને દેશનિકાલ કરવામાં આવ્યા. અલ્લાહપાકે ઈ.સ. પૂર્વે ૩૩૧ થી ૩૩૪ સુધી સિકંદરે આઝમને તેમના ઉપર થોપી દીધો. ક્યારેક બાબિલના બાદશાહ બુખ્તુન્નસરે તેમને ખેદાન-મેદાન કરી નાખ્યા. ક્યારેક (ઈ.સ. પૂર્વે ૫૯૮) રોમના શહેનશાહ ટીટસે તેમને ધૂળધાણી કરી દીધા, તો ક્યારેક ઈસ્લામના અનુયાયીઓના હસ્તે તેમને પરાજય મળ્યો અને દેશનિકાલ કરવામાં આવ્યા, તો ક્યારેક હિટલર તેમના ઉપર આફત બનીને તૂટી પડ્યો અને હજુ પણ તેઓ જ્યાં છે, ત્યાં સુખ-શાંતિથી જીવન વિતાવી શકતા નથી. અને એવુ પ્રતિત થાય છે કે, અલ્લાહપાક હવે તેમને એક ઠેકાણે એકત્ર કરી રહ્યો છે, જેથી સામૂહિક રીતે તેઓને યાતનાગ્રસ્ત કરી શકાય. તેમ છતાં જે કંઈ ભવિષ્યમાં થશે, તેને તો સમય જ બતાવશે. હાલ તો આ જ સુધીનો ઈતિહાસ જ સાક્ષી છે અને દરેક વ્યક્તિ જોઈ શકે છે કે, તેઓ બધી રીતે અપમાનિત અને ધિક્કારપાત્ર બનીને જીવન વિતાવી રહ્યા છે. અને તેમના કારણે જ દુનિયા લાંબા સમયથી અશાંતિભર્યું જીવન વિતાવવા લાચાર છે.

આ ઉપરાંત કુર્આન શ.માં અનેક બીજી પણ ભવિષ્યવાણીઓનો ઉલ્લેખ છે. અને તેમાંથી બધી એક-એક કરીને અહીં ઉલ્લેખિત ભવિષ્યવાણી-ઓની જેમ પૂરી થતી રહી છે. આ હકીકતો નકારી ન શકાય તેવા પ્રમાણો છે કે, આ ભવિષ્યવાણીઓ કરવાવાળો અદશ્યથી સંપૂર્ણપણે જાણકાર છે.

નહીં તો સંભવ ન હતું કે, એકે-એક ભવિષ્યવાણીઓ સાચી સાબિત થાય.

**અગાઉના પયગમ્બરોના સાચા વૃત્તાંતોનું વર્ણન :**

કુર્આને કરીમના આકાશી (ગ્રંથ) હોવાનું એક પ્રમાણ એ છે કે, તેણે અગાઉના પયગમ્બરોનું વર્ણન એ રીતે કર્યું છે કે, જાણે આંખે દેખ્યો અહેવાલ હોય ! આ વૃત્તાંતો મહદ્અંશે એવા છે, જેની વિગતોથી તેનાથી પહેલાં ન પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ને કોઈ માહિતી હતી, ન આપના વતન અને જાતિમાં તેની કોઈ ચર્ચા હતી. તદુપરાંત આ વૃત્તાંતો મોટાભાગે બની ઈસ્રાઈલના પયગમ્બરોના હતા, બની ઈસ્માઈલના નહીં, જેમના વંશજોમાં આપનો જન્મ થયો હતો. તેથી સ્વભાવિક જ ન આપની જાતિવાળાને, ન આપ (સલ.)ને આ ઘટનાઓની કોઈ માહિતી હતી. આ સંજોગોમાં કુર્આને કરીમે આ પયગમ્બરોના પ્રસંગોનું એ રીતે વર્ણન કર્યું કે, યહૂદીઓ કે ઈસાઈઓના વિદ્વાનો સુદ્ધાં તેનો ઈન્કાર કરી શકે તેવી સ્થિતિમાં ન હતા. અનેક સ્થાનોએ કુર્આને અગાઉના ગ્રંથો તૌરાત અને ઈન્જીલમાં વર્ણવેલ અધૂરા કે ખોટા વૃત્તાંતોની સચ્ચાઈને પ્રગટ કરી દીધી છે અને તેની સુધારણા કરી છે. આનાથી પણ એ વાત સાબિત થાય છે કે, આ વર્ણનો સર્વજ્ઞાની અને પ્રત્યેક વસ્તુ ઉપર સુક્ષ્મ નજર રાખનાર અલ્લાહપાક તરફથી જ છે.

**ઉદાહરણો-દાખલાઓ :**

કુર્આન શરીફમાં માનવજાતને સમજાવવા માટે ઘણા બધા પ્રકારના સરસ અને ઉમદા ઉદાહરણો આપવામાં આવ્યા છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ''હમોએ લોકો માટે આ કુર્આન શ.માં દરેક પ્રકારના દાખલાઓ (ઉદાહરણો) દર્શાવ્યા છે. જેથી લોકો ધ્યાનથી નસીહત પકડી શકે.''

આ ઉદાહરણોનો એ જ હેતુ છે કે, લોકો વાતને જલ્દીથી સારી રીતે સમજી શકે. વાત બુધ્ધિમાં જલ્દીથી આવી જાય. કોઈ મતલબ છૂપો હોય તો તે જાહેર થઈ જાય. કોઈ વસ્તુની મોટાઈ અને મહત્વતા દર્શાવવી હોય કે કોઈ વસ્તુની તુચ્છતા વર્ણન કરવી હોય તો તે પણ સારી રીતે થઈ જાય.

એટલા જ માટે તુચ્છ વસ્તુઓનો પણ ઉદાહરણમાં રજૂ કરી, જેથી જે

વસ્તુની તુચ્છતા દર્શાવવી હોય, તેમની તુચ્છતા અને કમઝોરી સ્પષ્ટ થઈ જાય. મચ્છર, માંખ અને કરોડિયા જેવી નાની અને કમઝોર મખ્લૂકનું ઉદાહરણ શિર્ક (ભાગીદારી) જેવી અત્યંત ખરાબ વસ્તુ માટે આપવામાં આવ્યુ, જેથી શિર્કની તુચ્છતા લોકો સમક્ષ આવી જાય.

મતલબ કે બુધ્ધિમાન વ્યક્તિ જ્યારે આ ઉદાહરણોને વાંચે-સાંભળે છે, અને તેમાં ચિંતન-મનન કરે છે, તો તેની હિદાયત અને યકીનમાં વધારો થાય છે. અને વિરોધકર્તાને આ ઉદાહરણોથી કોઈ લાભ થતો નથી, બલ્કે તેની ગુમરાહીમાં વધારો થાય છે.

કુર્આન શરીફમાં ઘણી બધી વસ્તુઓના વિવિધ પ્રકારે ઉદાહરણો આપવામાં આવ્યા છે. જેમાંથી અમૂકના ફક્ત શિર્ષકો રજૂ કરૂં છું. (જ્યારે આ સૂરતોનું ટૂંકુ વર્ણન થશે, ત્યારે આ ઉદાહરણોનું પણ વર્ણન થશે, ઈન્શાઅલ્લાહ.)

૧. મુનાફિકોના ઉદાહરણો
૨. મુસલમાનો માટે ઉદાહરણો
૩. કાફિરો તથા મુસલમાનો માટે ઉદાહરણો
૪. દુન્યવી જીવનનું ઉદાહરણ
૫. અલ્લાહપાક સિવાય બીજાને ખુદા માનનારાઓનું ઉદાહરણ
૬. કાફિરોના કામો (કૃત્યો)નું ઉદાહરણ
૭. ગુનેહગારોનું ઉદાહરણ
૮. તૌહીદ અને રિસાલતનો ઈન્કાર કરનારાઓનું ઉદાહરણ
૯. શિર્કના વિરૂધ્ધ ઉદાહરણો
૧૦. નાદાર ગુલામ અને શરીફ માલદારનું ઉદાહરણ
૧૧. સાચા અને જૂઠા મઅબૂદ (પૂજ્ય)નું ઉદાહરણ
૧૨. કુર્આન શરીફમાં ચિંતન ન કરનારાઓનું ઉદાહરણ
૧૩. આકાશી કિતાબો ઉપર અમલ ન કરનારાઓનું ઉદાહરણ
૧૪. કુર્આન શરીફનો ઈન્કાર કરનારાઓનું ઉદાહરણ



૧૫. બદગુમાની અને ગીબત-ચૂગલી કરનારાઓનું ઉદાહરણ

૧૬. ઈમાન અને કુફ્રનું ઉદાહરણ

૧૭. જૂઠ બોલનારાઓનું ઉદાહરણ

૧૮. પૂજ્ય (મઅ્બૂદ) અને પૂજક (આબિદ)ની લાચારી દર્શાવતુ ઉદાહરણ

૧૯. કાફિરોનું ઉદાહરણ

૨૦. અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરનારાઓનું ઉદાહરણ

૨૧. સદકાને દંભ-દેખાડાથી બરબાદ કરનારાઓનું ઉદાહરણ

૨૨. નેકી સિવાયના કામોમાં ખર્ચ કરનારનું ઉદાહરણ

૨૩. મુશ્રિક અને તૌહીદવાળાનું ઉદાહરણ

૨૪. હઝરત લૂત અલયહિસ્સલામ અને હઝ. નૂહ અલયહિ-સ્સલામની પત્નિઓનું ઉદાહરણ

૨૫. હઝરત મરયમ અને હઝરત આસિયહ (ફિરઔનની પત્ની)નું ઉદાહરણ

## ❃ કુર્આન શરીફના વિષયોની ટૂંકી માહિતી ❃

કુર્આન શરીફમાં માનવજીવનને લગતા (શારિરીક અને આત્મિય) સઘળા પ્રશ્નોની ચર્ચા સાથે સમગ્ર સૃષ્ટિની પ્રત્યેક બાબતોનું પણ વિસ્તૃત વર્ણન આવ્યુ છે.

પરંતુ કુર્આન શરીફનો બુન્યાદી હેતુ માનવ ઘડતર અને સુધારણા તથા તેનો પોતાના માલિક અને સર્જનહાર એક અલ્લાહપાકની સાથે ઈશ્ક, પ્રેમ અને આધ્યાત્મિક સબંધોને મજબૂત બનાવી તેના દરેક હુકમનું પાલન કરવાનો છે.

કુર્આન શરીફ જે ઉચ્ચ સંસ્કાર, સદ્ભાવ, આત્મશુધ્ધિ (તકવા) અને શિષ્ટાચાર શિખવે છે, વારંવાર તેના માટે આખિરતની (પરલોક જીવન) માન્યતાનું પુનરાવર્તન કરી અલ્લાહપાકના ખૌફ અને ડરનું વર્ણન કરી દુર્ગુણો, દુષ્કાર્યો અને ગુનાહિત પ્રવૃત્તિઓથી રોકે છે.





કુર્આન શરીફમાં ચર્ચાયેલ વિષયોની સૂચિ તો ઘણી જ લાંબી છે. જેમાં તૌહીદ (એકેશ્વરવાદ), નબીઓના (સંદેશવાહકો) બોધપાઠ આપતા કિસ્સાઓ, આખિરત (પરલોક), ઈબાદતો, સામાજીક પ્રશ્નો, અર્થતંત્ર, ખેતીવાડી, રાજકારભાર, નાગરિકશાસ્ત્રના નિયમો, કાનૂની અહકામો, ન્યાયિક પ્રક્રિયા, દુશ્મનો પ્રત્યેનો વર્તાવ, સામાજીક જીવનની બારીકીઓ, જ્ઞાનની આવશ્યક્તા, બલ્કે પ્રથમ વહીમાં શિક્ષણનો હુકમ તેની પ્રાથમિકતા અને અનિવાર્યતા દર્શાવે છે.

માલદાર-ગરીબના સબંધો, વ્યક્તિગત અને સામાજીક સબંધો, જીવન વ્યવસ્થાના નિયમો, ધર્મપ્રચારના નિયમો અને આ બાબતે મુખ્ય ધ્યાન કેન્દ્રિત કરાવવાનું કે, પૃથ્વી, આકાશ, પહાડો, સૂર્ય, ચંદ્ર, ખગોળશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, તત્વજ્ઞાન, અંતરિક્ષ વગેરે અલ્લાહપાકના હુકમોને આધિન રહી અલ્લાહપાકની અપાર શક્તિનું જ પ્રદર્શન કરે છે. નફો-નુકસાન ફક્ત અને ફક્ત અલ્લાહપાકના જ ઈખ્તિયાર અને સંપૂર્ણ કબ્ઝા હેઠળ છે.

કુર્આન શરીફની શૈલી કાનૂન અને નિયમોના રૂપમાં છે. અલ્લાહ તઆલા તરફથી બધી બાબતો કાયદાની ભાષામાં સંક્ષિપ્ત રીતે રજૂ કરવામાં આવે છે. હદીષ શરીફ એ કુર્આન શરીફના ભાષાંતર તથા વિવેચન સ્વરૂપે રોજિંદા જીવનમાં તેને અમલી સ્વરૂપ આપવા હઝરત મુહમ્મદ (સલ.) દ્વારા વર્ણન કરેલ વિસ્તૃત આદેશો, કથનો અને અમલોનું નામ છે. જેથી કુર્આન શરીફ તથા હદીષ શરીફના વિષયો આપસમાં ઘણી સમાનતા અને સામ્યતા ધરાવે છે. થોડીક જૂજ બાબતો એવી પણ છે, જેનું કુર્આન શરીફમાં વર્ણન છે અને હદીષ શરીફમાં તેનો ઉલ્લેખ નથી. તો અમૂક થોડી બાબતોમાં તેનાથી ઉલ્ટુ છે. આ હેતુસર બન્નેવ વિષયોનો ઉલ્લેખ એક સાથે કર્યો છે. નીચે કુર્આન શ. અને હદીષ શ.ના તે વિષયો છોડી જેની ચર્ચા ફિકહ અને અકાઈદના વર્ણનમાં કરવામાં આવે છે, ફક્ત કુર્આન શરીફ અને હદીષ શરીફના નૈતિકતા (અખ્લાક)ના વિષયો જેમાં કરવાના કામો, જેની આજ્ઞા અને હુકમો આપવામાં આવ્યા છે. તથા ન કરવાના કામો, જેનાથી સખ્તી સાથે રોકવામાં આવ્યા છે. બન્નેવ વિષયોની સવિસ્તર રજૂઆત કરૂં છું.





**કરવાના કામો :**

કુર્આન શરીફમાં એક મુસ્લિમની ઓળખ આ છે કે, તેની બોલચાલ, ઉઠવુ-બેસવુ વગેરેમાં વિનમ્રતા અને સદ્વર્તાવ હોય, બેકાર અને વ્યર્થ વાતોથી દૂર રહેવુ, અમાનતદારી તથા વાયદાનું પાલન કરવું, સબ્ર (ધીરજ) અને શુક્ર (આભાર) વ્યક્ત કરવો, અભણ અને ઉજજડ લોકો સાથે નરમીથી વાતચીત કરી તેમનાથી અળગુ રહેવું, મુલાકાતમાં પ્રથમ સલામ કરવી, પોતાના સદ્વર્તનનો પરિચય કરાવવો, કંજૂસાઈ તથા ખોટા ખર્ચા બન્નેવ વચ્ચેની ભેદરેખા સમજી ખર્ચ કરવુ, કોઈના ઉપર આક્ષેપો કરવાથી દૂર રહેવુ. ખાસ કરી પાક-પવિત્ર ચારિત્ર્ય ધરાવનાર સ્ત્રીઓ ઉપર વ્યભિચારનો આક્ષેપ કરવાને લઈ સખ્ત સજાને પાત્ર ઠરશે. પોતે પણ બળાત્કાર, નગ્નતા તથા અશ્લિલતાથી દૂર રહે, પોતાની આંખો તથા શર્મગાહ (ગુપ્તાંગો)ની હિફાઝત કરે, પોતાના હાથ તથા ઝબાનથી કોઈને તકલીફ ન આપે, જૂઠી સાક્ષી ન આપે, પોતાની સ્ત્રી, બાળકો તથા સગા-સબંધી જેમની જવાબદારી આપણા શિરે હોય, તેમના અખ્લાક અને સંસ્કાર ઉપર પણ પૂરતુ ધ્યાન આપવુ જરૂરી છે. ઝાલિમ અને અત્યાચારીથી બદલો લેવામાં પણ ન્યાય રાખે. સફાઈ-સ્વચ્છતાનો ખ્યાલ રાખે, ગંદકી અને અસ્વચ્છતાથી દૂર રહે. સારા કામોમાં આગળ ધપીને હિસ્સો લે, લોકોથી હસતા મુખે મળે, ધીમા અવાજથી વાત કરે. ભૂખ્યા-તરસ્યા મુસાફિર તથા મહેમાનોનો નાત-જાત તથા ધર્મના ભેદભાવ વગર ખૂબ ખ્યાલ રાખે. વૈચારિક સ્વચ્છતા અપનાવ-વાનું આહ્વાન અને રૂઢિવાદ, જડતા તથા અભણતાની મનાઈ કરી છે.

કોઈના ઘરમાં પ્રવેશવા બાબતના નિયમો, પબ્લીક અથવા સરકારી જગ્યાએ પ્રવેશવાના નિયમો, બેસવુ, સૂવુ, છીંક, બગાસુ, હસવાની રીત, સારા નામો રાખવા, શેઅર-શાયરીની મર્યાદા, ખાવા-પીવાની વસ્તુઓમાં હલાલ-હરામ વગેરેનો ખ્યાલ રાખવો, હલાલ કમાઈને પ્રોત્સાહન તથા બેકારીને બિલ્કુલ પસંદ ન કરવી. ગ્રાહક સાથે નરમીનો વ્યવહાર કરવો, સલાહ-મશ્વેરાથી કામ કરવું. કોઈ ગરીબ કે જરૂરતમંદની પ્રથમ પોતે જ જરૂરત પૂરી કરવી અથવા બીજા માણસથી સિફારિશ કરવી.





સુલેહ-શાંતિમાં આગળ રહેવુ અને ફિત્ના તથા ઝઘડાથી દૂર રહેવુ, દરેક કાર્યમાં ઈખ્લાસ (નિય્યત અને ઈરાદાની શુધ્ધિ) હોવુ, શૌર્ય અને સહનશિલતા દાખવી માનવસેવામાં કાર્યરત રહેવુ, મર્યાદામાં રહી કપડાં, ખાવા-પીવા તથા રહેણી-કરણીમાં છૂટછાટ રાખવી. હલાલ રોઝી કમાવાની શ્રેષ્ઠતા, નમાઝ અને સબ્ર દ્વારા દરેક પ્રકારની પરેશાનીનો હલ શોધવો, ધાર્મિક બાબતોમાં ફુઝૂલ વાતોથી બચવુ, નોકરોના હક્કોનું રક્ષણ, યતીમો, બેવાઓ, નિરાધારો, કર્ઝદારો, મંદબુધ્ધિવાળાઓ ખાસ કરીને સ્ત્રીઓ અને છોકરીઓનો ખ્યાલ રાખવો.

શરીરના અંગો છુપાવવા પ્રથમ માનવી હઝરત આદમ (અલૈ.)ના નેચર (પ્રકૃતિ)માં હતુ. માટે તેનો ખ્યાલ રાખી નગ્નતાથી દૂર રહેવુ. માણસાઈ અને સારા કૃત્યોનું પ્રશિક્ષણ પ્રથમ પોતાના સગા-સબંધીઓથી શરૂ કરવુ. ઈસ્લામે પોતાના સઘળા હુકમોમાં માનવીની સહુલતોનો ખાસ ખ્યાલ રાખ્યો છે. દરેક સજીવને રોઝી આપવાનો વાયદો કર્યો છે.

પરલોક જીવનની સઝાઓ અને શિક્ષાઓથી મુક્તિ અને મોક્ષ તથા સ્વર્ગ પામવા ફક્ત પોતાની જ સુધારણાનો ખ્યાલ રાખવો કાફી નથી, બલ્કે પોતાની યથાશક્તિ પ્રમાણે સમસ્ત માનવજગતને સારા આદેશોનું શિક્ષણ આપવુ જરૂરી છે.

માણસ પોતાના સમાજથી વિખૂટો પડી સન્યાસી જીવન વિતાવે, તેને ઈસ્લામે બિલ્કુલ પ્રોત્સાહન નથી આપ્યુ, બલ્કે માનવસંસારમાં રહી દરેકના સાથે સદ્‌વર્તાવ કરી તેમના તરફથી પહોંચતી તકલીફો વેઠવાની સાથે અલ્લાહ તઆલાના હુકમોનું પાલન કરવાને શ્રેષ્ઠતા અને માનવતા સમજી છે.

**ન કરવાના કામો :**

અપશબ્દો, ગીબત (કોઈની પીઠ પાછળ બુરાઈ કરવી), જાસૂસી, ગાળો ભાંડવી, ગુસ્સો કરવો, લાલચ રાખવી, લડાઈ-ઝઘડો, ધોકાબાઝી તથા ષડયંત્ર અને વ્યૂહ રચી લોકોને છેતરવા, કોઈની પાછળ પડી તેની ખામીઓ કે ગરીબાઈનો પ્રચાર કરવો તથા દીની-દુન્યવી કોઈ કામમાં ન



પરોવાવું અને ફક્ત ઓટલાઓ કે ચોરાઓ પર બેસી બેકાર-વ્યર્થ બકવાસ અને ગપ્પાઓ મારવાની સખ્ત મનાઈ કરવામાં આવી છે. ગમ્મત કરવાના નિયમો, ગુસ્સો, દુરાચાર, અત્યાચાર, ગર્વ, અભિમાન તથા દંભના નુકસાનો.

હૈયામાં કોઈ પ્રેમભાવના ન હોવી (પથ્થર દિલ હોવુ), કરણી અને કથનીમાં વિરોધાભાસ હોવો, ગફલત, સુસ્તી અને આળસાઈ કરી રોઝી-રોટી કમાવવાના પ્રયત્નો ન કરવા, શાબ્દિક, અમલી અથવા વ્યવહારિક બાબતોમાં ધોકો આપવો, સજાતીય સબંધો (પુરૂષ-પુરૂષ તથા સ્ત્રી-સ્ત્રી વચ્ચે) રાખવા, સારા કૃત્યો કરવાથી લોકોને રોકવા, રમત-ગમતમાં જરૂરતથી વધારે સમય વેડફી ઈબાદતોનથી ગાફેલ રહેવું.

પોતાના માટે સારી વસ્તુ પસંદ કરવી, બીજા માટે ખરાબ વસ્તુ પસંદ કરવી, ખરાબ લોકોની દોસ્તી કરવી, દિલમાં કીનો-કપટ રાખવો, આતંક, ફસાદ, લૂંટફાટ, ઝુલ્મ અને લોકોને ભયભિત કરનાર વાતાવરણ સર્જવુ. દ્વિમુખી વાત કરી લોકોને આપસમાં લડાવી સમાજમાં ફિત્નો અને વંટોળ ઉભો કરવો, લોકોને ખરાબ ઉપનામોથી સંબોધવા, કાયરતા દાખવવી, હસદ-ઈર્ષા અને લોકોને તુચ્છ સમજવા, ચોરી, દારૂ, જુગાર, નશો, લોટરી, સત્તો વગેરે કરવો. લોકોમાં વાહ-વાહ માટે કોઈ કામ કરવુ, અપશુકન તથા જ્યોતિષશાસ્ત્રને માનવુ, જરૂરત વગર ફોટા પાડવા-પડાવવા, લોકોથી બદગુમાની અને ખોટો ભ્રમ રાખી દુશ્મની કરવી, વ્યાજુ વહેવાર કરવો, સમાજના કચડાયેલ વર્ગની લાચારીથી ફાયદો ઉઠાવી તેને વધુ દેવાદાર બનાવવો, સરકારી તથા વકફના માલમાં ચોરી અને ભ્રષ્ટાચાર કરવો, એ પ્રાઈવેટ ચોરી કે ભ્રષ્ટાચારથી વધીને મોટો ગુનોહ છે. માપ-તોલમાં દંડી મારવી, સરકારી કે પ્રાઈવેટ કર્મચારીએ પોતાના સમય અને કામ બન્નેવમાં અનિયમિતતા તથા ખેચડાઈ કરવી એ ખયાનત ગણાશે. જૂઠી ગવાહીમાં પરીક્ષાના નંબરો, પ્રમાણપત્રો અને જૂઠા સર્ટિફિકેટો રજૂ કરવા, ગેરલાયક વ્યક્તિને પોતાનો મત આપવો, ગરીબોની મદદ કરી તેનો ઉપકાર જતલાવવો, કોઈ જાતની તપાસ કર્યા વગર વાતો ઉડાવવી, અફવાઓ ફેલાવવી, જાદૂ મારફત કોઈ વ્યક્તિને સતાવવી.



દ્વિમુખી વાતો કરી ઝઘડો કરાવવો, ભૌતિક સાધનોની પ્રાપ્તિમાં ગળાડૂબ થઈ જવુ અને આત્મશુધ્ધિથી ગાફેલ રહેવુ, જ્ઞાન અને શિક્ષણની વાત છૂપાવવી, ધર્મના નામે ખોટી રીતે પૈસા પડાવવા, સુવ્વર, મુડદા, લોહી તથા દારૂ વગેરે નશા અને કેફી દ્રવ્યોનો વેપાર કરવો.

**અર્થતંત્ર :**

મૂંડીવાદ તથા સામ્યવાદ બન્નેવ આર્થિક નિતીઓ માનવતાની વિરૂદ્ધ તથા સરવાળે ગરીબોનું શોષણ છે. માટે બન્નેવ નિતીઓથી દૂર રહેવુ.

ઈસ્લામે મુક્ત વહેપારમાં અમૂક વહેવારિક નિયંત્રણો લાદી પૈસાને બજારમાં ફરતો રાખવાની નિતી અપનાવી છે. સાથે સાથે ઝકાત, સદકા વગેરે દ્વારા માલદારો પાસેથી ગરીબો તરફ પૈસાનો પ્રવાહ વહેતો કર્યો છે અને એ દર્શાવ્યું છે કે, ધનદૌલત મકબૂલિયતની દલીલ નથી, તેના સાથે સારા સંસ્કાર અને નૈતિકતા અસલ પૂંજી છે. સંગ્રહખોરીની મનાઈ, વેપારમાં કરેલા કોલ-કરાર પૂરા કરવા વગેરે બાબતો પણ વહેપારિક નૈતિકતાના સ્થંભો છે.

**સામાજીક બાબતો :**

સ્ત્રીઓના હક્કો, સામાજીક જીવનના નિયમો, નિકાહમાં સ્ત્રીની પસંદ અને રઝામંદીનો ખાસ ખ્યાલ રાખવો તથા જબરદસ્તી કરાવવામાં આવેલ નિકાહ રદ કરવાનો સ્ત્રીનો અધિકાર, અવલાદની સાર-સંભાળ, સારા સંસ્કાર, સારૂ જ્ઞાન અને પ્રશિક્ષણ આપવું, વારસાઈમાં સ્ત્રીઓના હક્કો આપવાની તાકીદ તથા ઉત્તેજન, છોકરીઓની સારસંભાળ તરફ વિશેષ ધ્યાન આપવું.

સ્ત્રીની મહેર આપવામાં ખોટો વિલંબ ન કરવો. બાળકોને ગરીબી, ભૂખમરા, બલિદાન અને આર્થિક ભીંસને લઈ મારી નાખવાની સખ્ત મનાઈ છે. પુરૂષ ઘરના મોભા સમાન છે, તેણે આખા કુટુંબનો વહીવટ, બુધ્ધિ, સમજ, વિવેક અને સમાનતા સાથે કરવાનો છે. પતિ-પત્નીના દાંપત્ય સબંધોમાં તિરાડ પડે તો શું કરવું, નાની છોકરીઓને જન્મ થતાં જ મારી



નાંખવાના કૃત્યની ઘોર નિંદા, સગા-સબંધીઓ બલ્કે અલ્લાહપાકની સમગ્ર મખ્લૂક સાથે દયા, પ્રેમભાવ, મૈત્રી, સદ્‌વર્તાવ, નરમી, વિનમ્રતા, માફી, દરગુજર, દરિદ્રતાભર્યો વ્યવહાર તથા તેમના તરફથી થતો સામાજીક, માનસિક, આર્થિક રંજાડ પણ વેઠી લેવો. તેમના તરફથી દરેક પ્રકારની સતામણી બાદ પણ તેમની સાથે સદ્‌વર્તનની તાકીદ, કામના સમયે કોઈના ઘેર ન જવુ, જતાં પહેલાં પરવાનગી લેવી, પરવાનગી ન મળવા ઉપર ખોટુ ન લગાડવુ, માનવીની કદર અને મહત્વતા, માનવતા, ભાઈચારો, બંધુત્વ ભાવનાનો પ્રેરણાદાયક અમલી પાઠ, શત્રુ સાથે ન્યાય, દરગુજર, માફી, રહેમ, સુલેહ, સમાધાન વગેરે બાબતોમાં આગળ પડતો ભાગ ભજવવો અને ભાંગફોડ, સતામણી, બે વ્યક્તિ કે કુટુંબો દરમ્યાન તોડ પાડનારી પ્રવૃત્તિઓથી દૂર રહેવુ, સારા કૃત્યોમાં એકબીજાની મદદ કરવી અને ખરાબ કૃત્યોમાં મદદ ન કરવી, દરેક વ્યક્તિ સાથે નરમી, માણસાઈ, ન્યાય, દયા, પ્રેમ અને વિનમ્રતાથી રહેવુ, ગુસ્સાને પી જવુ.

પડોશી કાયમના હોય કે સફરમાં હોય, તેમની સાથે સદ્‌વર્તાવની ખાસ તાકીદ. જેના પડોશી તેની સતામણીથી ભયભીત રહેતો હોય, તે વ્યક્તિ જન્નતમાં જશે નહીં.

સર્વે એક બાપ હઝરત આદમ (અલૈ.)ની અવલાદ છે. કોઈપણ ઉંચ-નીચ કે અસ્પૃશ્યતાવાળો નથી. કાળા-ગોરા હોવુ શ્રેષ્ઠતાનું માપદંડ નથી, ફક્ત આત્મશુધ્ધિ જ શ્રેષ્ઠતાનું માપદંડ છે.

લોકો સાથે હસતા મુખે મળવુ પણ નેકી છે. બુરાઈનો બદલો નેકી અને સદ્‌વર્તનથી આપવો. લોકો સાથે રહમથી વર્તવુ. દરગુઝર એટલે ભૂલથી પણ ગુનેહગાર સમક્ષ તેના આગલા ગુનાહનું વર્ણન ન કરવુ. રસ્તામાં આવતા-જતાં નઝરો નીચી રાખવી. પારકી સ્ત્રીઓને માં-બહેન સમજી તેમની સાથે પોતાની માં-બહેન જેવો વ્યવહાર રાખવો તથા અન્ય ધર્મીઓ પ્રત્યે આદર-માન રાખવું. તેમના ધાર્મિક પુસ્તકો, નિયમો, વિધિઓ વગેરે બાબતોનો ખ્યાલ રાખવો. તેમના બંધારણીય મૂળભૂત હક્કોનું રક્ષણ કરવું.



**જાનવરોના હક્કો :**

તેમનાથી તાકત પ્રમાણે કામ લેવુ. ખાવા-પીવામાં ભૂખ્યા ન રાખવા. પક્ષીઓના બચ્ચાઓને તેમનાથી અળગા ન રાખવા. ઝુબહ (વધ) કરવામાં પણ તે રીત અપનાવવી, જેમાં ઓછામાં ઓછી તકલીફ થાય. મૂંગા જાનવરોને ખવડાવવા-પીવડાવવામાં જન્નત (સ્વર્ગ) અને ભૂખ્યા રાખવામાં જહન્નમ (નર્ક)માં સખ્ત સજા ભોગવવી પડશે.

માનવ સૃષ્ટિનું શ્રેષ્ઠ સર્જન છે. માટે માનવતા અને સભ્યતા સૌથી મોટો ધર્મ છે. તેના વગર ઈમાન પરિપૂર્ણ થતુ નથી. જાતિવાદ, જૂથવાદ, પક્ષપાત અને પ્રદેશવાદનુ ઈસ્લામમાં કોઈ સ્થાન નથી. જગતમાં શાંતિ સ્થાપવાનો એક જ સરળ રસ્તો છે, તે આખિરતનો અકીદો. અર્થાત્ અલ્લાહપાકને હિસાબ આપવાનો ડર જીવનની પ્રત્યેક પળે હોય.





# સૂરએ ફાતિહા

તિલાવતનો ક્રમ નં.૧ | રૂકૂઅની સંખ્યા : ૧
નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ | આયતોની સંખ્યા : ૭
નાઝિલ થવાનો ક્રમ : ૫

سُوْرَةُ الْفَاتِحَةِ مَكِّيَّةٌ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝
اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝١ الرَّحْمٰنِ الرَّحِيْمِ
۝٢ مٰلِكِ يَوْمِ الدِّيْنِ ۝٣ اِيَّاكَ نَعْبُدُ وَاِيَّاكَ
نَسْتَعِيْنُ ۝٤ اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۝٥
صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۙ غَيْرِ
الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ ۝٧

સર્વ વખાણ અલ્લાહપાકને જ માટે છે, જે દરેક (જુદા જુદા) જગતનો પરવરદિગાર છે. (૧) જે ઘણો કૃપાળુ (અને) મહા દયાળુ છે. (૨) જે બદલાના દિવસ (કિયામત)નો માલિક છે. (૩) (હે અલ્લાહપાક !) અમે તારી જ બંદગી કરીએ છીએ અને (દરેક કાર્યમાં) તારાથી જ મદદ ચાહીએ છીએ. (૪) તું અમને સીધા માર્ગે ચલાવ. (૫) તે લોકોના માર્ગ પર, જેઓ પર તું કૃપાવંત થયો. (૬) તેઓના માર્ગે નહિ, જેમના પર તું ગુસ્સે થયો અને ન તેમના માર્ગે જેઓ અવળા માર્ગે ગયા. (૭) (આમીન.)

કુર્આન શરીફની સૌથી પહેલી સૂરતનું નામ ‘‘અલ્ફાતિહા’’ છે. જે એની તિલાવત તથા વિષય બન્નેવના યોગ્ય (મુનાસિબ) છે. ફાતિહાનો અર્થ શરૂ કરવુ છે. બીજા શબ્દોમાં આપણે તેને પ્રસ્તાવના કે આરંભ કહી શકીએ છીએ.

આ સૂરત આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નુબૂવ્વતના બિલ્કુલ પ્રારંભમાં ઉતરી છે. અમૂક રિવાયતોથી માલુમ પડે છે કે, આ સૌથી પહેલી સંપૂર્ણ ઉતરનાર સૂરત છે. એનાથી પહેલા અલગ-અલગ સૂરતોની અમૂક આયતો નાઝિલ થઈ હતી. જેમકે સૂરએ અલક, મુઝઝમ્મિલ, મુદસ્સિર વગેરે.

હકીકતમાં આ સૂરત એક દુઆ છે, જે અલ્લાહપાકે દરેક તે વ્યક્તિને



શિખવાડી છે, જે આ પવિત્ર કિતાબની તિલાવત અને વાંચન કરી રહ્યો છે.

આ સૂરતથી પ્રારંભ કરવાનો આશય એ પણ માલૂમ પડે છે કે, જો તમો આ પવિત્ર કિતાબના નૂરો, બરકતો અને ઈલ્મો ઈરફાનથી ફાયદો ઉઠાવવા માંગતા હોય તો પહેલા પોતાના પરવરદિગાર, સર્વ-શક્તિમાન એક અલ્લાહપાકથી આ હિદાયતની દુઆ માંગો.

સામાન્ય રીતે માણસ તે જ વસ્તુની દુઆ કરે છે, જેની તલબ અને ચાહત તેના દિલમાં હોય છે. આ દુઆથી શરૂઆત કરી કુર્આન શરીફ પઢવાવાળાને એવો એહસાસ અને ભાન કરાવવામાં આવે છે કે, તે આ પવિત્ર કિતાબની તિલાવત તથા તેના અર્થને હક અને સત્યના સાચા શોધક તરીકે અત્યંત શોખ, ધગશ અને એકચિત્તથી પઢે. અને યકીન રાખે કે સચ્ચાઈ તથા હિદાયતનો અસલ સ્રોત ફક્ત અને ફક્ત એક અલ્લાહપાકની જાત છે. માટે દરેક નેકી અને ભલાઈ માટે તેની જ સમક્ષ હાથ ફેલાવવામાં આવે.

## અલ્લાહપાકની હમ્દ (વખાણ) શા માટે ?

માણસ જ્યારે પોતાના શરીર તથા આજુબાજુ અને ઉપર-નીચે નજર કરી ધ્યાનથી વિચારે છે, તો તેને એહસાસ થાય છે કે, મારો તથા આ સૃષ્ટિ (જમીન-આકાશ)નો માલિક એક સર્વશક્તિમાન હોવા સાથે અત્યંત કૃપાળુ અને દયાળુ છે. તેના અસંખ્ય એહસાનો અને ઉપકારોના બોજ નીચે તે દબાયેલો છે. બલ્કે તેના વગર પોતાનું તથા સૃષ્ટિનું અસ્તિત્વ બેકાર છે.

જ્યારે તે ચાલે છે, તો તેને એહસાસ થાય છે કે, હાથ-પગ વગર તે કાંઈ જ કરી શકતો નથી. આંખ-કાન વગર કોઈ વસ્તુ જોઈ-સાંભળી નથી શકતો. મગજ વડે તે પોતાને નફો-નુકસાન કરનાર વસ્તુનો એહસાસ કરી શકે છે. રાત્રે થાકીને ચૂર થઈ બિસ્તરા ઉપર જઈ સુઈ જાય છે અને સવારે તાજાદમ થઈ ઉઠે છે. આ મીઠી નિંદરડી વગર તે માનસિક રીતે પરેશાન રહે છે. આ ઉંઘ અલ્લાહપાકની મહાન નેઅમત છે. તે જ્યારે પૃથ્વી ઉપર ચાલે છે, તો વૈજ્ઞાનિકોના કથનુસાર હજારો ભૌતિક-પ્રાકૃતિક કારણો ભેગા થયા પછી જ પૃથ્વી તેના ચાલવા માટે લાયક બને છે.





## સૂરએ ફાતિહાની સર્વગ્રાહિતા તથા સૌંદર્ય અને માનવજીવન પર તેનો પ્રભાવ :

કુર્આન શરીફની આ પહેલી સૂરત અલ્લાહપાકની આકાશી વાણીનો એક મૂલ્યવાન હીરો છે. જો આખી દુનિયાના બુદ્ધિવાનો, સાહિત્યકારો, મનોવિજ્ઞાનીઓ, નીતિના પાઠ ભણાવનારાઓ અને આધ્યાત્મિક ગુરૂઓ એકી સાથે મળીને કોઈ એવુ પુસ્તક સર્જવા ચાહે, જે પ્રત્યેક માનવ વર્ગ માટે તેઓની આવશ્યકતા તથા ઈચ્છાઓની વિવિધતા દર્શાવવા માટે સારી રીતે પૂરતુ હોય અને તેના વડે તે પોતાની દિલની વાત ખુદાપાકને કહી શકે, તો તેઓ બધા મળીને પણ સૂરહ ફાતિહા જેવી કૃતિ રચી શકતા નથી. પોતે સ્વયં કુર્આન શરીફ કહે છે :

"સાચે જ અમે આપને સાત આયતો આપી છે, જે વારંવાર પઢવામાં આવે છે. (સાથોસાથ) અમે આપને (આખું) કુર્આન પણ આપ્યું છે."

**અલ્હમ્દુ લિલ્લાહ રબ્બિલ આલમીન.** અર્થાત્ દરેક જાતના વખાણ, પ્રસંશા, ગુણગાન અલ્લાહપાક માટે જ છે. વાસ્તવમાં આ શબ્દ (હમ્દ) એટલો અર્થસભર છે કે, તેનો ભાવાનુવાદ અન્ય કોઈપણ ભાષામાં શકય નથી. ખુદાપાકની તારીફ કરવી એ ખુદા તઆલા સુધી પહોંચવા માટેનું સરળ સાધન છે. આ સાધન વડે જ એક વફાદાર-ફરમાંબરદાર બંદો પોતાની ઈબાદતની શરૂઆત કરી શકે છે. નમાઝની શરૂઆત પણ તેનાથી જ થાય છે. નમાઝ પઢનાર જાણે એવુ એઅલાન અને ઈકરાર કરી રહ્યો છે કે તે જે ખુદાપાકની ઈબાદત કરી રહ્યો છે, જેના વખાણ કરી રહ્યો છે, તે કોઈ વંશ કે કૌમ, કોઈ કુટુંબ કે જ્ઞાતિ, કોઈ દેશ કે પ્રદેશનો ખુદા નથી, બલ્કે સમગ્ર વિશ્વનો પાલનહાર છે.

આ ક્રાંતિકારી અકીદો અને ભાવના તે બધી માનવસર્જીત વહેંચણીઓ વિરૂદ્ધ એલાને જંગ છે. જેણે સમગ્ર માનવજાત ઉપર મહા અત્યાચાર કર્યો છે. આમ, મુસલમાન બે વસ્તુઓની ઘોષણા કરે છે. અને આ બેની એકતા ઉપર જ માનવસમાજની શાંતિનો આધાર છે. અને આ બન્નેના પાયા પર જ ઈસ્લામ



માનવજાતના નિર્માણનું કાર્ય કરે છે. (૧) એક, સર્જક (ખુદાપાક)નું એક હોવું અને (૨) માનવવંશનું એક જ બાપથી અસ્તિત્વ હોવુ. મતલબ કે સમગ્ર માનવજાતના પિતા એક જ (આદમ) છે. અને સમગ્ર માનવજાતના પરમ પૂજ્ય પણ ફક્ત એક જ (અલ્લાહપાક) છે. આને કારણે પ્રત્યેક માનવી બીજા માનવી સાથે બેવડું સગપણ ધરાવે છે. એક આધ્યાત્મિક (રૂહાની), કે બધાનો પાલનહાર એક જ અલ્લાહપાક છે. અને બીજું શારીરિક, કે બધા માનવીઓ એક જ પિતાના સંતાનો છે.

કુર્આન શરીફમાં અન્ય એક જગ્યાએ છે કે, હે લોકો ! અમે તમને બધાને એક પુરૂષ તથા સ્ત્રીથી બનાવ્યા છે. અને તમને વિવિધ જાતિઓ તથા પ્રજાતિઓમાં એટલા માટે વહેંચી દીધા છે કે, તમે એકબીજાને ઓળખી શકો. (આ વહેંચણી કોઈને ઉચ્ચ તથા કોઈને શુદ્ર બનાવવા માટે નથી) સાચે જ તમારા પૈકી સૌથી સન્માનનીય અલ્લાહપાકના મતે તે છે, જે અલ્લાહપાકથી સૌથી વધારે ડરતો હોય. નિઃશંક, અલ્લાહપાક જાણનાર, ખબર રાખનાર છે. *(સૂરએ હુજૂરાત : ૧૩)*

ઉપરોક્ત કુર્આન શ.ના આદેશની છણાવટ અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ શબ્દોમાં કરી છે : "અલ્લાહ તઆલાએ અંધકારયુગ (પૂર્વ ઈસ્લામ યુગ)નો પૂર્વગ્રહ અને પૂર્વજો વિશે મારવામાં આવતી ડંફાશને ખત્મ કરી દીધી છે. હવે માત્ર બે જ વર્ગો છે. એક આજ્ઞાકારી (હુકમ માનનાર) મુસલમાન, બીજો અવજ્ઞાકારી બિનમુસ્લિમ. બધા માનવીઓ આદમના પુત્રો છે. અને આદમને માટીથી ઘડવામાં આવ્યા હતા. કોઈ આરબ બિન આરબથી ઉચ્ચ નથી. સિવાય કે તકવા-સંયમ-સંસ્કાર-અખ્લાક વડે ઉચ્ચતા પ્રાપ્ત કરે." *(તિરમિઝી શરીફ)*

નમાઝી સર્વપ્રથમ **અર્રહમાનિર્રહીમ** કહી ખુદાપાકની સર્વશ્રેષ્ઠ સિફત (ગુણ) સિફતે રહમત (કરૂણા)ના ગુણને ધ્યાનમાં લાવે છે. આ સમયે યાદ કરવા માટે તેનાથી વધારે સારી ખુદાપાકની કોઈ સિફત નથી. આ એવો સમય છે, જ્યારે એક મુસલમાન પોતાની મજબૂરી તથા અભાવને નજર સમક્ષ

રાખી આજીજીપૂર્વક ખુદાપાકની ઈબાદત કરી રહ્યો હોય છે, તેનાથી યાચના કરી રહ્યો હોય છે, પોતાના તન-મનથી ઝૂકી જઈને પોતાના ગુનાહોની માફી માંગી રહ્યો હોય છે. આ સમય આશા અપેક્ષાનો સમય છે, નિરાશાનો સમય નથી. એટલે ખુદાપાકની રહમત (કરૂણા)નો ઉલ્લેખ વધુ યોગ્ય છે.

ત્યાર પછી તે બદલાના દિવસને યાદ કરે છે. (**માલિકિ યવમિદ્દીન**) તે દિવસ જેમાં અલ્લાહપાકની અસીમ-અપાર સત્તા તથા સંપૂર્ણ શક્તિ પ્રદર્શન પોતાની પૂરી શાનથી જાહેર થશે અને કોઈ બાદશાહ, અમીર, વઝીરને પણ તેના દરબારમાં ચૂંચા કરવાની હિંમત નહીં હોય. તે દિવસે કહેવામાં આવશે : "આજે સર્વ સત્તા કોના હાથમાં છે ?" જવાબ મળશે : "તે જ અલ્લાહપાકના હાથમાં, જે એક છે, આધિપત્ય-સત્તા ધરાવનાર છે."

આ વેળા તે પોતાના દિલમાં આખિરત (આવનારા જીવન)ના અકીદાને નવેસરથી જીવંત કરે છે. જે ખુદાપાકના ખૌફનો મુખ્ય સ્રોત (સ્થાન) છે. તેનાથી મન-વચન-કર્મની દેખરેખ રાખવાની પ્રેરણા મળે છે. મનને લલચાવનારી અનેક વસ્તુઆથી ભરેલી દુનિયામાં મુસલમાન રહે છે એ સ્થિતિમાં આ આસ્થા (અકીદા)ની જેટલી વધારે જરૂરત રહે છે, તેના માટે કોઈ પુરાવાની જરૂર નથી.

પછી તે અરબી ભાષામાં કહે છે (જેમાં કુર્આન શ. ઉતારવામાં આવ્યું અને જેને નમાઝની ભાષા તરીકેનું બહુમાન પ્રાપ્ત છે), તે ભારપૂર્વક તથા હૃદયસ્પર્શી શૈલીમાં કહે છે : "અમે તારી જ ઈબાદત કરીએ છીએ અને તારાથી જ મદદ માંગીએ છીએ (**ઇય્યાક નઅ્બુદુ વઇય્યાક નસ્તઈન**)."

જીવન વાસ્તવમાં ઈબાદત તેમજ સહાય માંગવાનું નામ છે. એક માનવી બીજા માનવીની પૂજા કરે અથવા તેનાથી સહાય માંગે, તો તેનાથી અનેક જાતના બંધનો અસ્તિત્વમાં આવે છે. પરંતુ જ્યારે આ બન્ને બાબતો (ઈબાદત તથા સહાય યાચના) માત્ર ખુદાપાકના હક તરીકે સ્વીકારવામાં આવે ત્યારે જીવનના ઘણાંખરા બંધનોથી એક માનવી આઝાદ થઈ જાય છે. આ એક એવો કરાર છે, જે એક મુસલમાન પોતાના પાલનહારથી રાત-દિનમાં વારંવાર

કરે છે. એટલે એક મુસ્લિમે ધ્યાન રાખવું જોઈએ કે તે શું કહી રહ્યો છે. નમાઝથી બહારના જીવનમાં તેને હંમેશા બે બાબતોમાં મજબૂર થવું પડે છે. ઝૂકવામાં અને માંગવામાં. નમાઝમાં જે કરાર કર્યો છે, નમાઝની બહાર તેની લાજ રાખવી જોઈએ. આમાં પોતાના દુન્યવી કામોમાં બીજાથી સહાય અને મદદ માંગવાની મનાઈ નથી ફરમાવી, પરંતુ તેમાં લોકોને પોતાના નફા-નુકસાનના સંપૂર્ણ માલિક સમજવાથી રોકવામાં આવ્યા છે, તથા અસલ તવજ્જુહ બંદા તરફ ન કરી ફક્ત અલ્લાહપાક તરફ કરવાનો આદેશ છે.

પછી તે અલ્લાહપાકથી હિદાયત યાને સદમાર્ગ તરફ માર્ગદર્શનની દુઆ માંગે છે. (**ઈહદિનસ્સિરાતલ મુસ્તકીમ**) આ તે માર્ગદર્શન છે, જે તેની સૌથી મોટી જરૂરિયાત છે. તે હિદાયત, જેના છીનવાય ગયા પછી કોઈ ચીજની કોઈ કિંમત નથી રહેતી. અને જેના મળી ગયા પછી કોઈ ચીજ નહીં મળવાનો અફસોસ રહેતો નથી. જેની શોધ માનવીની પ્રકૃતિ-તબીઅત-નેચર અને ફિતરત છે. અને જેની તમન્ના માનવીના હૃદય તથા આત્મામાં ગૂંથાયેલી છે.

પરંતુ આ હિદાયત હવામાં અધ્ધર દર્શાવી ન શકાય. તે ત્યારે જ સમજમાં તથા અમલમાં આવી શકે, જ્યારે તેના જીવંત વ્યવહારિક દાખલાઓ આપણી નજર સમક્ષ હોય. આ તે હસ્તીઓ છે, જેમને આપણે માનવ ઈતિહાસમાં અંબિયા, સિદ્દીકીન, શુહદા તથા સાલિહીનના નામે ઓળખીએ છીએ.

કુર્આન મજીદ તથા પાછલા તમામ આકાશી ગ્રંથોએ સંદેશવાહકો, સત્યનિષ્ઠો, જાનની આહુતિ આપનારાઓ તથા ખુદાપાકના નેક બંદાઓના અનુસરણનું આહ્વાન કર્યું છે. તેમનાથી મુહબ્બત, સબંધ તથા પ્રેમ રાખવાની પ્રેરણા આપી છે. તેમના વર્ગમાં શામેલ થવાનું નિમંત્રણ પાઠવ્યુ છે. કુર્આન શરીફમાં છે : "આ તે લોકો છે, જેઓને અલ્લાહપાકે હિદાયત આપી છે. તો તમે પણ તેમના માર્ગે ચાલો." *(સૂરએ અન્આમ : ૯૦)* સાથોસાથ કુર્આન શરીફ એવા લોકોથી સબંધ વિચ્છેદ (તોડી નાંખવા)ની માંગણી કરે છે, જે સીધા માર્ગથી દૂર થઈ નગુણાપણા (એહસાન ભૂલવા)ના માર્ગે ચાલવા માંડયા છે. જેઓ બધી જ હદો પાર કરી ગયા અને ખુદાપાકના ગુસ્સાનો ભોગ બન્યા.

અથવા ધર્મમાં મનસ્વીપણે ફેરફાર, વધારો-ઘટાડો કરી ગુમરાહ થઈ ગયા. કુર્આન શરીફમાં છે કે, *ઈહ્દિનસ સિરાતલ મુસ્તકીમ...* જેનો તર્જુમો થાય છે (હે અમારા પાલનહાર !) આપ અમને સીધા માર્ગે ચલાવશો. એવા લોકોના રસ્તે જેમના પર આપે મહેર (ઈન્આમો) વરસાવી. **એવા લોકોના રસ્તે નહીં, જેમના પર આપનો ગુસ્સો-ગઝબ-ક્રોધ ઉતર્યો. એવા લોકોના રસ્તે પણ નહીં, જેઓ માર્ગ ભૂલેલા હતા.**

અહીં કુર્આન શરીફનો એક ખુલ્લો ચમત્કાર જોવા મળે છે. ઉપર દર્શાવેલા વાક્યો જેને ઘાટ અક્ષરોમાં લખવામાં આવ્યા છે, તેમાં ખ્રિસ્તીઓને "ગુમરાહ" કહેવામાં આવ્યા છે. આ એક એવી હકીકત છે, જેના પર ઈતિહાસકારોને આશ્ચર્ય થાય છે કે, એક ઉમ્મી પયગમ્બર અલયહિસ્સલામ વડે કરવામાં આવેલી મોટી હકીકત છે. આ એક એવી હકીકત છે, જેને તમામ ઐતિહાસિક સ્ત્રોતો પુષ્ટિ (કબૂલ) આપે છે.

આશ્ચર્યની વાત છે કે, જે પવિત્ર હસ્તી (મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ અંગેનો ઈતિહાસ વાંચ્યો નથી, તેમની પાસે આ વિશે માહિતી મેળવવાના કોઈ સાધનો ન હતા, તે ખ્રિસ્તી દેશમાં ગણ્યાગાંઠ્યા દિવસો માટે ગયા હતા, અને થોડીક ક્ષણ માટે જ કોઈ ખ્રિસ્તીથી આપની મુલાકાત સાબિત થાય છે તેમના મુખેથી યહૂદીઓ માટે મગઝૂબિ અલયહિમ (અર્થાત્ જેમની ઉપર ખુદાપાક તરફથી ગુસ્સો કરવામાં આવ્યો)ના શબ્દો અને ખ્રિસ્તીઓ માટે "ઝાલ્લીન" (માર્ગ ભૂલેલા લોકો)ના શબ્દો ઉચ્ચારાયા છે. વાસ્તવમાં આ શબ્દો અલ્લાહપાકે આપની જીભે ઉચ્ચારાવ્યા હતા.

માત્ર આ બે શબ્દો જ કુર્આનના આકાશી ગ્રંથ હોવા માટે પૂરતા છે. ખ્રિસ્તીઓ તથા યહૂદીઓ માટે જે પરસ્પર ભિન્ન શબ્દો પ્રયોજવામાં આવ્યા છે, તેનું ઉપરોક્ત બન્ને કૌમોનો ઈતિહાસ અનુમોદન આપે છે.

યહૂદીઓનો ઈતિહાસ દર્શાવે છે કે, સાચે જ તેઓ શાપિત (મગઝૂબિ અલયહિમ) હતા. તેઓએ માનવીય સમાજ પર જે નકારાત્મક અસરો નિપજાવી છે, અને સદીઓ સુધી માનવ ઈતિહાસમાં જે ખંડનાત્મક ભૂમિકા

તેમણે અદા કરી છે, અને જે ષડયંત્રો રચ્યા છે, જે પ્રકારનું વિદ્રોહી માનસ તેમનામાં વિકસ્યુ છે, તે બધુ જોતાં તેઓ માટે "શાપિત કૌમ"ના શબ્દોથી વધારે બીજા કોઈ શબ્દો યોગ્ય નથી. આ કુર્આનના મોઅજિઝા (ચમત્કૃતિ)નો એક જીવંત પૂરાવો છે.

અને બીજો પૂરાવો એ કે, કુર્આન શરીફે ખ્રિસ્તીઓ માટે "ઝાલ્લીન"નો શબ્દ પ્રયોજાયો. ઝિલ્લત અથવા ગુમરાહીનો શો અર્થ છે ? આપને મુંબઈ જવું છે અને દિલ્હી જતી ગાડીમાં બેસી જાઓ, તેને કહેવામાં આવે છે ગુમરાહી, પથભ્રષ્ટતા. અને પછી એ જ ખોટા માર્ગે ચાલતા રહેવું. તેનું પરિણામ એ આવે છે કે, માણસ જેટલો વધુ ચાલે છે, તેટલો મંઝિલથી વધુ દૂર થતો જાય છે. ખ્રિસ્તમત બહુ ઝડપથી વિસ્તરી રહ્યો છે, અને હવે તો તે હવાઈજહાજની ઝડપે આગળ વધી રહ્યો છે. મતલબ કે તે મંઝિલ (સત્ય)થી પૂરઝડપે દૂર થતો જાય છે. આજની ઈસાઈયત સાચા અર્થમાં હઝરત ઈસા અલયહિસ્સલામે પેશ કરી હતી, તે રહી નથી. આજની ઈસાઈયત તો સેન્ટ પોલની દેણ છે. જેણે પોતે કટ્ટર યહૂદી હોવા છતાં ખ્રિસ્તી હોવાનો ઢોંગ કરી ખ્રિસ્તીઓને છેતર્યા. આ સંદર્ભમાં કુર્આન શરીફના મજકૂર શબ્દ પ્રયોગો તેની ચમત્કૃતિની સ્પષ્ટ દલીલ છે.

# સૂરએ બકરહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. ૨ | રૂકૂઅની સંખ્યા : ૪૦ |
| નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ | આયતોની સંખ્યા : ૨૮૬ |
| નાઝિલ થવાનો ક્રમ : ૮૭ | |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ કુર્આન શરીફની સૌથી લાંબી સૂરત છે. જેની આયત નં. ૬૭ થી ૭૩ સુધી તે ગાયનું વર્ણન છે, જેને ઝબહ કરવાનો હુકમ બની ઈસ્રાઈલ (યહૂદીઓ)ને કરવામાં આવ્યો હતો. આ સૂરતની આયત નં. ૪૦ થી ૧૪૩ સુધી લગાતાર યહૂદીઓનું વર્ણન છે. આ સૂરતનું નામ સૂરએ બકરહ એટલા માટે છે કે, તેમાં એક જગ્યાએ "ગાય"નું વર્ણન છે.



સૂરતોના નામો વિશે એટલુ જાણવું જરૂરી છે કે, દરેક સૂરતમાં વ્યાપક વિષયોનું વર્ણન છે. માટે કોઈ એક નામ આપવુ શક્ય નથી. જેથી દરેક સૂરતની ફક્ત ઓળખ માટે નામો આપવામાં આવ્યા છે. જેમાં આ નામ અથવા કિસ્સાનો ઉલ્લેખ હોય છે. આ ગાયનો કિસ્સો અલ્લાહપાકના સંપૂર્ણ સર્વશક્તિમાન હોવાનો પુરાવો છે. કારણકે ઝબહ (વધ) કરેલી ગાયના શરીરનો એક ટુકડો કતલ થનાર વ્યક્તિના શરીર સાથે લગાડવાથી તે વ્યક્તિનું જીવંત થઈ જવુ એક ચમત્કાર છે. તેમાં પ્રદાર્થ કે પ્રકૃતિના નિયમને કોઈ લેવા-દેવા નથી. આ બનાવ હઝરત મૂસા (અલૈ.)ની સાથે બન્યો. જે આપની નુબૂવ્વતની દલીલ હતો. એક હેતુ નુબૂવ્વત તથા રિસાલતના ઈન્કારીઓને ખામોશ કરવાનો છે.

સાથે સાથે જે લોકો મૃત્યુ બાદ આખિરત (પરલોક)નો ઈન્કાર કરે છે, તેનો પણ રદિયો કરવાનો છે. આ પ્રકારનો અકીદો ધરાવનાર લોકો સમજી જાય કે, જ્યારે ગાયના ગોશ્તનો ટુકડો લગાડવાથી મૃત્યુ પામેલ માણસ જીવંત થઈ શકે છે, તો પછી કિયામતના દિવસે અલ્લાહ તઆલા મૃત્યુ પામેલાને કેમ બીજી વખતે જીવંત નથી કરી શકતો ? સારાંશ કે, આ કિસ્સો ત્રણ વાતોની દલીલ છે : (૧) અલ્લાહ પાકની તૌહીદ (એકેશ્વરવાદ) અને સર્વશક્તિમાન હોવુ, (૨) હઝ. મૂસા અલયહિસ્સલામની નુબૂવ્વત અને રિસાલત, (૩) મૃત્યુ પામેલાને જીવંત કરવુ અને કિયામત કાયમ થવી. અને આ જ ત્રણ બાબતો કુર્આન શરીફના મુખ્ય હેતુઓ છે.

આ બનાવથી એ તરફ પણ ઈશારો છે કે, અંબિયાએ કિરામ અલયહિસ્સલામની વાતો કોઈપણ જાતના વાંધા-વચકાઓ અને દલીલો કર્યા વગર માની લેવી જોઈએ. તેમની વાતો તથા આદેશોમાં શંકા-કુશંકા અને દલીલબાજીમાં પડવુ મુનાફિક હોવાની નિશાની છે.

આગલી સૂરત (ફાતિહા)માં હિદાયત અને સીધા રસ્તાનું વર્ણન હતું. સૂરએ બકરહની શરૂઆતમાં પણ હિદાયતનું વર્ણન કરી બતાવી દીધુ કે "સીધો રસ્તો" શું છે ? સીધો રસ્તો ઈમાન, તકવા અને સારા અમલો કરવાથી મળે છે. પછી બતાવ્યુ કે, આ નેઅમત કેવા લોકોને મળે છે ? અને કોણ તેનાથી વંચિત રહે છે ?





હિદાયતના અનુસંધાનમાં માણસોના ત્રણ પ્રકારો દર્શાવવામાં આવ્યા છે : (૧) મુઅમિન (મુસ્લિમ), (૨) કાફિર, (૩) મુનાફિક. સૌપ્રથમ જણાવ્યું કે, આ કિતાબમાં શંકાને કોઈ સ્થાન નથી. હઝ. આદમ (અલૈ.)ની પૈદાઈશ (જન્મ)નો કિસ્સો વર્ણન કરી માનવીને પોતાની પૈદાઈશનો હેતુ દર્શાવ્યો. **"યા અય્યુહન્નાસ"**થી સંબોધી કોઈ જ્ઞાતિ, જાતિ, વર્ણ કે ધર્મના ભેદભાવ વગર સમગ્ર માનવજાતને પોતાની ઈબાદત અને બંદગીની દઅવત આપી.

ત્યાર બાદ તે ખાસ પ્રકારની રહમતો અને વિશિષ્ટ ઉપકારોનું વર્ણન કર્યું, જે ઈસ્લામ આગમન પહેલાના બે માનવ સમૂહોથી (હઝ. ઈબ્રાહીમ અલ.ની અવલાદ) સબંધિત છે. એક બની ઈસ્રાઈલ (યહૂદીઓ) અને બીજા બની ઈસ્માઈલ (અરબના રહેવાસીઓ). બની ઈસ્રાઈલની નાશુકી તથા નાફરમાનીનું વર્ણન પણ સાથે જ છે. ત્યાર બાદ કિબ્લા અને બયતુલ્લાહના બાંધકામનું વર્ણન કરી સ્પષ્ટ કર્યું કે, હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના કિબ્લા (મક્કા મુકર્રમહ) અને તેમના બતાવેલ સ્પષ્ટ તૌહીદવાળા રસ્તાનું અનુકરણ કરવામાં જ "સિરાતે મુસ્તકીમ" (સીધો રસ્તો) પ્રાપ્ત થશે. જેમને તમે પોતાના નબી સમજો છો, તેમણે કદી શિર્ક કર્યો નથી. બીજા પારાના શરૂમાં કિબ્લાના અહકામોનું વિગતવાર વર્ણન કર્યું. ત્યાર બાદ સૂરતના છેવટ સુધી મુસ્લિમોના પ્રાયવેટ તથા સામૂહિક (પબ્લિક) જીવનના અહકામ અને મસ્અલાનો સિલસિલો જારી રાખ્યો. સૂરતનો પ્રારંભ હિદાયત, સિરાતે મુસ્તકીમ અને રહમત તથા રબૂબિય્યતથી થયો અને અંત પણ રહમત, મગફિરત તથા મદદની દુઆ સાથે થયો.

આ સૂરતનો વધુ પડતો ભાગ મદીના મુનવ્વરહમાં હિજરત પછી તરત જ નાઝિલ થયો અને થોડો હિસ્સો ત્યાર બાદ ઉતર્યો. વ્યાજના હરામ હોવા બાબતની જે આયતો છે, તે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જીવનના છેલ્લા દિવસોમાં ઉતરી હતી. મક્કી જીવનમાં ફક્ત દીનના બુન્યાદી અકીદાઓ અને દીન સ્વિકારનારાઓની અખ્લાકી કેળવણી તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવતુ હતું. પરંતુ મદીના શરીફની હિજરત બાદ જ્યારે વ્યવસ્થિત ઈસ્લામી હુકૂમત કાયમ કરવામાં આવી, તો હવે તેમને સમાજી, રાજકીય, આર્થિક



અને કાનૂની રીતે તરબિયત જરૂરી હતી. માટે સૂરતના છેલ્લા ૨૨ રૂકૂઅમાં વધુ પડતા અહકામોનું વર્ણન છે.

કુર્આન શરીફના વિષયોમાં અકાઈદ બાબતે ચર્ચા કરતાં ઉલ્લેખ કર્યો હતો કે, કુર્આન શરીફમાં ચાર પ્રકારના લોકો (મુશ્રિકો, યહૂદીઓ, ખ્રિસ્તીઓ તથા મુનાફિકો)ની ગલત માન્યતાઓનું ખંડન કરવામાં આવ્યુ છે. સૂરએ બકરહ મદીના શરીફમાં ઉતરી છે. અને મદીના શરીફમાં યહૂદીઓ તથા મુનાફિકોની વસ્તી વધારે હતી. માટે તેમાં યહૂદીઓ તથા મુનાફિકોનું વર્ણન કરવામાં આવ્યુ છે. યહૂદી કૌમ ઉપર અલ્લાહપાકના જે ઈન્આમો, મહેરબાનીઓ અને તેમને જે વિશિષ્ટતાઓ અર્પણ કરવામાં આવી હતી, તેનો તથા તેમણે આ નેઅમતોની કદર ન કરી અને તેની જગ્યાએ બદમાશી અને વિવિધ પ્રકારની જે શરારતો કરી, તેનું સવિસ્તર વર્ણન આ સૂરતના શરૂના પ્રકરણોમાં કરવામાં આવ્યુ છે.

## યહૂદીઓ-ખ્રિસ્તીઓ અને મુસ્લિમોનો ટૂંકો ઈતિહાસ :

હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના બે સાહબઝાદા (પુત્રો) હઝરત ઈસ્હાક અલયહિસ્સલામ અને હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ હતા. જેમાં હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ અને તેમની વાલિદહ (માતા) હઝરત હાજરા (રદી.) વિશે અલ્લાહ તઆલા તરફથી હઝરત ઈબ્રાહીમ અલયહિ-સ્સલામને હુકમ થયો કે, તેમને અરબસ્તાન (મક્કા મુકર્રમહ)ના રેતીના રણપ્રદેશમાં વસવાટ કરાવો. જેથી મારા પ્રથમ ઘર (બયતુલ્લાહ)ને તે તથા તેમની નસલ આબાદ કરે. માટે હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ અને હઝરત હાજરા (રદી.) ત્યાં જ સ્થાયી થઈ ગયા. અને તેમની અવલાદ બની ઈસ્માઈલથી સંબોધવામાં આવી. આ લોકો અરબ કહેવાયા. અને તેમની જ નસલથી જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહ તઆલાના અંતિમ નબી તરીકે મોકલવામાં આવ્યા.

જ્યારે હઝરત ઈસ્હાક અલયહિસ્સલામ પોતાના વાલિદ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ સાથે બયતુલ્મુકદસ (પેલેસ્ટાઈન)માં જ રહ્યા.

અને તેમની નસલ ત્યાં જ આબાદ રહી. હઝરત ઈસ્હાક અલયહિસ્સલામની વફાત પછી આપના પુત્ર હઝ. યઅકૂબ અલયહિસ્સલામ નબી બનાવવામાં આવ્યા. આપનો લકબ ઈસ્રાઈલ હતો. જેનો અર્થ ઈબ્રાની ભાષામાં "અલ્લાહના બંદા" થાય છે. આપની અવલાદને "ઈસ્રાઈલના પુત્રો" (બની ઈસ્રાઈલ તથા યહૂદી) કહેવામાં આવે છે.

યહૂદીઓની કિતાબોમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના વિશે ઘણી વિશેષ નિશાનીઓ અને આપનું અંતિમ નબી હોવાનું વર્ણન હતું. અને હઝરત ઈસ્હાકથી લઈ હઝરત ઈસા અલયહિસ્સલામ સુધી ચાર હજાર નબીઓ લગાતાર યહૂદીઓમાં જ થયા. માટે તે એવુ સમજ્યા કે, અંતિમ નબી પણ યહૂદીઓમાંથી જ થશે. અને તે નિશાનીઓમાં ખજૂરના બાગોવાળી જગ્યાએ હિજરત કરશે, એવું પણ વર્ણન હતું. માટે યહૂદીઓના અમૂક કબીલાઓએ આ પ્રકારની જગ્યાઓએ વસવાટ કરવા માંડયો. તેમાં જ મદીના મુનવ્વરહ પણ ખજૂરના બાગોવાળી જગ્યા હોવાથી તેમણે ત્યાં પણ વસવાટ કર્યો હતો.

હવે જ્યારે આપ (સલ.)ને ચાલીસ વર્ષની ઉંમરે નબી બનાવવામાં આવ્યા અને તેમની કિતાબોમાં દર્શાવેલ બધી જ નિશાનીઓ આપ (સલ.)માં મૌજુદ હતી, તો તેમણે આપ (સલ.) ઉપર ઈમાન લાવવુ જરૂરી હતું. કારણકે તેમની કિતાબોમાં તથા તેમના નબીઓની વસીય્યતોમાં પણ આપ (સલ.) ઉપર ઈમાન લાવવાની તાકીદ હતી. અને યહૂદીઓ-ખ્રિસ્તીઓ વિશે કુર્આન શરીફમાં વર્ણન છે કે, તે નિશાનીઓને લઈ આપ (સલ.)ને એવી રીતે ઓળખે છે, જેમકે માં-બાપ પોતાની અવલાદને ઓળખે છે.

પરંતુ આ નબી બની ઈસ્રાઈલની જગ્યાએ અલ્લાહપાક તરફથી બની ઈસ્માઈલમાં મોકલવામાં આવ્યા હતા. અને તે ફક્ત પોતાના કુટુંબ કે કૌમ માટે જ નહીં, બલ્કે સર્વ જગત માટે અને કિયામત સુધીની બધી જ કૌમો માટે મોકલવામાં આવ્યા હતા. માટે ફક્ત હસદ અને ઈર્ષાને લઈ યહૂદીઓએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો વિરોધ કરવા માંડયો.



તો સૂરએ બકરહમાં યહૂદીઓને સંબોધીને વિગતવાર વર્ણન કરવામાં આવ્યુ. કારણકે આરબો તો દીની (ધાર્મિક) ઈલ્મથી વંચિત (મહરૂમ) હતા. જ્યારે યહૂદીઓ ઉપર અલ્લાહપાકના દીની તથા દુન્યવી અપાર ઉપકારો હતા. હઝરત યઅકૂબ, યુસૂફ, મૂસા, હારૂન, દાઉદ, સુલયમાન, ઈસા અલયહિસ્સલામ વગેરે કુલ ચાર હજાર નબીઓની દીની તઅલીમ તેમની પાસે હતી. એક લાંબા ગાળા સુધી તેમના કુટુંબમાં નુબૂવ્વતની સાથે સત્તા પણ રહી હતી. અને સમગ્ર જગતમાં તેમનું આધ્યાત્મિક તથા શૈક્ષણિક માન-સન્માન હતું. અને તેમના ઈમાન લાવવાથી સામાન્ય પ્રજાજનો ઉપર તેનો સારો અસર પડી શકે એમ હતું. માટે તેમને પોતાના ઉપકારો યાદ કરાવી ઈમાન લાવવાનું આમંત્રણ આપ્યુ અને દર્શાવ્યુ કે, જો તમો ઈન્કાર કરશો તો તમારા કારણે ઈન્કાર કરનારા બધા જ લોકોનો ગુનોહ તમને થશે. કારણકે જાણ્યા છતાં ઈન્કાર કરી તમે ડબલ ગુનેહગાર થશો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમન પહેલાં તમો આપની આતુરતાથી રાહ જોઈ લોકો સમક્ષ વખાણ કરતા હતા. પરંતુ આપના આગમન બાદ પોતાનું વર્ચસ્વ ઓછું થઈ જવાના ડરે આપનો વિરોધ કરવા માંડયા. યહૂદીઓની ગુમરાહીના મુખ્ય કારણોમાં ધનદૌલતની લાલસા તથા ઘમંડી હોવુ હતું. માટે તેમને ધનદૌલત અને મનેચ્છાઓ ઉપર કાબૂ મેળવવા સબ્ર (ધીરજ)ની અને ઘમંડ દૂર કરવા માટે નમાઝની તાકીદ કરવામાં આવી.

**સબ્ર અને નમાઝની મહત્વતા :**

સબ્ર અને નમાઝ અલ્લાહપાકની ઘણી મોટી ઈબાદતો છે. જેનાથી માનવીનું જાહેરી તથા આધ્યાત્મિક (રૂહાની) ઘડતર થાય છે. તે માણસને કપળા સંજોગોમાં પણ શાંતિ અર્પણ કરી ઉચ્ચ મનોબળ જાળવી રાખે છે. અલ્લાહપાકના નેક બંદાઓમાં આ બન્નેવ ગુણો ઘણા સારી રીતે હોય છે. માટે કુર્આન શરીફમાં તેમના માટે ફરમાવ્યું કે, તેમને કોઈ ગમ અને ડર હોતો નથી. તેમના દિલો આત્મવિશ્વાસ અને અલ્લાહપાકના વાયદાઓ ઉપર ઈમાનથી ભરેલા હોય છે. જ્યારે લોકો સબ્ર અને ધીરજ છોડી આપે છે, ત્યારે



આ બંદાઓ અલ્લાહ તઆલાની અપાર શક્તિઓને યાદ કરી લોકોને સાંત્વન આપે છે. યહૂદીઓ જ્યારે હઝરત મૂસા અલયહિસ્સલામ સાથે દરિયા કિનારે પહોંચી રહ્યા હતા અને પાછળ ફિરઔન (ઈજીપ્તનો રાજા)નું લશ્કર તેમનો પીછો કરી રહ્યુ હતું, ત્યારે યહૂદીઓએ ગભરાઈને હઝરત મૂસા અલયહિસ્સલામથી કહ્યું કે, હમે તો હવે જરૂર પકડાઈ જઈશું. કારણકે આગળ દરિયો અને પાછળ ફિરઔનનું લશ્કર છે. બચવાનો કોઈ રસ્તો નથી. ત્યારે સબ્ર અને નમાઝની સિફતોથી ઘડાયેલ અલ્લાહપાકના નબી હઝરત મૂસા અલયહિસ્સલામે ઘણા જ આત્મવિશ્વાસથી ફરમાવ્યું : "હરગીઝ નહીં ! મારી સાથે મારો પાલનહાર છે. તે જરૂર જરૂર બચાવનો રસ્તો કાઢી આપશે." આ નબીનું ઈમાન અને સબ્ર તથા નમાઝની બરકતો હતી.

હઝરત યઅકૂબ અલયહિસ્સલામ અને તેમના પુત્રો હઝરત યૂસુફ અલયહિસ્સલામના સમયમાં મિસ્ર (ઈજીપ્ત)માં આવીને વસ્યા હતા. હઝરત મૂસા અલયહિસ્સલામના સમયમાં તેમની સંખ્યા લાખોની થઈ ગઈ હતી. જેથી મિસ્રના અસલ રહેવાવાળાઓને ડર લાગ્યો કે, કદાચ આ લોકો મિસ્ર ઉપર કબ્ઝો કરી લેશે. માટે યહૂદીઓ ઉપર તેમણે બહાના કાઢી અત્યાચારો કરવાનું શરૂ કરી દીધુ હતું. અને તેવામાં ફિરઔને એક ખ્વાબ (સ્વપ્ન) જોયું તો તેના વિશે જ્યોતિષીઓએ કહ્યું કે, યહૂદીઓમાં એક બાળક પેદા થશે. જેનાથી તારી સલ્તનત ખતમ થશે. તો તેણે હુકમ કર્યો કે, યહૂદીઓમાં જેટલા છોકરાઓ પેદા થાય તે સૌને મારી નાંખવામાં આવે.

અલ્લાહપાકે હઝરત મૂસા અલયહિસ્સલામને તે જ સમયે પેદા કરી ફિરઔનના ઘરમાં જ આપનો ઉછેર પણ કરાવ્યો. અને છતાં તે આપનું કાંઈ બગાડી શક્યો નહીં. અને છેવટે તેણે આ હુકમ રદ કર્યો. આ સખ્ત સજાથી યહૂદીઓને બચાવ્યા, જે અલ્લાહપાકની મહાન નેઅમત હતી. હઝરત મૂસા અલયહિસ્સલામ નબી બન્યા બાદ ફિરઔનને સમજાવતા રહ્યા. છતાં તેણે માન્યું નહીં અને ત્યાર બાદ અલ્લાહપાકના હુકમથી હઝરત મૂસા (અલૈ.) સિરિયા તરફ રવાના થયા. અને ઉપર દર્શાવેલ કિસ્સા પ્રમાણે સમુદ્રમાં પાણી ચીરીને અલ્લાહપાકે સૂકો રસ્તો બનાવી આપ્યો. હઝરત મૂસા અલયહિ-

સ્સલામ તથા યહૂદીઓ સમુદ્ર પાર કરી ગયા. ફિરઔન તેમનો પીછો કરતા મધ્ય સમુદ્રમાં અલ્લાહપાક તરફથી ડુબાડી દેવામાં આવ્યો. જેને યહૂદી સામેના કિનારેથી જોઈ રહ્યા હતા.

ફિરઔનની લાશ વિષે વિગતવાર વર્ણન કરતા ડૉ. મોરીસ તેની ઐતિહાસિકતા અને કુર્આન શ.ની આયતમાં જે વર્ણન છે, તેમાં સમાનતાપણુ દેખાડે છે. તેમણે પોતે ૧૯૭૬માં મિસરી (ઈજીપ્ત) મ્યુઝીયમમાં જઈ ફીરઔનની મમી (શરીર)ના અલગ અલગ અવયવોના ફોટા લીધા. અને અંદાજે ત્રણ હજાર વર્ષ ગુજર્યા બાદ પણ તેમાં કોઈ ખાસ પરિવર્તન ન હોવા પર ઘણું આ□ર્ય અને અચંબો વ્યકત કર્યો છે. આ મમી થયેલ શરીર ૧૮૯૮માં રાજાઓની વાડીમાં મી. ઓરીટે શોધી. ત્યાંથી તે મમીને કેરો લાવવામાં આવી, ત્યાર બાદ ***(Elliot Smith)*** એલેટ સ્મીથે ૮ જુલાઈ ૧૯૦૭માં તેના શરીર પરથી ગિલાફ ઉતાર્યા. આ બધી પ્રક્રિયા અને શરીરની સમીક્ષાનું પોતાના પુસ્તક "રાજાઓની મમીઓ" ***(The Royal Mummies)***નું ૧૯૧૨માં વર્ણન કર્યુ છે. ત્યારથી લઈ ૧૯૭૬ સુધી તે ટૂરીસ્ટો માટે કેરોના અજાયબી ઘરમાં સજાવેલી હતી. તેનું માથુ અને ગળાનો ભાગ ખુલ્લો હતો. અને બાકીનું શરીર કપડાથી ઢાંકેલુ હતુ. ડૉ. મોરીસની રાય અને મશ્વેરાથી જુન ૧૯૮૫માં એના શરીરના અવયવો ઉપર રિસર્ચ કરવામાં આવ્યુ. જેમાં પ્રખર અનુભવી ડૉકટરો ડૉ. એલ. મેલ્જી, ડૉ. મુસ્તફા મન્યાલવી, પ્રો. સેકાલ્દી, પ્રો. મગનુ અને ડૉ. ડોરેગ્વન શામેલ હતા, ત્યાર બાદ ડૉ.મોરીસે આના પરિણામો વિશેની વિગતવાર જાણકારી ફ્રાન્સમાં ત્યાંની ડૉકટરી એકેદમીઓમાં મહાનિબંધ રૂપે રજુ કરી. આ પરિણામોની જાણ થતાં મિસરી (ઈજીપ્શયન) સરકારે ફીરઔનની મમી રિસર્ચ માટે ફ્રાન્સ મોકલવાનો ફેંસલો કર્યો અને ૨૬ સપ્ટેમ્બરના આ મમી પેરીસ મોકલવામાં આવી.

ડૉ. મોરીસ આ વિષય સમાપ્ત કરતાં લખે છે કે, જે લોકો પવિત્ર આકાશી પુસ્તકોની સચ્ચાઈ માટે મોર્ડન જાણકારીની દલીલો શોધે છે, તે મિસરના અજાયબી ઘરના મમી સ્થળોએ જઈને ફીરઔનના શરીર વિષે કુર્આનની આયતોના એક ભવ્ય ઉદાહરણનુ પ્રત્યક્ષ દર્શન કરી શકે છે.



આ અલ્લાહપાકનું ઈન્આમ અને મહાન ઉપકાર હતો. છતાં યહૂદીઓએ હઝરત મૂસા અલયહિસ્સલામને તૂર પહાડ ઉપર અલ્લાહપાક તરફથી તવરાત કિતાબ આપવા માટે બોલાવવાના સમયગાળામાં એક સોનાનો વાછરડો બનાવી તેની પૂજા કરવાનું શરૂ કરી દીધુ. આ મહાન ગુનો હતો. છતાં અલ્લાહ તઆલાએ તેમનો આ ગુનોહ માફ કર્યો. અને જે પ્રમાણે ફિરઔન તથા તેના લશ્કરનો સામૂહિક નાસ કર્યો, તેવો અઝાબ યહૂદીઓ ઉપર ઉતાર્યો નહીં, તો અલ્લાહ તઆલાનો શુક્ર અને આભાર માનો.

હઝરત મૂસા અલયહિસ્સલામ તૂર પહાડ ઉપરથી જ્યારે પાછા ફર્યા, તો સખ્ત ગુસ્સે થયા. અને જે લોકોએ વાછરડાની પૂજા કરી હતી, તેમને અલ્લાહપાકના હુકમથી સજામાં એકબીજાને કતલ કરવાનો હુકમ કરવામાં આવ્યો. આ પ્રમાણે આપસમાં ત્રણ હજાર માણસો કતલ થઈ ગયા. પછી હઝરત મૂસા અલયહિસ્સલામની દુઆ અને આજીઝીથી અલ્લાહપાકે તૌબા કબૂલ કરી અને મરનારને (શહાદત) તથા મારનારના ગુનાહ માફ કર્યા.

હઝરત મૂસા અલયહિસ્સલામ તૌરાત લઈ આવ્યા તો કેટલાક શરારતી લોકોએ કહ્યું કે, જ્યાં સુધી હમો અલ્લાહપાકને પોતાની નજર સામે જોઈએ નહીં, ત્યાં સુધી તમારી ઉપર ઈમાન લાવીશું નહીં. અલ્લાહપાકે આ બેઅદબીને લઈ તેમના ઉપર વિજળી પાડી. જેથી તે સૌ મરી ગયા. હઝરત મૂસા (અલૈ.)એ દુઆ કરી કે, અલ્લાહ તઆલા ! આ લોકો મને બદનામ કરશે, કે હઝરત મૂસા અલયહિસ્સલામે હમારા માણસોને મારી નાંખ્યા. માટે આપ માફી આપી એમને સજીવન કરી આપો. તો અલ્લાહપાકે તેમને જીવંત કરી આપ્યા કે, કદાચ તમો ઉપકાર માનો.

એ જ પ્રમાણે ફિરઔનના ડુબ્યા બાદ યહૂદીઓને હુકમ કર્યો કે, તમારા અસલ વતન સિરિયા જઈ ત્યાંની ''અમાલિકા'' કૌમથી જિહાદ કરો. પરંતુ યહૂદીઓએ ત્યારે પણ બદતમીઝીથી જવાબ આપ્યો કે, મૂસા (અલયહિસ્સલામ) ! હમો જિહાદમાં જઈ શકતા નથી. નઉઝુબિલ્લાહ ! તમો અને તમારા ખુદાપાક જિહાદ કરવા જાઓ.





આ બદતમીઝીની સજામાં અલ્લાહ તઆલાએ તેમને ચાલીસ વર્ષ સુધી સિનાઈના રણમાં ભટકતા રાખ્યા. ત્યાં પણ તેમના ઉપર ઘણા ઉપકારો કર્યા. ગરમીથી બચવા માટે વાદળોનો છાંયો કર્યો, ખાવા માટે મન્ન અને સલ્વા ઉતાર્યા.

**મન્ન :** સાબુદાણા જેવડા સફેદ અને મીઠા દાણા રાત્રે ઝાકળમાં વરસતા હતા. અને તેમના લશ્કરની આજુબાજુ તેના ઢગલા થઈ જતા હતા. દરેક પોતાની જરૂરત મુજબ તેને વીણી લાવતો હતો.

**સલ્વા :** બટેર પક્ષી લશ્કરની આજુબાજુ હજ્જારોની સંખ્યામાં ઉતરી જતા હતા. અને અંધારૂ થતાં તેને પકડી લાવી ખાતા હતા. મુદતો સુધી યહૂદીઓ આ બન્નેવ વસ્તુ ખાતા રહ્યા. જરૂરત પુરતુ લેવાની જગ્યાએ તેનો સંગ્રહ કરી બગાડતા રહ્યા.

યહૂદીઓ જંગલમાં ભટકતા ભટકતા થાક્યા તથા એક જ પ્રકારના ખાવાથી અકળાઈ ગયા, તો તેમણે હઝ. મૂસા અલયહિસ્સલામથી શહેરમાં વસવાની દરખ્વાસ્ત કરી. અલ્લાહપાકે તેમને એક શહેરમાં દાખલ થઈ તે ફતહ કરવાની ખુશખબરી આપી. ફરમાવ્યું કે, દાખલ થતી વખતે અલ્લાહ તઆલાનો આભાર માની સજદો કરશો, અને પોતાના ગુનાહોની માફી માંગશો, તો હમો તમારા ગુનાહ માફ કરી આપીશું. પરંતુ આ શહેર ફતેહ થયા બાદ તૌબા કરવાની જગ્યાએ બીજો ખોટો અર્થ વગરનો બકવાસ કરવા માંડયા તથા શહેરમાં જઈને પણ અલ્લાહપાકની નાફરમાની અને શિર્ક કરવા લાગ્યા. તો અલ્લાહપાકે પ્લેગનો અઝાબ ઉતારી હજારોને મૌતના ઘાટ ઉતાર્યા.

એ જ પ્રમાણે જ્યારે શહેરમાં દાખલ થતા પહેલાં જંગલમાં રઝળી રહ્યા હતા અને તેમને પાણીની સખત જરૂરત હતી, તો અલ્લાહપાકે હઝ. મૂસા અલયહિસ્સલામના મુઅજિઝા મારફતે પથ્થર ઉપર લાકડી મારવાથી પાણીના બાર ઝરણાં વહાવ્યા. જેથી દરેક કબીલાના લોકો પોતપોતાના ઝરણાંથી પાણી પીવા માંડયા. આ બનાવ ઘણી વખતે બન્યો. અને આ પ્રમાણે છ લાખ યહૂદીઓ માટે પાણીની વ્યવસ્થા કરવામાં આવી.





આ પ્રકારની સંખ્યાબંધ નેઅમતો-ઉપકારોને તેમણે ઠુકરાવ્યા. જાણી જોઈને હુકમોનો અનાદર કર્યો, તો પછી અલ્લાહ તઆલા તરફથી તેમની પાસેથી રાજ્ય કારભાર લઈ લીધો. તેમને ઈઝઝત અને માન-સન્માનની જગ્યાએ અભાગ્ય, મોહતાજ બનાવી દીધા. અને અળખામણા થતાં તેઓ અલ્લાહપાકના ગુસ્સાને પાત્ર થઈ ગયા.

આ બધુ થવાના મહત્વના કારણોમાં તેમનો ઘમંડ, અહંકાર કરી અલ્લાહપાકના હુકમોનો અનાદર કરવો તથા નબીઓનું અપમાન કરવું, તેમને તથા તેમના અનુયાયીઓને તુચ્છ સમજવા બલ્કે તેમના ઉપદેશો અને નસીહતો ન માનવાની સાથે તેમને (નબીઓને) શહીદ કરી નાંખ્યા. હઝરત ઝકરિય્યા, હઝરત યહ્યા અને હઝરત શઅ્યા અલયહિસ્સલામ એમના હાથે શહીદ થયા. હઝરત મૂસા અલયહિસ્સલામને પણ ઘણા સતાવ્યા. એમના ઉપર વિવિધ પ્રકારના આક્ષેપો લગાડયા.

યહૂદીઓને હુકમ હતો કે, શનિવારે માત્ર ઈબાદત (ઉપાસના) જ કરવી. બીજા કામોની જેમ માછલીના શિકારથી રોકવામાં આવ્યા. છતાં એમણે હીલા-યુક્તિથી પાણી રોકી લીધું અને નેક લોકોના સમજાવવા છતાં વાત ન માની, તો અલ્લાહપાકે નારાજ થઈ તેમની જાહેરી શકલ વાંદરાઓની જેમ કરી દીધી.

યહૂદીઓમાં આપસી કૌટુંબિક ઝઘડામાં એક સગાએ બીજા સગાને મારી નાંખ્યો અને પછી પોતે જ હઝરત મૂસા અલયહિસ્સલામ પાસે જઈ ખૂનીનો પત્તો લગાડી તેનાથી બદલો લેવાની માંગણી કરી. ખૂનીનો પત્તો લાગતો ન હતો, તો હઝરત મૂસા અલયહિસ્સલામે અલ્લાહ તઆલાની વહીની રાહ જોઈ. અલ્લાહપાક તરફથી હુકમ આવ્યો કે, એક ગાયનો વધ (ઝુબહ) કરી તેનો એક ટુકડો મૃત્યુ પામેલ માણસના બદન સાથે લગાડો, તે જીવંત થઈ પોતાના મારનારને બતાવી આપશે.

પરંતુ યહૂદીઓએ પોતાની આદત પ્રમાણે આ હુકમ માનવાની જગ્યાએ કહ્યું કે, તમો અમારી મશ્કરી કરો છો ? એનાથી મૃત્યુ પામેલ માણસ કેવી



રીતે જીવંત થઈ પોતાના કાતિલનું નામ આપી દેશે ? હઝરત મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે, હું અલ્લાહપાકનો નબી છું. હમારૂ કામ લોકોની હિદાયત-માર્ગદર્શનનું છે. મશ્કરી કરવી તો બેવકૂફોનું કામ છે.

ત્યાર બાદ ગાય વિશે વિવિધ પ્રકારના સવાલો કરતા રહ્યા. છેવટે ઘણી મોંઘી ગાય ખરીદવી પડી. તેને કાપી મારનારના શરીર સાથે તેનો ટુકડો લગાડયો (માર્યો), તો અલ્લાહપાકના હુકમથી તે જીવંત થઈ ગયો. અને તેણે પોતાના મારનાર ભત્રીજાઓનું નામ લીધું કે માલની લાલચમાં તેમણે મને મારી નાંખ્યો. આટલું બતાવી ફરી તે મરી ગયો. એ જ પ્રમાણે અલ્લાહપાક મૃતકોને જીવંત કરશે. પોતાની અપાર શક્તિ અને કુદરતના આવા ઘણા નમૂના તે લોકોને બતાવે છે.

અમૂક યહૂદી મુનાફિકો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની તવરાતમાં વર્ણન કરેલ નિશાનીઓ કદી મુસ્લિમો સમક્ષ કહી આપતા હતા, તો બીજા યહૂદી તેમને આ પ્રમાણે કરવાથી રોકતા હતા કે, તમારી કિતાબની આ પ્રકારની સનદો તમો કેમ બીજાઓને કહી આપણી વિરૂદ્ધ ગવાહીઓ બતાવો છો ? તમને ખબર નથી કે કિયામતના દિવસે મુસલમાન આ દલીલો વડે અલ્લાહપાકની સમક્ષ આપણને જુઠ્ઠા પાડશે.

અલ્લાહપાક ફરમાવે છે કે, આ નાદાન યહૂદીઓને એટલી ખબર નથી કે, અલ્લાહપાક તો ભેદની તે બધી જ વસ્તુઓ જાણે છે, જે તે લોકો છૂપાવી રહ્યા છે. તથા જે તે લોકો જાહેર કરે છે. તેના માટે આકાશ-પાતાળ-કાયનાત (બ્રહ્માંડ)ની કોઈ વસ્તુ છૂપી નથી.

યહૂદી આલિમોની એક અખ્લાકી કમઝોરી હતી કે, તે પોતાના આર્થિક લાભ માટે અભણ લોકોની ઈચ્છાનુસાર ખોટા મસ્અલા અને જૂઠી વાતો ઘડતા હતા. અમૂક વસ્તુઓનો પોતાના તરફથી વધારો કરી તેને અલ્લાહપાકનું કલામ કહેતા હતા. અને અમૂક વસ્તુઓ છૂપાવતા હતા. જેમકે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નુબૂવ્વત બાબતે તૌરાતના અમૂક લખાણોને છૂપાવતા હતા, તો અમૂક બાબતો જૂઠી પણ લખી નાંખતા હતા.



કુર્આન શરીફ યહૂદીઓના બીજા આલિમો અને દુરવેશોના વખાણ પણ કરે છે કે, તેઓ હઝરત મૂસા અલયહિસ્સલામની શરીઅત પ્રમાણે અમલ કરતા હતા. અને જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નુબૂવ્વતની ખબર પડી તો પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની શરીઅત ઉપર ઈમાન લાવ્યા. યહૂદીઓએ હઝરત ઈસા અલયહિસ્સલામને પણ જુઠાડયા અને તેમના ઉપર તથા તેમની પવિત્ર માતા હઝરત મરિયમ (રદી.) વિરૂદ્ધ પણ ખોટા આક્ષેપો ઘડયા.

યહૂદીઓને જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની શરીઅત ઉપર ઈમાન લાવવાનું કહેવામાં આવતુ ત્યારે તે હઝરત મૂસા અલયહિસ્સલામની શરીઅત ઉપર અમલ કરવાનું બહાનું કાઢતા હતા. તો અલ્લાહપાકે ફરમાવ્યું કે, જ્યારે મૂસા અલયહિસ્સલામ તમને ખુલ્લા અને સ્પષ્ટ મુઅજિઝહ બતાવતા હતા, ત્યારે તો તમે તેનો વિરોધ કરતા હતા, વાછરડાની પૂજા તમે શરૂ કરી ત્યારે તમારૂ હઝરત મૂસા અલયહિસ્સલામ ઉપર ઈમાન ક્યાં ગયુ હતું ? મતલબ કે આ એક ખોટુ બહાનું છે.

યહૂદીઓ પોતાની કિતાબ અને શરીઅત છોડી જાદુ જેવી નકામી વસ્તુઓ તરફ દોરવાઈ ગયા હતા.

યહૂદીઓમાં જાદુ ફેલાવાના બે કારણો હતા : (૧) હઝરત સુલયમાન અલયહિસ્સલામના જમાનામાં જિન્નાત અને ઈન્સાન સાથે રહેતા હતા. તો કેટલાક નાલાયક જિન્નાત લોકોને ધોકો આપતા હતા કે, આ જાદુ અમોએ હઝરત સુલયમાન અલયહિસ્સલામથી જ શિખ્યો છે. અને જાદુથી જ તેમની હુકૂમત ચાલે છે. (નઉઝુબિલ્લાહ) માટે યહૂદીઓ પણ લાલચમાં આવી શિખવા માંડયા. અલ્લાહપાકે તેમનો રદ કર્યો કે, હઝરત સુલયમાન અલયહિસ્સલામનું આ કામ જ નથી, બલ્કે તે તો હમારા નેક બંદા છે. તેમને હમે સત્તા આપી અને તેમણે પણ દુઆ કરી છે. તેમને આ હુકૂમત જાદુના પ્રતાપે નથી મળી. જાદુ તો કુફ્ર છે, અને નબીઓ કુફ્ર કરતા નથી.

યહૂદીઓમાં જાદુ ફેલાવાનું બીજુ કારણ એ હતું કે, એક જમાનામાં



ઈરાકમાં જાદુગરોનું જોર વધી ગયુ હતું. તો જાદુ અને મોઅજિઝહનો ફર્ક તથા ભેદ જાહેર કરવા માટે અલ્લાહ તઆલાએ હારૂત-મારૂત નામી બે ફરિશ્તાઓને જાદુનું જ્ઞાન આપી માનવ સ્વરૂપે મોકલ્યા હતા. તેમણે લોકોને જાદુ તથા મોઅજિઝહનો ફર્ક બતાવ્યો. તથા જાદુની બુરાઈઓ વર્ણન કરી તેનાથી દૂર રહેવાની આજ્ઞા આપી. છતાં અમૂક લોકો જૂઠી વાતો બનાવી તેમની પાસેથી જાદુ શિખતા હતા. આ ફરિશ્તાઓ તેમનાથી આ જાદુ ઉપર અમલ ન કરવાનો કરાર લેતા હતા. આ લોકો ત્યાર બાદ કરારભંગ કરી જાદુનો ખોટો ઉપયોગ કરતા હતા. આ અલ્લાહપાક તરફથી એક પરિક્ષા હતી. નફા-નુકસાનનો માલિક તો એક અલ્લાહપાક જ છે. જાદુ કરનાર કોઈને નફો કે નુકસાન પહોંચાડવાનો કોઈ અધિકાર ધરાવતો નથી.

આ કિસ્સામાં ઈબ્રત છે કે, જે કૌમ અલ્લાહપાકની કિતાબ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની તઅલીમ (શિક્ષણ)ને ધોકો કરી છોડી આપે છે, તો અલ્લાહ તઆલા તેમને જાદુ જેવી ઈમાન ખરાબ કરનાર બિનજરૂરી બાબતોમાં મશ્ગુલ કરી આપે છે. અને તે સારી તઅલીમથી વંચિત થઈ જઈ પોતાનું ઈમાન ખરાબ કરે છે. બલ્કે બીજા લોકોના ઈમાન બગાડવામાં ભાગીદાર થઈ પોતાની દુન્યા તથા આખિરત બરબાદ કરે છે.

યહૂદીઓ હઝરત ઉઝૈર અલયહિસ્સલામને અલ્લાહપાકના પુત્ર માનતા હતા. (નઉઝુબિલ્લાહ) તથા પોતાના સિવાય બીજા કોઈને જન્નતના હકદાર સમજતા ન હતા.

યહૂદી લોકો પોતાનો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદમાંથી હોવાનો દાવો કરી ઘમંડ કરતા હતા કે, બુઝુર્ગી તથા નુબૂવ્વતનો વાયદો ફક્ત યહૂદીઓ માટે છે. તો તેના જવાબમાં અલ્લાહપાકે ફરમાવ્યું કે, આ વાયદો હમારા તરફથી હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામને થયો હતો. અર્થાત્ આપના બન્નેવ પુત્રોની અવલાદ માટે હતો. જેમાં હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ અને તેમની અવલાદ (આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પણ શામેલ છે.

અને આ વાયદો એક શર્ત સાથે હતો કે, તે લોકો કુફ્ર, શિર્ક અને બૂરા

કૃત્યો કરી ઝાલિમ ન બની ગયા હોય. માટે અત્યાર સુધી તે હઝરત ઈસ્હાકની અવલાદમાં રહી. પરંતુ તેમણે લગાતાર ઈન્આમોની નાકદ્રી કરી. અને એક ખરાબ બગડેલ કૌમમાં જે દુર્ગુણો હોય શકે છે, તે બધા જ તમારામાં આવી ગયા છે. માટે તમો હિદાયતને લાયક રહ્યા નથી. હવે હમારા તરફથી આ નુબૂવ્વતને હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામના વંશમાં કરવામાં આવી. પરંતુ ઈસ્લામ ધર્મ તો સદા એક રહ્યો છે. સઘળા નબીઓ અને ઉમ્મતો તેના ઉપર જ ચાલતી હતી. હવે એ દીન હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મારફતે (જે હઝરત ઈબ્રાહીમ અલૈ.ના વંશમાંથી જ છે) સમગ્ર માનવજગતને પહોંચાડવામાં આવ્યો છે. માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કરેલી દુઆ કે, મારી અવલાદમાંથી પણ (અમુકને નુબૂવ્વત આપશો). તો અલ્લાહપાકે ફરમાવ્યું કે, મારું (આ) વચન જુલ્મીઓને પહોંચશે નહીં.

હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના વર્ણનમાં કઅ્બહ શરીફના બાંધકામ વગેરેની ચર્ચા કરી કઅ્બહની ફઝીલતો દર્શાવી યહૂદીઓને જાણ કરવામાં આવી કે, બયતુલ્મુકદસ તો પાછળથી બન્યુ અને કઅ્બહનું નવનિર્માણ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના હાથે થયું. આ રીતે કઅ્બહ શરીફની શ્રેષ્ઠતા અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના મુબારક હાથે તેનું બાંધકામ થવાને લઈ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જો બયતુલ્મુકદસ છોડી કઅ્બહને પોતાનો ફરીથી કિબ્લો બનાવે, તો તે પોતાના વાલિદ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામનું જ બનાવેલ છે. અને તેમની જ દુઆઓના ફળસ્વરૂપે અંતિમ નબી કઅ્બહની પાસે (મક્કા)માં જ પેદા કરવામાં આવ્યા. જે તે ઘરને આબાદ કરાવે.

યહૂદીઓની કિતાબોમાં અંતિમ નબીની આ પણ નિશાની લખી હતી કે, તે બન્નેવ કિબ્લા (બયતુલ્મુકદસ-કઅ્બહ)ના નબી હશે. અને મેઅરાજની રાત્રિએ બધા જ નબીઓની ઈમામત બયતુલ્મુકદસમાં કરાવી દર્શાવી દીધું કે, હવે પૂર્વ-પશ્ચિમ બધાના આ એક જ નબી રહેશે. માટે કિબ્લા સબંધી યહૂદીઓ તથા મક્કાના મૂર્તિપૂજકોએ કોઈ વાંધો ઉઠાવવાની આવશ્યકતા નથી.


આગળ વર્ણન કર્યું તેમ સૂરએ બકરહના છેલ્લા બાવીસ રૂકૂઅમાં મુસ્લિમોના સામાજિક, રાજકીય, આર્થિક અને કાનૂની અહકામોનું વર્ણન કરવામાં આવ્યુ છે. ઈમાન, અકાઈદ પછી સૌપ્રથમ કામ નેકીઓમાં પોતાની શક્તિ લગાડવાનું છે. અને તેમાં પણ મહાન નેકી મખ્લૂક (સૃષ્ટિ) પ્રત્યે દયા-ભલાઈ દાખવવી છે. એટલે કુર્આન શરીફમાં ફરમાવ્યું કે, ''મહાન નેકી એ છે કે, જે કોઈ અલ્લાહ પર અને કિયામતના દિવસ ઉપર અને ફરિશ્તાઓ(ની હસ્તી) ઉપર અને (સર્વ આકાશી) કિતાબો અને સઘળા નબીઓ ઉપર ઈમાન લાવે. અને તે માણસ અલ્લાહપાકની મુહબ્બતને લઈ હાજતમંદ સગા-વહાલા અને નાદાર-યતીમો તથા મોહતાજોને અને સાધન વગરના મુસાફિરો અને લાચારીવશ સવાલ કરનારાઓને તથા કેદીઓ અને ગુલામોની ગરદનો છોડાવવામાં (આઝાદી માટે) માલ આપતો હોય અને નમાઝ કાયમ રાખતો હોય તેમજ ઝકાત પણ આપતો હોય અને (તે ઉપરાંત) એ લોકો જ્યારે કોઈ કરાર કરે તો પોતાનો કરાર પૂરો કરનારા હોય અને ગરીબાઈ તથા દુઃખમાં તથા રણસંગ્રામમમાં ધીરજ રાખનારા હોય. આ લોકો જ સાચા છે. અને આ લોકો જ ખરા પરહેઝગાર (ગણવાને) લાયક છે.''

## નિર્દોષ ખૂનનો ન્યાયિક બદલો :

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર (ઈરાદાપૂર્વક) ખૂન કરવામાં આવેલાઓના સબંધમાં કિસાસ (બદલો) લેવો ફર્ઝ કરવામાં આવ્યો છે. (એટલે દરેક) આઝાદ પુરૂષના બદલે આઝાદ પુરૂષ અને ગુલામને બદલે ગુલામ અને સ્ત્રીના બદલે સ્ત્રી (કતલ કરવામાં આવે).

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમન પહેલાં આરબોમાં રિવાજ હતો કે, જ્યારે કોઈ માણસ બીજા માણસનું ખૂન કરતો હતો, તો મરનારના સગા-સબંધીઓ ફક્ત તેનાથી જ બદલો ન લેતા હતા, બલ્કે તેના કુટુંબના બીજા માણસોને પણ કતલ કરી નાંખતા હતા. અને જો કોઈ એમની માન્યતા પ્રમાણે નીચ કુટુંબની વ્યક્તિ હોય તો તેનો પ્રાણ લેવાને બદલો સમજતા ન હતા.





આ આયતમાં મુસ્લિમોને આ પ્રમાણેના ખૂનના બનાવ વખતે ધીરજ રાખવાનું કહેવામાં આવ્યુ. સાથે ફર્ક કર્યો કે, જે કોઈએ ઈરાદાપૂર્વક કોઈનું ખૂન કર્યું હોય તો બદલામાં તે જ ખૂનીને કતલ કરો. ઉંચ-નીચ અને નર-નારીનો ફર્ક કર્યા વગર ખૂનીને છોડી બીજાને અથવા ખૂની સાથે બીજા સગા-વહાલાને કતલ કરવા જાઈઝ નથી. અને આ બદલો લેવાનો અધિકાર ઈસ્લામી સરકારને જ છે. કોઈ પણ વ્યક્તિએ પોતાના તરફથી બદલો લેવો જાઈઝ નથી.

કતલ થનાર વ્યક્તિના વારસદારો ખૂનનો બદલો લેવાની જગ્યાએ દંડ તરીકે પૈસા-માલ લેવા રાજી થઈ જાય તો તેને દિય્યત કહે છે.

**રોઝા :** રોઝા ઈસ્લામના પાંચ સ્થંભોમાંથી એક છે. રોઝા ફક્ત આ ઉમ્મત ઉપર જ ફર્ઝ નથી, બલ્કે બધા જ નબીઓની ઉમ્મતો ઉપર ફર્ઝ હતા. જો કે તેની સંખ્યા અને અમૂક કાયદાઓમાં ફર્ક હતો. રોઝામાં આ સરળતા પણ કરી આપી કે, બીમાર જો રોઝો રાખવા શક્તિમાન ન હોય અને મુસાફિર (૭૮ કિ.મી.) પણ રોઝો ન રાખે તો તેમણે બીજા દિવસોમાં તેની કઝા કરવાની છે. અલ્લાહપાક ફરમાવે છે : અને જે માણસ બીમાર હોય અથવા મુસાફરીમાં હોય, તો બીજા દિવસો(ના રોઝહ)થી ગણતરી પૂરી કરે, અલ્લાહ તઆલા તમારા માટે (હુકમોમાં) સહેલાઈ ચાહે છે. અને તમને મુશ્કેલીમાં નાંખવા ઈચ્છતા નથી.

**રોઝાનો મકસદ :**

રોઝો ઈસ્લામની એક પાયાની બાબત (રુકન) છે. માનવીના નૈતિક ઘડતરમાં રોઝાની બહુ મોટી ભૂમિકા છે. રોઝાથી જે સદ્‌ગુણોનો વિકાસ થાય છે તેને કુર્આન એક સર્વગ્રાહી શબ્દ 'તકવા' વડે વ્યકત કરે છે.

અલ્લાહપાકે ઈન્સાનને જિસ્મ (શરીર) તથા રૂહ (આત્મા) બંને વસ્તુ આપી છે. તેમાં ફરિશ્તાઓ જેવા સદ્‌ગુણો સહિત શયતાન જેવા દુર્ગુણો પણ રાખ્યા છે. રૂહ તેને ઉપર લઈ જવા માંગે છે અને જિસ્મ તેને નીચે ખેંચે છે. માણસ એક તરફ તો માટીનું પૂતળું છે, પરંતુ તેમાં પ્રાણ ખુદાએ પુર્યો છે.



અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ‘‘માનવીને ખણખણતી માટીમાંથી બનાવવામાં આવ્યો છે.’’ *[રહમાન : ૧૪]*

બીજી જગ્યાએ છે કે, ‘‘જ્યારે હું તેને ઘાટ આપી દઉં અને તેમાં મારી (માલિકીની) પ્રાણ ફુંકી દઉં ત્યારે તમે બધા તેની સામે માથું ઝુકાવી દેજો.’’ *[હિજર : ૨૯]* માનવજાતને જે અમાનત સુપરત કરવામાં આવનાર હતી, તેને ઉપાડવા માટેની ક્ષમતા ભલાઈ–બુરાઈ વચ્ચે ઉપર્યુકત ખેંચતાણ વગર શકય જ ન હતી.

આજનો આધુનિક માનવી શરીરના વિકાસ માટે ઘણું ધ્યાન આપે છે, પરંતુ આત્મા (રૂહ)ના પ્રતિ કોઈનું ધ્યાન નથી જતું. માનવતા પાયમાલ થઈ રહી છે અને પાશવતા વધતી જઈ રહી છે.

ઈસ્લામે જિસ્મ તથા રૂહ બન્નેના તકાદાઓ પુરા કરવાની વાત કરી છે. એક સાચો મુસ્લિમ માત્ર આખિરત (મરણોત્તર જીવન)ની જ ભલાઈ નથી માંગતો, આ દુનિયાની પણ ભલાઈ માંગે છે. *[અલ બકર : ૨૦૧]*

રોઝાનો આદેશ એ ઈસ્લામની સર્વગ્રાહિતાનું પ્રતિક છે. તે એક ટ્રેનિંગ કોર્ષ છે. તે માણસને મન પર કાબુ રાખવાની ટેવ પાડે છે. આત્માને પવિત્ર કરે છે તથા ઉચ્ચ હેતુઓ સિધ્ધ કરવા માટે બલિદાનની ભાવના વિકસાવે છે. એટલે જ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મોઢેથી અલ્લાહપાકે એલાન કરાવ્યું કે, ‘‘રોઝો મારા માટે છે અને હું જ તેનું વળતર (અજ્ર) આપીશ.’’ બીજી એક હદીષમાં છે કે, ‘‘રોઝો ઢાલ છે.’’ (જેના દ્વારા શયતાનના હુમલાને ખાળી શકાય છે.) હદીષ શરીફમાં એમ પણ છે કે, ‘‘જ્યારે તમારો રોઝો હોય તો અશ્લીલ વાતો ન કરો, ચીસાચીસ ન કરો. જો કોઈ ગાળા-ગાળી કરે કે મારવા ચાહે તો રોઝેદારે એમ કહેવું જોઈએ કે હું તો રોઝેદાર છું.’’ એક હદીષમાં રોઝેદારની મહત્વતા દર્શાવતાં કહયું છે કે, ‘‘એ હસ્તીના સોગંદ, જેના હાથમાં મુહમ્મદ (સલ.)ની જાન છે, કિયામતના દિવસે રોઝેદારના મોઢાની દુર્ગંધ અલ્લાહપાકના ત્યાં કસ્તૂરીથી વધારે સુગંધીદાર હશે.’’ અન્ય એક રિવાયતમાં છે કે, રોઝો તથા કુર્આન કિયામતના દિવસે

બંદાની ભલામણ કરશે. રોઝો કહેશે કે, હે પરવરદિગાર ! મેં તેને દિવસે ખાવા–પીવા તથા સહશયન (પત્ની સાથે સંભોગ)થી રોકી રાખ્યો હતો, એટલે મારી ભલામણ સ્વીકારી લો. બીજી બાજુ કુર્આન કહેશે કે, મેં તેને રાત્રે સુવાથી રોકી રાખ્યો હતો એટલે તેના વિશે મારી ભલામણ સ્વીકારી લો. આમ બન્ને સિફારિશ કરશે.

હઝરત અબૂ ઉમામા (રદી.) રિવાયત કરે છે કે, હું અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવ્યો અને કહયું કે, મને કોઈ એવું કામ બતાવો જે મને જન્નતમાં લઈ જાય. આપ (સલ.)એ કહયું કે, તમારે રોઝા રાખવા જોઈએ. એટલા માટે કે રોઝાની બરાબરી કોઈ અમલ કરી શકે એમ નથી. પછી હું બીજી વખત પણ ગયો (અને આ જ પ્રશ્ન કર્યો) તો આપે કહયું, તમારે રોઝા રાખવા જોઈએ. *[અહમદ, નસઈ]* બીજી એક હદીષમાં છે કે, ‘‘જે કોઈ બંદો અલ્લાહપાકના માર્ગમાં (અલ્લાહપાક માટે) રોઝો રાખે છે તો તે દિવસે અલ્લાહપાક જહન્નમની આગને તેનાથી સિત્તેર વર્ષના અંતરે દૂર કરી દે છે.’’ હઝરત સહલ બિન સઅદ વર્ણવે છે કે, જન્નતમાં એક દરવાજો છે. જેનું નામ રય્યાન છે. કિયામતના દિવસે કહેવામાં આવશે કે, રોઝેદારો કયાં છો ? અને જ્યારે છેલ્લો રોઝેદાર દાખલ થઈ જશે તો તે દરવાજો બંધ કરી દેવામાં આવશે.

રોઝો હિ.સન ૨ માં મુસ્લિમો પર ફર્ઝ થયો. તે પૂર્વે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ૧૦મી મુહર્રમ (યવમે આશુરા)નો રોઝો રાખતા હતા. સહાબાએ કિરામ રદી.ને પણ આપ (સલ.)એ એમ કરવાનો આદેશ આપ્યો હતો. મદીના શરીફ પહોંચ્યા પછી દર મહિનાના ત્રણ રોઝા રાખવાની પણ આપે શરૂઆત કરી હતી. અહીં સુધી કે રમઝાનના રોઝા ફર્ઝ થઈ ગયા અને બીજા રોઝાઓ મરજીયાત બની ગયા.

રોઝો એક એવી ઈબાદત છે, જેને દેખાડા ખાતર રખાય એ શકયતા બહુ ઓછી હોય છે. તેમાં ઈખ્લાસ (શુધ્ધતા)નો અવકાશ વધારે હોય છે. એટલે જ શરીઅતે તેનો સવાબ પણ વધારે રાખ્યો છે.



રોઝાની આ ફઝીલત તે રોઝેદાર માટે છે જે રોઝાની સમગ્ર આચાર-સંહિતા પાળતો હોય. બાહ્ય રીતે જે વસ્તુઓથી રોઝો તૂટી જાય છે તેનાથી દૂર રહેવાની સાથોસાથ એવી બાબતોથી પણ દૂર રહેવાની જરૂર છે જેનાથી રોઝાના હાર્દને હાનિ પહોંચે છે. દા.ત. જૂઠું બોલવું, લડાઈ–ઝઘડો, ગાળાગાળી, બદગોઈ કરવી વિગેરે...

રમઝાનનો આખો મહીનો ખૈરો બરકતવાળો છે. એટલે તેની પ્રત્યેક ક્ષણથી ફાયદો ઉઠાવવાની કોશિષ કરવી જોઈએ. ફરાઈઝ સહિત નફિલ ઈબાદતોના પ્રમાણમાં વધારો કરવો જોઈએ.

કુર્આન શરીફના અવતરણ (નુઝૂલ)ની શરૂઆત રમઝાનમાં થઈ. એટલે કુર્આન સાથે આ મહિનાનો એક વિશેષ સંબંધ છે. આ જ કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આ મહીનામાં કુર્આનની વધારેમાં વધારે તિલાવત કરતા હતા. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)ની એક રિવાયતનો અર્થ આ મુજબ છે :

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બધા લોકોમાં સૌથી વધારે સખાવત કરનાર હતા. જ્યારે રમઝાનનો મહિનો આવતો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મુલાકાત હઝરત જિબ્રઈલ અલયહિ–સ્સલામથી થતી તો આપ ઝડપથી ચાલતા પવનથી પણ વધારે સખી બની જતા હતા. *[બુખારી, મુસ્લિમ]*

હઝરત મુજદ્દિદ અલ્ફેષાની રહ. ફરમાવે છે કે, ''રમઝાનનો મહિનો બરકતનો મહિનો છે. આ મહિનામાં જેનું મન નેકીઓમાં ચોંટેલું રહેશે, આખુ વર્ષ તેનું મન પરોવાયેલું રહેશે અને આ મહિનામાં જેનું મન ભમતું રહેશે, તેનું મન આખું વર્ષ આમતેમ ભટકતું રહેશે.''

જે મહિનામાં શયતાનને પકડી ગોંધી દેવામાં આવ્યા હોય તથા જન્નતના દરવાજા ખોલી દેવામાં આવ્યા હોય તે સમયગાળામાં પણ જો માનવી પોતાના મન પર કાબૂ ન મેળવી શકે તો કયારે મેળવશે ?

ઈમામ ગઝાલી (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે, રોઝાનો મકસદ



એ છે કે, માણસમાં એવા ગુણો વિકસે જે ફરિશ્તાઓમાં હોય છે. અને માણસ તે સ્તરથી ઉંચો આવે, જ્યાં પશુઓ વિચારતા હોય. સ્વાભાવિક છે કે માણસ પોતાની મનેચ્છાઓ પર જેટલો કાબૂ મેળવી લેશે તેટલો તેનો આધ્યાત્મિક વિકાસ થશે.

અલ્લામા ઈબ્ને કય્યિમ રહ. ફરમાવે છે કે, રોઝાનો હેતુ મનને તેની રોજિંદી ટેવોમાંથી મુકત કરવાનો છે. અને વાસ્તવિક અર્થમાં સૌભાગ્ય મેળવવાની તેમાં ક્ષમતા પેદા કરવાનો છે. તેની સૌથી સારી રીત એ છે કે, થોડીક મુદ્દત માટે ખાવા–પીવાથી દૂર રહેવાની પ્રેકટીસ કરવામાં આવે.

રોઝાથી આધ્યાત્મિક ફાયદાઓ સહિત શારીરિક ફાયદાઓ પણ થાય છે. રોઝા શરીરની ઉત્કટ ઈચ્છાઓને ઠંડી પાડવામાં ઘણો ભાગ ભજવે છે. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે શાદી ન કરી શકતા હોય એવા યુવાનોને રોઝાનું સૂચન કર્યુ છે.

અકરાંતિયાની જેમ ખાવાથી પેટ તો બગડે જ છે; આધ્યાત્મિક વિકાસ પણ રૂંધાય છે. મનની ઈચ્છાઓ સંતોષવા માટે સતત ભમતા રહેવાથી માણસ સદ્‌ગુણો સંપન્ન નથી કરી શકતો. રોઝાની વ્યવસ્થા કરી ખુદાએ આ મોટી નેઅમત પ્રાપ્ત કરવા માટે માર્ગ મોકળો કરી દીધો છે.

રોઝો એ કાંઈ નકારાત્મક ક્રિયા નથી, બલ્કે તેની કબૂલિય્યત માટે હકારાત્મક અભિગમ એક અનિવાર્ય શરત છે. મતલબ કે ઈમાન હોય તથા સવાબની નિય્યત હોય પછી ભૂખ્યા તરસ્યા રહેવાથી રોઝો આકાર પામે છે. માત્ર ભૂખ્યા તરસ્યા રહેવાનું નામ રોઝો નથી. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું કથન છે કે, "જે માણસ જૂઠ બોલતા તથા ખોટું કરતા નહીં ખચકાય તો અલ્લાહપાકને કોઈ જરૂર નથી કે (તે રોઝાના નામે) પોતાનું ખાવા–પીવાનું છોડી દે." એવી જ રીતે આપ અલયહિસ્સલામે ફરમાવ્યું કે, "કેટલાય રોઝેદારો એવા છે કે તેમને તેમના રોઝાથી ભૂખ–તરસ સિવાય કાંઈ નથી મળતું. અને કેટલાય (રાત્રે) નમાઝ પઢનારા એવા છે કે તેમને તેમની નમાઝથી ઉજાગરા સિવાય કાંઈ નથી મળતું." *[દારમી]*



**હજ્જ** : હજ્જ પણ ઈસ્લામનો મહાન સ્થંભ (રૂકન) છે. કુર્આન શરીફમાં ફરમાવ્યું કે, હજ્જના (અમૂક) મહીના પ્રખ્યાત છે. પછી જેણે તેમાં (ફર્ઝ હોવાને લઈ) હજ્જ કરવાનો નિર્ણય કરી લીધો, તો તેણે હજ્જમાં સ્ત્રી મેળાપ અને કોઈપણ ગુનાહ તેમજ (કોઈપણ પ્રકારનો) ઝઘડો (ફસાદ) કરવો જોઈએ નહીં. અને તમે જે કંઈ નેકી કરો છો, તેને અલ્લાહપાક જાણે છે. અને (જ્યારે હજ્જ માટે નીકળો ત્યારે મુસાફરીનો) ખર્ચ જરૂર સાથે લઈ લો. કારણકે ખર્ચ (સાથે લેવા)માં સૌથી મોટો ફાયદો (ભીખથી) બચવુ છે. અને હે બુધ્ધિશાળીઓ ! (આ હુકમો બજાવી લાવવામાં) મારાથી ડરતા રહો. (૧૯૭) અને (હજ્જમાં) વેપાર કરીને પોતાના પરવરદિગારના ફઝલ (રોઝી)ને શોધો, તો તેમાં તમને કંઈ ગુનોહ નથી.

**હજ્જનો મકસદ :**

હજ્જ પોતાના દરેક અમલો (કાર્યો) અને ઈબાદતો સાથે આજ્ઞા–પાલન, વિના સંકોચે માની લેવુ અને દરેક હુકમ તેમજ આજ્ઞા પર મસ્તક ઝુકાવી દેવાનું નામ છે. હાજી કદી મક્કહમાં, તો કયારેક મિનામ, કયારેક અરફાતમાં, તો કયારેક મુઝ્દલિફામાં હોય છે. કયારેક રોકાણ કરે છે, તો કયારેક સફર કરે છે, કયારેક તંબુ લગાવે છે તો કયારેક છોડી નાખે છે. તે આજ્ઞાનો ગુલામ અને ઈશારાઓનો પાબંદ હોય છે. તેનો ન તો કોઈ પોતાનો ઈરાદો હોય છે, ન તો કોઈ ફેંસલો, તેને કોઈ પસંદગીની પણ સ્વતંત્રતા નથી હોતી.

તે હજુ મિનામાં શાંતિનો શ્વાસ પણ નથી લેતો કે, તેને અરફાતમાં જવાનો ઓર્ડર મળે છે. પરંતુ મુઝ્દલિફહમાં રોકાવાની પરવાનગી નથી મળતી. અરફાત પહોંચીને તે દિવસભર દુઆ–ઈબાદતમાં વ્યસ્ત રહે છે. સૂર્યાસ્ત પછી તેને ઈચ્છા હોય છે કે, થોડોક આરામ કરી, રાત અહિંયા જ વિતાવે. પરંતુ ત્યાર પછી તેને મુઝ્દલિફહ જવાનો હુકમ મળે છે. તે પોતાના આખા જીવનમાં નમાઝનો પાબંદ રહયો છે, પરંતુ અરફાતમાં તેને મગરિબની નમાઝ પઢવાથી રોકવામાં આવે છે. કેમ કે તે અલ્લાહ તઆલાનો જ ગુલામ છે.



નમાઝ અથવા પોતાની ઈબાદતનો ગુલામ નથી. તે મગરિબની નમાઝ મુઝ્દલિફહમાં જઈ ઈશાંની નમાઝ સાથે પઢે છે. મુઝ્દલિફહમાં તેનું દિલ સંપૂર્ણ લાગી જાય છે. તે વિચારે છે કે અહીંયા જ આરામથી રહું, પરંતુ તેને તેની પરવાનગી નથી મળતી. અને તેને મિના જવાનો ઓર્ડર મળે છે. હજ્જમાં ઈબ્રાહીમ અલયહિસ્સલામ અને બધા જ માનનીય નબીઓ તેમજ બધા જ આશિકો, પ્રેમીઓ અને તાલિબોના જીવનનો આ જ નમૂનો રહ્યો છે. કદીક સફર તો કદીક નિવાસ, કદીક મિલન તો કદીક જુદાઈ, ન તો ઈચ્છાની ગુલામી, ન તો પોતાની અભિરૂચીના કૈદી, ન તો પોતાની ઈચ્છાનો પાબંદ હોય છે, ન તો કામવાસના સમક્ષ હથિયાર હેઠા મુકે છે.

હજ્જ એ જાતિવાદ, ભાષાવાદ અને જૂથવાદ વિરૂદ્ધ બંધુત્વ ભાવના તથા સમાનતાની જીત અને ઈસ્લામી એકતાનુ મહત્વનું પ્રતિક અને સૂચક છે. હજમાં પહોંચીને વિભિન્ન સમાજો અને વિવિધ કૌમો પોતાના કૌમી અને પ્રાદેશિક વસ્ત્રોથી સ્વતંત્ર થઈ, [જે વસ્ત્રો તેઓની ઓળખચિન્હ બની ગયા હતા અને જેનાથી ઘણીખરી કૌમો પક્ષપાત (અસબિય્યત)ની હદ સુધી પહોંચી ગઈ છે,] ઈસ્લામનો એક કૌમી પહેરવેશ ધારણ કરી લે છે. જેને હજ્જ–ઉમરહની પરીભાષામાં 'એહરામ' કહેવાય છે. બધા જ નમ્રતા, વિનમ્રતા, લાચારી, કાકલૂદી અને રડી રડીને એક જ ભાષામાં એક ગીત અને એક સૂત્ર ઉચ્ચારે છે :

''**લબ્બયક અલ્લાહુમ્મ લબ્બયક** અર્થાત્ : અય મારા પરવરદિગાર ! હું હાજર છું, સઘળી પ્રશંસાઓ અને નેઅમતો ફકત તને જ શોભે છે, અને હુકૂમત અને સઘળી સત્તાઓ પણ. તારો કોઈ ભાગીદાર નથી.

હજ્જની આ સમગ્ર પ્રક્રિયા અદા કરવામાં રાજા અને રંક, માલિક અને નોકર તથા માલદાર અને ગરીબ, નાના અને મોટાનો કોઈ ભેદભાવ નથી હોતો. તેઓના વસ્ત્રો અને સૂત્રોમાં ઈસ્લામી એકતા છલકાય આવે છે. આ જ હાલત હજ્જના બીજા અમલો, ઈબાદતો, પ્રતિકો અને સ્થળોની છે. જ્યાં દરેક કૌમો અને દેશના લોકો ખભાથી ખભો મેળવી એક સાથે દેખાય છે. અને

નજીક–દૂર તથા આરબ–બિનઆરબ, આપણા અને પરાયાના ફર્કો અને ભેદો એકદમ ભૂલાઈ જાય છે. સફા–મરવહની બન્નેવ પહાડીઓ વચ્ચે બધા એકી સાથે દોડતા હોય છે. મિનાનો સફર સાથે કરે છે. અરફાતમાં એક સાથે જાય છે અને જબલે રહમત ઉપર એક સાથે હાજરી આપી દુઆ કરે છે અને બધા એક જ સ્થળે રાતવાસો કરે છે.

મિનામાં પણ એક સાથે રોકાણ, કુર્બાની, માથુ મુંડાવવુ, રમી (શયતાનને પથ્થર મારવા) બધા જ કામો એક સાથે કરવામાં આવે છે.

જ્યાં સુધી હજ્જ બાકી છે (અને ઈન્શાઅલ્લાહ, કિયામત સુધી બાકી રહેશે.) આ કૌમવાદ અને બિન ઈસ્લામી અસમાનતા, વર્ણભેદ, જાતિવાદ તેને પોતાના કાબૂમાં લેવામાં કામિયાબ નથી થઈ શકતી.

## યતીમોના હક્કો :

શરૂ ઈસ્લામમાં લોકો યતીમો (અનાથો)ના માલમાં બેપરવાઈ કરતા હતા. માટે તેનાથી ડરાવવામાં આવ્યા કે, જે લોકો યતીમોનો માલ ખાય છે, તે પોતાના પેટમાં જહન્નમની આગ ભરી રહ્યા છે. તો પછી એટલા ડરી ગયા કે તેમણે ખાવા-પીવામાં પણ યતીમોનો ખર્ચ જુદો કરી આપ્યો. એનાથી યતીમોનું નુકસાન થવા માંડયુ કે, વધી ગયેલ ખાવા બગડી જવાથી ફેંકી દેવામાં આવતુ. માટે આ વિશે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પૂછવામાં આવ્યુ તો આ હુકમ ઉતર્યો કે, અસલ વાત યતીમોના માલની સારસંભાળ છે. માટે ભાગીદારી કે જુદુ કરવામાં જેનાથી વધારે ફાયદો થતો હોય તે કામ કરો. અલ્લાહ તઆલા તમારા દિલની નિય્યતોને જાણનાર છે. જો અલ્લાહપાક ચાહત તો આ સબંધી સખ્ત હુકમ આપી તમને મુશ્કેલીમાં નાખત. બેશક, અલ્લાહપાક જોરાવર હિકમતવાળા છે.

## તલાક બાબતે સાવચેતી :

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ‘‘અલ્લાહ તઆલાની નજરોમાં નાપસંદ ચીજો પૈકી સૌથી વધારે નાપસંદ ચીજ, હલાલ હોવા છતાં, તલાક છે.’’ *[અબૂ દાવુદ શરીફ]* નિકાહ એક મજબૂત બંધન છે. જેમાં એક સ્ત્રી–પુરૂષ એક

કરાર વડે એવી રીતે બંધાય જાય છે, જાણે કે કોઈ સાંકળ હોય. આ સબંધની સામાજિક જીવન પર બહુ ઉંડી અસર વર્તાય છે. એટલે ઈસ્લામ તેને વધારેમાં વધારે મજબૂત બનાવવા માંગે છે. એટલે જ અલ્લાહપાકે કુર્આને કરીમમાં નિકાહને 'મજબૂત કરાર' કહ્યો છે. *[નિસાઅ : ૨૧]* તેમજ આ નિકાહના સબંધને બન્ને પક્ષો વચ્ચે મુહબ્બતનું નિમિત્ત ઠરાવ્યું. જેથી બન્ને રાહત તથા સુકૂન મેળવી સુખી જીવન વિતાવી શકે. કુર્આન શરીફમાં એક જગ્યાએ એમ પણ કહયુ છે કે, "તેણીઓ તમારા માટે વસ્ત્ર છે અને તમે તેણીઓના વસ્ત્ર છો." *[૨:૧૮૭]* મતલબ કે વસ્ત્રો જેમ માણસના ગુપ્ત અંગોને ઢાંકી દે છે તેવી જ રીતે મિયાંબીવી પણ એકબીજાના વસ્ત્રરૂપ છે. બન્ને એકબીજાની ગુપ્ત બાબતોને ઢાંકી દે છે. જેમ વસ્ત્રોથી સુરક્ષા તથા સુંદરતા મળે છે, તેમ નિકાહના બંધનમાં બંધાય ગયા પછી પતિ–પત્નિ એકબીજાને સુરક્ષા તથા સૌંદર્ય પણ પ્રદાન કરે છે.

દાંપત્યજીવનની આ મહત્વતાને ધ્યાનમાં લેતા ઔરત–મર્દને નિકાહના બંધનમાં જોડાયેલા રાખવાની પુરેપૂરી કોશિશ કરવી જોઈએ. પરંતુ જો દાંપત્યજીવનને સુખરૂપે આગળ ધપાવવામાં મુશ્કેલી નડતી હોય અને મેળ પડવાની કોઈ ગુંજાઈશ બચી ન હોય તો લગ્ન જીવનને વેંઢારવાનો આગ્રહ ન રાખવો જોઈએ. આ સ્થિતિમાં ઈસ્લામે છૂટાછેડાનો માર્ગ ખુલ્લો રાખ્યો છે. બીજા શબ્દોમાં કહો તો અનિવાર્ય સંજોગોમાં ઈસ્લામે તલાકની છૂટ આપી છે. અથવા એમ પણ કહી શકાય કે તલાકની છૂટને અનિવાર્ય સંજોગોમાં જ ઉપયોગમાં લેવી જોઈએ. તલાકના કારણો બહુ સજ્જડ તથા કાયમી હોવા જોઈએ. સ્ત્રીઓમાં વ્યાપકપણે જોવા મળતી સ્વાભાવિક ખામીઓ તથા નિર્બળતાઓના કારણે તલાક આપવી ન જોઈએ. અલ્લાહ તઆલા કુર્આનમાં ફરમાવે છે :

"તેમની સાથે સારી રીતે વર્તન કરીને રહો. જો તમને તેણીઓ(ની કોઈ ટેવ) નાપસંદ હોય તો શકય છે કે તમને કોઈક વસ્તુ નાપસંદ હોય, પરંતુ અલ્લાહ તઆલાએ તેમાં (તમારા માટે) બહુ ભલાઈ મૂકી દીધી હોય." *[સૂ.નિસાઅ : ૧૯]* દા.ત. કયારેક એવું હોય છે કે સ્ત્રી બહુ દેખાવડી નથી હોતી,

પરંતુ ચારિત્ર્યશીલ હોય છે. એટલે ટૂંકી દ્રષ્ટિ છોડી ખામીઓ જોવાના બદલે બીવીઓની ખૂબીઓ જોવાની ક્ષમતા કેળવવી જોઈએ.

અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, "કોઈ મુઅમિન મર્દ (શૌહર) કોઈ મુઅમિન ઔરત (બીવી)થી નફરત ન કરે. જો તેની કોઈ વર્તણૂંક નાપસંદ પડશે તો (ચોક્કસ) બીજી કોઈ તેને પસંદ (પણ) આવશે." *[મુસ્લિમ શરીફ]*

સ્ત્રીઓ લાગણીશીલ હોય છે. પાંસળીથી પેદા થવાના કારણે તે શૌહર સાથે વારંવાર ઘર્ષણમાં ઉતરી પડે છે. તેની સામે આડી ઉતરે છે. બીવીની આ હરકતને મન પર લીધા વગર શૌહરે સમજદારીથી કામ લેવું જોઈએ. કારણકે કુર્આનના શબ્દોમાં તે 'કવ્વામ' (જવાબદાર) છે. આ એક એવી હેસિયત છે, જેમાં સમસ્યાઓનું નિરાકરણ કરવુ જ પડે છે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ બહુ જ અસરકારક શૈલીમાં આ મુદ્દા પ્રતિ ધ્યાન દોર્યુ છે કે, "સ્ત્રીઓ સાથે ભલાઈપૂર્વક વર્તો. કારણકે તેણીઓને પાંસળીથી સર્જવામાં આવી છે. (બલ્કે પાંસળીના સૌથી ઉપરના ભાગથી સર્જવામાં આવી છે) અને પાંસળીનો સૌથી ઉપરનો ભાગ બહુ જ વાંકો હોય છે. જો તમે તેને સીધી કરવા જશો તો તમે તેને તોડી નાંખશો. અને જો તમે તેને તેના હાલ પર છોડી દેશો તો તે વાંકીને વાંકી જ રહેશે. એટલે (ફરી કહું છું) સ્ત્રીઓ સાથે સદ્વર્તન કરશો." *[બુખારી, મુસ્લિમ]*

ઈસ્લામે તલાકને બહુ જ અણગમતી બાબત લેખાવી છે. આપ (સલ.)નો ઈર્શાદ છે કે, "અલ્લાહ તઆલાની નજરોમાં નાપસંદ ચીજો પૈકી સૌથી વધારે નાપસંદ ચીજ, હલાલ હોવા છતાં, તલાક છે." *[અબૂ દાવુદ શરીફ]*

આ એટલા માટે કે તલાકની સામાજિક જીવન પર બહુ જ અવળી અસર પડે છે. તેના કારણે અનેક સમસ્યાઓ સર્જાય છે. દા.ત. (૧) જો તેનાથી બાળકો થયા હશે, તો તેમની સારસંભાળની સમસ્યા ઉભી થશે. માં–બાપ વચ્ચે ખટરાગના કારણે બચ્ચાઓના મન પર ખરાબ અસર પડે છે. (૨) મિયાં–બીવી સાથે રહયા હોય છે. ત્યારપછીની જુદાઈના કારણે ઘણો જ

માનસિક ત્રાસ વેઠવો પડે છે. દિલ ઝખ્મી થઈ જાય છે. (૩) બીવી માટે રોજી–રોટીની સમસ્યા ઉભી થાય છે. ખાસ કરીને ભારતીય સંદર્ભમાં. કારણ કે અહીંની આર્થિક પરિસ્થિતિ દિવસે દિવસે બગડતી જાય છે. આ સ્થિતિમાં સ્ત્રીએ જે કાંઈ સહન કરવું પડે છે તે કોઈનાથી છુપી બાબત નથી. (૪) વર્તમાન સ્થિતિમાં સ્ત્રીનું બીજુ લગ્ન સરળ નથી. સામાન્યપણે તેને શાદી વગર આખુ જીવન પસાર કરવું પડે છે. એટલે તલાક અનિવાર્ય સંજોગોમાં જ આપવી જોઈએ. તલાક આપતા પહેલા કે તેનો નિર્ણય કરતા પહેલા સમાધાનની એક કોશિશ કેટલાક મોભેદાર વ્યકિતઓને વચ્ચે રાખી જરૂર કરવી જોઈએ. મતલબ કે શૌહર–બીવી બન્ને બાજુથી એક એક માણસે પ્રતિનિધિરૂપે મળી મેળમિલાપની કોશિશ કરવી જોઈએ. અલ્લાહ ન કરે, જો આ પ્રયાસ નિષ્ફળ જાય તો આવી પરિસ્થિતિમાં તલાકનો નિર્ણય લઈ શકાય એમ છે.

જ્યારે ઔરતને તલાક આપવી જ હોય તો તેને શરઈ રીતથી તલાક આપો. તલાકની શરઈ રીત એ છે કે, (૧) ઔરતને માત્ર એક તલાક આપો. અર્થાત્ શૌહર બીવીથી એમ કહે કે, ‘‘મેં તને એક તલાક આપી.’’ અથવા ‘‘તને તલાક’’ બસ આટલું જ બોલવામાં આવે. (૨) તલાક બે સાક્ષીઓ સમક્ષ આપવામાં આવે. (૩) પાકીની હાલત (માસિકમાં ન હોય એ હાલત)માં તલાક આપવામાં આવે. તેનું પણ ધ્યાન રાખે કે જે પાકીની હાલતમાં તેણે તલાક આપી હોય તેમાં તેણે સંભોગ કર્યો ન હોય. (૪) એક તલાક આપ્યા પછી ઈદ્દત પુરી કરાવવામાં આવે. ઈદ્દત ત્રણ હૈઝ (માસિક) છે. જો ગર્ભવતી હોય તો બાળક જન્મે ત્યારે ઈદ્દત પુરી થઈ કહેવાશે. ઈદ્દત દરમિયાન મર્દ પોતાની તલાક પાછી લઈ (રુજૂઅ કરી) શકે છે. રુજૂઅ કરવા માટે માત્ર એટલું જ કહેવુ પુરતુ છે કે, ‘‘મેં રુજૂઅ કરી લીધું’’ અથવા ‘‘મેં મારી તલાક પાછી લઈ લીધી.’’ જો કે રુજૂઅ બે ગવાહોની ઉપસ્થિતિમાં કરવામાં આવે તો સારુ લેખાશે. ઈદ્દત દરમિયાન જો તલાક પાછી નહીં લીધી તો ઈદ્દત પુરી થતાંની સાથે જ તલાકે બાઈન (જુદાઈકારક તલાક) થઈ જશે. તેનો મતલબ એ છે કે હવે શૌહરને રુજૂઅનો અધિકાર ન રહયો. અલબત્ત, જો ભૂતપૂર્વ મિયાં–બીવી ઈચ્છે તો નિકાહ કરી ફરી ઘરસંસાર માંડી શકે છે.



તલાકનો આ જ બેહતરીન તરીકો છે. સુન્નત વિરૂદ્ધ તલાક એ છે કે એકીસાથે ત્રણ (૩) તલાક આપવામાં આવે. સામાન્યપણે એવુ જાણવા મળે છે કે પતિ ગુસ્સામાં આવી જઈ ત્રણ વખત બોલી દે છે, તલાક, તલાક, તલાક. આવી તલાકને 'તલાકે બિદઅત' કહેવામાં આવે છે. જો કે તે ત્રણે તલાક પડી તો જાય છે, પરંતુ આ અલ્લાહપાક તથા તેના રસૂલ સાથે રમત રમવા જેવું છે. કારણકે શરીઅતે મર્દને તલાક આપવાનો જે અધિકાર આપ્યો છે તેને એવી રીતે જ ઉપયોગમાં લેવો જોઈએ, જેવી રીતે શરીઅતે તરીકો બતાવ્યો હોય. જે તરીકો શરીઅત વિરૂદ્ધ હોય તે કુર્આન હદીષ સાથે મજાક નથી તો બીજુ શું છે ?

સામાન્ય રીતે લોકો દીનના આદેશોથી અજ્ઞાનતાના લીધે અથવા લાપરવાહીના કારણે તલાક આપવાની ખોટી રીત અપનાવે છે. પરિણામ–સ્વરૂપ માત્ર પોતાના માટે જ નહીં, સમાજ માટે પણ પ્રશ્નો ઉભા કરે છે. મુસ્લિમોના સામાજિક જીવનના આવા ગુંચવાયેલા પ્રશ્નો જોઈને વિરોધીઓ શરીઅત તથા પર્સનલ લો પર જ નિશાન તાકે છે. અને શરઈ કાનૂનોમાં સુધારાની માંગ ઉઠાવે છે. અને નવી નવી સમસ્યાઓ સર્જે છે. એટલે મુસ્લિમોએ તલાક સબંધી ઈસ્લામી આદેશોની જાણકારી મેળવી લેવી જોઈએ. અને આવેશમાં આવી જઈ એકીસાથે ત્રણ તલાક આપવાનો ખોટો તરીકો અપનાવવો ન જોઈએ. અલ્લાહપાક દરેક મુસલમાનને દીનના બધા જ આદેશોના પાલનની તૌફીક અતા ફરમાવે, આમીન !

**આયતુલ્કુરસી :**

અલ્લાહપાક સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તે (હંમેશા) જીવંત રહેનાર, સર્વ જગતના રક્ષક છે. ન તેમને (ઉંઘનું) ઝોકુ આવે છે, અને ન ઉંઘ; આકાશો અને પૃથ્વીમાં જે કંઈ છે, તે તેનું જ છે; એવો કોણ છે, જે તેની આજ્ઞા વિના તેની પાસે (કોઈની) ભલામણ કરી શકે ? તે લોકોની આગલી-પાછલી બધી જ હાલતોને જાણે છે. અને સર્વ મખ્લૂક (સૃષ્ટિ) મળીને પણ તેમના જ્ઞાનમાંથી કોઈ ચીજને પહોંચી (જાણી) શકતી નથી, પરંતુ એટલુ જ જે તે (જાહેર કરવા) ચાહે. તેની કુરસી (એટલી વિશાળ છે કે તે) આકાશો તથા



પૃથ્વીની ગુંજાઈશ ધરાવે છે, અને તે બન્નેવનું રક્ષણ કરવુ તેને માટે કંઈ જ ભારે નથી. અને તે જ સર્વોપરી (અને) મહત્તાવાળા છે. *(સૂરહ બકરહ-૨૫૫)*

આયતુલ્કુરસીમાં અલ્લાહપાકની મહાન સિફતો (ગુણો)નું વર્ણન છે કે, તે હંમેશા (અનાદિ)થી છે, અને હંમેશા રહેશે. તે પોતાના વુજૂદ (અસ્તિત્વ)માં કોઈના મોહતાજ નથી. કોઈપણ સિફતમાં તેમનો કોઈ જ ભાગીદાર નથી. તે જ સર્જનહાર છે. બધી જ ઐબ-ખામીથી તે પાક-પવિત્ર છે. તે જ સર્વશક્તિમાન અને મહાન છે. તેમના માટે કોઈ કામ મુશ્કેલ નથી. તેમના કોઈ કામમાં કોઈપણ પ્રકારની કોઈ રૂકાવટ આવી શકતી નથી. તે કુરસીના પણ મોહતાજ નથી. કારણકે તે પણ તેમની જ બનાવેલ વસ્તુ છે. હાં, તેમની કુરસીએ આકાશો અને પૃથ્વીને ઘેરી રાખ્યા છે.

**ફઝીલત :** હદીષ શરીફમાં આ આયતોની ઘણી ફઝીલતો આવી છે. મુસીબતમાં પઢનારની અલ્લાહ તઆલા મુસીબત દૂર કરે છે. રાત્રે પઢનારની ફરિશ્તા રક્ષા કરે છે. હંમેશા ફર્ઝ નમાઝ પછી પઢવાને લઈ મૌત સિવાય કોઈ વસ્તુ જન્નતમાં જવાથી રોકનાર રહેતી નથી.

**નમરૂદ :** હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામના યુગના બાદશાહ નમરૂદે આપને પોતાની સામે નમવાનો (સજદો કરવાનો) હુકમ કર્યો. આપે ફરમાવ્યું કે, હું મારા પાલનહાર એક અલ્લાહપાક સિવાય કોઈની સામે નમવાનો નથી. તેણે કહ્યું કે, તમારો પાલનહાર કોણ છે ? આપે કહ્યું કે, મારો પાલનહાર તે સર્વશક્તિમાન અલ્લાહપાક છે, જેમના કબ્ઝામાં જીવન અને મૃત્યુનો સંપૂર્ણ અધિકાર છે.

નમરૂદે બાદશાહીના ઘમંડમાં મુર્ખામીભરી વાત કરી કે, હું પણ જીવન-મૃત્યુનો અધિકાર ધરાવુ છું. નિર્દોષને મારી નાંખવો અને ફાંસીના ગુનેહગારને છોડી મૂકવો એ મૃત્યુ અને જીવન આપવા સમાન સમજ્યો. અને આ પ્રમાણે નિર્દોષને મારી નાંખ્યો તથા ગુનેહગારને છોડી મૂકયો.

હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ સમજી ગયા કે, આ મૂર્ખ મૃત્યુ-જીવન આપવાનો અર્થ સમજ્યો નથી. માટે આપે દલીલ બદલી એમ કહ્યું કે,

મારો પાલનહાર દરરોજ સૂર્યને પૂર્વ દિશાથી ઉગાડે છે. તું માત્ર એક વખત તેને પશ્ચિમ દિશામાંથી ઉગાડી બતાવ ! બિચારો નમરૂદ આનો જવાબ ક્યાંથી આપી શકતો હતો. માટે તે સ્તબ્ધ થઈ ગયો અને કોઈ જવાબ ન આપી શક્યો. છતાં ઈમાન ન લાવ્યો. તેના ઘમંડને તોડવા અલ્લાહપાકે મચ્છર જેવા એક તુચ્છ જંતુને તેના નાક દ્વારા તેના મગજમાં ઘુસાડી આપ્યો. જેની તકલીફ-વેદનાથી પીડાઈને તે મરણ પામ્યો.

**નોંધ :** કિયામતની નિશાનીઓમાંથી એક નિશાની એ છે કે, અલ્લાહપાક સૂર્યને પૂર્વની જગ્યાએ પશ્ચિમથી ઉગાડશે.

મુફસ્સિરો લખે છે કે, આ નિશાનીની અલ્લાહ તઆલાને કોઈ જરૂરત નથી. પરંતુ એટલા માટે સૂર્યને પશ્ચિમથી ઉગાડશે કે, અલ્લાહ પાકના ખલીલ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામે સાચા પાલનહાર હોવાની એક નિશાની એ દર્શાવી કે, તે પશ્ચિમથી પણ સૂર્ય ઉગાડી શકે છે. અને તે નમરૂદ જેવા ઘમંડીથી શક્ય ન હતું. તો પોતાના નબીની આ વાતને સાચી દર્શાવવા તથા પોતાના સર્વશક્તિમાન પાલનહાર હોવાની સાબિતીરૂપે કિયામત પહેલાં સૂર્યને પશ્ચિમથી ઉગાડી બતાવશે. સુબ્હાનલ્લાહ !

## હઝરત ઉઝૈર અલયહિસ્સલામને ફરીથી જીવંત કરવા :

અલ્લાહ તઆલાના નબી હઝરત ઉઝૈર અલયહિસ્સલામ એક ઉજ્જડ અને ખંડેર શહેરમાંથી પસાર થયા. ધરતીકંપ વગેરેને લઈ ત્યાંના લોકો મકાનો નીચે દબાઈ ગયા હતા. આપના દિલમાં વિચાર આવ્યો કે, અલ્લાહપાક આ મૃતકોને કિયામતના દિવસે પોતાની સર્વશક્તિથી જીવંત તો કરશે જ, પરંતુ તે ક્યા પ્રકારે જીવંત કરશે, તે વિશે આપને વિચાર આવ્યો.

તો અલ્લાહ તઆલાએ તેમને અમલીરૂપે જ બતાવી આપ્યુ. જેથી તેમના યકીનમાં વધારો થાય અને લોકોને હિદાયત મળે. અને તેના માટે તેમની જ રૂહ (પ્રાણ) કબ્ઝે કરી લીધી તથા તેમની સવારીનું ગધેડુ પણ મરી ગયું. અને સો વર્ષ સુધી તે જ હાલતમાં રહ્યા. સો વર્ષ પછી તેમને જીવંત કરવામાં આવ્યા. અને પૂછવામાં આવ્યું કે, તમો કેટલા દિવસો મૃત્યુની હાલતમાં રહ્યા. તો

આપે કહ્યું કે, એક દિવસ અથવા દિવસના અમૂક કલાકો. (કારણકે સવારના ટાઈમે આપ મૃત્યુ પામ્યા હતા અને જ્યારે જીવંત કરવામાં આવ્યા ત્યારે સાંજનો સમય હતો.) આટલી લાંબી મુદત આપની ખાવા-પીવાની વસ્તુઓ જેવી હતી તેવી જ રહી. (જે જલ્દી બગડી જાય છે.) અને આપની સવારીના ગધેડાના ફક્ત સૂકાઈ ગયેલા હાડકા જ પડયા હતા. અને પછી ગધેડાને આપની સામે જ જીવંત કરવામાં આવ્યુ.

હઝરત ઉઝૈર અલયહિસ્સલામના કિસ્સામાં ખાસ આ વાતનો જવાબ હતો કે, કિયામતના દિવસે મૃતકને જીવંત કરવામાં પાંચ બાબતો મહત્વની છે : (૧) સૌ પ્રથમ સજીવન કરવુ, (૨) લાંબી મુદત પછી પણ સજીવન કરવુ, (૩) વિવિધ પ્રકારે સજીવન કરવુ, (૪) આટલી મુદત સુધી રૂહનું બાકી રહેવુ, (૫) જીવંત થયા બાદ મૃતક હોવાની મુદતનું જાણવુ.

આ બધી જ દલીલો આ કિસ્સામાં આવી ગઈ. પ્રથમ બાબત તેમને અને તેમના ગધેડાને જીવંત કરવામાં સાબિત થઈ ગઈ. બીજી બાબત માટે બન્નેવને સો વર્ષ મૌત આપ્યુ. ત્યાર બાદ તેમને તથા તેમની રૂબરૂમાં ગધેડાને જીવંત કરી ત્રીજી બાબત સાબિત થઈ. અને ચોથી વાતના પુરાવા માટે તેમનું શરીર તથા ખાવા-પીવાની વસ્તુઓ જે ઘણી જલ્દી બગડી જાય છે, છતાં તેને વ્યવસ્થિત જાળવી રાખવુ. પાંચમી બાબતની સાબિતી એ કે, આપ પોતે મૃતક હોવાની સાચી મુદત ન બતાવી શક્યા, તો તે પણ બતાવવામાં આવી.

આ બનાવમાં અલ્લાહપાકનું સર્વશક્તિમાન હોવુ, જીવન-મૃત્યુ સંપૂર્ણ તેના કબ્ઝામાં હોવુ તથા મૃતકનુ જીવંત થવુ (જે સામાન્ય સંજોગોમાં નથી થતું) વગેરે બધી જ બાબતોને સ્પષ્ટ રીતે દર્શાવી તેની અપાર કુદરતના દર્શન કરાવી આપણા ઈમાનમાં વૃધ્ધિ કરાવી.

આ જ પ્રમાણેનો કિસ્સો હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના સમયમાં પણ થયો. આપે પણ દરખ્વાસ્ત કરી કે, અલ્લાહપાક આપ મરેલાઓને કિયામતના દિવસે કેવી રીતે જીવંત કરશો ? તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, શું આપને ખાતરી નથી ? હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામે ફરમાવ્યું

કે, કેમ નહીં ? (જરૂરથી પાકુ યકીન છે.) પરંતુ મારા દિલને વધુ સંતોષ માટે દરખ્વાસ્ત કરૂં છું. તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, તો પછી ચાર પક્ષી (મોર, મરઘો, કબૂતર અને કાગડો) લાવી તેમને પાળો અને પોતાની સાથે હળીમળી જાય તેમ તેમની સેવાચાકરી કરો. જેથી આપના બોલાવવાથી આપની પાસે આવી જાય. ત્યાર બાદ આ ચારેવને ઝબહ (વધ) કરી ચારેવના માંસને એકબીજામાં ભેળસેળ કરી આપો. અને આ ભેળસેળ કરેલ ગોશ્તના થોડા થોડા ટુકડા અલગ-અલગ પહાડો ઉપર મૂકી આવો. હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામે અલ્લાહપાકના આદેશ મુજબ તે પ્રમાણે કર્યું. ત્યાર બાદ આ પહાડોની વચ્ચે ઉભા રહી પ્રથમ એક પક્ષીને બોલાવ્યું, તો તેનું માથુ જ્યાં મૂકયુ હતું ત્યાંથી તે અધ્ધર ઉંચુ લટકયુ. પછી વિવિધ પહાડીઓ ઉપરથી તેમના શરીરના અલગ-અલગ ટુકડાઓ જે માંસના સ્વરૂપે હતા, તે જોડવાઈ ગયા. પછી પીંછા અને પગ જોડાયા અને અંતે તે જીવતુ પક્ષી બની આપની તરફ દોડતુ ચાલ્યુ આવ્યુ. આ પ્રમાણે એક પછી એક એમ ચારેવ પક્ષીઓ સજીવ થઈ આપની તરફ દોડતા આવ્યા.

આ કિસ્સામાં પણ આપણને બધાને અલ્લાહપાક ફરમાવે છે કે, તમો ચાહે પાણીમાં ડૂબી જઈ મૃત્યુ પામો કે અકસ્માતિક આગમાં બળીને ખાક થઈ જાવો કે ઈરાદાપૂર્વક બાળવામાં આવે કે કોઈ અકસ્માતમાં તમારૂ શરીર છિન્નભિન્ન થઈ જાય અને તમારા શરીરના અમૂક ટુકડાનું બિલ્કુલ અસ્તિત્વ જ બાકી ન રહે, તો પણ કિયામતના દિવસે તે બધાને હમે સજીવન કરવાની શક્તિ ધરાવીએ છીએ.

બલ્કે હદીષ શરીફમાં છે કે, આપણી આંગળીઓના પોરવા અને નખની સાથે જે અત્યંત બારીક નાની અને હલ્કી ચામડી હોય છે, જેને આપણે તોડીને ફેંકી દઈએ છીએ, તેને પણ અલ્લાહપાક ફરીથી ભેગી કરવા સક્ષમ અને કુદરત ધરાવે છે. (અલ્હમ્દુલિલ્લાહ)



# સૂરએ બકરહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### આ કિતાબમાં શંકાને કોઈ સ્થાન નથી :

﴿سُوْرَةُ الْبَقَرَةِ مَدَنِيَّةٌ﴾

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

الٓمّٓ ۚ ① ذٰلِكَ الْكِتٰبُ لَا رَيْبَ ۛ فِيْهِ ۛ هُدًى لِّلْمُتَّقِيْنَ ۙ ② الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِالْغَيْبِ وَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ۙ ③ وَالَّذِيْنَ يُؤْمِنُوْنَ بِمَآ اُنْزِلَ اِلَيْكَ وَمَآ اُنْزِلَ مِنْ قَبْلِكَ ۚ وَبِالْاٰخِرَةِ هُمْ يُوْقِنُوْنَ ۗ ④ اُولٰٓئِكَ عَلٰى هُدًى مِّنْ رَّبِّهِمْ ۙ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ⑤

આ પુસ્તક (કુર્આન) એવું છે, જે(ની સત્યતા)માં જરાય શંકા નથી, (તેમજ એ) અલ્લાહપાકથી ડરનારાઓ માટે માર્ગદર્શક છે. (૨) જેઓ ગૈબની વસ્તુઓ પર યકીન રાખે છે અને નમાઝ અદા કરતા રહે છે, તથા અમે જે કાંઈ તેમને આપ્યું છે તેમાંથી (અલ્લાહપાકના માર્ગમાં) ખર્ચ કરે છે. (૩) વળી, તે લોકો આ કિતાબ જે આપ (સલ.) ઉપર ઉતારવામાં આવી છે, તેમજ જે કિતાબો આપથી પહેલાં ઉતારવામાં આવી છે, તેના ઉપર પણ ઈમાન રાખે છે, અને કિયામતના દિવસ ઉપર પણ યકીન રાખે છે. (૪) તે લોકો જ પોતાના પરવરદિગાર તરફના સત્ય માર્ગ પર છે, અને તેઓ જ સફળ થનાર છે. (૫)

### મુનાફિકોના બે ઉદાહરણો :

તેમની હાલત તે માણસની હાલત જેવી છે કે, જેણે (અંધારી રાતે) આગ સળગાવી, પછી જ્યારે તે આગે તેની આસપાસની વસ્તુઓને પ્રકાશિત કરી દીધી તેવામાં અલ્લાહપાકે તેમનો પ્રકાશ લઈ લીધો અને તેમને અંધારામાં છોડી દીધા કે કાંઈ જોઈ શકતા નથી. (તેઓ) બહેરા, ગૂંગા, આંધળા છે, જેથી તેઓ કોઈપણ રીતે (સીધા) માર્ગ ઉપર આવશે નહિ. અથવા (એ મુનાફિકોનું ઉદાહરણ) આકાશથી વરસતા એવા ધોધમાર વરસાદ(માં ચાલનારાઓ) જેવી છે કે, જેમાં અંધકાર અને ગર્જના તથા

વીજળી પણ હોય, (અને) તેઓ કડાકાના કારણે મૌતની બીકથી પોતાના આંગળા પોતાના કાનોમાં નાખી લે છે; અને અલ્લાહપાક કાફિરોને ઘેરી લેનાર છે. (૧૯) હમણાં જાણે વીજળીએ તેમની આંખો ઝડપી લીધી; જ્યારે તે (વીજળી) તેઓના ઉપર ઝબકે છે, ત્યારે તેઓ તેના પ્રકાશમાં ચાલવા માંડે છે, અને જ્યારે અંધારૂં થઈ ગયું કે (પાછા) થોભી ગયા અને જો અલ્લાહ ચાહત તો (ગર્જનાથી) તેમના કાન અને (વીજળીથી) તેમની આંખો ખૂંચવી લેત. ખરેખર, અલ્લાહ દરેક વસ્તુ પર શક્તિમાન છે. (૨૦)

સૂરએ બકરહના પ્રારંભમાં અલ્લાહપાકે ત્રણ પ્રકારના લોકોનું વર્ણન કર્યું. પ્રથમ ચાર આયતોમાં પાકા મુઅમિનોનું, ત્યાર પછી બે આયતોમાં પાક્કા કાફિરોનું અને ત્યાર બાદ તેર આયતોમાં મુનાફિકોનું વર્ણન કરવામાં આવ્યુ.

મુનાફિકો તે સ્વાર્થી લોકો હતા, જે જાહેરમાં ઈસ્લામ સ્વિકાર કરી અંદરથી મુસ્લિમ સમાજને કોરી ખાવાનો પ્રયાસ કરતા હતા.

અમૂક તે મુનાફિકો પણ હતા, જે મુસ્લિમ સમાજથી ઘેરાયેલ હોવાને લઈ પોતાના હિતોના રક્ષણ માટે જ પોતાને મુસ્લિમ જાહેર કરતા હતા. અને ગુપ્ત રીતે દુશ્મનો સાથે સંકળાયેલા હતા.

મુનાફિકોનો એક વર્ગ તે પણ હતો, જે હજુ સુધી ઈસ્લામ અને કુફ્ર વચ્ચે શંકાઓમાં ઘેરાયેલો હતો. તેમને ઈસ્લામની સચ્ચાઈ વિશે પૂરેપૂરો વિશ્વાસ ન હતો.

અમૂક લોકો તે હતા, જે ઈસ્લામ પ્રત્યે શ્રધ્ધા અને વિશ્વાસ તો ધરાવતા હતા, પરંતુ વ્યક્તિગત મહત્વકાંક્ષા, રૂઢિગત માન્યતાઓ અને અંધશ્રધ્ધા વગેરે છોડી ઈસ્લામી અકીદાઓ મુજબ જીવન જીવવામાં સંકોચ અનુભવતા હતા.

આ પ્રકારના બધા જ મુનાફિકો અનેક રીતે ફસાદ મચાવી વાતાવરણ ગંદુ કરતા હતા. રોજ રોજ કંઈક નવી જ વાતો વહેતી કરતા. મુશ્રિકો ઈસ્લામ વિરૂદ્ધ જે વાતો કરતા, તેનો ખૂબ પ્રચાર કરતા હતા અને જ્યારે કંઈ કહેવામાં આવતુ તો કહેતા કે, હમો તો સુલેહ-સમાધાન માટે આવુ કરીએ છીએ. તેમણે મક્કારી કરી તો તેમની મક્કારી પ્રમાણે તેમને મુસલમાન સમજવામાં આવ્યા.

તે એવુ સમજ્યા કે, અમે મુસલમાનોને બેવકૂફ બનાવી રહ્યા છે. હાલાંકે તે પોતે જ પોતાને બેવકૂફ બનાવી રહ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને તેમની બધી જ બદમાશી અને શરારતની ખબર પડતી હતી. અને અલ્લાહપાકે વહી મારફતે આપને બધી જ જાણ કરી દીધી હતી. તેમાંથી ઘણી બાબતોની કુર્‌આન શરીફમાં ખબર પણ આપવામાં આવી છે. અને એટલા જ માટે તેમના વિવિધ પ્રકારો (કટ્ટર મુનાફિકો, સામન્ય મુનાફિકો) તથા વિવિધ અમલોના હિસાબે તેમના માટે અલગ-અલગ ઉદાહરણો પણ આપવામાં આવ્યા. તેમને ધમકાવવામાં આવ્યા કે, દરેક વસ્તુ અલ્લાહપાકની કુદરતના ઘેરામાં હોવાથી તેઓની એક દિવસ પકડ જરૂરથી થશે. જ્યારે ઈમાનવાળા અલ્લાહપાકની રોશનીથી નૂરમાં હશે, ત્યારે એ અંધારાઓમાં ભટકતા રહેશે. તેમની રોશની થોડે દૂર જઈ ઓલવાઈ જશે. જેમ તેમણે જાહેરમાં ધોકો આપ્યો, તેમ થોડે દૂર રોશની મળશે અને પછી અચાનક ઓલવાઈ જશે.

મુનાફિકોનું ઉદાહરણ એવુ છે, જેવી રીતે એક માણસ ઘનઘોર અંધારી રાતમાં જંગલમાં રસ્તો જોવા માટે આગ સળગાવે, અને જ્યારે આગ રોશન થઈ જાય અને રસ્તો સાફ નજર આવવા માંડે કે અલ્લાહપાક તેને બુઝાવી દે અને અંધારી રાતમાં તેને કાંઈ જ નજર ન આવે. આ પ્રમાણે મુનાફિકોએ જાહેરી ઈસ્લામ કબૂલ કરી ઈસ્લામની રોશનીથી કામ લેવાનું શરૂ જ કર્યું અને જાન-માલની રક્ષાનો થોડો ફાયદો ઉઠાવ્યો હતો કે, કલિમએ શહાદત અને નફો બધુ જ ખતમ થઈ ગયું અને મૃત્યુની સાથે જ હંમેશાના અઝાબમાં સપડાય ગયા. હિદાયતની રોશની જોયા બાદ કુફ્ર અને નિફાકની જાળમાં ફસાઈ ગયા અને એમની હાલત એવી થઈ ગઈ કે, સત્યથી દૂર હોવાને લઈ તે સત્ય વાત સાંભળવાને લાયક ન રહ્યા. તેમની ઝબાન હક્ક વાત કહેવાને લાયક ન રહી અને આંખો સાચો રસ્તો જોવાથી મહરૂમ થઈ ગઈ. એવા લોકોના સત્ય તરફ પાછા ફરવાની ઉમ્મીદ ઘણી ઓછી છે. મુનાફિકોના બે પ્રકાર હતા. અમુક તો ખૂબ દિલ ખોલીને કુફ્ર પસંદ કરતા હતા. આ ઉદાહરણ તે લોકોનું છે કે, બિલ્કુલ અંધારામાં રહી જવાવાળાની જેમ હતા.

અમૂક એવા હતા કે, તેમને ઈસ્લામના સત્ય હોવામાં કદી કદી શક (શંકા)

રહેતો હતો. અને ઈસ્લામની ખૂબીઓ જોઈને તેમનું દિલ ઈસ્લામ તરફ આકર્ષાતુ હતું, પરંતુ મનેચ્છાઓ ઉપર કાબૂ ન રાખી શકવાને લઈ તેનો ઈન્કાર કરી દેતા હતા. આગલી આયતમાં તેમનું ઉદાહરણ આપવામાં આવે છે.

જેવી રીતે સખ્ત વરસાદ અને ઘનઘોર અંધારાને લઈ રસ્તામાં અટકી પડે છે, અને મોકો મળતાં આગળ ચાલવા માંડે છે. એ જ પ્રમાણે મુનાફિકો ઈસ્લામનું નૂર અને રોશનીની દલીલો જોઈ કદી આગળ વધે છે અને કદી સ્વાર્થને લઈ પીછેહઠ કરે છે. વિજળીની ચમક અને કડાકા સાંભળી મૌતના ડરથી કાનોમાં આંગળા નાંખી દે છે કે, એ પ્રમાણે મુનાફિકો ખુદાઈ ધમકીઓ અને શરઈ અહકામો સાંભળીને તથા પોતાની રૂસ્વાઈ અને ઝિલ્લત તથા દુન્યવી મસ્લેહતો વિચારી અજીબ અસમંજસમાં રહે છે. અને પોતાની કઢંગી યુક્તિઓ વડે બચાવની ફિક્ર કરે છે. પરંતુ અલ્લાહપાકના અઝાબના વર્તુળથી તેઓ બચી શકવાના નથી.

**હઝરત આદમ અલયહિસ્સલામનો કિસ્સો :**

અલ્લાહ તઆલાએ પ્રથમ જમીન, આસમાન, ફરિશ્તા, જિન્નાત પેદા કર્યા અને જિન્નોને જમીન પર વસાવ્યા. લાંબા કાળ સુધી જમીન પર તેઓનો વસવાટ રહ્યો, પછી ધીમે ધીમે તેઓમાં ઈર્ષા અને અદેખાઈ હદ ઉપરાંત વધી પડવાથી ફસાદ અને ખૂનરેઝીઓ કરવા લાગ્યા; ત્યારે અલ્લાહપાકના હુકમથી કેટલાક ફરિશ્તાઓએ પૃથ્વી પર આવી ઘણાખરાને કત્લ કર્યા, અને બાકીનાઓને મારીને પહાડો તથા ટાપુઓમાં હાંકી કાઢ્યા. અને તે ફરિશ્તા પોતે જિન્નાતોની જગ્યાએ પૃથ્વી પર વસ્યા. ઈબ્લીસ જે જિન્નાતોમાંથી હતો; પરંતુ તે રડી કરગરીને તૌબા કરવાથી બચી ગયો હતો, તે પણ આ ફરિશ્તાઓની સાથે રહેવા લાગ્યો અને ઘણી જ ઈબાદત કરતો રહ્યો. ઈલ્મના કારણે એને સરદારી પણ મળી. પરિણામે તેના અંદર મોટાઈ અને હુંપદનો રોગ પેદા થયો, તેથી સમજ્યો કે હું અલ્લાહ તઆલાની નજીક તેની સઘળી મખ્લૂકથી શ્રેષ્ઠ છું.

અને (તે વખતને યાદ કરો) જ્યારે આપ (સલ.)ના પરવરદિગારે

ફરિશ્તાઓને કહ્યું કે, અવશ્ય હું જમીનમાં એક નાયબ બનાવીશ. ફરિશ્તા બોલ્યા કે, શું આપ પૃથ્વી પર એવા લોકોને પેદા કરશો, જેઓ તેમાં ફસાદ મચાવશે તથા ખૂનરેઝીઓ કરશે ? હાલાંકે અમે આપના વખાણની તસ્બીહ પઢતા રહીએ છીએ, તેમજ આપની પવિત્રતાનું વર્ણન કરતા રહીએ છીએ. અલ્લાહ તઆલાએ કહ્યું : બેશક, (તેને બનાવવામાં) હું જે (હિકમતો) જાણું છું, તે તમે જાણતા નથી. (૩૦) અને આદમ (અલૈ.)ને (બનાવ્યા પછી તેમને) સર્વ વસ્તુઓનાં નામ શીખવ્યા. પછી તે વસ્તુઓ ફરિશ્તાઓની રૂબરૂ કરી દીધી. પછી કહ્યું : જો તમે સાચા છો, તો મને એમનાં નામ બતાવો. (૩૧) ફરિશ્તાઓએ અરજ કરી, તું જ (સૌ ઐબોથી) પાક છે, અમે તો એટલું જ જાણીએ છીએ, જેટલું કે તેં અમને શીખવ્યું છે. ખરેખર, તું જ ઘણો જાણકાર અને હિકમતવાળો છે. (૩૨) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, હે આદમ (અલૈ.) ! એમને આ સર્વ વસ્તુઓનાં નામ બતાવી દો. પછી જ્યારે હઝરત આદમ (અલૈ.)એ તેઓને સૌ વસ્તુઓનાં નામ બતાવ્યા, ત્યારે (અલ્લાહપાકે) ફરમાવ્યું કે, શું મેં તમને કહ્યું ન હતું કે, હું આકાશો અને પૃથ્વીની સર્વ છૂપી વાતોને ખૂબ જાણું છું. વળી, તમે જે (વાત) જાહેર કરો છો તેમજ જે (વાત)ને છુપાવો છો, તેને પણ ખૂબ જાણું છું. (૩૩) અને (યાદ કરો) જ્યારે અમે ફરિશ્તાઓને હુકમ કર્યો કે, આદમ (અલૈ.)ની સામે સિજદામાં પડી જાઓ, ત્યારે ઈબ્લીસ સિવાય સૌ સિજદામાં પડી ગયા; પણ તેણે કહ્યું માન્યું નહિ અને ગર્વ કર્યો અને તે કાફિરો માંહેનો થઈ ગયો. (૩૪) અને અમે કહ્યું : હે આદમ (અલૈ.) ! તમે તથા તમારા પત્ની જન્નતમાં રહ્યા કરો અને તેમાં જ્યાંથી જે ચાહો તે તમે બન્ને ખૂબ ખાઓ. પણ આ ઝાડની પાસે ન જતા, નહિ તો તમે પણ તે લોકોમાં શામિલ થઈ જશો, જેઓ પોતાનું નુકસાન કરનારાઓ છે. (૩૫) પછી શયતાને તે બન્નેને તે (ઝાડ)થી ભૂલથાપ આપી, પછી તેઓ જે (અમન ચમન)માં હતા, તેમાંથી તેમને કઢાવ્યા, અને અમે કહ્યું, તમે નીચે પૃથ્વી પર ઉતરો, કે તમારામાંથી અમુક અમુકના દુશ્મન રહેશો, અને તમારા માટે પૃથ્વી પર અમુક મુદત (મૌત) સુધી રહેઠાણ અને લાભ ઉઠાવવાનું છે. (૩૬) પછી

આદમ (અલૈ.)એ પોતાના પરવરદિગારથી (તૌબાના) થોડાક શબ્દો શીખી લીધા, ત્યારે અલ્લાહ તઆલાએ તેમના ઉપર રહમની નજર (એટલે તૌબા કબૂલ) કરી. બેશક, તે જ ઘણો માફ કરનાર (અને) મહા દયાળુ છે. (૩૭) અમે હુકમ કર્યો કે, આ જન્નતમાંથી તમે બધા નીચે (પૃથ્વી પર) ઉતરો. પછી જો મારા તરફથી (નબી મારફતે) તમને કોઈ બોધ પહોંચે તો (તેના પર અમલ કરજો). જે કોઈ મારા બોધ પર ચાલશે, તો તેઓને ન કંઈ બીક હશે અને ન તેઓ દિલગીર થશે. (૩૮) પણ જે લોકો ઈન્કાર કરશે અને અમારા હુકમોને જૂઠાડશે, તેઓ જ દોઝખી થશે (અને) તેઓ તેમાં સદા રહેશે.(૩૯)

**હઝરત આદમ (અલૈ.)ના કિસ્સામાં બોધપાઠ :**

❋ અલ્લાહપાકની હિકમતો, ભેદો અને મસ્લેહતો બેશુમાર છે. આ વાત અશક્ય છે કે, કોઈપણ મહાન હસ્તી ચાહે તે નબીઓ હોય કે ફરિશ્તાઓ હોય, અલ્લાહપાકના આ ભેદોને જાણી શકે. એટલા જ માટે ફરિશ્તાઓ સૌથી વધુ નજીક હોવા છતાં હઝરત આદમ અલયહિસ્સલામને ખલીફા અને નાયબ બનાવવાની હિકમત અને ભેદ સમજી ન શક્યા. અને જ્યાં સુધી આ કિસ્સાની સમગ્ર બાબતો તેમની સમક્ષ ન આવી, ત્યાં સુધી અચંબામાં જ રહ્યા.

❋ અલ્લાહ તઆલાની રહમત-તવજ્જુહ કોઈ વસ્તુ ઉપર પડી જાય તો તે મોટો મરતબો અને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી લે છે. ઈન્સાન (હઝરત આદમ અલ.)ને જ જોઈ લઈએ કે, એક મુઠ્ઠીભર માટીનું પુતળુ, તેને અલ્લાહપાકે પોતાનો નાયબ (ખલીફા) બનાવ્યો. અને ત્યાર બાદ નુબૂવ્વત અને રિસાલતનો હોદ્દો અર્પણ કર્યો. પરંતુ આ બાબતો કોઈ આકસ્મિક નથી બનતી, બલ્કે તે વસ્તુની સલાહિય્યત પ્રમાણે અજીબોગરીબ હિકમતો અને મસ્લેહતોની અત્યંત બારીક વ્યવસ્થાથી સંકળાયેલ હોય છે.

❋ ઈન્સાનને ચાહે ગમે તેટલો મોટો મરતબો-સ્થાન પ્રાપ્ત થયુ, પરંતુ તેની



જન્મજાત-પ્રાકૃતિક કમજોરી પોતાની જગ્યાએ બાકી રહે છે. જેથી કોઈ તેને ખુદાઈનો દરજ્જો ન આપે. હઝરત આદમ (અલૈ.)માં આ માનવીય અંશ બાકી હતો. જેને લઈ આટલા ઉચ્ચ સ્થાને બિરાજમાન થયા બાદ પણ શયતાની વસવસાનો અસર આવી ગયો.

❋ ગુનેહગાર હોવા છતાં બંદો જ્યારે સાચા દિલથી તવબા અને શરમિંદગી બતાવે છે, તો તેના માટે રહમતનો દરવાજો બંધ થતો નથી, બલ્કે અલ્લાહપાક બંદાની તવબહને કબૂલ કરી તેનાથી રાજી થઈ જાય છે. હઝરત આદમ અલયહિસ્સલામની તવબહ કબૂલ કરી માનવજાતને બતાવ્યુ કે, માનવીની પ્રકૃતિ-તબીઅત ગુનોહ કરવાની તો છે, પરંતુ સાથે તેની માફી માંગવી, રડવું-કકલવું પણ હઝ. આદમ (અલૈ.)ની તબીઅત અને તરીકો રહ્યો છે.

એના મુકાબલામાં ગુનોહ કરી ઘમંડ રાખવો, તકબ્બુર કરવો એ મોટામાં મોટી નેકી અને ઈબાદતોને પણ ધોઈ નાંખે છે. શયતાન ઘણો મોટો ઈબાદતગુઝાર હતો, પરંતુ અલ્લાહ તઆલાના હુકમનો અનાદર કરી બધી જ ઈબાદતો ખાકમાં મળી ગઈ. અને તે ફક્ત નાફરમાન જ નથી રહેતો, બલ્કે બીજા લોકો પાસે ગુનોહ કરાવવાનો ઝરીયો (માધ્યમ) બની જાય છે. શયતાનને ઘમંડની આ પણ સજા મળી કે, તેને તવબહની તૌફીક ન મળી. બલ્કે તેણે લોકોને ગુમરાહ કરવાની પરવાનગી માંગી. અને તેના ઘમંડની નહૂસતને લઈ તેને ગુનાહ કરાવવાનું માધ્યમ પણ બનાવી દેવામાં આવ્યો. આમાં ઘણી મોટી નસીહત છે.

**અલ્લાહ તઆલા તરફથી યહૂદીઓ ઉપર કરેલ વિવિધ ઉપકારોનું વર્ણન : મહાન અત્યાચારી ફિરઔનથી છૂટકારો :**

અને (તે વખતને) પણ યાદ કરો, જ્યારે અમે તમને (તમારા વડીલોને) ફિરઔનના માણસોથી છૂટકારો આપ્યો, જેઓ તમને સખત શિક્ષા કરતા હતા, તમારા પુત્રોના ગળા કાપતા અને તમારી સ્ત્રીઓ (પુત્રીઓ)ને જીવતી રાખતા હતા; અને એ (બનાવ)માં તમારા પરવરદિગાર તરફથી એક મહાન



અજમાયશ હતી. (૪૯) અને (તે ઉપકાર યાદ કરો) જ્યારે અમે તમારા કારણે સમુદ્રને ચીરી નાંખ્યો, ફરી અમે તમને (ડૂબી જવાથી) બચાવ્યા અને ફિરઔનના માણસોને ડૂબાડી દીધા, જે તમે જોઈ રહ્યા હતા. (૫૦)

**વાછરડાની પૂજા કરવાનો મહાન ગુનોહ :**

અને (તે વખતને પણ યાદ કરો) જ્યારે અમે હઝરત મૂસા (અલૈ.)થી ચાલીસ રાતોનો વાયદો કર્યો, પછી તમે (તમારા બાપદાદાએ) તેમની (હઝરત મૂસા (અલૈ.)ની) પાછળ વાછરડાને (મઅબૂદ) બનાવ્યો અને તમે ઝુલ્મ પર કેડ બાંધી રાખી હતી. (૫૧) ફરી આ છતાં પણ અમે તમને માફ કર્યા, કે કદાચ તમે આભાર માનશો. (૫૨)

**અલ્લાહપાકને સગી આંખે જોવાનો આગ્રહ અને ખુદાઈ પકડ :**

અને (તે વખતને યાદ કરો;) જ્યારે તમે (એમ) કહ્યું કે, હે મૂસા (અલૈ.) ! અમે તમારા ઉપર હરગિઝ ઈમાન લાવીશું નહિ, જ્યાં સુધી અલ્લાહપાકને અમે સામે જોઈએ નહિ, ત્યારે તમને વીજળીએ પકડી લીધા અને તમે (તેનું આવવું) નજરે જોઈ રહ્યા હતા. (૫૫) ફરી તમારા મરણ પછી અમે તમને સજીવન કરી ઉઠાવ્યા કે કદાચ તમે ઉપકાર માનો. (૫૬)

**વાદળોનો છાંયો અને ખાવા માટે મન્નો સલ્વા :**

અને (એ પણ ઉપકાર કર્યો કે) તમારા ઉપર અમે વાદળોનો છાંયડો કર્યો તેમજ તમારા ઉપર મન્ન અને સલ્વા ઉતાર્યા, (અને કહ્યું) કે તે સરસ વસ્તુઓ ખાઓ, જે અમે તમને આપી છે, અને તેમણે (નાફરમાની કરી) અમારું કંઈ બગાડ્યું નહિ, બલ્કે પોતાનું જ નુકસાન કરતા રહ્યા. (૫૭)

**હુકમોનો અનાદર કરવો તેમની આદત હતી :**

અને (તે વખતને યાદ કરો) જ્યારે અમે (તેઓને) કહ્યું, આ શહેરમાં દાખલ થાઓ અને તેમાં જ્યાંથી ચાહો છૂટથી ખાઓ, પણ દરવાજામાં (આજિઝી સાથે) ઝૂકીને દાખલ થજો અને હિત્તતુન (એટલે બખ્શી દે એમ) બોલતા જજો, તો અમે તમારા અપરાધો માફ કરીશું અને નેક લોકોને

એથી પણ વધુ આપીશું. (૫૮) પછી તે જુલ્મીઓએ જે વાત તેઓને કહેવામાં આવી હતી, તેથી ઉલટી-વિરૂદ્ધ વાત બદલી નાખી, પછી તે જુલ્મીઓ ઉપર અમે આકાશથી એક આફત ઉતારી, કારણ કે તેઓ હુકમોનો અનાદર કરતા હતા. (૫૯)

**પાણી માટે ઝરણા ફૂટી નિકળવા-હઝ. મૂસા (અલૈ.)નો મોઅજિઝહ:**

અને (તે વખતને યાદ કરો) જ્યારે મૂસા (અલૈ.)એ પોતાની કૌમ માટે (અલ્લાહપાકથી) પાણી માંગ્યું ત્યારે અમે કહ્યું કે, પોતાની લાકડી પથ્થર ઉપર મારો, ફરી (તેમ કરતાં) તેમાંથી બાર ઝરણાં ફૂટી નીકળ્યાં, (પછી) દરેક ટોળાએ પોતપોતાનો ઘાટ જાણી લીધો, (અને તેમને કહેવામાં આવ્યુ કે) અલ્લાહપાકની રોજી ખાઓ તથા (પાણી) પીઓ અને પૃથ્વી પર ફસાદ મચાવનાર બની ફરશો નહિ. (૬૦)

**યહૂદીઓના કિયામત સુધી અપમાનિત થવાના કારણો :**

તેઓના ઉપર (તેમની નાશુક્રીના કારણે) ઝિલ્લત અને મોહતાજી નાખવામાં આવી અને તેઓ અલ્લાહપાકના ગુસ્સાને પાત્ર થઈ ગયા; એવું આ કારણથી થયું કે, તેઓ અલ્લાહપાકના હુકમોને માનતા ન હતા અને પયગમ્બરોને નાહક કતલ કરતા હતા, (વળી) એવું આ કારણે થયું કે, તેઓ નાફરમાની કરતા હતા અને હદમાં રહેતા ન હતા. (૬૧)

**અલ્લાહપાકના હુકમોમાં હિલા-યુક્તિઓ શોધવી :**

અને તમે તે લોકોને સારી રીતે જાણો છો કે, જેમણે તમારામાંથી શનિવારના દિવસે (શરીઅતની) હદ ઓળંગી હતી, તો અમે તેઓને કહ્યું કે, તમે તુચ્છ વાંદરા બની જાઓ. (૬૫) ફરી અમે આ બનાવને તે સમયના લોકો માટે અને તેમના પાછળ આવનારાઓ માટે શિખામણરૂપ બનાવ્યો; તેમજ (અલ્લાહપાકથી) ડરનારાઓ માટે બોધરૂપ બનાવ્યો. (૬૬)

**ગાયનો કિસ્સો અને પથ્થર દિલોનું વર્ણન :**

અને (તે સમયને પણ યાદ કરો) જ્યારે કે તમે એક માણસનું ખૂન કર્યું

હતું. પછી (પોતપોતાને નિર્દોષ જાહેર કરવા માટે) તેને એક-બીજા પર નાખવા લાગ્યા, પણ તમે જે છુપાવતા હતા, તે અલ્લાહપાકને જાહેર કરવું મંજૂર હતું. (૭૨) જેથી અમે હુકમ કર્યો કે, તે મુરદા ઉપર તે ગાયનો એક ટુકડો મૂકી દો, (અને) એવી જ રીતે અલ્લાહ તઆલા (કિયામતમાં) મુરદાઓને સજીવન કરશે અને અલ્લાહપાક તમને પોતાની (કુદરતની) નિશાનીઓ દેખાડે છે કે જેથી તમે સમજો. (૭૩) તે છતાંય તમારાં દિલ સખત જ રહ્યા, જાણે કે તે પથ્થર છે; બલ્કે તેનાથી પણ વધુ સખત છે; અને (વધુ સખત એટલા માટે કે) કેટલાક પથ્થરો એવા પણ હોય છે, જેમાંથી (મોટી મોટી) નહેરો ફૂટી નીકળે છે, અને કેટલાક એવા પણ હોય છે, જે ફાટી જાય છે, પછી તેમાંથી પાણી ઝરે છે, અને કેટલાક એવા પણ હોય છે, જે અલ્લાહપાકના ડરથી નીચે ગબડી પડે છે; અને અલ્લાહપાક તમારા કૃત્યોથી અજાણ નથી. (૭૪)

## યહૂદી આલિમો તરફથી તવરાત (જૂના કરાર)માં ફેરફાર કરેલ વાતોના વર્ણનથી સામાન્ય યહુદીઓને રોકવા :

વળી, જ્યારે (આ યહૂદીઓ) મુસલમાનોથી મળે છે, ત્યારે કહે છે કે, અમે ઈમાન લાવ્યા છીએ, પણ જ્યારે એકબીજાથી એકાંતમાં મળે છે, ત્યારે કહે છે કે, અલ્લાહપાકે જે કંઈ વાત તમારા ઉપર જાહેર કરી છે, શું તે તમે મુસલમાનોને કહો છો ? કે જેથી તે લોકો તમારા પરવરદિગારની રૂબરૂ તે વડે તમને જૂઠા પાડે, શું તમે (આવી સ્પષ્ટ વાત પણ) સમજતા નથી ? (૭૬) શું તેઓ એટલું પણ જાણતા નથી કે જે કંઈ તેઓ છુપાવે છે અને જે કંઈ જાહેર કરે છે, તેની અલ્લાહપાકને ખબર છે. (૭૭)

## ધન-દૌલત માટે તવરાતમાં ફેરફાર કરવા :

તેમની ભારે ખરાબી છે, જેઓ પોતાના હાથે કિતાબ (તવરાત)માં ફેરફાર કરી લખે છે, પછી કહે છે કે આ અલ્લાહપાકના તરફથી છે. (એમ કરવાનું કારણ એ) કે તેના વડે જુજ-નજીવી કિંમત મેળવે; તો ધિક્કાર છે તેમના હાથોના લખવા પર અને ધિક્કાર છે તેમની કમાઈ પર. (૭૯)



## ઈસ્લામ ન સ્વિકારવા માટે જૂઠી દલીલોનો સહારો લેવો :

અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે, અલ્લાહપાકે જે કંઈ ઉતાર્યું છે, તેને માનો. ત્યારે કહે છે કે, અમારા પર જે કંઈ ઉતર્યું છે, તેને જ અમે માનીએ છીએ અને તેના સિવાય જે (કુર્આન તથા બાઈબલ-નવો કરાર) છે તેને માનતા નથી, હાલાંકે તે (કુર્આન) તો સત્ય છે, (અને) તેઓની પાસેવાળી કિતાબને પણ સાચી બતાવે છે; (હવે હે મુહમ્મદ સલ. !) આપ પૂછો કે, જો તમે ઈમાનદાર હતા, તો આગલા વખતમાં અલ્લાહપાકના પયગમ્બરોને કેમ કતલ કરતા હતા ? (૯૧) અને તમારી પાસે મૂસા(અલૈ.) સ્પષ્ટ દલીલો લઈને આવ્યા, ફરી તેમના (તૂર પર્વત પર) ગયા પછી તમે વાછરડાને પૂજ્ય બનાવ્યો અને (તેથી) તમે ઝુલમગાર છો. (૯૨)

## કિતાબ અને નબીઓની વાત ઉપર અમલ ન કરવાની સજામાં જાદુ પાછળ લાગી જવુ :

અને તે (યહૂદી)ઓ એવા (જાદૂના) જ્ઞાનની પાછળ પડ્યા, જેને શયતાનો સુલયમાન (અલૈ.)ના રાજ્ય (અમલ)માં કરતા હતા, અને સુલયમાન (અલૈ.)એ કદી નાફરમાની કરી ન હતી, પરંતુ શયતાનો જ કુફ્ર (અને જાદૂના કામ) કરતા હતા, (તેમજ) બીજા લોકોને પણ જાદૂ શીખવતા હતા; વળી, તેઓ તે જ્ઞાનની પાછળ પણ પડ્યા, જે બેબીલોન (શહેર)માં હારૂત અને મારૂત ફરિશ્તા પર ઉતારવામાં આવ્યુ હતું; પણ તે બન્ને ફરિશ્તા કોઈને (તે જાદૂની વાતો) બતાવતા ન હતા, જ્યાં સુધી તે બન્ને (પ્રથમ) એવું કહી ન દેતા કે અમે તો (માણસો માટે) માત્ર કસોટી જ છીએ, માટે તું કાફિર થઈશ નહિ; છતાં (કેટલાક) લોકો તેઓથી એવું જાદૂ શીખતા કે જેના વડે પુરૂષ અને તેની સ્ત્રી વચ્ચે જુદાઈ નાખે, પણ તે લોકો તે (જાદૂ) વડે અલ્લાહપાકના (તકદીર) હુકમ વગર કોઈને હાનિ પહોંચાડી શકતા ન હતા; અને તે (યહૂદી)ઓ એવું (મંત્ર) શીખતા, જે તેઓને હાનિકારક હતું અને કંઈ લાભદાયી ન હતું. વળી, તેઓ એ પણ જાણતા હતા કે, જે કોઈ એવી ચીજો (એટલે જાદૂ, મંત્ર વગેરે)નો ખરીદાર બને, તેના માટે આખિરતમાં કંઈ જ હિસ્સો નથી, અને જે (જાદૂ તથા કુફ્ર)ના બદલે તેમણે



પોતાની ઝાત વેચી નાખી, તે ઘણી જ ખરાબ વસ્તુ છે, જો તેઓ (એને) જાણતા હોત (તો સારૂં થાત !) (૧૦૨) અને જો તેઓ ઈમાન લાવત અને (અલ્લાહપાક)નો ડર રાખત, તો અલ્લાહપાકને ત્યાં શ્રેષ્ઠ બદલો મેળવત. કદાચ તેઓને (એટલી) સમજ હોત (તો ઠીક થાત) ! (૧૦૩)

**યહૂદીઓ તથા આરબો (મુસ્લિમો) બન્નેવ હઝ. ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદ છે. ફક્ત યહૂદીઓ જ શામેલ નથી :**

અને હે નબી (સલ.) ! બયાન (કરો કે) જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને તેમના પરવરદિગારે કેટલીક વાતોમાં અજમાવ્યા, તો તેને સંપૂર્ણ રીતે બજાવી લાવ્યા, (ત્યારે) અલ્લાહપાકે ફરમાવ્યું કે, હું તમને (એના બદલામાં) લોકોના (દીની) સરદાર બનાવીશ. તેમણે અરજ કરી કે, અને મારી અવલાદમાંથી પણ (અમુકને નુબુવ્વત આપશો, તો) અલ્લાહપાકે ફરમાવ્યું કે, મારૂં (આ) વચન જુલ્મીઓને પહોંચશે નહિ. (૧૨૪)

**મક્કા મુકર્રમહમાં અલ્લાહપાકનું પ્રથમ ઘર હઝ. ઈબ્રાહીમ (અલૈ.) અને હઝ. ઈસ્માઈલ (અલૈ.)એ બનાવ્યુ, આરબોનો વંશવેલો તેમનાથી જ ચાલ્યો :**

વળી, (તે સમયને પણ યાદ કરો) જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઈસ્માઈલ (અલૈ.) કઅ્બહની ભીંતો ચણી રહ્યા હતા. (અને આ દુઆ માંગતા હતા કે) હે અમારા પરવરદિગાર ! અમારા તરફથી (આ સેવાને) સ્વીકારી લે. ખરેખર, તું જ (દુઆનો) સાંભળનાર (અને નિય્યતોનો) જાણનાર છે. (૧૨૭) હે અમારા પરવરદિગાર ! વળી, (અમારી એ પણ દુઆ છે કે) અમે બન્નેને તારા સંપૂર્ણ તાબેદાર બનાવ અને અમારા વંશમાંથી પણ એક એવા સમૂહને પેદા કર, જે તારા તાબેદાર હોય, તેમજ અમને અમારા હજ્જના કાનૂનો પણ બતાવ અને અમારા પર કૃપાદૃષ્ટિ કર. ખરેખર, તું જ ક્ષમા કરનાર દયાળુ છે. (૧૨૮) હે અમારા પરવરદિગાર ! અને (આ પણ દુઆ છે કે) તે સમૂહમાં તેઓમાંથી જ એક એવા રસૂલ પણ પેદા કર, જે તેઓને તારી આયતો પઢીને સંભળાવતા રહે અને તેઓને કિતાબની

તથા અક્કલમંદીની વાતો શીખવતા રહે અને તેઓને (શિર્ક વગેરેથી) પવિત્ર કરતા રહે; ખરેખર, તું જ કુદરતવાન સંપૂર્ણ હિકમતવાળો છે. (૧૨૯)

## આપ (સલ.)ને બન્નેવ કિબ્લાના નબી હોવાનો શર્ફ :

અને (ફરી પણ કહેવામાં આવે છે કે) જ્યાંથી પણ તમે (મુસાફરી અર્થે) નીકળો, તો પોતાનું મુખ (નમાઝમાં) મસ્જિદે હરામ તરફ રાખો; અને (એ જ પ્રમાણે હે મુસલમાનો !) તમે લોકો પણ ગમે ત્યાં હો, પોતાનું મુખ (નમાઝમાં) તેની જ તરફ રાખ્યા કરો, કે જેથી (આ વિરૂદ્ધતા કરનારા) લોકોને તમારી સાથે વાદવિવાદ(નો મોકા) ન રહે; પરંતુ તેઓમાંથી જે લોકો (તદ્દન) બે ઈન્સાફ છે, તો એવા લોકોથી (જરાય) ડરો નહિ, પણ મારાથી ડરતા રહો. અને (આ હુકમ) એટલા માટે કે, હું મારી નેઅમતને તમારા ઉપર પૂર્ણ કરી દઉં. વળી, એ માટે તમે સીધો માર્ગ મેળવો. (૧૫૦) આ ઉપકાર પણ તેવો જ છે, જેમકે અમે તમારી વચ્ચે એક (મહાન) રસૂલ તમારામાંથી જ મોકલ્યા, જે તમને અમારી આયતો (હુકમો) પઢી સંભળાવે છે તેમજ તમને (ગુનાહોથી) પવિત્ર કરતા રહે છે અને તમને (ખુદાઈ) કિતાબ તથા તેના રહસ્ય શીખવે છે અને તમને એવું (લાભકારક) શિક્ષણ આપતા રહે છે, જેને તમે જાણતા પણ ન હતા. (૧૫૧) માટે તમે મને (બંદગીથી) યાદ કરો તો હું પણ તમને (ઉપકારથી) યાદ કરીશ અને (એ ઉપકાર બદલ) મારો શુક્ર માનો અને અપકારી ન બનો. (૧૫૨)

## આકાશ-પાતાળની નિશાનીઓ અલ્લાહપાકની યાદ માટે છે :

બેશક, આકાશો અને પૃથ્વીના બનાવવામાં અને રાત્રિ-દિવસના ફેરફારમાં તેમજ તે વહાણોમાં, જે સમુદ્રમાં લોકોની ઉપયોગી વસ્તુઓ લઈ ચાલે છે અને (વરસાદના) પાણીમાં, જેને અલ્લાહપાક આકાશથી વરસાવે છે, પછી તે વડે જમીનને તેના સૂકાઈ જવા પછી તરબોળ કરી (તેમાં લીલોતરી ઉત્પન્ન કરી) દે છે. વળી, તેમાં દરેક પ્રકારના પ્રાણી ફેલાવી દેવામાં તેમજ પવનો(ની દિશાઓ, સ્થિતિઓ)ના ફેરફારમાં અને તે વાદળમાં જે આકાશ અને પૃથ્વી વચ્ચે (અલ્લાહ તઆલાના હુકમને)

આધિન છે (તે સર્વેમાં) બુદ્ધિશાળીઓ માટે (અલ્લાહ તઆલાની કુદરતની ઘણી) નિશાનીઓ છે. (૧૬૪)

## અકાઈદ, અખ્લાક અને અઅ્માલ ઈસ્લામી વ્યાપકતાની નિશાની છે

નેકી માત્ર એટલી જ નથી કે તમારૂં મુખ પૂર્વ કે પશ્ચિમ તરફ કરો, પરંતુ મહાન નેકી એ છે કે, જે કોઈ અલ્લાહ તઆલા પર અને છેલ્લા દિવસ (આવવા) પર અને ફરિશ્તાઓ(ની હસ્તી) પર અને (સર્વ આકાશી) કિતાબો અને (સઘળા) પયગમ્બરો પર ઈમાન લાવે. અને તે (માણસ) અલ્લાહપાકની મુહબ્બતના ખાતર (હાજતમંદ) સગાં-વહાલાંને અને નાદાર યતીમોને તથા મોહતાજોને અને (સાધન વગરના) મુસાફિરો અને (લાચારીએ) સવાલ કરનારાઓને તથા (કેદીઓ અને ગુલામોની) ગરદનો છોડાવવામાં માલ આપતો હોય અને નમાઝ કાયમ રાખતો હોય તેમજ ઝકાત પણ આપ્યા કરતો હોય, અને (એ ઉપરાંત) એ લોકો જ્યારે કોઈ કરાર કરે તો પોતાનો કરાર પૂરો કરનારા હોય અને ગરીબાઈ તથા દુઃખમાં અને (દુશ્મનો સામે) રણસંગ્રામમાં દ્રઢ રહેનારા હોય. આ લોકો જ સાચા છે અને આ લોકો જ (ખરા) પરહેઝગાર (ગણવાને) લાયક છે. (૧૭૭)

## ઈસ્લામી સજાઓ ન્યાય આધારિત :

હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર (ઈરાદાપૂર્વક) કતલ કરવામાં આવેલાઓના સબંધમાં કિસાસ (બદલો) લેવો ફર્ઝ કરવામાં આવ્યો છે. (એટલે દરેક) આઝાદ પુરૂષના બદલે આઝાદ પુરૂષ અને ગુલામને બદલે ગુલામ અને સ્ત્રીના બદલે સ્ત્રી (કતલ કરવામાં આવે). પછી જે (હત્યારાને) તેના ભાઈ તરફથી કંઈ પણ માફી આપવામાં આવે, તો તેણે (માફ કરનારે) યોગ્ય રીતે (માલની) માંગણી કરવી જોઈએ અને (હત્યા કરનારે ખૂનના બદલાને) ભલાઈ સાથે તે (હકદારોની) પાસે પહોંચાડવો જોઈએ; આ (માફીના કાનૂનમાં) તમારા પરવરદિગાર તરફથી સહેલાઈ અને મહેરબાની છે; આ ફેંસલા બાદ જે કોઈ હદથી વધશે, તો તેને (આખિરતમાં) દુઃખદાયક શિક્ષા થશે. (૧૭૮) અને હે બુદ્ધિશાળી લોકો ! આ કિસાસ(ના હુકમ)માં

તમારા જાનનો ઘણો બચાવ છે, અમને આશા છે કે (એવા અમનના કાનૂન-ભંગથી) તમે બચતા રહેશો. (૧૭૯)

### રોઝાનો મકસદ (હેતુઓ) :

હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર રોઝહ ફર્ઝ કરવામાં આવ્યા છે, જેવી રીતે કે તમારાથી પહેલાં (આગલી ઉમ્મત)ના લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા. એ આશાએ કે, તમે (રોઝહના પ્રતાપે) નઠારાં કામોથી (સદા) દૂર રહેનાર થઈ જાઓ. (૧૮૨) અમુક દિવસો (એટલે) રમઝાન માસમાં રોઝહ રાખ્યા કરો; પણ તમારામાંથી જે કોઈ માંદો હોય અથવા મુસાફરીમાં હોય તો તે બીજા દિવસોથી ગણતરી પૂરી કરે.

### રમઝાન માસનો કુર્આન શરીફ સાથે ગાઢ રૂહાની સબંધ :

રમઝાનનો (મુબારક) માસ તે છે કે જેમાં કુર્આન શરીફ લોકોની હિદાયત માટે ઉતારવામાં આવ્યું અને (જેમાં) હિદાયતની ખુલ્લી નિશાનીઓ છે તથા તે (સત્ય-અસત્ય વચ્ચે) જુદાઈ કરનાર (પણ) છે. ત્યારે તમારામાંથી જે કોઈ આ માસમાં મવજૂદ હોય તો તેણે આ માસના રોઝહ અવશ્ય રાખવા જોઈએ; અને જે માણસ માંદો હોય અથવા મુસાફરીમાં હોય તો બીજા દિવસો(ના રોઝહ)થી ગણતરી પૂરી કરે; અલ્લાહપાક તમારા માટે (હુકમોમાં) સહેલાઈ ચાહે છે અને તમને મુશ્કેલીમાં નાખવા ઈચ્છતો નથી. અને (કઝાનો પણ હુકમ આપ્યો કે) જેથી તમે ગણતરીને પૂરી કરી લો (તો સવાબમાં કમી રહે નહિ). વળી, એટલા માટે કે તેણે તમને હિદાયત આપી તે ઉપર તમે લોકો અલ્લાહપાકની મોટાઈ બયાન કરતા રહો અને (આ સહેલાઈના કાનૂન પર તેનો) આભાર માનો. (૧૮૫)

### હજ્જના ઉચ્ચ હેતુઓ :

હજ્જના (અમુક) મહિના પ્રખ્યાત છે. પછી જેણે તેમાં હજ્જ માથે લીધી, તો તેણે હજ્જમાં સ્ત્રી મેળાપ અને કોઈ પણ ગુનોહ તેમજ (કોઈ પણ પ્રકારનો) ઝઘડો (ફસાદ) કરવો જોઈએ નહિ; અને તમે જે કંઈ નેકી કરો છો, તેને અલ્લાહપાક જાણે છે; અને (જ્યારે હજ્જ માટે નીકળો ત્યારે

મુસાફરીનો) ખર્ચ જરૂર સાથે લઈ લો. કારણ કે ખર્ચ (સાથે લેવા)માં સૌથી મોટો ફાયદો (ભીખથી) બચવું છે. અને હે બુદ્ધિશાળીઓ ! (આ હુકમો બજાવી લાવવામાં) મારાથી ડરતા રહો. (૧૯૭) અને (હજ્જમાં) વેપાર કરીને પોતાના પરવરદિગારના ફઝલ (એટલે રોજી)ને શોધો તો તેમાં તમને કંઈ ગુનાહ નથી.

**યતીમો (અનાથો)ના માલ વિશે ચોખવટ :**

લોકો તમને યતીમ બાળકો(ના ખર્ચ) સબંધી પૂછે છે, આપ ફરમાવી દો કે, જે મામલામાં તેઓથી ભલાઈ હોય તે બેહતર છે; અને જો તમે તેઓની સાથે ખર્ચ ભેગો રાખો તો (કંઈ ડર જેવું નથી, કારણ કે) તેઓ તમારા (દીની) ભાઈઓ જ છે અને અલ્લાહપાક (તેઓના માલ) બગાડનાર (અને) સુધારનારને જાણે છે; અને જો અલ્લાહ તઆલા ચાહત તો (એ સબંધી સખત હુકમ આપી) તમને મુશ્કેલીમાં નાખત. બેશક, અલ્લાહપાક જોરાવર હિકમતવાળો છે. (૨૨૦)

**નમરૂદનો હઝ. ઈબ્રાહીમ (અલૈ.)થી વાદવિવાદ :**

(હે નબી સલ. !) શું આપે તે માણસને ન જોયો (એટલે તેનો હાલ જાણ્યો નથી) કે જેણે ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે તેના પરવરદિગાર(ની હસ્તી) વિશે વાદવિવાદ કર્યો હતો એ કારણે કે અલ્લાહ તઆલાએ તેને સત્તા આપી હતી, (જ્યારે કે તેણે પૂછ્યું કે, અલ્લાહપાક કેવો છે ?) તેના જવાબમાં ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, મારો પરવરદિગાર એવો છે, જે જિવાડે છે અને મારે છે; (તો) તેણે કહ્યું, હું પણ જિવાડું છું અને મારું છું. ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, (વારું) અલ્લાહપાક તો સૂર્યને (દરરોજ) પૂર્વથી કાઢે છે, તો તું (માત્ર એક જ દિવસ) પશ્ચિમથી કાઢી(ને દેખાડી) આપ. ત્યારે તે કાફિર સ્તબ્ધ થઈ ગયો; અને અલ્લાહપાક એવા અન્યાયી લોકોને સીધો માર્ગ દેખાડતો નથી. (૨૫૮)

**અલ્લાહપાકને રાઝી રાખવા સખાવત કરવાનું ઉદાહરણ :**

જે લોકો પોતાનો માલ અલ્લાહપાકની રાહમાં ખર્ચ કરે છે, તેઓના

ખર્ચ કરેલા માલની મિસાલ (અલ્લાહપાકને ત્યાં) તે દાણા સમાન છે, જે સાત કંટીઓ કાઢે (અને) દરેક કંટીમાં સો દાણાં હોય, અને જેને અલ્લાહપાક ચાહે છે તેના માટે એથી વધુ કરી આપે છે; અને અલ્લાહપાક ઘણો ઉદાર (અને) જાણનાર છે. (૨૬૧) જે લોકો પોતાનો માલ અલ્લાહપાકની રાહમાં ખર્ચ કરે છે. ફરી ખર્ચ કર્યા પછી (જેને આપ્યું છે તેને જીભથી) ઉપકાર જણાવતા કે (વર્તનથી) સતાવતા નથી, તે લોકોને પોતાના પરવરદિગાર પાસે તેનો બદલો મળશે, તેઓને ન (સવાબ) ઘટવાનો કંઈ ડર હશે અને ન તેઓ દિલગીર થશે. (૨૬૨) (લાચારીના સમયે) નરમીથી (યોગ્ય) જવાબ આપવો અને (માંગનાર અસભ્યતા કરે તો તેને) માફી આપવી, તે એવી ખયરાતથી (ઘણા દરજ્જે) બેહતર છે, જેની પાછળ (માંગનારની) સતામણી થાય, અને અલ્લાહપાક બેપરવા (અને) સહનશીલ છે. (૨૬૩) હે ઈમાનવાળાઓ ! પોતાની ખયરાતને ઉપકાર જતાવી અથવા ઈજા પહોંચાડી બરબાદ કરો નહિ, તે માણસની માફક કે જે પોતાનો માલ લોકોને દેખાડવા અર્થે ખર્ચ કરે છે અને તે અલ્લાહપાક પર તેમજ કિયામતના દિવસ પર ઈમાન રાખતો નથી, તો તેની મિસાલ એક લીસા પથ્થર સમાન છે કે, જેના ઉપર સહેજ માટી (ચઢી ગઈ) હોય, પછી તેના ઉપર જોશભેર વરસાદ પડે તો તેને તદ્દન ચોખ્ખો કરી નાખે; એવા લોકોને પોતાની કમાઈ (એટલે નેકીઓનો સવાબ) સહેજ પણ હાથ લાગશે નહિ; અને અલ્લાહપાક કાફિરોને (આખિરતમાં જન્નતનો) માર્ગ પણ દેખાડશે નહિ. (૨૬૪) અને જે લોકો પોતાનો માલ અલ્લાહપાકની ખુશી મેળવવા અને (દીનમાં કઠણ કાર્યોમાં ભોગ આપવા) પોતાના દિલને મક્કમ રાખવા માટે ખર્ચ કરે છે, તેઓની (ખયરાતની) મિસાલ એક ઉંચી જગ્યાએ આવેલા એવા બગીચા સમાન છે, જેના ઉપર ભારે વરસાદ વરસ્યો હોય, તેથી તેણે પોતાના ફળો બમણાં (ચોગણાં) આપ્યા. અને જો તેના ઉપર ભારે વરસાદ વરસ્યો નહિ હોય, તો પણ તેને ઝીણો વરસાદ જ બસ છે. અને અલ્લાહ તઆલા તમારા કામોને ખૂબ જુએ છે; (૨૬૫)





**દેખાડા ખાતર અથવા મહેણા મારવા, સતાવવા દાન કરનારનું ઉદાહરણ :**

શું તમારામાંથી કોઈને એવું ગમે છે કે તેનો ખજૂર અને દ્રાક્ષોનો એક એવો બગીચો હોય, જેના (ઝાડો) નીચે નહેરો વહેતી હોય, (અને) તેને માટે તે વાડીમાં બીજા પણ દરેક જાતના ફળો હોય, અને તે માણસને વૃદ્ધાવસ્થા આવી ગઈ હોય તેમજ તેના બાળબચ્ચાં પણ અશક્ત હોય, પછી તે બાગ પર એવો લૂનો ઝપાટો ચાલે, જેમાં આગ હોય, જેનાથી તે બળી(ને ભસ્મ થઈ) જાય; એવી જ રીતે અલ્લાહ તઆલા તમારા માટે પોતાના અહકામ સ્પષ્ટ બયાન કરે છે કે, જેથી તમે વિચાર કરો. (૨૬૬) હે ઈમાનવાળાઓ ! પોતાની કમાણીમાંથી ચોખ્ખી (પવિત્ર) વસ્તુ તથા અમે જમીનમાંથી જે ચીજો તમારા માટે ઉત્પન્ન કરી છે, તેમાંથી (નેક કામમાં) આપ્યા કરો અને તેમાંથી એવી રદ્દી ચીજના આપવાનો ઈરાદો પણ ન કરો કે જેને તમે પોતે પણ આંખમિચામણા કર્યા વિના લઈ શકો નહિ અને યકીન રાખો કે, અલ્લાહપાક બેપરવા (અને) ખૂબીઓવાળો છે. (૨૬૭) શયતાન તમને ફકીરીથી ડરાવે છે અને તમને નઠારી વાત (એટલે કંજૂસી)ની સલાહ આપે છે અને અલ્લાહપાક (સારી વસ્તુ આપવા પર) પોતાના તરફથી તમારા પાપો માફ કરવાનો અને (બદલામાં) વધુ આપવાનો વાયદો કરે છે અને અલ્લાહપાક બહુ ઉદાર, સઘળું જાણનાર છે. (૨૬૮)

**વ્યાજની બુરાઈ દર્શાવતુ ઉદાહરણ :**

જે લોકો વ્યાજ ખાય છે, તેઓ (કિયામતમાં કબરોથી) ઉઠશે નહિ, પરંતુ એવી રીતે (ઉઠશે) જેવી રીતે કે તે માણસ ઉભો થાય છે, જેને શયતાન વળગી ગાંડો કરી દે છે; આ (શિક્ષા) એટલા માટે થશે કે તેઓએ (વ્યાજને હલાલ કરવા માટે દલીલમાં) કહ્યું હતું કે વેપાર પણ વ્યાજ લેવા સમાન જ છે. જ્યારે કે અલ્લાહપાકે વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે, ત્યારે જેને પોતાના પરવરદિગાર તરફથી (એ વિશે) બોધ પહોંચ્યા પછી તે (વ્યાજ લેવાથી કે તેને હલાલ કહેવાથી) અટકી ગયો તો જે કંઈ (આ હુકમ આવ્યા) પહેલાં લઈ ચૂક્યો તે તેનું જ છે, પણ (તૌબા



સબંધી) તેનો મામલો અલ્લાહપાકને હવાલે છે, અને જે કોઈ પાછો (વ્યાજને હલાલ ગણે) તો તેઓ જ દોઝખવાળા છે, જેઓ તેમાં સદા રહેશે. (૨૭૫) અલ્લાહપાક વ્યાજ(ના વધારા)ને નાબૂદ કરે છે અને ખયરાત(ની બરકત)ને વધારે છે. અને અલ્લાહપાક કોઈ પણ નાફરમાન પાપીને પસંદ કરતો નથી. (૨૭૬) બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા અને (ખાસ કરી) નમાઝ પઢતા રહ્યા તેમજ ઝકાત આપતા રહ્યા તેમના માટે તેમનો સવાબ પોતાના પરવરદિગાર પાસે છે અને (આખિરતમાં) ન તેમને કંઈ ડર હશે અને ન તેઓ દિલગીર થશે. (૨૭૭) હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકથી ડરો અને જો તમે ઈમાન રાખતા હો તો જેટલું વ્યાજ બાકી હોય તેને છોડી દો. (૨૭૮) પછી જો તમે (તેમ) કરશો નહિ તો અલ્લાહપાક તથા તેના રસૂલ (સલ.) તરફથી લડાઈની ચેલેન્જ સાંભળી લો. અને જો તમે તૌબા કરી લો તો તમને તમારી મુદલ રકમ મળશે, (આ કાયદા પછી) ન તમે કોઈ પર ઝુલ્મ કરવા પામશો અને ન કોઈ તમારા ઉપર ઝુલ્મ કરવા પામશે. (૨૭૯) અને જો (દેણદાર) નાદાર હોય તો (તેને) હાથ છૂટો થતાં સુધીની મોહલત આપવી જોઈએ અને જો તમે સમજતા હો તો માફ કરી દેવું તમારા માટે બેહતર છે. (૨૮૦) અને તે દિવસથી ડરતા રહો કે જે દિવસે તમે અલ્લાહપાકની તરફ લઈ જવામાં આવશો, પછી દરેક જણને તેની કરણી(નો બદલો) સંપૂર્ણ આપવામાં આવશે અને કોઈનો કંઈ હક માર્યો જશે નહિ. (૨૮૧)

## આપસી લેવડ-દેવડમાં પ્રમાણિકતા-પારદર્શકતાના હુકમો :

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે માંહોમાંહે અમુક મુદત સુધીનો ઉધારનો મામલો કરો તો તેને લખી લો. અને (તે મામલાને) તમારી વચ્ચે કોઈ લખનારે ન્યાયસર લખવો જોઈએ, અને લખનાર (તેઓને) લખી આપવાથી ઈન્કાર ન કરે, તેને જોઈએ કે અલ્લાહપાકે તેને જેવું (લખતાં) શીખવ્યું છે, તેવું લખી આપે. અને જે માણસ ઉપર દેણ છે, તે લખાવી આપે, અને પોતાના પરવરદિગાર અલ્લાહપાકથી ડરે અને તેમાંથી (લખાવવામાં) જરા પણ ઓછું કરે નહિ, પછી જો તે માણસ જેના જિમ્મે દેણ છે તે બેવકૂફ

અથવા લાચાર હોય અથવા પોતે (બતાવીને) લખાવી શકતો ન હોય તો તેના મુખત્યાર ખરેખરું લખાવે, અને (આ લખાણ ઉપરાંત) તમારામાંના (મુસલમાન) પુરૂષોમાંથી બે પુરાવા (પણ) રાખો, પછી જો બે પુરૂષ ન મળે તો એક પુરૂષ અને બે સ્ત્રીઓ (રાખો), એવા સાક્ષીઓમાંથી જેઓને (વિશ્વાસપાત્ર હોવાથી) તમે પસંદ કરો છો, (બે સ્ત્રીઓ) એ કારણથી કે જો બે સ્ત્રીઓમાંથી એક (કંઈક) ભૂલી જાય તો તેમાંની એક બીજીની યાદ અપાવે, અને તે સાક્ષીઓને જ્યારે (પુરાવા માટે) બોલાવવામાં આવે ત્યારે તેઓ ઈન્કાર કરે નહિ, અને મામલો નાનો હોય કે મોટો તેની મુદત આવતાં સુધી તેના લખવામાં કંટાળો કરો નહિ, (આ લખી લેવું) અલ્લાહપાકની પાસે વધુ ઈન્સાફ કાયમ રાખનાર અને સાક્ષી માટે પણ વધુ સહાયભૂત છે. વળી, એ વાત બહુ વાજબી છે કે (તે મામલા સબંધી) તમે કોઈ શંકામાં પડો નહિ, પરંતુ કોઈ સોદો હાથોહાથ હોય, જેની આપસમાં લેવડદેવડ કરો છો, તો તેને નહિ લખવામાં તમારા ઉપર કંઈ દોષ નથી, પણ જ્યારે સોદો કરો તો સાક્ષી રાખી લ્યો અને લખનાર તેમજ સાક્ષીને કષ્ટ ન આપવામાં આવે. અને જો તમે એવું કરશો તો એમાં તમને ગુનાહ થશે અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, અને અલ્લાહપાક તમને (યોગ્ય હુકમો) શીખવે છે, અને અલ્લાહપાક દરેક વસ્તુથી માહિતગાર છે. (૨૮૨) અને જો તમે મુસાફરીમાં હો અને કોઈ (દસ્તાવેજ) લખનાર ન મળે તો કબજાગીરો થવું જોઈએ. ફરી જો (એવા સંજોગે) એકબીજાનો ભરોસો કરે (જેથી ગીરોની આવશ્યક્તા ન સમજે) તો જેનો ભરોસો કરવામાં આવ્યો છે, તેણે બીજાનો હક સંપૂર્ણ આપી દેવો જોઈએ અને પોતાના પરવરદિગાર અલ્લાહપાકથી ડરવું જોઈએ. અને તમે સાક્ષીને છુપાવો નહિ, અને જે કોઈ તેને છુપાવશે, તો બેશક તેનું દિલ પાપી છે અને અલ્લાહ તઆલા તમારા કરેલા કામોને ખૂબ જાણે છે. (૨૮૩)

વતનમાં લખાણ અને સાક્ષીઓથી તેમજ બીજી અનેક રીતે વિશ્વાસ આવી શકે છે, પરંતુ મુસાફરીમાં સહેલાઈથી તેમ થતું નથી. વળી, માત્ર લખાણ કે સાક્ષીઓથી વિશ્વાસ મુશ્કેલ હોવાથી જ ફરમાવ્યું કે, મુસાફરીમાં

દેણ કે ઉધારનો મામલો કરો અને દસ્તાવેજ લખનાર ન મળે, જેમકે સફરમાં એવા સંજોગો ઘણા બને છે, તેથી કોઈ વસ્તુ ગીરો મૂકો. આ હુકમ સફર માટે ખાસ નથી, વતનમાં તેમજ સફરમાં લખનાર મૌજૂદ હોય તો પણ ગીરો મૂકવું દુરુસ્ત છે. જેમકે હદીસોમાં ખુદ હઝરત મુહમ્મદ (સલ.)નું થોડાક જવના બદલે પોતાનું બખ્તર મદીનાના એક યહૂદીને ત્યાં ગીરો મૂકવાનું આવ્યું છે. જે વસ્તુ ગીરો મૂકવામાં આવે તેના ઉપર ગીરો લેનારનો કબ્જો થાય નહિ, ત્યાં સુધી તે ગીરો ગણાશે નહિ. ગીરો મૂકેલી વસ્તુ ગીરો લેનાર પાસે અમાનત છે. લેણું વસૂલ થતાં તે જ વસ્તુ માલિકને પાછી આપવી જોઈએ. ગીરો લેનારને તેનાથી કોઈપણ પ્રકારનો લાભ ઉઠાવવો દુરુસ્ત નથી, પણ જો તે વસ્તુ પર કંઈ ખર્ચ થાય તો તે માલિકના જ હિસાબમાં ગણાશે.

### દુઆ મુસલમાનનું હથિયાર છે :

હે અમારા પરવરદિગાર ! જો અમે ભૂલી જઈએ અથવા ચૂક કરીએ, તો અમારી પકડ કરીશ નહિ. હે અમારા પરવરદિગાર ! અને અમારા ઉપર એવો સખત (હુકમનો) બોજો મૂક નહિ, જેવો કે અમારાથી આગલા લોકો પર મૂક્યો હતો. હે અમારા પરવરદિગાર ! વળી, અમારી પાસે તે બોજો ન ઉંચકાવ કે જેની અમને શક્તિ નથી અને અમારાથી દરગુજર કર અને અમને બખ્શી દે, તેમજ અમારા ઉપર દયા કર, તું જ અમારો પાલનહાર છે તો તું અમને કાફિરો પર વિજય આપ. (૨૮૬)

# સૂરએ આલે ઈમ્રાન

**તિલાવતનો ક્રમ નં. 3** **રૂકૂઅની સંખ્યા : ૨૦**
**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ** **આયતોની સંખ્યા : ૨૦૦**
**નાઝિલ થવાનો ક્રમ : ૮૯**

## ❊ સૂરતના વિષયોનો ખુલાસો ❊

તિલાવતના ક્રમ પ્રમાણે કુરઆન શરીફની ત્રીજી સૂરત છે. આ સૂરતમાં

એક પ્રકરણ હઝરત ઈમરાન તથા તેમના કુટુંબીજનો બાબતે છે. માટે સૂરતને તે નામથી સંબોધી છે. હઝરત ઈમરાન હઝરત મરીયમ રદી.ના પિતા અને હઝરત ઈસા અલયહિસ્સલામના નાના થાય છે.

સૂરએ બકરહનો આરંભ કુર્આન શરીફના વર્ણનથી શરૂ થયો હતો. આ સૂરતનો પણ કુર્આન શરીફના પવિત્ર વર્ણનથી થયો છે. અને આ નિષ્કર્ષ કાઢયો કે, જે લોકોનું નેચર, સ્વભાવ અને હૃદય સહીહ હતું, જેમને સાચા રસ્તાની તલબ હતી, તેમને અલ્લાહપાકે હિદાયતનું માર્ગદર્શન આપ્યુ. અને તેમણે હિદાયત (સાચી રાહ) સ્વીકારી લીધી અને જે મનેચ્છાઓના ગુલામ હતા, જેમના સ્વભાવ અને તબીઅતમાં ઉપણ હતી, તેમણે કુર્આન શરીફની આયતોમાં પોતાની ઈચ્છાઓ પ્રમાણે ગલત અર્થઘટન કર્યું. પોતે પણ રસ્તાથી વિમૂખ થઈ ગયા અને બીજાઓને પણ હિદાયતથી દૂર રાખ્યા.

સૂરએ બકરહમાં યહૂદીઓથી વાદ-વિવાદ અને તેમની ગલત માન્યતાનું વર્ણન તેની સુધારણા તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. તે પ્રમાણે આ સૂરતમાં ખ્રિસ્તીઓના ગલત અકીદાઓનું વર્ણન ન કરી તેની સુધારણા કરવામાં આવી. તેમની શંકાઓનું સમાધાન કરવામાં આવ્યુ.

સૂરએ બકરહમાં હઝરત આદમ અલયહિસ્સલામની પૈદાઈશ (જન્મ)નું વર્ણન કરવામાં આવ્યુ હતું. જેમને માં-બાપના સહારા વગર ફક્ત અલ્લાહ તઆલાની અપાર કુદરત અને રહમતથી પેદા કરવામાં આવ્યા હતા. હવે આ સૂરતમાં હઝરત ઈસા અલયહિસ્સલામના જન્મનું વર્ણન કર્યું જેમના બાપ ન હતા, ફક્ત માં હતા. જેથી ખ્રિસ્તીઓને સમજાવવામાં આવ્યા કે, ફક્ત બાપ ન હોવાને લઈ હઝરત ઈસા અલયહિસ્સલામને ખુદાપાકના પુત્ર માનો છો, તો હઝરત આદમ અલયહિસ્સલામના તો માં-બાપ બન્નેવ ન હતા. તેમને કેમ નથી કહેતા.  મતલબ કે આ અકીદો સહીહ નથી.

સૂરએ બકરહમાં અમૂક અહકામો ટૂંકમાં હતા. આ સૂરતમાં તેને વધુ વિગત અને સ્પષ્ટતા સાથે વર્ણન કરવામાં આવ્યા છે.

સૂરએ બકરહ અને સૂરએ આલે ઈમ્રાનને હદીષમાં રોશન સૂરતો કહી

છે. આમ તો કુર્આન શ.ની બધી જ સૂરતો રોશની આપનાર છે. પરંતુ આ બન્નેવ સૂરતોની બે આયતોમાં તૌહીદનું વર્ણન ઘણી જ ઉમદા રીતે થયું છે.

હઝરત ઈમરાન (રદી.) જે હઝરત મરયમ (રદી.)ના વાલિદે મુહતરમ (પિતા) થાય છે. તેમની બીવી અને બચ્ચાઓ (હઝરત મરીયમ, હઝરત ઈસા અલયહિસ્સલામ)નું વર્ણન સૂરતની ૩૩ થી ૩૭ આયતમાં છે.

આ સૂરતનો વધુ પડતો ભાગ ત્યારે ઉતર્યો, જ્યારે હિજરત પછી હજુ મુસલમાન દુશ્મનો તરફથી મુશ્કેલીઓ વેઠી રહ્યા હતા. સૌપ્રથમ બદ્રની લડાઈ થઈ. જેમાં મુસલમાનોની શાનદાર જીત થઈ અને મક્કાવાસીઓના મોટા-મોટા સરદારો માર્યા ગયા. આ હારનો બદલો લેવા બીજા વર્ષે કુરૈશીઓએ મદીના શરીફ ઉપર હુમલો કર્યો. જેમાં મુસલમાનોને ટાઈમપરવારી નુકસાન થયું. અને ઘણી બધી શિખામણો તથા અનુભવો પણ કરાવવામાં આવ્યા. આ બન્નેવ યુધ્ધોનું વર્ણન આ સૂરતમાં છે.

મદીના શરીફની આજુબાજુ યહૂદીઓની મોટી સંખ્યામાં વસ્તી હતી. સૂરએ બકરહમાં તેમનું વર્ણન હતું. અને આંશિક રીતે ખ્રિસ્તીઓનું પણ વર્ણન હતું. સૂરએ આલે ઈમ્રાનમાં ખ્રિસ્તીઓનું વર્ણન છે. સાથે યહૂદીઓને પણ ઘણી બધી નસીહતો કરવામાં આવી છે.

અરબસ્તાનના નજરાન નામી પ્રદેશમાં ખ્રિસ્તીઓની મોટી વસ્તી હતી. તેમનું એક પ્રતિનિધિમંડળ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સેવામાં અમૂક ધાર્મિક સવાલો કરવા માટે આવ્યુ હતું. આ સૂરતના શરૂના અર્ધા હિસ્સામાં તેમની દલીલોના જવાબો તથા હઝ. ઈસા (અલૈ.)ની સાચી હકીકતો દર્શાવવામાં આવી છે.

તથા આ સૂરતમાં ઝકાત, વ્યાજ અને જિહાદના અહકામો પણ દર્શાવવામાં આવ્યા છે. સૂરતના છેવટમાં દઅવત આપવામાં આવી છે કે, બુધ્ધિમાન વ્યક્તિ કુદરતની રાત-દિવસની બ્રહ્માંડમાં ફેલાયેલી નિશાનીઓ ઉપર વિચાર-મનન કરશે, તો તેને તૌહીદ (એકેશ્વરવાદ) સમજમાં આવી જશે. પછી તે દરેક પરેશાની વખતે ફક્ત એક અલ્લાહપાકથી જ મદદ માંગશે.



## સૂરએ આલે ઈમ્રાન ઉતરવાનું કારણ :

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મદીના શરીફ હિજરત કર્યા બાદ યહૂદીઓએ આપને સાચા માનવા છતાં ઈસ્લામ કબૂલ ન કર્યો, પરંતુ ઈસ્લામી દલીલોથી જરૂર પ્રભાવિત થઈ ગયા. ત્યારે મદીના શરીફની થોડે દૂર આવેલ નજરાન શહેરના અગ્રગણ્ય અને મોભાદાર ખ્રિસ્તીઓનું એક પ્રતિનિધિમંડળ ધર્મસબંધી વાદ-વિવાદ માટે મદીના શરીફ આવ્યું. જેમાં સાઈઠ માણસો હતા. તેઓ હઝરત ઈસા (અલૈ.)ને (નઉઝુબિલ્લાહ) અલ્લાહપાકના પુત્ર માનતા હતા. જેથી આપ (સલ.) સાથે દલીલ કરવા માંડયા કે, તમે જ્યારે તેમને અલ્લાહપાકના પુત્ર માનતા નથી તો પછી બતાવો કે તેમના બાપ કોણ હતા ?

આપ (સલ.)એ તૌહીદની સ્પષ્ટ દલીલો રજૂ કરી અને કહ્યું કે, તમે લોકો પણ અલ્લાહ તઆલાને હંમેશાથી (અઝલી) માનો છો, પરંતુ હઝરત ઈસા (અલૈ.) તો ખાતા-પીતા, ચાલતા-ફરતા, ઉંઘતા-જાગતા બધા જ કામો કરતા હતા. તે ઉપરાંત તેમને મૌત પણ આવશે. અને અલ્લાહપાક તો આ સઘળી વસ્તુઓથી પાક છે. તો પછી હઝરત ઈસા (અલૈ.) તેમના પુત્ર કેવી રીતે થઈ શકે છે. અને દિકરો તો બાપ જેવો જ હોવો જોઈએ. માટે જો હઝરત ઈસા (અલૈ.) અલ્લાહપાકના પુત્ર હોત તો તે કોઈપણ વસ્તુના મોહતાજ-જરૂરતમંદ ન હોતે. પરંતુ તે તો સઘળી વસ્તુના મોહતાજ છે. તો ખ્રિસ્તીઓ લાજવાબ થઈ ગયા. તો આ સૂરતની શરૂઆતથી લઈ એંસીથી પણ વધુ આયતો ઉતરી અને શરૂઆત તૌહીદથી કરી ખ્રિસ્તીઓના બધા સવાલોના જવાબો આપવામાં આવ્યા.

શરૂમાં ફરમાવ્યું : અલ્લાહપાક એવા છે કે, તેમના સિવાય અન્ય કોઈ ઈબાદત (પૂજા) કરવાને લાયક નથી.

અલ્લાહપાક જોરાવર હોવાથી પાપીઓ કદી તેના કબ્ઝામાંથી છૂટી શકતા નથી. એવા પાપીઓને જરૂર સઝા આપશે. આમાં ખ્રિસ્તીઓની માન્યતાનો રદ કરવામાં આવે છે કે, જે પ્રકારનો સંપૂર્ણ અધિકાર અલ્લાહપાકને છે, તે હઝરત ઈસા અલયહિસ્સલામને નથી.





અલ્લાહપાકનો ઈલ્મ (જ્ઞાન) સંપૂર્ણ હોવાથી જગતની કોઈ વસ્તુ કે બાબત પળવાર પણ તેનાથી છૂપી રહી શકતી નથી. જ્યારે હઝ. ઈસા (અલૈ.) ને અલ્લાહપાક બતાવે એટલી જ વાતની જાણ થઈ શકે છે. માટે તે ખુદા કેવી રીતે થઈ શકે છે ? અને જ્યારે કે બાઈબલમાં પણ આ જ પ્રમાણે છે.

**સર્વ વસ્તુઓના માલિક ફક્ત એક અલ્લાહપાક :**

ખંદકની જંગના મોકાસર આપ (સલ.)એ ભવિષ્યવાણી ફરમાવી હતી કે, રોમન અને ઈરાનિયન સલ્તનતો મુસલમાનોના કબ્ઝામાં આવી જશે, તો દુશ્મનોએ ઠઠ્ઠા મશ્કરી કરી કે પોતાના બચાવ માટે તો ખાઈ ખોદવી પડી છે. ખાવાના ફાંફા પડી રહ્યા છે. પેટ ઉપર પથ્થર બાંધી ભૂખથી બચી રહ્યા છે. અને દાવા દુન્યાની સુપર પાવર તાકતોને હાર આપવાના થઈ રહ્યા છે. તો આ મોકાસર આયતો ઉતરી, જેમાં દુઆના અંદાજમાં અલ્લાહ તઆલાના સર્વશક્તિમાન હોવાની સાબિતી સાથે સલ્તનતના કોઈને પણ માલિક બનાવી શકે છે, એવા શબ્દોથી દુશ્મનોને જવાબ આપી દીધો.

# સૂરએ આલે ઈમ્રાન

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**અલ્લાહપાક વિશે ખ્રિસ્તીઓની ગલત માન્યતાઓનો રદિયો :**

અલ્લાહપાક એવા છે કે, તેમના સિવાય (અન્ય) કોઈ પૂજ્ય બનાવવા (ઈબાદત કરવા)ને પાત્ર નથી. તે સજીવ (અને) સર્વ (જગત)નો રક્ષક છે. (૨) (હે મુહમ્મદ સલ. !) તેણે જ આપના ઉપર સત્ય કિતાબ ઉતારી, જે પોતાનાથી આગલી (આકાશી) કિતાબોને સત્ય બતાવે છે અને (એવી જ રીતે) તવરાત તેમજ ઈન્જીલને (પણ યહુદીઓ-ખ્રિસ્તીઓના) લોકોની હિદાયત માટે પ્રથમ ઉતારી ચૂક્યો છે. (૩) વળી, તેણે ખરા અને ખોટામાં ફેસલો કરનાર વસ્તુ (કુર્આન શરીફ) પણ મોકલી. બેશક, જે લોકોએ અલ્લાહપાકની (તવહીદની) આયતોનો ઈન્કાર કર્યો તેઓના માટે (ઘણી) સખત સજા છે. અને અલ્લાહ તઆલા જબરદસ્ત બદલો લેનાર છે. (૪)



ખરેખર, કોઈ પણ વસ્તુ પૃથ્વી તેમજ આકાશમાં અલ્લાહપાકથી છૂપી નથી. (૫) તે જ માના પેટમાં જેવી ચાહે છે તેવી તમારી શકલ (મુખાકૃતિ) બનાવે છે. (તેથી) તેના સિવાય કોઈ પણ બંદગીને પાત્ર નથી. તે જોરાવર (અને) હિકમતવાળો છે. (૬)

### ઈસ્લામ વિશે ચોખ્ખી સ્પષ્ટતા :

બેશક, (સાચો) ધર્મ તો અલ્લાહપાકની નજીક માત્ર ઈસ્લામ જ છે; અને અહલે કિતાબ (યહૂદી, ખ્રિસ્તીઓ) મુસલમાનોની વિરૂદ્ધ તેઓની પાસે (ઈસ્લામની સત્યતાની) દલીલ પહોંચ્યા પછી જ, માત્ર પરસ્પર ઈર્ષા (અને અદેખાઇ)ના જ કારણે થયા છે. અને જે કોઈ અલ્લાહપાકના હુકમોને માનશે નહિ, તો બેશક અલ્લાહપાક તેનો બહુ જલ્દી હિસાબ લેનાર છે. (૧૯) (હે નબી સલ.!) તે છતાં પણ જો તેઓ આપનાથી (નાહક) ઝઘડો કરે, તો ફરમાવી દો, (તમે માનો કે ન માનો) મેં તેમજ મારા અનુયાયીઓએ તો પોતાનું મસ્તક અલ્લાહપાકની આગળ નમાવી દીધું અને તમે કિતાબવાળા તેમજ અભણો (એટલે અરબના મુશ્રિકો)થી ફરમાવી દો કે શું તમે પણ ઈસ્લામ લાવો છો ? ફરી જો તેઓ ઈસ્લામ લાવે તો તેઓ પણ ખરો માર્ગ મેળવી લેશે. અને જો તેઓ માને નહિ તો (ચિંતા કરવી) નહિ, (કારણ કે) તમારા જિમ્મે માત્ર (સંદેશાનું) પહોંચાડવું જ છે અને અલ્લાહપાક જાતે (પોતાના) બંદાઓ(ની હાલતો)ને સારી રીતે નિહાળે છે. (૨૦)

### સર્વ શક્તિમાન ફક્ત એક અલ્લાહપાક જ છે :

હે નબી (સલ.) ! આપ (અલ્લાહપાકથી) એમ ફરમાવ્યા કરો કે, હે સલ્તનતના માલિક ! આપ ચાહો તેને બાદશાહી આપો છો અને ચાહો તેની પાસેથી બાદશાહી ખૂંચવી લો છો. અને આપ ચાહો તેને માન સન્માન આપો છો અને ચાહો તેને હલકો પાડો છો, આપના હાથમાં જ સર્વ ભલાઈ છે. બેશક, આપ દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છો. આપ જ રાત(ના અમુક ભાગ)ને દિવસમાં દાખલ કરો છો અને દિવસ(ના અમુક ભાગ)ને રાતમાં દાખલ કરો છો. અને આપ જ સજીવ વસ્તુને નિર્જીવમાંથી કાઢો છો

તેમજ નિર્જીવ વસ્તુને સજીવમાંથી કાઢો છો. અને જેને ચાહો છો અપાર રોઝી આપો છો. (૨૭)

**હઝરત મરીયમ (રદી.)ની પૈદાઈશ (જન્મ)નું વિગતવાર વર્ણન :**

(વળી, તે વખતને યાદ કરો) જ્યારે ઈમરાન (અલૈ.)ની સ્ત્રીએ અરજ કરી કે, હે મારા પરવરદિગાર ! મારા પેટમાં જે બચ્ચું છે, તેને સૌ (કામો)થી આઝાદ રાખી મેં તને (ધર્મ માટે) ભેટ આપ્યું. માટે તું મારા તરફથી (તેને) સ્વીકારી લે. બેશક, તું જ (અરજને) સાંભળનાર (નિય્યતોને) જાણનાર છે. (૩૫) પછી જ્યારે તેણીએ છોકરી જણી તો (નિરાશાથી) બોલી, હે મારા પરવરદિગાર ! મેં તો પુત્રી જણી. (અલ્લાહપાક ફરમાવે છે) જો કે તેણીએ જે (શાનવાળી પુત્રી) જણી તેને અલ્લાહપાક વધુ જાણે છે. વળી, તે પુત્ર (જેની ઈચ્છા કરી) હતી તે આ પુત્રીની બરાબર નથી. અને (તેણીએ કહ્યું), મેં તેણીનું નામ મરયમ રાખ્યું અને હું તેણીને તેમજ તેણીની અવલાદને (જ્યારે પણ થાય) ધૂતકારેલ શયતાનથી તારી પનાહમાં આપું છું. (૩૬) પછી તેણીના પરવરદિગારે તેણીને બહુ સારી રીતે કબૂલ કરી તેમજ ઉત્તમ પ્રકારે તેણીને ઉછેરી મોટી કરી, અને હઝરત ઝકરિય્યા (અલૈ.)ને તેણીના જવાબદાર બનાવ્યા, (તો) જ્યારે પણ હઝરત ઝકરિય્યા (અલૈ.) તેણી (મરયમ અલૈ.) પાસે મેહરાબમાં જતા ત્યારે તેણી પાસે કંઈક ખાવાની વસ્તુ જોતા, (તેથી આશ્ચર્ય પામી) પૂછયું કે, હે મરયમ (અલૈ.) ! આ ખાણું તમારી પાસે ક્યાંથી આવે છે ? તેણીએ (જવાબમાં) કહ્યું કે, અલ્લાહપાકની પાસેથી આવે છે. બેશક, અલ્લાહપાક ચાહે તેને અપાર રોજી આપે છે. (૩૭) તે વખતે હઝરત ઝકરિય્યા (અલૈ.)એ પોતાના પરવરદિગારને અરજ કરી (અને) કહ્યું કે, હે મારા પરવરદિગાર ! તું મને પોતાની પાસેથી કોઈ પવિત્ર અવલાદ આપ. બેશક, તું દુઆને ઘણો સાંભળનાર (કબૂલ કરનાર) છે. (૩૮) ફરી જ્યારે તે (ઝકરિય્યા અલૈ.) મેહરાબમાં ઉભા રહી નમાઝ પઢતા હતા, ત્યારે ફરિશ્તાઓએ તેમને પુકારીને કહ્યું કે, અલ્લાહ તઆલા તમને યહ્યા (અલૈ.)ની ખુશખબર આપ છે, જે અલ્લાહપાકના એક હુકમ (એટલે હઝરત ઈસા (અલૈ.)ની નુબુવ્વત)ની સાક્ષી આપશે. વળી, તે

(દીની) સરદાર થશે તેમજ સ્ત્રી પાસે જશે નહિ. અને નેક લોકોમાંથી હોઈ નબી (પણ) થશે. (૩૯) ઝકરિય્યા (અલૈ.)એ અરજ કરી કે, હે પરવરદિગાર ! મને વૃદ્ધાવસ્થા આવી ગઈ અને મારી સ્ત્રી (વૃદ્ધ હોવા ઉપરાંત) વાંઝણી છે (છતાં) મને પુત્ર કેવી રીતે થશે ! અલ્લાહપાકે ફરમાવ્યું કે, એવી જ સ્થિતિમાં (પુત્ર થશે, કારણ કે) અલ્લાહપાક ચાહે તે કરે છે. (૪૦) ઝકરિય્યા (અલૈ.)એ અરજ કરી કે, હે મારા પરવરદિગાર! મારા માટે (એની) કોઈ નિશાની મુકર્રર કરી આપ. અલ્લાહપાકે ફરમાવ્યું : આપના માટે નિશાની આ છે કે, આપ લોકોથી ત્રણ દિવસ સુધી ઈશારા સિવાય વાતો કરી શકશો નહિ; પણ (તે વખતે) પોતાના પરવરદિગારને (દિલથી) ઘણો યાદ કરજો તેમજ સાંજે અને સવારે (મોઢેથી પણ) તસ્બીહ (પવિત્રતાનું વર્ણન) કરજો. (૪૧)

### હઝરત ઈસા (અલૈ.)ની પૈદાઈશ (જન્મ)નું વર્ણન :

(તે સમયને યાદ કરો) જ્યારે ફરિશ્તાઓએ કહ્યું : હે મરયમ (અલૈ.)! બેશક, અલ્લાહ તઆલા પોતાના એક હુકમની તમને ખુશખબર આપે છે, જેનું નામ (અને લકબ) મસીહ ઈસા બિન મરયહ હશે, જે દુનિયા અને આખિરતમાં મરતબાવાળા અને (અલ્લાહના) ખાસ બંદાઓ માંહેના થશે. (૪૫) અને લોકોની સાથે વાતો કરશે, જ્યારે માંના ખોળામાં હશે, તેમજ જ્યારે પુખ્ત વયના થશે. વળી, (તે) નેક લોકોમાંથી હશે. મરયમ (અલૈ.)એ અરજ કરી કે હે મારા પરવરદિગાર ! મને પુત્ર કેવી રીતે થશે, જો કે મને તો કોઈ પુરૂષે હાથ પણ લગાડ્યો નથી ? ફરમાવ્યું કે, એમ જ (મરદ વિના) થશે (કારણ કે) અલ્લાહ ચાહે છે તે પેદા કરી દે છે; જ્યારે તે કોઈ વસ્તુને પૂરી કરવા ચાહે છે, ત્યારે માત્ર તેને એટલું જ કહે છે કે, "થઈ જા" તો તે વસ્તુ થઈ જાય છે. (૪૭) અને (હે મરયમ અલૈ. !) અલ્લાહપાક તેમને (આકાશી) કિતાબો તેમજ જ્ઞાનની વાતો અને (ખાસ કરી) તવરાત (બાયબલનો જુનો કરાર) તથા ઈન્જીલ (બાયબલનો નવો કરાર) શીખવશે. (૪૮) અને તેમને બની ઈસ્રાઈલ તરફ (નબી બનાવી) મોકલશે, (તો તે કહેશે) કે બેશક, હું તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી (મારા નબી

હોવાની) સ્પષ્ટ નિશાની લઈને આવ્યો છું કે હું તમારી (ખાતરી) માટે (માટીના) ગારાથી પક્ષીના પૂતળાં જેવું બનાવી આપું છું. પછી તેમાં ફૂંક મારૂં છું, જેથી તે અલ્લાહપાકના હુકમથી (સજીવ) ઉડતું પક્ષી થઈ જાય છે. વળી, હું જન્મથી આંધળાને તેમજ કોઢવાળાને સાજો કરૂં છું અને હું અલ્લાહપાકના હુકમથી મુરદાઓને પણ સજીવન કરૂં છું અને તમે જે કંઈ પોતાના ઘરોમાં ખાઈને આવો છો તેને તથા જે કંઈ (ઘરોમાં) મૂકી આવો છો, તેને બતાવી આપું છું; જો તમે ઈમાન લાવવા ચાહો તો ખરેખર, એમાં (મારા નબી હોવાની) તમારા માટે મહાન નિશાની છે. (૪૯)

## હઝરત ઈસા (અલૈ.) વિરૂદ્ધ યહૂદીઓનું નિષ્ફળ કાવત્રુ :

જ્યારે યહૂદીઓની દુશ્મનાવટ હદથી વધી ગઈ અને તેઓ હઝરત ઈસા (અલૈ.)ને કતલ કરવા માટે કાવતરાં કરવા લાગ્યા, ત્યાર પછી હઝરત ઈસા (અલૈ.) દિવસે બયતુલ મુકદસમાં ઉપદેશ આપતા અને રાત એક પહાડની ઝૈતુનની ઝાડીમાં કોઈ વૃક્ષ નીચે અલ્લાહ તઆલાની બંદગી અને દુઆમાં ગુજારતા હતા. બાદશાહે આપને પકડવા માટે માણસો મોકલ્યા, તો યહૂદીઓએ એકત્ર થઈ ઘણી જ શોધખોળ કર્યા પછી ઈસા (અલૈ.)ને પકડયા અને શહેરમાં લાવી એક મકાનમાં અંદર કેદ કરી બીજા દિવસે શૂળીએ ચઢાવવાનો નિશ્ચય કર્યો અને યહૂદીઓ આખી રાત તે ઘરનો પહેરો ભરતા રહ્યા. આ મોકા પર પોતાનો જીવ બચાવવા સઘળા હવારીઓ પણ નાસી ગયા હતા. તે વખતે અલ્લાહ તઆલાએ ઈસા (અલૈ.)ને ઉદ્દેશીને ધીરજ આપતાં કેટલીક બાબતોનો વાયદો કર્યો, જેનું આ આયતમાં વર્ણન છે. પહેલો વાયદો શત્રુઓના પંજાથી મુક્ત કરી હાલમાં આકાશ પર ઉઠાવી લેવા અને બુરા લોકોના પડોશથી પવિત્ર કરવાનો છે. તો આ વાયદો તે જ વખતે પૂરો કર્યો, જેની ખબર છઠ્ઠા સીપારામાં આ શબ્દોથી આપી : **"રફઅહુલ્લાહુ ઈલયહિ"** કે અલ્લાહ તઆલાએ પોતાના તરફ ઉઠાવી લીધા. તેઓ હાલ આકાશ પર જીવતા છે. અલ્લાહ તઆલાએ તે જ રાત્રે તે મકાનમાંથી હઝરત ઈસા (અલૈ.)ને ઉઠાવી લીધા. પછી સવારમાં યહૂદીઓએ એક માણસને ઘરમાં એ હેતુથી મોકલ્યો કે હઝરત ઈસા

(અલૈ.)ને પકડીને બહાર લાવે; પણ તેણે અંદર જઈ જોયું તો કોઈ દેખાયું નહિ. જ્યારે તે તપાસ કરીને ઈસા (અલૈ.)ના અંદર નહિ હોવાની ખબર આપવા બહાર નીકળવા લાગ્યો, ત્યારે અલ્લાહ તઆલાએ તેનું સ્વરૂપ ઈસા (અલૈ.) જેવું બનાવી દીધું. તેના બહાર નીકળતાં જ તેનું મુખ જોઈને લોકો તેને વળગી પડ્યા. તે ઘણું કહેતો રહ્યો કે હું તો પકડવા જનાર તમારો સાથી છું. પણ કોઈએ સાંભળ્યું નહિ અને તેને શૂળીએ ચઢાવી પથ્થરો મારી તેનો પ્રાણ લીધો. બીજો આ વાયદો કર્યો કે, ભલેને અત્યારે શત્રુઓની સંખ્યા તમને ઘણી લાગે છે; પરંતુ હવે પછી તમારી નુબૂવ્વતને નહિ માનનારાઓ પર તમારા માનનારાઓ જ કિયામત સુધી ગાલિબ રહેશે. તો આ વાયદો પણ બહુ જલ્દી પૂરો થયો અને યહૂદીઓની સત્તાનો અંત આવી જઈ ઝલીલ અને તુચ્છ બની ગયા. આજ સુધી એ લોકો જ્યાં પણ વસે છે, ત્યાં હઝરત ઈસા (અલૈ.)ની નુબૂવ્વતના માનનારા એટલે ઈસાઈઓ અને મુસલમાનોમાંથી કોઈના પણ શરણે થઈ રૈયત બનીને જ રહે છે. અને કિયામત સુધી એવી જ અવદશામાં રહેશે. આ તો દુનિયાની શિક્ષા થઈ, આખિરતની શિક્ષા માટે પણ આયતના અંતમાં ત્રીજા વાયદા તરીકે ફરમાવ્યું કે, કિયામતના દિવસે ધર્મ સબંધી જેટલા નાહક મતભેદો ઉત્પન્ન કર્યા છે, તે સૌનો ફેંસલો કરી આપશે.

અલ્લાહપાક ફરમાવે છે કે, અને તે (યહૂદી) કાફિરોએ દગાબાજી કરી અને અલ્લાહ તઆલાએ યુક્તિ કરી અને અલ્લાહપાકની યુક્તિ સર્વથી શ્રેષ્ઠ છે. (૫૪)

**ખ્રિસ્તી ડેપ્યુટેશનના પ્રશ્નનો અસરકારક ઉદાહરણિય જવાબ :**

બેશક, ઈસા (અલૈ.) (ના પેદા થવા)ની મિસાલ અલ્લાહપાકની નજીક આદમ (અલૈ.) જેવી છે કે, તેમને (માં-બાપ વિના) માટીથી બનાવ્યા. ફરી તેમને હુકમ કર્યો કે (જીવતા)“થઈ જાઓ” તો તે (જીવતા) થઈ ગયા. (૫૯)

સૂરતની શરૂઆતમાં જે ઈસાઈ ડેપ્યુટેશનનું વર્ણન આવ્યું હતું, તેઓના વાદવિવાદ સબંધી પાછું બયાન શરૂ કર્યું. તે લોકોએ હઝરત ઈસા (અલૈ.)ને

ખુદા અથવા ખુદાના પુત્ર સાબિત કરવા ઘણા ફાંફાં માર્યાં, પણ કંઈ વળ્યું નહિં. અંતે લાચાર થઈ કહેવા લાગ્યા કે, હઝરત ઈસા (અલૈ.) અલ્લાહ તઆલાના પુત્ર નથી તો કોના છે તે બતાવો ! તેના જવાબમાં આ આયત ઉતરી કે, જો હઝરત ઈસા (અલૈ.)નું બાપ વિના પેદા થવું તેમના અલ્લાહ અથવા અલ્લાહપાકના પુત્ર હોવાની દલીલ હોય તો હઝરત આદમ (અલૈ.)ના માતા-પિતા બન્ને ન હોવાથી હઝરત આદમ (અલૈ.) અલ્લાહપાક અથવા અલ્લાહ તઆલાના પુત્ર થવાના વધુ હકદાર છે. છતાં તેમને કોઈ અલ્લાહ કે અલ્લાહપાકના પુત્ર માનતું નથી, તો પછી હઝરત ઈસા (અલૈ.) અલ્લાહ તઆલાના પુત્ર કેવી રીતે થઈ શકે ? વળી, હઝરત આદમ (અલૈ.)ને માતા-પિતા વિના જ માટીથી પેદા કરનાર અલ્લાહપાક હઝરત ઈસા (અલૈ.)ને પણ બાપ વિના પેદા કરી શકે છે. એમાં આશ્ચર્યજનક કઈ બીના છે ? વળી, યહૂદીઓને પણ એમાં ચેતવણી છે કે, હઝરત ઈસા (અલૈ.)ની પેદાઈશ સબંધી ખોટા વિચારો ન કરવા જોઈએ.

## યહૂદીઓ-ખ્રિસ્તીઓને નરમીથી ઈસ્લામનું આમંત્રણ :

(હે નબી સલ. !) ફરમાવી દો કે હે કિતાબવાળાઓ (યહૂદીઓ - ખ્રિસ્તીઓ) ! અમારી અને તમારી વચ્ચે જે વાત (સત્ય હોવામાં) સરખી છે, તેના તરફ આવો. તે એ કે આપણે અલ્લાહ તઆલાના સિવાય કોઈની પણ બંદગી કરીએ નહિ અને કોઈને પણ તેનો ભાગીદાર બનાવીએ નહિ. વળી, આપણામાંથી કોઈ પણ અલ્લાહપાકના સિવાય અન્ય કોઈને (પોતાનો) માલિક બનાવે નહિ, છતાં જો તેઓ ન માને તો (હે મુસલમાનો !) તેઓને કહો કે તમે (આ વાત પર) સાક્ષી રહેજો કે અમે તો (અલ્લાહપાકના) હુકમને તાબે છીએ. (૬૪) હે કિતાબવાળા ! તમે ઈબ્રાહીમ (અલૈ.)ના (દીનના) વિષયમાં શા માટે ઝઘડો કરો છો ? જો કે તવરાત તથા ઈન્જીલ તો તે પછી જ (લાંબા સમયે) ઉતરી છે, છતાં શું તમે સમજતા નથી ? (૬૫) હા, તમે તે જ લોકો છો કે, જે (વાતમાં તમારી કિતાબોથી નબીના વર્ણનની) તમને કંઈ ખબર હતી, તેમાં તો તમે (નાહકનો) ઝઘડો કરી ચૂક્યા, પણ હવે જે વાતમાં તમને જરા પણ માહિતી નથી તેમાં કેમ ઝઘડો

કરો છો ? અને (ઈબ્રાહીમ (અલૈ.)ના દીનને) અલ્લાહ જાણે છે, પણ તમે નથી જાણતા. (લો સાંભળો !) ઈબ્રાહીમ (અલૈ.) ન તો યહૂદી હતા અને ન ખ્રિસ્તી હતા; પરંતુ તે સીધા માર્ગવાળા (એટલે) ઈસ્લામવાળા હતા; તેમજ તે મુશ્રિકો માંહેના (પણ) ન હતા. (૬૭)

## યહૂદીઓની શરારતોનું વર્ણન :

હે કિતાબવાળાઓ ! તમે અલ્લાહપાકની (તે) આયતો (જે તવરાત તથા ઈન્જીલમાં મુહમ્મદ (સલ.)ની નુબૂવ્વતને જાહેર કરે છે તે)નો કેમ ઈન્કાર કરો છો ? જો કે તમે (દિલમાં) તો તેનો ઈકરાર કરો છો. (૭૦) હે કિતાબવાળાઓ ! ખરાને ખોટા સાથે શા માટે ભેળવો છો ? અને તમે જાણી જોઈને સાચી વાતને (શા માટે) છુપાવો છો ? (૭૧) અને કિતાબ-વાળામાંથી કેટલાક લોકોએ (કેટલાકને) એમ પણ કહ્યું કે, મુસલમાનો પર જે (કુર્આન) ઉતારવામાં આવ્યું છે, તેને દિવસ ચઢતાં માની લો અને (ફરી) તે જ દિવસની આખરમાં ઈન્કાર કરી દો, જેથી તે મુસલમાનો પણ (કદાચ તમારી સાથે પોતાના ધર્મથી) ફરી બેસે. (૭૨) અને (આ પણ કહ્યું કે) જે માણસ તમારા ધર્મ પર ચાલે છે, તેના સિવાય કોઈનું (કહ્યું) માનતા નહિ. (તો હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, બેશક, અલ્લાહપાક જે માર્ગ બતાવે તે જ હિદાયત છે. (આ બધું એટલા માટે કરો છો) કે જેવો (દીન) તમને આપવામાં આવ્યો હતો, તેવો બીજા કોઈને કેમ આપવામાં આવે છે ? અથવા (એ ડરથી કે) તમારા પરવરદિગારની સામે તમારા ઉપર તે લોકો કેમ ફાવી જાય ? ફરમાવી દો કે મોટાઈ તો અલ્લાહપાકના જ હાથમાં છે, તે ચાહે તેને આપે છે અને અલ્લાહપાક બહુ ઉદાર (અને) સઘળું જાણનાર છે. (૭૩) તે જેને ચાહે છે તેને પોતાની કૃપા વડે ખાસ બનાવે છે અને અલ્લાહપાક બહુ કૃપાવંત છે. (૭૪)

## નબીઓ તરફથી તૌહીદની દઅવત, ન કે શિર્કની ! :

કોઈ માણસથી એવું થઈ શકતું નથી કે, અલ્લાહપાક તેને કિતાબ અને (દીનની) સદ્‌બુદ્ધિ તેમજ પયગમ્બરી આપે, પછી તે લોકોથી (એમ) કહે

કે તમે અલ્લાહપાકને છોડી મારા પૂજારી બની જાઓ; પરંતુ તે (નબી તો) એમ જ કહેશે કે, તમે અલ્લાહવાળા (પાકા દીનદાર) બની જાઓ. એ કારણથી કે તમે (પ્રથમ ખુદાની) કિતાબ લોકોને શીખવતા હતા અને એ કારણથી કે તમે પોતે પણ (તેને) પઢતા હતા, (૭૯) અને તે (નબી) એમ પણ ફરમાવી શકતા નથી કે, તમે ફરિશ્તા તથા પયગમ્બરોને અલ્લાહપાક બનાવો; શું (સંભવિત છે કે) તે તમને ઈસ્લામ લાવ્યા પછી કુફ્ર કરવાનો હુકમ આપશે ? (૮૦)

**બધા જ નબીઓથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની નુબૂવ્વત પર ઈમાન લાવવાનો કરાર :**

અને (તે વખત યાદ કરો) જ્યારે અલ્લાહપાકે પયગમ્બરોથી કરાર લીધો કે જે કંઈ હું તમને કિતાબ અને (શરીઅતનું) જ્ઞાન આપું, તે પછી તમારી પાસે કોઈ એવા રસૂલ આવે, જે તમારી પાસેની કિતાબને સત્ય બતાવે, તો તમે તેમના ઉપર જરૂર ઈમાન લાવજો અને જરૂર તેમની તરફદારી કરજો; (પછી અલ્લાહપાકે) પયગમ્બરોથી ફરમાવ્યું કે, શું તમે ઈકરાર કર્યો અને આ શરતે મારો કરાર કબૂલ કર્યો ? તેઓ સઘળા બોલ્યા : અમે કબૂલ કર્યું, (અલ્લાહપાકે ફરમાવ્યું) તો હવે (એ વિશે) સાક્ષી રહેજો અને હું પણ તમારી સાથે સાક્ષી છું. (૮૧) ત્યારે (હવે તેઓની ઉમ્મતમાંથી) જે કોઈ આ (કરાર) પછી ફરી જાય તો તેવા જ લોકો પૂરા નાફરમાન છે. (૮૨) હવે શું અલ્લાહપાકના દીન (ઈસ્લામ) સિવાય તેઓ કોઈ બીજો ધર્મ શોધે છે ? હાલાંકે જે કાંઈ આકાશોમાં તેમજ પૃથ્વીમાં છે, તે સર્વ ખુશીથી કે લાચારીથી તેના જ તાબેદાર છે અને (કિયામતના દિવસે) તેના જ તરફ સૌ પાછા ફરશે. (૮૩)

**માનવ એકતાનું એકમાત્ર સૂત્ર ઈસ્લામ :**

મદીના શરીફમાં અન્સારના ઔસ અને ખઝરજ નામે બે કબીલા હતા. ઈસ્લામ પહેલાં તેઓમાં ભારે દુશ્મનાવટ હતી. સાધારણ વાતોમાં લડવા તૈયાર થતા. લોહીની નદીઓ વહેવા લાગતી, જે વર્ષો સુધી બંધ થતી

નહિં. દા.ત. ''બુઆષ''ની મશહૂર લડાઈ ૧૨૦ વર્ષ સુધી ચાલતી રહી. અંતે પયગમ્બર (સલ.)ની હિજરતથી તેઓના નસીબનો સિતારો ચમક્યો અને ઈસ્લામી તઅલીમે તથા પયગમ્બર (સલ.)ના પવિત્ર સંગાથે સદીઓથી પરસ્પર લોહીના તરસ્યા બન્ને કબીલાને દૂધ-સાકર સમાન ભેળવી ગાઢ મિત્ર બનાવી દીધા. મદીનાના યહૂદીઓને આ બન્ને હરીફ કબીલાઓનું આવી રીતે એક-મેક થઈ હળી-મળી બેસવું અને સંગઠિત બળે ઈસ્લામની સેવા કરવું રુચે તેમ ન હતું. એક ''શમ્માસ'' નામના આંધળા યહૂદીએ કોઈ ફિત્નાખોર યહૂદીને ભંભેરી મોકલ્યો કે, જ્યાં આ બન્ને કબીલાના માણસો બેઠા હોય, ત્યાં કોઈ યુક્તિથી ''બુઆષ''ની લડાઈની વાત છેડી દેજો. તે માણસે મોકો જોઈ બુઆષની યાદ તાજી કરનારા અશ્આર લલકારવા માંડ્યા. અશ્આરને સાંભળતાં જ એકવાર ઓલવાઈ ગયેલો ફિત્નો ભડકી ઉઠ્યો અને બોલાચાલી થતાં હથિયારો ચમકવા લાગ્યા ! લડાઈ ચાલવાની અણી પર હતી કે તે વિશેની ખબર પડતાં હઝરત રસૂલુલ્લાહ (સલ.) મુહાજિરોની જમાઅત લઈ મોકા પર પહોંચી ગયા અને તેમને સંબોધી આપે ફરમાવ્યું કે, હે મુસલમાનો ! અલ્લાહપાકથી ડરો. હું તમારામાં મવજૂદ છું, પછી આ જાહિલિય્યતનો પોકાર કેવો ? અલ્લાહપાકે તમને હિદાયત આપી ઈસ્લામથી પાવન કર્યા. જાહિલિય્યતના અંધકારનો નાશ કર્યો. પછી હવે શું જેમાંથી નીકળ્યા હતા, તે જ કુફ્રની તરફ પાછા પગે જવા ચાહો છો ? પયગમ્બર (સલ.)ની વાણી સાંભળતાં જ શયતાનના પ્રપંચરૂપી સાંકળની કડીઓ એક-એક કરીને તૂટી ગઈ. ઔસ અને ખઝરજ બન્નેએ પોતાના હથિયારો ફેંકી દીધા અને એકબીજાથી ગળે વળગી રડવા લાગ્યા. તેઓ હવે જાણી ગયા હતા કે, આ સર્વ તેમના દુશ્મનોએ જગાડેલો ફિત્નો હતો, જેથી ભવિષ્યમાં સદા તેઓથી ચેતીને રહેવું જોઈએ. આ બનાવ સંદર્ભે જ આ આયતો નાઝિલ થઈ.

અને સર્વે એકત્ર થઈ અલ્લાહપાક(ના દીન)ની રસ્સીને મજબૂત પકડી રાખો અને એકબીજાથી છૂટા પડો નહિ તથા તમારા ઉપર અલ્લાહપાકનો જે ઉપકાર છે, તેને યાદ કરો કે જ્યારે તમે (એક બીજાના) દુશ્મન હતા;

ત્યાર પછી અલ્લાહપાકે તમારા દિલોમાં પ્રેમ નાખ્યો, તો હવે તેની કૃપાથી તમે ભાઈ-ભાઈ બની ગયા, અને (જો કે) તમે દોઝખના એક ખાડાને કિનારે (પહોંચી ચૂક્યા) હતા. છતાં અલ્લાહપાકે તમને તેમાંથી ઉગાર્યા, એવી જ રીતે અલ્લાહપાક તમારા માટે (બીજા પણ) હુકમો વર્ણવે છે કે, જેથી તમે સીધી રાહ પર (કાયમ) રહો. (૧૦૩)

### સમાજમાં ભલાઈ ફેલાવનારા હોવા જરૂરી છે :

અને તમારામાં એક જમાઅત એવી હોવી જરૂરી છે, જે લોકોને ભલાઈ તરફ બોલાવતી રહે અને નેક કામો કરવાનો હુકમ કરતી રહે તેમજ બુરાં કામોથી રોકતી રહે; અને એવા લોકો જ (આખિરતમાં સવાબથી) સંપૂર્ણ સફળ થનાર છે. (૧૦૪)

### જિહાદ દરેક યુગમાં હતો :

અને ઘણા નબીઓ થઈ ગયા છે કે જેમની સાથે થઈ ઘણા અલ્લાહ તઆલાના ચાહકો (અલ્લાહ તઆલાના માર્ગમાં) લડ્યા છે, ફરી અલ્લાહ તઆલાની રાહમાં તેમને જે ઈજા પહોંચી તેથી ન તો તેઓ હિમ્મત હાર્યા અને ન તો તેઓ ઢીલા પડ્યા તેમજ (દુશ્મનોથી) દબાયા નહિ અને અલ્લાહપાક એવા અડગ રહેનારાઓને દોસ્ત રાખે છે. (૧૪૬) અને (તે વખતે) તેમની બીજી કંઈ વાત જ ન હતી, પણ તેમણે (એટલું જ) કહ્યું કે, હે અમારા પરવરદિગાર ! અમારા ગુનાહોને તેમજ અમે અમારા કામમાં હદથી વધ્યા તેને માફ કર અને (ભવિષ્યમાં શત્રુની સામે) અમારા પગ જમાવી રાખ અને કાફિરોની કૌમ પર અમને ફતેહ આપ. (૧૪૭) તો અલ્લાહ તઆલાએ તેમને દુનિયાનો બદલો આપ્યો અને આખિરતનો પણ સરસ બદલો આપશે અને અલ્લાહ તઆલા એવા નેક કામ કરનારાઓને ચાહે છે. (૧૪૮)

### મૌતની હકીકત તથા દુશ્મનોથી તકલીફ પહોંચવી :

દરેક જીવને મૌતની મજા ચાખવી (જરૂરી) છે. અને કિયામતના દિવસે તમને (તમારી કરણીનો) સંપૂર્ણ બદલો આપવામાં આવશે. પછી જે કોઈ

(તે દિવસે) દોઝખથી દૂર રાખવામાં આવ્યો અને જન્નતમાં દાખલ કરવામાં આવ્યો, તો તે ચોક્કસ સફળ થયો અને આ દુનિયાની જિંદગી તો ધોકાની પૂંજી સિવાય કંઈ નથી. (૧૮૫) (હે ઈમાનવાળાઓ !) અવશ્ય તમારા માલ અને તમારા જાનો(ના નુકસાન)માં તમારી આજમાઈશ કરવામાં આવશે અને જે લોકોને તમારા પહેલાં કિતાબ આપવામાં આવી છે, તેઓથી તેમજ મુશ્રિકોથી તમે જરૂર ઘણી દુઃખદ વાતો સાંભળશો; પણ જો તમે (તે પર) સબર કરશો અને પરહેઝગાર રહેશો તો એ (ઘણી) હિમ્મતની વાત છે. (૧૮૬)

## આકાશો પૃથ્વીમાં ચિંતન-મનન કરવું :

બેશક, આકાશો અને પૃથ્વીના બનાવવામાં તેમજ રાત્રિ અને દિવસના ફેરફારમાં બુદ્ધિશાળીઓ માટે (તવહીદની) નિશાનીઓ છે (૧૯૦) કે જેઓ ઉભા રહી અને બેસી તેમજ પડખાં પર સૂઈ, અલ્લાહ તઆલાને યાદ કરે છે અને આકાશો તેમજ પૃથ્વીની બનાવટ વિશે વિચાર કરે છે, (અને કહે છે કે, હે અમારા પરવરદિગાર !) આપે આ બેકાર બનાવ્યું નથી, આપ સર્વ ઐબોથી પાક છો, આપ અમને દોઝખના અઝાબથી બચાવો. (૧૯૧) હે અમારા પરવરદિગાર ! બેશક, જેને આપ દોઝખમાં દાખલ કરો તો તેને આપે ખરેખર ફજેત કર્યો અને એવા અન્યાયીઓનો કોઈ પણ સાથ આપનાર નથી. (૧૯૨) હે અમારા પરવરદિગાર ! અમે એક મુનાદીને સાંભળ્યો; જે ઈમાન લાવવા માટે જાહેરાત કરતો હતો કે (હે લોકો !) તમે પોતાના પાલનહાર પર ઈમાન લાવો, જેથી અમે ઈમાન લાવ્યા. હે અમારા રબ ! હવે અમારા ગુનાહ માફ કરો અને અમારી બુરાઈઓને પણ અમારાથી દૂર કરો અને નેક લોકો સાથે અમને મૌત આપો. (૧૯૩) હે અમારા રબ ! અને આપના રસૂલો મારફતે જે (જન્નત)નો આપે અમારાથી વાયદો કર્યો છે, તે અમને આપો અને કિયામતના દિવસે અમને બેઆબરૂ કરશો નહિ. બેશક, આપ વાયદાથી વિરુદ્ધ કરતા નથી. (૧૯૪)



# સૂરએ નિસાઅ્

તિલાવતનો ક્રમ નં. ૪ રૂકૂઅની સંખ્યા : ૨૪
નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ આયતોની સંખ્યા : ૧૭૬
નાઝિલ થવાનો ક્રમ : ૯૨

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરત આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મદીના શરીફ હિજરત કર્યા બાદના શરૂના વર્ષોમાં (બદ્રની લડાઈ બાદ) ઉતરી. આ તે સમય હતો, જેમાં મુસ્લિમો ઘણા વિવિધ પ્રશ્નોથી ઝઝૂમી રહ્યા હતા. જીવનનો એક નવો દૃષ્ટિકોણ તથા અમલી ઢાંચો બની રહ્યો હતો. જેના માટે મુસ્લિમોએ પોતાની ઈબાદત (ઉપાસના)ની રીતો અને અખ્લાક (સંસ્કારો) તથા સામાજિક જીવન બાબતે વિગતવાર માર્ગદર્શનની જરૂરત હતી. ઈસ્લામ દુશ્મન તાકતો ઈસ્લામના આગળ ધપવામાં વિવિધ પ્રકારે રોડા અટકાવી રહી હતી. અને મુસ્લિમોને પોતાની ભૌગોલિક તથા વૈચારિક સરહદોની રક્ષા કાજે નવા-નવા પ્રશ્નો અને રૂકાવટોનો સામનો કરવાનો હતો.

સૂરએ નિસાઅમાં આ બધા વિભિન્ન પ્રકારના પ્રશ્નો બાબતે વિગતવાર માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

એક મજબૂત કૌટુંબિક માળખાનું અસ્તિત્વ કોઈપણ સમાજ માટે અતિ મહત્વનું હોય છે. એટલા માટે આ સૂરતમાં કૌટુંબિક જીવનની સઘળી નાની-મોટી બાબતોનું વિગતવાર વર્ણન છે. કૌટુંબિક માળખાની રક્ષામાં સ્ત્રીઓની અતિ વિશેષ ભૂમિકા અને તેમણે મહત્વની જવાબદારી સંભાળવાની હોય છે. માટે સ્ત્રીઓ બાબતે વિવિધ પાસાઓ અને ક્ષેત્રોને લગતા કાયદાઓ અને અહકામોનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યુ છે. અને એટલા જ માટે સૂરતનું નામ ''નિસાઅ'' (સ્ત્રીઓ) રાખવામાં આવ્યુ છે.

ઉહુદની જંગમાં સિત્તેર મુસલમાનો શહીદ થયા હતા અને તેને લઈ ઘણી સ્ત્રીઓ વિધવા અને બાળકો અનાથ થઈ ગયા હતા. માટે સૂરતના શરૂમાં

જ અનાથોના હક્કોના રક્ષણની વ્યવસ્થા બાબતમાં અહકામો વર્ણન કરવામાં આવ્યા છે.

અને આયત નં.૧૪ સુધી વારસા વહેંચણીના અહકામ વિગતવાર વર્ણન કર્યા છે. જેથી શક્તિશાળી તથા કમઝોર બન્નેવને પોતાના હક્કો મળી શકે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમન પૂર્વે (અજ્ઞાનતાયુગમાં) સ્ત્રીઓ ઉપર વિવિધ પ્રકારે ઝુલ્મ, અત્યાચાર ગુજારવામાં આવતો હતો. તે બધા જ અત્યાચારોમાંથી એક એકનું અલગ-અલગ વર્ણન કરવામાં આવ્યુ. અને સમાજમાંથી તેનું સંપૂર્ણ નિકંદન કરવાનો આદેશ આપવામાં આવ્યો.

નિકાહ અને તલાકના વિગતવાર મસ્અલા વર્ણન કરવામાં આવ્યા છે. જે સ્ત્રીઓ સાથે નિકાહ હરામ છે, તેમનું વર્ણન કરવામાં આવ્યું. અને પતિ-પત્નીના હક્કો તથા જવાબદારીઓ પણ નક્કી કરવામાં આવી છે.

માણસની વ્યક્તિગત આધ્યાત્મિક (આત્મા) અને સામાજિક સુધારણા પ્રત્યે પણ ધ્યાન દોરવવામાં આવ્યુ છે.

અરબસ્તાનના રણોમાં સફર દરમ્યાન પાણીની તંગી સતાવતી હતી. તો આયત નં.૪૩માં તયમ્મુમ (માટીવાળો હલ્કો હાથ મોઢા તથા હાથ ઉપર ફેરવવો)ની પરવાનગી તથા તેની રીતો બતાવવામાં આવી. અને આયત નં.૧૦૧માં સફરમાં ચાર રકાઅતની જગ્યાએ બે રકાઅત નમાઝ પઢવાની સહુલત આપવામાં આવી. તથા દુશ્મનો સાથે લડાઈ દરમ્યાન પણ નમાઝ પઢવાની (ખૌફની નમાઝ) રીત આયત નં. ૧૦૨-૧૦૩માં દર્શાવવામાં આવી.

મદીના શરીફમાં રહેતા યહૂદીઓએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી સુલેહ કરાર કર્યા બાદ પણ મુસ્લિમો વિરૂધ્ધ ષડયંત્રો અને છૂપી લડાઈનો એક લાંબો સિલસિલો શરૂ કરી દીધો હતો. આયત ૪૭ થી ૫૭ અને આયત ૧૫૩ થી ૧૭૫ સુધી તેમની આ શરારતોનો ઉલ્લેખ કરી તેમને કરારની પાબંદી કરવાની પ્રેરણા આપી છે.

આયત નં. ૧૭૧ થી ૧૭૫માં તેમની સાથે ખ્રિસ્તીઓને પણ સંબોધવામાં આવ્યા છે. અને તેમને ''ત્રણ ખુદા'' માનવાની માન્યતાની જગ્યાએ ચોખ્ખી

તૌહીદ અપનાવવાની સલાહ-દઅવત આપવામાં આવી છે. તે સિવાય આયત નં. ૫૮-૫૯માં રાજકીય અને વહીવટી બાબતો વિશે માર્ગદર્શન આપવામાં આવ્યુ છે.

મુનાફિકોના ખરાબ કૃત્યો આયત નં. ૬૦ થી ૭૦ અને આયત નં. ૧૩૭ થી ૧૫૨ સુધી સ્પષ્ટ કરવામાં આવ્યા છે. અને તેમને સમજાવ્યા પણ છે. આયત નં. ૭૧ થી ૯૬માં જિહાદના અહકામનું વર્ણન કરી મુનાફિકોની છૂપી કારવાઈને સ્પષ્ટ કરવામાં આવી છે. એના અનુસંધાનમાં આયત ૯૨-૯૩માં કતલ (ખૂન)ની સજાઓ નક્કી કરવામાં આવી છે.

જે મુસ્લિમો મક્કા મુકર્રમહમાં રહી ગયા હતા અને દુશ્મનોનો અત્યાચાર સહન કરી રહ્યા હતા, તેમની હિજરતના મસ્અલા (નિયમો) આયત નં. ૯૭ થી ૧૦૦ સુધીમાં વર્ણન કરવામાં આવ્યા છે. તે જ દરમ્યાન ઘણા આપસી ઝઘડાઓ ફેંસલા માટે આપ (સલ.) સમક્ષ લાવવામાં આવ્યા. આયત નં. ૧૦૫ થી ૧૧૫માં તેમના ફેંસલા બાબતે આપ (સલ.)ને માર્ગદર્શન આપવામાં આવ્યુ. અને મુસ્લિમોને તે ફેંસલા (ચૂકાદા)ઓ દિલોજાનથી સહર્ષ સ્વીકાર-વાની તાકીદ કરવામાં આવી.

આયત નં. ૧૧૬ થી ૧૨૬માં તૌહીદ (એકેશ્વરવાદ)ની મહત્વતા સ્પષ્ટ કરવામાં આવી. કૌટુંબિક વ્યવસ્થા અને વારસા વહેંચણી બાબતે સહાબાએ કિરામે આપ (સલ.)થી સંખ્યાબંધ સવાલો કર્યા હતા. આયત નં. ૧૨૭ થી ૧૨૯ અને પછી ૧૭૬માં તે સવાલોના જવાબો આપ્યા છે.

સમાજમાં અનાથો અને સ્ત્રીઓ સૌથી વધુ કમઝોર અને અશક્ત છે. તેમના હક્કો વેડફાઈ જવાની બીક હતી. માટે તેમના વિગતવાર હક્કો નક્કી કરી તેમના વડીલો અને સબંધીઓથી તેને પૂરા કરવાની તાકીદ કરવામાં આવી.

વારસા વહેંચણીના કાયદાઓ અને નિયમો નક્કી કર્યા. જેથી શક્તિવાન અને કમઝોર બધાના જ હક્કો નક્કી થઈ જાય. અને સામાજિક જીવનમાં કોઈનો હક્ક મારવામાં ન આવે. જેથી પરિણામ સ્વરૂપે લડાઈ-ઝઘડાથી બચી જવાય.



સ્ત્રી-પુરૂષના હક્કો અને હદો નક્કી કરવામાં આવી તથા દરેકને તેનો ખ્યાલ રાખવાની તાકીદ કરી.

મુનાફિકોથી વધુ ચેતવવામાં આવ્યા કે, હાલની જેમ ભવિષ્યમાં પણ તેમની શરારતો ચાલુ રહેશે. માટે તેમનાથી ચેતીને રહેજો.

સારાંશ કે, પૂરી સૂરત અહકામ અને શિક્ષણ-કેળવણીથી ભરેલી છે. શરૂમાં તકવા (આત્મશુધ્ધિ)નો જે હુકમ આપ્યો હતો, સમગ્ર સૂરત તેની જ વિગતોથી ભરપૂર છે. અને ઈશારો પણ કરવામાં આવ્યો કે, તકવા (આત્મ-શુધ્ધિ)નો સબંધ ફક્ત ઈબાદતોથી જ સબંધિત નથી, બલ્કે સામાજિક, રાજકીય, આર્થિક અને આંતરરાષ્ટ્રીય સબંધોથી પણ તેનો ખાસ સબંધ છે.

# સૂરએ નિસાઅ્

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### હઝરત આદમ (અલૈ.) અને હઝરત હવ્વા (અલૈ.)ની પૈદાઈશનું વર્ણન :

હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરતા રહો કે જેણે તમને એક વ્યક્તિથી પૈદા કર્યા અને તેનાથી જ તેનું જોડું પૈદા કર્યું અને (પછી) તે બંનેથી ઘણા પુરૂષો અને સ્ત્રીઓને (દુનિયામાં) ફેલાવ્યા અને તે અલ્લાહ તઆલાથી ડરો, જેનો વાસ્તો આપી એકબીજાથી (પોતાના હકોની) માંગણી કરો છો અને સગાંઓ(ના હકોનો નાશ કરવા)થી પણ ડરો. બેશક, અલ્લાહ તઆલા તમારી સૌની ખબર રાખનાર છે. (૧) અને યતીમ બચ્ચાઓને તેમનો માલ (જુવાન થયા પછી) આપી દો અને તમે ખરાબ વસ્તુને સારી વસ્તુ સાથે અદલ બદલ કરો નહિ અને તેમનો માલ પોતાના માલ સાથે મેળવી ખાઓ નહિ; કારણકે એ મહા પાપ છે. (૨)

### વારસા વહેંચણીના નિયમો-કાયદાઓ :

અલ્લાહપાક તમારી અવલાદના (વારસા) બાબતમાં તમને હુકમ કરે છે કે, એક છોકરાનો હિસ્સો બે છોકરીઓના હિસ્સા બરાબર છે. અને જો



એકલી છોકરીઓ જ હોય, તે બે થી વધુ હોય તો મરનાર જે માલ મૂકી ગયો તેના બે તૃતિયાંશ ભાગ તે છોકરીઓને મળશે અને જો એક જ છોકરી હોય તો તેણીને (સઘળા માલમાંથી) અડધું મળશે અને જો મરનારને કોઈ અવલાદ હોય તો તેના માં-બાપ બન્નેમાંથી દરેકને તેણે જે કંઈ છોડ્યું હોય તેમાંથી છઠ્ઠો ભાગ મળશે, પણ જો તેને કોઈ અવલાદ ન હોય અને તેના માં-બાપ જ (એકલા) વારિસ હોય તો તેની માંને એક તૃતિયાંશ મળશે, અને બાકીનું બાપને (મળશે.) પણ જો મરનારને એકથી વધુ ભાઈ (યા બહેન) હોય તો જે વસિય્યત કરી હોય તે બાદ કર્યા પછી અથવા દેવું (હોય તો તે) ચૂકવ્યા પછી તેની માને છઠ્ઠો ભાગ મળશે, (અને બાકીનું બાપને મળશે) તમારા બાપ (દાદા) અને દીકરા (પૌત્રા) તેઓમાંથી તમને લાભ પહોંચાડવામાં કોણ વધુ નજીક છે, તેની તમને ખબર નથી. આ હિસ્સા અલ્લાહપાક તરફથી નક્કી થયેલા છે. બેશક, અલ્લાહ તઆલા જાણનાર (અને) હિકમતવાળો છે. (૧૧) અને જો તમારી ઓરતોને કોઈ અવલાદ ન હોય તો તેણીઓ જે કંઈ મૂકી જાય તેમાંથી તમારૂં અડધું છે, પણ જો તેણીઓને અવલાદ હોય તો જે કંઈ મૂકી ગઈ હોય, તેમાંથી જે વસિય્યત કરી હોય તે બાદ કર્યા પછી અથવા દેવું (હોય તો તે) ચૂકવ્યા પછી તમારો ચોથો ભાગ છે. અને જો તમારે અવલાદ ન હોય તો તમે જે કંઈ મૂકી જાવ તેમાંથી (તમારી) ઔરતોનો ચોથો ભાગ છે, પણ જો તમારે અવલાદ હોય તો તમે જેટલું મૂક્યું તેમાંથી જે વસિય્યત કરી છે તે બાદ કર્યા પછી અથવા કર્ઝ (હોય તો તે) ચૂકવ્યા પછી તેણીઓનો આઠમો ભાગ છે. અને જે પુરૂષની મીરાસ છે, તે જો બાપ કે દીકરા વિનાનો હતો અથવા એવી જ (બાપ કે દીકરા વિનાની) કોઈ સ્ત્રી હતી, પણ તેને એક ભાઈ અથવા એક બહેન (મા જણી) હોય તો બન્નેમાંથી દરેકને છઠ્ઠો ભાગ મળશે, પણ જો એથી વધુ હોય તો જે વસિય્યત કરવામાં આવી હોય તે બાદ કર્યા પછી અથવા કર્ઝ (હોય તો તે ચૂકવ્યા પછી) ત્રીજા ભાગમાં સૌ ભાગિયા છે. એ શરતે કે (વસિય્યત કરનાર) બીજાઓનું નુકસાન ન કરે. આ હુકમ અલ્લાહ તઆલાનો છે. અને અલ્લાહપાક સઘળું જાણનાર (અને) સહનશીલ છે.

(૧૨) આ (બધા હુકમો) અલ્લાહપાકના નક્કી કરેલા કાનૂનો છે. અને જે કોઈ અલ્લાહપાક અને તેના રસૂલનું સંપૂર્ણ ફરમાન બજાવશે, તો અલ્લાહ તઆલા તેને એવી જન્નતમાં દાખલ કરશે, જેના (મહેલો) નીચે નહેરો વહેતી હશે. તેઓ તેમાં સદા રહેશે અને એ જ મહાન સફળતા છે. (૧૩) પણ જે કોઈ અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.)ની નાફરમાની કરશે, એની સીમા ઓળંગી જશે, તો તેને એવી (દોઝખની) આગમાં નાખશે, જેમાં તે સદા રહેશે અને તેને માટે અપમાનજનક અઝાબ છે. (૧૪)

## જે સ્ત્રીઓથી નિકાહ જાઈઝ નથી તેમનું વર્ણન :

તમારી માઓ, દીકરીઓ, બહેનો, ફોઈઓ, માસીઓ, ભત્રીજીઓ ને ભાણજીઓ તમારા ઉપર હરામ કરવામાં આવી છે. અને જે માંએ તમને ધવડાવ્યા છે, તે તથા દૂધ બહેનો તથા તમારી સાસુઓ તેમજ તમારી જે ઓરતો સાથે તમે સમાગમ કરી ચૂક્યા છો, તે ઓરતોની આગલા ઘરની છોકરીઓ, જે તમારી દેખરેખમાં છે; (તે પણ હરામ છે.) પણ જો તમે તેણીઓથી સોહબત નથી કરી, તો (તેણીઓની છોકરીઓ સાથે પરણવામાં) તમને કંઈ ગુનાહ નથી. અને તમારા વંશના છોકરાઓની વહુઓ તેમજ તમે બે બહેનોને એકઠી કરો (તો તે પણ હરામ છે); પરંતુ (આ હુકમ પહેલાં) જે થઈ ચૂક્યું (તે માફ છે). બેશક, અલ્લાહપાક અતિ માફી આપનાર (અને) મહા દયા કરનાર છે. (૨૩)

## પતિ-પત્નીના આપસી સબંધો અને સબંધીઓની જવાબદારીઓ :

પુરૂષો (બે કારણોથી) સ્ત્રીઓ પર સરદાર (જવાબદાર) છે. (એક) એ કારણે કે અલ્લાહપાકે એક (પુરૂષ વર્ગ)ને બીજા (સ્ત્રી વર્ગ) પર (સ્વાભાવિક) શ્રેષ્ઠતા આપી અને (બીજું) એ કારણે કે તેઓ (સ્ત્રી વર્ગ પાછળ) પોતાનો માલ ખર્ચ કરે છે; ફરી જે સ્ત્રીઓ નેક છે, તે તાબેદારી કરે છે અને પતિની ગેરહાજરીમાં પણ અલ્લાહપાકની હિફાઝતથી (તેના માલ અને આબરૂની) સંભાળ રાખે છે. અને જે સ્ત્રીઓની નાફરમાનીનો તમને ડર હોય તો (પ્રથમ) તેણીઓને (નરમીથી) સમજાવો, અને (ન માને તો)

તેમને બિછાણાંમાંથી જુદી કરી દો, અને તે છતાં ન માને તો (સહેજ) મારો, પછી જો તમારું કહ્યું કરવા લાગે તો તેણીઓ પર (સતામણી માટે) બહાનાં ન શોધો. (કારણ કે) નિઃસંદેહ, અલ્લાહપાક સર્વોપરી (અને) મહત્તાવાળો છે. (૩૪) અને જો તમને (ઉપરવાળાઓને) તે બન્ને (પતિ-પત્ની) વચ્ચે અણબનાવનો ડર હોય તો એક (લાયક) લવાદ પતિના કુટુંબ તરફથી અને એક પત્નીના કુટુંબ તરફથી નક્કી કરો. જો આ બન્ને લવાદ (અંતઃકરણપૂર્વક) સુલેહ કરાવવા ચાહશે, તો અલ્લાહપાક તે બન્ને વચ્ચે બનાવ કરી આપશે. બેશક, અલ્લાહપાક જાણકાર અને સંપૂર્ણ માહિતીવાળો છે. (૩૫)

## ઈસ્લામી કાનૂનમાં ન્યાયની મહત્વતા :

બેશક, અલ્લાહપાક તમને (આ વાતનો) હુકમ આપે છે કે, અમાનતોને તેમના હકદારો તરફ પહોંચતી કરો અને જ્યારે તમે લોકોમાં (કોઈ બાબતનો) ફેંસલો કરવા લાગો તો ન્યાયસર ફેંસલો કરો. બેશક, અલ્લાહપાક તમને ઘણો સારો બોધ આપે છે. ખરેખર, અલ્લાહપાક ઘણો સાંભળનાર (અને) જોનાર છે. (૫૮)

## ઈસ્લામી કાનૂનની મહત્વતા :

મદીના શરીફમાં એક યહૂદી અને એક બિશ્ર નામનો મુનાફિક કોઈ બાબતમાં લડી પડયા. તે બાબતમાં યહૂદી સાચો હતો તેથી તેણે કહ્યું કે, ફેંસલા માટે મુહમ્મદ (સલ.) પાસે ચાલ. પણ મુનાફિકે કહ્યું કે, યહૂદી સરદાર કઅબ બિન અશરફ પાસે ચાલ. અંતે તેઓ હુઝૂર (સલ.) પાસે આવ્યા, તો આપે યહૂદીનો હક સાબિત કર્યો. તેથી મુનાફિકે નારાજ થઈ બહાર નીકળીને કહ્યું : ઉમર (રદી.) પાસે ચાલો, તેમના ફેંસલાને માન્ય રાખીશ. તે એમ સમજ્યો હશે કે, ઉમર (રદી.) કાફિરો પર ઘણા સખ્ત છે, તેથી નાહકમાં મારી તરફેણ કરશે. પછી તેઓ હઝરત ઉમર (રદી.) પાસે આવ્યા. આપ પણ હુઝૂર (સલ.)ના હુકમથી મદીનામાં ફેંસલા કરતા હતા. આપની સમક્ષ યહૂદીએ જાહેર કર્યું કે, હુઝૂર (સલ.) પાસે ગયા હતા, હુઝૂર (સલ.)એ મારા લાભનો ફેંસલો કર્યો, તેથી આ અહીં લાવ્યો છે.

ત્યારે હઝરત ઉમર (રદી.)એ તે મુનાફિકની ગરદન ઉડાવી દીધી. તેથી તેના વારિસોએ હુઝૂર (સલ.) પાસે ખૂનનો દાવો કર્યો અને સોગંદ ખાવા લાગ્યા કે, અમે તો ઉમર (રદી.) પાસે એટલા માટે જ ગયા હતા કે, કદાચ તે ખાનગી રીતે સુલેહ કરાવી આપશે. આપના ફેંસલાથી નારાજ ન હતા. ત્યારે આ આયત ઉતરી કે, તેઓ જૂઠા છે. અને ત્યારથી જ હઝરત ઉમર (રદી.)નું નામ "ફારૂક" (એટલે સત્ય-અસત્યમાં જુદાઈ કરનાર) પડયું.

(હે નબી સલ. !) શું તે લોકોને આપે નથી જોયા, જેઓ (આ વાતનો) દાવો કરે છે કે, આપના તરફ જે કંઈ ઉતારવામાં આવ્યું (કુર્આન શરીફ) તથા આપના પહેલાં (તવરાત વગેરે) ઉતારવામાં આવ્યું, તે (સૌ)ના ઉપર તેઓ ઈમાન રાખે છે, (છતાં) તેઓ ચાહે છે કે, પોતાના મુકદ્દમાને (ફેંસલા માટે) શયતાન પાસે લઈ જાય, હાલાંકે તેઓને તો તે (શયતાન)ને નહિ માનવા સબંધી (પ્રથમથી) હુકમ થઈ ચૂક્યો છે. અને (એનું કારણ એ કે) શયતાન તેઓને બહેકાવી (હિદાયતથી) બહુ દૂર નાખવા ચાહે છે. (૬૦) અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે, અલ્લાહપાકે જે હુકમ (કુર્આનમાં) ઉતાર્યો છે, તેની તરફ અને રસૂલ (સલ.)ની તરફ (ફેંસલા માટે) આવો તો તે વખતે આપ મુનાફિકોને જોશો કે તમારી પાસે ફેંસલો કરાવવાથી અચકાઈ પાછા હઠે છે. (૬૧) ફરી જ્યારે તેઓ પર પોતાના હાથે કરેલા કુકર્મના કારણે કંઈ વિપત્તિ આવી પડે છે, ત્યારે કેવું બને છે ? ફરી (તો લાચારીએ) અલ્લાહપાકના સોગંદ ખાતા આપની પાસે આવે છે કે, (બીજા પાસે ઝઘડો લઈ જવામાં) ભલાઈ અને મેળાપ (કરાવવા) સિવાય અમારો કંઈ હેતુ ન હતો. (૬૨) આ તે લોકો છે કે, જેઓના દિલોની વાતને અલ્લાહપાક જાણે છે; માટે આપ (પણ) તેઓ(ના કસૂર)થી અજાણ બની જાઓ અને તેઓને શિખામણ આપો અને તેઓના હકમાં ઘણી અસરકારક વાત તેઓને કહો. (૬૩) અને અમે પ્રત્યેક રસૂલને ખાસ એટલા માટે જ મોકલ્યા છે કે, અલ્લાહ તઆલાની આજ્ઞાનુસાર તેની તાબેદારી કરવામાં આવે અને તે (મુનાફિક) લોકોએ જ્યારે (ગુનાહ કરીને) પોતાના હકમાં બુરું કર્યું હતું તે જ વખતે જો તેઓ તમારી સેવામાં હાજર થઈ જાત, ફરી અલ્લાહપાક પાસે

(ગુનાહની) માફી માંગત અને રસૂલ (સલ.) પણ તેઓ માટે માફીની ભલામણ કરત, તો અવશ્ય તેઓ અલ્લાહને મોટો માફી આપનાર (અને) દયાળુ પામત. (૬૪)

ત્યારે (હે નબી સલ. !) આપના પરવરદિગારના સોગંદ, તેઓ (અલ્લાહપાકના નજીક) મુઅમિન થઈ શકતા નથી, જ્યાં સુધી કે તેઓ વચ્ચે ઉત્પન્ન થતા ઝઘડાઓમાં આપને ન્યાયાધીશ બનાવે નહિ. પછી આપ જે ફેંસલો આપો તેથી તેઓનાં દિલોમાં (ઈન્કાર તરીકે) કંઈ નારાજી ન ઉત્પન્ન થાય અને (સંપૂર્ણ) ખુશીથી તેને માન્ય્ પણ રાખે. (૬૫)

## શિર્ક મહાન ગુનોહ :

બેશક, અલ્લાહપાક આ વાત કદી પણ માફ કરશે નહિ કે તેની સાથે કોઈને શરીક કરવામાં આવે અને તેના સિવાય ચાહે તેને બખ્શી દેશે. અને જેણે અલ્લાહપાકનો શરીક બનાવ્યો, તો બેશક તે (સત્ય) માર્ગ ભૂલીને બહુ દૂરની ગુમરાહી (પથભ્રષ્ટતા)માં જઈ પડ્યો. (૧૧૬) એ (મુશ્રિક) લોકો તો અલ્લાહપાકને છોડી માત્ર નારી જાતિ(ની મૂર્તિઓ)ને જ પૂજે છે, તેમજ તે બદમાશ શયતાનને પૂજે છે, જેને અલ્લાહપાકે પોતાની રહમતથી દૂર કર્યો છે. (૧૧૭)

## અનાથ (યતીમ) બાળકીઓના હક્કો બજાવવા :

અને (હે નબી સલ. !) લોકો આપને અમુક ઓરતોના (નિકાહ) સબંધી ફતવો માંગે છે; (તો જવાબમાં) ફરમાવી દો કે અલ્લાહ તઆલા તમને તેણીઓના વિશે પરવાનગી આપે છે, અને (એ સબંધી) તમને કુર્આનમાં જે (પ્રથમ નાઝિલ થયેલી) આયતો સંભળાવવામાં આવે છે, તે એવી યતીમ ઓરતો સબંધી હુકમ છે, જેણીઓ માટે (શરીઅત તરફથી) જે કંઈ (મીરાસ અને મહર) મુકર્રર થઈ છે, તે તેણીઓને આપતા નથી અને એવું ઈચ્છો છો કે, તેણીઓથી નિકાહ કરો. વળી, એ હુકમ અશક્ત બાળકો માટેનો છે, તેમજ એ વિશે છે કે, યતીમોના હકમાં ન્યાય પર કાયમ રહો; અને તમે જે કંઈ પણ ભલાઈ કરશો, તો તેને અલ્લાહપાક જાણે છે. (૧૨૭)



**પતિ-પત્ની દરમ્યાન શાંતિથી જીવવા માટે સમાધાન :**

અને જો કોઈ સ્ત્રીને પોતાના પતિ તરફથી કજિયા-કંકાસ અથવા બેપરવાઈનો ડર હોય તો કોઈ પણ પ્રકારે આપસમાં સુલેહ કરી લેવાનો બન્ને પર કંઈ ગુનાહ નથી અને સુલેહ કરવી જ બેહતર છે. વળી, (એવી સુલેહ સંભવિત પણ છે, કારણકે) દિલોની સામે લાલચ મવજૂદ છે. અને જો તમે (સ્ત્રીઓ સાથે) ભલાઈથી વર્તો અને (લડાઈ-ઝઘડાથી) બચો તો જે કંઈ તમે કરો છો, તેનાથી અલ્લાહપાક સારી પેઠે વાકિફ છે. (૧૨૮) અને તમે (એકથી વધુ પત્નીઓ હોય તો સૌ) પત્નીઓમાં કદી પણ બરાબરી જાળવી શકશો નહિ, ભલેને તમે તેની અભિલાષા રાખતા હો. તેથી (તમારા ઉપર એટલું જ વાજિબ છે કે) તમે એક તરફ તદ્દન એવા ઢળી ન જાઓ કે એક પત્નીને અદ્ધર લટકતી છોડી મૂકો અને જો (ભૂતકાળના કજિયાથી ન્યાયસર) સમાધાન કરી લો, તેમજ (ભવિષ્યમાં તેણી પર ઝુલ્મ કરવાથી) બચતા રહો તો અલ્લાહ તઆલા (પાછલા ગુનાહોનો) બખ્શનાર (અને) મહા દયાળુ છે. (૧૨૯) અને જો તેઓ બન્ને છૂટાં પડી જાય, તો અલ્લાહપાક પોતાની ઉદારતાથી દરેકને (એકબીજાથી) બેપરવા કરી દેશે અને અલ્લાહપાક ઘણો ઉદાર (અને) તદબીરવાળો છે. (૧૩૦)

**ન્યાયની જરૂરત ઉપર ખાસ ધ્યાન :**

હે ઈમાનવાળાઓ ! ન્યાય પર ખૂબ કાયમ રહી અલ્લાહપાક(ને ખુશ કરવા)ના માટે સાક્ષી આપો, પછી ભલેને (તેથી) તમારૂં અથવા માં-બાપનું કે સગાઓનું નુકસાન થાય. જો કોઈ ધનવાન છે અથવા નિર્ધન છે, તો (તમારા કરતાં) અલ્લાહપાક તે બન્નેનો વધુ શુભેચ્છક છે, માટે તમે ન્યાય કરવામાં મનેચ્છાને તાબે ન થાઓ. અને જો તમે (સાક્ષી આપવામાં) જીભ ચાવશો અથવા બચાવ કરી જશો તો બેશક, અલ્લાહ તમારા સૌ કામોથી સારી પેઠે વાકિફ છે. (૧૩૫)

**ઈમાનના બુન્યાદી સ્થંભો :**

હે ઈમાનવાળાઓ ! (જરૂરી અકીદાઓ સબંધી સાંભળો કે)



અલ્લાહપાક ઉપર અને તેના રસૂલ (મુહમ્મદ સલ.) ઉપર યકીન રાખો તથા જે કિતાબ (કુર્આન) તેણે પોતાના રસૂલ (મુહમ્મદ સલ.) પર ઉતારી છે, તેના ઉપર તથા જે કિતાબ પ્રથમ (બીજા નબીઓ પર) ઉતારી હતી તેના ઉપર, (પણ યકીન રાખો) અને જે શખ્સ અલ્લાહ તઆલા પર અને તેના ફરિશ્તાઓ પર તથા તેની કિતાબો પર તેમજ તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર યકીન નહિ રાખે, તો તે શખ્સ માર્ગ ભૂલી બહુ દૂર જઈ પડ્યો. (૧૩૬)

**યહૂદીઓની શરારત તથા હઝરત ઈસા (અલૈ.) વિશેના ભ્રમનું ટૂંકમાં વર્ણન :**

હે મુહમ્મદ (સલ.) ! કિતાબવાળાઓ (યહૂદીઓ) આપનાથી એ માંગણી કરે છે કે, તેઓની પાસે આપ આકાશથી એક લખાયેલી કિતાબ મંગાવી આપો, તો તેઓ મૂસા (અલૈ.) પાસે એ કરતાંય મહાન વસ્તુ માંગી ચૂક્યા છે, (અર્થાત, એકે) તેમણે કહ્યું હતું કે, અમને રૂબરૂમાં અલ્લાહપાક દેખાડી આપો. તો તેઓની આ ગુસ્તાખીના કારણે તેઓના ઉપર વીજળી આવી પડી; ફરી તેઓની પાસે સ્પષ્ટ નિશાનીઓ (મુઅ્જિઝહ) પહોંચ્યા પછી પણ તેઓએ વાછરડાને (પૂજવા માટે) ઠેરવી લીધો, તો અમે તે પણ માફ કર્યું હતું, અને અમે મૂસા (અલૈ.)ને જાહેરી ફતેહમંદી આપી. (૧૫૩) અને અમે તેઓથી (તવરાત અનુસાર ચાલવાનો) કરાર લેવા માટે તેઓના ઉપર તૂર (પર્વત) ઉઠાવ્યો હતો અને અમે તેઓને હુકમ કર્યો હતો કે દરવાજામાં આજિજી કરતાં દાખલ થજો અને અમે તેઓને આ હુકમ (પણ) આપ્યો હતો કે શનિવારે (શરીઅતની) હદથી આગળ ન વધજો, અને (એ ઉપરાંત ઘણી વાતોનો) અમે તેઓથી પાકો કરાર લીધો. (૧૫૪) (છતાં કરાર તોડ્યા) તો તેઓના કરાર તોડવાના કારણે અને અલ્લાહપાકના હુકમોનો ઈન્કાર કરવાના કારણે તથા નબીઓના નાહક ખૂન કરવાના કારણે તેમ તેઓના એમ કહેવાના કારણે (તેઓને શિક્ષા મળી) કે અમારા દિલોના ઉપર પરદા છે, (પણ ખરૂં જોતાં પરદા નથી) બલ્કે તેઓના કુફ્રના કારણે અલ્લાહપાકે તેઓના દિલો પર છાપ-મહોર મારી દીધી છે, જેથી ઘણા થોડાઓ સિવાય

તેઓ ઈમાન લાવતા નથી. (૧૫૫) તેમજ તેઓના (એક ખાસ) કુફ્રના કારણે અને મરયમ (અલૈ.)ના ઉપર (વ્યભિચારનો) ગંભીર આરોપ મૂકવાના કારણે (૧૫૬) તેમજ તેઓના એમ કહેવાના કારણે (શિક્ષા મળી) કે અમે મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા મસીહ (અલૈ.)ને કતલ કરી નાખ્યા, જે અલ્લાહપાકના રસૂલ (કહેવાતા) હતા, અને (ખરું જુઓ તો) તેઓએ તેમને નથી કતલ કર્યા કે નથી શૂળીએ ચડાવ્યા, પરંતુ તેઓની સમક્ષ તે(ના જેવું) જ સ્વરૂપ બની ગયું; એ વિષયમાં (યહૂદીઓ-ખ્રિસ્તીઓ)ના જે લોકો જુદી જુદી વાતો કરે છે તેઓ એ વિશે ખરેખર શંકામાં જ પડ્યા છે, તેઓને એ બાબતની કંઈ જ ખબર નથી, માત્ર અનુમાન ઉપર જ ચાલી રહ્યા છે. અને બેશક, તેઓએ તેમને કતલ કર્યા જ નથી. (૧૫૭) બલ્કે અલ્લાહ તઆલાએ તેમને પોતાના તરફ (આકાશ પર) ઉઠાવી લીધા, અને અલ્લાહપાક જોરાવર (કુદરતવાળો તથા) હિકમતવાળો છે. (૧૫૮)

## ખ્રિસ્તીઓની ગલત માન્યતાઓનું ખંડન :

હે કિતાબવાળાઓ ! (ખ્રિસ્તીઓ) પોતાના ધર્મ(ની વાત)માં હદથી ન વધો અને અલ્લાહપાકના સબંધમાં સત્ય સિવાય કંઈ ન કહો. બેશક, મસીહ જે મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા (અલૈ.) છે, તે અલ્લાહપાકના રસૂલ અને તેનો એક શબ્દ (એટલે તેના એક હુકમથી પેદા થયેલા) છે, જે (હુકમ)ને અલ્લાહ તઆલાએ મરયમ (અલૈ.)ના તરફ પહોંચાડયો હતો અને તે (અલ્લાહપાક)ના તરફથી એક રૂહ છે; માટે અલ્લાહપાકને તથા તેના રસૂલોને (તેમાંના શિક્ષણ અનુસાર) માનો અને એમ ન કહો કે ત્રણ ખુદા છે, (અને આ વાતથી) અટકી જાઓ (તો) તમારે માટે સારૂં છે. બેશક, અલ્લાહપાક એકલો જ મઅબૂદ છે, (અને) અવલાદના સબંધથી તે પાક છે. જે કંઈ આકાશોમાં અને જે કંઈ પૃથ્વીમાં છે, તે સૌ તેનું જ છે અને અલ્લાહપાક કાર્યસાધક હોવામાં (એકલો જ) બસ છે. (૧૭૧) મસીહ (અલૈ.)ને આ વાતથી કદી પણ શરમ (અને ઈન્કાર) નથી કે તે અલ્લાહ પાકના બંદા બને અને ન તો મુકર્રબ ફરિશ્તાઓને (આ વાતની શરમ) છે અને (કેવી રીતે શરમ કરે ? કારણકે) જેને અલ્લાહપાકની બંદગીથી કલંક

લાગે અને તે અભિમાન કરે તો (તેને યાદ રાખવું જોઈએ કે) તે અલ્લાહપાક સૌને (બદલો આપવા) પોતાની પાસે જરૂર એકઠા કરશે. (૧૭૨)

# સૂરએ માઈદહ

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

તિલાવતનો ક્રમ નં. : ૦૫ રૂકૂઅની સંખ્યા : ૧૬

નાઝિલ થવાનો ક્રમ : ૧૧૨ આયતોની સંખ્યા : ૧૨૦

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

આ સૂરત આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક જીવનના બિલ્કુલ છેલ્લા સમયમાં ઉતરી છે. અલ્લામા અબૂ હય્યાન ફરમાવે છે કે, આ સૂરતનો અમૂક ભાગ સુલહ હુદૈબિય્યહ, અમૂક ફત્હે મક્કા અને અમૂક હજ્જતુલ્વિદાઅના મોકાસર ઉતર્યો હતો. તે સમયે ઈસ્લામની દઅવત અરબસ્તાનના પૂર્વ-પશ્ચિમમાં સારી રીતે ફેલાઈ ગઈ હતી. અને મદીના શરીફમાં કાયમી ઈસ્લામી હુકૂમત મજબૂત રીતે સ્થપાય ચૂકી હતી. માટે આ સૂરતમાં મુસ્લિમોને સામાજિક, રાજકીય અને આર્થિક વિષયો બાબતે ઘણા માર્ગદર્શનો આપવામાં આવ્યા છે.

સૂરતની શરૂઆત આ બુન્યાદી હુકમથી કરવામાં આવી કે, મુસ્લિમોએ પોતાના કોલ-કરારની પાબંદી કરવી જોઈએ. આ બુન્યાદી હુકમમાં સમગ્ર શરીઅતના બધા જ અહકામોનો સમાવેશ થઈ ગયો છે. ચાહે તે અહકામ અલ્લાહપાકના હક્કોથી સબંધિત હોય અથવા બંદાઓના હક્કોથી સબંધિત હોય. આના અનુસંધાનમાં આ નિયમ ઘણો તાકીદી રીતે સમજાવવામાં આવ્યો કે, દુશ્મનો સાથે દરેક મામલો ન્યાયિક રીતે પૂર્ણ થવો જોઈએ.

સાથે મુસ્લિમોને સાંત્વન (તસલ્લી) અને ખુશખબરી સંભળાવ-વામાં આવી કે, ઈસ્લામને દુશ્મનો નેસ્તનાબૂદ કરવાની જે નેમ રાખતા હતા, તે હવે કદી પૂરી કરી શકવાના નથી. અને અલ્લાહપાકે પોતાનો દીન ઈસ્લામ સંપૂર્ણ કરી દીધો છે.



આ સૂરતમાં એ પણ દર્શાવવામાં આવ્યુ કે, ક્યા પ્રકારના ખાવા-પીવાની વસ્તુઓ હલાલ છે અને કઈ હરામ છે ? તે બાબતે શિકાર કરવાના નિયમોની પણ ચોખવટ કરવામાં આવી છે.

ચોરી અને ધાડ પાડનારાઓની શરઈ સજાઓ પણ નક્કી કરવામાં આવી છે. કોઈ નિર્દોષ વ્યક્તિનું નાહક ખૂન કરવું કેટલો મોટો ગુનોહ છે, તેની સ્પષ્ટતા કરતાં હઝરત આદમ અલયહિસ્સલામના બન્નેવ બેટાઓ (કાબીલ-હાબીલ)નો કિસ્સો વર્ણન કર્યો છે.

દારૂ અને જુગારને સ્પષ્ટ શબ્દોમાં હરામ ઠેરવવામાં આવ્યુ છે.

વુઝૂ અને તયમ્મૂમ (પાકી-સ્વચ્છતા)ની રીત દર્શાવી ઈસ્લામી અહકામની સહુલતોનું વર્ણન છે.

યહૂદીઓ અને ખ્રિસ્તીઓએ અલ્લાહપાકથી કરેલા વાયદા-કરાર કેવી રીતે તોડયા તેની વિગતો પણ વર્ણન કરી છે. જેથી મુસ્લિમો અલ્લાહપાક તથા બંદાઓ સાથેના કરારભંગથી ચેતીને રહે.

''માઈદહ'' અરબીમાં દસ્તરખ્વાન (ખાવાનું પાથરણું)ને કહે છે. આ સૂરતની આયત નં. ૧૧૪માં હઝ. ઈસા અલયહિસ્સલામના અનુયાયીઓની તે દુઆનું વર્ણન છે, જેમાં તેમણે અલ્લાહપાકથી દુઆ કરી હતી કે, તેમના માટે આકાશી ખાણા સાથે એક દસ્તરખ્વાન ઉતારે. આ કિસ્સાના અનુસંધાનમાં સૂરતનું નામ ''માઈદહ'' રાખવામાં આવ્યુ છે.

સુલેહ હુદયબિય્યહ (સંધિ) મક્કાના કાફિરોથી કરવામાં આવી હતી. તેની વિગત એ હતી કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ચૌદસો સહાબાને લઈ ઉમરહ કરવા માટે મક્કા શરીફ તરફ રવાના થયા. પરંતુ મક્કાના કાફિરોએ ઉમરહ કરવાથી રોક્યા અને ઘણા વાદ-વિવાદ અને સંવાદો બાદ સંધિ કરવામાં આવી. જેમાં આવતા વર્ષે ઉમરહ માટે આવવાનું નક્કી થયું.

તે મોકાસર મુસ્લિમોને કઅબહ શરીફ અને ઉમરહના અહકામ વર્ણન કરવામાં આવ્યા. સાથે બતાવ્યું કે, ચાહે દુશ્મનોએ તમોને ગયા વર્ષે ઉમરહથી



રોક્યા હતા, પરંતુ તમો તેમની સાથે નરમી, ધીરજ અને મહોબ્બતનો જ વર્તાવ કરશો.

આ વિગતો દર્શાવી મુસ્લિમોને સાવચેત કર્યા કે, તમો પણ યહૂદીઓ-ખ્રિસ્તીઓની જેમ અલ્લાહપાકના અહકામો બજાવવામાં તેમની ચાલે ન ચાલશો. અને આ વિષયે મુસ્લિમોને તે બહુ જ ખતરનાક રસ્તાઓ અને નફસ (મનેચ્છાઓ) તથા શયતાનના બહેકાવવાના ચોર દરવાજાઓથી વાકેફ કરી દીધા. જેમાં પાછલી ઉમ્મતો ગુમરાહ થઈ ગઈ અને સમજાવ્યા કે, આ માર્ગે ઘણા સંભાળીને કદમ આગળ વધારશો.

અને એટલા જ માટે યહૂદીઓ-ખ્રિસ્તીઓના વાયદાભંગની લાંબી દાસ્તાનનું વર્ણન કર્યું છે. તથા તેના કારણો અને મારણોની પણ ચોખવટ કરી દીધી. જેથી મુસ્લિમો માટે ઈબ્રત અને સબકનું કારણ બની જાય.

સાથે સૂરતમાં વ્યક્તિગત તથા સામૂહિક જીવનના તે બારીક ખૂણાઓની પણ ચોખવટ કરવામાં આવી, જ્યાંથી શયતાન તથા તેના ચેલાઓને ઘુસવાનો મોકો મળે છે. અને તેનાથી ખતરનાક ફિત્નાઓ જન્મે છે. અને પરિણામસ્વરૂપે ઈસ્લામી સમાજ વાદ-વિવાદમાં પડી છિન્નભિન્ન થઈ શકે છે.

મુસલમાન અત્યાર સુધી ઝાલિમો-અત્યાચારીઓના સિકંજામાં હતા. અને મદીના શરીફ હિજરત કર્યા બાદ પણ દુશ્મનોના હુમ્લાઓ અને ષડયંત્રોનો ભોગ બનતા હતા. હવે સૂલહ બાદ મક્કાવાસીઓથી નચિંત થઈ ગયા હતા. તેમની તાકત દિવસે દિવસે વધી રહી હતી. અને તાકત તથા દૌલતની રેલમ-છેલનો નશો કૌમોના અખ્લાક તથા સ્વભાવમાં બગાડ પેદા કરે છે.

માટે મુસ્લિમોને દુશ્મનો સાથે ન્યાય કરવાની ખાસ તાકીદ કરવામાં આવી અને આગલી કૌમોની જેમ તાકતના જનૂનમાં આવી અન્યો ઉપર ઝુલ્મ-અત્યાચાર ન કરે તેની ખાસ તાકીદ કરવામાં આવી. જેમ યહૂદીઓ અને ખ્રિસ્તીઓએ સત્તાના નશામાં એકબીજા ઉપર તથા અન્ય કૌમો ઉપર પણ અત્યાચાર કર્યા, તેનાથી મુસ્લિમો બચે અને પોતાના દરેક મામલાઓમાં અલ્લાહપાકની કિતાબના પાબંદ રહે. મુનાફિકોની વાતો ન માને.



હવે યહૂદીઓનું જોર ઓછુ થઈ ગયુ હતું. તે મોકાસર ફરીથી તેમને ઈસ્લામની દઅવત (આમંત્રણ) આપવામાં આવી. તથા ખ્રિસ્તીઓને પણ વધુ વિગતથી તેમની ગલત માન્યતાઓ છોડી ઈસ્લામ સ્વીકારની દઅવત (આમંત્રણ) આપવામાં આવી.

સૂરતની છેવટમાં દર્શાવવામાં આવ્યુ કે, કિયામતના દિવસે બધા જ નબીઓ પોતાની ઉમ્મતો વિશે ગવાહી આપશે. ખાસ કરીને હઝરત ઈસા અલયહિસ્સલામ ફરમાવશે કે, તેમણે અલ્લાહપાકના બધા જ આદેશો પોતાની ઉમ્મતોને પહોંચાડી આપ્યા. તથા કોલો-કરાર પણ લીધા. જેથી દલીલ કાયમ થઈ શકે. હવે ઉમ્મતોની કોઈ બુરાઈની જવાબદારી નબીઓ ઉપર આવશે નહીં. નબીઓ તો ફક્ત અલ્લાહપાકનો પયગામ પહોંચાડવાના જ જવાબદાર હતા. જે તેમણે પહોંચાડી દીધો.

# સૂરએ માઈદહ

## ❁ સૂરતની આયતોનો ખુલાસો ❁

### હરામ પશુઓનું વર્ણન :

તમારા ઉપર હરામ કરવામાં આવ્યું મુરદાર જાનવર અને (વહેતું અથવા વહી શકે તેવું) લોહી અને ડુક્કરનું માંસ (તથા તેની સઘળી જ વસ્તુઓ) અને જે જાનવર પર અલ્લાહ તઆલાના સિવાય બીજાનું નામ પુકારવામાં આવે, અને જે જાનવર ગળુ દાબવાના કારણે કે મારના કારણે અથવા ઉંચેથી પડી જવાના કારણે કે શીંગડું વાગવાના કારણે મરણ પામે અને તે જાનવર જેને હિંસક પ્રાણી ફાડી ખાય; પરંતુ જેને તમે (પ્રાણ નીકળવા પહેલાં) ઝબહ કરી શક્યા (તે હલાલ છે.) તેમજ તે જાનવર જે કોઈ (મૂર્તિ વગેરેની) થાનક પર વધ થયું હોય, અને ફાલના તીરોથી (ગોશ્તની) વહેંચણી કરવી પણ; એ બધુ ગુનાહનું કામ છે. (૩)

### ડુક્કરનું માંસ :

ઈસ્લામમાં સુવ્વરને હરામ ઠેરવવામાં આવ્યુ છે. મોર્ડન ડોકટરી



રિસર્ચે તેના ઘણા નુકસાનો જણાવ્યા. જેમ કે ઉપરોકત યુરિક એસીડ દરેક સજીવના લોહીમાં હોય છે. અને બીજા પ્રાણીઓના શરીરમાંથી તે નીકળી જાય છે, પરંતુ સુવ્વરમાંથી નથી નીકળતુ. તેનુ કારણ એ કે, ગુર્દા (મુત્રપિંડ) આ ઝેહરીલા પદાર્થને મુત્ર મારફતે કાઢી નાંખે છે. માનવશરીર આ પદાર્થને ૯૦ ટકા કાઢી નાંખે છે, પરંતુ સુવ્વરના શરીરના અવયવોની બનાવટ કંઈક એ પ્રકારની છે કે, તેના યુરિક એસીડ ફકત બે ટકા જ નીકળી શકે છે. અને બાકી ભાગ શરીરમાં જ રહે છે. જેથી આ પ્રાણીના માંસનું સેવન કરનાર સાંધાના દુખાવાથી પીડાતા રહે છે. અત્રે એક સ્પષ્ટતા કરી લઈએ કે, આ ફકત સુવ્વરની ખાસિયત છે, તેની સાથે કોઈ એવો પદાર્થ લેવાય જે તેને દર્દથી મુકિત આપતો હોય, તો તે પદાર્થની ખાસિયત થઈ. સુવ્વર તો પોતાના બાહ્ય અસર દેખાડવાનું જ છે. આ પ્રમાણના વૈજ્ઞાનિક રિસર્ચો ઘણા જ થઈ ચૂકયા છે. જેણે ઈસ્લામના સાચા હોવાને સૂર્યના પ્રકાશની જેમ ચોખ્ખુ કરી આપ્યુ છે. અને કુર્આની દાવાને વિજ્ઞાનથી દલીલપૂર્વક સાબિત કરી આપ્યુ છે.

**ઈસ્લામની પરિપૂર્ણતાનું એલાન :**

આજે કાફિરો તમારા દીન(ના વિનાશ કે નિર્બળ થવા)થી નિરાશ થઈ ગયા માટે તેમનાથી ડરો નહિ, પણ મારાથી ડરતા રહો. આજે મેં તમારા માટે તમારા ધર્મને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે અને (એથી મેં તમારા ઉપર) પોતાનો ઉપકાર પૂરો કર્યો છે અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મને (સદાના માટે) પસંદ કર્યો છે. ફરી (એ પણ જાણી લો કે) જે કોઈ ભૂખનો માર્યો લાચાર થઈ જાય (અને હરામ વસ્તુઓ ખાઈ લે) એ શરતે કે ગુનાહના તરફ તેનું વલણ ન હોય તો બેશક, અલ્લાહ તઆલા બખ્શનાર (અને) દયાળુ છે. (૩)

**ઈસ્લામી અહકામમાં સહુલતો અલ્લાહપાકનો મહાન ઉપકાર છે :**

અને જો તમે બીમાર હો (અને પાણીનો ઉપયોગ નુકસાન કરે) અથવા ચાલુ મુસાફરીમાં હો અથવા તમારામાંથી કોઈ (પેશાબ કરીને અથવા) જાજરૂથી (પરવારીને) આવેલો હોય અથવા તમે સ્ત્રીઓ સાથે મેળાપ કર્યો

હોય, ફરી તમને પાણી ન મળે (અથવા ઉપયોગ ન કરી શકો) તો પાક માટીથી તયમ્મુમ કરો, એટલે તેના વડે (તેના ઉપર હાથ મારી) પોતાના મોઢા અને હાથો પર મસહ કરો, (હાથ ફેરવો) (આવા હુકમો આપી) અલ્લાહપાક તમારા પર તંગી કરવા ઈચ્છતો નથી; પરંતુ તે તો તમને પાક-સાફ રાખવા અને તમારા ઉપર પોતાનો ઉપકાર પૂર્ણ કરવા ચાહે છે, જેથી તમે (તેનો) આભાર માનો. (૬)

## દુશ્મનો પ્રત્યે ન્યાયનો હુકમ :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકની ખાતર ન્યાયસર સાક્ષી આપવા ઉભા થઈ જાઓ અને કોઈ કૌમની દુશ્મની ઈન્સાફ નહિ કરવા પર તમને તૈયાર કરે નહિ. (અને દરેક મામલામાં અવશ્ય) ન્યાયથી વર્તો. (કારણ કે) એ જ વાત પરહેઝગારીથી વધારે નજીક છે. અને અલ્લાહપાકથી ડરતા રહો. બેશક, તમે જે કંઈ કરો છો તેનાથી અલ્લાહપાક સંપૂર્ણ માહિતગાર છે. (૮)

## ઈસ્લામમાં ભય-આતંક ફેલાવવો સૌથી મોટો ગુનોહ :

અને (હે નબી સલ. !) આપ તેઓને આદમ (અલૈ.)ના બે પુત્રોનો બનાવ સત્યતાપૂર્વક સંભળાવો (એટલે કે) જ્યારે બન્નેએ એક-એક નિયાઝ (અલ્લાહના નામ પર) ભેટ ચઢાવી, ત્યારે તે બન્નેમાંથી એક (હાબીલ)ની કબૂલ થઈ ગઈ અને બીજા (કાબીલ)ની કબૂલ થઈ નહિ; ત્યારે બીજાએ (ગુસ્સે થઈને) કહ્યું કે, હું તને જરૂર મારી નાખીશ. તે બોલ્યો (એમાં મારો શું વાંક ? નિયાઝ તો) અલ્લાહપાક પરહેઝગારોની જ કબૂલ કરે છે. (૨૭) (છતાં) જો તું મને કતલ કરવા માટે મારા ઉપર હાથ ચલાવીશ, તો પણ હું તને મારવા માટે તારા ઉપર હાથ ચલાવીશ નહિ, (કારણકે) હું કુલ જહાનના પરવરદિગાર અલ્લાહ તઆલાથી ડરૂં છું. (૨૮) હું એ ચાહું છું કે (તારા અત્યાચાર છતાં હું પાપમાં ન સપડાઉં તો) મારો ગુનોહ તેમજ તારા ગુનાહને તું જ પોતાના શિરે લઈ લે. પછી તું દોઝખીઓમાં શામિલ થઈ જાય અને અત્યાચારીઓની શિક્ષા એવી જ થાય છે. (૨૯) પછી તો તેનું મન (નિર્ભયપણે) પોતાના ભાઈનું ખૂન કરવા પર રાજી થઈ ગયું, તો

તેણે ભાઈને મારી જ નાખ્યો, જેથી તે નુકસાન ઉઠાવનારાઓમાં શામિલ થઈ ગયો. (૩૦) પછી (તેને લાશની વ્યવસ્થાની સૂઝ ન પડી તો) અલ્લાહ પાકે એક કાગડો મોકલ્યો, જે (ચાંચ અને પંજાઓ વડે) જમીન ખોતરતો (અને મરેલા કાગડાને દાટતો) હતો કે જેથી તેને દેખાડી આપે કે પોતાના ભાઈની લાશ કેવી રીતે છુપાવે; (ત્યારે) તે બોલ્યો : હાય અફસોસ ! મારાથી એટલું ન બન્યું કે આ કાગડાની બરાબર થાત કે પોતાના ભાઈની લાશને છૂપાવી શકત ! ફરી તે બહુ ખસિયાણો થયો. (૩૧) એ જ (બનાવના) કારણથી (સૌના ઉપર ખાસ કરી) બની ઈસ્રાઈલ (યહૂદીઓ)ના ઉપર અમે લખી (મુકર્રર કરી) દીધું કે, કોઈએ (નાહક બીજાનો) પ્રાણ તેના બદલા વિના લીધો હોય અથવા દેશમાં તેના ફસાદ કર્યા વિના જ જે માણસ કોઈનો પ્રાણ લે, તો (અમુક રીતે તેને એવું પાપ થશે કે) જાણે તેણે સૌ માણસોને મારી નાખ્યા અને જેણે એક પ્રાણને બચાવી લીધો, તો (એટલો સવાબ થશે કે) જાણે તેણે સૌ માણસોને બચાવી લીધા અને તેઓ (યહૂદીઓ)ની પાસે (આ બાબત મુકર્રર કર્યા પછી) અમારા ઘણા રસૂલો સ્પષ્ટ મુઅજિઝા લઈ આવી ચૂક્યા છે, તે પછી પણ તેઓમાંના ઘણાખરા લોકો દુનિયામાં હદથી વધતા જ રહ્યા. (૩૨)

## કાબીલ હાબીલ :

માણસે પોતાની ઝીંદગીમાં કોઈ ગુનાહનું માધ્યમ ન બનવુ જોઈએ તથા કોઈ ગુનોહ નવો શરૂ કરી લોકોને તેની આદત ન પાડવી જોઈએ. હઝરત આદમ અલયહિસ્સલામના એક પુત્રે બીજા પુત્રને કતલ કરી નાંખી આવનારી માનવ નસલ માટે ગુનાહનો એક નમૂનો રજૂ કર્યો. તો કિયામત સુધી એકબીજાને નિર્દોષ કતલ કરનારાના ગુનાહમાં પણ તે શરીક થઈ ગયો. તેની બુદ્ધિ પણ મારી ગઈ અને તેને એ સમજ ન પડી કે પોતાના ભાઈ હાબીલની લાશનું શું કરે ? છેવટે એક એવા પક્ષી (કાગડા) મારફતે બુદ્ધિ આપવામાં આવી, જે પોતે પણ લુચ્ચાઈમાં પ્રખ્યાત છે. અને કાબીલે પોતે કહેવુ પડયુ કે, અફસોસ ! હું કાગડા જેવો પણ ન બની શક્યો, જેણે બીજા કાગડાને મારી સામે ચાંચથી ખોડી દફન કર્યો.



## યહૂદીઓને લાંચ, ઝુલ્મ અને હરામ છોડી ઈસ્લામનું આમંત્રણ :

(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, હે કિતાબવાળાઓ ! તમે (દીન સબંધી) અમારામાં એ સિવાય કઈ એબ જુઓ છો (જેના ઉપર હસો છો ?). માત્ર એ જ કે અમે અલ્લાહપાક પર અને જે (કુર્આન) અમારા તરફ મોકલવામાં આવ્યું તથા જે (ખુદાઈ કલામ) પ્રથમ ઉતારવામાં આવ્યું તેના ઉપર ઈમાન લાવ્યા છીએ ? અને જુઓ તો તમારામાંના ઘણા-ખરા નાફરમાન છે. (૫૯) (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, શું હું તમને બતાવું કે આ કરતાંય વધુ બુરા લોકો સજાની રૂએ અલ્લાહપાકની નજીક ક્યા છે ? (આ તે લોકો જ છે) જેઓ ઉપર અલ્લાહ તઆલાએ લઅ્નત કરી અને તેઓના ઉપર ગુસ્સે થયો અને તેઓમાંથી કેટલાકને વાંદરા અને ડુક્કર બનાવી દીધા તથા જેઓએ શયતાનની બંદગી કરી; તે લોકોનું જ (આખિરતમાં) ખરાબ ઠેકાણું છે. અને (એ જ લોકો દુનિયામાં) સીધા માર્ગથી બહુ દૂર હટેલા છે. (૬૦) અને જ્યારે એ (મુનાફિક) લોકો તમારી પાસે આવે છે ત્યારે તેઓ કહે છે : અમે ઈમાન લાવ્યા છીએ, પણ ખરૂં જોતાં (તેઓ સાવ જૂઠા છે.) તેઓ કાફિર જ આવ્યા હતા અને કાફિર જ પાછા ફર્યા અને તેઓએ જે (કુફ્ર) છુપાવ્યું હતું તેને અલ્લાહપાક ખૂબ જાણે છે, (૬૧) અને આપ તે (યહૂદી)ઓમાંથી ઘણાઓને જોશો કે, પાપ (જૂઠ) તથા ઝુલ્મ તેમ હરામ (માલ) ખાવામાં દોડીને પડે છે. ખરેખર, તે કામ અતિ દુષ્ટ છે, જેને તેઓ કરી રહ્યાછે. (૬૨) તેઓના દુરવેશો અને આલિમો તેઓને ગુનાહની વાત (જૂઠું બોલવા વગેરે)થી અને હરામ (માલ) ખાવાથી કેમ રોકતા નથી ? અલબત્ત, તે બહુ ખોટાં કૃત્યો છે, જેને તેઓ કરી રહ્યા છે. (૬૩)

## ખ્રિસ્તીઓને ખોટી માન્યતાઓ છોડી ઈસ્લામનું આમંત્રણ :

બેશક, તે લોકો કાફિર થઈ જ ગયા; જેઓએ એમ કહ્યું કે અલ્લાહપાક તો તે જ મરયમ (અલૈ.)નો પુત્ર મસીહ (અલૈ.) જ છે; (એટલે બન્ને એક જ છે) પણ મસીહ (અલૈ.)એ તો પોતે કહ્યું હતું કે, હે બની ઈસ્રાઈલ (યહૂદીઓ) ! તમે અલ્લાહપાકની જ બંદગી કરો, જે મારો તેમજ તમારો પરવરદિગાર છે, (અને જાણી લો કે) બેશક, જે અલ્લાહપાકની સાથે (અન્ય



કોઈને) શરીક ઠેરવશે, તો અવશ્ય અલ્લાહપાક પણ તેના ઉપર જન્નત હરામ કરી દેશે અને તેનું ઠેકાણું (સદા માટે) દોઝખ છે. અને એવા પાપીઓનો કોઈ સહાયક થશે નહિ. (૭૨) બેશક, તે લોકો પણ કાફિર થઈ ગયા, જેઓએ એમ કહ્યું કે, અલ્લાહપાક ત્રણમાંનો એક છે. અને જુઓ તો એક જ (સાચા) મઅબૂદના સિવાય બીજો કોઈ મઅબૂદ નથી. અને જો તેઓ જે (કુફ્રની) વાત કહે છે, તેથી અટકશે નહિ. તો તેઓમાંથી જેઓ કાફિર રહેશે, તેઓને (આખિરતમાં) દુઃખદાયક અઝાબ પહોંચશે. (૭૩) તો (આ બાબતો સાંભળવા) પછી તેઓ અલ્લાહ તઆલાની આગળ (શિર્કના અકીદહથી) કેમ તૌબા કરતા નથી અને તેનાથી (ગુનાહોની) માફી ચાહતા નથી ? અને (જુઓ તો) અલ્લાહપાક ઘણો માફી આપનાર (અને) અતિશય મહેરબાન છે. (૭૪) મરયમ (અલૈ.)ના પુત્ર મસીહ (અલૈ.) (પોતે ખુદા કે ખુદાનો અંગ) કંઈ જ નથી, પરંતુ એક રસૂલ છે. ખરેખર તેમના પહેલાં પણ ઘણા રસૂલો થઈ ચૂક્યા છે. અને તેમની માં એક વલી બાઈ હતા; (તે બન્નેના ખુદા નહિ હોવાની એક દલીલ આ છે કે) તે બન્ને (માં-દીકરો) ખોરાક ખાતા હતા; આપ જુઓ (તો ખરા) અમે તેઓ માટે કેવી દલીલો વર્ણવીએ છીએ. છતાં આપ જુઓ કે તેઓ ક્યાં અવળા જઈ રહ્યા છે ! (૭૫) (હે નબી સલ. ! તેઓને) આપ ફરમાવી દો કે, શું તમે અલ્લાહપાકને છોડી એવી વસ્તુને પૂજો છો કે જે તમારા નુકસાન કે લાભ ઉપર કંઈ જ અધિકાર ધરાવતી નથી. અને જુઓ તો અલ્લાહપાક જ મહાન સાંભળનાર, જાણનાર છે. (૭૬) (હે નબી સલ. ! તેઓને) આપ ફરમાવી દો કે, હે અહલે કિતાબ ! પોતાના દીન(ના મામલા)માં નાહક અતિશયોક્તિ ન કરો અને (એવી બાબતમાં) તે લોકોની મનેચ્છાઓ અનુસાર ન ચાલો કે જેઓ પ્રથમ પોતે પણ ગુમરાહ થયા અને (પોતાની સાથે બીજા) ઘણાઓને ગુમરાહ કર્યા અને તેઓ સીધા માર્ગથી (જાણી જોઈ) દૂર હટી ગયા. (૭૭)

## દારૂ, જુગાર અને સટ્ટાબાજીનું હરામ હોવુ :

હે ઈમાનવાળાઓ ! આ શરાબ અને જુગાર તથા મૂર્તિઓ અને તીરનાં

પાસાં એ સૌ ગંદા શયતાની કામ છે; માટે તેનાથી તદ્દન દૂર રહો કે જેથી તમે મુક્તિ મેળવો. (૯૦) મુદ્દો એ જ છે કે, શયતાન તો એમ ચાહે છે કે, શરાબ અને જુગાર વડે તમારા વચ્ચે શત્રુતા અને દ્વેષભાવ નાંખે અને તમને અલ્લાહ તઆલાની યાદ તથા નમાઝથી રોકે, તો શું હજુ પણ તમે (આ વસ્તુઓથી) અટકી જશો ? (કે નહિ ?) (૯૧)

**નબીઓની ગવાહી :**

(તે દિવસ કેવો ભયાનક હશે ?) જે દિવસે અલ્લાહપાક સૌ રસૂલોને (તેમની ઉમ્મતો સહિત) એકઠા કરશે. ફરી પૂછશે કે તમને શું જવાબ આપવામાં આવ્યો હતો ? તેઓ અરજ કરશે કે (કોઈના અંતઃકરણની) અમને ખબર નથી. તું જ ગુપ્ત વાતોને ખૂબ જાણનાર છે. (૧૦૯)

**કિયામતમાં હઝ. ઈસા અલયહિસ્સલામની ગવાહી :**

અને (તે વખત પણ યાદ કરવા લાયક છે) જ્યારે અલ્લાહપાક (કિયામતના દિવસે) ફરમાવશે કે, હે મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા (અલૈ.) ! શું આપે લોકોને એમ કહ્યું હતું કે અલ્લાહ તઆલાના સિવાય મને તેમજ મારી માં (મરયમ અલૈ.)ને પણ બે મઅબૂદ (પૂજવા લાયક) ઠેરવો ? (ઈસા અલૈ.) અરજ કરશે કે, તું (એવી બાબતોથી) પવિત્ર જ છે (તો પછી) મારા માટે લાયક ન હતું કે હું એવી વાત કરૂં, જેના કહેવાનો મને કંઈ જ હક ન હતો; (છતાં) જો મેં એવું કહ્યું હશે તો તને તેની જરૂર ખબર હશે; (કારણકે) મારા મનમાં જે વાત છે, તે સુદ્ધાં તું જાણે છે, પણ તારા ઈલ્મમાં જે કંઈ છે, તેને હું જાણતો નથી. બેશક, તું જ સઘળી ગુપ્ત વાતોને ખૂબ જાણનાર છે. (૧૧૬) મેં તેઓને બીજું કાંઈ કહ્યું નથી, પરંતુ જે વાતોનો તેં મને હુકમ કર્યો હતો, (તે જ કહ્યું હતું એટલે) કે અલ્લાહપાકની બંદગી કરો, જે મારો પરવરદિગાર તેમજ તમારો પણ પરવરદિગાર છે. વળી, હું તેઓમાં રહ્યો ત્યાં સુધી જ તેઓ(ની હાલત)થી માહિતગાર રહ્યો, પછી જ્યારે તેં મને ઉઠાવી લીધો તો તું જ તેઓ(ના હાલ)થી માહિતગાર હતો અને તું દરેક વસ્તુની સંપૂર્ણ ખબર રાખનાર છે. (૧૧૭) (હવે) જો

તું તેઓને શિક્ષા કરે તો (વાજબી છે, કારણકે) તેઓ તારા બંદા છે, અને જો તું તેઓને માફ કરી દે, તો (પણ તને સત્તા છે.) ખરેખર, તું જબરદસ્ત (અને) હિકમતવાળો છે. (૧૧૮)

# સૂરએ અન્આમ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૦૬** **રૂકૂઅની સંખ્યા : ૨૦**

**નાઝિલ થવાનો ક્રમ : ૫૫** **આયતોની સંખ્યા : ૧૬૬**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત મક્કા મુ.માં તે સમયે ઉતરી, જ્યારે આપ (સલ.)ની ઈસ્લામની દઅવત પોતાના પ્રારંભિક યુગમાં હતી. એટલા માટે ઈસ્લામના બુન્યાદી અકીદાઓ (માન્યતાઓ) તૌહીદ, રિસાલત અને આખિરતને વિવિધ દલીલોથી સાબિત કરવામાં આવ્યા છે. તથા આ અકીદાઓ વિરૂધ્ધ દુશ્મનો તરફથી જે આક્ષેપો કરવામાં આવતા હતા, તેના જવાબો પણ આપવામાં આવ્યા છે.

તે સમયે મક્કાના મુસ્લિમો ઉપર ઝુલ્મો-સિતમ અને અત્યાચારના રોજ-રોજ નવા-નવા પ્રકારો ઘડવામાં આવતા હતા. ઈસ્લામ પ્રત્યે થોડી પણ સહાનુભૂતિ દાખવનારની જાહેરમાં ક્રૂર મશ્કરી કરવામાં આવતી હતી. તેમને મ્હેણાં મારવામાં આવતા, શારીરિક યાતનાઓ તો રોજનો ક્રમ બની ગઈ હતી. તેની સાથે સામાજિક તથા આર્થિક બહિષ્કાર પણ ત્રણ વર્ષ સુધી વેઠી રહ્યા હતા.

અરબી ભાષામાં ''અન્આમ'' ઢોરો-પશુઓને કહે છે. અરબના મુશ્રિકો ઢોરોના હલાલ-હરામ હોવા વિશે ઘણી ગલત માન્યતાઓ ધરાવતા હતા. દા.ત. પશુઓને મૂર્તિઓના નામે વકફ (ધર્માદા) કરીને તેમનું ખાવુ હરામ સમજતા હતા. આ સૂરતમાં (આયત ૧૩૬ થી ૧૪૬) તેમના આ બેબુનિયાદ અકીદાઓનો રદ કરવામાં આવ્યો છે. માટે સૂરતનું નામ ''અન્આમ'' રાખવામાં આવ્યુ છે.



આ સૂરતના વિષયોને સાત મુખ્ય વિભાગોમાં વહેંચી શકાય છે.

(૧) શિર્ક (ખુદાપાક સાથે ભાગીદારી)નો રદ્દ અને તવહીદ (એકેશ્વરવાદ)ની માન્યતામાં યકીન કરવાની દઅવત.

(૨) મૃત્યુ બાદના જીવન તથા આખિરતની માન્યતાની દઅવત અને દુન્યાના જીવનને જ માત્ર જીવન સમજી લેવાની માન્યતાઓનું ખંડન.

(૩) જાહિલિય્યત (અરબોના અજ્ઞાનતાકાળ)ના ગલત વહેમો (અંધ-શ્રદ્ધાઓ)નો રદ્દ.

(૪) ઈસ્લામી ઉચ્ચ અખ્લાક (નૈતિક મૂલ્યો)ની તઅલીમ, જેના આધારે ઉચ્ચ ઈસ્લામી સમાજની રચના કરવાની હતી.

(૫) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેમજ આપની દઅવત (પ્રચાર) સામે ઉપસ્થિત કરવામાં આવતા વાંધાઓના જવાબો.

(૬) દુશ્મનો તરફથી સખ્ત સતામણીને લઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તથા સહાબાએ કિરામને થતા રંજ અને ગમ બદલ આશ્વાસન અને ધીરજની તઅલીમ.

(૭) ઈસ્લામના પ્રચાર-પ્રસારમાં વિરોધ કરનારાઓને તેમની શરારત અને ઘમંડ બાબતે ચેતવણી અને સુધરવાની શિખામણ.

# સૂરએ અન્આમ

## ❀ સૂરતની આયતોનો ખુલાસો ❀

**અલ્લાહપાકની વિશાળ કુદરત :**

સર્વ વખાણ તે અલ્લાહપાકને જ લાયક છે, જેણે આકાશો અને પૃથ્વી ઉત્પન્ન કર્યા તથા અંધકાર તેમજ પ્રકાશ બનાવ્યા. છતાં આ કાફિરો પોતાના પરવરદિગારની સાથે (બંદગીમાં) અન્યો (મૂર્તિઓ)ને સરખા ઠેરવે છે. (૧) તે (અલ્લાહપાક) તે જ છે, જેણે તમને માટીથી પેદા કર્યા. તે પછી (પ્રત્યેક માટે મૌતનો) એક વખત નક્કી કર્યો અને અલ્લાહપાકની પાસે (કિયામતની પણ) મુદત નીમાયેલી છે, છતાં તમે (તેમાં) શંકા જ રાખો



છો ? (૨) અને તે જ (અલ્લાહપાક) આકાશોમાં અને જમીનમાં પણ સાચો મઅબૂદ છે. તે તમારા ગુપ્ત (હાલ)ને જાણે છે. અને તમારા જાહેર (હાલ)ને પણ અને જે કંઈ તમે કરો છો, તેને પણ જાણે છે. (૩)

## કુર્આન શરીફની મઝાક-મશ્કરી કરનારાઓને ચેતવણી :

શું તેઓએ જોયું નથી કે અમે તેઓના પૂર્વ કેટલી એવી કૌમોનો નાશ કરી નાખ્યો, જેઓને અમે પૃથ્વી પર એટલી બધી સત્તા આપી હતી કે તેટલી સત્તા તમને આપી નથી, અને અમે તેઓના ઉપર આકાશને ખૂબ વરસતું છોડી દીધું હતું, તેમજ અમે તેઓ(ના ખેતર-વાડીઓ)ની નીચેથી નહેરો વહેતી કરી દીધી હતી. ફરી અમે તેઓનાં પાપોના કારણે તેઓનો નાશ કર્યો અને તેઓના પછી અમે બીજી કૌમ પૈદા કરી દીધી. (૬)

## અલ્લાહપાકની કુદરતની નિશાનીઓ દ્વારા શિર્કથી રોકવુ તથા તકલીફ-રાહત તેના જ કબ્ઝામાં હોવુ :

અને જે કંઈ રાત અને દિવસમાં આરામ લે છે, તે અલ્લાહ તઆલાનું જ છે અને તે જ સઘળુ સાંભળનાર, જાણનાર છે. (૧૩) પછી આપ ફરમાવી દો કે, શું હું તે અલ્લાહ તઆલાના સિવાય અન્ય કોઈને પોતાનો મદદગાર બનાવી લઉં કે જે આકાશો અને પૃથ્વીનો સર્જનહાર છે. વળી, તે સૌને ખવડાવે છે, પણ તેને કોઈ ખવડાવતું નથી. (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે બેશક, મને એ હુકમ થયો છે કે, ઈસ્લામ સ્વીકારનારાઓમાં સૌથી પહેલો હું જ રહું અને (એ હુકમ થયો છે કે) હું શિર્ક કરનારાઓ માંહેનો થઈશ નહિ. (૧૪) (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, જો હું પોતાના પરવરદિગારની નાફરમાની કરૂં તો હું એક મહાન દિવસ (કિયામત)ના અઝાબથી ડરૂં છું. (૧૫) તે દિવસે જેના ઉપરથી તે અઝાબ હટાવી દેવામાં આવશે, તો તેના ઉપર ખરેખર તેણે ઘણી કૃપા કરી અને એ જ સ્પષ્ટ સફળતા છે. (૧૬) અને (હે માનવી!) જો અલ્લાહ તઆલા તને કંઈ તકલીફ પહોંચાડે તો (તેને પણ કોઈ રોકનાર નથી, કારણ કે) તે દરેક વસ્તુ પર કાબૂ ધરાવનાર છે. (૧૭) અને તે જ પોતાના બંદાઓ પર

સત્તાવાન છે, અને તે જ મહાન હિકમતવાળો અને સંપૂર્ણ ખબર આપનાર છે. (૧૮) (હે નબી સલ. ! તેઓને) આપ પૂછો કે સાક્ષીની રૂએ સૌથી મહાન કઈ વસ્તુ છે ? આપ ફરમાવી દો કે મારી અને તમારી વચ્ચે અલ્લાહ તઆલા સાક્ષી છે, અને મારા ઉપર આ કુર્આન શરીફ એટલા માટે ઉતારવામાં આવ્યું છે કે, તેના વડે હું તમને તથા જે કોઈને તે પહોંચે, તે સૌને ડરાવું. (છતાં) શું તમે આ વાતની સાક્ષી આપો છો કે, અલ્લાહ તઆલાની સાથે બીજા પણ મઅ્બૂદો છે ? આપ ફરમાવી દો કે, હું તો એવી સાક્ષી નહિ જ આપું (બલ્કે) આપ ફરમાવી દો કે, માત્ર તે અલ્લાહ તઆલા એકલો જ મઅ્બૂદ છે અને બેશક, હું તમારા શિર્કને ધિક્કારૂં છું. (૧૯) જે લોકો (યહૂદીઓ-ખ્રિસ્તીઓ)ને અમે કિતાબ આપી છે, તેઓ રસૂલને એવી જ રીતે ઓળખે છે, જેવી રીતે કે પોતાના પુત્રોને ઓળખે છે; જે લોકો પોતાનું નુકસાન કરી ચૂક્યા છે, તેઓ તો ઈમાન લાવશે જ નહિ. (૨૦)

## કિયામતના ઈન્કારીઓને ચેતવણી :

જે લોકોએ અલ્લાહ તઆલાની હુજૂરમાં હાજર થવાને જૂઠાડયુ, ખરેખર તેઓ ખરાબીમાં પડ્યા; એટલે સુધી (તેઓનો ઈન્કાર રહેશે)કે કિયામત આવી લાગે અને જ્યારે તેઓના ઉપર કિયામત અચાનક આવી લાગશે, ત્યારે તેઓ બોલી ઉઠશે : હાય અફસોસ ! તે (કિયામત)ના વિષયમાં અમે કેવી ભૂલ કરી ! અને તેઓની એ સ્થિતિ હશે કે પોતા(ના ગુનાહો)નો બોજો પોતાની પીઠો ઉપર લાદેલો હશે. સાંભળી લો કે, જે બોજો તેઓ ઉપાડશે તે અતિશય ખરાબ હશે ! (૩૧) અને આ જગત જીવન(ના ધંધા તો વિનાશી હોવાના કારણે) રમત અને ગમત સિવાય કંઈ જ નથી અને આખિરતનું ઘર (જન્નત) પરહેઝગારો માટે શ્રેષ્ઠ છે; તો શું તમે સમજતા (વિચારતા) નથી ? (૩૨)

## લોકોના જૂઠાડવા બાબતે આપ (સલ.)ની દિલગીરી :

(હે નબી સલ. !) અમે ખૂબ જાણીએ છીએ કે તેઓ (કાફિરો)ની

વાતો આપને દિલગીર કરે છે, તો તેઓ આપને જૂઠાડતા નથી, પરંતુ એ ઝુલ્મીઓ તો અલ્લાહપાકની આયતોનો ઈન્કાર કરે છે. (૩૩) અને ઘણા રસૂલોને આપનાથી પહેલાં પણ જૂઠાડવામાં આવ્યા છે, તો તેઓ જૂઠાડવા તેમજ ઈજા પહોંચાડવા ઉપર સબ્ર કરતા રહ્યા, એટલે સુધી કે તેઓની પાસે અમારી મદદ આવી પહોંચી, અને અલ્લાહપાકની વાતો (વાયદાઓ)ને કોઈ બદલી શકતું નથી, અને થોડાક રસૂલોનો કંઈક અહેવાલ આપને (કુર્આન દ્વારા) પહોંચી ચૂક્યો છે. (૩૪)

## મુસીબતમાં કોને પુકારો છો ? :

અને જેઓ અમારી આયતોને જૂઠાડે છે, તેઓ (સત્ય સાંભળવાથી) બહેરા અને મૂંગા (સમાન) હોઈ (કુફ્રના) અંધકારોમાં સપડાયેલા છે; (એ ઉપરાંત) અલ્લાહપાક જેને ચાહે તેને ગુમરાહ રાખે છે અને જેને ચાહે તેને સીધા માર્ગ પર લગાડી દે છે. (૩૯) આપ ફરમાવી દો કે (હે કાફિરો !) બતાવો તો ખરા કે અગર તમારા ઉપર અલ્લાહપાકનો કોઈ અઝાબ આવી પડે અથવા તમારા પર કિયામત જ આવી પહોંચે ત્યારે શું (એવી હાલતમાં) તમે અલ્લાહપાકના સિવાય અન્ય કોઈને પુકારશો ? અગર તમે સાચા છો (તો બતાવો). (૪૦) (પણ તેવું નથી) બલ્કે સાધારણ મુસીબતમાં (પણ) તમે તેને જ પુકારો છો. પછી જો તે ચાહે છે તો જે મુસીબત (ટાળવા) માટે પુકારો છો, તેને દૂર કરે છે, તે વખતે તમે જેઓને (અલ્લાહપાકના) શરીક બનાવતા હતા તેઓને તો ભૂલી જ જાઓ છો. (૪૧)

## શરીરના અવયવો ઉપર જરા વિચાર કરો ! :

(હે નબી સલ. !) આપ (તેઓને એ પણ) ફરમાવી દો કે બતાવો, અગર અલ્લાહપાક તમારા કાન અને આંખો ખૂંચવી લે અને તમારા દિલો પર સીલ મારી દે તો અલ્લાહપાકના સિવાય (બીજો) એવો ક્યો મઅ્બૂદ છે, જે તમને એ વસ્તુઓ પાછી આપે ? આપ જુઓ કે અમે કેવી રીતે પોતાની (તવહીદની) દલીલો વર્ણવીએ છીએ, છતાં તેઓ (તેથી) મુખ ફેરવે છે. (૪૬) આપ ફરમાવી દો કે સારૂં, એ બતાવો, અગર તમારા

ઉપર અલ્લાહપાકનો અઝાબ ઓચિંતો અથવા ખુલ્લી રીતે આવી પડે તો શું ઝાલિમ લોકો સિવાય કોઈ બીજો પણ હલાક કરવામાં આવશે ? (નહીં, બલ્કે ઝાલિમોને જ હલાક કરવામાં આવશે.) (૪૭)

## આકાશ-પૃથ્વીની કોઈ વસ્તુ અલ્લાહપાકથી છૂપી નથી :

અને અલ્લાહપાકની જ પાસે તમામ ગૈબની વસ્તુઓના ખઝાના છે, જેને તેના સિવાય કોઈ જાણતું નથી. અને જે કંઈ ખુશકી (પૃથ્વીની ઉપર)માં છે અને જે કંઈ સમુદ્રમાં છે, તે સર્વને તે જાણે છે. અને કોઈ પાંદડું ખરતું નથી, પરંતુ તેને પણ તે જાણે છે. અને પૃથ્વીના અંધકારોમાં કોઈ દાણો પડતો નથી તેમજ કોઈ લીલી-સૂકી વસ્તુ નથી; પરંતુ તે સ્પષ્ટ કિતાબ (લવ્હે મહફૂઝ)માં (લખાયેલી) છે. (૫૯) અને તે જ (અલ્લાહપાક) છે, જે રાત્રે (ઉંઘમાં) તમારી રૂહને કબ્ઝે કરી લે છે. અને જે કંઈ તમે દિવસમાં કરો છો, તેને પણ જાણે છે, ફરી તમને (નિંદ્રાવશથી) દિવસે ઉઠાડી દે છે કે જેથી નક્કી થયેલી મુદત પૂરી કરી દેવામાં આવે, પછી તેની જ તરફ તમે લઈ જવામાં આવશો. ફરી તે બાબતોની અલ્લાહપાક તમને ખબર આપશે, જે કંઈ તમે કર્યા કરતા હતા (૬૦) અને તે જ (અલ્લાહ તઆલા) પોતાના બંદાઓ ઉપર ગાલિબ છે. અને તે તમારા ઉપર રક્ષકો (ફરિશ્તા) મોકલે છે. એટલે સુધી કે જ્યારે તમારામાંથી કોઈને મૌત આવી પહોંચે છે, તો અમારા મોકલેલા (રક્ષકો સિવાયના ફરિશ્તા) તેની રૂહ કબ્જે કરી લે છે અને તેઓ (આજ્ઞાપાલનમાં) કંઈ કમી કરતા નથી. (૬૧) પછી (કિયામતના દિવસે) સૌને પોતાના ખરા માલિક અલ્લાહપાકની તરફ પહોંચાડવામાં આવશે; સાંભળી લો ! (તે વખતે) તેનો જ હુકમ હશે અને તે બહુ જ જલ્દી હિસાબ લેનાર છે. (૬૨) (હે નબી સલ. ! તેઓને) આપ પૂછો કે તમને જંગલ અને સમુદ્રના અંધકારો (આફતો)થી તે વખતે કોણ બચાવે છે ? (જ્યારે) કે તમે તેને (કદી) ગદ્‌ગદ્‌ કંઠે અને (કદી) છાની રીતે પુકારો છો (અને કહો છો) કે અગર તું અમને આ (વિપત્તિ)થી ઉગારીશ તો જરૂર અમે આભાર માનનારા થઈ જઈશું. (૬૩) આપ ફરમાવી દો કે, અલ્લાહ તઆલા જ તમને તે (સંકટમાં)થી તેમજ દરેક સખ્તીમાંથી છૂટકારો આપે

છે. તે છતાં પણ તમે શિર્ક કરવા લાગો છો. (૬૪) (હે નબી સલ. !) આપ (એ પણ) ફરમાવી દો કે તે જ આ વાત ઉપર પણ શક્તિમાન છે કે, તમારા પર તમારા ઉપરથી અથવા તમારા પગો તળે (જમીનમાં)થી અઝાબ મોકલે અથવા તમને જુદા જુદા પક્ષો પાડી સૌને લડાવી દે અને તમારા એકને બીજાની લડાઈની મજા ચખાડે; આપ જુઓ કે અમે કેવી કેવી ઢબથી (તવહીદની) દલીલો બયાન કરીએ છીએ કે કદાચ તેઓ સમજી શકે. (૬૫) અને આપની કૌમે આ (કુર્આન)ને જૂઠાડ્યું, જ્યારે કે તે તો સત્ય જ છે. આપ ફરમાવી દો કે હું તમારા ઉપર રક્ષક નથી. (૬૬) દરેક થનાર વાતનો એક વખત મુકર્રર છે. અને તમે (પરિણામને) બહુ જલ્દી જાણી લેશો. (૬૭)

**મહાન શક્તિશાળી ઝાતને છોડી નિર્જીવને પૂજવા કેટલી મોટી બેવકૂફી :**

(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, શું અલ્લાહપાકના સિવાય જે વસ્તુ અમને ફાયદો કે નુકસાન કંઈ ન પહોંચાડી શકે તેની અમે બંદગી કરીએ ? અને જ્યારે અલ્લાહપાક અમને સીધો માર્ગ બતાવી ચૂક્યો છે, તો પછી શું અમે (ઈસ્લામથી) ઉલટા પગે પાછા ફરી જઈએ ? (ત્યારે તો એવું જ થાય) જેમકે કોઈ માણસને શયતાનોએ જંગલમાં રસ્તો ભૂલવી દીધો, જેથી ભટકતો ફરતો હોય. (અને) તેના સાથીઓ તેને સીધા રસ્તા તરફ બોલાવતા હોય કે અમારી પાસે ચાલ્યો આવ (છતાં તે આવતો નથી). આપ ફરમાવી દો કે, ચોક્કસ અલ્લાહપાકે જે માર્ગ બતાવ્યો તે જ (ઈસ્લામ) સીધો માર્ગ છે. વળી, અમને એ હુકમ થયો છે કે સમગ્ર જહાન (બ્રહ્માંડ)ના પરવરદિગારના પૂરા તાબેદાર બની જઈએ. (૭૧)

**તૌહીદની સ્પષ્ટતા દર્શાવનાર કિસ્સો :**

અને (તે સમય પણ યાદ કરવાને પાત્ર છે) જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બાપ આઝરને કહ્યું કે, શું તમે મૂર્તિઓને મઅ્બૂદ ઠેરવો છો ? બેશક, હું તમને તથા તમારી કૌમને ખુલ્લી ગુમરાહીમાં જોઉં છું. (૭૪)

અને એ જ પ્રમાણે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને આકાશો તથા પૃથ્વીની અજાઈબ ચીજો (મઅરિફતની દૃષ્ટિએ) દેખાડવા લાગ્યા કે જેથી તે સંપૂર્ણ યકીન રાખનારાઓ માંહેના થઈ જાય. (૭૫) પછી જ્યારે તેમના ઉપર રાત્રિનો અંધકાર છવાઈ ગયો ત્યારે તેમણે (આકાશમાં ઝગમગતો) એક તારો જોયો તો (કૌમને ઉદ્દેશી) બોલ્યા : (તમારા ધારવા મુજબ) આ મારો રબ છે, પછી જ્યારે તે અસ્ત થયો ત્યારે બોલ્યા કે હું અસ્ત થનારાઓને પસંદ કરતો નથી. (૭૬) પછી જ્યારે ચંદ્રને ચળકતો જોયો ત્યારે કહ્યું : (તમારા ધારવા મુજબ) આ મારો રબ છે, પછી જ્યારે તે પણ અસ્ત થયો ત્યારે કહ્યું કે, જો મારો પરવરદિગાર મને હિદાયત નહિ આપે તો બેશક, હું (પણ) ગુમરાહ લોકોમાંથી થઈ જઈશ. (૭૭) પછી જ્યારે સૂર્યને પ્રકાશિત જોયો ત્યારે બોલ્યા : (તમારા ધારવા મુજબ) આ મારો રબ છે (વળી) એ સૌથી મોટો છે; પછી જ્યારે તે (પણ) અસ્ત પામ્યો ત્યારે (કૌમને ઉદ્દેશી) બોલ્યાઃ હે મારી કૌમ ! હું તે વસ્તુઓથી નારાજ છું, જેમને તમે (અલ્લાહપાકની) શરીક બનાવો છો. (૭૮) જેણે આકાશો અને જમીન બનાવી, તેની જ તરફ સૌથી અલગ થઈ મેં પોતાનું મુખ કરી લીધું છે. અને હું શિર્ક કરનાર નથી. (૭૯) અને તેમની કૌમ તેમની સાથે (એ વિશે) ઝઘડો કરવા લાગી; ત્યારે તે બોલ્યા કે શું તમે મારાથી અલ્લાહ તઆલાના સબંધી ઝઘડો કરો છો ? જ્યારે કે તે મને સીધો માર્ગ બતાવી ચૂક્યો છે. અને જે વસ્તુઓને તમે તેની સાથે શરીક બનાવો છો, તેનાથી હું ડરતો નથી, પરંતુ એ (જુદી વાત છે) કે મારો પરવરદિગાર જ કંઈ (ઈજા પહોંચાડવા) ચાહે; મારા પરવરદિગારે પોતાના ઈલ્મમાં સૌ ચીજોને ઘેરી લીધી છે; ફરી શું તમે વિચારતા નથી ? (૮૦) અને જે વસ્તુઓને તમે તેની શરીક બનાવી તેનાથી હું કેવી રીતે ડરૂં ? જ્યારે કે તમે એ વાતથી નથી ડરતા કે તમે અલ્લાહ પાકની સાથે એવી ચીજોને શરીક બનાવી છે કે, જેની અલ્લાહપાકે તમારા પર કોઈ દલીલ ઉતારી નથી. હવે બન્ને પક્ષોમાંથી શાંતિનો વધુ હકદાર કોણ છે ? જો તમે સમજતા હો, (તો બતાવો.) (૮૧) (લ્યો, સાંભળો !) જે લોકો ઈમાન લાવ્યા અને પોતાના ઈમાનને શિર્ક સાથે ભેળસેળ કર્યું

નથી, તો એવા લોકોને જ માટે (આખિરતમાં) સલામતી છે અને તેઓ જ (દુનિયામાં) સીધા માર્ગ પર છે. (૮૨) અને આ અમારી (અર્પણ કરેલી) દલીલ હતી, જે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તેમની કૌમના મુકાબલામાં આપી હતી. અમે જેને ચાહીએ છીએ તેની પદવી વધારીએ છીએ. બેશક, આપનો પરવરદિગાર હિકમતવાળો સઘળું જાણનાર છે. (૮૩)

## હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના કિસ્સામાં બોધપાઠ :

જ્યારે માણસ અલ્લાહ તઆલાની કુદરત ઉપર સંપૂર્ણ યકીન કરી તેના આજ્ઞાંકિત (ફરમાંબરદાર) બંદો બની જાય છે, તો પછી તેના માટે સઘળી મુસીબતો અને તકલીફો વેઠવી આસાન થઈ જાય છે. તે મુહબ્બત અને ઈશ્કની બધી જ પરીક્ષાઓમાં સફળ થાય છે. પછી તે આગની સઝા પણ ખતરા વગર વેઠી લે છે. સમુદ્રમાં છલાંગ લગાડવી પણ તેના માટે આસાન થઈ જાય છે. અને ફાંસીના માંચડે પણ તે ડર વગર ચઢી જાય છે. હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામ, હઝરત મૂસા અલૈહિસ્સલામ અને બીજા નબીઓ (અલ.) તથા નેક બંદાઓનું જીવન આપણા સમક્ષ તેનું જીવંત ઉદાહરણ છે.

હક્કના હિમાયતીએ હક્કને સાબિત કરવા માટે વિરોધીઓ સમક્ષ એવી તર્કબદ્ધ દલીલો રજુ કરવી જોઈએ કે તે તેમના હૃદયમાં ઉતરી જાય. અને ચાહે તે હક્કનો જબાનથી સ્વીકાર ન કરે, પરંતુ તેનું દિલ હક્કને કબૂલ કરી ચૂકયુ હોય. તે હક્કની વિરુદ્ધ નરમ પડી જાય, બલ્કે અમૂક સંજોગોમાં જબાનથી તેનો સ્વીકાર પણ કરી લે.

અંબિયાએ કિરામ (અલ.)નો આ જ તરીકો (પદ્ધતિ) હતો. તે વાદ-વિવાદ અને સંવાદની લૉજિક દલીલો અપનાવતા ન હતા, બલકે સાદી, સરળ અને રાત-દિવસના અનુભવ આધારિત દલીલો, ઉદાહરણો અને કિસ્સાઓ ટાંકીને સમજાવતા હતા. કારણકે તેમનો હેતુ લોકોને હિદાયતની રાહનું માર્ગદર્શન આપવાનો હતો. લોકોને તર્કબદ્ધ દલીલથી ખામોશ કરી પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરવાનો ન હતો. હઝરત ઈબ્રાહીમ અલૈહિસ્સલામનો

પોતાની કવમથી સંવાદ અને તારાઓ, ચંદ્ર, સૂર્ય જોઈને તેમના અસ્ત થવા પર ખુદા હોવાનો ઈન્કાર તથા નમરૂદ બાદશાહ સાથે સૂર્યને પશ્ચિમથી ઉગાડવાનું ચેલેન્જ તેના ખુલ્લા ઉદાહરણો છે. તેમની દલીલને ચલાવી લઈ તે જ પ્રમાણે પ્રથમ તારાઓ પછી ચંદ્ર અને છેલ્લે સૂર્યના ખુદા હોવાનો ઈન્કાર એ પણ એક પ્રકારે તેમને વાત સમજાવવાનો જ પ્રયાસ હતો. એટલે જ કવમ તથા નમરૂદ બન્નેવ તેનાથી લાજવાબ થઈ ગયા.

એ જ પ્રમાણે માં-બાપ મુશ્રિક હોવા છતાં તેમની સાથે પ્યાર મુહબ્બત અને સ્નેહનો વર્તાવ કરી તેમને સમજાવવાના છેલ્લે સુધીના પ્રયાસો જારી રાખ્યા. પરંતુ તેમનો ધર્મ ગલત હોવાને લઈ તેને સ્વીકારી મહાન ઉપકારી ખુદાપાકને નારાજ કર્યા નહીં. જે પાક પરવરદિગાર અને મખ્લૂક (સૃષ્ટિ) વચ્ચેનો ફર્ક પણ દર્શાવે છે.

## કિયામતમાં માનવીની અવદશા :

અને (કિયામતમાં અલ્લાહપાક ફરમાવશે કે) જેવી રીતે અમે તમને પહેલીવાર (માના પેટમાંથી) પેદા કર્યા હતા, તેવી જ રીતે આજે એકલા અમારી પાસે આવી ગયા અને જે કાંઈ અમે તમને આપ્યું હતું, તેને પોતાની પાછળ જ મૂકી આવ્યા, અને જે ભલામણ કરનારાઓ સબંધી તમે દાવો કરતા હતા કે, તેઓ તમારા મામલામાં ભાગીદાર છે, તેમને તો અમે તમારી સાથે જોતા પણ નથી. અલબત્ત, (આજે) તમારો આપસનો સર્વ સબંધ તૂટી ગયો અને તમે જે દાવા કર્યા કરતા હતા, તે સૌ ભૂંસાઈ ગયા. (૯૪)

## સજીવ-નિર્જીવ, સૂર્ય-ચંદ્ર અને ખેતીવાડીમાં અલ્લાહ તઆલાની નિશાનીઓ :

બેશક, અલ્લાહપાક જ દાણા અને ઠળિયાને ફાડે છે. તે જ નિર્જીવ (વસ્તુમાં)થી જીવંત (વસ્તુ)ને અને જીવંત (વસ્તુમાં)થી નિર્જીવ (વસ્તુ)ને કાઢનાર છે. એ જ તો અલ્લાહ તઆલા છે, પછી તમે ક્યાં અવળા જઈ રહ્યા છો. (૯૫) તે જ (રાતના અંધકારમાંથી) સવારનો પ્રકાશ ફાડી કાઢે

છે અને તેણે જ રાતને આરામની વસ્તુ બનાવી છે અને સૂર્ય તથા ચંદ્ર(ની ચાલ)ને હિસાબથી રાખી છે. આ અંદાજો તે (અલ્લાહ તઆલા)નો રાખેલો છે, જે કુદરતવાળો (અને) ઈલ્મવાળો છે. (૯૬) અને તે (અલ્લાહ તઆલા) છે કે જેણે તમારા માટે તારાઓ બનાવ્યા કે જેના આધારે જંગલો અને સમુદ્રના અંધકારોમાં તમે રસ્તો મેળવી શકો. અલબત્ત, જ્ઞાનીઓ માટે અમે (પોતાની) દલીલો સ્પષ્ટ કરીને વર્ણવી છે. (૯૭) અને તે જ (અલ્લાહ તઆલા) છે કે જેણે તમને એક વ્યક્તિથી પેદા કર્યા. ફરી (તમારા માટે) એક થોભવાની જગ્યા (દુન્યા) છે અને એક સોંપવાની જગ્યા (આખિરત) છે. અલબત્ત, સમજુ લોકો માટે અમે (પોતાની) દલીલો સ્પષ્ટ કરીને વર્ણવી છે. (૯૮) અને તે જ (અલ્લાહપાક) છે કે જે આકાશથી વરસાદ વરસાવે છે. ફરી અમે જ તે વડે દરેક પ્રકારની વનસ્પતિ ઉગાડીએ છીએ. ફરી તેમાંથી લીલા ફણગાં કાઢીએ છીએ. જે(ની કંટીઓ)થી અમે એકબીજા સાથે જોડાયેલા દાણાં કાઢીએ છીએ, અને ખજૂરીના ગાભામાંથી ફળોના (ભારથી) નમેલા ઝુમખાં તેમજ દ્રાક્ષના બગીચા તથા ઝયતૂન અને દાડમ(નાં ઝાડ પેદા કર્યા) જે એકબીજાથી (રંગમાં) મળતાં હોય છે, પણ (લિજ્જતમાં) મળતાં નથી, એ ચીજો જ્યારે ફળે છે, તો એના ફળોને અને (પાકે છે ત્યારે) એના પાકવાને જુઓ. એ ચીજોમાં (પણ) ઈમાનવાળા લોકો માટે (કુદરત)ની ઘણી નિશાનીઓ છે. (૯૯) અને તે (મુશ્રિક) લોકોએ જિન્નાતને અલ્લાહ તઆલાના શરીક ઠેરવ્યા છે. અને (ખરી રીતે) જુઓ તો અલ્લાહપાકે જ તેઓને પેદા કર્યા છે, તેમજ અલ્લાહપાકને માટે એ લોકોએ નાદાનીથી પુત્રો અને પુત્રીઓ ઘડી રાખ્યા છે, તે પવિત્ર છે, અને જે વાત (પુત્રો-પુત્રીઓ હોવી) એ લોકો વર્ણન કરે છે, તેનાથી (તેની શાન) ઘણી ઉચ્ચ છે. (૧૦૦) તે જ આકાશો અને પૃથ્વીનો સર્જનહાર છે, તેને પુત્ર ક્યાંથી હોય? જ્યારે કે તેને કોઈ પત્ની જ નથી; અને તેણે જ દરેક ચીજને ઉત્પન્ન કરી છે. અને તે દરેક ચીજથી માહિતગાર છે. (૧૦૧) એ જ અલ્લાહપાક તમારો પાલનહાર છે, તેના સિવાય કોઈ મઅ્બૂદ નથી, દરેક ચીજનો સર્જનહાર છે, માટે તેની જ બંદગી કરો, અને તે દરેક ચીજનો રક્ષક છે. (૧૦૨)



**ઈમાન અને કુફ્રનો દાખલો :**

શું એક માણસ જે પ્રથમ મરેલો (ગુમરાહ) હતો, પછી અમે તેને જીવતો (ઈમાન આપ્યુ) કર્યો અને તેને અમે એવો (ઈમાનનો) પ્રકાશ આપ્યો કે જેને લઈ લોકોમાં હરેફરે છે, તે માણસ શું તેના સરખો થઈ શકે છે કે જે (ગુમરાહીના) અંધકારોમાં (ઘેરાયેલો) હોય અને તેમાંથી નીકળી શકતો ન હોય ? એવી જ રીતે કાફિરોને તેઓના કામ રૂપાળાં દેખાય છે. (૧૨૨)

**ઈમાન અલ્લાહપાકની મહાન નેઅમત-ઈનામ છે, તે ગર્વ-ઘમંડની વસ્તુ નથી :**

જે માણસને અલ્લાહપાક સીધો માર્ગ બતાવવા ચાહે છે, તેનું હૃદય ઈસ્લામ (સ્વીકારવા) માટે ખોલી દે છે અને જેને ગુમરાહ રાખવા ચાહે છે, તેનું હૃદય તંગ (અને) વધુ સંકુચિત કરી દે છે (અને ઈસ્લામ સ્વીકારવું તેને એવું અસહ્ય લાગે છે) કે જાણે તેને આકાશ પર ચઢવું પડે છે. એવી જ રીતે જે લોકો ઈમાન લાવતા નથી, તેઓના ઉપર અલ્લાહ તઆલા ફિટકાર નાખે છે. (૧૨૫)

**શાકભાજી, ફળો અને પશુઓ અલ્લાહપાકની અપાર નેઅમતો :**

અને તે જ (અલ્લાહપાક) છે, જેણે માંડવાઓ પર ચઢેલા (વેલા) તેમજ નહિ ચઢેલા (વેલા, છોડવા વગેરેના) બગીચા પેદા કર્યા અને ખજૂરીઓ તેમજ ખેતરો જેમાં જાતજાતની ખાવાની ચીજો થાય છે. અને ઝયતૂનને તેમજ દાડમને, કે જે એકબીજાથી મળતાં પણ હોય છે; તેમજ જુદા જુદા પણ હોય છે; જ્યારે તે પાકે ત્યારે તે ફળોને ખાઓ, પણ કાપવાના દિવસે તેનો (શરઈ) હક અદા કરો અને નકામો ખર્ચ ન કરો; કારણકે અલ્લાહપાક ઉડાઉ લોકોને પસંદ કરતો નથી. (૧૪૧) અને ઢોરોમાં બોજો ઉઠાવનાર (ઉંચા કદના) તથા જમીનથી લાગેલા (નીચા કદના) પેદા કર્યા, તો અલ્લાહપાકની આપેલી રોજીમાંથી ખાઓ અને શયતાનના પગલે ન ચાલો. ખરેખર, તે તમારો ખુલ્લો શત્રુ છે. (૧૪૨)





**માનવહક્કોનું રક્ષણ કરતા ઉચ્ચ અખ્લાક-સભ્યતાઓ :**

આપ ફરમાવી દો કે, (હે લોકો !) અહીં આવો, હું તમને તે ચીજો પઢી સંભળાવું કે જેને તમારા પરવરદિગારે તમારા પર હરામ કરી છે, તે એ છે કે, તમે અલ્લાહપાકની સાથે કોઈ વસ્તુને શરીક ન કરો અને માં-બાપની સાથે ભલાઈ કરો અને પોતાની અવલાદને નાદારીના કારણે મારી નાખો નહિ; (કારણ કે) અમે જ તમને તથા તેમને રોજી આપીએ છીએ. અને બેશરમીના કામો પાસે પણ ન જાઓ, પછી તે ખુલ્લા હોય કે છુપા હોય; અને જેનું મારી નાખવું અલ્લાહપાકે હરામ કર્યું છે, તેને (શરીઅતના) હક વિના મારી નાખો નહિ. આ છે જેનો તેણે તમને તાકીદી હુકમ આપ્યો છે કે, જેથી તમે સમજો. (૧૫૧) અને યતીમના માલની નજીક પણ ન જાઓ; પરંતુ એવી રીતે કે જે (તેના હકમાં) બેહતર હોય. એટલે સુધી કે તે યતીમ પોતાની જુવાનીએ પહોંચી જાય અને માપ તથા તોલને ઈન્સાફની સાથે પૂરૂં કરો. અમે કોઈ માણસને તેના ગજા ઉપરાંત તકલીફ આપતા નથી; અને જ્યારે તમે (ફેંસલા કે સાક્ષી વગેરેમાં) કોઈ વાત કરો તો (તેમાં) ન્યાય(નો ખ્યાલ) રાખો. પછી ભલેને (મુકાબલામાં તમારો) નજીકનો સગો હોય, અને અલ્લાહ તઆલા સાથેના કરાર પૂરા કરો; આ છે જેનો અલ્લાહ તઆલાએ તમને તાકીદી હુકમ આપ્યો છે કે, જેથી તમે નસીહત પકડો. (૧૫૨) અને એ (પણ ફરમાવી દો) કે આ દીન (ઈસ્લામ) મારો રસ્તો છે, જે (તદ્દન) સીધો છે, માટે તેના ઉપર જ ચાલો અને બીજા રસ્તાઓ પર ન ચાલો; કે તે તમને અલ્લાહપાકના રસ્તાથી વિખુટા કરી દેશે. તેણે તમને આ તાકીદી હુકમ કર્યો છે કે જેથી તમે પરહેઝગાર બનો. (૧૫૩)







# સૂરએ અઅરાફ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૦૭** **રૂકૂઅની સંખ્યા : ૨૪**

**નાઝિલ થવાનો ક્રમ : ૩૯** **આયતોની સંખ્યા : ૨૦૬**

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

આ સૂરત પણ મક્કી છે. આ સૂરતનો બુન્યાદી વિષય આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની રિસાલત (રસૂલ હોવુ) અને આખિરત (મૃત્યુ બાદનું જીવન)ને સાબિત કરવાનો છે. તેની જ સાથે તૌહીદની દલીલોનું પણ વર્ણન છે. હઝરત આદમ અલયહિસ્સલામ અને શયતાનનો કિસ્સો પણ છે. અને ઘણા નબીઓ અલયહિમુસ્સલામના કિસ્સાઓ પણ સવિસ્તર વર્ણન થયેલ છે. ખાસ કરીને હઝરત મૂસા અલયહિસ્સલામનો તૂર પહાડ ઉપર તશરીફ લઈ જવાનો કિસ્સો વધુ વિગતવાર આ સૂરતમાં દર્શાવવામાં આવ્યો છે. જન્નતીઓ અને જહન્નમીઓની વાતચીત પણ નકલ કરી છે.

“અઅરાફ”નો શબ્દ ઉંચાઈ-બુલંદી માટે વપરાય છે. અને ઈસ્લામી પરિભાષામાં તે જગ્યાનું નામ છે, જે જન્નત અને દોઝખના વચમાં છે. જે લોકોના સારા-ખરાબ અમલો બન્નેવ સરખા હશે તેમને થોડીક મુદત માટે અહિંયા રાખવામાં આવશે. પછી તેમને જન્નતમાં પ્રવેશ આપવામાં આવશે.

આ સૂરતમાં તેમનું વર્ણન છે. માટે સૂરતનું નામ “અઅરાફ” રાખવામાં આવ્યુ છે. સૂરતના મુખ્ય વિષય રિસાલત સબંધી વર્ણન કરતાં લોકોને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું અનુકરણ કરવા માટે તૈયાર કરવાનો છે. આગલી સૂરત (અન્આમ)માં દઅવત અને સમજાવવાનો અંદાજ હતો. આ સૂરતમાં વધુ પડતી ડરાવવા-ચેતવવાની શૈલી અપનાવવામાં આવી છે. કારણ કે મક્કાવાસીઓને સમજાવવાનો સમય ઘણો લાંબો થઈ ગયો હતો. છતાં તેમના તરફથી હઠધર્મીમાં કોઈ ફર્ક પડતો ન હતો. તેમનો હઠાગ્રહ તેમજ વિરોધ વંટોળ એટલા પ્રમાણમાં વધી ગયો હતો કે, હવે રિસાલતના આમંત્રણ





કબૂલ ન કરવાના માઠા પરિણામો બાબતે તેમને ચેતવવા જરૂરી હતા.

માટે આગલી કૌમો જે પોતાના નબીઓની રિસાલતનો ઈન્કાર કરી તેના દુષ્પરિણામો ભોગવી ચૂકી હતી, તેમના દાખલાઓ આપવામાં આવ્યા. સાથે વાતચીતનો અંદાજ અને રૂખ તેમના (યહૂદીઓ-ખ્રિસ્તીઓ) તરફ ફેરવવામાં આવ્યુ.

ખાસ કરીને યહૂદીઓને તેમના બાપદાદાઓએ કરેલ કૃત્યો અને તેની સજા બાબતે સજાગ કરવામાં આવ્યા. અને ઈસ્લામની દઅવત પણ આપવામાં આવી.

અંતમાં આપ (સલ.) તથા આપના સાથીઓને સાંત્વન અને તસલ્લી આપતા ઈસ્લામની તબ્લીગ-પ્રચારમાં ધીરજ, મક્કમતા અને ડહાપણની શિખામણ આપવામાં આવી કે, વિરોધીઓની ઉશ્કેરણીજનક પ્રવૃત્તિઓથી ઉશ્કેરાય ન જતાં સંયમ અને શાંતિ જાળવવી જરૂરી છે. માટે ઉશ્કેરણીમાં આવી જઈ કોઈ એવુ પગલું ન ભરશો, જે અસલ હેતુમાં નુકસાનકર્તા હોય.

# સૂરએ અઅરાફ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**રિસાલતનું વર્ણન :**

(હે રસૂલ સલ. !) આ કિતાબ આપના ઉપર એટલા માટે ઉતારી છે કે તે વડે આપ (લોકોને) ડરાવો; તો આપના મનમાં એના (પહોંચાડવા)થી તંગી ન થવી જોઈએ અને આ (કિતાબ) ઈમાનવાળાઓ માટે નસીહત છે. (૨) (હે લોકો !) જે (કુર્આન) તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી આવ્યું છે; તે પ્રમાણે જ ચાલો અને અલ્લાહપાકને છોડી બીજા મિત્રોનું અનુકરણ ન કરો; (અને) તમે બહુ જ થોડું ધ્યાન આપો છો. (૩)

**કિયામતમાં અઅ્માલ (સારા-નરસા કૃત્યો)નું વજન થશે :**

અને તે દિવસે (કરણીનો) તોલ ચોક્કસ હશે, ફરી જેનું (ઈમાનનું) પલ્લું ભારે થશે, તો તેવા લોકો જ છૂટકારો મેળવશે. (૮) અને જેનું પલ્લુ



હલકું થશે, તો આ તે લોકો હશે કે જેઓએ પોતે પોતાનું નુકસાન કર્યું, કારણકે તેઓ અમારી આયતોનો ઈન્કાર કરતા હતા. (૯) અને બેશક, અમે જ પૃથ્વી પર તમારૂ ઠેકાણું બનાવ્યું અને તેમાં તમારા માટે જીવનના સાધનો પેદા કર્યા, (પણ) તમે બહુ જ થોડો આભાર માનો છો. (૧૦)

**હઝરત આદમ અલયહિસ્સલામ અને શયતાનનો કિસ્સો :**

અને અમે જ તમને પ્રથમ (માટીથી) પૈદા કર્યા, ફરી તમને સ્વરૂપ આપ્યું, પછી અમે ફરિશ્તાઓને કહ્યું કે, આદમ (અલૈ.)ને સિજદો કરો, તો ઈબ્લીસના સિવાય સૌએ સિજદો કર્યો. તે સિજદો કરનારાઓમાં શામિલ ન થયો. (૧૧) અલ્લાહપાકે ફરમાવ્યું કે, જ્યારે મેં (પોતે) તને (સિજદાનો) હુકમ કર્યો, તો કઈ વસ્તુએ તને સિજદો કરવાથી અટકાવ્યો ? તે બોલ્યો કે હું તેમનાથી શ્રેષ્ઠ છું, (કારણકે) તેં મને આગથી બનાવ્યો છે અને તેમને માટીથી બનાવ્યા છે. (૧૨) અલ્લાહપાકે ફરમાવ્યું કે, (જ્યારે તું એવો નાફરમાન છે) ત્યારે આકાશથી ઉતરી જા ! તને આ લાયક નથી કે તું અત્રે ગર્વ કરે. બસ, તું (અહીંથી) નીકળી જા ! બેશક, તું (એ ગર્વના કારણે) તુચ્છ ગણનારાઓમાં થઈ ગયો. (૧૩) તેણે અરજ કરી : મને તે દિવસ સુધી મોહલત આપ, જે દિવસે લોકોને (કબરોથી) ઉઠાડવામાં આવશે, (૧૪) અલ્લાહપાકે ફરમાવ્યું : (વારૂ) તને મોહલત આપવામાં આવે છે. (૧૫) (ફરી) તે બોલ્યોઃ તેં મને ગુમરાહ કર્યો છે, તેથી હું પણ અવશ્ય તારા સીધા માર્ગ પર તેમની તાકમાં બેસીશ. (૧૬) પછી તેમની ઉપર તેમની આગળથી તેમજ પાછળથી અને જમણી બાજુથી તેમજ ડાબી બાજુથી હુમલો કરીશ અને તું તેઓમાંના ઘણાને શુક્રગુઝાર પામીશ નહિ. (૧૭) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : અહીંથી બુરા હાલથી મરદૂદ થઈને નીકળી જા, (પછી) તેઓમાંથી જે કોઈ તારે રસ્તે ચાલશે, તો હું (પણ) જરૂર તમારા સૌથી જહન્નમને ભરી દઈશ. (૧૮) અને (અમે કહ્યું) હે આદમ (અલૈ.) ! તમે અને તમારી બીવી જન્નતમાં રહો અને જ્યાંથી ચાહો ત્યાંથી ખાઓ, પણ આ ઝાડ પાસે ન જશો; નહિ તો તમે બન્ને ગુનેહગાર થઈ જશો. (૧૯) પછી શયતાને બન્નેના દિલમાં વસવસો નાખ્યો કે જેથી તેમના

ગુપ્ત ભાગો, જે એકબીજાથી છૂપા હતા તે તેમના માટે જાહેર કરી દે અને તે કહેવા લાગ્યો કે, તમારા પરવરદિગારે તમને આ ઝાડથી માત્ર એટલા માટે રોક્યા છે કે તમે બન્ને (તે ખાઈને) ફરિશ્તા ન થઈ જાઓ યા (જન્નતમાં) સદાના રહીશ ન બની જાઓ. (૨૦) અને તે બન્નેને સોગંદ ખાઈ કહ્યું કે, હું તો તમારા બન્નેનું ભલું ચાહનાર જ છું. (૨૧) પછી તે બન્નેને ધોકો આપી (ગુનાહની તરફ) ખેંચી લીધા. પછી જ્યારે તેમણે તે ઝાડ(ના ફળ)ને ચાખ્યું; ત્યારે તેમના ગુપ્ત ભાગ એકબીજાથી રૂબરૂ જાહેર થઈ ગયા અને તેઓ જન્નતના (ઝાડોના) પાંદડાં પોતાના ઉપર વળગાડવા (એટલે નગ્નતા ઢાંકવા) લાગ્યા અને તેમના પરવરદિગારે તેમને પોકારીને કહ્યું કે, શું મેં તમને આ (ઝાડ પાસે જવા)ની મનાઈ કરી ન હતી અને ચેતવ્યા ન હતા ? કે ચોક્કસ શયતાન તમારા બન્નેનો ખુલ્લો શત્રુ છે. (૨૨) બન્ને અરજ કરવા લાગ્યા કે, હે અમારા પરવરદિગાર ! અમે અમારી જાન પર બહુ ઝુલ્મ કર્યો અને જો તું અમને માફ નહિ કરે અને અમારા પર દયા નહિ કરે તો અમે જરૂર તબાહ થઈ જઈશું. (૨૩) અલ્લાહપાકે ફરમાવ્યું : તમે સૌ (પૃથ્વી પર) ઉતરી જાઓ, (ત્યાં) તમે માંહોમાંહે એકબીજાના દુશ્મન રહેશો અને તમારા માટે અમુક વખત સુધી જમીન પર રહેવાનું ઠેકાણું અને (જીવનનું) સાધન (બનાવ્યું) છે. (૨૪) (વળી) ફરમાવ્યું કે, તેમાં જ તમે જીવન ગાળશો અને તેમાં જ મરશો તથા તેમાંથી જ (કિયામતના દિને) બહાર કાઢવામાં આવશો. (૨૫)

**બાહ્ય તથા આંતરિક પોશાકના ફાયદાઓ :**

હે આદમની અવલાદ ! અમે તમારા માટે પોશાક ઉત્પન્ન કર્યો કે, જે તમારી નગ્નતાને ઢાંકે છે અને (તે તમારા શરીરનો) શણગાર પણ છે; પરંતુ (જે) પરહેઝગારીનો પોશાક (છે) તે સૌથી સારો છે. આ (પોશાકની ઉત્પત્તિ પણ) અલ્લાહપાકની (કુદરતની) નિશાનીઓમાંથી છે કે જેથી લોકો વિચાર કરે. (૨૬)

**શયતાનથી બચવાની નસીહત :**

હે આદમ (અલૈ.)ના વંશજો ! (જો જો) શયતાન તમને (ખુદા તઆલાના

માર્ગથી) બહેકાવે નહિ, જેમકે તમારા માં-બાપને (બહેકાવી) જન્નતથી બહાર કઢાવ્યા (અને) તેઓથી તેમના કપડાં પણ ઉતરાવ્યાં કે જેથી તેમને એકબીજાની નગ્નતા દેખાડે, તે અને તેનું લશ્કર તમને એવી રીતે જુએ છે કે, તમે તેઓને જોતાં નથી. ખરેખર, અમે શયતાનોને તે લોકોના જ દોસ્ત થવા દઈએ છીએ કે જેઓ ઈમાન લાવતા નથી. (૨૭)

## શિર્ક અને બેશર્મી (નિર્લજ્જતા)ની વાતો હરામ છે :

(હે રસૂલ સલ. !) આપ (એ પણ) ફરમાવી દો કે, મારા પરવરદિગારે તો બેશરમીની વાતોને જે તેમાંથી ખુલ્લી હોય અને જે છૂપી હોય તે હરામ કરી છે, તથા ગુનાહને તેમજ નાહકના જુલ્મને અને આ વાતને હરામ કરી છે કે તમે એવી વસ્તુને અલ્લાહ તઆલાની શરીક બનાવો, જેની તેણે એવી દલીલ ઉતારી નથી અને આ વાતને (પણ હરામ કરી) કે તમે અલ્લાહપાકના ઉપર એવી વાતો થોપો, જેની તમને કંઈ ખબર નથી. (૩૩)

## જન્નતીઓ અને જહન્નમીઓનું વર્ણન :

બેશક, જેઓએ અમારી આયતોને જૂઠાડી અને તેના (માનવા)થી અહંકાર કર્યો, તેઓના માટે ન તો આકાશના દરવાજા ઉઘાડવામાં આવશે, અને ન તેઓ કદી જન્નતમાં દાખલ થશે, એટલે સુધી કે સોયના નાકામાં ઉંટ ન પેસી જાય અને અમે પાપીઓને એવો જ બદલો આપીએ છીએ. (૪૦) તેમના માટે જહન્નમની આગનું બિછાણું હશે અને તેમના ઉપર ઓઢવાનું પણ તેનું જ હશે; અને અમે એવા ઝુલ્મીઓને એવો જ બદલો આપીએ છીએ. (૪૧) પણ જેઓ ઈમાન લાવ્યા અને નેક કામો કરતા રહ્યા, તો અમે (અમલ માટે) કોઈ વ્યક્તિને તેના ગજા ઉપરાંત તકલીફ આપતા જ નથી. (મતલબ કે) એવા જ લોકો જન્નતી છે, (અને) તેઓ તેમાં સદા રહેશે. (૪૨) અને જે કંઈ તેમના દિલોમાં નારાજી હશે તે અમે કાઢી નાખીશું. તેમ(ના મહેલો)ની નીચે નહેરો વહેતી હશે અને તેઓ કહેશે : અલ્લાહપાકનો શુક્ર છે કે જેણે અમને અહીં સુધી પહોંચાડ્યા અને જો અલ્લાહપાક અમને હિદાયત ન આપત તો અમે કદી માર્ગ મેળવી શકત

નહિ. બેશક, અમારા પરવરદિગારના રસૂલો સત્ય વાત લઈને આવ્યા હતા અને (તે સમયે) તેમને પુકારી કહેવામાં આવશે કે, આ જન્નત છે, પોતાના સદ્‌કર્મોના બદલે તમે એના વારિસ થયા છો. (૪૩) અને જન્નતવાળા જહન્નમવાળાઓને પુકારી કહેશે કે, અમારા પરવરદિગારે અમારી સાથે જે વાયદો કર્યો હતો, અમે તો તેને સત્ય જોયો. શું તમે પણ પોતાના રબના વાયદાને સત્ય જોયો ? તેઓ કહેશે : હા. ફરી એક પુકારનાર તેઓની વચ્ચે પુકારશે કે, ઝુલ્મીઓ પર અલ્લાહપાકની લઅ્‌નત હજો. (૪૪)

## અઅ્‌રાફવાળાની વાતચીત :

અને એ બન્નેની વચ્ચે (અઅ્‌રાફ નામની) એક દીવાલ હશે અને એ અઅ્‌રાફના ઉપર ઘણા માણસો હશે; જે દરેકને તેઓની નિશાનીથી ઓળખી લેશે અને એ (અઅ્‌રાફવાળા) જન્નતીઓને પુકારી કહેશે કે, તમારા ઉપર સલામતી થાઓ, આ અઅ્‌રાફવાળા હજુ સુધી જન્નતમાં દાખલ થયા ન હશે, પણ તેની અભિલાષા રાખતા હશે. (૪૬) અને જ્યારે તેમની નિગાહ દોઝખીઓ તરફ ફરશે, ત્યારે તેઓ (ગભરાઈને) અરજ કરશે કે, હે અમારા પરવરદિગાર ! અમને આ પાપી લોકો સાથે રાખીશ નહિ. (૪૭) અને અઅ્‌રાફવાળા તે (કાફિર) લોકોને પુકારશે, જેમને તેમની નિશાનીથી ઓળખી લેશે. તેઓને પુકારી કહેશે : તમારૂં સંગઠિત જૂથ તેમજ તમારૂં પોતાને (ગર્વથી) વડા સમજવું તમને કંઈ જ કામ ન લાગ્યું. (૪૮) (પણ જુઓ) હવે આ તે જ લોકો છે, જેમના વિશે તમે સોગંદ ખાઈ કહ્યા કરતા હતા કે, એમને અલ્લાહપાકની રહમત પહોંચનાર નથી; (પણ તેઓ માટે તો હુકમ થઈ ગયો કે) તમે જન્નતમાં ચાલ્યા જાઓ (જ્યાં) તમને ન કોઈ ડર હશે, અને ન તમે દિલગીર થશો. (૪૯)

## જહન્નમીઓની તમન્નાઓ જે કદી પૂર્ણ થશે નહીં :

અને દોઝખવાળા જન્નતીઓને પુકારી કહેશે કે, અમારા ઉપર થોડુંક પાણી રેડો અથવા અલ્લાહપાકે તમને જે રોજી અર્પણ કરી છે, તેમાંથી કંઈક (અમને પણ) આપો. જન્નતીઓ કહેશે કે, અલ્લાહ તઆલાએ એ

બન્ને વસ્તુઓ કાફિરો માટે હરામ કરી છે, (૫૦) જેઓએ (દુનિયામાં) પોતાના દીનને રમતગમત બનાવ્યો હતા અને જેઓને દુનિયાના જીવને ધોકામાં નાખ્યા હતા; (પછી અલ્લાહ તઆલા ફરમાવશે) તો જે પ્રમાણે તેઓ આ દિવસના આવવાને ભૂલી ગયા હતા અને જે પ્રમાણે અમારી આયતોનો ઈન્કાર કરતા હતા, તે જ પ્રમાણે આજે અમે પણ તેઓને ભૂલી જઈશું. (૫૧) અને બેશક, અમે તેમની પાસે એવું એક પુસ્તક (કુર્આન) પહોંચાડ્યું જેને અમે જ્ઞાનપૂર્વક વિગતવાર બયાન કર્યું છે. (અને) તે ઈમાન લાવનારા લોકો માટે માર્ગદર્શક અને રહમત છે. (૫૨)

## આકાશો અને પૃથ્વી બનાવી તેમને પોતાની આજ્ઞાને તાબે કરવા:

બેશક, તમારો પરવરદિગાર તે જ અલ્લાહપાક છે કે, જેણે આકાશો અને પૃથ્વીને છ દિવસમાં બનાવ્યા. પછી તે અર્શ પર કાયમ થયો. તે જ રાતથી દિવસને એવી રીતે ઢાંકે છે કે, તે ઘણી ઝડપથી તેની પાછળ આવી લાગે છે. અને તેણે જ સૂર્ય, ચંદ્ર તથા બીજા તારાઓને પોતાની આજ્ઞાને આધિન પેદા કર્યા. યાદ રાખો કે ઉત્પન્ન કરવું તેમજ હુકમ કરવો ખાસ તેનું જ કામ છે. અલ્લાહ તઆલા બહુ ખૂબીવાળો છે, જે આખા જગતનો માલિક છે. (૫૪)

## જરૂરતો માટે ફક્ત એક અલ્લાહપાકને જ પુકારો :

(તેથી) તમે પોતાના પરવરદિગારની પાસે આજિઝીપૂર્વક તેમજ છાનામાના દુઆ માંગ્યા કરો. બેશક, (દુઆમાં) હદથી વધનાર તેને ગમતા નથી. (૫૫) અને પૃથ્વી પર તેનો સુધારો કર્યા પછી ખરાબી ન ફેલાવો અને તેને ડર તથા આશા સહિત પુકારો. બેશક, અલ્લાહપાકની રહમત નેકી કરનારાઓથી નજીક છે. (૫૬)

## વરસાદની નેઅમતથી મૃત્યુ બાદ સજીવનનો દાખલો :

અને તે જ (અલ્લાહ તઆલા એવો) છે, જે પોતાની રહમત (વરસાદ) પહેલાં ખુશખબર લાવનાર પવન ચલાવે છે; એટલે સુધી કે જ્યારે તે પવન ભારે વાદળોને ઉઠાવી લાવે છે, તો અમે તેને અમુક સૂકા પ્રદેશ તરફ

હાંકીએ છીએ. ફરી તેમાંથી પાણી વરસાવીએ છીએ. પછી અમે તે પાણી વડે દરેક જાતના ફળ કાઢીએ છીએ, એવી જ રીતે અમે મુરદાઓને (જમીનથી) પાછા કાઢીશું કે જેથી તમે બોધ ગ્રહણ કરો. (૫૭)

**નબીઓના કિસ્સા (હઝ. નૂહ, હૂદ, સાલેહ, લૂત, શુઐબ, મૂસા અલયહિમુસ્સલામ, મક્કાવાસીઓ) :**

બેશક, અમે નૂહ (પયગમ્બર)ને તેમની કૌમ તરફ મોકલ્યા, તો તેમણે (તેઓને) કહ્યું કે, હે મારી કૌમ ! તમે અલ્લાહપાકની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી, (છતાં તમે માનતા નથી તો) મને તમારા માટે એક મહાન દિવસના અઝાબનો ખતરો છે. (૫૯) તેમની કૌમના આગેવાનો બોલ્યા કે ખરેખર, અમે તમને ચોખ્ખી ભૂલમાં જોઈએ છીએ. (૬૦) (નૂહ અલૈ.એ) કહ્યું કે, હે મારી કૌમ ! હું જરાય ભૂલમાં નથી, પરંતુ સૃષ્ટિ (કાયનાત)ના પરવરદિગારનો રસૂલ છું. (૬૧) (તેથી) તમને મારા પરવરદિગારના સંદેશા પહોંચાડું છું તેમજ તમારી ભલાઈ ચાહું છું અને અલ્લાહ તઆલાના તરફથી જે વાતો હું જાણું છું, તે તમે જાણતા નથી. (૬૨) શું તમે આ વાતથી અચરજ પામો છો કે તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી તમારા માંહેના એક માણસની મારફતે બોધ આવ્યો, એટલા માટે કે તે તમને ડરાવે અને એ માટે કે તમે (નાફરમાનીથી) બચો અને એ માટે કે કદાચને તમારા ઉપર દયા થાય. (૬૩) છતાં તે લોકો નૂહ (અલૈ.)ને જુઠાડતા રહ્યા તો અમે તેમને તથા તેમની સાથે જે લોકો વહાણમાં હતા તેમને બચાવ્યા અને જે લોકો અમારી આયતોને જૂઠાડતા હતા, તેઓને ડૂબાડી દીધા. બેશક, તે લોકો (છતી આંખે) આંધળા બન્યા હતા. (૬૪)

**હઝરત હૂદ અલયહિસ્સલામ :**

અને (એવી જ રીતે) અમે આદ કૌમની તરફ તેઓના ભાઈ હૂદ (પયગમ્બર)ને મોકલ્યા. તેમણે કહ્યું કે, મારી કૌમ ! તમે અલ્લાહ તઆલાની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી; તો શું તમે

(અઝાબથી) ડરતા નથી ? (૬૫) તેમની કૌમમાંના સરદારો જેઓ કાફિર હતા તેઓ બોલ્યા : અમે તો જોઈએ છીએ કે તમે બેવકૂફ છો અને બેશક, અમે તમને જૂઠા લોકો માંહેના ધારીએ છીએ. (૬૬) (હૂદ અલૈ.એ) કહ્યું કે, હે મારી કૌમ ! મારામાં જરાય મૂર્ખાઈ નથી, પરંતુ હું તો સમગ્ર જહાનના પરવરદિગારનો (મોકલેલો) રસૂલ છું. (૬૭) પોતાના પરવરદિગારના સંદેશા (અને હુકમો) તમને પહોંચાડું છું અને હું તમારો વિશ્વાસુ શુભેચ્છક છું. (૬૮) શું તમે આ વાતથી અચરજ પામો છો કે, તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી તમારા માંહેના એક માણસ મારફતે નસીહત આવી કે જેથી તે તમને ડરાવે. વળી, (તે હાલત) યાદ કરો, જ્યારે (અલ્લાહપાકે) તમને નૂહ (અલૈ.)ની કૌમ પછી (દેશમાં) સરદાર બનાવ્યા અને તમારા શરીરનો ફેલાવો વધારી દીધો; માટે તમે અલ્લાહપાકના ઉપકારોને યાદ કરો કે જેથી તમે સફળ થાઓ. (૬૯) તેઓ બોલ્યા, શું અમારી પાસે આપ એટલા જ માટે આવ્યા છો કે અમે એક જ અલ્લાહપાકની બંદગી કરીએ અને અમારા બાપદાદા જેઓને પૂજતા હતા તેઓને છોડી દઈએ ? બસ, જો આપ સાચા છો તો જે અઝાબથી અમને ડરાવો છો, તે અમારી પાસે લઈ આવો. (૭૦) તેમણે કહ્યું : તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી અઝાબ અને કોપ આવવાની તૈયારીમાં જ છે, (છતાં) શું તમે મારી સાથે એવા નામો વિશે ઝઘડો કરો છો કે જેને તમે તથા તમારા વડીલોએ (પોતાના તરફથી) રાખી લીધાં છે ? (અને ખરું જોતાં) અલ્લાહપાકે તો તેઓની (બંદગી માટે) કોઈ પણ દલીલ ઉતારી નથી, માટે તમે (અઝાબની) રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઉં છું. (૭૧) છેવટે અમે હૂદ (અલૈ.)ને તથા તેમની સાથે જે લોકો હતા તેમને પોતાની કૃપાથી બચાવ્યા અને તે લોકોનાં મૂળ સુદ્ધાં કાપી નાંખ્યા કે જેઓ અમારી આયતોને જુઠાડતા હતા અને તેઓ ઈમાન લાવનાર જ ન હતા. (૭૨)

## હઝરત હૂદ અલયહિસ્સલામ (કવમે આદ) :

જે માણસ કવમે આદનો કિસ્સો પઢે છે, તેની આંખો સમક્ષ હઝરત હૂદ અલયહિસ્સલામ જેવી એક એવી વ્યક્તિનો ચહેરો સામે આવે છે, જે

અત્યંત સહનશીલ, ખામોશ અને સંપૂર્ણ નેકી-તકવાવાળુ જીવન જીવનારી વ્યક્તિ છે. જે કાંઈ બોલે છે, તે તોલીને બોલે છે કે, આનું પરિણામ શું આવશે ? પોતાની કૌમની ઠઠ્ઠા મશ્કરીનો જવાબ અત્યંત શાંતચિત્તે ધીરજથી આપે છે. ઈખ્લાસ અને નિય્યતની પાકીઝગી તેમની પેશાની ઉપરથી ઝલકતી નજર આવે છે.

આ ધીરજ દીનની દઅવત (તબ્લીગ) આપનારાઓને ધ્યાન અપાવે છે કે, લોકોની ઠઠ્ઠા-મશ્કરી તેમની દઅવતના ઉચ્ચ હેતુમાં રૂકાવટ બનતી નથી. અને નબીઓની આ સુન્નત છે કે, તે બુરાઈનો બદલો ભલાઈ અને સખ્તીનો જવાબ મીઠા શબ્દોથી જ આપે છે.

આગળ આદ કૌમની એક જાતિનું વર્ણન થયું, અત્રે તેવી બીજી જાતિનું વર્ણન કર્યું. એ કૌમ નૂહ (અલૈ.)ના પૌત્ર ઈરમના પૌત્ર સમૂદની અવલાદમાં હોવાથી તેમનું નામ આદે સાનેયહ તથા સમૂદ પડ્યું. આદ કૌમના હલાક થયા બાદ થોડી જ મુદત પછી એ લોકો અરબસ્તાનના પૂર્વ અને ઉત્તર વિભાગમાં ફેલાયા. તેઓની હિદાયત માટે તેમના જ પિતરાઈઓમાંથી હઝરત સાલિહ (અલૈ.)ને નબી બનાવી મોકલ્યા, પણ સમૂદ કૌમે તાબેદારીને બદલે તેમની સાથે ઠઠ્ઠા-મશ્કરી અને ગેરવર્તણૂંક કરી, જેથી અલ્લાહપાકે તેઓના ઉપર ધરતીકંપનો તેમજ એક કારમી ચીસનો અઝાબ મોકલી તેઓને નેસ્ત નાબૂદ કર્યા.

તે લોકોએ પોતાની ઈચ્છા અનુસાર મુઅજિઝહ દેખાડવા પર ઈમાન લાવવાનો વાયદો કર્યો હતો. તેથી તેઓના કહેવા મુજબ તેઓની સાથે તેઓની ઈદના દિવસે હઝરત સાલિહ (અલૈ.) જંગલમાં ગયા. ત્યાં તે લોકોએ મુકાબલાના હેતુથી પોતાની મૂર્તિઓ પાસે ચમત્કાર દેખાડવાની માંગણી કરી, પણ કંઈ વળ્યું નહિ ત્યારે ખસિયાણા થયા અને જુન્દૂઅ્ નામના સરદારે હઝરત સાલિહ (અલૈ.)થી માંગણી કરી કે, જંગલમાં પડેલા સંગીન પથ્થરમાંથી જ અબઘડી એક ગાભણ ઉંટણી કાઢો તો તમારા ઉપર ઈમાન લાવીશું, જેથી હઝરત સાલિહ (અલૈ.)એ વુઝૂ કરી નમાઝ પઢીને

દુઆ માંગી, તો અલ્લાહ તઆલાના હુકમથી તરત જ પથ્થર હાલ્યો અને અવાજ થઈ ફાટી ગયો. તેમાંથી એક ઉંટણી માંગણી મુજબ નીકળી આવી અને તે જ પળે તેણે બચ્ચાને જન્મ આપ્યો. તરત જ તે બચ્ચું પણ તેના જેવડું થઈ ગયું. આ અદ્‌ભુત બાબત સૌએ પ્રત્યક્ષ નિહાળી, પણ તે સરદાર સિવાય બીજું કોઈ ઈમાન લાવ્યું નહિ. તે ઉંટણી માટે ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાની જમીનમાં ચરતી રહેશે અને વારીના દિવસે પાણી પીશે, પરંતુ કોઈએ છેડછાડ કરવી નહિ. એનો એ મતલબ નથી કે જોઈએ તેનું ખેતર ખાઈ જાય, બલ્કે જ્યાં કોઈની માલિકીની જમીન નથી, ત્યાં ચરતા કોઈ તેને અટકાવે નહિ.

અને અમે સમૂદ કૌમ તરફ તેઓના ભાઈ સાલિહ (પયગમ્બર) (અલૈ.)ને મોકલ્યા. તેમણે કહ્યું કે, હે મારી કૌમ ! અલ્લાહપાકની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્‌બૂદ નથી; તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે એક સ્પષ્ટ દલીલ પહોંચી ગઈ છે. (એટલે) અલ્લાહપાકની આ ઉંટણી તમારા માટે નિશાની છે, તો તેણીને (આઝાદ) છોડી દો, કે અલ્લાહપાકની જમીનમાં ચરતી ફરે અને તમે તેણીને બુરી નિય્યતે હાથ પણ લગાડતા નહિ. (જો છેડશો તો) ફરી તમને દુઃખદાયક અઝાબ પકડી લેશે. (૭૩) અને (તે હાલતને) યાદ કરો, જ્યારે તેણે તમને આદ (કૌમના) પછી આબાદ કર્યા અને તમને જમીન પર (રહેવાનું સરસ) ઠેકાણું આપ્યું કે નરમ જમીન પર મહેલ બાંધો છો અને પહાડોને કોતરી કોતરીને ઘર બનાવો છો, તો અલ્લાહ તઆલાના ઉપકારો યાદ કરો અને દેશમાં ફસાદ ન મચાવો. (૭૪) તેની કૌમના આગેવાનો કે જેઓ ઘમંડી હતા, તેઓએ પોતાનામાંથી જે ગરીબો ઈમાન લાવ્યા હતા, તેમને પૂછયું કે, શું તમને આ વાતનું યકીન છે કે સાલિહ (અલૈ.) પોતાના પરવર-દિગારના મોકલેલા (રસૂલ) છે ? તેઓએ કહ્યું કે, તેમને જે વસ્તુ આપી મોકલવામાં આવ્યા છે, તેના ઉપર અમને તો સંપૂર્ણ યકીન છે. (૭૫) (તો) તે અભિમાની લોકો કહેવા લાગ્યા કે જેના ઉપર તમે યકીન લાવ્યા છો તેને અમે માનતા નથી. (૭૬) પછી તેઓએ તે ઉંટણીને કાપી નાખી અને

પોતાના પરવરદિગારના હુકમનું ઉલ્લંઘન કર્યું અને કહેવા લાગ્યા કે, હે સાલિહ (અલૈ.) ! જો આપ રસૂલ છો, તો જે (અઝાબ)થી આપ અમને ડરાવતા હતા, તે લઈ આવો. (૭૭) પછી તેઓને ધરતીકંપે પકડી લીધા, જેથી તેઓ પોતાના ઘરોમાં ઉંધા પડેલા જ રહી ગયા. (૭૮) ફરી સાલિહ (અલૈ.)એ તેઓથી મોઢું ફેરવ્યું અને કહ્યું કે, હે મારી કૌમ ! મેં તમને મારા પરવરદિગારનો સંદેશો પહોંચાડી દીધો અને તમારૂં ભલું ચાહ્યું; પણ તમે (એવા છો કે) પોતાના શુભેચ્છકોને મિત્ર રાખતા જ નથી. (૭૯)

## હઝરત સાલેહ અલયહિસ્સલામ (કવમે સમૂદ) :

- નવ મહિનાની ગાભણ ઉંટડી પેદા કરવી અલ્લાહ તઆલાની અપાર કુદરતની નિશાની અને હઝરત સાલિહ (અલૈ.)નો મોઅજિઝહ (ચમત્કાર) તથા કવમે સમૂદ જેણે આ ચમત્કારની માંગણી કરી હતી, તેમના માટે આકરી પરીક્ષા અને છેવટે બરબાદ થવાનુ કારણરૂપ હતી.
- અલ્લાહપાકનો આ તરીકો રહ્યો છે કે, જરૂરી નથી કે નબીની વાત ન માનનારા લોકોને હલાક કરી આપે. પરંતુ જો કોઈ કવમ પોતાના નબીથી ચમત્કારની માંગણી કરે અને તે ચમત્કારિક વસ્તુ અલ્લાહ તઆલા તરફથી બતાવવામાં આવે, અને છતાં તે ઈમાન ન લાવે તો તે કવમની બરબાદી ચોક્કસ કરવામાં આવે છે. તેમને ખુદાપાક માફ કરતા નથી. હાં, જો તવબહ-માફી કરી લે તો માફ કરે છે.
- પરંતુ આ આદતથી આપ (સલ.)ની લાવેલ દઅવતનો અપવાદ રહ્યો છે. અને તે પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની દુઆઓને લઈને જ થયુ છે. આપ રહમતે આલમ "વિશ્વ રહમત" છે. માટે આપે પોતે જ દુઆ કરી હતી. અને અલ્લાહપાકે પણ કબૂલ ફરમાવી કે, નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની હયાતીમાં તેમના ઉપર સામાન્ય સમગ્ર કવમને હલાક કરનાર અઝાબ નહીં આવ્યો.
- આ માનવીનો ધોકો છે કે, ફક્ત માલદૌલત અને વૈભવી જીવનને અલ્લાહપાકની રજામંદીનું કારણ સમજી લે. અલ્લાહ તઆલાની



નારાઝગીવાળુ જીવન ગમે તેટલુ વૈભવી હોય, એક દિવસ તો જરૂર પકડમાં આવી જશે. અને અલ્લાહપાકની રાજીખુશીવાળુ જીવન ગમે તેટલું કષ્ટદાયક હોય, એક દિવસ તો (દુન્યા નહીં તો આખિરત) જરૂર સફળતા આપશે. એનાથી આ પણ માલૂમ પડયુ કે, હુકૂમત, સલ્તનત ફક્ત અલ્લાહ તઆલાની ખુશ્નૂદીની નિશાની નથી, જ્યાં સુધી તેની રઝામંદીવાળા અમલો ન કરવામાં આવે.

## હઝરત લૂત અલયહિસ્સલામ :

અને (એવી જ) રીતે જ્યારે અમે લૂત (અલૈ.)ને પયગમ્બર બનાવી મોકલ્યા; ત્યારે તેમણે પોતાની કૌમને કહ્યું કે તમે એવું બેશર્મીવાળુ કામ શાને કરો છો કે જગતમાં એના જેવું કામ તમારાથી પહેલાં કોઈએ કર્યું નથી. (૮૦) (એટલે) તમે તો મનોકામના પૂરી કરવા સ્ત્રીઓને છોડી પુરૂષો તરફ દોડો છો; બલ્કે તમે (મનુષ્યતાની) હદથી વધનાર લોકો છો. (૮૧) અને તેમની કૌમે કંઈ જવાબ ન આપ્યો, પરંતુ (આપસમાં) એ જ કહ્યું કે, એમને પોતાના શહેરમાંથી કાઢી મૂકો, (કારણકે) એ લોકો તો બહુ પવિત્ર રહેવા ચાહે છે. (૮૨) ફરી અમે (અઝાબ ઉતાર્યો અને) લૂત (અલૈ.)ને તથા તેમના ઘરવાળાઓને બચાવી લીધા; પણ તેમની પત્ની (ન બચી) કે તે પાછળ રહી જનારાઓ માંહેની હતી. (૮૩) અને અમે તેઓ પર એક નવા પ્રકારનો (એટલે પથ્થરોનો) વરસાદ વરસાવ્યો, તો જોઈ લો કે પાપીઓનો અંત કેવો આવ્યો ? (૮૪)

## હઝરત શુઐબ અલયહિસ્સલામ :

આપણી સામાન્યપણે આ ભૂલ થાય છે કે, આપણે ઈસ્લામી જીવનના મુખ્ય સ્થંભોમાં ફક્ત ઈબાદતોને જ મહત્વતા આપી છે. તે સિવાય સામાજિક અને આર્થિક વહેવારિક કાયદાઓને મહત્વ આપ્યુ નથી. હઝરત શુઐબ અલયહિસ્સલામની કવમના વિશે કુર્આન શરીફ વારંવાર માપતોલની કમીને વર્ણન કરી દર્શાવે છે કે, અલ્લાહપાકના અઝાબનું એક કારણ માપતોલની કમી પણ થઈ શકે છે. માટે તેમાં પણ સાવચેતી રાખવી જરૂરી છે.




હઝરત શુઐબ અલયહિસ્સલામની કૌમનો બીજો રૂહાની (આધ્યાત્મિક) રોગ અત્યાચાર, ઘમંડ, લૂંટફાટ, કત્લ અને વ્યભિચાર જેવા ગુનાહો પણ હતા. જેને કુર્આન શરીફમાં ફસાદ ફેલાવવાથી સંબોધવામાં આવ્યા છે. બાતિલ (ગલત) લોકોની માનસિકતા છે કે, તે પોતે હક્ક કબૂલ કરતા નથી અને હક્કની દલીલોની પણ વેઠી શકતા નથી. બધા જ નબીઓના પાક જીવનથી સાબિત થાય છે કે, તેમણે હક્કની દલીલો સાથે અલ્લાહપાકની નિશાનીઓ બતાવી પ્યાર-મુહબ્બતથી સમજાવ્યા. પોતાના પ્રચાર અને તબ્લીગ માટે લોકોને વારંવાર સંતોષ અપાવ્યો. હમે આના કારણે કોઈ માલી ફાયદો ઉઠાવવા માંગતા નથી, છતાં બાતિલ પરસ્તો તરફથી કદી દેશ નિકાલની ધમકીઓ મળે છે. કદી પથ્થરો મારી મારી નાંખવાની ધમકીઓ મળે છે. નબીઓ બિચારા એમ કહે છે કે, તમે હમારી વાત ન માનવી હોય તો ન માનો, પરંતુ હમોને બીજા બંદાઓ સુધી દઅવત તો પહોંચાડવા દો. તો તે પણ બરદાસ્ત કરી શકતા નથી.

હક્ક અને બાતિલનો આ છેલ્લો તબક્કો હોય છે. ત્યાર બાદ અલ્લાહ તઆલા તરફથી આવી ઘમંડી અને અત્યાચારી કવમ ઉપર અઝાબ આવે છે. અને આવનાર નવી પેઢીને ઈબ્રત તથા સબક શિખવાડવાનો હોય છે.

અને મદયનવાળા તરફ તેઓના ભાઈ હઝરત શુઐબ (અલૈ.)ને (પયગમ્બર બનાવી) મોકલ્યા. તેમણે કહ્યું કે, હે મારી કૌમ ! તમે અલ્લાહપાકની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી. ચોક્કસ તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે (મારા નબી હોવાની) સ્પષ્ટ દલીલ આવી ગઈ છે; માટે (મારૂં કહ્યું માની) માપ અને તોલ પૂરેપૂરાં કરો અને લોકોને તેમની ચીજો ઓછી ન આપો અને પૃથ્વી પર તેના સુધારા પછી ખરાબી ન ફેલાવો. આ વાત તમારા માટે (દુનિયા-આખિરત બન્નેમાં) બેહતર છે, જો તમે ઈમાન રાખતા હો. (૮૫) અને તમે રસ્તાઓ પર એ હેતુએ ન બેસો કે (લોકોને) ડરાવો અને અલ્લાહપાક પર ઈમાન લાવનારાઓને તેના માર્ગથી અટકાવો તથા તે (અલ્લાહ તઆલા)ની રાહમાં ખામી શોધો. અને (તે હાલતને) યાદ કરો, જ્યારે કે તમે થોડા જ હતા


ત્યારે અલ્લાહપાકે તમને વધારી દીધા અને જુઓ કે ફસાદ કરનારાઓનું કેવું પરિણામ આવ્યું ? (૮૬) અને જો તમારામાંથી એક જૂથ મારી મારફતે જે (હુકમ) મોકલવામાં આવ્યો તેની ઉપર ઈમાન લાવ્યું છે અને એક જૂથ ઈમાન લાવ્યું નથી તો આપણી વચ્ચે અલ્લાહપાક ફેંસલો કરે ત્યાં સુધી તમે ધીરજ પકડો અને તે સૌથી બેહતર ફેંસલો કરનાર છે. (૮૭) તેમની કૌમના ઘમંડી સરદારો બોલ્યા : હે શુઐબ (અલૈ.) ! તમને તથા તમારી સાથે જે ઈમાનવાળા છે, તેમને અમે અમારા શહેરમાંથી અવશ્ય કાઢી મૂકીશું અથવા તો તમે અમારા ધર્મમાં પાછા આવી જાઓ. શુઐબ (અલૈ.)એ કહ્યું કે, શું અમે (તમારા ધર્મથી) નારાજ હોઈએ તો પણ ? (૮૮) અલ્લાહપાકે તે (જૂઠા ધર્મ)થી અમને બચાવ્યા પછી જો અમે તમારા ધર્મમાં પાછા આવીએ તો બેશક, અમે અલ્લાહ તઆલા પર જૂઠું તોહમત મૂક્યું (ગણાય) અને અમારૂં એ કામ નથી કે તમારા ધર્મમાં પાછા આવીએ; પરંતુ એ (જુદી વાત છે) કે અમારો પરવરદિગાર અલ્લાહપાક (એમ જ) ચાહે; અમારા પરવરદિગારે દરેક વસ્તુને પોતાના ઈલ્મમાં ઘેરી લીધી છે, અલ્લાહ તઆલાના જ ઉપર અમે તો ભરોસો રાખીએ છીએ. હે અમારા માલિક ! અમારી અને (અમારી આ) કૌમ વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કર અને તું સૌથી બેહતર ફેંસલો કરનાર છે. (૮૯) અને તેમની કૌમમાંના (તે જ) કાફિર સરદારો (લોકોને) કહેવા લાગ્યા : (બંધુઓ !) જો તમે શુઐબ (અલૈ.)ની તાબેદારી કરશો તો બેશક, બહુ નુકસાન ઉઠાવશો. (૯૦) ફરી તેઓને ધરતીકંપે આવી પકડ્યા તો પોતાના ઘરોમાં ઉંધા પડેલા જ (મરેલા) રહી ગયા. (૯૧) જે લોકોએ શુઐબ (અલૈ.)ને જુઠાડ્યા હતા તેઓનો એ હાલ થયો કે જાણે તેઓ ત્યાં (શહેરમાં) કદી વસ્યા જ ન હતા; (મતલબ કે) જે લોકોએ શુઐબ (અલૈ.)ને જુઠાડ્યા તેઓ જ નુકસાનમાં પડ્યા. (૯૨) તે વખતે શુઐબ (અલૈ.)એ તે લોકોથી મોં ફેરવ્યું અને બોલ્યા કે, હે મારી કૌમ ! મેં તમને મારા પરવરદિગારના હુકમો પહોંચાડ્યા અને તમારી ઘણી ખેરખ્વાહી કરી, (છતાં તમે ન માન્યું તો) હવે એવા કાફિરો પર (અઝાબ ઉતરવાથી) હું શા માટે અફસોસ કરૂં ? (૯૩)



## નાફરમાનો ઉપર અલ્લાહપાકના અઝાબ ઉતરવાના નિયમો :

અને અમે કોઈ વસ્તીમાં કોઈ પણ એવો રસૂલ મોકલ્યો નથી કે (તેમને જુઠાડયા પછી ચેતવણી તરીકે) ત્યાંના લોકોને અમે મોહતાજી અને બીમારીમાં પકડયા ન હોય કે જેથી તેઓ ઢીલા પડીને આજિઝી કરે. (૯૪) ફરી અમે તે બુરી હાલતને ભલી હાલતથી બદલી નાખી. એટલે સુધી કે તેઓ (માલ અને સંખ્યામાં) વધી ગયા. તો (નાશુક્રીથી) કહેવા લાગ્યા કે અમારા વડીલોને પણ (એ જ રીતે) દુ:ખ અને સુખ પહોંચ્યું હતું. ત્યાર પછી અમે તેઓને ઓચિંતા પકડયા અને તેઓને (અઝાબ આવવાની) ખબર જ ન હતી. (૯૫) પણ જો એ વસ્તીઓવાળા ઈમાન લાવત અને પરહેઝગારી કરત; તો અમે તેઓના ઉપર આકાશ અને પૃથ્વીની બરકતો(ના દ્વાર) ખોલી નાખત, પરંતુ તેઓએ (રસૂલોને) જુઠાડયા, જેથી અમે પણ તેઓની (બુરી) કરણીના કારણે તેઓને (અઝાબમાં) પકડયા. (૯૬) શું પછી પણ એ વસ્તીઓવાળા (જે હઝ. મુહમ્મદ (સલ.)ને જૂઠાડે છે,) એથી નીડર થઈ ગયા કે તેઓ પર અમારો અઝાબ તેઓ ઉંઘતા હોય તે હાલતમાં રાતો રાત આવી લાગે ? (૯૭) અથવા એ વસ્તીઓવાળા શું એથી નિર્ભય બન્યા છે ? કે તેઓની પાસે અમારો અઝાબ દિવસ ચઢતાં તેઓ રમત-ગમતમાં હોય તેવી સ્થિતિમાં આવી લાગે ? (૯૮) તો શું અલ્લાહ તઆલાના દાવ (યુક્તિ)થી તેઓ નચિંત થઈ ગયા ? તો (યાદ રાખો કે) ખરાબીમાં પડનારા લોકો સિવાય અલ્લાહપાકના દાવથી કોઈ નીડર થતું નથી. (૯૯) અને જે લોકો તે સ્થળવાળાઓના (હલાક થયા) પછી જમીનના વારિસ થયા છે, શું તેઓ પર આ વાત (હજુ) જાહેર નથી થઈ કે જો અમે ધારીએ તો તેઓના ગુનાહોના કારણે તેઓને પકડી લઈએ ? પણ અમે તેઓના દિલો પર મહોર મારી છે, તેથી તેઓ (સત્યને) સાંભળતા જ નથી. (૧૦૦)

## હઝરત મૂસા અલયહિસ્સલામનો કિસ્સો :

આ વર્ણિત (ઉપર જણાવેલ) વસ્તીઓનો થોડો થોડો અહેવાલ અમે આપને સંભળાવીએ છીએ અને તે સૌની પાસે તેઓના રસૂલો મુઅ્જિઝહ લઈને આવ્યા હતા, છતાં જે વાતને તેઓ પહેલા (એક વખત) જુઠાડી




ચૂકયા હોય તેને માની લેવાનું કદી બન્યું નથી; એવી જ રીતે અલ્લાહપાક કાફિરોના દિલો પર મહોર મારી દે છે. (૧૦૧) અને તેઓમાંના ઘણાઓને અમે વચન પાળતાં ન જોયા અને તેઓમાં ઘણા લોકોને અમે નાફરમાન જ જોયા. (૧૦૨) ફરી તેઓ (મજકૂર નબીઓ)ના પછી અમે મૂસા (અલૈ.)ને અમારી નિશાનીઓ (મુઅ્જિઝહ) આપી ફિરઔન અને તેના સરદારો પાસે મોકલ્યા; પરંતુ તેઓએ તે (મુઅ્જિઝહનો) તદન ઈન્કાર કર્યો; તો જુઓ એવા ફસાદીઓનું કેવું (માઠું) પરિણામ આવ્યું ? (૧૦૩) અને મૂસા (અલૈ.)એ કહ્યું કે, હે ફિરઔન ! હું તમામ જગતોના પરવરદિગારનો રસૂલ છું. (૧૦૪) એ વાત પર મક્કમ છું કે અલ્લાહ તઆલાના તરફથી સત્ય સિવાય કંઈ ન કહું. હું તારી પાસે મારા પરવરદિગાર તરફથી એક મહાન નિશાની પણ લાવ્યો છું, માટે (મારી તાબેદારી કર. વળી) બની ઈસ્રાઈલને મારી સાથે (ઈજીપ્તથી સિરિયા) જવાની પરવાનગી આપ. (૧૦૫) ફિરઔને કહ્યું કે, જો આપ (અલ્લાહપાક તરફની) કોઈ નિશાની લાવ્યા હો તો તેને રજૂ કરો. જો આપ (આ દાવામાં) સાચા હો. (૧૦૬) ત્યારે મૂસા (અલૈ.)એ પોતાની લાકડી (જમીન પર) નાખી દીધી તો તરત જ તે એક જાહેરી અજગર બની ગઈ. (૧૦૭) અને (બીજા મુઅ્જિઝહ તરીકે) પોતાનો હાથ (બગલમાં મૂકી) બહાર કાઢયો તો તે જ પળે તે સૌ જોનારાઓની રૂબરૂ ઘણો જ ચળકતો થઈ ગયો. (૧૦૮) તો ફિરઔનની કૌમના સરદાર બોલ્યા કે આ તો કોઈ અનુભવી જાદૂગર છે. (૧૦૯) જે તમને તમારા (આ) દેશમાંથી કાઢી મૂકવા ચાહે છે, હવે તમે શું કહો છો ? (૧૧૦) તેઓએ (ફિરઔનને) કહ્યું : એમને તથા એમના ભાઈને મુદત આપ અને પરગણાઓમાં એકઠા કરનાર માણસોને મોકલ (૧૧૧) કે તારી પાસે સઘળા પ્રવીણ જાદૂગરોને લાવી હાજર કરે. (૧૧૨) (તો તેવું જ કર્યું) અને જાદૂગરો ફિરઔન પાસે આવ્યા (અને) કહેવા લાગ્યા કે જો અમે (મૂસા અલૈ. પર) વિજયી બનીએ તો અમને જરૂર કંઈ બદલો મળવો જોઈએ. (૧૧૩) તેણે કહ્યું : હા, (ઘણું ઈનામ મળશે) અને તમે મારા ખાસ માનીતા થઈ જશો. (૧૧૪) જાદૂગરોએ કહ્યું કે, હે મૂસા (અલૈ.) !


કાં તો આપ (જાદૂની ચીજ) નાખો અથવા અમે જ (પ્રથમ) નાખીએ છીએ. (૧૧૫) મૂસા (અલૈ.)એ (તેઓનો હોંશ જોઈ) કહ્યું : તમે જ નાખી લ્યો, ફરી જ્યારે તેઓએ (જાદૂની વસ્તુઓ) નાખી તો (જાદૂ વડે) લોકોની નજરબંદી કરી દીધી તેમજ સૌને ડરાવી દીધા અને એક પ્રકારનો મહાન જાદૂ દેખાડ્યો. (૧૧૬) અને (તે વેળા) અમે મૂસા (અલૈ.)ને (વહીથી) હુકમ મોકલ્યો કે આપ પણ પોતાની લાકડી નાખી દો, પછી (નાખતાં જ) તેણે (અજગર બની) જાદૂગરોના બનાવેલા સાપોને ગળી જવાનું શરૂ કર્યું. (૧૧૭) ત્યારે સત્ય જાહેર થયું અને તેઓએ જે કંઈ બતાવ્યું હતું, તે ખોટું ઠર્યું. (૧૧૮) તો તે લોકો તે મોકા પર હારી ગયા અને ખૂબ હલકા પડ્યા. (૧૧૯) અને જાદૂગરો સિજદહમાં (કુદરતી રીતે) પડી ગયા. (૧૨૦) (અને પુકારીને) કહેવા લાગ્યા કે, અમે આખા જગતના માલિક પર ઈમાન લાવ્યા, (૧૨૧) જે મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)નો પણ પરવરદિગાર છે. (૧૨૨) ફિરઔન બોલ્યો : તમે મારી પરવાનગી સિવાય તેમના ઉપર ઈમાન લાવ્યા ! ખરેખર, એ તો એક દાવ જ છે, જે તમે સૌએ આ શહેરમાં એટલા માટે રચ્યો છે; કે અહીં (મિસર)થી તેના રહીશોને કાઢી મૂકો, તો (ઠીક) હવે તમને ખબર પડશે. (૧૨૩)(એટલે) જરૂર હું તમારા (એક તરફના) હાથ અને બીજી તરફના પગ કાપી નાખીશ, પછી તમને સૌને શૂળીએ ચઢાવીશ. (૧૨૪) તેમણે (બેધડક) કહ્યું : અમે તો (મરીને) અમારા માલિક પાસે જ જનાર છીએ (તો શા માટે ડરીએ)? (૧૨૫) પણ તને અમારાથી એ જ અદાવત છે કે અમારા પરવરદિગારની નિશાનીઓ જ્યારે અમારી પાસે આવી તો અમે તેને માની લીધી; (ફરી દુઆ માંગી) હે અમારા પરવરદિગાર ! તું અમારા પર ધીરજ(ની ચાદર) ઢાલવી દે અને ઈમાનની હાલતમાં જ અમને મૃત્યુ આપ. (૧૨૬)

**આપ (સલ.)નું વર્ણન બાઈબલના જૂના કરાર (તવરાત) અને નવા કરાર (ઈન્જીલ)માં :**

મારી રહમત (દુનિયામાં) દરેક વસ્તુને શામિલ છે. તો જે લોકો ગુનાહોથી બચે છે અને ઝકાત આપે છે અને જેઓ અમારી આયતો પર

યકીન રાખે રાખે છે, ખાસ તેમના જ માટે (આખિરતમાં) એ રહમત લખીશ. (૧૫૬) જેઓ એવા રસૂલ (સલ.)ની તાબેદારી કરે છે, જે નબી ઉમ્મી છે, જે(ના નામ અને ગુણ)ને તેઓ પોતાની પાસે તવરાત અને ઈન્જીલમાં લખેલાં જુએ છે. તે તેઓને નેકીનો હુકમ કરે છે અને બુરાઈથી રોકે છે તથા તેઓને માટે સૌ પવિત્ર વસ્તુઓને હલાલ બતાવે છે અને તેઓ પર નાપાક વસ્તુઓને હરામ કરે છે. તેમજ તેઓના ઉપર (આગલી શરીઅતોના) જે બોજ તથા બંધનો હતા તેને તેઓથી દૂર કરે છે; તો જે લોકો આ (મજકૂર) નબી પર ઈમાન લાવ્યા અને તેમની સાથે (સહાયક તરીકે) થયા તથા તેમની મદદ કરી તેમજ જે નૂર (કુર્આન) તેમની સાથે મોકલવામાં આવ્યું છે, તેની તાબેદારી કરી, તો તે જ લોકો (સંપૂર્ણ રીતે) સફળ થનાર છે. (૧૫૭) (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, હે (જગતના) લોકો ! હું તમારા સૌની તરફ તે અલ્લાહપાકનો રસૂલ છું, જેની આકાશો અને પૃથ્વીમાં સત્તા છે, તેના સિવાય કોઈ બંદગીના લાયક નથી. તે જ જીવન અર્પણ કરે છે અને તે જ મૌત આપે છે, માટે અલ્લાહપાકના ઉપર તથા તેના મોકલેલા નબી ઉમ્મી પર જે (પોતે પણ) અલ્લાહ તઆલા પર અને તેના સૌ હુકમો પર યકીન રાખે છે, તેના ઉપર ઈમાન લાવો અને તેની તાબેદારી કરો કે જેથી તમે (સીધા) માર્ગ પર આવી જાઓ. (૧૫૮)

## નાફરમાનો ઉપર અલ્લાહપાકની સખ્ત નારાઝગી :

અને અમે એવા ઘણા જિન્નાતો અને ઈન્સાનો દોઝખ(માં જ રહેવા) માટે પેદા કર્યા છે, જેઓનાં દિલ એવા છે કે, તે વડે તેઓ (સત્ય હકીકતને) સમજતા નથી અને આંખો એવી છે કે તે વડે (સત્યને) જોતા નથી અને કાન એવા છે કે તે વડે (કુર્આનને) સાંભળતા નથી. તેઓ (આખિરતના વિષયમાં) પશુઓ જેવા છે, બલ્કે તે પશુઓથી પણ વધુ બદતર છે; (કારણકે) એ લોકો (લક્ષ દોરવા છતાં) બેખબર છે. (૧૭૯)

## મૂર્તિઓની કમઝોરી-લાચારી :

ખરેખર, અલ્લાહપાકને છોડી તમે જેઓની બંદગી કરો છો; તે પણ

તમારા જેવા જ બંદા છે, છતાં જો તમે (તમારા દાવામાં) સાચા છો, તો તમે તેઓને પુકારો (અને) તે પછી તેઓને જોઈએ કે તમારૂં કહેલું કરી આપે. (૧૯૪) શું તેઓના પગ છે કે જે વડે (તમારી માફક) ચાલતા હોય અથવા તેઓના હાથ છે કે જે વડે (કોઈ વસ્તુ) પકડી શકે યા તેઓની આંખો છે કે જે વડે (તમારી માફક) જોતા હોય અથવા તેઓના કાન છે કે જે વડે સાંભળતા હોય ? આપ (એ પણ) ફરમાવી દો કે તમે તમારા સઘળા શરીકોને બોલાવી લો, પછી (સઘળા મળી) મારી સામે કાવતરૂં રચો અને મને (સહેજ પણ) મોહલત ન આપો. (પછી જુઓ કે તેઓ મારૂં શું બગાડે છે ?) (૧૯૫) બેશક, મારો મદદગાર તો અલ્લાહપાક જ છે કે જેણે આ (સત્ય) કિતાબ ઉતારી છે અને તે તો નેક બંદાઓની મદદ કર્યા જ કરે છે, (૧૯૬) પણ અલ્લાહપાકને છોડી તમે જેઓની બંદગી કરો છો, તેઓ ન તમારી કંઈ મદદ કરી શકે છે, અને ન પોતાની જ મદદ કરી શકે છે. (૧૯૭) અને જો તમે તેઓને સીધા રસ્તા તરફ બોલાવો તો કંઈ સાંભળશે નહિ અને તેઓને આપ જુઓ છો કે (જાહેરમાં) આપના તરફ તાકી રહ્યા છે, પણ તેઓ કંઈ જ જોતા નથી. (૧૯૮)

# સૂરએ અન્ફાલ

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૦૮** | **રૂકૂઅની સંખ્યા : ૧૦** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૮૮** | **આયતોની સંખ્યા : ૭૫** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત બદ્રના યુધ્ધ પછી તરત હિ.૨ માં ઉતરી છે. અને આ સૂરતમાં મુસ્લિમો અને તેમને પંદર વર્ષથી લગાતાર સતાવનાર દુશ્મનો વચ્ચે થયેલ પ્રથમ યુદ્ધની વિગતવાર ચર્ચા-સમીક્ષા કરવામાં આવી છે. તેમાં દુશ્મનોએ હાર ખાધી અને તેમનો માલે ગનીમત મુસ્લિમોના કબ્ઝામાં આવ્યો. આ સૂરતમાં બદ્રના સ્થળે થયેલ લડાઈ તથા માલે ગનીમતના કાયદાઓ-હુકમોનું વર્ણન છે. માટે સૂરતનું **"અન્ફાલ"** (માલે ગનીમત) નામ આપવામાં આવ્યુ.



આગલી સૂરતમાં વિશેષ કરી મુશ્રિકોની અજ્ઞાનતા અને દુશ્મનીનું અને કંઈક અહલે કિતાબના કુફ્ર અને ફસાદનું વર્ણન હતું. તે સબંધી હવે આ સૂરતમાં તેઓની હઠધર્મી અને દુશ્મની તથા કુફ્ર અને ફસાદની તેઓને દુનિયામાં મળેલી શિક્ષા અને તેના વબાલનું વર્ણન થયું. અહીં સુધી જગતની સઘળી કૌમો સમક્ષ ઈસ્લામની તબ્લીગ પણ થઈ ચૂકી હતી. સૂરએ બકરહમાં યહૂદીઓને, સૂરએ આલિ ઈમરાનમાં ઈસાઈઓને, સૂરએ નિસાઅ અને માઈદહમાં અરબોને, સૂ.અન્આમમાં પારસીઓને તેમજ સૂરએ અઅ્રાફમાં જગતની બાકી કૌમોને ઈસ્લામ અને તવહીદનું આમંત્રણ આપી દેવામાં આવ્યું અને ગૈર મુસ્લિમોને તબ્લીગ વડે મુસ્લિમ બનાવવાનો કાનૂન બતાવ-વામાં આવ્યો. પરંતુ મુસ્લિમો ગમે તેવી હિકમતથી કામ કરે અને સારામાં સારી ઢબથી બોધ આપે, છતાં તેમની વાતોથી પરધર્મીઓનું ઉશ્કેરાવું, તેઓના તરફથી હુમલાઓ થવા એ સ્વાભાવિક બાબત હતી. તો એવી સ્થિતિમાં મુસ્લિમોએ શું કરવું ? તે સબંધી કાનૂનની પણ જરૂર હતી. તો આ સૂરતમાં બતાવવામાં આવ્યું કે શત્રુઓના મુકાબલા વખતે મુસ્લિમો માટે લડાઈના અમુક નિયમો હોવા જોઈએ અને તેમાં એવી તેર કલમો બયાન કરવામાં આવી, જે જગતની કોઈપણ કૌમના લડાઈના નિયમોથી બહાર નીકળી વધુ પડતી થઈ શકતી નથી. 'અન્ફાલ' એ નફલનું બહુવચન છે. જેનો મૂળ અર્થ વધારાની વસ્તુ હોઈ, અત્રે એથી મુરાદ ગનીમતનો માલ છે. ગનીમતના માલને વધારાની વસ્તુ કહેવાનું કારણ એ છે કે, અલ્લાહપાક અને રસૂલ (સલ.)ની વિરૂદ્ધતા કરનારાઓ ખુદાઈ દીનને કચડી અને દબાવી દેવાના જે પ્રયાસો કરે છે, તેની સામે મરણિયા બની મુકાબલો કરી તેઓને નિષ્ફળ અને અલ્લાહપાકના બોલને ઉંચો કરવો એ જ જિહાદ કરનારનો મૂળ હેતુ છે. એ હેતુમાં સફળ થતાં જે કંઈ માલ હાથ લાગે તે મૂળ હેતુથી વધારે જ છે.

# સૂરએ અન્ફાલ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

આ સૂરત બદ્રની લડાઈ પછી નાઝિલ થઈ. મક્કામાં ૧૩ વર્ષ સુધી



મુશ્રિકોએ મુઠ્ઠીભર મુસ્લિમો પર જે જે દુઃખદાયક અને હૃદયદ્રાવક અત્યાચારો કર્યા અને મઝલૂમ મુસ્લિમોએ અડગતા અને ધૈર્યતાપૂર્વક અલ્લાહપાકના ખાતર લાગલગાટ તેર તેર વર્ષ સુધી જે સંકટો અને કષ્ટો વેઠ્યા તેનું ઉદાહરણ જગતનો ઈતિહાસ રજૂ કરવા અસમર્થ છે. કુરૈશીઓ તથા તેના મદદગારોએ અત્યાચારનો કોઈ પ્રકાર છોડયો નહિ અને ઝુલ્મ કરવામાં જરા પણ કચાશ રાખી નહિ, તે છતાં અલ્લાહ તઆલાએ મુસ્લિમોને તે હિંસક પ્રાણીઓ સમાન જાલિમોના મુકાબલામાં હાથ ઉઠાવવાની પરવાનગી આપી નહિ. એ વિશે મુસ્લિમોની ઈચ્છા અને માંગણી છતાં તેઓને રોકવામાં આવ્યા. અંતે સબર અને ધીરજની કસોટીની અંતિમ હદ એવી રીતે પૂર્ણ થઈ કે મુસ્લિમો પોતાનું પવિત્ર વતન, બાલ-બચ્ચાં, સગાવહાલા, ઘરબાર, ધન-દૌલત સર્વસ્વ છોડીને માત્ર અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.)ની ખુશ્નૂદી ખાતર હિજરત કરી મદીનહ મુનવ્વરહ ચાલ્યા આવ્યા. આ પ્રમાણે જ્યારે મુશ્રિકોનો ઝુલ્મ અને ગર્વ હદપાર થઈ ગયા અને મુસ્લિમોની તકલીફ હદ વટાવી ગઈ. વળી, મુસ્લિમોના દિલ, વતન અને કૌમ, પત્ની અને પરિવાર, ધનદૌલત વગેરે અલ્લાહપાકના સિવાય બીજી બધી વસ્તુઓના સબંધથી ખાલી અને પાક થઈને માત્ર અલ્લાહપાક અને રસૂલ (સલ.)ની મુહબ્બત અને તવહીદ તથા ઈખ્લાસની દૌલતથી એવા ભરપૂર થઈ ગયા કે જાતે અલ્લાહપાકના સિવાય અન્ય કોઈ વસ્તુની તેમાં ગુંજાઈશ ન રહી. ત્યારે તેર તેર વર્ષથી કાફિરોના દરેક પ્રકારના હુમલાઓને સહન કરતા મઝલૂમ મુસ્લિમો જેઓ વતનને છોડવા છતાં શાંતિ પ્રાપ્ત કરી શક્યા ન હતા, તેઓને ઝાલિમો સાથે લડવા અને બદલો લેવાની પરવાનગી આપવામાં આવી. જેમકે એ સબંધી આયત સૂરએ હજ્જમાં છે. તો મુસ્લિમો માટે મક્કા પર પ્રાથમિક ચઢાઈ કરવામાં મક્કાની પવિત્રતા અંતરાયરૂપ હતી, તેથી હિજરતના પછી લગભગ દોઢ વર્ષ સુધી આ કાર્યક્રમ રહ્યો કે, મક્કાના મુશ્રિકોના શામ તથા યમન વગેરે સાથેના વ્યાપારી વ્યવહારોમાં વિઘ્નો નાંખી ઝાલિમોની આર્થિક સ્થિતિ કમજોર અને મુસ્લિમોની માલી હાલત મજબૂત કરવામાં આવે, તો "અબ્વા",

"બોવાત", "ઓશૈરહ" વગેરે નાની નાની લડાઈઓ જેનું વર્ણન હદીસો અને સીરતની કિતાબોમાં છે, તે એ જ પ્રમાણે થવા પામી.

**બદ્રની જંગ (લડાઈ) :**

અને તે (વખતને યાદ કરો) જ્યારે અલ્લાહપાક (વહી દ્વારા) તમારી સાથે વાયદો કરતો હતો કે, બે જૂથમાંથી એક જૂથ જરૂર તમારા હાથ લાગશે અને તમે એમ ચાહતા હતા કે, હથિયાર વિનાનું (જૂથ) તમારા હાથ ચઢી જાય, પણ અલ્લાહપાકને એ જ મંજૂર હતું કે પોતાના ફરમાનો વડે સત્ય (વાયદાને) જાહેર કરે અને કાફિરોનું મૂળ કાપી નાખે. (૭) કે જેથી સત્યને સત્ય અને જૂઠને જૂઠ પુરવાર કરી દેખાડે. (પછી) ભલેને એ પાપીઓ નારાજ થાય. (૮)

**અલ્લાહપાકે સહાબાએ કિરામ પર કરેલ એહસાનનું વર્ણન**

હે ઈમાનવાળાઓ ! જ્યારે રસૂલ તમને એવા (દીનના) કામ તરફ બોલાવે, જે તમારા દિલોને જિંદગી બક્ષનાર છે, તો તમે અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.)નો હુકમ બજાવી લાવો અને યકીન રાખો કે અલ્લાહપાક માણસથી તેના દિલને રોકી લે છે. અને એ (પણ યકીન રાખો) કે તેની જ પાસે તમે (બદલા માટે) એકઠા કરવામાં આવશો. (૨૪) અને તે વબાલથી બચતા રહો; જે ખાસ કરી ફક્ત તે લોકોના ઉપર જ નહિ પડે કે જેઓએ તમારામાંથી પાપ કર્યા છે (બલ્કે તેનાથી ન રોકનારને પણ લપેટી લેશે) અને જાણી લો કે અલ્લાહપાક સખત શિક્ષા આપનાર છે. (૨૫) અને (તે હાલતને) યાદ કરો કે જ્યારે તમે થોડાક હોઈ (મક્કાની) ભૂમિમાં દબાયેલા હતા (અને આ વાતથી) ડરતા હતા કે (શત્રુ) લોકો તમને ઝડપી લેશે ત્યારે અલ્લાહપાકે તમને (મદીનામાં) આશ્રય આપ્યો અને પોતાની મદદ વડે તમને બળ આપ્યું અને તમને (ગનીમતના માલ વડે) સારી સારી વસ્તુઓની રોજી આપી કે જેથી તમે (તેનો) આભાર માનો. (૨૬)

**મક્કાવાસીઓનું કત્લનું કાવતરૂ અને અલ્લાહપાક તરફથી બચાવ:**

અને (હે નબી સલ. ! તે વખતને યાદ કરો) જ્યારે કાફિરો આપના

માટે કાવતરૂં કરતા હતા કે આપને કેદ પકડે અથવા મારી નાખે અથવા (વતનથી) કાઢી મૂકે અને તેઓ દાવ કરતા હતા, પણ અલ્લાહપાક (તેઓના) દાવ નકામા કરવા પોતાની યુક્તિ કરતો હતો અને અલ્લાહપાકનો દાવ સૌથી બેહતર છે. (૩૦)

## જંગ બાદ પણ ઈમાનની દઅવત જંગના અસલ હેતુઓ દર્શાવે છે :

(હે નબી સલ. !) આપ કાફિરોને ફરમાવી દો કે જો તેઓ (શરારતથી) અટકી જશે તો (ઈમાન લાવવા પહેલાં) જેટલા ગુનાહ થઈ ચૂક્યા છે, તે સૌ માફ કરી દેવામાં આવશે અને જો ફરી પણ તે જ (દુશ્મની) કરશે તો (શિક્ષામાં) આગલા લોકોનો (જે) ધારો પડી ચૂક્યો છે, તે જ વર્તન તેઓ સાથે થશે. (૩૮) અને (હે મુસ્લિમો !) તમે એ (અરબના) કાફિરો સાથે એટલે સુધી લડો કે કંઈ ફિત્નો બાકી રહે નહિ અને હુકમ સઘળો અલ્લાહ તઆલાનો જ થઈ જાય. પછી જો તેઓ (કુફ્રથી) અટકી જાય તો અલ્લાહપાક તેઓના કામને જોઈ રહ્યો છે. (૩૯) અને જો તેઓ (ઈમાનથી) મોઢું ફેરવે તો (મુસ્લિમો) જાણી લો કે અલ્લાહ તઆલા તમારો હિમાયતી છે (અને) તે કેવો સારો હિમાયતી અને કેવો સારો મદદગાર છે. (૪૦)

## જંગમાં પણ ઝિક્રની દઅવત અને ઘમંડથી બચવાની તાકીદ

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે (કાફિરોની) કોઈ ફોજથી લડાઈમાં મુકાબલો કરો તો અડગ રહો અને (દિલ તેમજ જીભથી) અલ્લાહપાકને ખૂબ યાદ કરો કે જેથી તમે કામિયાબ થાઓ. (૪૫) અને અલ્લાહ તઆલાનો તથા તેના રસૂલ (સલ.)નો હુકમ માનો અને આપસમાં ઝઘડો ન કરો, નહિ તો (કુસંપથી) હિમ્મત હારી જશો અને તમારી હવા બગડી જશે. અને (લડાઈમાં) ધીરજ રાખો. બેશક, અલ્લાહપાક(ની મદદ) સબ્ર કરવાવાળા-ઓની સાથે છે. (૪૬) અને તે (કાફિરો)ના જેવા ન થાઓ, જેઓ પોતાના ઘરોથી ઘમંડ અને (શાન તથા) સાધનો લોકોને દેખાડતાં (બદ્ર તરફ) નીકળ્યા અને લોકોને અલ્લાહપાકના માર્ગ (ઈસ્લામ)થી રોકતા હતા, પણ તેઓ જે કંઈ કરે છે, તે અલ્લાહના કાબૂમાં છે. (૪૭)

**સુલહની તાકીદ, મુસ્લિમોનો સંપ એ અલ્લાહ તઆલાની મહાન નેઅમત છે :**

અને જો તે (કાફિરો) સુલેહ તરફ વળે તો આપ પણ તે તરફ ઢળી જાવ અને અલ્લાહ તઆલા પર ભરોસો રાખો. બેશક, તે સાંભળનાર (અને) જાણનાર છે. (૬૧) અને જો તેઓ (સુલેહ કરી) આપને ધોકો આપવા ચાહે તો અલ્લાહપાક આપના માટે (સહાયક) કાફી છે; તેણે જ પોતાની મદદ (ફરિશ્તાઓ) વડે તથા મુસલમાનો(ના સંગઠન) વડે આપને બળ આપ્યું. (૬૨) અને (એ હેતુથી) તેઓના દિલોમાં પ્રેમ ઉતાર્યો, અગર આપ સર્વ જગતનું સઘળુ ધન ખર્ચી નાખત, તો પણ તેમના દિલોમાં ઐક્યતા નાખી શકત નહિ, પરંતુ અલ્લાહપાકે જ તેઓમાં પ્રેમ ઉતાર્યો. બેશક, તે જબરદસ્ત (અને) હિકમતવાળો છે. (૬૩) હે નબી (સલ.) ! અલ્લાહપાક તથા જેટલા મુઅમિનો આપની સાથે છે; તેઓ જ આપના માટે પૂરતા છે. (૬૪)

એક હદીષ શરીફમાં આવ્યું છે કે, ‘‘મુસલમાન તે છે જેના હાથ તથા જીભથી લોકો સલામત (સુરક્ષિત) રહે.’’ ઈસ્લામ મુજબ મુલાકાત વેળા ‘‘અસ્સલામુ અલયકુમ’’ કહેવાનો આદેશ છે. જેનો અર્થ થાય છે : ‘‘તમે સલામત રહો.’’ જાણે કે સલામ કરનાર એમ કહે છે કે, ‘‘તું મારાથી સુરક્ષિત છે.’’ અને સામેવાળો તેનો જવાબ વાળી એ જ ભાવના દર્શાવે છે, જેનાથી સમાજમાં શાંતિને વેગ મળે છે.

એક હદીષ શરીફમાં છે કે, ‘‘શાંતિ ઈસ્લામનો એક અંશ છે.’’

ફરમાંબરદાર બંદાઓ માટે જન્નતનો વાયદો કરવામાં આવ્યો છે. તેનું એક નામ કુર્આન શરીફમાં ‘‘દારૂસ્સલામ’’ આવ્યું છે. અર્થાત્ સલામતીનું ઘર. જન્નતમાં જન્નતીઓને જે શબ્દ વડે આવકારવામાં આવશે તે શબ્દ હશે ‘‘સલામુન અલયકુમ’’ *અર્થાત્* તમારા પર સલામતીની વર્ષા થાય.

અલ્લાહ તઆલાના અનેક નામો કુર્આન શરીફ–હદીષ શરીફમાં આવેલ છે. તેમાં એક નામ છે, ‘‘અસ્સલામ’’ *અર્થાત્* સાક્ષાત સલામતી.

નમાઝ પૂર્ણ કર્યા પછી એક દુઆ માંગવામાં આવે છે, જેનો અર્થ

થાય છે, ''હે અલ્લાહ તઆલા ! તુ સાક્ષાત સલામતી છે. અને સલામતી તારી પાસેથી (જ મળે) છે. તુ બરકતવંત છે, હે અમારા પ્રભાવશાળી તથા સન્માનનીય પાલનહાર !''

કુર્આન શરીફથી જાણવા મળે છે કે, દર વર્ષે એક મૂલ્યવાન રાત્રી 'લયલતુલ કદ્ર' આવે છે. તે આખી રાતે સલામતીની વર્ષા થતી રહે છે, એમ કુર્આન શરીફનું વર્ણન છે.

કુર્આન શરીફમાં ઈસ્લામને સલામતીનો માર્ગ કહ્યો છે. *[માઈદહ : ૭૧]* અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઘણાંખરા પત્રોમાં એવુ લખાણ છે કે, ઈસ્લામ સ્વીકાર કરી લ્યો, સલામતી મળશે.

ઉપરોકત પ્રયોગો જોતાં જણાય આવે છે કે, ઈસ્લામ વાસ્તવમાં સલામતી પ્રેરક ધર્મ છે.

જ્યારે એક સહાબીએ મક્કા શરીફની અજંપાભરી સ્થિતિની આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ શિકાયત કરી તો અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જવાબ આપ્યો કે, એક સમય એવો આવશે, જ્યારે 'સનઆ' (યમન)થી મદીના શરીફ સુધી એક વૃધ્ધા હાથમાં સોનું લઈ પ્રવાસ કરશે, અને તેને ખુદા સિવાય કોઈનો ભય નહીં હશે.

આનાથી સાબિત થાય છે કે, ઈસ્લામ શાંતિ સ્થાપવા માંગે છે. દૂષણો ડામી અશાંતિ દૂર કરવા માંગે છે. અશાંતિને ઈસ્લામ સાંખી નથી લેતો. તેના પ્રત્યે તે દંભ નથી આચરતો. તે શાંતિ માટે નિષ્ઠાપૂર્વકના પ્રયાસો કરે છે.

કુર્આન શરીફ કહે છે, ''એક નિર્દોષને મારી નાંખવો સમગ્ર માનવજાતને મારી નાંખવા બરાબર છે. અને એક નિર્દોષની જાન બચાવવી સમગ્ર માનવજાતને જીવતદાન આપવા બરાબર છે.''

કુર્આન શરીફમાં છે કે, ''વિશ્વમાં દૂષણ (ફસાદ) ન ફેલાવો.'' તેમજ કહયું છે કે, ''અલ્લાહપાક ફસાદ ફેલાવનારાઓને પસંદ નથી કરતો.'' *[અઅ્રાફ : ૮૫]* બીજી એક આયતમાં છે કે અલ્લાહ તઆલા યુધ્ધની સ્થિતિને

પસંદ નથી કરતો. તેથી જ લોકો જ્યારે યુધ્ધની આગ ભડકાવવા માંગે છે તો અલ્લાહપાક તેને ઘણી વખત બુઝાવી દે છે. *[માઈદહ : ૬૪]*

આ આયતથી શીખ મળે છે કે જ્યારે અલ્લાહ તઆલા યુધ્ધને નાપસંદ કરે છે, તો તેના ફરમાંબરદારોએ પણ અયોગ્ય યુધ્ધને નાપસંદ કરવું જોઈએ, અને શાંતિ ઈચ્છવી જોઈએ. જો શાંતિ ન હોય તો તેને સ્થાપવાની કોશિશ કરવી જોઈએ. શાંતિ, યુધ્ધથી કોઈપણ સંજોગમાં બહેતર છે. શાંતિકાળમાં ઈસ્લામનો પ્રચાર–પ્રસાર કાર્ય શક્ય બને છે. કુર્આનમાં છે કે, ઝઘડો બંધ કરો અને દઅવત આપો. શબ્દો છે, "એ લોકો ધર્મભેદના મુદ્દે તારી સાથે બાખડવા ન લાગે (તેનું ધ્યાન રાખજે) અને તું પોતાના પરવરદિગાર તરફ બોલાવતો રહેજે. *[હજ્જ : ૬૭]*

ધર્મના પ્રચાર સબંધી એક આચારસંહિતા કુર્આન શરીફમાં એ છે કે, ડહાપણભરી તથા બોધપ્રદ શૈલીમાં લોકોને ખુદાના માર્ગે બોલાવો. જો ચર્ચામાં ઉતરવાની જરૂર પડે તો સ્વસ્થ–સુંદર ચર્ચા (જિદાલે અહસન) કરો.

જો કોઈ નકારાત્મક પ્રતિસાદ મળે તો પણ ઈસ્લામ જવાબી કારવાઈમાં શાંતિભંગને પસંદ નથી કરતો. તે બુરાઈનો ભલાઈ વડે પ્રતિકાર કરવાની વાત કરે છે. આ કાર્યશૈલીનો ફાયદો પણ તે દર્શાવે છે કે તેનાથી દુશ્મની મૈત્રીમાં બદલાય જાય છે. *[ફુસ્સિલત : ૩૪]*

કુર્આન શરીફમાં વારંવાર ધીરજ રાખવાની શીખ આપવામાં આવી છે. ધીરજ કે સબ્રનો અર્થ થાય છે, પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ શાંતિ જાળવવાનો પ્રયત્ન કરવો. તેમાં જો કંઈક વેઠવાનું આવે તો તેને વેઠી લેવું. સબ્ર નપુંસકતા નથી, સબ્ર બહાદુરી છે. સબ્ર દ્વારા કમજોર સ્થિતિને મજબૂત સ્થિતિમાં ફેરવવાનો સમયગાળો મળી રહે છે. સબ્રના કારણે કપરો સમય પસાર થઈ અનુકૂળતા મળી જાય છે.

સબ્ર બહુ મોટી શકિત છે. તે લાંબા ગાળાની શાંતિ માટે અત્યંત આવશ્યક કાર્યશૈલી છે. સબ્ર એક ખામોશ હથિયાર છે, તે શત્રુના હુમલાને નિષ્ફળ બનાવી મૂકે છે. સબ્ર મોટા હેતુ સિધ્ધ કરવા માટે માણસને તૈયાર કરે છે.



શાંતિને ચોક્કસ બનાવવા માટે ઈસ્લામે અન્ય હકારાત્મક સાધનો કે યુક્તિઓ પણ અખત્યાર કરી છે. દા.ત. શાંતિભંગ માટે ક્યારેક આર્થિક અસમાનતા પણ જવાબદાર હોય છે. એટલે ઈસ્લામે અસમાનતાને પણ સહ્ય બનાવવાની કોશિશ કરી. અને ગરીબો માટે ઝકાત સ્વરૂપે ફરજીયાત દાનની વ્યવસ્થા કરી. શાંતિભંગ પાછળ એક જવાબદાર પરિબળ ધર્મઝનૂન પણ છે. તેને નિર્મૂળ કરવા તેણે નિયમ જ બનાવી કાઢયો કે, ધર્મની બાબતમાં કોઈ બળજબરી નથી. બીજી એક આયતમાં છે કે, સત્ય માર્ગ ખુદા તરફથી આવી ચૂકયો, જેણે માનવું હોય તે માને, જેણે ન માનવું હોય તે ન માને. *[સૂ.કહફ : ૨૯]* એક અન્ય આયતમાં છે કે, આ કુર્આન શરીફ (ભૂલાય ગયેલું સત્ય) યાદ અપાવવા માટે તમારી ઉપર ઉતારવામાં આવ્યું છે અને તમારું કાર્ય માત્ર પહોંચાડવાનું છે. (બળજબરી કરવાનું તમારું કાર્ય નથી.)

ઈસ્લામ એક દઅવતી (પ્રચારલક્ષી) ધર્મ છે. એટલે તે સ્વભાવિક જ શાંતિ ઈચ્છે છે. યુધ્ધની સ્થિતિમાં પ્રચારકાર્ય ખોરંભે ચઢી જાય છે. એટલે ઈસ્લામમાં યુધ્ધ અનિવાર્ય થઈ જાય તે સ્થિતિમાં પણ યુધ્ધ ટાળવાનું અભિગમ જોવા મળે છે. કુર્આન શરીફમાં છે કે, "સુલેહ (સંધિ) બહેતર છે." એક હદીષે પાકમાં છે કે, "દુશ્મનથી મળવાની (ઘર્ષણની) તમન્ના ન કરો." એક હદીષે પાકમાં યુધ્ધને ફિત્નો કહેવામાં આવ્યો છે. અને એને જગાડનાર ઉપર ફિટકાર વરસાવવામાં આવ્યો છે.

ઈસ્લામમાં યુધ્ધ કરવું એ કોઈ અધિકાર નથી, બલ્કે અનિવાર્ય સંજોગોમાં અપાયેલી પરવાનગી છે. અને તે પણ કેટલીક શરતોને આધિન છે. કુર્આન શરીફમાં યુધ્ધના આદેશ સબંધી જે સર્વપ્રથમ આયત ઉતરી તેના શબ્દો આ છે કે, "જે લોકો સાથે યુધ્ધ કરવામાં આવી રહયું છે તેઓને (યુધ્ધ કરવાની) પરવાનગી આપી દેવામાં આવી છે." *[હજ્જ : ૩૯]*

પરવાનગીનો શબ્દ સૂચવે છે કે ઈસ્લામે પોતાના અનુયાયીઓને એક સમય સુધી યુધ્ધથી રોકી રાખ્યા હતા. જો કે અન્ય સામાજિક નિયમો મુજબ પણ યુધ્ધ કરવાનું જરૂરી થઈ પડયું હતું.





ઈસ્લામે યુધ્ધની પરવાનગી આપતાં એવી પૂર્વ શરતો પણ લગાડી છે કે, યુધ્ધ ઈસ્લામી રાજ્યના વડા–ઈમામની આગેવાની હેઠળ લડાવવું જોઈએ. રાજ્યના વડા (ઈમામ) વગર યુધ્ધ જાઈઝ નથી. હદીષ શરીફમાં છે કે, "ઈમામ ઢાલ હોય છે. તેની પાછળ રહી યુધ્ધ કરવામાં આવે છે." એટલે જ્યાં સુધી ઈમામ નિયુક્ત ન હોય ત્યાં સુધી યુધ્ધ કરી શકાય નહીં. તેમજ યુધ્ધની ઘોષણા કરવાનો અધિકાર પણ એવા ઈમામ પાસે છે, જેનો આદેશ લાગુ થતો હોય. યુધ્ધની આ પરવાનગી એક અપવાદ છે. એટલે કે તેની એક સીમા છે. યુધ્ધ ત્યાં સુધી જ છે, જ્યાં સુધી શત્રુ યુધ્ધ કરે. જો તે હારી જાય કે હથિયાર હેઠા મૂકી દે ત્યારે યુધ્ધ ખત્મ થઈ જશે.

જો યુધ્ધે ચઢેલ શત્રુ સંધિની પેશકશ કરે તો તેનો સ્વીકાર જરૂરી છે. કારણ કે સુલહ (સંધિ) દ્વારા જ શાંતિ સ્થપાય છે. *[જુઓ અન્ફાલ : ૬૧]*

ઈસ્લામ યુધ્ધ પહેલાં યુધ્ધને ટાળવાની કે યુધ્ધ પછી યુધ્ધને જલ્દી સમાપ્ત કરવાની કોશિશ કરવાનું કહે છે. જો ચાલુ યુધ્ધમાં કોઈ મુસલમાન કોઈ શત્રુને અમાન (સુરક્ષા કવચ) પુરૂ પાડી દે તો પછી કોઈ તેને હાથ અડાડી નહીં શકે. આનાથી જાણવા મળે છે કે, યુધ્ધ ઈસ્લામમાં કેટલું અનિચ્છનીય છે, અને શાંતિ કેટલી ઈચ્છનીય.

જો મુસ્લિમો સંયુક્ત સમાજમાં હોય ત્યારે તો યુધ્ધની જરા પણ ઈજાઝત નથી. મક્કા શરીફમાં આપ (સલ.)એ લોકોની ઈચ્છા હોવા છતાં યુધ્ધની પરવાનગી ન આપી. જો કે સામા પક્ષે દુશ્મનો હતા. અને સામા પક્ષે મુસ્લિમો હોય, યાને ગૃહયુધ્ધ ફાટી નીકળે ત્યારે પણ આપ (સલ.)એ તલવારને મ્યાનમાં રાખવાનો આદેશ આપ્યો છે, બલ્કે એક હદીષમાં તો એમ કહયું છે કે, ગૃહયુધ્ધ ટાણે જો કોઈ મુસ્લિમ હુમલો કરે તો તેનો પ્રતિકાર પણ ન કરે. અને આમ કરી આદમના બે પુત્રો પૈકી સારો પુત્ર બની જાય.

મુસ્લિમ શાસકોમાં જો સ્વાર્થવૃત્તિ કે અનિચ્છનીય વર્તણૂંક જુઓ તો પણ હુકમ એ છે કે, શાસકોના હક્કો તેમને અદા કરી દો. અને તમારા હક્કો ખુદા તઆલાથી માંગો. *[બુખારી શરીફ]*





ઈસ્લામે શાંતિ જાળવવા માટે જે કેટલાક સૂચનો કર્યા છે, તેનાથી સાબિત થાય છે કે, ઈસ્લામ ખરેખર શાંતિનો ધર્મ છે. આ શાંતિ તલવારના જોરે નથી સ્થપાતી. તે ધીરજ તથા બલિદાન વડે સ્થપાય છે. આવી શાંતિ કાયમી હોય છે. અને તે જ શાંતિ ઈચ્છનીય છે.

ઈસ્લામ નિર્દોષોની થતી હત્યાનું કયારેય સમર્થન કરતો નથી. આ રીતે થતી જાનહાનીનું પ્રમાણ ભલે ઓછું હોય, આવા અત્યાચારનો ભોગ બનનાર એક જ વ્યક્તિ કેમ ન હોય ? ઈસ્લામ તેને સમગ્ર માનવજાત માટે હાનિકારક ગણે છે. તેની દષ્ટિએ આવી વ્યક્તિગત હત્યા પણ સામૂહિક હત્યા સમાન છે. તેના સભ્ય સમાજમાં આવા કલંકિત કૃત્યનું કોઈ જ સ્થાન નથી. કુર્આન શરીફમાં સ્પષ્ટ આદેશ છે કે, જેણે કોઈ વ્યકિતની, ખૂનના બદલે અથવા પૃથ્વી ઉપર અશાંતિ કે બગાડ સર્જવાના ગુનાહ સિવાય અન્ય કારણસર હત્યા કરી તો જાણે તેણે સમગ્ર માનવજાતની હત્યા કરી અને જેણે કોઈ એક વ્યક્તિની જિંદગી બચાવી તો જાણે તેણે સમગ્ર માનવજાતની જિંદગી બચાવી.

*(સૂ. અલ માઈદહ, આયત–૩૨)*

ઉપરોકત આયતથી ફલિત થાય છે કે વિશ્વ શાંતિ માટે ઈસ્લામ કેટલો સજાગ અને સભાન છે. કોઈ પણ ધર્મ કે જાતિભેદ વગર આ દિશામાં તેણે ઉઠાવેલ પગલાં કેટલાં અસરકારક છે. નિર્દોષની હત્યાને રોકવા અને સમાજની શાંતિ ડહોળવાના પ્રયાસ સામે શાંતિ સ્થાપવામાં રહેલી તેની ચાવીરૂપ ભૂમિકા તથા એ દિશામાં થતાં પ્રયાસો પ્રત્યે તેની નિષ્ઠા, આ આયતમાં સ્પષ્ટ ઝળકે છે.

પૃથ્વી ઉપર થતી અનિચ્છનીય ઊથલ–પાથલ, અરાજકતા અને બગાડ વિશે તેના અનુયાયીઓ ઉપર થતા આક્ષેપોનું તે ભારપૂર્વક ખંડન કરે છે અને અશાંતિનું નિમિત્ત બનતા મૂળ પરિબળો તરફ અંગૂલિ નિર્દેશ કરે છે.

કુર્આન શરીફની એક આયતમાં છે કે, જ્યારે એમને કહેવામાં આવે છે કે, પૃથ્વી ઉપર બગાડ ન સર્જો તો તેઓ કહે છે કે અમે તો સુધારકો છીએ. જાણી લો કે તેઓ જ બગાડના સર્જકો છે. *(સૂ. બકરહ, આ. ૧૧)*





આયતમાં સ્પષ્ટપણે જણાવાયું છે કે બગાડના સર્જકો જ સુધારણાના નામ ઉપર આવા માનવતા વિરુદ્ધ કૃત્યો આચરી રહયા છે. શાંતિના લોભામણા નામ ઉપર અશાંતિ ફેલાવી રહયા છે, પણ પૃથ્વીનો મૂળ સર્જક અને માલિક તેમની આવી દ્વિઅર્થી વ્યાખ્યાઓથી અજાણ નથી. તે તેમની પોલ ખોલી હુકમ કરે છે કે પૃથ્વી ઉપર અશાંતિ અને અસામાજિક વાતાવરણનું મંડાણ ન કરો.

કુર્આન શરીફમાં કહેવામાં આવ્યું છે કે, **''તિલ્કદ્દારુલ આખિરતુ નજઅ-અલુહા લિલ્લઝી-ન લા યુરીદૂ-ન ઉલુવ્વન ફીલ અર્દિ વલા ફસાદા.** અર્થ : તે સ્વર્ગ (આખિરત)નું રહેઠાણ તો એવા લોકો માટે છે, જે પૃથ્વી ઉપર ઘમંડ કે અભિમાન ઈચ્છતા નથી અને ન તો ફસાદ-બગાડને પસંદ કરે છે.

*(સૂ. અલ કસસ, આ. ૮૩)*

મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ કુર્આનના આદેશ અને માર્ગદર્શન ઉપર ચુસ્ત રીતે આચરણ કરી વિશ્વમાં એક શાંતિપ્રિય-સુંદર સમાજની સ્થાપના કરી. અને ભવિષ્યમાં આવા શાંતિ-પ્રયાસો સામે ઊભા થતા ખતરારૂપ પરિબળોને ચેતવણી આપવામાં આવી કે તેઓ શાંતિની સ્થાપના બાદ તેને ડહોળવાનો પ્રયાસ ન કરે.

કુર્આનમાં આદેશ છે કે : **''વલા તુફસિદૂ ફિલ અર્દિ બઅદ ઈસ્લાહિહા** અર્થ : પૃથ્વી ઉપર બગાડ ન કરો, જ્યારે કે તેની સુધારણા થઈ ચૂકી છે. *(સૂ. અલ અઅ્રાફ, આ. ૮૫)*

આતંકવાદના ફુલવા-ફાલવા પાછળનું એક કારણ ઝુલ્મ અને અન્યાય પણ છે. ન્યાય પ્રણાલી શાંતિ સર્જવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. નિર્દોષ લોકો ઉપર અત્યાચાર કરનારા અધમ તત્ત્વોને અદાલતમાં ઢસડી તેમનો ખટલો ચલાવવામાં આવે તો ‘‘આતંકવાદ’’ ઉપર આપોઆપ અંકુશ આવી શકે છે. ઈસ્લામે વિશ્વમાં સર્વોત્તમ ન્યાય પ્રણાલી રજૂ કરી છે. ન્યાય માટે તેનો આગ્રહ, ઉપદેશ, પ્રોત્સાહન અને આદેશો આ હકીકતને પુરવાર કરે છે.

કુર્આને પાકની એક આયત છે : **''ઈન્નલ્લા-હ યઅમુરુ બિલ અદલિ વલ ઈહસાન....** અર્થ : અલ્લાહ તઆલા અદ્લ-ઈન્સાફ કરવાનો આદેશ આપે છે. *(સૂ. અન્નહ્લ-૯૦)*





અન્ય એક આયતમાં છે કે : ''**વલા યજરિમન્નકુમ શનઆનુ કવ્ડમિન અલા અલ્લા તઅડ્દિલુ ઈઅડ્દિલુ.** અર્થ : અને કોઈ કોમની અદાવત તમને અન્યાય કરવા પ્રત્યે ન ઉશ્કેરે. તમે ઈન્સાફ કરો. *(સૂ. માઈદહ, આ. ૮)*

ઉપરોક્ત આયત મુજબ કુર્આને એ વાતની પણ પોતાના અનુયાયીઓને ખૂબ તાકીદ કરી છે કે પરધર્મીઓની અદાવત અને દુશ્મની પણ તમોને તેમના ઉપર અત્યાચાર કે અન્યાય તરફ દોરી ન જાય. ન્યાય અને ઈન્સાફનો હંમેશા ખ્યાલ રાખવામાં આવે.

# સૂરએ તવબહ

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૦૯** | **રૂકૂઅની સંખ્યા : ૧૬** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૧૧૩** | **આયતોની સંખ્યા : ૧૨૯** |

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરત પણ મદની છે. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જીવન મુબારકના છેલ્લા સમયમાં ઉતરી છે. વિષયો પ્રમાણે આગલી સૂરત ''સૂરએ અન્ફાલ''ના વિષયોને વધુ છણાવટ સાથે સંપૂર્ણ કરવામાં આવેલ છે. ''બિસ્મિલ્લાહ'' ન લખવાના કારણોમાં એક કારણ આ પણ દર્શાવ્યુ છે. પરંતુ અસલ કારણ એ છે કે, ફક્ત આ એક સૂરતના શરૂમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતે બિસ્મિલ્લાહ લખાવી નથી. અને સહાબાએ પણ બિસ્મિલ્લાહ લખી નથી. આ એ વાતનો વધુ પુરાવો છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આપ ઉપર જેવુ કુર્આન શરીફ ઉતાર્યું, તે પ્રમાણે જ સુરક્ષિત ઉમ્મત સુધી પહોંચાડયુ. અને ઉમ્મતે પણ તે જ પ્રમાણે કાળજી રાખવાની વ્યવસ્થા કરી છે.

મક્કા મુકર્રમહ અને હુનૈનની ફતહ બાદ તે આરબ કબીલાઓ પણ જે કુરૈશની રાહ જોઈ રહ્યા હતા, હવે ઈસ્લામ સ્વીકારવા માંડયા. સૂરતમાં હુનૈનની જંગના કિસ્સાઓનું વર્ણન છે.





રોમ (સિરિયા)ના બાદશાહ હિરકલના ગવર્નરો તથા તેમના લશ્કરે અમૂક મુસ્લિમોને નિર્દોષ મારી નાંખ્યા હતા. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના એલચી હારિસ બિન ઉમૈરને કત્લ કરી નાંખ્યા હતા. તથા ''મૂતા'' નામી જગ્યાએ મુસ્લિમો તથા રોમનો દરમ્યાન જંગ પણ થઈ હતી.

ત્યાર બાદ ફરીથી અરબસ્તાન અને સિરિયાની સરહદે હિરકલનું લશ્કર જમા થઈ હુમલો કરવાની તૈયારી કરતુ હતું, તો આપ (સલ.)એ ત્રીસ હજાર સહાબાએ કિરામને લઈ તબૂક નામી જગ્યાએ પડાવ નાંખ્યો.

આ સૂરતમાં ''તબૂક''ના કિસ્સાનું પણ વર્ણન છે. તથા તે દરમ્યાન મુનાફિકોએ મદીના શ.માં એક જગ્યાએ ફિત્નાના અડ્ડા તરીકે મકાન બનાવ્યુ. અને તેનું નામ મસ્જિદ રાખ્યુ. તેનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

એ સાથે હવે જ્યારે સમગ્ર અરબસ્તાનનો વહીવટ સંપૂર્ણપણે મુસ્લિમોના હાથમાં આવી ગયો હતો. અને બધા જ શત્રુઓ તથા આડખીલીરૂપ શક્તિઓ લાચાર થઈ ગઈ હતી, ત્યારે અમૂક નિતીઓ નક્કી કરવી જરૂરી હતી. અમૂક કબીલાઓ સાથે સંધિ હતી, અમૂક સાથે ન હતી. તો તે વિશેની ચોખવટ કરવામાં આવી.

આ નિતીઓમાં મહત્વની નિતી અરબસ્તાનમાંથી શિર્ક (અનેકેશ્વર-વાદ)ને સંપૂર્ણપણે મિટાવી દેવાની હતી. તથા મુશ્રિકોની પૂરાણી વ્યવસ્થાની જગ્યાએ શુધ્ધ ઈસ્લામી તૌહીદવાળી વ્યવસ્થા બાકી રહે, કોઈ બાહ્ય તથા આંતરિક શક્તિઓ તેમાં ખલલ ન નાંખી શકે. આ કારણસર મુશ્રિકો સાથે કરવામાં આવેલા કરારોની સમાપ્તિનું એલાન કરવામાં આવ્યુ.

કઅબા શરીફનો વહીવટ મુસ્લિમોના હાથમાં આવી ગયા બાદ પણ અલ્લાહપાકનું આ ઘર મુશ્રિકોના સંચાલનમાં રહે તે બિલ્કુલ અયોગ્ય હતું. માટે મુસ્લિમો મારફતે તેમાં અજ્ઞાનતાયુગની બધી જ શિર્કવાળી વિધિઓ બળપૂર્વક બંધ કરાવી દીધા. એ જ પ્રમાણે જે મહિનાઓમાં લડવાની મનાઈ હતી, તે મહિનાઓને આગળ-પાછળ કરી આપસી લડાઈઓ કરતા હતા. તેનાથી પણ રોકવામાં આવ્યા.





મુનાફિકો (દંભી લોકો) સાથે અત્યાર સુધી નરમી અને આંખ આડા કાન કરવાનો વ્યવહાર ચાલતો હતો. હવે તેમની સાથે સખ્ત વ્યવહાર કરવાનો આદેશ આપવામાં આવ્યો અને એ સબંધે એમની ફિત્ના માટે બનાવેલી ‘‘મસ્જિદે ઝિરાર’’ જમીનદોસ્ત કરવાનો હુકમ કરવામાં આવ્યો.

સૂરતમાં તબૂકની જંગમાં પાછળ રહી જનારા ત્રણ સહાબીઓનો કસૂર માફ કરવાનો ઉલ્લેખ છે. માટે સૂરતનું નામ ‘‘અત્ તવબહ’’ છે. અને શરૂમાં મુશ્રિકો સાથે સંધિ સમાપ્ત કરી જવાબદારીમાંથી મુક્તિનું એલાન કરવામાં આવ્યુ, તેથી સૂરતનું નામ બરાઅત (જવાબદારીમાંથી મુક્તિ) પણ રાખવામાં આવ્યુ છે.

# સૂરએ તવબહ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### મુશ્રિકોનો કરારભંગ છતાં સુલહની તાકીદ અને ઈસ્લામની દઅવત

અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ.)ની નજીક (આવા) મુશ્રિકો માટે કેવી રીતે કોલ-કરાર રિઆયત (છૂટછાટ)ને પાત્ર હોઈ શકે ? (એટલે નથી.) પરંતુ જે કોઈની સાથે તમે મસ્જિદે હરામ (ખાનએ કઅબહ) પાસે કરાર કર્યો હતો, તો જ્યાં સુધી તે લોકો તમારી સાથે સીધા રહે, તો તમે પણ તેઓની સાથે સીધા રહો. બેશક, અલ્લાહપાક પરહેઝગારોને ચાહે છે. (૭) કેવી રીતે (સુલેહ કરી શકે ?) અને તેઓની હાલત તો એવી છે કે જો તેઓ તમારા ઉપર કાબૂ મેળવે, તો તમારા સગપણ કે કોલ-કરારનો પણ ખ્યાલ કરે નહિ; એ લોકો પોતાના મોંની વાતો (ઈમાનના વાયદા)થી તમને રાજી કરી રહ્યા છે, પણ તેમના દિલ ઈન્કાર કરે છે. અને તેઓમાંના ઘણાખરા લોકો શરારતવાળા (વચનભંગ કરનારા) છે. (૮) તેઓએ અલ્લાહ તઆલાના હુકમો થોડી કિંમત પર વેચી નાખ્યા. ફરી તેઓએ અલ્લાહ તઆલાના માર્ગથી (લોકોને) રોક્યા; ખરેખર તેઓ જે કંઈ કરે છે, તે અતિશય બુરા કામ છે. (૯) એ લોકો કોઈ મુસલમાનના હકમાં સગાઈનો કે કોલ-કરારનો તદન ખ્યાલ રાખતા જ નથી અને એ લોકો જ



(શરારતમાં) હદથી વધી રહ્યા છે. (૧૦) પછી જો તેઓ (કુફ્રથી) તૌબા કરે અને નમાઝ પઢવા લાગે તેમજ ઝકાત આપવા માંડે, તો શરીઅતના હુકમમાં તમારા ભાઈ થઈ જશે; અને સમજુ લોકો માટે અમે હુકમોને સ્પષ્ટ રીતે બયાન કરીએ છીએ. (૧૧)

## હુનૈનની જંગ અને મદદે ખુદાવંદી :

અલબત્ત, અલ્લાહપાક (લડાઈના) ઘણા મેદાનોમાં તમારી મદદ કરી ચૂક્યો છે, તેમજ હુનૈનના દિવસે પણ (મદદ કરી) જ્યારે કે તમે પોતાની વધુ સંખ્યા પર ફૂલાઈ ગયા હતા તો તે (સંખ્યા) તમને કંઈ કામ ન લાગી અને (ગભરાટથી) પૃથ્વી પોતાના વિશાળ હોવા છતાં તમારા ઉપર તંગ થઈ ગઈ, પછી તમે પૂઠ ફેરવી હઠી ગયા. (૨૫) તે પછી અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ (સલ.) પર અને મુસલમાનો(ના દિલો) પર પોતાના તરફથી ધૈર્યતા (સુકૂન) મોકલી તેમજ (સહાયતા માટે) એવી ફોજો ઉતારી, જેને તમે જોઈ નથી તથા કાફિરોને શિક્ષા આપી, અને આ તો તે કાફિરોની (દુનિયામાં) શિક્ષા હતી. (૨૬) ફરી એના પછી અલ્લાહપાક ચાહશે તેને તૌબા નસીબ કરશે અને અલ્લાહપાક બહુ જ બખ્શનાર (અને) મહા દયાળુ છે. (૨૭)

## ઝકાત ન આપનારની સજા :

જે દિવસે તે માલ પર જહન્નમની આગ તપાવવામાં આવશે. ફરી તે વડે તેઓની પેશાનીઓ તથા પડખાંઓ અને પીઠોને ડામવામાં આવશે, (અને કહેવામાં આવશે કે) આ તે જ (ધન) છે, જેને તમે તમારા માટે સંગ્રહ કર્યું હતું, માટે હવે પોતાના સંગ્રહ કરવાની મજા ચાખો. (૩૫)

## ઝકાતના હેતુઓ અને સામૂહિક સામાજિક જીવન ઉપર તેની અસરો

ઝકાતના સામૂહિક હેતુઓ ઝકાતના હકદારો બાબતની આયત ઉપર વિચાર કરવાથી જ માલૂમ પડે છે. જેમાં ગરીબો, મોહતાજો, ગુલામો, કર્જદારો અને મુસાફિરોની મદદ થાય છે. જેના મારફતે સમાજમાંથી ગરીબી દૂર થાય છે.



ઝકાત ઈસ્લામી આર્થિક નિતીનો મહત્વનો અંગ છે. જે બાહ્ય તથા આંતરિક જીવનના બધા જ પાસાઓ (સંરક્ષણ, રાજકારણ, નૈતિકતા, ઈબાદતો (ઉપાસના), સંસ્કૃતિ અને અર્થતંત્ર) માટે મદદરૂપ થઈ બધી જ બાબતોએ પગભર થવા તથા સ્વાવલંબી બનવા માટે સહયોગ આપે છે.

ઝકાતનો બીજો ફાયદો આધ્યાત્મિક (રૂહાની) બાબતે પણ છે. ઈસ્લામે રૂહાની વ્યવસ્થાને પરિપૂર્ણ કરવા માટે ત્રણ બાબતોને બુન્યાદી મહત્વની ગણી છે.

(૧) સમાજના બધા જ માણસોને સ્વતંત્રતા હોવી જોઈએ. અને કુર્આન શરીફમાં ઝકાતના હકદારોમાંથી એક ''ગુલામોની મુક્તિ''ના શબ્દોથી સંબોધી તેને ઉચ્ચ દરજ્જો આપ્યો.

(૨) સમાજની દરેક વ્યક્તિમાં એવી ભાવના અને જઝબો પેદા કરવામાં આવે કે તે પોતાનો કિંમતી માલ સમાજના અખ્લાકી અને ભૌતિક (માદ્દી) ફાયદાઓ માટે ખર્ચ કરવા તત્પર રહે. આ હુકમ ઝકાતવાળી આયતમાં ''કર્ઝદારો''ના શબ્દથી વર્ણન કરવામાં આવ્યો છે.

(૩) તે અકીદાઓ (માન્યતા) અને શિક્ષણની રક્ષા કરવામાં આવે, જે માનવીની આધ્યાત્મિક (રૂહાની) સફાઈ માટે ઉતારવામાં આવ્યા છે. ખાસ કરીને અલ્લાહ તઆલાથી સબંધ મજબૂત કરનારા અહકામોથી એનો સીધો સબંધ છે. માટે તેને ઝકાતના હકદારો દર્શાવતી આયતમાં ''અલ્લાહપાકના રસ્તામાં''ના પવિત્ર શબ્દોથી સંબોધવામાં આવ્યુ છે.

ઝકાત જાહેરી દ્દષ્ટિએ એક માલી વ્યવસ્થા છે. પરંતુ તેનો સબંધ માન્યતાઓ (અકાઈદ), ઈબાદતો (ઉપાસના), અખ્લાક (નૈતિકતા), રાજકારણ વગેરે બધાથી જ છે.

**માલદાર-ગરીબનો ફર્ક :**

ઝકાતનો હેતુ ફક્ત મદદ કરી કોઈની ટાઈમપરવારી ગરીબી મોહતાજી દૂર કરવાનો નથી, બલ્કે માલિક બનાવવા *(Owner-ship)*ના કાયદાને વિશાળતા અર્પણ કરી વસ્તુના માલિકોની સંખ્યા વધારવી પણ ઝકાતનો



ખાસ હેતુ છે. અર્થાત્ સમાજમાંથી ગરીબી દૂર કરી સમાજને માલદાર બનાવવો પણ છે.

**અલ્લાહપાકની બંદાઓથી બેપરવાઈ :**

જો તમે રસૂલ (સલ.)ની મદદ નહિ કરો તો (કંઈ પરવા નથી). અલ્લાહપાકે એવા વખતે આપની મદદ કરી છે; જ્યારે કે કાફિરોએ આપને કાઢી મૂક્યા હતા, તો બે માણસોમાંના એક તે પોતે હતા, જ્યારે તે બન્ને (થૌર નામની) ગુફામાં હતા તે વેળા તે (રસૂલ) પોતાના સાથી (હઝ. અબૂબક્ર રદી.)ને કહી રહ્યા હતા કે, તમે (કંઈ પણ) ચિંતા ન કરો. બેશક, અલ્લાહ તઆલા(ની મદદ) આપણી સાથે છે. ફરી અલ્લાહપાકે તેમના ઉપર પોતાની શાંતિ ઉતારી અને તેમની મદદે એવા (ફરિશ્તાઓના) લશ્કરો મોકલ્યા, જેમને તમે જોયા નથી અને કાફિરોની વાત (નિષ્ફળ કરી) હેઠી પાડી અને અલ્લાહપાકની વાત જ સદા ચઢિયાતી રહે છે. અલ્લાહપાક જબરદસ્ત, હિકમતવાળો છે. (૪૦)

**મુનાફિકોની બહાનાબાઝી-ચાલબાઝીનું વર્ણન :**

અલ્લાહપાકે આપને (મુનાફિકોને મદીના મુનવ્વરહમાં રહી જવાની પરવાનગી આપવાથી) માફી આપી, (પરંતુ) શા માટે આપે તેઓને (બેસી રહેવાની) છૂટ આપી. એટલા સુધી (કેમ ન થોભ્યા) કે આપને સાચું બોલનાર જાહેર થઈ જાત અને આપ જૂઠાઓને જાણી લેત. (૪૩) જે લોકો અલ્લાહપાક પર અને આખિરતના દિવસ પર ઈમાન રાખે છે, તેઓ પોતાના માલ અને જાન વડે લડવાથી આપની પાસે (કદી પણ) છૂટ્ટી માંગતા નથી અને અલ્લાહપાક (તેનાથી) ડરનારાઓને ખૂબ જાણે છે. (૪૪) ખરેખર, તે લોકો જ આપની પાસે છુટ્ટી માંગે છે, જેઓ અલ્લાહ તઆલા પર અને આખિરતના દિવસ પર ઈમાન રાખતા નથી. અને તેઓના દિલ શંકામાં પડેલાં છે. તો તેઓ પોતાની શંકામાં જ ભમી રહ્યા છે. (૪૫) અને જો તેઓ (જિહાદ માટે) નીકળવા ધારત, તો જરૂર તેનો કંઈપણ સામાન તૈયાર કરી લેત, પરંતુ અલ્લાહપાકે તેઓના જવાને પસંદ ન કર્યું, તેથી તેઓને તવફીક

આપી નહિ અને તેઓને કહેવામાં આવ્યું કે (ઘરોમાં) બેસી રહેનારાઓ (અશક્તો) સાથે તમે પણ બેસી રહો. (૪૬) જો તેઓ તમારી સાથે આવત તો તેઓ તમારા માટે ખરાબી સિવાય કાંઈ વધારત નહિ અને તમારામાં (ચુગલખોરી વડે) ફસાદ કરાવવાની ફિકરમાં દોડતા ફરત અને (હમણાં પણ) તમારામાં થોડાક તેઓના જાસૂસ મૌજૂદ છે અને એ જુલ્મીઓને અલ્લાહપાક ખૂબ જાણે છે. (૪૭) તે લોકો એના પહેલાં પણ (ઉહુદના દિવસે) ફિત્નાની શોધમાં રહી ચૂક્યા છે અને આપના (નુકસાન) માટે ઘણા કાર્યોને ઉલટ પુલટ કરતા રહ્યા છે. એટલે સુધી કે સાચો વાયદો આવી પહોંચ્યો અને અલ્લાહ તઆલાનો હુકમ ગાલિબ રહ્યો, પણ તેઓ તો નારાજ જ રહ્યા. (૪૮) અને તેઓમાં કોઈ એવો પણ છે, જે કહે છે કે, મને (ઘરે રહેવાની) રજા આપો અને મને આફતમાં ન નાખો. હા, તેઓ તો પોતે જ આફતમાં પડી ચૂક્યા છે અને બેશક, જહન્નમ એવા કાફિરોને ઘેરી રાખનાર છે. (૪૯)

## ઝકાતના હકદાર ગરીબ-નાદાર મુસ્લિમો, ન કે શરારતખોર મુનાફિકો

ઝકાત તો માત્ર ગરીબો અને મોહતાજો તેમજ ઝકાતના કામે જનારા-ઓનો હક છે. અને તે લોકોનો જેમનું દિલ લોભાવવું છે તથા ગરદનો છોડાવવામાં અને કર્ઝદારોના કર્ઝ (અદા કરવા)માં તથા અલ્લાહપાકના માર્ગ (જિહાદ)માં અને મુસાફિરો(ની મદદ)માં (પણ એ માલ ખર્ચ કરવો જોઈએ.) આ હુકમ અલ્લાહ તઆલાના તરફથી મુકર્રર કરેલો છે. અને અલ્લાહપાક બહુ જાણનાર (અને) હિકમતવાળો છે. (૬૦)

## મુનાફિકોનો ડર :

એ મુનાફિકો (રસૂલ મારફતે) મુસલમાનો પર કોઈ એવી સૂરત (કે આયત) ઉતરવાથી ડરતા રહે છે, જે એવી વાત મુસ્લિમો સમક્ષ જાહેર કરી દે જે તેઓના દિલોમાં (છૂપી) છે; (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે (ભલે) તમે ઠઠ્ઠા કરતા રહો; ચોક્કસ જે વાતથી તમે ભય પામો છો તેને અલ્લાહપાક કરીને જ રહેશે. (૬૪) અને જો આપ તેઓથી (તેનું કારણ)

પૂછશો તો કહેશે કે અમે તો માત્ર વાતચીત અને ગમ્મત કરતા હતા, આપ ફરમાવી દો કે શું તમે અલ્લાહ તઆલા અને તેના હુકમો તથા તેના રસૂલની મજાક કરતા હતા ? (૬૫) તમે હવે બહાનાં ન બતાવો. ચોક્કસ તમે ઈમાન જાહેર કર્યા પછી કાફિર થઈ ગયા છો, જો અમે તમારામાંથી કેટલાકને (ઈમાન લાવવાથી) માફ કરી દઈશું તો પણ કેટલાકને તો (જરૂર) શિક્ષા આપીશું. કારણકે તેઓ (મૂળથી જ) ગુનેહગાર હતા. (૬૬)

## મુનાફિકોની રોજીંદી ખરાબ આદતો ઉપર સખ્ત ધમકી :

મુનાફિર પુરૂષો અને મુનાફિક સ્ત્રીઓ સૌનું એક ચલણ છે કે, તેઓ બુરી વાત (કુફ્ર) શીખવે છે અને ભલી વાત (ઈમાન)થી રોકે છે અને (ખૈરાત કરવાથી) પોતાની મુઠ્ઠી બંધ રાખે છે. તેઓ અલ્લાહ તઆલાને ભૂલી ગયા તેથી અલ્લાહપાક પણ (પોતાની કૃપામાં) તેઓને ભૂલી ગયો. બેશક, એ મુનાફિકો ઘણા જ નાફરમાન છે. (૬૭) અલ્લાહપાકે મુનાફિક મર્દો અને મુનાફિક સ્ત્રીઓથી તેમજ કાફિરોથી દોઝખની આગનો વાયદો કર્યો છે. તેઓ તેમાં જ સદા પડ્યા રહેશે, તેઓને તે જ (શિક્ષા) બસ છે. અને અલ્લાહપાકે તેઓ પર ફિટકાર કરી છે અને તેઓના માટે કાયમી અઝાબ છે. (૬૮) (હે મુનાફિકો ! તમે) તમારા અગાઉ થઈ ગયેલા લોકો જેવા છો, તેઓ તમારા કરતાં બળમાં વધુ હતા અને માલ તથા અવલાદમાં પણ વધુ હતા, તો તેઓ પોતાના ભાગ્યથી (દુનિયામાં) લાભ ઉઠાવી ગયા, પછી તમે પણ પોતાના ભાગ્યથી લાભ ઉઠાવી ચૂક્યા, જેવી રીતે કે તમારા પહેલાંના લોકોએ પોતાના નસીબથી લાભ ઉઠાવ્યો હતો અને તમે પણ તેઓની ચાલ મુજબ જ ચાલો છો, તે લોકોના સદ્કર્મો દુનિયા અને આખિરતમાં વ્યર્થ (બેકાર) ગયા અને તે લોકો બહુ નુકસાનમાં છે. (૬૯) શું તેઓને તે લોકો(ના અઝાબ)ની ખબર પહોંચી નથી, જે એમના પહેલાં થઈ ગયા છે, (એટલે) નૂહ (અલૈ.) તથા આદ અને સમૂદની કૌમ તથા ઈબ્રાહીમ (અલૈ.)ની કૌમ અને મદયનવાળાઓ તથા તે વસ્તીઓ જે ઉંધી મારવામાં આવી, કે તેઓની પાસે તેમના રસૂલો સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા હતા, તો અલ્લાહપાક એવો નથી કે તેમના ઉપર જુલ્મ કરત, પરંતુ

તેઓ પોતે જ પોતાના ઉપર જુલ્મ કરતા હતા. (૭૦)

## મુસ્લિમોની સારી આદતોના વખાણ-પ્રશંસા :

અને ઈમાનવાળા પુરૂષો તથા ઈમાનવાળી સ્ત્રીઓ એકબીજાની (નેકીઓમાં) મદદગાર છે. તેઓ નેક વાત શીખવે છે અને બુરી વાતોથી રોકે છે અને નમાઝની પાબંદી રાખે છે અને ઝકાત આપે છે તેમજ અલ્લાહપાકના તથા તેના રસૂલ (સલ.)ના હુકમ અનુસાર ચાલે છે. એવા લોકોના પર અલ્લાહ તઆલા જરૂર રહમ કરશે. બેશક, અલ્લાહપાક જબરદસ્ત હિકમતવાળો છે. (૭૧) અલ્લાહપાકે મુઅમિન પુરૂષો અને મુઅમિન સ્ત્રીઓને એવા બગીચાઓનો વાયદો આપ્યો છે, જેમની નીચે નહેરો વહેતી હશે, જેમાં તેઓ સદા રહેશે તેમજ સદા રહેવાના બગીચા-ઓમાં સરસ મહેલોનો પણ (વાયદો આપ્યો છે) અને (એ નેઅમતો ઉપરાંત) અલ્લાહ તઆલાની ખુશ્નૂદી સૌથી મહાન (નેઅમત) છે, એ જ મહાન સફળતા છે. (૭૨)

## મુનાફિકોની કંજુસાઈ અને સખી મુસ્લિમો પ્રત્યેની અદેખાઈનું વર્ણન

એ મુનાફિકો એવા છે કે, ઉદાર દિલે ખૈરાત કરનારા મુસલ-માનોને ખૈરાતના વિશે મેણાં મારે છે અને ખાસ (કરી) એવા લોકોને જેઓ કે પોતાની મહેનત(ની આવક) સિવાય કંઈ રાખતા નથી. પછી તેમના ઉપર હસે છે, અલ્લાહ તઆલા તેઓને આ ઠઠ્ઠા (મશ્કરી)નો બદલો આપશે અને તેઓના માટે દુઃખદાયક અઝાબ છે. (૭૯) તે મુનાફિકો માટે આપ બખ્શિશ માંગો અથવા ન માંગો, (સૌ) સરખું જ છે. જો આપ તેઓના માટે સિત્તેર વખત બખ્શિશ માંગશો તો પણ અલ્લાહ તઆલા તેઓને હરગિઝ નહિ બખ્શે. એનું કારણ એ છે કે તેઓએ અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.) સાથે કુફ્ર કર્યું અને અલ્લાહપાક એવા નાફરમાનોને સીધો માર્ગ દેખાડતો નથી. (૮૦)

## મુખ્લિસ સહાબાએ કિરામની પ્રશંસા :

અને જે મુહાજિરો તથા અન્સાર (ઈમાન લાવવામાં) પહેલ કરનાર

છે, તેઓથી તથા જે લોકો ઈખ્લાસપૂર્વક (ઈમાનમાં) તેમના પગલે ચાલ્યા, તે સૌથી અલ્લાહ તઆલા રાજી થયો અને તેઓ સૌ તેનાથી રાજી થઈ ગયા છે. અને તેમના માટે અલ્લાહ તઆલાએ એવા બગીચા બનાવ્યા છે, જેમની નીચે નહેરો વહે છે. તેમાં જ તેઓ સદા રહ્યા કરશે (અને) એ જ મહાન સફળતા છે. (૧૦૦)

## મુનાફિકોની શરારતથી મસ્જિદનું નિર્માણ :

અને કેટલાક એવા પણ છે, જેઓએ એક મસ્જિદ (ઈસ્લામને) નુકસાન પહોંચાડવા અને કુફ્ર કરવા તથા મુસલમાનોમાં ફૂટ નાખવા અને તે માણસના ઉતારા માટે બનાવી છે, જે અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.) સાથે પ્રથમથી જ વિરૂદ્ધતા કરી રહ્યો છે અને તેઓ (એ સબંધી પૂછતાં) સોગંદો ખાશે કે અમે તો (એ વડે) માત્ર ભલાઈ જ ઈચ્છી હતી, પણ અલ્લાહપાક સાક્ષી આપે છે કે, તેઓ તદ્દન જૂઠા છે. (૧૦૭) (તો હે રસૂલ સલ. !) આપ તેમાં (નમાઝ માટે) કદી ઉભા ન થજો. અલબત્ત, જે મસ્જિદ (કુબા)નો પાયો પ્રથમ દિવસથી જ તકવા (પરહેઝગારી) પર નાખવામાં આવ્યો છે, તે ખરેખર, એ લાયક છે કે આપ તેમાં (નમાઝ માટે) ઉભા રહો. તેમાં એવા (નેક) પુરૂષો છે કે જેઓ ખૂબ પાક રહેવાને પસંદ કરે છે અને અલ્લાહપાક ખૂબ પવિત્ર રહેનારાઓને જ ચાહે છે. (૧૦૮)

આ મસ્જિદનો પાયો માત્ર જિદ, કુફ્ર, નિફાક અને ઈસ્લામની દુશ્મની તેમજ અલ્લાહપાક અને રસૂલ (સલ.)ની વિરૂદ્ધતા ઉપર રાખવામાં આવ્યો છે, માટે તેમાં આપ કદી નમાઝ માટે ઉભા રહેશો નહિ. આપની નમાઝને લાયક તે મસ્જિદ છે, જેનો પાયો પ્રથમ દિવસથી જ તકવા અને પરહેઝગારી પર કાયમ થયો છે. (પછી તે મસ્જિદે નબવી હોય કે મસ્જિદે કુબા) તેના નમાઝીઓ એવા છે કે, ગુનાહો અને શરારતો તેમજ દરેક પ્રકારની નાપાકીથી પોતાનું જાહેર અને બાતિન પવિત્ર રાખવાની કાળજી રાખે છે. અને એટલા જ માટે અલ્લાહપાક તેઓને ચાહે છે.

હદીષ શરીફમાં છે કે, આપ (સલ.)એ કુબાવાળાઓને પૂછ્યું કે તમે

કેવી રીતે પવિત્રતા રાખો છો કે, અલ્લાહપાકે તમારા વખાણ કર્યા ? તેમણે જવાબ આપ્યો કે, ત્રણ ઢેલાથી ખડુ કર્યા પછી અમે હાથપાણી લઈએ છીએ અને ગુસલની હાજત હોવાની હાલતમાં ગુસલ કર્યા વિના ઉંઘતા નથી.

સારાંશ કે, જે કામનો પાયો માત્ર યકીન તથા પરહેઝગારી ઉપર અને અલ્લાહપાકને ખુશ કરવા ખાતર જ રચાયો હોય, તે ખરેખર મજબૂત અને અચળ છે, નિફાક તથા દગાબાજી અને ચાલાકી પર રચાયેલું કામ જાહેરમાં ગમે તેવું સફળતાપૂર્ણ અને સરસ દેખાય, પરંતુ ખરી રીતે તે અસ્થિરતા અને નિષ્ફળતામાં અમૂક ભેખડના કિનારે ચણાયેલી ઈમારત સમાન જ છે, કે પાણીના વહેણ અથવા મોજાઓના ધસારાથી કે બીજા કોઈપણ કારણસર સહેજ પણ જમીન ધસી પડતાં સઘળી ઈમારતનો નાશ થઈ જશે અને અંતે તે દોઝખના ખાડામાં જઈ પડશે.

**જાન-માલ અલ્લાહપાકની અમાનત છે, તેને કુર્બાન કરનારાઓના ઉમદા ગુણોનું વર્ણન :**

બેશક, અલ્લાહપાકે મુસલમાનોથી તેમની જાનો તથા માલને ખરીદી લીધા આ વાતના બદલામાં કે તેમના માટે જન્નત છે. તેઓ અલ્લાહપાકના માર્ગમાં લડે છે, જેમાં (કદી) તેઓ મારે છે અને (કદી) માર્યા પણ જાય છે; તવરાત અને ઈન્જીલ (બાઈબલ જુના-નવા કરાર)માં તેમજ કુર્આનમાં એ (જિહાદ)ના ઉપર (જન્નતનો) સત્ય વાયદો થયો છે અને અલ્લાહપાક કરતાં વધારે વચન પાળનાર કોણ છે ? માટે જે સોદો તમે અલ્લાહપાકની સાથે કર્યો છે, તેના ઉપર ખુશ થઈ જાઓ અને એ જ (સોદો) મહાન સફળતા છે. (૧૧૧) તે (જિહાદ કરનારા)ઓ (અલ્લાહપાકથી) તૌબા કરનારા, બંદગી કરનારા, હમ્દ (વખાણ) કરનારા, રોઝહ રાખનારા, રુકૂઅ કરનારા, સિજદા કરનારા, નેક કામનો હુકમ કરનારા, બૂરી વાતોથી રોકનારા અને અલ્લાહપાકની (મુકર્રર કરેલી) હદો (હુકમો)ને જાળવનારા છે. અને (હે નબી સલ.!) એવા ઈમાનવાળાઓને (જન્નતની) ખુશખબર સંભળાવી દો. (૧૧૨)



### નેક લોકોની સોહબત-સંગ જરૂરી છે :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકથી ડરતા રહો અને (કરણીમાં) સાચાઓનો સંગ રાખો. (૧૧૯)

### ઈલ્મ-જ્ઞાનની પ્રાપ્તિ અને લોકોને ડરાવવા :

અને મુસલમાનોને એ પણ યોગ્ય નથી કે (જિહાદ માટે) સઘળા જ નીકળી પડે; તો એવું શા માટે ન કરવામાં આવે કે તેમના દરેક મહાન જૂથોમાંથી એક નાનું જૂથ (જિહાદમાં) જાય કે જેથી (બાકીના લોકો) દીનનું જ્ઞાન મેળવતા રહે અને જ્યારે તે (લડવા ગયેલા) લોકો તેમની તરફ પાછા ફરે તો તેઓ પોતાની કૌમને (અલ્લાહપાકની નાફરમાનીથી) ડરાવે કે જેથી તેઓ (બુરાઈઓથી) બચતા રહે. (૧૨૨)

### આપ (સલ.)ના શ્રેષ્ઠ ગુણોનું વર્ણન :

(હે લોકો !) તમારી પાસે તમારામાંથી જ એક એવા રસૂલ આવ્યા છે કે તમને ઈજા પહોંચવું તેમને બહુ ભારે લાગે છે (અને) તમારી ભલાઈના ઘણા જ ચાહક છે (તેમજ) ઈમાનવાળાઓ પર તે બેહદ માયાળુ અને દયાળુ છે. (૧૨૮) છતાં પણ જો તે મુનાફિકો મોઢું ફેરવી લે તો (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે મારા માટે અલ્લાહપાક બસ છે, જેના સિવાય કોઈ મઅ્બૂદ નથી. તેના જ ઉપર મારો વિશ્વાસ છે, ને તે જ અર્શે અઝીમનો માલિક છે. (૧૨૯)



# સૂરએ યૂનુસ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. ૧૦ | રૂકૂઅની સંખ્યા : ૧૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૫૧ | આયતોની સંખ્યા : ૧૦૯ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત મક્કા મુકર્રમહમાં ઉતરી. સૂરતની આયત નં. ૯૮માં હઝરત યૂનુસ (અલૈ.)ના નામનો ઉલ્લેખ છે. જેની મુનાસબતથી સૂરતનું નામ





"યૂનુસ" રાખવામાં આવ્યુ છે.

સૂરતના મક્કી હોવાને લઈ તૌહીદ, રિસાલત, કુર્આન શ. અને પાછલી કૌમોના ઈબ્રતવાળા કિસ્સાઓ તથા કિયામતનું વર્ણન કરવામાં આવ્યુ છે.

શરૂમાં કુર્આન શરીફ તથા આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બાબતે નબૂવ્વતનો સંદેશો રજૂ કરવાથી મુશ્રિકોના આશ્ચર્ય તથા તેના જાદુઈ વાણી હોવાના આક્ષેપનું વર્ણન છે. તેનો જવાબ આપતા ફરમાવ્યું કે, આ કોઈ જાદુ-જ્યોતિષ તથા વિચિત્ર વસ્તુ નથી. બલ્કે આ વાણીમાં તમને બે મહત્વની હકીકતોથી વાકેફ કરવામાં આવી રહ્યા છે. એક એ આ સમગ્ર સૃષ્ટિનો સર્જક જે સર્વ જગતનો પાલનહાર અને તારણહાર છે, તે જ તમારા સૌનો માલિક એક ખુદાપાક છે. માટે તેની જ બંદગી કરવામાં આવે.

અને બીજુ એ કે, વર્તમાન દુન્યવી જીવન પછી આખિરત (પરલોક)નું હંમેશાનું (શાશ્વત) જીવન આવવાનું છે. જેમાં બધાને ફરીથી સજીવન કરવામાં આવશે. અને હિસાબ-કિતાબના આધારે જન્નત કે જહન્નમ નક્કી થશે.

તૌહીદ અને આખિરતથી અજ્ઞાન પણ તેને જાણવા આતુર લોકોને પોતાની દુન્યા-આખિરતનું જીવન બનાવવા માટે બુધ્ધિપૂર્વક અંતરાત્માને સંતોષ તથા શાંતિ આપતી વિવિકબદ્ધ દલીલો તથા આ બન્નેવ અકીદાઓ સ્વીકારવામાં અવરોધરૂપ ગેરસમજોનું નિવારણ અને સાથે આ માન્યતાઓ બાબતે નિષ્કાળજી ધરાવતા લોકોને ચેતવણીનું પણ આ સૂરતમાં વર્ણન છે.

એ જ પ્રમાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના રસૂલ હોવા બાબતે તથા આપના લાવેલ સંદેશાઓ વિશે વાંધાઓ અને શંકાઓના જવાબોનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આખિરત વિશે પૂર્વ સૂચનાઓ આપવામાં આવી છે. જેથી પાછળથી પસ્તાવાનો વારો ન આવે. કારણકે આ જીવન જ હકીકતમાં કસોટીનું જીવન છે. ત્યાર બાદ બીજી તક મળવાની નથી.

મક્કાના મુશ્રિકોને ચેતવવામાં આવ્યા છે કે, જેમ હઝરત નૂહ (અલૈ.),



હઝરત યૂનુસ (અલૈ.) અને હઝરત મૂસા (અલૈ.)ને તેમની કૌમોએ સતાવ્યા. અને તમારી જેમ તેમણે પોતાના નબીઓ સાથે વ્યવહાર કર્યો તો હઝરત નૂહ (અલૈ.)ની કૌમને મહા જળપ્રલય (રેલ સંકટ) દ્વારા ડુબાડી દેવામાં આવી તથા ફિરઔન અને તેના લશ્કરને પણ રાતા સમુદ્રમાં ડુબાડી દેવામાં આવ્યા તે પ્રમાણે તમારી ઉપર પણ હમારો અઝાબ વિવિધ સ્વરૂપે આવી શકે છે.

અને તમે એ ધોકામાં ન રહેશો, જેમ આગલી કૌમોએ પોતાના સમયના નબીઓ અને તેમના અનુયાયીઓને નિઃસહાય અને નિર્બળ સ્થિતિમાં સમજી સતાવ્યા, પરંતુ ખુદાવંદે કુદુસે હઝરત નૂહ અલયહિસ્સલામ તથા હઝરત મૂસા અલયહિસ્સલામને બચાવી લીધા. અને તેમની કૌમોને જાહેરી ધન-દૌલત અને સરકારી બધી જ મશીનરી હોવા છતાં અઝાબમાં સપડાવ્યા ત્યારે એમની કોઈ સહાય કરનાર ન હતું.

માટે આગલી કૌમોથી ઈબ્રત પકડો. અને તમને આપેલી મોહલતને ગુમાવશો નહીં કે પછી તૌબા ન કરવાને લઈ અને માફી ન આપવાને લઈ પસ્તાવાનો પાર રહેશે નહીં.

આ સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અનુયાયીઓને તસલ્લી અને સાંત્વન આપ્યુ કે, તમો દુશ્મનોના મુકાબલામાં તમારી નિઃસહાયતા અને લાચારીથી નિરાશ થશો નહીં. જેમ પહેલાના નબીઓ અને તેમના અનુયાયીઓની હમે મદદ કરી, તેમ તમારી પણ મદદ કરીશું. આ ખુદાઈ ફેંસલો અટલ અને અફર છે.

## હઝરત યૂનુસ અલયહિસ્સલામ :

કૌમોની હિદાયત-માર્ગદર્શન વિશે અલ્લાહપાકની સુન્નત છે કે, જ્યારે તે કૌમ નબીની દઅવતનો લગાતાર ઈન્કાર કરવા લાગે અને ઝુલ્મ-અત્યાચારને પોતાનો જીવનધ્યેય બનાવી લે, અને નબી તે લોકો માટે અઝાબની આગાહી આપી દે, તો પછી તે કૌમ માટે ફક્ત બે રસ્તાઓ બાકી રહે છે. (૧) અઝાબ આવ્યા પહેલા ઈમાન લઈ આવે અને અઝાબથી સુરક્ષિત થઈ જાય અથવા (૨) અઝાબથી હલાક-બરબાદ થઈ જાય. અને

આ અશક્ય છે કે, નબીની અઝાબની ખબર આપ્યા બાદ તે લોકો અઝાબ પહેલા ઈમાન ન લાવે અને છતાં અઝાબથી બચી જાય.

હઝ. નૂહ અલયહિસ્સલામ, હઝ. સાલિહ અલયહિસ્સલામ, હઝ. લૂત અલયહિસ્સલામ, હઝ. હૂદ અલયહિસ્સલામ વગેરેની કૌમો ઉપર અઝાબની ખબર બાદ પણ ઈમાન ન લાવવાને લઈ અઝાબો આવ્યા અને તે લોકો હલાક થઈ ગયા. ફક્ત હઝ. યૂનુસ અલયહિસ્સલામની કૌમનો દાખલો એવો છે કે, તેમણે અઝાબ આવ્યા પહેલા તૌબા કરી લીધી અને અલ્લાહપાકે તેમની તૌબા કબૂલ કરી તેમને અઝાબથી બચાવી લીધા.

અંબિયાએ કિરામ સાથે અલ્લાહપાકનો મામલો ઘણો જ નાઝુક હોય છે. તેમને વહીના માર્ગદર્શન હેઠળ બધા કામો કરવાના હોય છે. વહીની રાહ જોયા વગર નાનુ સરખુ કામ પણ તે કરી શકતા નથી. તેમાં જરા પણ આગળ-પાછળ થઈ જવાથી અલ્લાહપાક તરફથી સખ્ત કસોટી કરવામાં આવે છે. પરંતુ સાથે મુહબ્બત અને મદદ પણ શામેલ રહે છે. અને તે નબી પણ પોતાની એ નાની સરખી ભૂલ થવા ઉપર માફી અને તૌબા-ઈસ્તિગફાર કરવા માંડે છે. હઝરત આદમ (અલૈ.), હઝરત નૂહ (અલૈ.) અને હઝરત યૂનુસ (અલૈ.) પોતાની ભૂલોને લઈ તરત જ માફી માંગવા માંડે છે. અને અલ્લાહપાક તે માફ કરી પોતાના ખાસ બંદાઓ તરીકે તેમનું વર્ણન પણ કરે છે. જો લોકો કુર્આન શરીફની આ વર્ણનશૈલીથી વાકેફ નથી હોતા, તે આમાં ધોકો ખાય જાય છે, અને નબીઓ વિશે એલફેલ બકવાસ કરી દે છે. અલ્લાહ તઆલા તો તેમને માફ કરી મુખ્લિસ બંદા તરીકે સંબોધે છે, અને બંદાઓ તેમની વિશે લખવામાં અંકુશ રાખતા નથી.

# સૂરએ યૂનુસ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### નબૂવ્વતથી મુશ્રિકોને આશ્ચર્ય :

આ (સૂરત) હિકમતથી ભરપૂર કિતાબ (કુર્આન)ની આયતો છે. (૧) શું આ (મક્કાના) લોકોને એ વિશે તઅજ્જુબ થયો કે અમે તેઓમાંથી


જ એક માણસ પાસે વહી મોકલી કે (નાફરમાન) લોકોને (અઝાબની) ચેતવણી આપે અને જેઓ ઈમાન લાવ્યા છે, તેમને આ ખુશખબર સંભળાવે કે તેઓ માટે તેમના પરવરદિગારને ત્યાં સંપૂર્ણ રૂત્બો છે, (પણ) કાફિરો કહેવા લાગ્યા કે ખરેખર, એ તો ખુલ્લો જાદૂગર જ છે. (૨) બેશક, તમારો પરવરદિગાર અલ્લાહપાક જ છે, કે જેણે આકાશો અને પૃથ્વીને છ દિવસ (જેટલા સમય)માં બનાવી પછી અર્શ પર ગાલિબ થયો. તે જ દરેક કામની (યોગ્ય) વ્યવસ્થા કરે છે. (તેની સામે) તેની પરવાનગી વિના કોઈ ભલામણ કરી શકતો નથી. એ જ અલ્લાહપાક તમારો (ખરો) માલિક છે. માટે તેની જ બંદગી કરો; (તે છતાં) શું તમે ધ્યાન નથી આપતા ? (૩)

## અલ્લાહપાકની વિશાળ કુદરત અને શક્તિ :

તે જ અલ્લાહપાક છે, જેણે સૂર્યને તેજસ્વી અને ચંદ્રને પ્રકાશિત બનાવ્યો તથા તેની મંઝિલો મુકર્રર કરી કે જેથી તમે વર્ષોની ગણતરી અને (કામોનો) હિસાબ જાણી લો. અલ્લાહપાકે આ બધું નકામું બનાવ્યું નથી. તે (અલ્લાહ તઆલા) આ દલીલોને તે લોકો માટે સ્પષ્ટ જાહેર કરે છે, જેઓ સમજે છે. (૫) બેશક, રાત અને દિવસના એક પછી એક આવવામાં તેમજ આકાશો અને પૃથ્વીમાં જે કંઈ અલ્લાહપાકે પેદા કર્યું છે, તે સૌમાં તે લોકો માટે (તવહીદની) ઘણી દલીલો છે, જેઓ (અલ્લાહપાકથી) ડરે છે. (૬) અલબત્ત, જેઓ અમારી પાસે આવવાની આશા રાખતા નથી અને દુનિયાની જિંદગી પર જ રાજી થઈ ગયા છે અને તેના પર જ સંતોષ માની બેઠા છે તથા જેઓ અમારી (તવહીદની) નિશાનીઓથી તદ્દન ગાફિલ છે (૭) એવાઓનું જ ઠેકાણું તેમની કરણીના બદલે દોઝખ છે. (૮) બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામ કરતા રહ્યા તેઓને તેમનો પરવરદિગાર તેમના ઈમાનના કારણે (આખિરતમાં જન્નતનો) માર્ગ દેખાડશે. (તે) આરામના બગીચાઓમાં તેમ(ના મહેલો)ની નીચે નહેરો વહેતી હશે. (૯) તેમની દુઆ ત્યાં આ હશે કે, **સુબ્હાનકલ્લાહુમ્મ** (હે અલ્લાહ તઆલા ! તારી ઝાત પાક છે) અને તેમની મુલાકાતની દુઆ (એકબીજાને) સલામ હશે અને (તે મોકા પર) તેમની દુઆનો અંત એ વાત પર થશે કે સઘળી




ખૂબી અલ્લાહ તઆલાને જ લાયક છે, જે કુલ જહાનનો માલિક છે. (૧૦)

**માનવ સ્વભાવની કમઝોરી-સ્વાર્થવૃત્તિ :**

અને જ્યારે મનુષ્યને કંઈક ઈજા પહોંચે છે તો પડ્યા પડ્યા અથવા બેઠા બેઠા અથવા ઉભા ઉભા અમને પુકારે છે. ફરી જ્યારે અમે તેનાથી તે ઈજા ટાળી દઈએ છીએ ત્યારે (મૂળ સ્થિતિ પર) ચાલ્યા જાય છે. જાણે કે તેને જે ઈજા પહોંચી હતી તેના (ટાળવા) માટે તેણે અમને કદી યાચના કરી જ ન હતી. એવી જ રીતે એવા બેપરવા લોકોને જે કંઈ તેઓ કરી રહ્યા છે, તે ભલાં દેખાય છે (૧૨) અને અલબત્ત, તમારા પહેલાં કેટલીક ઉમ્મતોને અમે હલાક કરી ચૂક્યા છીએ. જ્યારે કે તેઓએ ઝુલ્મ (શિર્ક) કર્યું, એવી હાલતમાં પણ કે તેઓની પાસે તેઓના રસૂલો સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા હતા અને તેઓ કદી ઈમાન લાવનારા જ ન હતા. ગુનેહગાર લોકોને અમે એવી જ રીતે શિક્ષા આપીએ છીએ. (૧૩) ફરી તેઓના પછી આ પૃથ્વી પર અમે તમને (તેઓના) નાયબ બનાવ્યા કે જેથી અમે (સ્પષ્ટ રીતે) જોઈ લઈએ કે તમે કેવી કરણી કરો છો ? (૧૪)

**ખુદાઈ મહેરબાની અને માનવીનું નગુણાપણું :**

તે જ અલ્લાહપાક તમને પૃથ્વીની સપાટી અને સમુદ્રમાં ફેરવે છે. એટલે સુધી કે જ્યારે (કોઈ વખત) તમે વહાણોમાં બેસો છો અને તે લોકોને લઈ અનુકૂળ પવન વડે ચાલતા હોય છે અને તેથી લોકો ઘણા ખુશ થાય છે કે (ઓચિંતો) જોશભેર પવન તેઓને આવી લાગે છે અને બધી જ બાજુથી તેઓના ઉપર (સમુદ્રના) મોજા ઉછળતાં આવવા લાગે છે અને તેઓ સમજે છે કે (હવે તો) મોજાઓમાં ઘેરાઈ ગયા ત્યારે સૌ ખાલિસ અકીદહ રાખીને અલ્લાહપાકને જ પુકારવા લાગે છે કે (હે અલ્લાહપાક !) જો તેં અમને આ (આફત)થી બચાવ્યા તો જરૂર અમે (તારા) શુક્રગુઝાર (તૌહીદવાળા) રહીશું. (૨૨) પછી જ્યારે અલ્લાહપાક તેમને બચાવી લે છે કે તરત જ તેઓ પૃથ્વી પર નાહકની શરારત (શિર્ક અને ગુનાહ) કરવા લાગે છે. હે લોકો ! આ તમારી શરારત તમારા જ ઉપર વબાલ છે. એથી



માત્ર દુનિયાની જિંદગીનો (થોડોક) લાભ ઉઠાવી લ્યો. ફરી અમારી પાસે જ તમારે પાછા આવવાનું છે. પછી જે કંઈ તમે કર્યા કરતા હતા, તે બધું અમે તમને જણાવી દઈશું.

## દુન્યવી જીવનની હકીકત દર્શાવતો દાખલો :

બસ, દુનિયાની જિંદગીની હાલત એવી જ છે, જેવી રીતે કે અમે આકાશથી પાણી વરસાવ્યું, ફરી તે વડે જમીનની તે લીલોતરી ગીચ રીતે ઉગી નીકળી, જેમાંથી માણસો અને પશુઓ ખાય છે; એટલે સુધી કે જ્યારે તે પૃથ્વીએ સંપૂર્ણ ખૂબસુરતી પકડી અને અતિ સુશોભિત થઈ ગઈ અને તેના માલિકોએ ધારી લીધું કે તે(નો પાક) અમારા હાથ લાગશે કે અચાનક તેના ઉપર રાત્રે અથવા દિવસે અમારો વિનાશનો હુકમ આવી પહોંચ્યો. પછી અમે તેને એવી સાફ કરી નાખી કે જાણે ગઈ કાલે (ત્યાં) કાંઈ જ ન હતું. એવી જ રીતે અમે તે લોકો માટે દલીલોને સ્પષ્ટ વર્ણવીએ છીએ કે જેઓ વિચાર કરે છે. (૨૪)

જાહેરમાં ખેતી તૈયાર થતાં માલિકોને સંપૂર્ણ ભરોસો થઈ ગયો કે હવે અમે એથી પૂરેપૂરો લાભ લઈ શકીશું. તેવામાં અલ્લાહ તઆલાના હુકમથી રાત્રે એટલે ગફલતના વખતે અથવા દિવસે એટલે હોશિયારીના વખતે કોઈ આફત આવી પહોંચી એટલે હીમ વગેરેથી બળી ગઈ અથવા તીડ ખાઈ ગયા અથવા કોઈ શત્રુની ફોજે આવી તેને કાપી કે બાળી નાખી તો તેનું નિશાન પણ રહેવા પામ્યું નહિ. એવી જ રીતે આજીવિકાને સમજો કે તે ગમે તેવી સરસ અને સફળ દેખાય, પરંતુ થોડી મુદતમાં મૃત્યુ થતાં તેની સઘળી ખૂબીઓ ધૂળધાણી ને વા પાણી થઈ જશે. હઝરત શાહ અબ્દુલ કાદિર દહેલવી (રહ.)એ આ મિસાલને અતિશય સરસ ઢબથી માનવજીવન ઉપર બંધ બેસાડી છે. તેઓ લખે છે કે, આકાશથી પાણી આવે છે તે મુજબ રૂહ પણ આકાશ ઉપરથી (આત્મિક જગતમાંથી) આવી અને માટીના શરીરમાં પ્રવેશ કરી શક્તિવાન બની અને એક માનવી તરીકે જીવન ગાળતાં માનુષી અને ગેર માનુષી કામો કર્યા. જ્યારે દરેક બાબતમાં માનવી પ્રવિણ



બન્યો અને તેના સગા-સબંધીઓને તેનાથી પૂરતો લાભ લેવા સબંધી તેના ઉપર સંપૂર્ણ ભરોસો થયો કે અચાનક મૌત આવી પહોંચતા સઘળી બાજી બગડી જાય છે. ફરી એવો નામનિશાન વગરનો થઈ જાય છે કે, જાણે તે કોઈ કાળે પૃથ્વી પર વસતો જ ન હતો.

**જન્નતી-જહન્નમી બંદાઓનો હાલ :**

અને અલ્લાહપાક સલામતીના ઘર (જન્નત) તરફ બોલાવે છે અને જેને ચાહે છે તેને સીધો માર્ગ દેખાડે છે. (૨૫) જેમણે નેકી કરી છે તેમના માટે ખૂબી (જન્નત) અને વધારો (અલ્લાહપાકનો દીદાર) છે. વળી, તેમના મુખો પર (ચિંતાની) ન કાળાશ છવાયેલી હશે અને ન રૂસ્વાઈ; એઓ જ જન્નતવાસીઓ છે, તેઓ તેમાં સદા રહેશે (૨૬) અને જેઓ બુરાઈઓ કમાયા તો બુરાઈનો બદલો તેના પ્રમાણમાં જ છે અને તેઓના ઉપર રૂસ્વાઈ છવાઈ જશે. તેઓને અલ્લાહપાક(ના અઝાબ)થી કોઈ બચાવનાર ન હશે. તેઓના મોં પર (કાળાશ એવી છવાઈ જશે) જાણે કે અંધારી રાતના કટકા ઓઢાવી દેવામાં આવ્યા છે, એઓ જ જહન્નમવાસીઓ છે. તે લોકો તેમાં જ સદા રહેશે. (૨૭)

**મહાન સર્વશક્તિમાનની અપાર કુદરત :**

(હે નબી સલ. !) આપ પૂછો કે આકાશ અને પૃથ્વીમાંથી તમને કોણ રોજી આપે છે ? અથવા તે કોણ છે, જે (તમારા) કાન અને આંખો પર સંપૂર્ણ અધિકાર રાખે છે ? અને તે કોણ છે, જે સજીવ વસ્તુને નિર્જીવ (વસ્તુથી) કાઢે છે ? અને તે કોણ છે જે નિર્જીવ વસ્તુને સજીવ (વસ્તુ)થી કાઢે છે ? અને તે કોણ છે, જે (તમારા) સઘળા કામોની વ્યવસ્થા કરે છે ? તો જરૂર તેઓ (જવાબમાં) એ જ કહેશે કે, અલ્લાહપાક (સઘળુ કરનાર છે.) તો આપ ફરમાવી દો કે ફરી તમે કેમ ડરતા નથી ? (૩૧) તો (યાદ રાખો) એ જ અલ્લાહપાક તમારો સાચો પરવરદિગાર છે. ફરી સત્યના (સાબિત થવા) પછી ગુમરાહી સિવાય બીજું શું રહ્યું ? તો ક્યાં પાછા (અસત્ય તરફ) જાઓ છો ? (૩૨)





## મૂર્તિઓની સંપૂર્ણ અસમર્થતા :

વળી, (હે નબી સલ. !) આપ પૂછો કે તમારા શરીકોમાં કોઈ એવો છે કે મખ્લૂકને ઉત્પન્ન કરે (અને) ફરી બીજા વખત (કિયામતમાં) જીવતા કરે ? આપ ફરમાવી દો કે, અલ્લાહપાક જ પહેલી વખત પેદા કરે છે. ફરી બીજી વખત પણ તે જ પેદા કરશે, તો તમે ક્યાં (સત્યથી) પાછા ફરો છો ? (૩૪) (હે નબી સલ. !) આપ પૂછો કે તમારા શરીકોમાં કોઈ એવો પણ છે, જે સત્યનો માર્ગ દેખાડે ! આપ ફરમાવી દો કે અલ્લાહપાક જ સત્યનો માર્ગ દેખાડે છે. તો હવે જે કોઈ સત્યનો માર્ગ બતાવે તે તાબેદારી માટે વધુ લાયક છે અથવા તે (મૂર્તિઓ) કે જેને ખુદ બીજાના દેખાડ્યા વિના માર્ગની સૂજ ન પડે તો (હે મુશ્રિકો !) તમને શું થઈ ગયું ! કેવો ઈન્સાફ કરો છો ? (૩૫)

## કુર્આની ચેલેન્જ :

અને આ કુર્આન એવું નથી કે અલ્લાહપાકના સિવાય બીજો કોઈ બનાવી શકે, બલ્કે એ તો આગલી (આકાશી) કિતાબોને સત્ય બતાવે છે અને જરૂરી બાબતોને સ્પષ્ટ વર્ણન કરે છે, જેમાં જરાયે સંદેહ(ની વાત) નથી (કે) એ કુલ જહાનના પરવરદિગાર તરફથી (ઉતરેલું છે.) (૩૭) (તે છતાં) શું એ લોકો એમ કહે છે કે, એમણે (હઝ. મુહમ્મદ સલ.) પોતાના તરફથી ઘડી કાઢ્યું છે ? આપ ફરમાવી દો કે તો પછી તમે પણ તેના જેવી એક જ સૂરત (બનાવી) લાવો અને અલ્લાહપાક સિવાય જેને (મદદમાં) બોલાવી શકતા હો તેને બોલાવી લ્યો, જો તમે સાચા છો. (૩૮)

## કુર્આન શરીફ દિલોના રોગોની શિફા અને મહાન નેઅમત :

હે લોકો ! તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી નસીહત અને દિલોના રોગ માટે શિફા આવી છે અને ઈમાનવાળાઓ માટે હિદાયત અને રહમત છે. (૫૭) આપ ફરમાવી દો કે અલ્લાહપાકના ફઝલ અને તેની રહમતથી (કુર્આન આવ્યું છે) માટે એના જ ઉપર તેઓએ ખુશ થવું જોઈએ. (દુનિયાની) જે વસ્તુઓને તેઓ સંગ્રહ કરે છે તેનાથી એ બહુ જ બહેતર છે. (૫૮)





**અલ્લાહપાકની અપાર કુદરત-તાકત અને બંદાઓની લાચારી :**

અને આપ કોઈ પણ હાલતમાં હોવ અને તે પૈકી આપ કુર્આનની કોઈ પણ આયત પઢતા હોવ અને (હે લોકો !) તમે કોઈ પણ કામ કરતા હોય અમને તે સૌની ખબર રહે છે. જ્યારે કે તમે તે કામને કરવાનું શરૂ કરો છો અને આપના પરવરદિગારથી એક રજકણ બરાબર પણ પૃથ્વીમાં કે આકાશમાં છૂપું રહેતું નથી અને કોઈ વસ્તુ તે કરતાં પણ નાની કે મોટી એવી નથી જે સ્પષ્ટ કિતાબ (લવ્હે મહફૂઝ)માં (લખાયેલી) ન હોય. (૬૧) જાણી લો કે જેઓ અલ્લાહપાકના દોસ્ત છે તેમને (આખિરતમાં) ન કંઈ ડર હશે અને ન તેઓ દિલગીર થશે. (૬૨) (અને) અલ્લાહપાકના (દોસ્ત) તે છે, જે ઈમાન લાવ્યા અને (ગુનાહોથી) બચતા રહ્યા. (૬૩) ખાસ તેઓ માટે દુનિયાની જિંદગીમાં તેમજ આખિરતમાં પણ ખુશખબર છે. અલ્લાહપાક(ના વાયદા)ની વાતો બદલાની નથી; એ (બશારત) મહાન સફળતા છે. (૬૪) અને (હે નબી સલ. !) તેઓની વાતો આપને નારાજ ન કરે, (કારણકે) અસલમાં સઘળુ જોર અલ્લાહ તઆલાનું જ છે. તે જ (તેઓની વાતોને) સાંભળનાર (અને હાલતોને) જાણનાર છે (તો બદલો લઈ લેશે.) (૬૫) જાણી લો કે જે કાંઈ આકાશોમાં અને જે કાંઈ જમીનમાં છે, તે સૌ અલ્લાહ તઆલાનું જ છે અને અલ્લાહ તઆલાને છોડી બીજા શરીકોની બંદગી કરનાર જે (વસ્તુ)ની પાછળ પડ્યા છે, તો એ કંઈ નથી, પરંતુ પોતાના ખ્યાલો પાછળ પડ્યા છે અને કંઈ નથી પણ તેઓ અનુમાનો બાંધે છે. (૬૬)

**તૌહીદની સ્પષ્ટ દઅવત :**

(હે રસૂલ સલ. !) આપ ફરમાવી દો કે, હે લોકો ! જો તમે મારા દીન વિશે શંકામાં હો તો (જાણી લો કે) તમે અલ્લાહપાકને છોડી જેઓને પૂજો છો તેઓની હું બંદગી કરતો નથી; પરંતુ હું તે અલ્લાહપાકની જ બંદગી કરૂં છું કે જે તમને (તમારા પ્રાણને) ખેંચી લે છે. તેમજ મને હુકમ થયો છે કે (તેના જ ઉપર) ઈમાન રાખવાવાળાઓમાં રહું (૧૦૪) અને એ (પણ હુકમ છે) કે આપ પોતાની ઝાતને આ દીન (ઈસ્લામ) પર એવી રીતે કાયમ



રાખો કે સૌ તરીકાઓથી જૂદો થઈ જાય અને કદી મુશ્રિકોમાં શામિલ થશો નહિ (૧૦૫) અને (એ પણ હુકમ થયો છે કે) આપ અલ્લાહપાકના સિવાય એવાઓને પુકારશો નહિ, જે આપનું ન ભલું કરી શકે અને ન બુરૂં કરી શકે. છતાં જો આપ (કદાચ) એવું કરો તો તે વખતે આપ પણ જુલ્મીઓ માંહેના થઈ જશો. (૧૦૬) વળી, (મને કહેવામાં આવ્યું છે કે) જો અલ્લાહપાક આપને કોઈ ઈજા પહોંચાડે તો તેના સિવાય તેને ટાળનાર પણ કોઈ જ નથી અને જો તે કંઈ ભલાઈ આપને પહોંચાડવા ચાહે તો તેની કૃપાને કોઈ હટાવનાર પણ નથી. તે પોતાના બંદાઓમાં ચાહે તેના ઉપર પોતાની કૃપા પહોંચાડી દે અને તે જ ઘણો બખ્શનાર મહા દયાળુ છે. (૧૦૭) આપ (આ પણ) ફરમાવી દો કે હે લોકો ! તમને તમારા પરવરદિગાર તરફથી સત્ય (દીન) પહોંચી ગયો છે. હવે જે કોઈ ખરા માર્ગ પર આવશે, તો તે પોતાના (ભલા) માટે જ ખરા માર્ગ પર આવશે અને જે કોઈ (હજુ પણ) ભટકતો ફરે તો તેનો વબાલ તેની જ જાન પર છે. અને હું તમારા ઉપર રક્ષક નથી. (૧૦૮) અને (હે નબી સલ. !) જે હુકમ આપને પહોંચે છે, તે મુજબ જ તમે ચાલો અને અલ્લાહપાક ફેંસલો કરે ત્યાં સુધી (તેઓની ઈજા પર) સબર કરો અને તે (અલ્લાહપાક) સૌથી બહેતર ફેંસલો કરનાર છે. (૧૦૯)

# સૂરએ હૂદ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. ૧૧** **રૂકૂઅની સંખ્યા : ૧૦**

**નાઝિલ થવાનો ક્રમ : ૫૨** **આયતોની સંખ્યા : ૧૨૨**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત મક્કી છે. અને એના વિષયો પણ સૂરએ યૂનુસના વિષયોથી મળતા આવે છે. પરંતુ સૂરએ યૂનુસમાં જે નબીઓના કિસ્સા ટૂંકમાં વર્ણન કર્યા છે, તે આ સૂરતમાં વિગતવાર વર્ણન થયા છે. ખાસ કરીને હઝરત નૂહ

અલયહિસ્સલામ, હઝરત હૂદ અલયહિસ્સલામ, હઝરત સાલિહ અલયહિસ્સલામ, હઝરત શુઅયબ અલયહિસ્સલામ અને હઝરત લૂત અલયહિસ્સલામના કિસ્સાઓ વધુ વિગતો સાથે ઘણી જ સરળ અને સરસ શૈલીમાં અસરકારક ઢબથી વર્ણન કરવામાં આવ્યા છે. સાથે સમજાવટની દલીલો કરતાં શિખામણો અને ઉપદેશો વધુ છે. અને ચેતવણીઓ વિગતવાર તથા જોરદાર શૈલીમાં છે.

દઅવત એ છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વાત માનો, અને શિર્ક ત્યજી દો. સૌની બંદગી છોડી એક અલ્લાહપાકના બંદા બનો. અને પોતાની સમગ્ર જીવનશૈલી આ એહસાસ સાથે ગુઝારો કે, તમારે આખિરતમાં હિસાબ આપવાનો છે.

નબીઓના કિસ્સાઓનો હેતુ એ છે કે, અલ્લાહપાકની નાફરમાની મોટી-મોટી સલ્તનતો અને તાકતવર કૌમોને તબાહ-બરબાદ કરી ચૂકી છે. અને જ્યારે માણસ નાફરમાનીને લઈ અલ્લાહપાકના ગુસ્સા અને અઝાબને લાયક થઈ જાય છે, ત્યારે તે કોઈ નબી અલયહિસ્સલામથી ગમે તેટલો નજીકની સગાઈ-સબંધ રાખતો હોય, તો પણ આ સગાઈ તેને અલ્લાહપાકના અઝાબથી બચાવી શકતી નથી. અને અઝાબમાં વિલંબ હકીકતમાં મહેતલ છે. જે અલ્લાહપાક પોતાની કૃપાથી તમને આપી રહ્યા છે.

હઝરત નૂહ અલયહિસ્સલામના બેટા અને હઝરત લૂત અલયહિ - સ્સલામની પત્નીના કિસ્સાઓ આ જ બોધપાઠ આપે છે. આ સૂરતમાં અઝાબે ઈલાહીના કિસ્સાઓ એટલા અસરકારક અંદાજમાં વર્ણન કરવામાં આવ્યા છે. અને દીન ઉપર મજબૂતીથી જમી રહેવા (અડગતા-ઈસ્તિકામત)ની તાકીદ કરવામાં આવી છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, મને સૂરએ હૂદ અને તેના જેવા વિષયો ધરાવતી સૂરતોએ ઘરડો બનાવી દીધો છે.

આ સૂરતોમાં જે ચેતવણી આપવામાં આવી છે. તેને લઈ આપ (સલ.)ને પોતાની ઉમ્મત વિશે ડર લાગતો હતો કે, તે પણ આ પ્રકારની નાફરમાની કરવાને લઈ આ પ્રકારના સખ્ત અઝાબમાં સપડાય ન જાય.



# સૂરએ હૂદ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### દરેક વસ્તુની અલ્લાહપાકને જાણકારી અને દરેકની રોજીની પણ તેણે જવાબદારી લીધી છે :

અલ્લાહપાકની જ પાસે તમો સર્વેને પાછા જવાનું છે અને તે દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છે. (૪) ખબરદાર થાઓ ! તેઓ અલ્લાહ તઆલાથી (પોતાની વાતો) છુપાવવા માટે પોતાની છાતી બેવડી કરી દે છે. ખબરદાર થાઓ ! જ્યારે તેઓ પોતાના કપડાં ઓઢે છે, તો (તે હાલતમાં) તેઓ જે કંઈ છૂપી વાતો કરે છે અને જે જાહેર કરે છે, તેને પણ અલ્લાહ તઆલા જાણે છે. બેશક, તે તો દિલોના ભેદ જાણનાર છે. (૫) અને કોઈ પણ પૃથ્વી પર ચાલનાર પ્રાણી એવું નથી કે જેની રોજી અલ્લાહપાકના જિમ્મે ન હોય અને તે દરેકના રહેઠાણને તેમજ જ્યાં સોંપવામાં આવે છે તે (સ્થાન)ને પણ જાણે છે; સઘળું સ્પષ્ટ કિતાબમાં (લખાયેલું) છે. (૬)

### માનવ સ્વભાવની કમઝોરી :

અને જો અમે માણસને અમારા તરફથી રહમતની મજા ચખાડ્યા પછી તેનાથી તે ખૂંચવી લઈએ છીએ તો તે નિરાશ (અને) નાશુક્રો બની જાય છે. (૯) અને જો તેને કોઈ તકલીફ પહોંચ્યા પછી અમે તેને સુખનો સ્વાદ ચખાડીએ છીએ તો (હર્ષથી) બોલી ઉઠે છે કે, મારૂં સૌ દુઃખ-દર્દ દૂર થયું (તેથી) ખરેખર, તે ઈતરાજીવાળો અને ઘમંડી બને છે; (૧૦) પરંતુ જેઓ ધીરજવાન છે અને સત્કાર્યો કરે છે (તેઓ એવા હોતા નથી.) તેમના જ માટે બખ્શિશ અને મહાન સવાબ છે. (૧૧)

### હઝરત નૂહ અલયહિસ્સલામની દઅવત :

અને અલબત્ત, અમે નૂહ (અલૈ.)ને તેમની કૌમ તરફ (રસૂલ બનાવી) મોકલ્યા. (તેમણે તેઓને કહ્યું કે) બેશક, હું તમને આ વાતથી જાહેરી રીતે ડરાવનાર છું (૨૫) કે અલ્લાહપાકના સિવાય કોઈની ઈબાદત ન કરો



(અને આ વાત નહિ માનો તો) હું તમારા પર દુઃખદાયક દિવસના અઝાબથી ડરૂં છું. (૨૬) તો તેમની કૌમના સરદારો જે કાફિર હતા તે બોલ્યા કે અમે તો તમને અમારા જેવો જ માણસ જોઈએ છીએ અને અમે જોઈએ છીએ કે તે જ લોકો તમારા તાબે થયા છે, જે દેખીતી રીતે અમારામાં નીચ અલ્પ બુદ્ધિના છે અને અમે અમારી ઉપર તમારા સૌની કંઈ શ્રેષ્ઠતા જોતા નથી; બલ્કે અમે ધારીએ છીએ કે તમે સૌ જૂઠા છે. (૨૭) નૂહ (અલૈ.)એ કહ્યું કે, હે મારી કૌમ ! સારૂં, એ તો બતાવો કે જો હું મારા પરવરદિગારના તરફથી દલીલ પર હોઉં અને તેણે મને પોતાની પાસેથી રહમત (નુબૂવ્વત) અર્પણ કરી હોય છતાં તે તમને સૂજતી ન હોય તો શું અમે તમને તેના (માનવા) ઉપર મજબૂર કરી શકીએ છીએ, જ્યારે કે તમે તેનાથી તિરસ્કાર કરતા રહો ? (૨૮) અને હે મારી કૌમ ! (તબ્લીગ)ના ઉપર હું તમારાથી કંઈ દૌલત માંગતો નથી. મારો બદલો તો માત્ર અલ્લાહપાકના ઝિમ્મે છે અને (તમારી ઈચ્છાથી) હું ઈમાનવાળાઓને કાઢી મૂકનાર નથી, (કારણકે) એ લોકો પોતાના માલિકથી (ઈઝઝત સાથે) મળનાર છે; પરંતુ હું જોઉં છું કે તમે લોકો નાદાની વાપરો છો (૨૯) અને હે કૌમ ! જો હું (કદાચ) તેમને કાઢી પણ મૂકું તો અલ્લાહપાકની પકડથી મને કોણ છોડાવશે ? શું તમે એટલું પણ સમજતા નથી ? (૩૦) વળી, હું તમને એમ નથી કહેતો કે મારી પાસે અલ્લાહપાકના સઘળા ખઝાના છે અને ન (એમ કહીશ કે) હું તમામ ગૈબની વાતો જાણું છું અને ન આ કહું છું કે હું ફરિશ્તો છું અને ન એમ કહીશ કે જેઓ તમારી નજરોમાં નીચ છે તેમને અલ્લાહપાક કદી ભલાઈ (સવાબ) નહિ આપે. તેઓના મનમાં જે કંઈ છે, તેને અલ્લાહપાક ખૂબ જાણે છે. એવી વાત કહું ત્યારે તો હું અન્યાયી થઈ જાઉં. (૩૧)

## હઝરત નૂહ અલયહિસ્સલામ :

❋ દરેક માણસ પોતાના અમલનો જવાબદાર છે. એટલા માટે બાપની બુઝુર્ગી-નેકી બેટાના ગુનાહનો કફ્ફારો-ઈલાજ બની શકતી નથી. એ જ પ્રમાણે બેટાની નેકી બાપને કામ લાગી શકતી નથી. હઝરત નૂહ અલયહિસ્સલામની નુબૂવ્વત આપના બેટા કન્આનને કામ ન લાગી



શકી. અને હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામની નુબૂવ્વત પોતાના બાપ આઝર માટે છૂટકારાનું કારણ ન બની શકી.

❃ માણસ માટે જેમ નેક-સારી દોસ્તી જરૂરી છે, તેમ બૂરા લોકોની સોહબત-સંગથી દૂર રહેવુ જરૂરી છે. હઝરત નૂહ અલયહિસ્સલામના ફરઝંદને બૂરી દોસ્તીએ જ નુકસાન કર્યું.

❃ અલ્લાહપાક ઉપર સહીહ ભરોસા સાથે જાહેરી અસ્બાબ (માધ્યમ) વાપરવા તવક્કુલના વિરૂદ્ધ બલ્કે માધ્યમનો વપરાશ તવક્કુલની સહીહ રીત છે, અને તે જ કારણે તૂફાનથી બચવા અલ્લાહપાકે હઝરત નૂહ અલયહિસ્સલામને સ્ટીમ્બર (કશ્તી) બનાવવાનો હુકમ કર્યો.

❃ અલ્લાહપાક તરફથી સારા-ખરાબ કૃત્યોની સજા અસલ તો આખિરતમાં મળશે. પરંતુ અમૂક વખતે દુન્યામાં પણ અત્યાચારીઓને તેમના અમલની સજા મળી જાય છે. જેમકે તૂફાને નૂહ (અલૈ.) તથા આદ, સમૂદ, ફિરઔન, નમરૂદ વગેરેને દુન્યામાં પણ સઝા મળી ગઈ.

## હઝરત હૂદ અલયહિસ્સલામની દઅવત અને કૌમના જવાબો :

અને અમે આદ (કૌમ)ના તરફ તેઓના ભાઈ હૂદ (અલૈ.)ને મોકલ્યા. તેમણે કહ્યું કે, હે મારી કૌમ ! (માત્ર) અલ્લાહપાકની જ બંદગી કરો. તેના સિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી. તમે સૌ (શરીક ઠેરવવામાં) જૂઠું કહો છો. (૫૦) હે મારી કૌમ ! હું તમારાથી એના ઉપર કંઈ જ બદલો માંગતો નથી. મારી મજૂરી તેના જ ઉપર છે કે જેણે મને પેદા કર્યો. છતાં શું તમે સમજતા નથી ? (૫૧) અને હે મારી કૌમ ! પોતાના માલિકથી પોતાના ગુનાહ બખ્શાવો. ફરી (ઈમાન લાવી) તેના તરફ રજૂ થાઓ તો તે તમારા ઉપર આસમાનથી (વરસાદની) ધારો છોડી દેશે અને તમને વધુ શક્તિ આપી (હાલની) શક્તિમાં વૃદ્ધિ કરશે અને પાપી રહી મોઢું ન ફેરવો. (૫૨) તેઓએ કહ્યું કે હૂદ (અલૈ.) ! આપ અમારી પાસે કંઈ દલીલ લાવ્યા નથી અને અમે (માત્ર) આપના કહેવાથી અમારા દેવતાઓને છોડનાર નથી તેમજ આપને કોઈ રીતે અમે માનનારા નથી. (૫૩) અમે તો એમ જ



કહીએ છીએ કે અમારા કોઈ દેવતાએ આપને બૂરી રીતે નડતર કરી છે. હૂદ (અલૈ.)એ ફરમાવ્યું : હું અલ્લાહપાકને સાક્ષી રાખું છું અને તમે પણ સાક્ષી રહો કે જે વસ્તુઓને તમે (અલ્લાહપાકના) શરીક બનાવો છો, તેથી હું બેઝાર છું. (૫૪) તે અલ્લાહપાકના સિવાય, તેથી તમે સઘળા મળી મારા હકમાં દાવ રચો. ફરી મને (જરા પણ) મોહલત ન આપો. (૫૫) મેં તો અલ્લાહપાક પર ભરોસો કર્યો છે, જે મારો અને તમારો પણ માલિક છે. પૃથ્વી પર કોઈ ચાલનાર (પ્રાણી) નથી; પરંતુ અલ્લાહપાકના જ કબ્જામાં તેની પેશાની છે. બેશક, મારો પરવરદિગાર સીધા માર્ગ પર (મળે) છે. (૫૬) છતાં જો તમે મોઢું ફેરવશો તો મારા દ્વારા જે સંદેશો તમારા તરફ મોકલવામાં આવ્યો છે, તે હું તમને પહોંચાડી ચૂક્યો અને મારો પરવરદિગાર તમારા સિવાય બીજા લોકોને તમારી જગ્યાએ આબાદ કરશે, પણ અલ્લાહપાકનું તમે કંઈ બગાડી શકશો નહિ. ચોક્કસ મારો પરવરદિગાર દરેક વસ્તુ પર રક્ષક છે. (૫૭) અને જ્યારે અમારો હુકમ પહોંચ્યો ત્યારે અમે હૂદ (અલૈ.)ને તથા જે લોકો તેમની સાથે ઈમાન લાવ્યા હતા, તેમને પોતાની કૃપાથી બચાવી લીધા અને તેમને અતિ સખત અઝાબથી સુરક્ષિત રાખ્યા (૫૮) અને આ (તે જ) આદ કૌમ છે કે જેઓએ પોતાના માલિકની આયતોનો ઈન્કાર કર્યો અને તેના રસૂલોને માન્યા નહિ, પણ એવાઓના હુકમને તાબે થયા જેઓ બળજબરી કરનાર (અને) વિરોધી હતા (૫૯) અને (તેથી જ) આ દુનિયામાં પણ લઅનત તેઓની પાછળ લાગેલી રહી અને કિયામતના દિવસે પણ (લાગેલી રહેશે.) સાંભળી લો ! આદે પોતાના માલિકનો ઈન્કાર કર્યો (અને) સાંભળી લો ! આદને ફિટકાર છે જે હૂદ (અલૈ.)ની કૌમ હતી. (૬૦)

## હઝરત સાલિહ (અલૈ.)ની દઅવત અને કૌમની બરબાદી :

(સાલિહ અલૈ.એ) કહ્યું કે, હે મારી કૌમ ! જરા જુઓ તો જો હું પોતાના માલિક તરફથી સ્પષ્ટ દલીલ પર હોઉં અને તેણે પોતાના તરફથી મને રહમત (નુબૂવ્વત) અર્પણ કરી હોય છતાં જો હું તેની નાફરમાની કરૂં તો ફરી મને તેના (અઝાબ)થી કોણ બચાવશે ? તમે તો મારા માટે નુકસાન

સિવાય કંઈ જ વધારતા નથી. (૬૩) અને હે મારી કૌમ ! આ અલ્લાહ તઆલાની ઊંટણી તમારા માટે એક નિશાની (મુઅજિઝો) છે. માટે તેને છોડી મૂકો કે અલ્લાહપાકની જમીનમાં (જ્યાં ચાહે) ચરતી ફરે અને તેને બુરાઈથી કદી અડકવું પણ નહિ. નહિ તો તમને બહુ જલ્દી અઝાબ આવી પકડશે. (૬૪) છતાં તેઓએ તેના પગ કાપી નાખ્યા તો (સાલિહ અલૈ.એ) કહ્યું કે, ત્રણ દિવસ પોતાના ઘરોમાં લાભ ઉઠાવી લો. આ વાયદો એવો છે, જે જૂઠો નહિ થાય. (૬૫) પછી જ્યારે અમારો (અઝાબનો) હુકમ આવી પહોંચ્યો, ત્યારે અમે સાલિહ (અલૈ.)ને તથા જે લોકો તેમની સાથે ઈમાન લાવ્યા હતા તેમને પોતાની કૃપાથી બચાવી લીધા અને તે દિવસની હલકાઈથી પણ (બચાવ્યા.) બેશક, આપનો પરવરદિગાર જ બળવાન, વર્ચસ્વવાળો છે. (૬૬) અને તે જાલિમોને એક ભયંકર અવાજે પકડી લીધા, જેથી તેઓ સવારે પોતાના ઘરોમાં ઉંધા પડેલા રહી ગયા, (૬૭) જાણે તે ઘરોમાં તેઓ કદી વસ્યા જ ન હતા. સાંભળી લો ! સમૂદે પોતાના માલિકનો ઈન્કાર કર્યો. હા, (તેથી જ) સમૂદને ફિટકાર છે. (૬૮)

## હઝરત શુઐબ (અલૈ.)નો કૌમ સાથેનો સંવાદ :

તે લોકોએ કહ્યું કે, હે શુઐબ (અલૈ.) ! શું આપની નમાઝ આપને એ શીખવે છે કે, જે વસ્તુઓને અમારા બાપદાદા પૂજતા આવ્યા તેને અમે છોડી દઈએ અથવા પોતાના માલમાં ચાહીએ તેમ કરવાનું છોડી દઈએ ? આપ જ મોટા બુદ્ધિશાળી, સદાચારી છો. (૮૭) તેમણે કહ્યું : હે મારી કૌમ ! જુઓ, જો મને મારા માલિક તરફથી (સત્ય માર્ગની) સમજ આવી ગઈ હોય અને તેણે મને ભલી દૌલત-નુબૂવ્વત અર્પણ કરી હોય (તો પછી કેમ તબ્લીગ ન કરૂં ?) અને હું એવું નથી ચાહતો કે જે કામથી તમને રોકું છું, તેને પાછળથી પોતે જ કરવા લાગું. હું તો સુધારો જ કરવા ચાહું છું. જેટલા પ્રમાણમાં મારાથી બની શકે. અને મને જે કંઈ તવફીક થાય છે તે અલ્લાહપાકની મદદથી જ છે; તેની જ ઉપર મેં ભરોસો કર્યો અને તેની જ તરફ રૂજૂઅ (પેશ) થાઉં છું. (૮૮) અને હે કૌમ ! મારી વિરૂદ્ધતા તમારા માટે એ વાતનું કારણ ન બને કે તમારા ઉપર પણ તેવી જ આફત આવી

પડે જેવી કે નૂહ (અલૈ.)ની કૌમ અથવા હૂદ (અલૈ.)ની કૌમ યા સાલિહ (અલૈ.)ની કૌમ પર આવી પડી હતી. વળી, લૂત (અલૈ.)ની કૌમ તો તમારાથી દૂર જ નથી. (૮૯) અને પોતાના માલિક પાસે પોતાના ગુનાહ બખ્શાવો અને તેની તરફ રૂજૂઅ (ધ્યાનથી) રહો. બેશક, મારો પરવરદિગાર ઘણો દયાળુ (અને) પ્રેમ રાખનાર છે. (૯૦) તેઓએ કહ્યું : હે શુઐબ (અલૈ.)! આપ કહો છો તેમાંથી ઘણી વાતો તો અમે સમજતા જ નથી અને અમે તો આપને અમારામાં અશક્ત જોઈએ છીએ. જો આપનું કુટુંબ ન હોત તો જરૂર અમે આપને પથ્થરો વડે મારી નાખત અને અમારી સમક્ષ તમારૂં કંઈ માન નથી. (૯૧) તેમણે કહ્યું કે, હે મારી કૌમ ! અલ્લાહપાક કરતાં મારા સગાવહાલાનો મોભ્ભો તમારા નજીક વધુ છે ? અને તે(ના હુકમ)ને તમે પોતાની પીઠ પાછળ નાખી દીધો. બેશક, જે કંઈ તમે કરો છો તે મારા પરવરદિગારના કાબૂમાં છે. (૯૨) અને હે મારી કૌમ ! તમે પોતાની સ્થિતિ પ્રમાણે કામ કરતા રહો. હું પણ (પોતાની રીતે) કામ કરૂં છું. આગળ તમે જાણી લેશો કે હલકાઈ (રૂસ્વાઈ) કરનારો અઝાબ કોના ઉપર આવે છે અને એ (પણ જાણી લેશો) કે જૂઠો કોણ છે અને (અઝાબની) તમે રાહ જોતા રહો. હું પણ તમારી સાથે રાહ જોઉં છું. (૯૩) અને જ્યારે અમારો (અઝાબનો) હુકમ આવી પહોંચ્યો ત્યારે અમે શુઐબ (અલૈ.)ને તથા જે લોકો તેમની સાથે ઈમાન લાવ્યા હતા તેમને પોતાની કૃપાથી બચાવી લીધા અને તે જાલિમોને એક ગર્જનાએ પકડી લીધા, જેથી તેઓ પોતાના ઘરોમાં ઉંધા પડેલા રહી ગયા. (૯૪) જાણે તેઓ તો તેમાં કદી વસ્યા જ ન હતા. જાણી લો કે મદયનને ફિટકાર થઈ, જેવી કે સમૂદને ફિટકાર થઈ હતી.(૯૫)

**આગલી કૌમોના પરિણામ જોઈ વર્તમાન લોકોને નસીહત :**

આ તે વસ્તીઓનો થોડોક અહેવાલ છે, જે અમે આપને સંભળાવીએ છીએ. તેમાંની કેટલીક હજુ કાયમ છે અને કેટલીકના મૂળ કપાઈ ગયા. (૧૦૦) અને અમે તેઓના ઉપર જુલ્મ કર્યો ન હતો, પરંતુ તેમણે પોતે જ પોતાની જાન પર જુલ્મ કર્યો હતો. પછી જ્યારે આપના પરવરદિગારનો હુકમ આવી પહોંચ્યો, ત્યારે તેઓ અલ્લાહપાકને છોડી જે દેવતાઓને પુકાર્યા

કરતા હતા, તે સૌ તેઓને કંઈ કામ ન લાગ્યા અને તે (દેવતા)ઓએ તે લોકોના હકમાં હલાકી સિવાય કંઈ વધાર્યું નહિ. (૧૦૧) આ જ પ્રમાણે જ્યારે તે વસ્તીઓને તેઓના જુલ્મ (કુફ્ર) કરવાની હાલતમાં પકડે છે, તો આપના પરવરદિગારની પકડ એવી જ હોય છે. બેશક, તેની પકડ દુઃખદાયક, સખત છે. (૧૦૨) બેશક, જે કોઈ આખિરતના અઝાબથી ડરે છે, તેના માટે આ બનાવોમાં ભારે ઈબ્રતનો પાઠ છે. આ એક એવો દિવસ છે, જેમાં સૌ લોકો એકઠા થશે અને તે દિવસ સૌની હાજરીનો છે. (૧૦૩) અને અમે તેમાં જે વાર લગાડીએ છીએ, તે મુકર્રર વાયદા માટે જ છે. (૧૦૪) જે દિવસે તે (કિયામત) આવશે, તો કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાની પરવાનગી વિના કંઈ બોલી જ નહિ શકે, પછી તેઓમાં કેટલાક કમભાગ્ય (કાફિર) હશે અને કેટલાક ભાગ્યશાળી (ઈમાનવાળા) હશે. (૧૦૫) તો જેઓ કમભાગ્ય છે, તેઓ તો આગમાં એવી સ્થિતિમાં હશે કે તેઓને ત્યાં બરાડા પાડવા અને બૂમો પાડવાનું છે. (૧૦૬) તેઓ સદા તેમાં જ રહેશે. જ્યાં સુધી આકાશ અને પૃથ્વી કાયમ રહે, પરંતુ જો આપનો પરવરદિગાર ચાહે. બેશક, આપનો પરવરદિગાર જે કંઈ ધારે છે, તે કરી નાખે છે. (૧૦૭) પણ જેઓ ભાગ્યશાળી છે, તો તેઓ જન્નતમાં હશે. તેઓ તેમાં સદા રહેશે. જ્યાં સુધી આકાશ અને પૃથ્વી કાયમ રહે, પરંતુ જો આપનો પરવરદિગાર ચાહે, એ (તેની) અનંત બખ્શિશ છે. (૧૦૮)

### ઈસ્તિકામત : દીન ઉપર મઝબૂતીથી જમી રહેવુ :

તો (હે નબી સલ. !) આપ (દીનના માર્ગે) સીધા ચાલ્યા જાવ, જેવો કે આપને હુકમ થયો છે, તેમજ જેઓ તૌબા કરી આપની સાથે થયા છે તેઓ પણ (સીધા ચાલે) અને (દીનની) હદથી ન વધે. બેશક, તમે જે કંઈ કરો છો તેને તે નિહાળે છે. (૧૧૨) અને (હે મુસ્લિમો !) એવા જુલ્મીઓના તરફ વલણ ન રાખો, નહિ તો દોઝખની આગ તમને લાગી જશે અને અલ્લાહપાકના સિવાય કોઈ તમારા હિમાયતી થનાર નથી. ફરી તમને જરા પણ સહાય નહિ મળે. (૧૧૩) અને દિવસના બન્ને છેડાઓ પર તથા રાતના અમુક ભાગમાં નમાઝ કાયમ રાખો. બેશક, નેકીઓ બુરાઈઓને

દૂર કરી દે છે; બોધ ગ્રહણ કરનારાઓ માટે આ નેક (ઉત્તમ) બોધ છે. (૧૧૪) અને સબર કર્યા કરો. અલબત્ત, અલ્લાહપાક નેકીવાળાઓના સવાબને બેકાર કરતો નથી. (૧૧૫)

## નબીઓના કિસ્સા વર્ણન કરવાનું કારણ આશ્વાસન અને બોધપાઠ

અને રસૂલોના અહેવાલમાંથી આ સઘળું આપની આગળ અમે બયાન કરીએ છીએ કે તે વડે આપના દિલને ધીરજ આપીએ અને આ કિસ્સાઓમાં આપની પાસે સત્ય પહોંચ્યું છે અને ઈમાનવાળાઓ માટે બોધ અને શિખામણ છે. (૧૨૦) અને જે લોકો (આવી દલીલો છતાં) ઈમાન નથી લાવતા તેઓને ફરમાવી દો કે તમે પોતાની સ્થિતિ પ્રમાણે કામ કરતા રહો. અમે પણ (પોતાની રીતે) કામ કરીએ છીએ. (૧૨૧) અને તમે (પરિણામની) રાહ જુઓ, અમે પણ રાહ જોઈએ છીએ. (૧૨૨) અને આકાશો તથા પૃથ્વીની સર્વ ગૈબની વાતોનું ઈલ્મ અલ્લાહપાકને જ છે. વળી, દરેક કામ તેની જ તરફ રુજૂઅ થશે. માટે તેની જ બંદગી કરો અને તેના જ ઉપર ભરોસો રાખો અને તમે જે કંઈ કરો છો તેનાથી આપનો પરવરદિગાર બેખબર નથી. (૧૨૩)

# સૂરએ યૂસુફ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૧૨ | રૂકૂઅની સંખ્યા : ૧૨ |
| નાઝિલ થવાનો ક્રમ : ૫૩ | આયતોની સંખ્યા : ૧૧૧ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત પણ મક્કા મુકર્રમહમાં ઉતરી. અમૂક રિવાયતોમાં છે કે, યહૂદીઓએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી મક્કાના મુશ્રિકો મારફતે સવાલ કરાવ્યો હતો કે, હઝરત યઅકૂબના પુત્રો તો પેલેસ્ટાઈનમાં રહેતા હતા, તે ઈજીપ્ત (મિસ્ર) જઈને કેમ વસ્યા ?



તેમનો ખ્યાલ હતો કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પાસે યહૂદીઓનો ઈતિહાસ જાણવાનો કોઈ સ્રોત નથી. માટે હમારા સવાલનો જવાબ આપી શકશે નહીં. અને એ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિરોધ ઉશ્કેરવાનો મોકો મળી જશે, કે આપ સાચા રસૂલ નથી.

તો આ સવાલના જવાબમાં અલ્લાહપાકે પૂરી સૂરત નાઝિલ ફરમાવી. જેમાં સંપૂર્ણ વિગત સાથે હઝરત યૂસુફ (અલૈ.)નો કિસ્સો વર્ણન કર્યો. સાથે તેને કુરૈશીઓના તે વર્તન સાથે સાંકળી લીધો, જે તે યૂસુફ અલયહિસ્સલામના ભાઈઓની જેમ આપ સાથે કરી રહ્યા હતા.

વાત એમ હતી કે, હઝ. યઅકૂબ (અલૈ.)નું નામ ઈસ્રાઈલ હતું. તેમના બાર પુત્રો હતા. એમની નસલથી યહૂદીઓના બાર કબીલા થયા. આ સૂરતમાં બતાવ્યુ કે, યઅકૂબ (અલૈ.) પોતાના બાર પુત્રો સાથે પેલેસ્ટાઈનમાં રહેતા હતા. જેમાં આપના ફરઝંદ હઝ. યૂસુફ (અલૈ.) અને તેમના ભાઈ બિન્યામીન પણ શામેલ હતા. બીજા ભાઈઓની માં અલગ હતી. તો સાવકા ભાઈઓએ મશ્વેરો કરી હઝ. યૂસુફ (અલૈ.)ને એક કૂવામાં નાંખી દીધા. જ્યાંથી એક કાફલો પસાર થઈ રહ્યો હતો, તેમણે આપને કૂવામાંથી કાઢી મિસરમાં એક વઝીરને વેચી દીધા. ત્યાં વઝીરની પત્ની આપની ખૂબસુરતીથી અંજાઈ ગઈ અને આપને ખરાબ કૃત્ય કરવા મજબૂર કરવા લાગી. આપે અલ્લાહપાકથી દુઆ માંગી કે, મને આ ગુનાહ કરતાં જેલમાં જવુ વધુ પસંદ છે. અલ્લાહપાકે જાહેરી અસ્બાબ એવા પેદા કર્યા કે, આપને જેલ મોકલવામાં આવ્યા.

અલ્લાહપાકનું એવુ કરવું કે, મિસરના રાજાને ખ્વાબ (સ્વપ્ન) આવ્યુ. અને તેની સાચી તઅબીર બતાવવાને લઈ તેણે આપને જેલથી છૂટકારો આપ્યો. હઝરત યૂસુફ અલયહિસ્સલામે જેલમાં જવાની ચોખવટ કરાવી. ત્યાર બાદ આપને મિસ્રના નાણામંત્રી બનાવ્યા. અને પછી સરકારના બધા જ પાવરો (અધિકારો) આપને સોંપી દીધા. હઝરત યૂસુફ અલયહિસ્સલામ પોતાના માં-બાપ તથા ભાઈઓને મિસર બોલાવી લીધા. અને આ રીતે તેમની નસલ (યહૂદીઓ) પેલેસ્ટાઈનથી મિસર પહોંચી ગઈ.





સૂરએ યૂસુફની આ ખૂબી છે કે, તેમાં હઝરત યૂસુફ અલયહિસ્સલામનો પૂરો કિસ્સો લગાતાર વિગતવાર વર્ણન કરવામાં આવ્યો છે. આ કિસ્સો બીજી કોઈ સૂરતમાં વર્ણન થયો નથી. આ કિસ્સાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નુબૂવ્વતનો પુરાવો અને તે પણ વિરોધીઓનો મોં માંગ્યો પુરાવો પૂરો પાડી તેમને લપડાક આપી કે, આ વાતો જેને અરબસ્તાનમાં કોઈ જાણતુ ન હતું. આપ (સલ.)એ તેને યહૂદીઓની જાણકારીથી પણ વધુ વિગત સાથે શાનદાર શૈલીમાં સંભળાવ્યો. એ વાત આપને વહી (ખુદાઈ વાણી) મારફતે જ્ઞાન મળ્યુ તેના આધારે કહેવામાં આવ્યો છે. આપે પોતે નથી ઘડી કાઢયો. આયત ૧૦૨-૧૦૩માં આ બાબતની સ્પષ્ટતા કરવામાં આવી છે.

આ સાથે હઝરત યૂસુફ અલયહિસ્સલામના ભાઈઓનો કિસ્સો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ભાઈઓ (કુરૈશ કબીલા)ને સંભળાવી તેમને યૂસુફ અલયહિસ્સલામના ભાઈઓની જેમ પરિણામ ભોગવવા માટે પણ ચેતવી દીધા કે, ભાઈઓએ અત્યંત નિર્દયતાપૂર્વક કૂવામાં નાંખ્યા, પરંતુ અલ્લાહ તઆલાએ ફક્ત બચાવ્યા જ નહીં, બલ્કે મિસરની હુકૂમતના માલિક બનાવ્યા. એ જ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પણ જેમને તમે મક્કા મુકર્રમહથી હિજરત કરવા મજબૂર કર્યા, તેમને કતલ કરવા બધા મક્કાવાસીઓએ તેમના ઘરનો ઘેરો કર્યો, પરંતુ અલ્લાહપાકે તેમને સહી સલામત મદીના શરીફ પહોંચાડી આપ્યા.

અને હઝરત યૂસુફ અલયહિસ્સલામના ભાઈઓએ જેવી રીતે મજબૂર થઈ ભીખ માંગવા હઝરત યૂસુફ અલયહિસ્સલામ સમક્ષ આજીઝી કરવી પડી, તેવી જ રીતે મક્કાના દુષ્કાળ વખતે કુરૈશીઓએ તે દુકાળ રોકવાની દુઆ કરવા આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ દરખ્વાસ્ત કરવી પડી. અને જેમ હઝરત યૂસુફ અલયહિસ્સલામ મિસરના બાદશાહ બન્યા અને ભાઈઓએ તેમની સમક્ષ માફી માંગી તે જ રીતે ફત્હે મક્કાના દિવસે તમારે પણ આપ (સલ.) સમક્ષ જીવનદાન માંગવુ પડશે.

હઝરત યૂસુફ અલયહિસ્સલામે નબી હોવાને લઈ ઉચ્ચ અખ્લાક રાખી ભાઈઓને માફ કરી દીધા અને ફરમાવ્યું કે, ''આજે તમારી કોઈ પકડ થવાની



નથી. અલ્લાહપાક તમને માફ કરે, તે સૌ દયાળુઓમાં સૌથી શ્રેષ્ઠ દયાળુ છે.'' એવી જ રીતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે નામોશીભરી હાર ખાધેલા કુરૈશીઓને ફરમાવ્યું કે, હું પણ તમને તે જ જવાબ આપું છું, જે હઝરત યૂસુફ અલયહિસ્સલામે પોતાના ભાઈઓને આપ્યો હતો કે, આજે તમારી કોઈ પકડ થવાની નથી, જાઓ ! મેં તમને માફ કર્યા. આજનો દિવસ રહમ કરવાનો દિવસ છે, કતલ કરી (બદલો લેવાનો) નથી.

આ કિસ્સામાં એ પણ દર્શાવવામાં આવ્યુ છે કે, હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ, હઝરત ઈસ્હાક અલયહિસ્સલામ, હઝરત યઅકૂબ અલયહિસ્સલામ અને હઝરત યૂસુફ અલયહિસ્સલામનું દીન (ધર્મ) તે જ હતું, જે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું દીન (ધર્મ) છે. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આજે જે તૌહીદ, રિસાલત અને આખિરતની માન્યતાઓ તરફ બોલાવે છે, તે જ માન્યતાઓ તરફ આ બધા નબીઓ પોતાના સમયમાં બોલાવતા હતા.

કુર્આન શરીફ એક તરફ હઝરત યઅકૂબ (અલૈ.) અને હઝરત યૂસુફ (અલૈ.)ના ચારિત્ર્ય અને બીજી તરફ હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓ, વેપારી કાફલાવાળા, મિસરના વઝીર અઝીઝ, તેની પત્ની, મિસરની બેગમો અને મિસરના સત્તાવાળાના ચારિત્ર્ય અને સંસ્કાર પણ દર્શાવે છે. અને પોતાની વર્ણનશૈલી મારફતે વાંચકો સમક્ષ આ મૂક પ્રશ્ન રજૂ કરે છે કે, જુઓ પહેલા પ્રકારના ઉચ્ચ સંસ્કારો અને અખ્લાકી ચારિત્ર્ય કયા ગુણોથી પેદા થાય છે ? અર્થાત્ તૌહીદ, રિસાલત, હિસાબ-કિતાબ ઉપર સંપૂર્ણ વિશ્વાસ અને અલ્લાહપાકની બંદગીવાળા અમલોના પ્રતાપે માણસ આ અખ્લાકી શ્રેષ્ઠતા પ્રાપ્ત કરે છે. જ્યારે કુફ્ર, અજ્ઞાનતા, ભૌતિક જીવનને જ સમગ્ર જીવન સમજવુ અને ખુદાપાક તથા આખિરતથી ગફલતને લઈ માણસ પોતાની સામાજિક અખ્લાકી પડતી અને પતનના માર્ગે જ ધકેલાતો જાય છે, તે માણસ મટી જંગલી જાનવરથી પણ બૂરો બની જાય છે. સામાન્ય રીતે લોકો પ્રેમ-મુહબ્બતની કહાણી ઘણી દિલચસ્પીથી સાંભળે છે, પરંતુ તેનાથી ચારિત્ર્ય-અખ્લાક બગડે છે. જ્યારે આ પુરો કિસ્સો મુહબ્બતની દાસ્તાન વર્ણન કરવા

સાથે ઉચ્ચ અખ્લાક-ચારિત્ર્ય અને અલ્લાહપાકની કુદરત, તાકત, ભેદો અને હઝરત યૂસુલ (અલૈ.)ની ધીરજ, માફી વગેરે શ્રેષ્ઠ અખ્લાક સાબિત કરે છે.

કુર્આન શરીફના બધા જ કિસ્સાઓમાં અને વિશેષ કરીને સૂરએ યૂસુફમાં અલ્લાહ તઆલા માનવદિમાગમાં આ વાત દૃઢ યકીન અને વિશ્વાસ સાથે ઠસાવવા માંગે છે કે, અલ્લાહ તઆલા જે કામ કરવા માંગે છે, તે કોઈપણ સંજોગોમાં સફળ થઈને રહે છે. માણસ પોતાની મર્યાદિત યુક્તિઓ મારફતે તેને રોકવા કોઈપણ રીતે સમર્થ અને સફળ થતો નથી.

હાં, એવુ ઘણીવાર બને છે કે, માનવી એક કામ પોતાની યોજના પ્રમાણે કરવા માંગે છે અને તેના બાહ્ય તથા આંતરિક બધા જ રસ્તાઓ ઈખ્તિયાર કરે છે, પરંતુ અલ્લાહપાકની મરજી ન હોવાને લઈ તેમાં કાંઈને કાંઈ રૂકાવટ તથા વિધ્નો આવી જાય છે. અને માનવી તેમાં અસફળ રહે છે.

ભાઈઓએ હઝરત યૂસુફ અલયહિસ્સલામને કૂવામાં નાંખતી વખતે એમ સમજ્યુ હતું કે, હવે અમારા માર્ગના આ કાંટાને કાયમ માટે દૂર કરી રહ્યા છીએ. પરંતુ તે જ વખતે હકીકતમાં અલ્લાહપાક તેમને નુબૂવ્વતની સૌથી ઉચ્ચ પદવી અર્પણ કરવાની બશારત આપી રહ્યા છે. અને છેવટે ભાઈઓએ પણ પોતાના ગુનાહોનો સ્વીકાર કરી માફી માંગવી પડી.

મિસરના વઝીર અઝીઝની પત્ની હઝરત યૂસુફ અલૈહિસ્સલામને જેલમાં પહોંચાડી હઝરત યૂસુફ અલયહિસ્સલામે પોતાની વાત ન સ્વીકાર કરવાની સજા આપી રહી હોવાનો ગર્વ અને ઘમંડ અનુભવી રહી હતી, પરંતુ તેને ખબર ન હતી કે, આ જેલ મારફતે જ તે બાદશાહના સ્વપ્નની તઅબીર વર્ણન કરી મિસરના નાણાંપ્રધાન અને છેવટે બધા જ ખાતાઓના વઝીર બનવાના હતા. અને એક દિવસે અઝીઝની પત્નીએ પોતે જ પોતાની ખિયાનત-અપ્રમાણિકતાની કબૂલાત કરતાં હઝરત યૂસુફ (અલૈ.)ને બાદશાહના ભરા દરબારમાં નિર્દોષ સાબિત કરવાની ફરજ અદા કરવી પડશે.

આ પ્રકારના બનાવો અલ્લાહપાકના સર્વશક્તિમાન હોવા અને માનવીના લાચાર હોવાની સાબિતીઓ પૂરી પાડી માનવીને અલ્લાહ તઆલાના તાબે

રહેવાની પ્રેરણા આપે છે. અલ્લાહપાક જેને બુલંદીના શિખરે પહોંચાડવા માંગે છે, તેને કોઈ નીચો પાડી શકતુ નથી. અને અલ્લાહપાક જેને અપમાનિત કરવા માંગે છે, તેને કોઈ સ્વમાન આપી શકતુ નથી. અને આ બધાનો સબંધ અલ્લાહપાકની ફરમાંબરદારી (આજ્ઞા) અને નાફરમાની સાથે જોડવાયેલો છે. ફરમાંબરદાર (આજ્ઞાંકિત) બંદાઓ માટે તે ગમે ત્યાંથી રસ્તાઓ કાઢી આપે છે.

## હઝરત યૂસુફ અલયહિસ્સલામ :

હઝરત યૂસુફ અલયહિસ્સલામનો પુરો કિસ્સો ઈમાની શક્તિ, અડગતા, ખ્વાહિશ (મનેચ્છાઓ) પર સંપૂર્ણ કંટ્રોલ, ધીરજ, શુક્ર, પાકદામની (ઉચ્ચ ચારિત્ર્ય), પ્રમાણિકતા, માફી-દરગુજર, અલ્લાહ તઆલાના દીનની દઅવત પહોંચાડવાનો સાચો જઝબો (જેલમાં પણ), સાચા અને ખોટા અકીદાઓ (માન્યતા) શ્રદ્ધાઓ વચ્ચે ઉદાહરણો આપી ફર્ક કરવો અને તેમાં અલ્લાહપાક સાથે શિર્ક કરવાની બુરાઈઓનું વર્ણન એ અલ્લાહપાક સાથે સાચા ઈશ્ક અને મુહબ્બતની દલીલ હોવુ તથા ઉચ્ચ પરહેઝગારી જેવા મહાન અખ્લાક (નૈતિકતા) અને સંસ્કાર વગેરેના નમુના રજુ કરે છે.

આ જ ઉચ્ચ અખ્લાકી કેરેકટરને લઈ આપના માટે આ પહાડ તૂટી પડવા જેવી મહાન મુસીબતો પણ આસાન થઈ ગઈ. જે તકવા, પ્રમાણિકતા અને ધીરજના સારા પરિણામો આવે છે તેનો દૃઢ વિશ્વાસ આપણા દિલોમાં જન્માવે છે. અને હર હાલમાં અલ્લાહપાકને રાજી રાખવાના મીઠા ફળો બતાવે છે.

ભાઈઓની તકલીફો ઉપર સબ્ર, આઝાદ હોવા છતાં ગુલામ બનાવવા બલ્કે વેચાય જવા ઉપર પણ ધીરજ, વઝીરની પત્નીની લાલચો, ધમકીઓ, જેલની કોટડી વગેરે બધા જ પ્રસંગોએ આપનો અલ્લાહ તઆલા ઉપર સંપૂર્ણ વિશ્વાસ અને પોતાની દુઆઓ ફક્ત એક અલ્લાહ તઆલાથી માંગવી, વગેરે અલ્લાહપાકની રઝામંદીની જ દલીલો છે.

હસદ, ઈર્ષા કરનારને જ છેવટે નુકસાન થાય છે. જેમકે હઝ. યૂસુફ

અલયહિસ્સલામના ભાઈઓને તથા મક્કાના મુશ્રિકોને ફત્હે મક્કાના સમયે માફી માંગવી પડી.

## બાઈબલમાં ફિરઔન બાબતે ઐતિહાસિક ભૂલ :

હઝરત યૂસુફ અલયહિસ્સલામના સમયમાં મિસરમાં જે રાજા હતા, તે મિસરના ઈતિહાસમાં ''ભરવાડ બાદશાહો'' *(Hyksos Kings)*ના નામથી ઓળખાતા હતા. આ લોકો સિરિયાના અરબવંશ (અમાલિક)ના હતા. ઈ.સ. પૂર્વે પંદરમી સદી સુધી આ લોકોનું રાજ હતું. ત્યાર બાદ મિસરમાં એક રાષ્ટ્રવાદી આંદોલન છેડાયુ. અને તેમાં આ અરબ ''અમાલિકો''ની સત્તા છીનવી લઈ મિસરના અસલ વતનીઓનો દેશની સત્તા ઉપર કબ્ઝો થઈ ગયો. અને હઝરત મૂસા અલયહિસ્સલામ આ જ મિસરી (ફિરઔન) બાદશાહોના સમયમાં પેદા થયા.

હઝરત યૂસુફ અલયહિસ્સલામના યુગમાં અરબ બાદશાહ હતા. જ્યારે હઝરત મૂસા અલયહિસ્સલામના સમયમાં કિબ્તી (મિસરી) રાજા હતા.

ફ્રાન્સીસી વિદ્વાન ડો. મોરિસ બોકાઈ લખે છે કે, કુર્આન શરીફની સચ્ચાઈની દલીલ છે કે, હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સામાં તેણે ફિરઔનનો શબ્દ બિલ્કુલ વાપર્યો નથી, બલ્કે મલિક (રાજા)નો શબ્દ વાપર્યો છે. અને હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સામાં કુર્આને ફિરઔનનો શબ્દ વાપરી બન્નેવ બાદશાહો વચ્ચે ફર્ક કર્યો છે.

જ્યારે બાઈબલના સંપાદકો (માનવીય હસ્તક્ષેપો) જેમણે બાઈબલમાં ઘણો ફેરફાર કરી આપ્યો છે. તેમણે બન્નેવ કિસ્સાઓમાં મિસરના બાદશાહને ફિરઔનના ઉપનામથી સંબોધ્યો છે. જે તેમની ઐતિહાસિક ઘણી મોટી ભૂલ છે. આ ખુદાઈ કલામની (નઉઝુબિલ્લાહ) ભૂલ નથી, બલ્કે માનવભૂલ છે. જે માનવ હસ્તક્ષેપને લઈ થઈ. જ્યારે કુર્આન શરીફમાં માનવ હસ્તક્ષેપની કોઈ ગુંજાઈશ ન હોવાને લઈ તે આ ઐતિહાસિક ભૂલથી સંપૂર્ણ રીતે સુરક્ષિત રહ્યું.

# સૂરએ યૂસુફ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### સૌથી શ્રેષ્ઠ કિસ્સાનું વર્ણન :

(હે નબી સલ. !) અમે આપની પાસે આ કુર્આન મોકલ્યું છે. એના વડે અમે આપની સમક્ષ એક બહુ સરસ કિસ્સો બયાન કરીએ છીએ અને બેશક, આપ એથી પહેલાં (એ વિશે) તદ્દન બેખબર હતા. (૩)

### અઝીઝે મિસ્રની પત્ની તરફથી ગુનાહ તરફ આકર્ષિત કરવા અને અલ્લાહપાક તરફથી બચાવ :

અને જે સ્ત્રીના ઘરમાં તે રહેતા હતા તે (તેમના પર મોહિત થઈ) તેનાથી પોતાની વાસના પૂર્ણ કરવા તેમને લલચાવવા લાગી અને સૌ બારણાં બંધ કરીને કહેવા લાગી કે (યૂસુફ અલૈ. !) જલ્દી આવો. તેમણે કહ્યું : અલ્લાહ તઆલાની પનાહ ! (વળી) તે મારો મુરબ્બી છે, તેણે મને સારી રીતે રાખ્યો છે. (માટે મારાથી એવું નહિ બને.) બેશક, નાશુક્રાઓ (કદી) સફળતા પામતા નથી. (૨૩) અને તે સ્ત્રીએ તેમની ફિકર કરી અને તેમણે પણ ઔરતની ફિકર કરી. જો તેમણે પોતાના પરવરદિગારની દલીલ જોઈ ન હોત (તો બચી શકત નહિ), એ જ પ્રમાણે અમે તેમને બુરાઈ અને નિર્લજ્જતાથી દૂર રાખીએ. બેશક, તે અમારા ચુનંદા બંદાઓ માંહેના હતા. (૨૪) અને (તે પછી) બન્ને આગળ-પાછળ દરવાજા તરફ નાઠાં અને તેણીએ તેમનું પહેરણ પાછળથી (ખેંચી) ફાડી નાખ્યું અને દરવાજા પાસે તેણીના ધણીથી બન્નેનો ભેટો થઈ ગયો; (તેથી ગભરાઈને) બોલી કે જે માણસ તારી પત્ની સાથે ખોટી દાનત કરે તેની એ સિવાય બીજી શી શિક્ષા (હોય શકે) છે કે તેને કેદ કરવામાં આવે યા તેને દુઃખદાયક શિક્ષા આપવામાં આવે. (૨૫) યૂસુફ (અલૈ.)એ કહ્યું કે, એણે જ મને પોતાના તરફ વાળવા ઈચ્છયું હતું અને તેણીના કુટુંબમાંથી એક સાક્ષીએ પુરાવો આપ્યો કે, જો તેમનું પહેરણ આગળથી ફાટેલું હોય તો ઔરત સાચી છે અને તે જૂઠા છે (૨૬) અને જો તેમનું પહેરણ પાછળથી ફાટેલું હોય તો ઓરત જૂઠી અને

તે સાચા છે. (૨૭) પછી જ્યારે (અઝીઝે) તેમનું પહેરણ પાછળથી ફાટેલું જોયું ત્યારે (ગુસ્સાથી) બોલ્યો કે બેશક, આ (તારી વાત) તમો સ્ત્રીઓનું ફરેબ છે. ખરેખર, તમારા ફરેબ પણ ગજબનાં જ હોય છે. (૨૮) (અઝીઝે કહ્યું કે) હે યૂસુફ (અલૈ.) ! આ વાતને જવા દો અને હે સ્ત્રી ! તું પોતાના ગુનાહની માફી માંગ. બેશક, તું જ કસૂરવાન છે. (૨૯)

## હઝરત યૂસુફ (અલૈ.) તરફથી ગુનાહથી બચવા જેલમાં જવાને પસંદગી આપવી :

યૂસુફ (અલૈ.)એ દુઆ કરી કે, હે પરવરદિગાર ! જે (દુષ્ટ) કામ તરફ એ સ્ત્રીઓ મને બોલાવે છે, તેના કરતાં જેલ મને વધુ ગમે છે અને જો તું તેણીઓના પ્રપંચ (દાવ)ને મારાથી દૂર નહિ કરે તો હું તેણીઓ તરફ ઢળી પડીશ અને નાદાનોમાં થઈ જઈશ. (૩૩) ફરી તેમના પરવરદિગારે તેમની દુઆ કબૂલ કરી લીધી અને તેણીઓનાં પ્રપંચને તેમનાથી દૂર કર્યો. બેશક, તે જ (દુઆનો) સાંભળનાર (અને હાલતનો) જાણનાર છે. (૩૪) પછી તે લોકોને નિશાનીઓ જોવા બાદ એમ (યોગ્ય) લાગ્યું કે, યૂસુફ (અલૈ.)ને એક મુદત સુધી કેદ રાખીએ. (૩૫)

## જેલના સાથીઓનું સ્વપ્ન અને તેમને દીનની દઅવત :

અને તેમની સાથે જેલમાં બીજા બે યુવકો પણ દાખલ થયા. તેઓમાંથી એકે (હઝરત યૂસુફ અલૈ.ને) કહ્યું કે, હું (સ્વપ્નામાં) જોઉં છું કે શરાબ (બનાવવા દ્રાક્ષ) નીચોવી રહ્યો છું અને બીજો બોલ્યો : હું (સ્વપ્નામાં) જોઉં છું કે, પોતાના માથા પર રોટલા ઉઠાવી રહ્યો છું, જેમાંથી પક્ષીઓ ખાઈ રહ્યા છે (તો) અમને એની તઅબીર બતાવો. અમે આપને નેક માણસ જોઈએ છીએ. (૩૬) યૂસુફ (અલૈ.)એ કહ્યું કે, જે ખોરાક તમને દરરોજ મળે છે, તે તમારી પાસે (આજે) આવતા પહેલાં જ હું તમને તેની હકીકત બતાવી આપીશ. આ (બતાવવું) તે જ્ઞાનના પ્રતાપે છે, જે મારા પરવરદિગારે મને શીખવ્યું છે. (તેથી જ કહું છું કે) મેં તે લોકોનો ધર્મ (પ્રથમથી જ) છોડી દીધો છે, જેઓ અલ્લાહપાક પર ઈમાન લાવતા નથી અને તેઓ આખિરતનો

પણ ઈન્કાર કરે છે. (૩૭) અને મેં મારા બાપદાદા ઈબ્રાહીમ (અલૈ.) તથા ઈસ્હાક (અલૈ.) અને યાકૂબ (અલૈ.)નો દીન ગ્રહણ કર્યો છે. તેથી અમને એ લાયક નથી કે કોઈ વસ્તુને અલ્લાહપાકની શરીક ગણીએ. આ (દીન) અમારા ઉપર તેમજ સૌ લોકો પર અલ્લાહપાકની કૃપા છે, પરંતુ ઘણા લોકો આભાર માનતા નથી. (૩૮) હે મારા જેલના સાથીઓ ! શું જુદા જુદા અનેક મઅ્બૂદો બેહતર છે અથવા એકલો જોરાવર અલ્લાહપાક ? (૩૯) તમે લોકો તેને છોડી માત્ર એવા નામોને જ પૂજો છો, જેને તમે તથા તમારા બાપ-દાદાએ રાખી લીધાં છે. અલ્લાહપાકે તો તેઓની (પૂજાની) કોઈ દલીલ ઉતારી નથી (અને) અલ્લાહપાક સિવાય કોઈ(ને હુકમ કરવા)ની સત્તા નથી. તેણે તો એ જ હુકમ આપ્યો છે કે, તેના સિવાય કોઈની પૂજા ન કરો. એ જ સીધો માર્ગ છે, પરંતુ ઘણાખરા લોકો જાણતા નથી. (૪૦) હે મારા જેલના સાથીઓ ! તમારા બન્નેમાંનો એક તો પોતાના માલિકને શરાબ પિવડાવશે અને બીજો જે છે, તે શૂળીએ ચઢશે. પછી તેના માથામાંથી પક્ષીઓ (ભેજું) ખાઈ જશે; જે બાબત વિશે તમે મને પૂછતા હતા, તેનો ફેંસલો થઈ ચૂક્યો છે. (૪૧)

## બાદશાહનું સ્વપ્ન અને તેની તઅબીર તથા તદબીર :

તેણે જેલમાં જઈ અરજ (કરી કે) હે યૂસુફ (અલૈ.) ! હે સત્યવાદી ! અમને આ (સ્વપ્ના)નો જવાબ આપો કે સાત તાજી (માતેલી) ગાયો છે કે તેમને સાત દુબળી ગાયો ખાઈ રહી છે અને સાત કંટીઓ લીલી અને બીજી સાત સૂકી છે, કે જેથી હું તે (મોકલનાર) લોકો પાસે પાછો જાઉં (અને તઅબીર કહું) તો કદાચ તેઓને (તમારી કદર) જણાય. (૪૬) તેમણે કહ્યું : તમે સાત વર્ષ (સતત) ખૂબ મહેનતથી ખેતી કરજો. ફરી જે ફસલ કાપો તેને તેની કંટી (અને ડુંડાં)માં જ રહેવા દેજો, પરંતુ ખાવા પૂરતું થોડુંક (કાઢી લેજો.) (૪૭) ફરી એના પછી સાત વર્ષ એવા સખત (દુકાળના) આવશે, તો તે વર્ષો માટે તમે જેટલું એકઠું કર્યું હશે તે ખાઈ જશો, પરંતુ થોડુંક (બચશે) જેને તમે (બી માટે) રોકી રાખશો. (૪૮) ફરી એના પછી એક વર્ષ એવું આવશે, જેમાં લોકો પર ખૂબ વરસાદ પડશે અને જેમાં તેઓ


(દ્રાક્ષનો) રસ પણ નીચોવશે. (૪૯)

**જેલમાંથી છૂટકારા પહેલા જેલમાં જવાની ચોખવટ અને નિર્દોષતા સાબિત કરાવવી :**

અને બાદશાહે (સ્વપ્નની તઅબીર-તદબીર સાંભળી) હુકમ કર્યો કે, યૂસુફ (અલૈ.)ને મારી પાસે લાવો. પછી જ્યારે તેમની પાસે કાસિદ પહોંચ્યો, ત્યારે (યૂસુફ અલૈ.એ) કહ્યું કે, તું પોતાના માલિક પાસે પાછો જા અને તેને પૂછ કે તે સ્ત્રીઓની શી દશા થઈ, જેણીઓએ પોતાના હાથ કાપ્યા હતા ? બેશક, મારો પરવરદિગાર તેણીઓના પ્રપંચને ખૂબ જાણે છે. (૫૦) બાદશાહે (સ્ત્રીઓને) પૂછ્યું : તમારી શું બીના છે, જ્યારે તમે યૂસુફ (અલૈ.)ને પોતાના તરફ વાળવા ચાહ્યું ? સ્ત્રીઓએ કહ્યું કે, અલ્લાહપાક માટે જ સૌ પાકી છે. અમે તેમનામાં જરા પણ બુરાઈ જોઈ નથી; (ત્યાર પછી) અઝીઝની પત્ની બોલી : હવે તો સત્ય ઉઘડી જ ગયું. (મૂળ વાત એ છે કે) મેં જ તેમને પોતાના તરફ વાળવા ચાહ્યું હતું અને તે તો (એ બાબતમાં) તદન સાચા છે. (૫૧) યૂસુફ (અલૈ.)એ (કહ્યું) : મેં એમ કર્યું એનું કારણ એ કે અઝીઝ (સૌની) રૂબરૂ જાણી લે કે મેં તેની પીઠ પાછળ તેની (અમાનતમાં) ખયાનત કરી નથી અને એ પણ (જાણી લે) કે, અલ્લાહપાક દગાબાજોના પ્રપંચને ચાલવા દેતો નથી. (૫૨) અને હું મારા નફસને પાક બતાવતો નથી. બેશક, (દરેકનો) નફસ તો બુરાઈ જ શીખવે છે, પરંતુ જેના ઉપર મારા પરવરદિગારે કૃપા કરી. બેશક, મારો પરવરદિગાર ઘણો બખ્શનાર (અને) દયાળુ છે. (૫૩)

**બાદશાહ તરફથી સંપૂર્ણ સત્તા આપવી ખુદાઈ મહાન ઈન્આમ :**

અને (આ સાંભળી) બાદશાહે કહ્યું કે, તેમને મારી પાસે લઈ આવો. હું તેમને ખાસ પોતાના (કામ) માટે રાખીશ. પછી જ્યારે બાદશાહે તેમની સાથે વાતચીત કરી ત્યારે તેમને કહ્યું કે ખરેખર, આજથી આપ અમારી પાસે માનવંત અને વિશ્વાસપાત્ર છો. (૫૪) યૂસુફ (અલૈ.)એ કહ્યું કે, મને દેશના ખઝાનાઓ (નાણા મંત્રાલય) પર મુકર્રર કરો. હું રક્ષણ કરનાર,


માહિતગાર છું. (૫૫) અને એ રીતે અમે યૂસુફ (અલૈ.)ને તે દેશમાં કાબૂ આપ્યો કે તેમાં ચાહે ત્યાં રહી શકતા હતા; અમે જેને ચાહીએ છીએ તેને અમારી રહમત પહોંચાડીએ છીએ અને અમે નેકી કરનારાઓનો બદલો વ્યર્થ કરતા નથી. (૫૬) અને જેઓ ઈમાન લાવ્યા અને પરહેઝગાર રહ્યા તેમના માટે આખિરતનો સવાબ બહુ જ બહેતર છે. (૫૭)

**ભાઈઓ તરફથી માફી માંગવી :**

**મક્કાના મુશ્રિકોને માર્મિક ઈશારો કે એક દિવસ તમારે પણ હઝ. મુહમ્મદ (સલ.) પાસે માફી માંગવી પડશે :**

યૂસુફ (અલૈ.)એ કહ્યું : કંઈ તમને યાદ છે કે, યૂસુફ (અલૈ.) અને તેમના ભાઈની જ્યારે તમને સમજણ ન હતી, શું શું કર્યું હતું ? (૮૯) તેઓ બોલ્યા : ખરેખર, શું તમે જ યૂસુફ (અલૈ.) છો ? તેમણે કહ્યું : હા, હું જ યૂસુફ (અલૈ.) છું. અને આ (બિનયામીન) મારો ભાઈ છે. અલ્લાહ તઆલાએ અમારા ઉપર ઘણો ઉપકાર કર્યો. અલબત્ત, જે કોઈ (ગુનાહોથી) બચે છે અને (મુસીબત પર) સબર કરે છે, તો અલ્લાહપાક એવા નેકી કરનારાઓના હકને બાતિલ કરતો નથી. (૯૦) તેમણે કહ્યું : અલ્લાહ તઆલાના સોગંદ ! અલબત્ત, અલ્લાહપાકે અમારા ઉપર તમને શ્રેષ્ઠતા આપી અને બેશક, અમે કસૂરવાન હતા. (૯૧) યૂસુફ (અલૈ.)એ કહ્યું : આજે (મારા તરફથી) તમારા ઉપર કંઈ પકડ નથી; તમને અલ્લાહપાક માફ કરે અને તે જ સૌ દયાળુઓનો દયાળુ છે. (૯૨)

**બાદશાહીમાં પણ ફકીરી, યૂસુફ (અલૈ.)ની દુઆમાં આજીઝી :**

હે પરવરદિગાર ! તેં મને અમુક દેશની સત્તા આપી તેમજ મને સ્વપ્નાની તાબીર શીખવી. હે આકાશો અને પૃથ્વીના રચનાર ! તું જ દુનિયા અને આખિરતમાં મારો કાર્યસાધક છે. તું મને સંપૂર્ણ ફરમાંબરદારીની જ હાલતમાં મૌત આપ અને મને નેકબખ્તો સાથે મેળવી દે. (૧૦૧) (હે મુહમ્મદ સલ. !) આ (કિસ્સો પણ) ગૈબની ખબરો પૈકી જ છે, જેને આપની પાસે વહી દ્વારા મોકલીએ છીએ અને (આ સ્પષ્ટ છે કે) જ્યારે તેઓ (યૂસુફ

અલૈ. વિશે) પોતાનો ઈરાદો મજબૂત કરવા લાગ્યા અને (કૂવામાં નાખવા) ચાલબાજી કરવા લાગ્યા ત્યારે આપ તેમની પાસે ન હતા. (૧૦૨) અને ઘણા લોકો ભલેને આપ ગમે તેટલું ચાહો, પણ (કુર્આન શરીફને) માનનાર નથી. (૧૦૩) અને આપ એના ઉપર તેઓથી કંઈ બદલો પણ માંગતા નથી. આ (કુર્આન) તો સર્વ જગતજનો માટે માત્ર એક નસીહત છે. (૧૦૪)

**કિસ્સાથી મક્કાના મુશ્રિકો તથા સમગ્ર માનવજાતને બોધપાઠ :**

અને આકાશો તથા પૃથ્વીમાં ઘણી નિશાનીઓ છે, જેના ઉપરથી તેઓ પસાર થતા રહે છે, પણ તેઓ તે પ્રત્યે લક્ષ આપતા નથી. (૧૦૫) અને ઘણા લોકો અલ્લાહ તઆલા પર તેનો શરીક બનાવ્યા વિના ઈમાન લાવતા નથી. (૧૦૬) તો શું તેઓ આ વાતથી નીડર થઈ ગયા કે તેઓના ઉપર અલ્લાહપાકના અઝાબ પૈકી કોઈ ઘેરી લેનાર આફત આવી પડે અથવા અચાનક કિયામત આવી પડે અને તેઓને ખબર પણ ન પડે ? (૧૦૭) (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે આ (તવહીદનું શિક્ષણ) મારો માર્ગ છે. અલ્લાહપાક(ના દીન)ની તરફ હું (દલીલ સાથે) સોચી-સમજીને બોલાવું છું, તેમજ જેઓ મારી સાથે છે તે પણ, અને અલ્લાહપાક (શિર્કથી) પાક છે અને હું શિર્ક કરનારાઓ માંહેનો નથી. (૧૦૮)

**નબીઓના કિસ્સાઓ ઈબ્રત માટે હોય છે :**

અલબત્ત, તે પૂર્વે(વાળા)ઓના કિસ્સાઓમાં બુદ્ધિશાળીઓ માટે બોધપાઠ છે; આ કુર્આન (જેમાં આ કિસ્સા છે તે) કાંઈ કલ્પિત વાર્તા નથી, પણ એના પહેલાંની (આકાશી) કિતાબોને સત્ય બતાવનાર છે અને દરેક (જરૂરી) વસ્તુનું વર્ણન કરનાર છે અને જે લોકો ઈમાન લાવે છે તેમના માટે (ખાસ રીતે હિદાયત અને રહમત છે). (૧૧૧)



# સૂરએ રઅદ

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

તિલાવતનો ક્રમ નં. ૧૩ રૂકૂઅની સંખ્યા : ૦૬

નાઝિલ થવાનો ક્રમ : ૯૬ આયતોની સંખ્યા : ૪૩

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત પણ હિજરતથી પહેલાં ઉતરી હતી. એનો ખાસ વિષય ઈસ્લામના બુન્યાદી અકીદાઓ તૌહીદ, રિસાલત અને આખિરતની સાબિતી તથા તેમના વિશે મુશ્રિકો તરફથી થતી શંકાઓ અને આક્ષેપોના જવાબો આપવાનો છે.

સૂરએ યૂસફમાં (આયત-૧૦૫) અલ્લાહપાકે ફરમાવ્યુ છે કે, આકાશ અને ધરતીમાં અલ્લાહપાકના સર્વશક્તિમાન હોવા અને તેના સિવાય કોઈ આ શક્તિમાં ભાગીદાર ન હોવાની ઘણી નિશાનીઓ ફેલાયેલી છે. પરંતુ નાફરમાન બંદાઓ તેના તરફ ધ્યાન આપતા નથી.

હવે આ સૂરતમાં આકાશ-પાતાળમાં ફેલાયેલી અલ્લાહપાકની નિશાનીઓની અમૂક વિગતો દર્શાવવામાં આવી છે, જે પુકારી-પુકારીને કહી રહી છે કે, જે સર્વશક્તિમાન અલ્લાહપાકે આ સમગ્ર સૃષ્ટિ બનાવી છે, અને તેનો સંપૂર્ણ વહીવટ ફક્ત અને ફક્ત તેના જ કબ્ઝામાં છે. આ વહીવટમાં કોઈપણ શક્તિ તેની કોઈપણ પ્રકારે ભાગીદાર નથી.

અને આ આખી બ્રહ્માંડ (કાયનાત) તેણે હેતુ વગર પેદા કરી નથી. ચોક્કસ જ તેનો એક ઉચ્ચ હેતુ છે. અને તે એ કે, આ ફાની જગતમાં કરેલા સારા-ખરાબ કૃત્યોનો એક દિવસ હિસાબ-કિતાબ આપવાનો છે. અને તેના આધારે જ સજા કે ઈન્આમ મળશે. આ પ્રમાણે આપોઆપ આખિરતનો અકીદો સાબિત થાય છે.

એ સાથે નેકી-બુરાઈ નક્કી કરવાનો માપદંડ માનવીની બુધ્ધિના આધારે નથી રાખ્યો, બલ્કે અલ્લાહપાક તરફથી નેકી-બુરાઈ બન્નેવનું સ્પષ્ટીકરણ

થઈ ચૂકયુ છે. આ હિદાયત અને અહકામો વહી મારફતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર ઉતારવામાં આવ્યા. જેનાથી રિસાલતનો અકીદો સાબિત થઈ ગયો.

કાયનાત (બ્રહ્માંડ)ની જે નિશાનીઓ આ સૂરતમાં વર્ણન કરવામાં આવી છે, તેમાં વાદળોની ગાજવીજ અને વિજળીની ચમક (આયત ૧૩માં)નું પણ વર્ણન છે. અરબીમાં ગાજવીજને (રઅદ) કહેવામાં આવે છે. માટે સૂરતનું નામ પણ ''રઅદ'' રાખવામાં આવ્યુ.

સૂરતનો આશય પહેલી જ આયતમાં રજૂ કર્યો છે કે, હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જે કાંઈ રજૂ કરી રહ્યા છે, એ જ સાચુ છે. જે લોકો તેને માનતા નથી, તે ભૂલમાં છે. વારંવાર તૌહીદ, રિસાલત અને આખિરતનું વર્ણન કરવામાં આવ્યુ છે. તથા તેના ઉપર યકીન કરનારાઓને અખ્લાકી (નૈતિક) તથા રૂહાની (આધ્યાત્મિક) લાભોની સમજ આપવામાં આવી છે. અને તેને ન માનનારાઓને વિવિધ પ્રકારે જે નુકસાનો થશે, તે પણ દર્શાવવામાં આવ્યુ છે, અને બતાવવામાં આવ્યુ છે કે, આ શિર્ક-કુફ્ર સંપૂર્ણપણે અજ્ઞાનતા અને મૂર્ખાઈનું કામ છે. આ સમજાવવા માત્ર તાર્કિક દાખલાનો જ ઉપયોગ કરવામાં આવ્યો નથી, બલ્કે દિલોને આકર્ષિત કરવા માટે એક-એક દલીલ અને પુરાવો રજૂ કરવાની સાથે વિવિધ રીતે (પ્રોત્સાહન અને ધમકીઓ સાથે) લોકોને શીખ આપવામાં આવી છે. સાથે મુસ્લિમોને પણ આશ્વાસન આપવામાં આવ્યુ છે કે, અલ્લાહપાકની મદદ જરૂર આવશે.

# સૂરએ રઅદ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**થાંભલા વગરનું વિશાળ આકાશ અને સૂર્ય-ચંદ્રની નિયમિતતા :**

અલ્લાહપાક તે જ છે, જેણે આકાશોને ટેકા વિના જ ઉંચે થોભાવ્યા જેમને તમે જુઓ છો, ફરી પોતે અર્શ પર કાયમ થયો અને સૂર્ય તથા ચંદ્રને કામે લગાડી દીધા, (જે) દરેક નિયમિત વખત પર ચાલે છે; તે જ (અલ્લાહ

તઆલા) દરેક કામની વ્યવસ્થા કરે છે કે, જેથી તમે પોતાના પરવરદિગારની સામે જવાનું યકીન કરો. (૨) અને તે જ (અલ્લાહપાક) છે, જેણે પૃથ્વીને ફેલાવી અને તેમાં પર્વતો અને નદીઓ બનાવી અને તેમાં દરેક પ્રકારના ફળો બે-બે જાતના પેદા કર્યા. તે રાત(ના અંધકાર)થી દિવસને ઢાંકી દે છે. બેશક, એમાં તે લોકો માટે (તવહીદની) નિશાનીઓ છે જેઓ લક્ષ આપે છે. (૩) અને (એ ઉપરાંત) જમીનમાં પાસે પાસે એકબીજાથી વિરૂદ્ધ ટુકડાઓ છે અને દ્રાક્ષની વાડીઓ અને (જુદી જુદી) ખેતીઓ તથા એવી ખજૂરીઓ છે કે (થોડીકમાં) એકબીજાના મૂળ જોડાયેલા અને (બીજા) જોડાયા વગરના પણ છે. તે સૌને એક જ પ્રકારનું પાણી આપવામાં આવે છે, પણ અમે જ એકને બીજાથી ફળોમાં વધારી દઈએ છીએ. બેશક, આ વસ્તુઓમાં પણ તે લોકો માટે (તવહીદની) નિશાનીઓ છે, જેઓ વિચાર કરે છે. (૪)

## દરેક જાહેર અને ગુપ્તની જાણકારી, વીજળી અને કડાકા, રક્ષક ફરિશ્તા, સત્યનું ઉદાહરણ અને તેનાથી ઉમદા બોધપાઠ :

પ્રત્યેક માદાને જે કંઈ ગર્ભ રહે છે અને ગર્ભાશયમાં જે કંઈ વધઘટ થાય છે તેને (પણ) અલ્લાહપાક જાણે છે અને તેની પાસે દરેક વસ્તુનો એક અંદાજો છે. (૮) તે ગુપ્ત અને જાહેરનો જાણકાર, સૌથી મોટો (અને) સર્વોપરી છે. (૯) તમારામાંથી જે કોઈ ધીમે વાત કરે અને જે કોઈ જોરથી બોલે તે તથા જે માણસ રાત્રે સંતાઈ રહે અને જે કોઈ દિવસે ગલીઓમાં હરેફરે તે સૌ (અલ્લાહપાકના ઈલ્મમાં) સરખા જ છે. (૧૦) (વળી) માનવજાતિ માટે તેની આગળ અને પાછળ રહેતા વારાફરતી આવનાર ચોકીદારો (ફરિશ્તાઓ) છે, જે અલ્લાહપાકના હુકમ અનુસાર તેની રક્ષા કરે છે. બેશક, અલ્લાહપાક કોઈ કૌમની (સારી) હાલત બદલતો નથી, જ્યાં સુધી કે તેઓ પોતાના મનમાં જે (ભલી વાતો) છે તેને બદલે નહિ, અને જ્યારે અલ્લાહ તઆલા કોઈ કૌમ પર આફત નાખવા ચાહે છે, તો ફરી તે ટળતી નથી. અને અલ્લાહપાક સિવાય તેઓનો કોઈ બેલી રહેતો નથી. (૧૧) તે જ (અલ્લાહપાક) છે, જે તમને વીજળી દેખાડે છે. જેમાં

બીક અને આશા સમાયેલી છે. અને તે જ પાણીથી ભરેલા વાદળોને ચઢાવી લાવે છે. (૧૨) અને રઅદ (ફરિશ્તો) તેની ખૂબીઓ વર્ણવે છે તેમજ સઘળા ફરિશ્તા પણ અલ્લાહપાકથી ડરતા (તસ્બીહ પઢે છે) અને તે જ વીજળીઓને (પૃથ્વી તરફ) મોકલે છે. ફરી ચાહે તેના ઉપર નાખે છે. છતાં એ લોકો અલ્લાહ તઆલા(ની તવહીદના) વિષયમાં ઝઘડો કરે છે, જ્યારે કે તેની પકડ બહુ સખત છે. (૧૩) (વળી તે એવો છે કે) તેને જ પુકારવું સત્ય છે. અને અલ્લાહ તઆલાના સિવાય જેઓને તેઓ પુકારે છે, તે તેઓના જરાય કામ આવતા નથી; પરંતુ જેમ કે કોઈ પોતાના બન્ને હાથ પાણી તરફ ફેલાવે કે પાણી તેના મોં સુધી આવી પહોંચે, પણ તેના મોં સુધી તે પહોંચનાર જ નથી અને કાફિરોની જેટલી દરખાસ્ત છે, તે નરી ગુમરાહી જ છે. (૧૪) અને જે કાંઈ આકાશો તથા પૃથ્વીમાં છે, તે ખુશીથી કે લાચારીથી અલ્લાહપાકની સામે શિર નમાવે છે તેમજ તેઓના પડછાયા પણ સવારે અને સાંજે (સિજદો કરે છે.) (૧૫) (હે નબી સલ. !) આપ પૂછો કે આકાશો તથા પૃથ્વીનો માલિક કોણ છે ? આપ ફરમાવી દો કે, અલ્લાહપાક જ છે. (પછી) કહો કે શું ફરી પણ તમે અલ્લાહપાકના સિવાય એવા મદદગારો બનાવ્યા છે કે જે પોતે પોતાના લાભ કે નુકસાનનો અધિકાર રાખતા નથી ? આપ ફરમાવી દો કે શું આંધળો અને દેખતો બરાબર થઈ શકે છે ? અથવા અંધકાર અને પ્રકાશ સરખા થઈ શકે છે ? શું તેઓએ અલ્લાહપાકના માટે એવા ભાગીદાર ઠેરવ્યા છે, જેઓએ અલ્લાહપાકના પેદા કરવા મુજબ કંઈક પેદા કર્યું હોય. ફરી તેઓની નજરમાં તે (બન્નેનું) ઉત્પન્ન કરવું ભેળસેળ થઈ ગયું ? આપ ફરમાવી દો કે એકલો અલ્લાહપાક જ દરેક વસ્તુનો ઉત્પન્નકર્તા છે. અને તે જ એકલો (અજોડ હોય સૌથી) જબરદસ્ત છે. (૧૬) તેણે જ આકાશથી પાણી વરસાવ્યું. પછી નદી-નાળાં પોતપોતાના પ્રમાણમાં વહેવા લાગ્યા. પછી તે વહેણ ફુલેલું ફીણ ઉપર લાવ્યું તેમ જે વસ્તુને ઘરેણાં કે બીજો સામાન બનાવવા માટે આગમાં તપાવે છે, તેમાં પણ એવો જ મેલ ઉપર આવે છે. એવી જ રીતે અલ્લાહપાક સત્ય (ઈમાન) અને અસત્ય (કુફ્ર)ને મિસાલ આપી બયાન કરે છે. તો તે ફીણ

સૂકાઈને જતું રહે છે અને જે વસ્તુ લોકોને કામ આવે છે, તે જમીનમાં રહી જાય છે. એવી જ રીતે અલ્લાહ તઆલા (ખરા અને ખોટાના) ઉદાહરણો વર્ણન કરે છે. (૧૭) જે લોકોએ પોતાના પરવરદિગારનો હુકમ માન્યો તેમના માટે ભલાઈ (જન્નત) છે, અને જે લોકોએ તેનો હુકમ માન્યો નહિ, તેઓની પાસે (કિયામતના દિવસે) કદાચ પૃથ્વીમાં જે કાંઈ છે, તે સઘળુ હોય અને તેની સાથે તેટલું બીજું પણ હોય તો તે સઘળું પોતાના છૂટકારા માટે આપી દે (પણ કંઈ વળે નહિ) તે લોકો માટે જ સખ્ત હિસાબ છે. અને તેઓનું ઠેકાણું જહન્નમ છે અને તે બહુ ખરાબ રહેઠાણ છે. (૧૮)

**દાખલો** : આકાશ તરફથી વરસાદ પડતાં નદી-નાળા પોતપોતાના પ્રમાણમાં ભરાઈને ઉભરાઈ જતા, વહેણમાં પૃથ્વી પરની માટી તથા કચરો ભળી જવાથી પાણી ડહોળુ થઈ કચરો તથા ફીણ ફુલીને ઉપર આવી જાય છે. તેવી જ રીતે સોનું, ચાંદી, તાંબુ, લોખંડ વગેરે ધાતુઓને ઘરેણાં કે વાસણ, હથિયાર વગેરે બનાવવા ખાતર આગમાં પીગળાવે છે, ત્યારે તેમાં પણ તેવી જ રીતે ફીણનો જોશ આવે છે, પરંતુ થોડીવારમાં તે ફીણ સુકાઈને કે વિખેરાઈને નાશ પામે છે. અને મૂળ ઉપયોગી વસ્તુ પાણી તેમજ ઢાળેલી ધાતુઓ રહી જાય છે. અને તેના વડે લોકો અનેક પ્રકારે લાભ ઉઠાવે છે. એ જ પ્રમાણે સત્ય-અસત્યને સમજો કે જ્યારે આકાશી વહી સત્ય દીનને લઈ ઉતરે છે, તો પ્રત્યેક માનવીનું દિલ પોતે પોતાની લાયકાતના પ્રમાણમાં લાભ મેળવે છે. પછી સત્ય અને અસત્ય ભેળસેળ થઈ જતાં અસત્ય રૂપી મેલ થોડા માટે ઉભરાઈ આવે છે અને જાહેરમાં ફીણની માફક સત્યને ઢાંકી દે છે. પણ અંતે તેનો જોશ નાબૂદ થઈ તેમાં ઢંકાયેલી સત્ય બાબત તરી આવે છે. જુઓ, અલ્લાહપાકની બયાન કરેલી મિસાલો કેવી હોય છે ! કેવી અસરકારક ઢબથી સમજાવ્યું કે, દુનિયામાં જ્યારે મુકાબલો થાય છે, ત્યારે ભલેને થોડા દિવસ માટે અસત્ય તરતું દેખાય, પરંતુ આખરે અસત્યને વિખેરી નાખી સત્ય જ જાહેર થઈને રહે છે. તેથી કોઈ મુસ્લિમે અસત્યના ભપકાથી ધોકામાં ન પડવું જોઈએ. એવી જ રીતે કોઈના દિલમાં સત્ય પ્રવેશ થતાં થોડી વાર માટે વસવસાઓનું જોર વધે તો ગભરાવું પણ ન

જોઈએ. અંતે તે જોશ ઠંડો પડી સત્ય જ કાયમ રહી જશે. પ્રથમ તવહીદ અને શિર્કનું ઉદાહરણ આપી અત્રે સત્ય અને અસત્યના મુકાબલાની બાબત સમજાવી.

**કુર્આન શરીફને માનનારાઓના ઉચ્ચ સંસ્કારો :**

જે કોઈ (મુસલમાન) એમ જાણે છે કે, જે કાંઈ આપના ઉપર આપના પરવરદિગાર તરફથી ઉતર્યું તે સત્ય છે (તો) શું એવો માણસ તેના જેવો હોઈ શકે છે, જે (આ ઈલ્મથી) આંધળો (એટલે કાફિર) છે, (એથી) તો માત્ર બુદ્ધિશાળીઓ જ નસીહત પકડે છે. (૧૯) આ (બુદ્ધિશાળી) લોકો એવા છે કે અલ્લાહપાકનો કરાર પૂર્ણ કરે છે અને તે કરારને તોડતા નથી. (૨૦) વળી, એ લોકો એવા છે કે, અલ્લાહપાકે જે (સબંધો)ને જોડવાનો હુકમ કર્યો છે, તેને જોડે છે તથા પોતાના પરવરદિગારથી ડરે છે અને સખત હિસાબની બીક રાખે છે (૨૧) તેમજ એ લોકો એવા છે કે, પોતાના પરવરદિગારની ખુશી પ્રાપ્ત કરવા માટે સબર કરી તથા નમાઝ કાયમ રાખી અને અમારા આપેલામાંથી છૂપી અને જાહેર રીતે દાન કર્યું અને બુરાઈના મુકાબલામાં ભલાઈથી વર્તે છે, તેમના માટે જ આખિરતની ભલાઈ છે. (૨૨) (એટલે) સદા રહેવાના બગીચા છે, જેમાં તેઓ દાખલ થશે તથા તેમના માતા-પિતા તથા પત્નીઓ અને (તેઓની) અવલાદમાં જેઓ નેક હશે, તે પણ (તેમાં દાખલ થશે) અને ફરિશ્તા તેમની પાસે દરેક (બાજુના) દરવાજાથી આવશે (૨૩) (અને સલામ કરી કહેશે) તમે સબર કરી તેના બદલે તમારા ઉપર સલામતી છે. બસ, આખિરતનું પરિણામ ઘણુ જ સારૂં મળ્યું. (૨૪)

**અલ્લાહપાકની યાદથી જ દિલોને શાંતિ મળે છે :**

તે લોકો છે કે જેઓ ઈમાન લાવ્યા અને તેમના દિલોને અલ્લાહપાકની યાદ (કુર્આન શરીફ) વડે શાંતિ મળે છે. યાદ રાખો કે, અલ્લાહપાકની યાદથી જ દિલોને શાંતિ મળે છે. (૨૮) જેઓ ઈમાન લાવ્યા અને સદ્કર્મો કર્યા તેઓ માટે (દુનિયામાં) ખુશહાલી અને (આખિરતમાં) સરસ ઠેકાણું છે. (૨૯)



## શિર્ક કરવાની પ્રેરણા કેમ થાય છે ? :

અને આપના પહેલાં પણ રસૂલો સાથે (તે સમયના કાફિરો) મજાક કરી ચૂક્યા છે, છતાં મેં તે કાફિરોને ઢીલ આપી, પછી તેઓને પકડી લીધા તો (જુઓ) મારી શિક્ષા કેવી હતી ? (૩૨) શું તે (અલ્લાહપાક) કે જે પ્રત્યેક વ્યક્તિની કરણીથી માહિતી રાખનાર હોય (તેની શિક્ષાથી તેઓ બચી શકે છે ?) અને (તેમ છતાં) તેઓ અલ્લાહપાકના ભાગીદાર ઠેરવે છે ! આપ ફરમાવી દો કે, તમે તેઓના નામ બતાવો, શું તમે અલ્લાહપાકને એવી વાત બતાવો છો જે(ની હસ્તી)ને તે (આખી) દુનિયામાં જાણતો જ નથી અથવા ઉપર ઉપરથી જ વાતો કરો છો; બલ્કે (હકીકત આ છે કે) તે કાફિરો માટે તેઓના પ્રપંચો શોભીતાં દેખાડવામાં આવ્યા છે અને (સીધી) રાહથી તેઓને રોકવામાં આવ્યા છે અને અલ્લાહપાક જેને ગુમરાહ રાખે તેને કોઈ સીધો માર્ગ બતાવનાર નથી. (૩૩) તેઓને દુનિયાની જિંદગીમાં માર પડે છે અને આખિરતની શિક્ષા તો બહુ જ સખત છે અને અલ્લાહ તઆલા(ના અઝાબ)થી તેઓને કોઈ બચાવનાર નથી. (૩૪) જે જન્નતનો પરહેઝગારોથી વાયદો કરવામાં આવ્યો છે, તેનો હાલ એ છે કે, તેના (મહેલો) નીચે નહેરો વહેતી હશે; તેના ફળો તથા તેની છાયા સદા રહેશે. આ તે લોકોનું પરિણામ છે, જેઓ (અલ્લાહ તઆલાથી) ડરતા રહ્યા અને કાફિરોનું પરિણામ (જહન્નમની) આગ છે. (૩૫)

# સૂરએ ઈબ્રાહીમ

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૧૪ | રૂકૂઅની સંખ્યા : ૪૦ |
| નાઝિલ થવાનો ક્રમ : ૮૭ | આયતોની સંખ્યા : ૨૮૬ |

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

બીજી મક્કી સૂરતોની જેમ આ સૂરતમાં પણ ઈસ્લામના બુન્યાદી અકીદાઓ સાબિત કરવાની સાથે તેનો ઈન્કાર કરવાના ખતરનાક પરિણામોથી



માહિતગાર કરવામાં આવ્યા છે. અને ઈમાન તથા કુફ્રને ઘણા જ સરસ ઉદાહરણથી સ્પષ્ટ કર્યા છે. આપ (સલ.)ને ફરમાવ્યું કે, લોકોને કુફ્ર-શિર્કના અંધકારથી કાઢી ઈમાન અને નેક કૃત્યોના અજવાળા તરફ લાવો.

હઝરત મૂસા (અલૈ.) તથા બીજા નબીઓના કિસ્સાઓ દ્વારા આપ (સલ.)ને તસલ્લી આપી કે તેમને પણ લોકોનો વિરોધ તથા દુશ્મની વેઠવી પડી, તેવી રીતે આપને પણ વેઠવી પડશે, પરંતુ પરિણામ સારૂ આવશે.

અરબના મુશ્રિકો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને માનતા હતા. માટે સૂરતના છેવટમાં તેમની અસરકારક દુઆ નકલ કરી છે. જેમાં શિર્ક અને મૂર્તિપૂજાની સ્પષ્ટ શબ્દોમાં આપે બુરાઈ વર્ણન કરવાની સાથે અલ્લાહ તઆલાથી દરખ્વાસ્ત કરી છે કે, તેમને (હઝરત ઈબ્રાહીમ અલૈ.) અને તેમના પુત્રોને મૂર્તિપૂજાથી દૂર રાખે. એટલા માટે સૂરતનું નામ "ઈબ્રાહીમ" રાખવામાં આવ્યુ છે.

# સૂરએ ઈબ્રાહીમ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### નબીઓને સતાવનારાનો અંજામ :

અને તે કાફિરોએ પોતાના રસૂલોને કહ્યું કે, ચોક્કસ અમે તમને અમારા દેશમાંથી કાઢી મૂકીશું અથવા તો (એમ થાય કે) તમે અમારા ધર્મમાં પાછા આવો ત્યારે તેમના પરવરદિગારે તેમના તરફ વહી મોકલી કે અમે એ જુલ્મીઓનો ચોક્કસ જ નાશ કરી નાખીશું. (૧૩) અને તેઓના પછી એ જ દેશમાં જરૂર તમને વસાવીશું. આ (વાયદો) તેના માટે છે, જે મારી રૂબરૂમાં ઉભા રહેવાથી ડરે છે અને મારા અઝાબના વાયદાથી ડરે છે (૧૪) અને પયગમ્બરો ફતેહ માંગવા લાગ્યા અને દરેક ઘમંડી, ઝઘડો કરનાર (દુનિયામાં) નિષ્ફળ થયો (૧૫) એની આગળ જહન્નમ છે. અને (તેમાં) તેને એવું પાણી પિવડાવવામાં આવશે, જે પુરૂ જેવું હશે. (૧૬) તેને એકેક ઘૂંટ કરી પીશે, પણ તે ગળામાં સહેલાઈથી ઉતારી શકશે નહિ અને દરેક તરફથી તેના ઉપર મૌત(નાં સાધનો) આવી પહોંચશે પણ તે મરનાર



નથી અને તેની આગળ સખત અઝાબ હશે. (૧૭)

**ઈમાન તથા કુફ્રનું શાનદાર ઉદાહરણ :**

શું આપને ખબર નથી કે અલ્લાહપાકે કલિમએ તય્યિબહ (તૌહીદ)નું કેવું ઉદાહરણ બયાન કર્યું ? કે જાણે એક ઘણુ સારૂં ઝાડ છે કે જેનું મૂળ (જમીનમાં) મજબૂત હોય અને તેની ડાળીઓ આકાશમાં હોય. (૨૪) તે અલ્લાહપાકના હુકમથી દરેક ફસલ વખતે પોતાનું ફળ આપતું હોય અને અલ્લાહપાક લોકો માટે એવા ઉદાહરણો બયાન કરે છે કે જેથી તેઓ શીખામણ લે. (૨૫) અને નાપાક વાત (એટલે કુફ્ર અને શિર્ક)ની મિસાલ એક ખરાબ છોડ જેવી છે કે જેને જમીન ઉપરથી જ ઉખેડી લેવામાં આવે, તેની કંઈ પણ મજબૂતી ન હોય. (૨૬) અલ્લાહપાક ઈમાનવાળાઓને તે પાકી વાત (કલિમહની બરકત)થી દુનિયામાં તેમજ આખિરતમાં મજબૂત રાખે છે અને અલ્લાહપાક જુલ્મીઓને (કુફ્રના કારણે) માર્ગ ભૂલવી દે છે અને અલ્લાહપાક (હિકમત અનુસાર) જે ચાહે છે (તે) કરે છે. (૨૭)

**અલ્લાહપાકનું મહાન ઈનામ : સમગ્ર કાયનાત (સૃષ્ટિ) માનવીની સેવામાં :**

અલ્લાહપાક એવો છે કે જેણે આકાશો અને પૃથ્વીને પેદા કરી અને આકાશ (તરફ)થી પાણી ઉતાર્યું. ફરી તે (વરસાદ) વડે તમારા માટે રોજી તરીકે કેટલાક પ્રકારના ફળો પેદા કર્યા અને વહાણોને તમારા કામે લગાડ્યાં કે જેથી તેના હુકમસર સમુદ્રમાં ચાલે અને તમારા માટે નદીઓને કામે લગાડી (૩૨) અને સૂર્ય તથા ચંદ્રને તમારા માટે કામે લગાડ્યાં, જે બન્ને સદા ચાલ્યા જ કરે છે અને રાત તથા દિવસને પણ તમારા માટે કામમાં લગાડ્યાં. (૩૩) અને તમે જે કંઈ માંગ્યું તે દરેકમાંથી તમને આપ્યું અને જો તમે અલ્લાહપાકની નેઅમતોને ગણવા લાગો તો પૂરી ગણી શકતા નથી; સત્ય એ છે કે, માણસ ઘણો જ અન્યાયી (અને) નાશુક્રો છે. (૩૪)

**હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ :**

અને (તે સમયને યાદ કરો) જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ દુઆ કરી કે,



હે મારા પરવરદિગાર ! આ શહેર (મક્કા)ને સલામતીવાળુ બનાવ તેમજ મને તથા મારી અવલાદને મૂર્તિઓના પૂજવાથી બચાવી લે. (૩૫) હે મારા પરવરદિગાર ! એ મૂર્તિઓએ ઘણા લોકોને ગુમરાહીમાં નાંખ્યા છે, તો જે કોઈ મારી તાબેદારી કરશે તો તે મારો જ છે, પણ જે કોઈ મારી નાફરમાની કરશે તો બેશક, તું ઘણો બખ્શનાર, મહા દયાળુ છે. (૩૬)

હે અમારા પરવરદિગાર ! જે કંઈ અમે છૂપાવીને કરીએ છીએ અને જે કંઈ જાહેરમાં કરીએ છીએ તેને બેશક, તું જાણે છે અને અલ્લાહપાકથી કોઈપણ વસ્તુ પૃથ્વીમાં તેમજ આકાશમાં છૂપી નથી. (૩૮)

હે મારા પરવરદિગાર ! મને નમાઝ કાયમ રાખનાર બનાવ અને મારી અવલાદમાંથી પણ. હે અમારા પરવરદિગાર ! અને મારી દુઆ કબૂલ કર. (૪૦) હે અમારા પરવરદિગાર ! જે દિવસે હિસાબ કાયમ થાય મને તેમજ મારા માં-બાપને તથા સૌ ઈમાનવાળાઓને બખ્શી દેજે. (૪૧)

## દુન્યાની ગફલતમાં પડેલાઓને સખ્ત ચેતવણી :

અને (હે મુઅમિનો !) આ જુલ્મીઓ (કાફિરો) જે કામો કરે છે, તેથી અલ્લાહપાકને બેખબર જાણશો નહિ; તેઓને તો માત્ર તે દિવસ (કિયામત) સુધી ઢીલ આપી છે કે જેમાં આંખો (ભયથી) ફાટેલી રહી જશે. (૪૨) (લોકો હિસાબ આપવા) દોડતા હશે. (આશ્ચર્ય પામી) પોતાના માથાં ઉંચા રાખશે (અને) તેઓની નિગાહ તેઓ તરફ પાછી ફરશે નહિ અને તેઓના દિલ (હોશ) ઉડી ગયેલા હશે. (૪૩) અને (હે નબી સલ. !) લોકોને તે દિવસથી ડરાવો કે જેમાં તેઓના ઉપર અઝાબ આવી પડશે ત્યારે જુલ્મીઓ કહેશે કે, હે અમારા પરવરદિગાર ! અમને થોડીક મુદત-મોહલત આપ કે અમે તારૂં ફરમાન કબૂલ કરીએ અને તારા રસૂલોની તાબેદારી કરીએ. (ફરિશ્તા કહેશે કે) શું પહેલાં તમે સોગંદ ખાતા ન હતા ? કે તમારે (દુનિયામાંથી) ક્યાંયે (આખિરતમાં) જવાનુ જ નથી. (૪૪) અને તે લોકોની જ વસ્તીઓમાં તમે રહેતા હતા, જેઓએ પોતાની જાન પર જુલ્મ કર્યો હતો અને તમારા પર એ પણ જાહેર થઈ ચૂક્યું હતું કે, તેઓની સાથે અમે કેવું

વર્તન કર્યું હતું અને સૌ અહેવાલ અમે તમને બતાવ્યા હતા. (૪૫) અને એ લોકો પોતાના દાવ કરી ચૂક્યા છે, પણ તેઓના દાવ અલ્લાહપાકની સમક્ષ છે. જો કે તેઓના દાવ એવા ખતરનાક હતા કે જેનાથી પહાડો પણ હટી જાય. (૪૬) તેથી આપ એમ સમજશો નહિ કે, અલ્લાહ તઆલા પોતાના રસૂલોને આપેલા વાયદા વિરૂદ્ધ કરશે. બેશક, અલ્લાહ તઆલા જબરદસ્ત (અને) બદલો લેનાર છે; (૪૭) જે દિવસે આ પૃથ્વીની જગ્યાએ બીજી પૃથ્વી તેમજ આકાશો પણ બદલી નાખવામાં આવશે અને સૌ કોઈ એકલા જોરાવર અલ્લાહપાકની સમક્ષ નીકળી ઉભા થશે. (૪૮) અને તે દિવસે આપ પાપીઓ (કાફિરો)ને સાંકળોમાં જકડાયેલા જોશો. (૪૯) તેઓનો પોશાક ગંધકનો હશે અને તેઓના ચહેરાઓને આગ ઢાંકી લેશે. (૫૦) આ એટલા માટે કે અલ્લાહ તઆલા દરેક જીવને તેની કરણીનો બદલો આપે. બેશક, અલ્લાહપાક ઝટપટ હિસાબ લઈ લેનાર છે. (૫૧) આ (કુર્આન) લોકો માટે સંદેશો છે અને એટલા માટે (ઉતારવામાં આવ્યું) કે તે વડે તેમને (અઝાબથી) ડરાવવામાં આવે અને એટલા માટે કે તેઓ આ વાતનું યકીન કરી લે કે તે અલ્લાહપાક એકલો જ મઅ્બૂદ છે અને એટલા માટે કે બુદ્ધિશાળીઓ નસીહત પકડે. (૫૨)

# સૂરએ હિજ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૧૫** | **રૂકૂઅની સંખ્યા : ૦૬** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૫૪** | **આયતોની સંખ્યા : ૯૯** |

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરતની આયત-૯૪થી માલૂમ પડે છે કે, આ સૂરત મક્કા મુકર્રમહમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નુબૂવ્વતના પ્રારંભિક સમયમાં ઉતરી હતી. કારણકે આ આયતમાં પ્રથમવાર ખુલ્લમખુલ્લા ઈસ્લામની દઅવત (પ્રચાર)નો આપને હુકમ આપવામાં આવ્યો છે.



સૂરતના શરૂમાં આ હકીકત વર્ણન કરી છે કે, કુર્આન શરીફ અલ્લાહ તઆલા તરફથી ઉતરેલ કિતાબ છે. અને જે લોકો તેનો વિરોધ કરી રહ્યા છે, એક વખત આવશે કે પસ્તાવો અને તમન્ના કરશે કે, કાશ ! હમો ઈસ્લામ સ્વીકારી લેતે !

આ લોકો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને કદી નઉઝુબિલ્લાહ પાગલ કહેતા, તો કદી કાહિન (ભવિષ્યવેત્તા) કહેતા હતા. તેમની વાતોને રદ કરી કહાનતની હકીકત આયત નં. ૧૭-૧૮માં વર્ણન કરી. આ લોકોના ઈન્કાર કરવાનું અસલ કારણ ઘમંડ હતુ. માટે સૌથી મોટા ઘમંડી શયતાનનું આયત ૨૬ થી ૪૪માં વર્ણન કરવામાં આવ્યુ કે, ઘમંડ અને ગર્વને લઈ તે અલ્લાહ તઆલાની રહમતથી કેવી રીતે વંચિત (મહરૂમ) કરવામાં આવ્યો.

મુશ્રિકોની ઈબ્રત-બોધપાઠ માટે હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ, હઝરત લૂત અલયહિસ્સલામ, હઝરત શુઅયબ અલયહિસ્સલામ અને હઝરત સાલિહ અલયહિસ્સલામના કિસ્સાઓ ટૂંકમાં રજૂ કરવામાં આવ્યા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને મુસ્લિમોને તસલ્લી (સાંત્વન) આપવામાં આવી કે, દુશ્મનોની હઠધર્મીને લઈ તે એમ ન સમજે કે, અમારી મહેનત બેકાર થઈ રહી છે. તમારૂ કર્તવ્ય એ છે કે, તમે અસરકારક શૈલીમાં તબ્લીગ (પ્રચાર) કરો. જેમકે અત્યાર સુધી કરી રહ્યા છો. પરિણામની જવાબદારી તમારા ઝિમ્મે નથી.

સૂરતનું નામ મદીના શરીફથી સિરિયા તરફ જતી સડક ઉપર હિજ નામી ગામ (સમૂદ કૌમના ગામડાઓ)ના નામ ઉપર "હિજ" રાખ્યુ છે. જેનું વર્ણન આયત-૮૦માં આવ્યુ છે.

# સૂરએ હિજ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### કિયામતમાં કાફિરો અફસોસ કરશે :

આ એક (કામિલ) કિતાબ અને સ્પષ્ટ કુર્આનની આયતો છે. (૧) એક



વખતે (કિયામતમાં) કાફિરો બહુ જ ચાહશે કે જો અમો મુસલમાન હોત તો કેવું સારૂં થાત ! (૨) (હે નબી સલ. !) આપ તેઓને તેઓના હાલ પર છોડી દો કે તેઓ (ખૂબ) ખાઈ લે તથા (સંસારિક) લાભ ઉઠાવી લે અને લાંબી ઉમ્મીદો તેમને ગફલતમાં નાખી રાખે. પછી આગળ જતાં તેઓ (વસ્તુસ્થિતિ) જાણી લેશે (૩) અને અમે કોઈ વસ્તીને હલાક કરી નથી, પરંતુ તેના માટે એક મુકર્રર વખત લખેલો હતો. (૪) કોઈ કૌમ પોતાના નિયુક્ત વખતથી ન આગળ વધી શકે છે અને ન પાછળ રહી શકે છે. (૫)

## ખુદાપાકના અપાર ઉપકારો :

અને અમે પૃથ્વીને ફેલાવી અને તેમાં ભારે ભારે પર્વતો નાંખી દીધા અને તેમાં દરેક (જરૂરી) વસ્તુ એક અંદાજથી ઉગાડી (૧૯) અને અમે તમારા માટે તેમાં જીવનનિર્વાહના સાધનો બનાવ્યા તથા તેના માટે પણ બનાવ્યા જેમને તમે રોજી આપતા નથી (૨૦) અને દરેક વસ્તુના અમારી પાસે (ભરપૂર) ખજાના છે અને અમે (હિકમત અનુસાર) તેને મુકર્રર કરેલા અંદાજા મુજબ ઉતારતા રહીએ છીએ. (૨૧) અને અમે જ હવાઓ ચલાવીએ છીએ, જે વાદળને પાણીથી ભરી દે છે. પછી અમે જ આકાશથી પાણી વરસાવીએ છીએ. પછી તે તમને પિવડાવીએ છીએ અને તમારી પાસે તેના ખજાના નથી. (૨૨) અને અમે જ જિવાડીએ છીએ તથા મારીએ છીએ અને અમે જ છેલ્લે (બાકી) રહેનાર છીએ. (૨૩) અને બેશક, અમે તમારા આગલાઓને જાણીએ છીએ તેમજ તમારા પાછલાઓને પણ જાણીએ છીએ. (૨૪) અને બેશક, આપનો પરવરદિગાર જ તે સૌને (કિયામતમાં) એકઠા કરી લાવશે. બેશક, તે જ હિકમતવાળો સઘળુ જાણનાર છે. (૨૫)

## હક વાતના ઈન્કારનું કારણ : માનવી તથા શયતાનનો ઘમંડ :

અને અમે ઈન્સાન (આદમ અલૈ.)ને સડેલા કાદવથી બનેલી ખણખણાટવાળી માટીથી પેદા કર્યા. (૨૬) અને અમે તેના પહેલાં ગરમ હવામાંની આગથી જાન્ન (જિન્નાતના બાપ)ને બનાવ્યો હતો. (૨૭) અને (તે વખતને યાદ કરો) જ્યારે કે આપના પરવરદિગારે ફરિશ્તાઓને કહ્યું કે,

બેશક, હું એક બશરને સડેલા કાદવથી બનેલી ખણખણાટવાળી માટીથી પેદા કરનાર છું. (૨૮) પછી જ્યારે હું તેને પૂરેપૂરો બનાવી લઉં અને તેમાં પોતાની (ખાસ) રૂહ નાખી દઉં તો તમે સૌ તેની આગળ સિજદામાં પડી જજો. (૨૯) તો (બનાવ્યા પછી) ફરિશ્તાઓએ સૌએ મળી સિજદો કર્યો; (૩૦) પરંતુ શયતાને માન્યું નહિ કે તે સિજદો કરનારાઓની સાથે થાય. (૩૧) (અલ્લાહપાકે) ફરમાવ્યું : હે ઈબ્લીસ ! તને શું થયું કે તું સિજદો કરનારાઓમાં શામિલ ન થયો ? (૩૨) તે બોલ્યો કે હું એવો નથી કે માનવીને સિજદો કરૂં કે જેને તેં સડેલા કાદવથી બનેલી ખણખણાટવાળી માટીથી પેદા કર્યા છે. (૩૩) ફરમાવ્યું : ત્યારે તું અહીં (આકાશ)થી નીકળી જા, કારણકે તું મરદૂદ થઈ ગયો છે (૩૪) અને બેશક, તારા ઉપર ઈન્સાફના દિવસ (કિયામત) સુધી લા'નત રહેશે. (૩૫)

## નેક લોકોને જન્નતની નેઅમતો :

બેશક, પરહેઝગારો બગીચાઓમાં અને નહેરોમાં (વસતા) હશે. (૪૫) (તેમને કહેવામાં આવે કે) એમાં સલામતી સાથે વગર ખટકે દાખલ થાઓ. (૪૬) અને તેમના દિલોમાં (એકબીજાથી) જે નારાજી હશે તે અમે કાઢી (સાફ કરી) નાખીશું. (તો જાણે) તેઓ ભાઈ (સમાન) બની રહેશે (અને) તેઓ ગાદીઓ પર સામસામા બેસતા રહેશે. (૪૭) ત્યાં તેમને ન કંઈ ઈજા પહોંચશે અને ન તેમને ત્યાંથી કાઢી મૂકવામાં આવશે. (૪૮) (હે નબી સલ. !) મારા બંદાઓને ખબર આપી દો કે હું જ ખરો બખ્શનાર (અને) દયાળુ છું. (૪૯) અને એ પણ (જાહેર કરી દો) કે મારો અઝાબ ખરેખર જ દુઃખદાયક અઝાબ છે. (૫૦)



# સૂરએ નહલ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૧૬ રૂકૂઅની સંખ્યા : ૧૬

નાઝિલ થવાનો ક્રમ : ૭૦ આયતોની સંખ્યા : ૧૨૮

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો બુન્યાદી વિષય અલ્લાહ તઆલાની તે બધી નેઅમતોનું વિગતવાર વર્ણન છે, જે અલ્લાહપાકે આ કાયનાત (બ્રહ્માંડ)માં માનવીઓના ફાયદા માટે પેદા કરી છે. એટલા જ માટે આ સૂરતને નેઅમતોની સૂરત પણ કહેવામાં આવે છે.

અરબના મુશ્રિકો સામાન્ય રીતે એમ સમજતા હતા કે, આ બધી નેઅમતો અલ્લાહ તઆલાએ પેદા કરી છે. તે છતાં આ માન્યતા પણ રાખતા હતા કે, અલ્લાહ તઆલાની ખુદાઈમાં તે મૂર્તિઓ પણ ભાગીદાર છે, જેની તે લોકો પૂજા કરે છે.

અલ્લાહપાકની આ અલગ-અલગ નેઅમતોનો વારંવાર ઉલ્લેખ કરી મુશ્રિકોને તૌહીદ સ્વીકારવા માટે સમજાવવામાં આવી રહ્યા છે. તેમના તરફથી થતા આક્ષેપોના જવાબો પણ આપવામાં આવ્યા છે. અને ઈસ્લામ ન સ્વીકારવાને લઈ તેમને અલ્લાહપાકના અઝાબથી ડરાવવામાં આવી રહ્યા છે. અને સમજાવવામાં આવે છે કે, અલ્લાહપાકની રહમત-કૃપાથી લોકોની શરારતો-બદમાશીઓ કરવા છતાં તેમના ઉપર અઝાબ આવતો નથી.

આ સૂરત તે દિવસોમાં ઉતરી, જ્યારે મક્કા શરીફના મુસલમાનો ત્યાંના મુશ્રિકોના ઝુલ્મ-અત્યાચારથી તંગ આવી હબશા (એબિસિનિયા) તરફ હિજરત કરવા મજબૂર થઈ ગયા હતા. આયત-૪૨માં તેમને તસલ્લી આપવામાં આવી છે કે, તેમની તકલીફ અને મુસીબતોનો સમય પૂરો થઈ રહ્યો છે. અને દુન્યામાં સારી રીતે જીવન જીવવાના દિવસો હવે નજીક

આવી રહ્યા છે. તથા આખિરતમાં પણ તેમના માટે ઘણો મોટો અજ (બદલો) સવાબ મળશે. પરંતુ થોડી ધીરજ રાખવી પડશે. અને ફક્ત એક અલ્લાહ તઆલા ઉપર જ ભરોસો કરવો પડશે.

સૂરતની છેવટમાં ઈસ્લામી અહકામોનું પણ વર્ણન કરવામાં આવ્યુ છે. જેના પ્રમાણે એક મુસલમાને પોતાનું જીવન ગુઝારવું જોઈએ.

"નહલ" અરબીમાં મધમાખીનું નામ છે. સૂરતની આયત ૬૮માં અલ્લાહપાકની નેઅમતોના વર્ણનમાં મધમાખીનો પણ હવાલો આપવામાં આવ્યો છે કે, તે કેવી રીતે અલ્લાહપાકના હુકમથી પહાડો અને જંગલોમાં પોતાનો પુડો બનાવી મધ તૈયાર કરે છે. સૂરતનું નામ પણ તેના આધારે "નહલ" રાખવામાં આવ્યુ છે.

સૂરતની શરૂઆત પણ એક ચેતવણીરૂપ વાક્ય સાથે થાય છે. કારણકે મક્કાના મુશ્રિકો વારંવાર કહેતા હતા કે, જ્યારે અમે તમને ખોટા ઠેરવી ચૂકયા છીએ, અને તમારો ખુલ્લો વિરોધ કરી રહ્યા છીએ, તે છતાં અલ્લાહ તઆલા તરફથી હમારી ઉપર તે કોઈ મુસીબત-આપત્તિ કેમ આવતી નથી, જેની તમો અમોને ધમકી આપો છો ?

આ વાત તેઓ આપ (સલ.)ને સાચા પયગમ્બર ન હોવાના પુરાવા રૂપે રજૂ કરતા હતા. તો તેમને જવાબ આપવામાં આવ્યો કે, હવે તમે ઉતાવળ ન કરો. અલ્લાહપાક તરફથી આવનાર મુસીબતો તમારી રાહ જ જોઈ રહી છે. માટે પોતાને સુધારવાની છેલ્લી તકો જતી ન કરો. એના માટે તમારી પોતાની હસ્તી અને આ સૃષ્ટિની નિશાનીઓના સ્પષ્ટ પુરાવા મારફતે અસરકારક રીતે તમને સમજાવવામાં આવે છે કે, શિર્ક એ ખોટી માન્યતા છે, અને તૌહીદ જ સત્ય છે. ખુદાપાકને માનવાનો તમે જે દાવો કરો છો, તે માત્ર માનવા પૂરતો જ મર્યાદિત ન હોવો જોઈએ, બલ્કે તેના તકાદાઓને વ્યવહારિક જીવનમાં ઉતારવા પડશે.



# સૂરએ નહલ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### અઝાબ માંગનાર મુશ્રિકોને ચેતવણી :

અલ્લાહ તઆલાનો (શિક્ષા માટે) હુકમ આવી પહોંચ્યો છે માટે (હે મુન્કિરો !) તેમાં તમે ઉતાવળ ન કરો. લોકો જે શિર્ક કરે છે, તેનાથી અલ્લાહ તઆલા પાક અને ઉચ્ચ છે. (૧) તે પોતાના બંદાઓમાંથી ચાહે તેના ઉપર પોતાના હુકમથી ફરિશ્તાઓને વહી આપીને ઉતારે છે કે (લોકોને) ખબરદાર કરી દે કે મારા સિવાય અન્ય કોઈ મઅ્બૂદ નથી. માટે મારાથી જ ડરતા રહો. (૨) તેણે જ આકાશો અને પૃથ્વીને હિકમતપૂર્વક બનાવ્યા (અને) આ લોકો જે શિર્ક કરે છે તેનાથી તે પાક છે. (૩)

### હિજરત અને સબ્ર (ધીરજ)ના સારા પરિણામો :

અને જે લોકોએ તેમના ઉપર જુલ્મ થવા પછી અલ્લાહપાકની જ ખાતર પોતાનું વતન (મક્કા) છોડ્યું. અલબત્ત, તેમને અમે દુનિયામાં જ સારૂ ઠેકાણું આપીશું અને આખિરતનો સવાબ બહુ જ મોટો છે. જો તેઓ (કાફિરો આ વાત) જાણી લેત (તો કેવું સારૂં થાત). (૪૧) તેઓ એવા છે કે (વતન છોડતી વખતે) ધીરજ રાખી અને પોતાના પરવરદિગાર પર ભરોસો કર્યો. (૪૨)

### આકાશ-પૃથ્વીની બધી જ વસ્તુઓ અલ્લાહપાક આગળ જ ઝૂકે છે

જે લોકો (નબી માટે) બુરા પ્રપંચો કરે છે તેઓ શું આ વાતથી નીડર થઈ ગયા છે કે, અલ્લાહપાક તેઓને જમીનમાં ધસાવી દે અથવા તેમના ઉપર એવા સ્થળેથી અઝાબ આવી પડે કે જેની તેઓને ધારણા પણ ન હોય. (૪૫) અથવા તેઓને ચાલતાં-ફરતાં (કોઈ આફતમાં) પકડી લે તો એ લોકો અલ્લાહપાકને કદી થકવી શકનાર નથી (૪૬) અથવા તેઓને ડરાવવા પછી પકડી લે; છતાં (ઢીલ આપે છે.) બેશક, તમારો પરવરદિગાર બેહદ માયાળુ (અને) દયાળુ છે. (૪૭) શું તેઓ અલ્લાહપાકની પેદા કરેલી તે

વસ્તુઓને જોતા નથી કે જેઓના પડછાયા કદી જમણી બાજુ તો કદી ડાબી બાજુ નમીને અલ્લાહપાકને સિજદો કરતા રહે છે અને તે વસ્તુઓ (પોતે પણ) આજિઝી કરે છે (૪૮) અને જે કંઈ આકાશોમાં અને જે કંઈ પૃથ્વીમાં પ્રાણીઓમાંથી છે તે સૌ તથા ફરિશ્તાઓ પર અલ્લાહપાકને જ સિજદો કરે છે અને તેઓ અભિમાન કરતા નથી. (૪૯) (અને) પોતાનો પરવરદિગાર કે જે તેમનો ઉપરી છે તેનાથી ડરતા રહે છે અને તેમને જે હુકમ કરવામાં આવે છે, તેને બજાવી લાવે છે. (૫૦) અને અલ્લાહપાકે (રસૂલો મારફતે) ફરમાવ્યું છે કે, બે (અથવા વધુ) મઅ્બૂદ બનાવો નહિ. બસ, તે એક જ મઅ્બૂદ છે. માટે મારાથી જ ડરો. (૫૧) અને જે કંઈ આકાશો તથા પૃથ્વીમાં છે, તે સૌ તેનું જ છે અને સદાની બંદગી તેના જ માટે છે; છતાં શું તમે અલ્લાહપાકના સિવાય બીજાથી ડરો છો ? (૫૨) અને તમારી પાસે જે કંઈ નેઅમત છે, તે સૌ અલ્લાહપાકના જ તરફથી છે, પછી જ્યારે તમને કાંઈ સખ્તી પહોંચે છે, ત્યારે તેની જ તરફ ફરિયાદ કરો છો. (૫૩) પછી જ્યારે તે સખ્તીને તમારાથી હટાવી દે છે, તો તરત જ તમારામાંથી એક જૂથ પોતાના પરવરદિગારની સાથે (પ્રથમ મુજબ) શિર્ક કરવા લાગે છે. (૫૪) કે જેથી તે વસ્તુનો ઈન્કાર કરી નાખે જે અમે તેઓને આપી છે; તો થોડા દિવસ લહેર કરી લો. આખરે (મરતાં જ) તમે જાણી લેશો. (૫૫) અને એ લોકો અમારી આપેલી રોજીમાંથી અમુક ભાગ તેઓનો નક્કી કરે છે, જેમના વિશે તેઓને કંઈ જ્ઞાન નથી. અલ્લાહપાકના સોગંદ ! તમે જે બોહતાન બાંધો છો, તે વિશે જરૂર તમને પૂછવામાં આવશે. (૫૬) વળી, અલ્લાહપાકના માટે દીકરીઓ ઠેરવે છે (પણ) તે એવા સબંધથી પાક છે અને પોતાના માટે દિલ જે ચાહે છે તે (ઠેરવે છે) (૫૭) અને જ્યારે તેઓમાંથી કોઈને દીકરી (પેદા થવા)ની ખુશખબર મળે છે, તો (આખો દિવસ) તેનું મોં કાળુ રહે છે અને મનમાં મૂંઝાતો રહે છે. (૫૮) (અને) જે વાતની ખુશખબર આપવામાં આવી તેના કલંકનો માર્યો લોકોથી સંતાતો ફરે છે (અને વિચારે છે) કે, નામોશી સહન કરી એને રહેવા દેવી યા માટીમાં દાબી દેવી ? સાંભળી લો તેમનો એ ફેંસલો અતિશય ખરાબ છે.

(૫૯) જે લોકો આખિરત પર ઈમાન રાખતા નથી તેમનો બૂરો હાલ છે. અને અલ્લાહપાકની શાન તો સૌથી ચઢિયાતી છે. અને તે જબરદસ્ત હિકમતવાળો છે. (૬૦)

## ગુનેહગાર માણસોને ઢીલ આપવામાં આવે છે :

અને અગર અલ્લાહપાક લોકોને તેઓની બેઈન્સાફી પર (સંપૂર્ણ રીતે) પકડે તો પૃથ્વી પર એક પણ ચાલનારને છોડે નહિ; પરંતુ એક નક્કી થયેલા વખત (મૌત) સુધી ઢીલ આપે છે; પછી જ્યારે તેઓનો વાયદો (મૌત) આવી પહોંચશે, ત્યારે તેથી એક ઘડી ન પાછળ ખસી શકશે અને ન આગળ વધી શકશે. (૬૧) અને અલ્લાહ તઆલા માટે તે વસ્તુ તજવીજ કરે છે જેને (પોતાના માટે) નાપસંદ કરે છે અને પોતાની જીભથી જૂઠા દાવા કર્યે જાય છે કે, તેઓના માટે (કિયામતના દિવસે) દરેક પ્રકારની ભલાઈ છે. (એમાં) કંઈ જ શંકા નથી કે તેઓના માટે જહન્નમ છે અને બેશક, તે લોકો (જહન્નમ તરફ) આગળ વધારવામાં આવે છે. (૬૨)

## મધમાખીઓ મારફતે ફળો-ફૂલોમાંથી મધ અને પશુઓના છાણ તથા લોહીની વચ્ચેથી સ્વચ્છ દૂધ, અલ્લાહપાકની મહાન નેઅમતો

અને અલ્લાહપાકે આકાશથી પાણી વરસાવ્યું. ફરી તે વડે જમીનને તેના મરી (સૂકાઈ) જવા પછી જીવતી કરી, એમાં તે લોકો માટે મહાન નિશાની છે, જેઓ સાંભળે છે. (૬૫) અને તમારા માટે પશુઓમાં પણ વિચારવા જેવું છે. તેઓના પેટમાં જે છાણ ને લોહી (બનવાનું સાધન) છે તેની વચ્ચેથી સ્વચ્છ દૂધ તમને પિવડાવીએ છીએ, જે પીનારાઓ માટે સહેલાઈથી ગળામાં ઉતરનાર છે. (૬૬) અને ખજૂરી તથા દ્રાક્ષના ફળોથી પણ તમે કેફી વસ્તુ તેમજ ઉમદા રોજી બનાવો છો. બેશક, એમાં તે લોકો માટે મહાન નિશાની છે, જેઓ સદ્‌બુદ્ધિ રાખે છે. (૬૭) અને આપના પરવરદિગારે મધમાખીને હુકમ આપ્યો કે, તું પહાડોમાં કે ઝાડોમાં તેમજ જ્યાં (દ્રાક્ષના વેલા ચઢાવવા) માંડવા બાંધે છે, તેમાં ઘર (મધપૂડા) બનાવી લે. (૬૮) ફરી દરેક પ્રકારના ફળમાંથી (મનગમતો રસ) ચૂસતી ફર. પછી

(પૂડાઓમાં આવવા) તારા પરવરદિગારના સહેલા બનાવેલા રસ્તાઓમાં ચાલ; (પછી) તેના પેટમાંથી એક પીવાની વસ્તુ (મધ) નીકળે છે, જેના રંગ જુદા જુદા હોય છે, તેમાં લોકો માટે શિફા છે. બેશક, એમાં પણ તે લોકો માટે નિશાનીછે, જેઓ ઉંડો વિચાર કરે છે. (૬૯) અને અલ્લાહપાકે તમને પેદા કર્યા. ફરી તે જ તમને મૌત આપે છે અને તમારામાં કેટલાક તે છે, જે નકામી (વૃદ્ધાવસ્થા) ઉંમર સુધી પહોંચાડવામાં આવે છે. જેની અસર એ થાય છે કે એક વસ્તુને જાણી લેવા પછી અજાણ્યા થઈ જાય છે. બેશક, અલ્લાહપાક સઘળુ જાણનાર (અને) મહાન કુદરતવાળો છે. (૭૦)

## તૌહીદ અને શિર્કનો આસાન દાખલો :

અલ્લાહપાક એક મિસાલ વર્ણવે છે કે, એક ગુલામ છે, જે બીજાની મિલ્કત છે, તે કોઈ વસ્તુનો અધિકાર રાખતો નથી અને એક એવો માણસ છે, જેને અમે પોતાના તરફથી ભલી રોજી આપી છે, જેથી તે તેમાંથી છૂપી તેમજ જાહેર રીતે ખર્ચ કરે છે; શું તેઓ (બન્ને) સરખા થઈ શકે છે ? (કદી નહિ.) સઘળા વખાણ અલ્લાહપાકને જ લાયક છે, પણ ઘણાખરા લોકો જાણતા નથી. (૭૫) અને અલ્લાહપાક એક બીજી મિસાલ વર્ણવે છે કે, બે માણસો છે, એક તેમાંથી (ગુલામ હોવા ઉપરાંત) ગૂંગો (પણ છે કે, કાંઈ કામ કરી શકતો નથી) અને (તેથી) તે પોતાના માલિકના ઉપર બોજા (સમાન) છે. તેને જ્યાં મોકલે છે, કોઈ કામ સીધુ કરી લાવતો નથી; શું તે માણસ અને એવો માણસ સરખા થઈ શકે છે, જે ભલી વાતોનું શિક્ષણ આપે છે અને પોતે પણ સીધા માર્ગ પર છે ? (૭૬)

**ઉદાહરણ :** એક ગુલામ જેને કંઈ અધિકાર નથી, વાતવાતમાં માલિકની પરવાનગીનો મોહતાજ હોય છે. તે બીજા એવા આઝાદ માણસની બરાબર થઈ શકતો નથી, જેને પોતાનું ધન ખર્ચ કરવામાં કોઈ અટકાવનાર નથી. તો એવી જ રીતે સમજો કે અલ્લાહપાક દરેક વસ્તુનો મૂળ માલિક છે. સઘળા વખાણ અને ખૂબીઓ તેના ખજાનામાં છે. જેને કંઈ આપવા ચાહે તેને ફાવે ત્યારે ચાહે તેટલા પ્રમાણમાં આપી શકે છે. તેને કોઈ અટકાવનાર નથી. છતાં જે મૂર્તિઓ કોઈ વસ્તુની માલિક નથી, બલ્કે બીજાની મિલ્કત

હોઈ કોઈ પ્રકારનો કંઈ જ અધિકાર રાખતી નથી. તેને ખુદાઈમાં શરીક ઠેરવવી કેટલો બધો અન્યાય અને જુલ્મ છે ! તેવી જ રીતે અલ્લાહપાકે જેને ઈમાન અને ઈલ્મ આપ્યું હોય અને તે આ નેઅમત લોકોમાં વહેંચતો હોય તે એવા મુશ્રિકની બરાબર થઈ શકતો નથી જેની કોઈ નેકી કબૂલ થતી નથી.

એટલે અલ્લાહ તઆલાના બે બંદા છે. એક તો મૂર્તિ જે હાલી કે ચાલી શકતી નથી. જાણે ગૂંગો-બહેરો ગુલામ અને બીજો બંદો રસૂલ છે. જે હજારો-લાખોને અલ્લાહ તઆલાની રાહ બતાવે છે. અને પોતે પણ અલ્લાહ તઆલાની બંદગી પર કાયમ છે. તો એ બન્ને સરખા થઈ શકતા નથી. ફરી રસૂલને તાબે થવું બહેતર છે અથવા મૂર્તિને ? તેમજ એ પણ જણાયું કે જ્યારે મૂર્તિઓ અલ્લાહ તઆલાના મકબૂલ બંદાની જ બરાબરી કરી શકતી નથી, તો અલ્લાહ તઆલાની બરાબરીની વાત જ ક્યાં રહી ?

**માના પેટમાંથી અભણ પેદા કરી કોણે જ્ઞાન આપ્યું ? પક્ષીઓને આકાશમાં અધ્ધર કોણ થોભાવે છે ? પ્રાણીઓના ચામડા, ઉન તથા વાળથી ફાયદાની વસ્તુઓ કોણે આપી ?**

આકાશો તથા પૃથ્વીના છૂપા ભેદ અલ્લાહપાકની જ પાસે છે. અને કિયામતનો મામલો તો એવો છે, જાણે આંખનો ઝબકારો, બલ્કે તેથી પણ જલ્દી. બેશક, અલ્લાહપાક દરેક વસ્તુ પર શક્તિમાન છે. (૭૭) અને અલ્લાહપાકે તમને તમારી માંઓના પેટમાંથી એવી સ્થિતિમાં કાઢ્યા કે તમે કંઈ પણ જાણતા ન હતા. વળી, તેણે જ તમને કાન તથા આંખો અને દિલ (તથા બીજા અવયવો) આપ્યા કે જેથી તમે ઉપકાર માનો. (૭૮) શું તેઓએ ઉડતા પક્ષીઓને આકાશની (નીચે) હવામાં (તેના) હુકમથી બાંધેલા નથી જોયા ? અલ્લાહપાકના સિવાય તેમને કોઈ થોભાવતું નથી. બેશક, એમાં તે લોકો માટે (કુદરતની) નિશાનીઓ છે, જેઓ યકીન લાવે છે. (૭૯) અને અલ્લાહપાકે તમારા ઘરોને તમારા માટે રહેવાની જગ્યા બનાવી અને ચોપગાં (પ્રાણી)ના ચામડાંથી તમારા માટે ઘર (એટલે તંબુ) બનાવ્યા કે જેને તમે પોતાના કૂચ કરવાના દિવસે તથા મુકામ કરવાના દિવસે હલકા

જુઓ છો (એક પડાવથી બીજા ઠેકાણે લઈ જઈ શકો છો) અને તેમના ઉનથી તથા રૂંવાટાથી અને વાળથી ઘરની સામગ્રી તથા એક મુદ્દત સુધીના ફાયદાની વસ્તુઓ બનાવી. (૮૦) અને અલ્લાહ તઆલાએ તમારા માટે પોતાની પેદા કરેલી વસ્તુઓ(માંથી અમુક)નો પડછાયો બનાવ્યો અને પહાડોમાં તમારા માટે પનાહ લેવાની ગુફાઓ બનાવી અને તમારા માટે એવા કપડાં બનાવ્યા, જે તમને ગરમીથી બચાવે છે અને એવા પહેરણ (બખ્તર બનાવ્યા) કે જે તમારા માટે લડાઈમાં બચાવ છે; એવી જ રીતે (અલ્લાહપાક) તમારા ઉપર પોતાનો ઉપકાર પૂર્ણ કરે છે કે, જેથી તમે હુકમ બજાવી લાવો. (૮૧) છતાં જો તેઓ (ઈમાનથી) મોં ફેરવે તો (હે નબી સલ. !) તમારૂં કામ તો માત્ર સાફ-સાફ સંભળાવી દેવું છે. (૮૨) તે લોકો અલ્લાહપાકની નેઅમતોને ઓળખે છે, પણ (વર્તનમાં) તેનો ઈન્કાર કરે છે અને તેઓમાં ઘણાખરા નાશુક્રા છે. (૮૩)

**ગાગરમાં સાગર સમી ઈસ્લામી અખ્લાકનો સંપૂર્ણ ખુલાસો કરનાર આયત :**

બેશક, અલ્લાહ તઆલા તમને ન્યાય તથા એહસાન અને સગા-સબંધીઓને આપવાનો હુકમ કરે છે, અને નિર્લજજતા તેમજ બુરા કામોથી તથા અભિમાન કરવાથી રોકે છે. તે તમને શિખામણ આપે છે કે, જેથી તમે બોધ ગ્રહણ કરો. (૯૦)

**ઈન્સાનોની પાસે જે કાંઈ છે તે મૃત્યુ પછી ખતમ થઈ જશે :**
**સ્ત્રી-પુરૂષના નેક કામોનો બન્નેવને સરખો બદલો મળશે :**

જે કંઈ તમારી પાસે છે, તે ખૂટી જશે અને જે કંઈ અલ્લાહપાકની પાસે છે, તે સદા રહેનાર છે. અને અલબત્ત, અમે સબર કરનારાઓને તેઓ જે સારા કામ કરતા હતા તેના બદલે તેમનો હક જરૂર આપીશું. (૯૬) જે કોઈ પુરૂષ હોય કે સ્ત્રી પોતાના ઈમાન પર હોવાની હાલતમાં નેક કામ કરશે, તો અમે તેને (દુનિયામાં) જરૂર સરસ જિંદગી આપીશું અને જે બહેતર કામ તેઓ કરતા હતા તેના બદલે (આખિરતમાં) તેમનો હક



તેમને આપીશું. (૯૭)

**કુફ્રનો દાખલો અને અંજામ :**

અને અલ્લાહપાક (કુફ્રનો વબાલ જાહેર કરવા) એક મિસાલ વર્ણવે છે કે, એક વસ્તીવાળા સુખચેનથી હતા, તેઓની પાસે તેમની મનમાની રોજી ચારે બાજુથી ચાલી આવતી હતી. પછી તેઓએ અલ્લાહપાકની નેઅમતોની નાશુક્રી કરી તો તેઓ જે કંઈ કરતા હતા તેના બદલે અલ્લાહપાકે તેમને એવી મજા ચખાડી કે ભૂખ અને ડર તેમનો પોશાક થઈ ગયો. (ઘેરી લીધા) (૧૧૨) અને તેમની પાસે તેઓમાંથી એક રસૂલ આવ્યા છતાં તેઓએ તેને જૂઠાડ્યા, જેથી તેઓને અઝાબે એવી હાલતમાં પકડી લીધા કે તેઓ જુલ્મ પર જ કેડ બાંધેલા હતા. (૧૧૩)

**દીનનો પ્રચાર-પ્રસાર સમજદારીપૂર્વક તકલીફ વેઠી ધીરજથી કરવો જોઈએ :**

(હે નબી સલ. !) તમે તમારા પરવરદિગારના માર્ગ તરફ સચોટ વાતો (દલીલો) સમજાવીને અને ભલી નસીહત સંભળાવીને બોલાવો તેમજ એવી રીતે તેઓની સાથે વાદવિવાદ કરો, જે બેહતર હોય. જે કોઈ અલ્લાહપાકના માર્ગ (ઈસ્લામ)થી રખડી ગયો તેને આપનો પરવરદિગાર ખૂબ જ જાણે છે. અને જે હિદાયત પર છે, તેમને પણ તે ખૂબ જ જાણે છે. (૧૨૫) અને જો તમે બદલો લો તો જેટલી તકલીફ તમને પહોંચાડવામાં આવે તેટલો જ બદલો લઈ લો અને જો સબર કરો તો સબર કરનારાઓ માટે એ જ બેહતર છે. (૧૨૬) અને (હે નબી સલ. !) તમે સબર કરો અને તમારૂં સબર કરવું માત્ર અલ્લાહપાકની મદદથી થઈ શકે છે અને તેઓ(ની વિરૂદ્ધતા) પર દિલગીર ન થાઓ અને તેઓ જે પ્રપંચ કરે છે, તેથી મૂંઝવણમાં ન પડો. (૧૨૭) બેશક, અલ્લાહપાક(ની મદદ) તે લોકોની સાથે હોય છે, જે પરહેઝગાર છે અને જેઓ નેકી કરે છે. (૧૨૮)





# સૂરએ બની ઈસ્રાઈલ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૧૭ રૂકૂઅની સંખ્યા : ૧૨

નાઝિલ થવાનો ક્રમ : ૫૦ આયતોની સંખ્યા : ૧૧૧

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતની સૌથી પહેલી આયતમાં આપ (સલ.)ની મેઅરાજ (મક્કા મુકર્મહથી બયતુલ્મુકદ્દસ) અને ત્યાંથી સાતો આસ્માન વગેરેના સફરના બનાવનું વર્ણન છે. આ બનાવ હિજરતથી ત્રણ વર્ષ પહેલા મક્કા મુકર્રમહમાં બન્યો. ત્યાં સુધીમાં ઈસ્લામની દઅવત મુશ્રિકો સાથે સાથે યહૂદીઓ અને ખ્રિસ્તીઓ સુધી પણ પહોંચી ચૂકી હતી.

આ સૂરતમાં મેઅરાજના આ મહાન બનાવના વર્ણન સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના રસૂલ હોવાની નક્કર સાબિતી રજૂ કરવામાં આવી રહી છે.

ત્યારબાદ યહૂદીઓનો પાછલો ઈતિહાસ રજૂ કરી તેમાં બનેલા બે મહાન ઐતિહાસિક બનાવોનું વર્ણન કરી મક્કાના મુશ્રિકોને ચેતવવામાં આવ્યા કે, અલ્લાહપાકની નાફરમાનીને લઈ યહૂદીઓ ઉપર બે વખતે દુશ્મનોનો સખ્ત હુમ્લો થયો. જેમાં તેમને જાની-માલી જંગી નુકસાન વેઠવુ પડયુ. માટે તમે પણ કુર્આન શરીફનો વિરોધ કરવાથી ચેતી જાઓ. નહીં તો તમારૂ પરિણામ પણ ઘણુ ખરાબ આવશે.

સાથે સાથે યહૂદીઓને પણ જે મદીના શરીફમાં રહેતા હતા, ઈશારો કરવામાં આવ્યો કે, હવે નજીક ભવિષ્યમાં હમારા નબીને મદીના શરીફ હિજરત કરવાનો હુકમ કરવામાં આવશે. તેવા સમયે તમારો પાછલો ઐતિહાસિક અનુભવ નજરો સમક્ષ રાખશો. અને હમારા નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તથા કુર્આન શરીફનો વિરોધ ન કરશો. નહિં તો પાછલા ઈતિહાસના પુનરાવર્તન માટે તૈયાર રહેવું પડશે. કારણકે આ કુર્આન

શરીફ જ હવે સીધો રસ્તો બતાવનાર કિતાબ છે. જેનું આયત-૯માં વર્ણન કરવામાં આવ્યુ છે. અને છેવટે મક્કાના મુશ્રિકો તથા યહૂદીઓ માટે પણ તે જ થયુ, જે તેમનાથી પહેલા સમયના યહૂદીઓ માટે થયુ હતું. અને તેમને પણ હાર ખાવી પડી.

ઘણા જ સરસ અને સરળ અંદાજમાં તૌહીદ, રિસાલત અને કુર્આન શરીફના સાચા હોવાની દલીલો વર્ણન કરી માણસની સઆદત (સફળતા) તથા શકાવત (નિષ્ફળતા)નું રહસ્ય પણ છતુ કર્યું અને દુશ્મનોના આક્ષેપોના જવાબો આપ્યા. ત્યાર બાદ આયત ૨૨ થી ૩૮ સુધી મુસ્લિમોને તેમના દીની, સામાજિક અને અખ્લાકી જીવન બાબતે ઘણી મહત્વની નસીહતો કરવામાં આવી છે. અને મુશ્રિકોની દુશ્મનાવટ તથા બુધ્ધિવિહિન દલીલોના વ્યવસ્થિત રીતે જવાબો આપ્યા છે. અને મુસ્લિમોને નસીહત કરવામાં આવી છે કે, તે અલ્લાહપાક ઉપર ભરોસો કરી તેની જ ઈબાદત કરે. ધીરજ અને સંયમતાથી કામ લે. હવે હિજરતનો સમય નજીક આવી ગયો છે.

સૂરતના પ્રારંભમાં યહૂદીઓ (બની ઈસ્રાઈલ)ના બે બનાવોનું વર્ણન છે. તેથી સૂરતનું નામ ‘‘બની ઈસ્રાઈલ’’ (અર્થાત્ યઅકૂબ અલ.ના છોકરાઓ) રાખવામાં આવ્યુ. અને મેઅરાજના વર્ણનને લઈ આ સૂરતને ‘‘ઈસ્રાઅ’’ પણ કહેવામાં આવે છે.

# સૂરએ બની ઈસ્રાઈલ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**મેઅરાજનું વર્ણન :**

પાક છે તે ઝાત, કે જે રાતોરાત પોતાના બંદા (મુહમ્મદ સલ.)ને મસ્જિદે હરામ (બયતુલ્લાહ)થી મસ્જિદે અકસા (બયતુલ મુકદસ) સુધી કે જેને અમારી બરકતોએ ઘેરી રાખી છે (ત્યાં સુધી) લઈ ગયો કે જેથી અમે તેમને પોતાની કુદરતના કંઈક નમૂના દેખાડીએ. બેશક, તે જ અલ્લાહપાક સઘળુ સાંભળનાર (અને) જોનાર છે. (૧)



આ આયતમાં મેઅરાજનું વર્ણન છે, પરંતુ માત્ર બયતુલ મુકદસ સુધી જવાનું છે. બાકી આસમાન પર જવાનું વર્ણન ૨૭માં સીપારામાં છે. ઉલમાએ કિરામ મક્કાથી બયતુલ મુકદસ સુધીના સફરને "ઈસરાઅ" અને ત્યાંથી આસમાનો પર જવાને **"મેઅરાજ"** કહે છે. અને ઘણી વખત બન્ને માટે સામટી રીતે એક જ શબ્દ "ઈસરાઅ" અથવા "મેઅરાજ" બોલવામાં આવે છે. મતલબ કે અલ્લાહ તઆલાએ પોતાના સૌથી વધુ મુકર્રબ અને ખાસ બંદા હઝરત મુહમ્મદ (સલ.)ને એક રાતના થોડાક જ ભાગમાં આ મુસાફરી એટલા માટે કરાવી કે પોતાની કુદરતની મહાન નિશાનીઓ અને હિકમત અનુસાર બંદોબસ્ત દેખાડે. આ મેઅરાજ જાગૃતિની હાલતમાં શરીરની સાથે હતી. જેમ કે હદીસોથી સાબિત છે, જે લગભગ ત્રીસ સહાબી-ઓથી ઘણી ખુલાસાવાર રિવાયત કરવામાં આવી છે. બયતુલ મુકદસ સુધી શરીર સાથે જવાનો ઈન્કાર કરનાર કાફિર છે. કારણકે તેણે કુર્આનનો ઈન્કાર કર્યો અને મેઅરાજની બાકીની બીજી બાબતોનો ઈન્કાર કરનાર ગુમરાહ છે. અને આ મેઅરાજ પહેલાં આપને સ્વપ્નામાં રૂહાની મેઅરાજો થઈ હતી. તે પછી હિજરતથી એક વર્ષ પહેલાં આ મેઅરાજ થઈ.

જેનું ટૂંકુ વર્ણન આ છે કે, એક રાત્રે હઝરત જિબ્રઈલ (અલૈ.) કેટલાક ફરિશ્તાઓ સહિત જન્નતથી એક બુરાક જે લગભગ ખચ્ચર જેટલું, સફેદ નૂરાની જાનવર છે. અને બહુ જલ્દીથી ચાલનાર છે, તેને લઈ આવ્યા અને હુઝૂર (સલ.)ને આપના કાકાની દીકરી બીબી ઉમ્મે હાનીના ઘેરથી ઉઠાવી મસ્જિદમાં લાવ્યા. અને ત્યાંથી બુરાક પર સવાર કરી બયતુલ મુકદસમાં લઈ ગયા. ત્યાં હુઝૂર (સલ.)એ સૌ નબીઓ તથા ફરિશ્તાઓને નમાઝ પઢાવી. ફરી ત્યાંથી આસમાન પર ગયા અને દરેક આસમાનમાં ફર્યા. નબીઓની મુલાકાત લીધી. જ્યારે સિદ્રતુલ મુન્તહા જે એક બોરડીનું ઝાડ છે ત્યાં સુધી પહોંચ્યા તો હઝરત જિબ્રઈલ (અલૈ.) પણ રહી ગયા. ત્યાંથી હુઝૂર (સલ.) એકલા આગળ વધ્યા. ફરી બુરાક પણ રહી ગયો. ત્યાંથી રફરફ પર સવાર થઈ એટલા સુધી આગળ ગયા કે કોઈ સમજી શકતું નથી, પરંતુ એટલું જ કે અલ્લાહ તઆલાની પાસે ગયા અને કેટલીક ભેદની



વાતો થઈ. ફરી ત્યાંથી વિદાય થઈ પાછા ફરતા જન્નત અને દોઝખ જોઈ. ફરી બયતુલ મુકદસમાં આવી મક્કા તરફ રવાના થયા. રસ્તામાં કુરૈશીઓના કાફલાને જોયો. ફરી જે મકાનમાંથી ગયા હતા, ત્યાં આવ્યા તો દરવાજાની સાંકળ હાલતી હતી અને બિછાણું ગરમ હતું. મતલબ કે એટલા થોડા જ સમયમાં આ બધો બનાવ બન્યો.

ફરી સવારમાં હુઝૂર (સલ.)એ રાતની સૌ હકીકત લોકોને કહી સંભળાવી, તો મુસલમાનોએ માની લીધું. પણ કાફિરો તદન જૂઠું જાણી બયતુલ મુકદસના મકાનોની બાંધણી વિશે પૂછવા લાગ્યા. અલ્લાહ તઆલાએ બયતુલ મુકદસને હુઝૂર (સલ.)ની સામે કરી દીધું અને પડદા ઉઠાવી લીધા, તો તેને જોઈ કાફિરોએ જે કંઈ પૂછયું તે સૌ આપે બતાવી દીધું. ફરી કાફિરોએ કાફલાનો હાલ પૂછયો તે પણ હુઝૂર (સલ.)એ બરાબર બતાવ્યો, તો પણ ઘણાઓને ઈમાનની તવફીક થઈ નહિ. સારાંશ કે કુર્આન મજીદમાં ''ઈસરાઅ''ના બનાવને જે મહત્તાથી ખાસ અનેરી ઢબ સાથે વર્ણન કર્યો છે અને વિરોધી પક્ષ જે દિલેરી અને કોશિશપૂર્વક તેના ઈન્કાર કરવા અને જૂઠાડવા તૈયાર થઈ મેદાને પડયા હતા, તે જ વાતની દલીલ છે કે આ બનાવ કંઈ આશ્ચર્યજનક સ્વપ્નું અથવા રૂહાની સહેલ નથી. જો એમ જ હોત તો નુબૂવ્વત વગેરે બીજા દાવાઓ કરતાં વધુ અચરજ પામી ખાસ રીતે એને જૂઠાડવા અને મશ્કરી કરવા તૈયાર ન થાત અને બીજા લોકોને એમ કહી ન બોલાવત કે આવો, આજે નુબૂવ્વતનો દાવો કરનારની એક તદન અનોખી વાત સાંભળો. તેમજ હુઝૂર (સલ.) પોતે પણ બનાવને જાહેર કરવા માટે વિચાર અને ફિકરમાં ન પડત, જેમકે કેટલીક સહીહ હદીસોમાં આવ્યું છે. તદુપરાંત જો મેઅરાજ રૂહાની થઈ હોત તો આપ મક્કાથી ગાયબ જ ક્યાં થયા કે આપની શોધ કરવામાં આવી ? જેમ કે સદાદ બિન ઔસ વગેરેની રિવાયતમાં છે કે અમૂક સહાબીઓએ હુઝૂર (સલ.)ને પૂછયું હતું કે રાત્રે આરામ કરવાની જગ્યાએ ન હતા. આપ ક્યાં તશરીફ લઈ ગયા હતા ? એ બધી જ બાબતો જિસ્માની મેઅરાજની દલીલ છે, છતાં જો કોઈ **''અસ્રા બિઅબ્દિહી''**ના અર્થ એમ કરે કે અલ્લાહ

તઆલા પોતાના બંદાને સ્વપ્નામાં કે રૂહાની રીતે લઈ ગયો તો તે એવા માણસના જેવો જ ગણાશે, જે માણસ **"ફ-અસ્રિ બિઈબાદી"**ના અર્થ એમ કરવા લાગે કે, "હે મૂસા (અલૈ.) ! મારા બંદાઓ (બની ઈસ્રાઈલ)ને સ્વપ્નામાં અથવા રૂહાની રીતે લઈને મિસરથી નીકળી જાઓ." જેવી રીતે આ આયતમાં એવા અર્થ તદ્દન ખોટા છે, તેવી જ રીતે મેઅરાજની આયતમાં પણ ખ્વાબ કે રૂહાની રીતે લઈ જવાના અર્થ તદ્દન ખોટા છે.

બાકી રહ્યો એ સવાલ કે એક રાતમાં લાંબી મુસાફરી કેવી રીતે થઈ શકે ? અથવા ઉપરની ઠંડીમાંથી કેવી રીતે પસાર થઈ શકાય ? અથવા યુરોપના સાયન્સ મુજબ આકાશ જ નથી, તો પછી આકાશો પર જવાની વાત જ ક્યાં રહી ? તો જવાબ એ છે કે, આકાશની હસ્તી નહિ હોવાની આજ સુધી કોઈ દલીલ કાયમ થઈ નથી. જો તેઓનો આ દાવો માની લેવામાં આવે કે આ વાદળી રંગની જે વસ્તુ દેખાય છે, તે આકાશ નથી તો પણ તેનાથી ઉંચે આસમાન નહિ હોવાની શું સાબિતી છે ? એક વસ્તુનું ન દેખાવું તેના મવજૂદ નહિ હોવાની દલીલ નથી, એ તો સ્પષ્ટ છે. હવે રહ્યું એક રાતમાં આટલી લાંબી મુસાફરી કરવું, તો આજે વરાળ અને વીજળી શક્તિથી બનેલી સવારીઓનો કેટલો બધો ઝડપી વેગ છે. ચાલીસ હજાર ફૂટ ઉંચે સુધી એરોપ્લેન ઉડી શકે છે અને તેમાં ઉપરની ઠંડીથી બચવાના સાધનો ગોઠવવામાં આવે છે. ત્યારે શું અલ્લાહ તઆલાની કુદરત એ સાયન્ટીસ્ટો કરતાં પણ ઓછી થઈ ગઈ કે તે ઠંડીમાંથી બચાવ કરી ઉપર ન લઈ જઈ શકે ! વળી, કેટલાક ગ્રહો અતિશય મોટા હોવા છતાં કુદરતે કેટલો બધો વેગ મૂક્યો છે ? પ્રકાશના કિરણો એક મિનિટમાં ક્યાંથી ક્યાં સુધી પહોંચે છે ? વાદળમાંની વીજળી પૂર્વમાં ઝબકારો મારી પશ્ચિમમાં જઈ પડે છે, તો એવી વસ્તુઓને ઉત્પન્ન કરનાર સર્વ શક્તિમાન અલ્લાહપાક માટે બુરાકમાં પણ વીજળી વેગ યંત્રો તથા રક્ષણના સાધનો ગોઠવી હુઝૂર (સલ.)ને થોડાક વખતમાં એટલી લાંબી મુસાફરી કરાવવું શું મુશ્કેલ છે ? જે લોકો સંકુચિત દૃષ્ટિ અને અલ્પ બુદ્ધિથી અલ્લાહ તઆલાની અપાર કુદરતને પોતાના વિચારોની સીમામાં બંધ કરવા ચાહે છે, તેઓએ પોતાની

બેઅદબીઓ પર શરમાવું જોઈએ.

## યહૂદીઓ ઉપર દુશ્મનોના સખ્ત હુમ્લાઓનું વર્ણન અને બધાને બોધપાઠ :

અને અમે બની ઈસ્રાઈલને કિતાબમાં (ભવિષ્યવાણી તરીકે) સ્પષ્ટ કહી સંભળાવ્યુ હતું કે, તમે (સિરીયા) દેશમાં બે વાર ખરાબી કરશો અને (અન્ય ઉપર) ઘણું જોર ચલાવવા લાગશો. (૪) પછી જ્યારે તે બન્નેમાંથી પહેલો વાયદો આવશે ત્યારે અમે તમારા (બની ઈસ્રાઈલ) પર પોતાના એવા (કાફિર) બંદા મોકલીશું, જે સખત લડવૈયા હશે. ફરી તેઓ શહેર વચ્ચે ઘૂસી પડશે અને એ વાયદો પૂરો થઈને જ રહેશે. (૫) પછી અમે તેઓના ઉપર તમારી (જીતની) વારી ફેરવી નાખીશું અને માલ તથા દીકરાઓ વડે અમે તમને બળવાન બનાવીશું અને તમારૂં લશ્કર (પહેલાં હતું તેથી) વધારી દઈશું, (૬) જો તમે (ભવિષ્યમાં) સારા કામ કરશો તો પોતાના જ લાભ અર્થે કરશો અને જો બુરા કામ કરશો તો તે પણ પોતાને જ માટે. પછી જ્યારે બીજો વાયદો આવશે (ત્યારે બીજા લોકો મોકલીશું) કે તેઓ તમારા મોઢા બગાડી નાખે અને જેવી રીતે કે મસ્જિદ (બયતુલ મુકદસ)માં પહેલી વાર પેલા (આગલા) લોકો ઘૂસી ગયા હતા, એ લોકો પણ તેમાં ઘૂસી જાય અને જે જે વસ્તુ પર કાબૂ મળે તેને સંપૂર્ણ રીતે નાશ કરી નાખે. (૭) બનવાજોગ છે કે, તમારો પરવરદિગાર તમારા ઉપર રહમ કરે અને જો તમે ફરી તે જ (શરારત) કરશો તો અમે પણ તેવું જ (શિક્ષાનું વર્તન) કરીશું અને અમે એવા કાફિરો માટે જહન્નમને કેદખાનું બનાવ્યું છે. (૮) બેશક, આ કુર્આન એવો રસ્તો બતાવે છે કે, જે સૌથી સીધો છે. અને જે ઈમાનવાળા નેક કામ કરે છે કે તેમને આ વાતની ખુશખબર આપે છે કે, તેમને માટે બહુ મોટો સવાબ છે. (૯) અને આ (પણ બતાવે છે) કે, જે લોકો આખિરતને માનતા નથી, તેઓના માટે અમે દુઃખદાયક અઝાબ તૈયાર કર્યો છે. (૧૦)

## દુનિયા અને આખિરતની ચાહત વચ્ચે ફર્ક :

જે કોઈ દુનિયાને ચાહે છે, તો અમે તેમાંથી જેટલું ચાહીએ (અને) જેને માટે ચાહીએ છીએ, જલ્દી આપી દઈએ છીએ. પછી અમે તેના માટે

જહન્નમને નક્કી કરીએ છીએ, જેમાં તે બુરા હાલથી ધક્કા ખાતો દાખલ થશે. (૧૮) અને જે કોઈ આખિરત(ના સવાબ)ની ઈચ્છા રાખશે અને તે (આખિરત માટે) તેને ઘટતી કોશિશ કરશે, એ શરતે કે મુઅમિન પણ હોય તો એવા લોકોની એ કોશિશ કબૂલ થશે. (૧૯) અને એમને તથા તેમને સૌને આપના પરવરદિગારની બખ્શિશમાંથી (દુનિયામાં) મદદ પહોંચાડીએ છીએ અને આપના પરવરદિગારની (આ દુનિયાની) બખ્શિશ (કોઈના ઉપર પણ) બંધ નથી. (૨૦) આપ જોઈ લો, અમે એકની બીજા પર કેવી રીતે શ્રેષ્ઠતા આપી છે અને અલબત્ત, આખિરતમાં બીજા મહાન દરજા અને મહાન ફઝીલત છે. (૨૧) અલ્લાહપાકની સાથે બીજો કોઈ મઅ્બૂદ ન બનાવો, નહિ તો આપ બુરા હાલના મદદગાર વિનાના થઈ જશો. (૨૨)

**ઉચ્ચ અખ્લાક અને માનવ હક્કોનું સવિસ્તર વર્ણન :**
**માં-બાપ સાથે સદ્વર્તન, સગાવહાલા, ગરીબો અને મુસાફરોના હક્ક અદા કરવા તથા પૈસા ઉડાવવાની મનાઈ :**

અને આપનો પરવરદિગાર હુકમ કરી ચૂક્યો છે કે, તેના સિવાય કોઈની બંદગી કરો નહિ અને (પોતાના) માં-બાપની સાથે ભલાઈથી વર્તો; અગર તે બન્નેમાંથી એક અથવા બન્નેવ આપની સામે વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય તો તેમને 'હું' પણ કહેવું નહિ અને તેમને તરછોડો નહિ અને તેમની સાથે બહુ અદબથી વાત કરો. (૨૩) અને તેમની આગળ માયાળુપણે નમ્રતાથી ઝૂકીને જ રહો અને એવી દુઆ માંગ્યા કરો કે, હે પરવરદિગાર! એ બન્ને પર રહમ કર કે જેવી રીતે કે એમણે મને નાનપણમાં (દયાભાવથી) ઉછેર્યો છે. (૨૪) તમારા દિલોમાં જે કંઈ છે તેને તમારો પરવરદિગાર ખૂબ જાણે છે. જો તમે ભલાઈ કરનાર હશો તો બેશક, (તૌબા કરી) રજૂ થનારા-ઓને તે બખ્શનાર છે. (૨૫) અને સગા-વહાલાંને તેનો હક આપો તથા મોહતાજો અને મુસાફિરોને પણ અને (માલને) નકામો ઉડાવો નહિ. (૨૬) (કેમ કે) બેશક, ઉડાઉ લોકો શયતાનોના ભાઈબંધ છે. અને શયતાન પોતાના પરવરદિગારનો બહુ નાશુક્રો છે. (૨૭)

**નાદારીને લઈ અવલાદને કતલ કરવી, વ્યભિચાર, નાહક ખૂન કરવુ, યતીમનો માલ ખાવો, કોલ-કરારની પાબંદી ન કરવી, માપ-તોલમાં કમી કરવી, ગીબત, આક્ષેપો કરવા, ઘમંડથી અક્કડ થઈ ચાલવા વગેરેની મનાઈ :**

અને મોહતાજીની બીકથી પોતાની અવલાદને મારી નાખો નહિ, (કારણકે) અમે જ તેમને પણ તથા તમને પણ રોજી આપીએ છીએ. બેશક, તેમને મારી નાખવું બહુ મોટો ગુનોહ છે. (૩૧) અને વ્યભિચારની પાસે પણ ન જાઓ. બેશક, તે બહુ બેશરમીની વાત છે અને ખોટો માર્ગ છે. (૩૨) અને જે જીવને મારવું અલ્લાહપાકે હરામ કર્યું છે, તેને કતલ ન કરો, પરંતુ જાઈઝ રીતે. અને જે કોઈ નાહક માર્યો જાય તો અમે તેના વારિસને (કિસાસનો) અધિકાર આપ્યો છે. તો તે (ખૂનીને) કતલ કરવાના વિષયમાં (શરીઅતની) હદથી વધે નહિ. બેશક, તે તરફદારીના પાત્ર છે. (૩૩) અને યતીમના માલની પાસે પણ ન જાઓ, પરંતુ એવી રીતે કે જે (યતીમ માટે) બેહતર હોય, એટલે સુધી કે તે પોતાની જુવાનીએ પહોંચી જાય. અને (શરીઅત મુજબના) કરારને પૂરો કરો. બેશક, (એવા) કરાર વિશે પૂછપરછ થશે. (૩૪) અને જ્યારે (કોઈ ચીજ) માપીને આપો તો માપ પૂરૂં ભરી આપો અને (જ્યારે) તોલીને આપો તો સીધી (ખરી) તરાજુ (ત્રાજવું)થી તોલો; એ બેહતર છે અને પરિણામે પણ સારૂં છે. (૩૫) અને જે વાતની આપને ખબર ન હોય તેની પાછળ ન પડો, (કારણકે) બેશક, કાન અને આંખ તથા દિલ એ સૌની (કિયામતમાં) તેના (કામો) વિશે પૂછ થશે. (૩૬) અને જમીન પર ઈતરાઈને ચાલ નહિં. બેશક, તું ધબકારા સાથે (ચાલી) જમીનને ફાડી-ચીરી શકીશ નહિ તેમજ (અકડવાથી) લાંબો થઈ પર્વતોને કદી પહોંચી શકીશ નહિ. (૩૭) આ સઘળા બુરા કામ આપના પરવરદિગારની નજીક તદ્દન નાપસંદ છે. (૩૮) (હે નબી સલ. !) આ વાતો તે હિકમતની વાતો માંહેની છે, જેને આપના પરવરદિગારે આપના તરફ વહી દ્વારા મોકલી છે. અને (હે માનવી !) અલ્લાહપાકની સાથે બીજા કોઈને મઅ્બૂદ ઠેરવજો નહિ, નહિ તો ઠપકા સાંભળી ધક્કા ખાતા દોઝખમાં નાખવામાં આવશે. (૩૯)



કુર્આન શરીફની આ આયતમાં ફરમાવવામાં આવ્યુ છે કે, ‘‘નાદારી, ગરીબાઈ અને ભૂખમરાના ડરને કારણે પોતાના બચ્ચાઓને કતલ ન કરો, હમે તેમને અને તમોને બન્નેવને રોજી આપીએ છીએ.’’ આ એઅલાન એક પ્રકારનો પડકાર હતો કે, ભવિષ્યમાં વસ્તી વધારાને કારણે ખોરાક (ખાદ્ય પદાર્થો) અને અનાજની તંગી તથા અછતનો પ્રશ્ન ઉપસ્થિત નહી થાય, મુસ્લિમો દરેક યુગમાં અકીદા (માન્યતા) અને શ્રધ્ધા રૂપે આ એઅલાનની સચ્ચાઈ ઉપર દઢ વિશ્વાસ રાખતા હતા. આ જ કારણસર તેમને બર્થ કંટ્રોલ (કુટુંબ નિયોજન)નો વિચાર કદાપી આવ્યો નથી, પરંતુ આ એઅલાનના એક હજાર વર્ષ બાદ પ્રખર અંગ્રેજ અર્થશાસ્ત્રી રોબર્ટ માલ્થસે ‘વસ્તી નિયમો’ વિષેના પોતાના પુસ્તકમાં આ દ્રષ્ટીકોણ રજુ કર્યો છે કે, વસ્તી વધારો જ્યુમીટરીકલ (રેખાણિત)ના દરે વધે છે. જ્યારે અનાજ અને ખોરાક ફકત (અર્થ મેટીકલ) દરે વધે છે. **Population when anchecked in creases in a geometrical ratio subsistence only increases in an arithmetical ratio.** આનો અર્થ એ કે માનવ વસ્તીનો વધારો ૧–૨–૪–૮–૧૬–૩૨–૬૪ ના દરે થાય છે. જ્યારે ખોરાકીય વસ્તુઓ ૧–૨–૩–૪–૫–૬ના દરે વધે છે. એટલે માનવ વસ્તી ઘણી જ ઝડપે વધી રહી છે. તેની તુલનામાં ખોરાકી પદાર્થો અને અનાજ ઘણી ધીમી ગતીએ વધે છે. માટે થોડાક વર્ષો બાદ માનવજીવન ખોરાકની દ્રષ્ટિએ ઘણી મુશ્કેલી અને સંકટમાં મુકાય જશે. જેનો ઈલાજ ફકત વસ્તી નિયંત્રણ જ છે. માલ્થસની આ વિચારધારાએ વિશ્વભરમાં જબરદસ્ત અસર કરી. બધી બાજુએથી અવાજ ઉઠયો કે બર્થ કંટ્રોલ અને ફેમીલી પ્લાનિંગ સમયની તાતી જરૂરીયાત અને અનિવાર્ય પગલુ છે.

પરંતુ ત્યાર બાદ હાલના સમયમાં વૈજ્ઞાનિકો અને અર્થશાસ્ત્રીઓએ આ દ્રષ્ટિકોણને સદંતર જુઠાણુ બતાવ્યુ અને માલ્થસને જુઠા પયગમ્બરથી ***(Malthus : the false Prophet)*** સંબોધિત કર્યા છે.

મી. **(Gwynee dyer)** ગ્વાઈન ડાયર આ વિષય ઉપર લખતા જણાવે છે કે માલ્થસના મરણને ૧૫૦ વર્ષ થઈ ગયા. માનવ વસ્તી જયુમીટરી



હિસાબથી ૮ આઠ ઘણી વધી ગઈ, પરંતુ ખોરાકનું ઉત્પાદન પણ તેની સાથે તેટલાજ પ્રમાણમાં વધતુ રહ્યુ, અને હાલના માનવીને મધ્યમ કક્ષાનું અનાજ વગેરે (પાછલા ઈતિહાસથી પણ સૌથી બેહતર અને શ્રેષ્ઠ પ્રમાણમાં) મળી રહ્યુ છે.

રોબર્ટ માલ્થસ એવા યુગમાં પેદા થયા જયારે માનવી જુની પધ્ધતિથી ખેતી કરતો હતો. તેને ખબર ન હતી કે થોડાક જ વર્ષોમાં વૈજ્ઞાનિક પધ્ધતિથી માનવી કેટલુ ઝડપી અને કેટલુ વધુ પ્રમાણમાં અનાજ પકવી શકશે. નવા નવા ખાતરો, મશીનરી અને વાવેતરની નવી નવી પધ્ધતિઓએ માનવ જગતના ખોરાકનો પ્રશ્ન હલ કરી આપ્યો. વિકાસશિલ દેશો વિશે (F.A.O.) એ અંદાજ લગાડયો છે કે, તેમની વસ્તી અનિયમિત રીતે વધીને ઈ.સ. બે હજાર ચારમાં બીલીયન વધી જાય તો પણ તેને ખોરાક વિશે ચિંતાની કોઈ જરૂરત નથી. તે સમયની વસ્તીથી દોઢ ગણુ અનાજ અને ખોરાકની ક્ષમતા તે દેશો ધરાવતા હશે. મીસ્ટર ગ્વાઈન ડાયર પોતાનો રીપોર્ટ  આ સાથે સમાપ્ત કરે છે કે Malthus માલ્થસે પોતાના હિસાબમાં ગલતી અને ભૂલ કરી છે. આપણે એટલા અભાગ્ય નથી કે આપણી  આવતી પેઢી દુષ્કાળ ના યુગમાં જન્મ પામે. ખુદાઈ કાનૂનમાં જે વાત ૧૪૦૦ વર્ષ પૂર્વે બતાવવામાં આવી હતી, આજના વૈજ્ઞાનિકો અને અર્થશાસ્ત્રીઓ તેને પુરાવાઓ સાથે સાચી પુરવાર કરી રહ્યા છે.

**શિર્કની નહુસત : કુર્આન શરીફ સમજવાથી મહરૂમી અને જુઠી દલીલો :**

અને અલબત્ત, અમે આ કુર્આનમાં (તવહીદ વિશે) અનેક પ્રકારે સમજાવ્યા કે જેથી તેઓ વિચાર કરે, પણ તેઓને તો (તવહીદથી) અણગમો જ વધતો જાય છે. (૪૧) (હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, અગર એ લોકોના કહેવા મુજબ તેની (અલ્લાહપાક) સાથે બીજા પણ મઅ્બૂદો હોત ત્યારે તો એ લોકો અર્શવાળા (અલ્લાહપાક)ની તરફ (મુકાબલાનો) માર્ગ શોધી લેત. (૪૨) તે અલ્લાહ તઆલા પાક છે અને એ લોકો જે કંઈ (શિર્ક બાબતે) કહે છે, તેનાથી તે બહુ જ ચઢિયાતો છે. (૪૩) સાતેવ

આકાશો અને પૃથ્વી તથા જે કંઈ એ સૌમાં છે, તે અલ્લાહપાકની પવિત્રતા બયાન કરે છે અને કોઈ પણ વસ્તુ એવી નથી કે જે ખૂબીઓ સાથે તેની પવિત્રતા બયાન કરતી ન હોય. પણ તમે તેની પવિત્રતા બયાન કરવાને સમજતા નથી. બેશક, તે અલ્લાહપાક ઘણો સહનશીલ (અને) બખ્શનાર છે. (૪૪) અને જ્યારે આપ કુર્આન પઢો છો, તો જે લોકો આખિરતને માનતા નથી, તેઓની અને આપની વચ્ચે અમે એક અદશ્ય પડદો કરી દઈએ છીએ. (૪૫) અને અમે તેઓના દિલો પર તેના સમજવાથી પડદા અને તેઓના કાનોમાં બોજો નાખી દઈએ છીએ અને જ્યારે કુર્આનમાં આપ આપના પરવરદિગારને એકલા વર્ણન કરો છો ત્યારે તેઓ તિરસ્કાર દર્શાવી પૂઠ ફેરવી ચાલતી પકડે છે. (૪૬) જ્યારે એ લોકો આપના તરફ કાન ધરે છે, તો જે હેતુથી તેઓ (કુર્આન) સાંભળે છે, તેને અમે ખૂબ જાણીએ છીએ તેમજ (તેની પણ અમને ખબર છે) જ્યારે તેઓ ખાનગી મસલત કરે છે ત્યારે એ જુલ્મીઓ એમ કહે છે કે, તમે એક એવા માણસની તાબેદારી કરો છો કે, જેના પર જાદૂ કરવામાં આવ્યુ છે. (૪૭) (હે નબી સલ. !) જોઈ લો, આપના ઉપર કેવા કેવા દાખલાઓ બંધ બેસાડે છે ! તો (એમ કરી) તેઓ ભટકતા ફરે છે, જેથી (હવે ખરો) માર્ગ મેળવી શકતા નથી. (૪૮) અને એ લોકો કહે છે કે, જ્યારે અમે હાડકાં અને ચૂરેચૂરો થઈ જઈશું તો શું અમે નવેસરથી પેદા થઈને ફરીથી ઉઠીશું ? (૪૯) આપ ફરમાવી દો કે તમે પથ્થર અથવા લોખંડ બની જાઓ (૫૦) અથવા કોઈ એવી મખ્લૂક જેને તમે પોતાના દિલમાં બહુ જ મુશ્કેલ સમજો તે થઈ જાઓ (તો પણ સજીવન થશો) તો ફરી હવે તેઓ પૂછશે કે (તે હાલતમાં) અમને કોણ પાછા સજીવન કરશે ? આપ ફરમાવી દો કે, તે જ જેણે તમને પહેલી વાર પેદા કર્યા. તો પછી તેઓ (અચંબાથી) આપની આગળ પોતાના માથાં હલાવશે અને પૂછશે કે, એ ક્યારે થશે ? આપ ફરમાવી દો કે, તેનું નજીક જ હોવું સંભવિત છે. (૫૧) એવું તે દિવસે થશે કે અલ્લાહપાક (ફરિશ્તા મારફતે) તમને પુકારશે તો તમે તેના વખાણ કરતા ચાલ્યા આવશો અને એમ ધારશો કે તમે બહુ જ થોડી વાર થોભ્યા હતા. (૫૨)



**ખુદાઈ ઢીલ માનવીને અઝાબપાત્ર ન બનાવી દે ! :**

તમારો પરવરદિગાર એવો (ઉપકારકર્તા) છે, જે તમારા માટે સમુદ્રમાં વહાણ ચલાવે છે, કે જેથી તમે તેના ફઝલ (રોજી)ની તલાશ કરો. બેશક, તે તમારા ઉપર બહુ દયાળુ છે. (૬૬) અને જ્યારે સમુદ્રમાં તમારા ઉપર કોઈ આફત આવે છે (એટલે ડૂબવાનો ભય હોય છે) ત્યારે અલ્લાહપાકના સિવાય જેટલાઓને તમે પુકારો છો, તે સૌ ગુમ થઈ જાય છે. પછી જ્યારે તે અલ્લાહપાક તમને બચાવી ખુશકી (જમીન) તરફ લાવે છે, ત્યારે તમે મોઢું ફેરવી લો છો અને ઈન્સાન બહુ જ નાશુક્રો છે. (૬૭) તો શું તમે આ વાતથી નિર્ભય થઈ ગયા કે તમને ધરતી પર કિનારે લાવી જમીનમાં ધસાવી દે અથવા તમારા ઉપર પથ્થર વરસાવનાર વાવાઝોડું મોકલી આપે. ફરી તમે પોતાનો કોઈ બચાવ કરનાર મેળવો નહિ (૬૮) અથવા તમે આ વાતથી નિર્ભય થઈ ગયા કે તમને બીજી વખત સમુદ્રમાં જ લઈ જાય; પછી તે તમારા પર પવનનું સખ્ત તોફાન મોકલી આપે. પછી તમારી નાશુક્રીના બદલે તમને ડૂબાડી દે. તો પછી એ વિશે તમારા તરફથી અમારો પીછો કરનાર તમને કોઈ નહિ મળે. (૬૯) અને અમે આદમ (અલૈ.)ની અવલાદને ઈઝઝત આપી અને અમે તેમને જમીન તથા સમુદ્રમાં સવારી આપી અને અમે તેમને સ્વચ્છ વસ્તુઓથી રોજી આપી અને અમે તેમને અમારી મખ્લૂકમાંથી ઘણાઓ કરતાં શ્રેષ્ઠતા આપી વધારી દીધા. (૭૦) (તે વખત યાદ કરો) જે દિવસે અમે તમામ માણસોને તેઓના સરદારો સહિત (હશ્રના મેદાનમાં) બોલાવીશું, પછી જે માણસને તેનું અઅમાલનામું તેના જમણા હાથમાં આપવામાં આવશે, તો તે લોકો પોતાનું અઅમાલનામું (હરખભેર) વાંચશે અને તેમનું જરા બરાબર પણ નુકસાન નહિ થાય. (૭૧) અને જે કોઈ આ જગતમાં (નજાતનો માર્ગ જોવાથી) આંધળો રહ્યો, તો તે આખિરતમાં પણ આંધળો જ અને (મુક્તિના માર્ગથી) બહુ દૂર પડેલો રહેશે. (૭૨)

**ઈમાન કબૂલ ન કરવા જૂઠી દલીલોનો સહારો લેવો :**

અને અમે લોકોને (સમજાવવા) માટે આ કુર્આનમાં દરેક દાખલાને અનેક પ્રકારે બયાન કર્યો છે, છતાં ઘણા લોકો નાશુક્રી કર્યા વિના રહેતા



નથી. (૮૯) અને એ લોકો કહે છે કે, આપના ઉપર અમે કદી ઈમાન નહિ લાવીએ, જ્યાં સુધી કે આપ અમારા માટે (આ મક્કાની) જમીનથી એક નહેર વહેતી ન કરી દો (૯૦) અથવા ખાસ આપના માટે ખજૂરી તથા દ્રાક્ષનો એક બગીચો થઈ જાય. ફરી આપ તેની વચ્ચે ઠેર ઠેર અનેક નહેરો વહેતી કરી દો (૯૧) અથવા જેવું કે આપ કહ્યા કરો છો અમારા ઉપર આકાશના ટુકડે ટુકડા (કરી) પાડી નાખો અથવા અલ્લાહપાકને તથા ફરિશ્તાઓને (અમારી) રૂબરૂ લઈ આવો (૯૨) અથવા આપના માટે એક સોનેરી ઘર થઈ જાય અથવા આપ (અમારી સામે) આકાશ પર ચઢી જાવ અને અમે તો આપના ચઢી જવાને પણ નહિ માનીએ, જ્યાં સુધી કે (ત્યાંથી) અમારી પાસે એક પાવતી ન લઈ આવો જેને અમે વાંચી લઈએ. આપ ફરમાવી દો કે, સુબ્હાનલ્લાહ ! હું કોણ છું. માત્ર (નબી બનાવી) મોકલવામાં આવેલો માણસ છું. (૯૩)

**અલ્લાહપાકની કોઈ અવલાદ અને ભાગીદાર નથી :**

અને ફરમાવી દો કે સઘળી ખૂબીઓ (ખાસ) અલ્લાહપાકના જ માટે છે, જે અવલાદ રાખતો નથી અને જેનો બાદશાહીમાં કોઈ ભાગીદાર નથી અને તે એવો નથી કે નબળાઈના કારણે તેનો કોઈ મદદગાર હોય અને આપ અલ્લાહપાકને મોટો ગણી તેની ખૂબ વડાઈ બયાન કર્યા કરો. (૧૧૧)



## સૂરએ કહફ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૧૮** | **રૂકૂઅની સંખ્યા : ૧૨**

**નાઝિલ થવાનો ક્રમ : ૬૯** | **આયતોની સંખ્યા : ૧૧૦**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

હાફિઝ ઈબ્ને જરીર તબરી (રહ.) હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)ના હવાલાથી ફરમાવે છે કે, મક્કાના સરદારોએ મદીના શરીફના યહૂદીઓ પાસે પોતાના બે માણસો મોકલ્યા કે તમો પાછલી કિતાબો

(બાઈબલ)ના આલિમો છો. તમે લોકો આ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના નબી હોવાના દાવા વિશે શું અભિપ્રાય ધરાવો છો ? તો મદીના શરીફના યહૂદીઓએ મક્કાના સરદારોને જણાવ્યુ કે, તમે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી ત્રણ સવાલો કરો. જો તેનો સાચો જવાબ આપે, તો એ સાચા નબી છે. અને જો સાચો જવાબ ન આપી શકે, તો એમનો નુબૂવ્વતનો દાવો જૂઠો છે.

પહેલો સવાલ એ કે, તે નવયુવાનોનો અજીબ કિસ્સો શું બન્યો હતો, જે પોતાના સમયના બાદશાહ અને લોકોના શિર્ક કરવાથી તંગ આવી જઈ પોતાના શહેરથી નીકળી જઈ એક ગુફામાં છુપાઈ ગયા હતા.

બીજો સવાલ એ કે, તે વ્યક્તિનો કિસ્સો વર્ણન કરે, જેણે પૂર્વ-પશ્ચિમના દેશોનો સફર કર્યો હતો.

ત્રીજો સવાલ એ કે, તેમનાથી રૂહ-આત્માની હકીકત બાબતે પૂછવામાં આવે. આ લોકોએ મદીનાથી મક્કા પાછા આવી આપ (સલ.)થી આ ત્રણ સવાલો કર્યા. જેમાંથી રૂહ-આત્મા બાબતનો જવાબ તો આગલી સૂરત (બની ઈસ્રાઈલ)માં આવી ગયો. અને બીજા બે સવાલોના જવાબમાં આ સૂરત ઉતરી, જેમાં ગુફામાં છૂપાઈ જનારાઓનો કિસ્સો વિગતવાર રજૂ થયો છે. તેમને જ અસ્હાબે કહફ કહેવામાં આવે છે. “કહફ” અરબીમાં ગુફાને કહે છે. અને એ જ નામથી સૂરતનું નામ રાખવામાં આવ્યુ છે.

બીજા સવાલનો જવાબ સૂરતના છેલ્લે વર્ણન કર્યો છે. જેમણે (ઝુલ્કરનૈન) પૂર્વ-પશ્ચિમનો સફર ખેડયો હતો. તે સિવાય આ સૂરતમાં હઝરત મૂસા અલયહિસ્સલામના કિસ્સાનું પણ વર્ણન છે. જેમાં આપ હઝરત ખિઝર અલયહિસ્સલામની પાસે તશરીફ લઈ ગયા હતા.

આ ત્રણેવ કિસ્સાઓ આ સૂરતના બુન્યાદી વિષયો છે. તે સિવાય ખ્રિસ્તીઓની હઝરત ઈસા અલયહિસ્સલામને ખુદાપાકના (નઉઝુબિલ્લાહ) બેટા હોવાની માન્યતાનો રદિયો આપ્યો અને હક્ક વાત (તૌહીદ)નો ઈન્કાર કરનારાઓને માઠા પરિણામથી ધમકાવવામાં આવ્યા છે. તથા હક્ક વાત

માનનારાઓને સારા પરિણામની ખુશખબરી આપવામાં આવી છે.

આ સૂરતની તિલાવતની ઘણી ફઝીલતો હદીષોમાં આવી છે. ખાસ કરીને શુક્રવાર (જુમ્આ)ના રોજ તિલાવતથી દજ્જાલના ફિત્નાથી હિફાઝતનો વાયદો કરવામાં આવ્યો છે.

આ ત્રણેય સવાલોનો સબંધ યહૂદી અને ખ્રિસ્તીઓના ઈતિહાસ સબંધિત હતો. અરબસ્તાનમાં આ અંગે કોઈ જાણકારી ન હતી. એટલા જ માટે યહૂદીઓએ પરીક્ષા લેવા આ સવાલો પસંદ કર્યા હતા. જેથી આપ (સલ.)ના નબી અને રસૂલ હોવાની સાબિતી મળી જાય. અલ્લાહ તઆલાએ ફક્ત તેમના સવાલોના જવાબો જ નહીં આપ્યા, બલ્કે આ ત્રણેવ કિસ્સાઓને એ રીતે વર્ણન કર્યા કે, મક્કા મુકર્રમહના મુશ્રિકો અને મુસ્લિમો દરમ્યાન ઉપસ્થિત થયેલ સ્થિતિ ઉપર પણ તે સંપૂર્ણપણે બંધબેસતા આવી ગયા. જેથી અસલ સવાલના વિગતવાર સંપૂર્ણ જવાબની સાથે તેમને આ કિસ્સાઓથી પોતે જ ઈબ્રત-નસીહત પ્રાપ્ત કરવાનું આહ્વાન કરવામાં આવ્યુ. અને તેમના સવાલો જ તેમના માટે ભારે પડી ગયા. તથા સમજદાર માટે તેમાં મહાન સબકો લેવાનું પણ છોડી ગયા. કારણકે આ તે સમય હતો, જ્યારે મક્કાના મુશ્રિકો મુસલમાનોને ઘણા જ સતાવી-તંગ કરી રહ્યા હતા. તો અસ્હાબે કહફના બનાવથી તેમને ગર્ભિત ચેતવણી અપાઈ રહી હતી. અને મુસ્લિમોને તસલ્લી અપાઈ રહી હતી કે, અસ્હાબે કહફની જેમ તમારો પણ છૂટકારો થઈ જશે.

# સૂરએ કહફ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**અસ્હાબે કહફનો કિસ્સો :**

**અલ્લાહપાકની અપાર કુદરત અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો મુઅજિઝહ (ચમત્કાર) :**

**જ્યારે બંદો પોતાને અલ્લાહપાકના હુકમને તાબે કરી આપે છે, તો અલ્લાહપાક આકાશ-પાતાળની વસ્તુઓ તેને તાબે કરી આપે છે.**



(હે નબી સલ. !) અમે તેમનો ખરેખરો બનાવ તમને સંભળાવીએ છીએ. તેઓ કેટલાક યુવકો હતા, જે પોતાના પરવરદિગાર પર ઈમાન લાવ્યા હતા અને અમે તેમની હિદાયતમાં વધારો કર્યો હતો. (૧૩) અને અમે તેમના દિલોને પાકા કર્યા. જ્યારે તેઓ (દીન માટે) ઉઠ્યા તો કહેવા લાગ્યા કે, અમારો પરવરદિગાર તે જ છે, જે આકાશો અને પૃથ્વીનો માલિક છે, તેના સિવાય કોઈ મઅ્બૂદની અમે બંદગી કરીશું નહિ, (એવું કરીએ) ત્યારે તો ખરેખર અમે અતિશય અયોગ્ય વાત કહી નાખી. (૧૪) આ અમારી કૌમે અલ્લાહપાકને છોડી બીજા મઅ્બૂદો ઠેરવી લીધા છે. (તો) એ લોકો તે (જૂઠા) મઅ્બૂદો પર કોઈ સ્પષ્ટ દલીલ કેમ લાવતા નથી ? તો તેનાથી વધુ જાલિમ કોણ હશે કે જે અલ્લાહપાક પર જૂઠી તોહમત મૂકે ? (૧૫) અને (આપસમાં કહ્યું કે) જ્યારે તમે તે લોકોથી તથા જે મઅ્બૂદોને તેઓ અલ્લાહપાકના સિવાય પૂજે છે, તે સૌથી અલગ થઈ ગયા છો, તો હવે (કોઈ) ગુફાનો આશ્રય લો. તમારા ઉપર તમારો પરવરદિગાર પોતાની રહમત ફેલાવી દેશે અને તમારા માટે તમારા કામમાં સફળતાના સાધનો પણ બનાવી આપશે. (૧૬) અને (તે ગુફા એવી ઢબ પર છે કે) જ્યારે તડકો નીકળે છે ત્યારે આપ જોશો કે તે ગુફાથી જમણી તરફ કતરાઈને ચાલ્યો જાય છે અને જ્યારે અસ્ત થાય છે ત્યારે તેમનાથી ડાબી બાજુએ હટી જાય છે અને તેઓ તે ગુફાની એક ખુલ્લી જગ્યામાં છે. આ અલ્લાહ તઆલાની (કુદરતની) નિશાનીઓ માંહેની છે. અલ્લાહપાક જેને હિદાયત આપે તે જ રાહ પર આવે છે. અને જેને તે અવળે માર્ગે રાખે, તો તેના માટે માર્ગ પર લાવનાર કોઈ મદદગાર હરગિઝ આપને મળશે નહિ. (૧૭) અને આપ તેઓને (જુઓ તો) એમ સમજો કે તેઓ જાગૃત છે. જો કે તેઓ ઉંઘી રહ્યા છે. અને અમે તેમના જમણી અને ડાબી તરફ પાસાં ફેરવતા રહીએ છીએ અને તેમનો કૂતરો ઉંબરા પર પોતાના આગલા બન્ને પગ પ્રસારી (સૂઈ) રહેલો છે; જો આપ તેમને ઝાંકીને જુઓ તો તેઓથી પીઠ ફેરવીને નાસો અને આપના અંદર તેમની ધાક પેસી જાય. (૧૮) અને એ જ પ્રમાણે અમે (અમારી કુદરતથી પાછા) તેમને જગાડી દીધા કે જેથી



તેઓ અંદર-અંદર એકબીજાને પૂછપરછ કરે. તેઓમાંથી એક કહેનારે કહ્યું કે, અમે (નિદ્રાવસ્થામાં) કેટલો વખત થોભ્યા હશે ? કેટલાક બોલ્યા, આપણે એક દિવસ અથવા એક દિવસથી કંઈક ઓછું થોભ્યા હોઈશું. બીજા બોલ્યા : જેટલો પણ વખત તમે થોભ્યા તેને તમારો પરવરદિગાર ખૂબ જાણે છે. હવે આપણામાંથી એકને આ રૂપિયો આપી શહેરમાં મોકલો. ફરી તે તપાસ કરે કે ક્યું ખાણું હલાલ છે, પછી તેમાંથી કંઈક ખાવાનું તમારી પાસે લઈ આવે અને સારી યુક્તિથી કામ કરે અને કોઈને તમારી ખબર પડવા ન દે, (૧૯) (કારણકે) જો તે લોકોને તમારા વિશે ખબર પડી જશે તો તમને પથ્થરોથી મારી નાખશે અને તમને (બળજબરીથી) પોતાના ધર્મમાં પાછા ફેરવી નાખશે (અને એવું થાય) ત્યારે તો કદી પણ તમારૂં ભલું નહિ થાય. (૨૦) અને આવી રીતે અમે (લોકોને) તેઓ(ની હાલત)થી ખબરદાર કરી દીધા કે જેથી તેઓ જાણી લે કે અલ્લાહપાકનો વાયદો સાચો છે અને કિયામતના આવવામાં કંઈ સંદેહ નથી.

## બે બાગવાળાઓનો કિસ્સો, આજ્ઞાંકિત અને નાફરમાન વચ્ચે ફર્ક

અને આપ એ લોકોને બે માણસોનો હાલ બતાવો કે તે બન્નેમાંથી એકને માટે અમે દ્રાક્ષના બે બગીચા બનાવી દીધા તથા તે બન્ને (બગીચા)ને ખજૂરીઓ વડે ઘેરી લીધા હતા અને તે બન્નેની વચ્ચે ખેતી પણ રાખી હતી. (૩૨) (અને) બન્ને બગીચા પોતાના પૂરતાં ફળો આપતા હતા અને કોઈના ફળમાં જરાયે કમી રહેતી ન હતી અને તે બન્નેની વચ્ચે અમે નહેર વહેતી કરી હતી. (૩૩) અને તેને ફળ મળ્યું, તે પછી (એક વાર) પોતાના સાથી જોડે આમતેમની વાતો કરતાં કહેવા લાગ્યો : હું તારા કરતાં માલ (દૌલત)માં વધારે છું અને જથ્થાની રૂએ પણ વધુ માનવંત છું. (૩૪) અને તે પોતાના ઉપર જુલ્મ (કુફ્ર) કરવાની હાલતમાં (પોતાના) સાથીને લઈ પોતાના બગીચામાં પહોંચ્યો (અને) કહેવા લાગ્યો કે આ બગીચો કદી પણ બરબાદ થાય એમ હું ધારતો નથી. (૩૫) વળી, હું એ પણ ધારતો નથી કે કિયામત આવનાર છે અને જો હું મારા પરવરદિગારની પાસે પહોંચાડવામાં આવીશ તો ત્યાં એનાથી ઉત્તમ જગ્યા મેળવીશ. (૩૬) (આ સાંભળી) તેના સાથીએ

તેની સાથે વાતો કરતાં કહ્યું કે, શું તું તે ઝાતની સાથે કુફ્ર કરે છે ? જેણે તને માટીથી પેદા કર્યો, પછી વીર્યના ટીપાંથી, પછી તને પૂરો મરદ બનાવી દીધો ! (૩૭) (તું ચાહે તેમ કર); પરંતુ હું તો એમ જ કહું છું કે, તે જ અલ્લાહ તઆલા મારો પરવરદિગાર છે અને હું કોઈને પણ મારા પરવરદિગારનો શરીક માનતો નથી. (૩૮) અને જ્યારે તું પોતાના બાગમાં આવ્યો ત્યારે તેં એમ કેમ ન કહ્યું કે અલ્લાહપાક જે ચાહે તે થાય છે. અલ્લાહપાક(ની મદદ) વિના (કોઈમાં) કંઈ જ શક્તિ નથી. અગર તું મને જુએ છે કે તારા કરતાં હું માલ તથા અવલાદમાં ઓછો છું (૩૯) તો મને આશા છે કે, મારો પરવરદિગાર (ટૂંક સમયમાં) મને તારા બગીચા કરતાં બેહતર આપી દે અને આ (તારા બગીચા) ઉપર આકાશથી કોઈ આફત મોકલી આપે, જેથી તે બગીચો અચાનક ઉજ્જડ મેદાન થઈને રહી જાય (૪૦) અથવા તે (નહેર)નું પાણી છેક ઉંડું (જમીનમાં) ઉતરી જાય. ફરી તું તે(ને કાઢવા)ની કોશિશ પણ કરી શકે નહિ. (૪૧) અને (તે પછી એવું બન્યું કે) તેના ફળો (આફતથી) ઘેરાઈ ગયા. પછી તેણે તે બગીચા પર જે કંઈ ખર્ચ કર્યો હતો તેના ઉપર હાથ મસળતો રહી ગયો અને તે બગીચો પોતાની ટટ્ટીઓ પર પડેલો હતો અને તે કહેતો હતો કે, કાશ ! મેં જો કોઈને મારા પરવરદિગારનો શરીક બનાવ્યો ન હોત તો કેવું સારૂં થાત ! (૪૨) અને તેની પાસે કોઈ એવી મંડળી ન થઈ જે અલ્લાહપાકના સિવાય તેની મદદ કરે અને એમ પણ ન થયું કે, પોતે જ બદલો લઈ શકે. (૪૩) એવા મોકા પર સાચા અલ્લાહપાકનો સૌ અધિકાર છે. તેનું જ ઈનામ બેહતર ને તેનો જ આપેલો બદલો સારો છે. (૪૪)

### સૂરએ કહફ :

મુઅમિન-કાફિરનો દાખલો : આ કિસ્સો તે બે વ્યક્તિઓ દરમ્યાન સંવાદનો છે, જેમાં એક મુઅમિન છે, જે અલ્લાહપાક ઉપર ઈમાન લાવી હિસાબ-કિતાબના દિવસ ઉપર સંપૂર્ણ યકીન ધરાવે છે. અને માલદૌલતને અલ્લાહપાક તરફથી પરિક્ષા-કસોટી સમજી તકબ્બુર-ઘમંડ કરતો નથી. બીજો દુન્યવી જીવનને જ હકીકી (વાસ્તવિક) જીવન સમજે છે. મૃત્યુ બાદના

હિસાબનો ઈન્કાર કરે છે. માલદૌલત મળવાને પોતાની સફળતા સમજે છે. પહેલાનું પરિણામ સારૂ આવ્યુ અને બીજાએ અફસોસ અને શરમીંદગી ઉઠાવવી પડી.

## દુન્યવી જિંદગીની હકીકત ઉદાહરણ સાથે :

અને (હે નબી સલ. !) તે લોકોને દુનિયાની જિંદગીની હાલત વર્ણવી દો કે તે એવી છે, જાણે અમે આકાશથી પાણી વરસાવ્યું. ફરી તેના વડે જમીનની લીલોતરી ખૂબ નીકળી. પછી તે (સૂકાઈને) ચૂરેચૂરા થઈ ગઈ કે જેને હવા ઉડાવતી ફરે અને અલ્લાહપાક દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબૂ ધરાવે છે. (૪૫) માલ તથા અવલાદ દુન્યવી જીવનની શોભા છે અને બાકી રહેનાર નેકીઓ આપના પરવરદિગારની નજીક બદલાની રૂએ બહુ બેહતર તેમજ આશાની રૂએ પણ ઘણી જ બેહતર છે. (૪૬) (તે વખત યાદ કરો) જે દિવસે અમે પર્વતોને (તેની જગ્યાએથી) હઠાવી (ઉડાવી) દઈશું અને આપ પૃથ્વીને સપાટ મેદાન જોશો અને અમે તેઓ સૌને (કબરોથી ઉઠાવી) એકઠા કરીશું. ફરી તેઓમાંથી એકને પણ છોડીશું નહિ. (૪૭) અને તે સઘળા આપના પરવરદિગારની રૂબરૂ હારબંધ હાજર કરવામાં આવશે. (પછી કહેવામાં આવશે કે) જુઓ, આખરે તમો અમારી પાસે આવી પહોંચ્યા, જેવી રીતે કે અમે તમને પહેલી વાર (દુનિયામાં) પેદા કર્યા હતા, પણ તમે તો એવું સમજતા હતા કે, તમારા માટે અમે કોઈ વાયદો કરેલો વખત લાવીશું નહિ. (૪૮) અને હિસાબની બુક (ખુલ્લી) મૂકવામાં આવશે ત્યારે આપ ગુનેહગારોને જોશો કે તેમાં જે કંઈ (લખાયેલું) હશે, તેનાથી તેઓ ડરતા હશે અને તેઓ કહેતા હશે કે, હાય અમારી કમબખ્તી ! આ કર્મપોથીની અજબ હાલત છે કે, એણે ન કોઈ નાની વાત છોડી, ન મોટી વાત (છોડી); પરંતુ સૌને લખી રાખી છે અને તેઓએ જે કંઈ (દુનિયામાં) કર્યું હશે, તે સઘળું (નોંધ થયેલું) સામે જોશે અને આપનો પરવરદિગાર કોઈના ઉપર જુલ્મ કરશે નહિં. (૪૯)





**હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ખિઝર (અલૈ.)નો કિસ્સો : અલ્લાહપાકની વ્યવસ્થાના અનોખા દાખલા-તકદીરના અકીદાને પાકો કરવો :**

અને (તે વખતને યાદ કરો) જ્યારે મૂસા (અલૈ.)એ પોતાના સેવકને કહ્યું કે, હું (આ મુસાફરીમાં) પાછો નહિ હટું. એટલા સુધી કે બે સમુદ્ર મળે છે ત્યાં પહોંચી ન જાઉં અથવા એમ જ લાંબા સમય સુધી ચાલતો રહીશ. (૬૦) ફરી જ્યારે તેઓ બન્ને સમુદ્રના મેળાપની જગ્યાએ પહોંચ્યા તો તેઓ પોતાની માછલીને ભૂલી ગયા અને માછલીએ સુરંગ બનાવી સમુદ્રમાં પોતાનો રસ્તો લીધો. (૬૧) પછી જ્યારે બન્ને આગળ વધ્યા ત્યારે મૂસા (અલૈ.)એ પોતાના સેવકને કહ્યું કે, આપણું ભાથુ લાવ; આપણને (આજની) આ મુસાફરીમાં બહુ થાક લાગ્યો છે. (૬૨) સેવકે કહ્યું : લો જુઓ ! (અજબ વાત થઈ) જ્યારે આપણે તે પથ્થર પાસે થોભ્યા હતા ત્યારે હું માછલીને ભૂલી ગયો અને શયતાને જ મને તેનું વર્ણન કરવું ભૂલાવી દીધું અને તેણે તો સમુદ્રમાં અજબ રીતે પોતાનો માર્ગ બનાવ્યો. (૬૩) મૂસા (અલૈ.)એ કહ્યું : એ જ તો તે (જગ્યા) છે, જેને આપણે શોધીએ છીએ. ફરી પોતાના પગલાં ઓળખતા પાછા ફર્યા. (૬૪) ફરી (ત્યાં પહોંચી) તેમને અમારા બંદાઓમાંનો એક બંદો મળ્યો, જેને અમે પોતાની પાસેથી રહમત આપી હતી અને તેને અમે પોતાની પાસેથી એક ખાસ રીતનું ઈલ્મ શીખવ્યું હતું. (૬૫) મૂસા (અલૈ.)એ તેમને (સલામ કરી) કહ્યું : શું હું આપની સાથે એ શરતે રહી શકું છું કે, જે કંઈ લાભદાયક જ્ઞાન (અલ્લાહ તઆલા તરફથી) આપને શીખવવામાં આવ્યું છે, તેમાંથી કંઈક મને પણ શીખવી દો ? (૬૬) ખિઝર (અલૈ.)એ કહ્યું : આપ મારી સાથે (રહી) ધીરજ રાખી શકશો નહિ. (૬૭) અને જે વસ્તુનું સમજવું આપના કાબૂમાં નથી તેને જોઈ આપ કેવી રીતે ધીરજ રાખી શકશો ? (૬૮) મૂસા (અલૈ.)એ કહ્યું કે, અગર અલ્લાહપાકે ચાહ્યું તો આપ મને ધીરજ રાખનાર જોશો અને હું આપના કોઈ હુકમને ટાળીશ નહિં. (૬૯) ખિઝર (અલૈ.)એ કહ્યું : જો આપ મારી સાથે રહેવા ચાહો છો તો મારાથી કોઈ વસ્તુ વિશે પૂછશો નહિ,



જ્યાં સુધી કે હું પોતે જ તે વિશે તમારી આગળ વર્ણન શરૂ ન કરૂં. (૭૦) ફરી બન્ને (એક તરફ) ચાલ્યા, એટલે સુધી કે જ્યારે બન્ને હોડીમાં સવાર થયા તો ખિઝર (અલૈ.)એ તેમાં કાણું પાડી દીધું. મૂસા (અલૈ.)એ કહ્યું : શું આપે એના સવારોને ડૂબાવવા માટે એમાં કાણું પાડ્યું ? ખરેખર, આ તો આપે એક ગંભીર કામ કરી નાખ્યું. (૭૧) ખિઝર (અલૈ.)એ કહ્યુ : શું મેં તમને કહ્યું ન હતું કે, તમે મારી સાથે ધીરજ રાખી નહિ શકો ? (૭૨) મૂસા (અલૈ.)એ કહ્યુ કે, મારી (ભૂલ થઈ). ભૂલ પર મને પકડો નહિ અને મારા આ મામલામાં મારા ઉપર મુશ્કેલી નાંખો નહિ. (૭૩) ફરી બન્ને (આગળ) ચાલ્યા, એટલે સુધી કે (રસ્તામાં) એક છોકરો મળ્યો, તો ખિઝર (અલૈ.)એ તેને મારી નાખ્યો. મૂસા (અલૈ.) (ગભરાઈને) બોલી ઉઠ્યા કે આપે એક નિર્દોષ જાનને કોઈપણ જીવના બદલા વિના જ મારી નાખ્યો ? બેશક, આપે એક બહુ ગેરવાજબી કામ કરી નાખ્યું. (૭૪) તેમણે (ખિઝર અલૈ.એ) કહ્યું : મેં તમને કહ્યું ન હતું કે, આપ મારી સાથે થોભી નહિ શકો ? (૭૫) મૂસા (અલૈ.)એ કહ્યું : (આટલી વખત જવા દો) જો હવે પછી કોઈ વસ્તુ વિશે તમારાથી પૂછું તો મને સાથે ન રાખજો. બેશક, મારા તરફથી તમે જવાબદારીને ઉતારી ચૂક્યા. (૭૬) ફરી બન્ને (આગળ) ચાલ્યા. અહીં સુધી કે જ્યારે એક ગામના લોકો પાસે પહોંચ્યા અને ત્યાંના રહીશો પાસે (મહેમાન તરીકે) ખાવાનું માંગ્યું તો તેઓએ તે બન્નેની મહેમાની કરવાથી ઈન્કાર કર્યો. એટલામાં ત્યાં તેમને એક દીવાલ મળી (જોઈ) કે જે પડી જવાની તૈયારીમાં હતી, તો ખિઝર (અલૈ.)એ તેમના (હાથના ઈશારાથી) સીધી કરી દીધી. મૂસા (અલૈ.)એ કહ્યુ કે અગર આપ ધારત તો એના ઉપર કંઈક મહેનતાણું જ લઈ લેત. (૭૭) ખિઝર (અલૈ.)એ કહ્યું કે, આ સમય મારી અને તમારી વચ્ચે જુદાઈનો છે. હવે હું તમને તે વાતોની હકીકત બતાવી દઉં છું, જેના ઉપર તમે થોભી શક્યા નહિ, (૭૮) પેલી જે હોડી હતી, તે કેટલાક ગરીબ માણસોની હતી, જેઓ (તેના વડે) દરિયામાં મહેનત-મજૂરી કરતા હતા, તેથી મેં ચાહ્યું કે તેમાં એબ (નુકસાન) નાખી દઉં અને (તેનું કારણ એ કે) તેમની આગળ એક (અત્યાચારી) રાજા

હતો કે જે દરેક (સારી) હોડીને ખૂંચવી લેતો હતો. (૭૯) અને પેલો જે છોકરો હતો, તેના માં-બાપ બન્ને ઈમાનવાળા હતા, તો અમને માહિતી થઈ કે એ બદમાશી અને કુફ્ર કરીને તેમને લાચાર કરી દેશે. (૮૦) તો અમે ચાહ્યું કે, તેમને તેઓના પરવરદિગાર એના બદલે એવી અવલાદ આપે કે જે પવિત્રતા (દીન)માં એનાથી બેહતર અને (માં-બાપ સાથે માયા) દયા રાખવામાં પણ વધારે હોય, (૮૧) અને તે જે દીવાલ હતી તો તે આ શહેરમાં બે યતીમ બાળકોની હતી, અને તેની નીચે તેમનો કંઈક માલ (તેમના બાપે) દાટેલો હતો અને તેમનો બાપ એક નેક માણસ હતો, જેથી આપના પરવરદિગારે ચાહ્યું કે તે બન્ને પોતાની જુવાનીએ પહોંચે અને પોતાનો દટાયેલો માલ આપના પરવરદિગારની કૃપાથી કાઢી લે. અને (એમાંથી) કોઈ કામ મેં પોતાની મરજીથી કર્યું નથી. આ છે તે વાતોની હકીકત જેના ઉપર આપ ધીરજ રાખી શક્યા નહિં. (૮૨)

**ઝુલ્કરનૈન અને યઅ્જૂજ મઅ્જૂજનો કિસ્સો :**

**જગતની બધી જ વસ્તુઓની માનવી સંપૂર્ણ જાણકારી મેળવી શક્યો નથી :**

તે લોકોએ અરજ કરી કે, હે ઝુલકરનૈન ! યઅજૂજ અને મઅજૂજ(ની કૌમ જે આ ખીણની પાછળ છે તે) આ દેશમાં (આવી) ઘણો ફસાદ મચાવે છે, તેથી આપ કહો તો અમે તમારા માટે કંઈક ફંડ-ફાળો એ શરતે એકઠો કરી આપીએ કે, આપ અમારી અને તેમની વચ્ચે એક આડ બનાવી આપો. (૯૪) તેમણે કહ્યું કે, જે માલમાં મારા પરવરદિગારે મને (ખર્ચવાની) સત્તા આપી છે તે પુષ્કળ છે. માટે તમે જાત મહેનતથી મારી મદદ કરો તો તમારી અને તેઓની વચ્ચે એક સંગીન દીવાલ બનાવી આપું. (૯૫) તમે મને લોખંડના પતરાં લાવી આપો (ફરી લોખંડની પ્લેટોથી કામ કર્યું.) એટલે સુધી કે જ્યારે પહાડની બન્ને ટોચો સુધી સરખું કરી દીધું ત્યારે હુકમ કર્યો કે એને તપાવો. એટલે સુધી કે જ્યારે તેને અંગારા જેવી (રાતી ચોળ) કરી દીધી ત્યારે કહ્યું કે હવે મારી પાસે પીગળાવેલું તાંબુ લાવો કે હું તેના ઉપર રેડી દઉં. (૯૬) તો ફરી તેઓ તેના ઉપર ચઢી શકે નહિ અને ન તેમાં

બાકોરૂં પાડી શકે. (૯૭) ઝુલકરનૈને (તૈયાર) દીવાલ જોઈ અલ્લાહપાકનો પાડ માનતાં કહ્યું કે, આ એક મારા પરવરદિગારની કૃપા છે, ફરી જ્યારે મારા પરવરદિગારનો વાયદો આવશે ત્યારે તે તેને ભાંગીતોડી (જમીનની) બરાબર કરી નાખશે અને મારા પરવરદિગારનો દરેક વાયદો સાચો છે. (૯૮) અને તે દિવસે અમે મખ્લૂકને એકબીજામાં ઘુસતા છોડી દઈશું અને (અમુક મુદત પછી) સૂર ફૂંકવામાં આવશે. પછી અમે તેઓને સૌને એક એક કરી એકઠા કરી લઈશું. (૯૯) અને તે દિવસે અમે તે કાફિરોને જહન્નમ પ્રત્યક્ષ દેખાડીશું. (૧૦૦) જેઓની આંખો પર (દુનિયામાં) મારી યાદથી પડદો પડયો હતો, અને તેઓ (તેને) સાંભળી પણ શકતા ન હતા. (૧૦૧)

**અલ્લાહપાકના ઈલ્મ-જ્ઞાનની કોઈ હદ નથી :**

(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, અગર મારા પરવરદિગારની વાતો (લખવા) માટે સમુદ્ર(ના પાણી)ની રોશનાઈ હોય (અને તેનાથી લખવું શરૂ કરો) તો મારા પરવરદિગારની વાતો પૂરી થવા પહેલાં સમુદ્ર ખૂંટી જાય. (પછી) ભલેને તેની મદદ માટે તેના જેવો બીજો (સમુદ્ર) પણ લઈ આવીએ. (૧૦૯) આપ ફરમાવી દો કે, હું પણ તમારા જેવો જ એક માણસ છું, (પણ) મારી પાસે આ વહી આવે છે કે તમારો ખરો મઅ્બૂદ એક જ મઅ્બૂદ છે. માટે જે કોઈ પોતાના પરવરદિગારની મુલાકાતની આશા (માન્યતા) રાખતા હોય તો તેને સત્કાર્યો કરતાં રહેવું જોઈએ અને તે પોતાના પરવરદિગારની બંદગીમાં બીજા કોઈને શરીક કરે નહિં. (૧૧૦)



# સૂરએ મરયમ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૧૯** **રૂકૂઅની સંખ્યા : ૦૬**

**નાઝિલ થવાનો ક્રમ : ૪૪** **આયતોની સંખ્યા : ૯૮**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો બુન્યાદી હેતુ હઝરત ઈસા અલયહિસ્સલામ અને તેમની પવિત્ર માતા હઝરત મરયમ (રદી.) વિશે સહીહ અકીદાઓની ચોખવટ અને તેમના વિશે યહૂદીઓ-ખ્રિસ્તીઓમાં પ્રચલિત ગલત માન્યતાઓનો રદિયો આપવાનો છે. મક્કા મુકર્રમહમાં ખ્રિસ્તીઓની કોઈ ખાસ વસ્તી ન હતી. પરંતુ મક્કા શરીફના મુશ્રિકો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની નુબૂવ્વતનો ઈન્કાર કરવા માટે ખ્રિસ્તીઓથી મદદ લેતા હતા તે સાથે મક્કાવાસીઓના હદથી વધુ અત્યાચારનો ભોગ બનેલ મુસ્લિમો હિજરત કરી હબ્શા (એબિસીનીયા) જઈ રહ્યા હતા. અને ત્યાંના રાજા ‘‘નજાશી’’ ખ્રિસ્તી ધર્મ પાળતા હતા. એટલા માટે જરૂરી હતું કે, મુસલમાન હઝરત ઈસા, હઝ. મરયમ, હઝ. ઝકરિય્યા અને હઝ. યહ્યા અલયહિમુસ્સલામનો સહીહ ઈતિહાસ તથા હકીકતોથી વાકેફ થાય. આ વાતની સ્પષ્ટતા ખાસ જરૂરી હતી કે, હઝરત ઈસા અલયહિસ્સલામ અલ્લાહપાકના બેટા નથી, જેમકે ખ્રિસ્તીઓની ગલત માન્યતા હતી. બલ્કે બીજા નબીઓની જેમ એક નબી છે. એટલા જ માટે બીજા નબીઓનું પણ વર્ણન કરવામાં આવ્યુ.

પરંતુ હઝરત ઈસા અલયહિસ્સલામની ચમત્કારિક પૈદાઈશ (જન્મ) અને તે વખતે હઝરત મરયમ (રદી.)ની હાલતનું વર્ણન વિગતવાર સૂરતમાં આવ્યુ છે. માટે સૂરતનું નામ ‘‘મરયમ’’ રાખવામાં આવ્યુ છે.

જ્યારે સહાબાએ હબ્શા હિજરત કરી, તો મક્કાના મુશ્રિકોએ પોતાના માણસો બાદશાહ નજાશીના દરબારમાં મોકલ્યા અને કહેવડાવ્યુ કે, અમારી કૌમના અમૂક મૂર્ખ છોકરાઓ આપના દેશમાં ચાલ્યા આવ્યા છે. એ અમારા

ધર્મમાંથી નીકળી ગયા છે, પરંતુ તે આપના ધર્મમાં પણ દાખલ થયા નથી. બલ્કે તેમણે એક નવો જ ધર્મ સ્વીકાર્યો છે.

બાદશાહે સહાબાએ કિરામને બોલાવ્યા, અને આની ચોખવટ કરવા જણાવ્યુ તો હઝરત જઅફર રદી. (આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કાકાના દિકરા)એ તેનો ખુલાસો કરતા જણાવ્યું કે, બાદશાહ સલામત ! હમે લોકો અજ્ઞાનતા અને અભણતામાં જીવન વિતાવી રહ્યા હતા, મૂર્તિપૂજા કરતા હતા, મરેલ જાનવરો ખાતા હતા, એકબીજા ઉપર ઝુલ્મ-અત્યાચાર કરતા હતા, બધી જ ધાર્મિક, અખ્લાકી અને સામાજિક બુરાઈઓમાં સપડાયેલા હતા. તેવામાં અલ્લાહપાકે અમારામાં એક નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મોકલ્યા. જેમણે અમોને એક જ ખુદાપાકનો પાલવ પકડાવ્યો. મૂર્તિ પૂજાથી રોકયા, નમાઝનો હુકમ કર્યો. ઝુલ્મ-અત્યાચાર અને દારૂ-જુગારથી અમોને રોક્યા, તો હમો તેમની વાતો ઉપર ઈમાન લાવ્યા. હમારી કૌમના લોકોને આ વાત પસંદ ન પડી, તો તેમણે અમારી ઉપર અત્યાચારો કર્યા. છેવટે મજબૂર થઈ હમે આપના દેશમાં હિજરત કરી આવી ગયા છે.

રાજા નજાશીએ કહ્યું કે, તમારા નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર ઉતરનાર વહીનો અમૂક અંશ મને સંભળાવો. તો હઝરત જઅફર રદી.એ સૂરએ મરયમનો શરૂનો ભાગ સંભળાવ્યો. જે હઝરત યહ્યા તથા હઝરત ઈસા અલયહિસ્સલામ વિશે છે. નજાશી આ સાંભળી રડી પડ્યા અને કહ્યું કે, બેશક, આ તે જ વાણી છે, જે હઝરત ઈસા અલયહિસ્સલામ લાવ્યા હતા. બન્નેવ એક જ ખુદાપાકનું કલામ છે.

બીજા દિવસે મક્કાવાસીઓએ ફરી પાછી બીજી ચાલ ચાલીને નજાશીને કહ્યું કે, હઝરત ઈસા અલયહિસ્સલામ વિશે મુસ્લિમોનો તે અકીદો નથી, જે ખ્રિસ્તીઓનો છે. માટે આપ એમને બોલાવી હઝરત ઈસા અલયહિસ્સલામ વિશે પૂછી જુઓ.

બીજા દિવસે પણ હઝરત જઅફરને ખુલાસો કરવાનું કહેતાં આપે ફરમાવ્યું કે, હઝરત ઈસા અલયહિસ્સલામ અલ્લાહપાકના બંદા અને તેના

રસૂલ છે. અને તેના તરફથી રૂહ તથા એક નિશાની છે, જે કુંવારી મરયમ તરફ મોકલવામાં આવી. નજાશીએ આ સાંભળી એક તણખલુ જમીન ઉપરથી ઉપાડયુ અને કહ્યું કે, ખુદાપાકની કસમ ! તમે જે કાંઈ કહ્યું તેનાથી હઝરત ઈસા અલયહિસ્સલામ આ તણખલા જેટલા પણ વધારે ન હતા. અને મક્કાવાસીઓની ભેટ-સોગાદો પરત કરી દીધી. તથા મુસ્લિમોથી કહ્યું કે, તમો મારા દેશમાં શાંતિપૂર્વક રહો.

આ બનાવથી સબક મળે છે કે, મુસલમાન કોઈ પણ જગ્યાએ જાય, તે પોતાનો સાચો ધર્મ રજુ કરે. દુશ્મનોથી ગભરાય જઈ પોતાનો ધર્મ ન બદલે. ઈન્શાઅલ્લાહ અલ્લાહપાકની મદદ જરૂર આવશે. જેમ હઝરત જઅફર (રદી.)એ સત્ય વાત રજુ કરી અને બાદશાહ નજાશીએ તેમને રહેવાનો અધિકાર આપ્યો.

આ સૂરતના પહેલા બે રૂકૂઅ (હઝરત ઈસા અલૈ. તથા હઝરત યહ્યા અલૈ.ના કિસ્સાઓ) પછી હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામનો કિસ્સો સંભળાવ્યો કે, તે પણ પોતાની કૌમના અત્યાચારથી તંગ આવી હિજરત કરવા મજબૂર થયા. છતાં તેમણે પોતાની માન્યતા (તૌહીદ) છોડી નહીં. જેમકે મક્કાના મુસ્લિમોએ મક્કા છોડી હબ્શા હિજરત કરી. આમાં મુસ્લિમોને તસલ્લી પણ છે.

ત્યાર બાદના રૂકૂઅમાં બીજા નબીઓનો ઉલ્લેખ કરી એ દર્શાવ્યુ કે, બધા જ નબીઓ એક જ દીન (તૌહીદવાળો) લઈને આવ્યા હતા. જે હઝરત મુહમ્મદ (સલ.) લઈને આવ્યા છે. પરંતુ નબીઓના ગયા બાદ ઉમ્મતો બગડતી રહી અને દીનમાં પોતાની મનેચ્છાઓ (ખ્વાહિશો)વાળી વાતો ઉમેરી દીનને બગાડતી રહી.

છેલ્લા બે રૂકૂઅમાં મક્કાના મુશ્રિકો-કાફિરોની ગુમરાહીઓ (પથ-ભ્રષ્ટતા)ની સખ્ત ટીકા કરી. અને ઈમાનવાળાઓને ખુશખબરી આપી કે સત્યના દુશ્મનોના બધા જ પ્રયત્નો છતાં તમે જ સફળ થશો.



# સૂરએ મરયમ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**ઘડપણ તથા પત્નીના વાંઝ હોવા છતાં અવલાદ આપવી અલ્લાહ તઆલાની કુદરત :**

હે ઝકરિય્યા (અલૈ.) ! ચોક્કસ અમે આપને એક એવા પુત્રની ખુશખબરી આપીએ છીએ, જેનું નામ 'યહ્યા' હશે. એ પહેલાં કોઈને અમે એ નામનો બનાવ્યો નથી. (૭) ઝકરિય્યા (અલૈ.)એ અરજ કરી : હે પરવરદિગાર ! મારે ત્યાં પુત્ર કેવી રીતે થશે ? જ્યારે કે મારી પત્ની વાંઝણી છે અને હું વૃદ્ધાવસ્થાના છેલ્લે દરજ્જે પહોંચી ગયો છું. (૮) (ફરિશ્તાએ) કહ્યું કે, એવી જ સ્થિતિમાં થશે. આપના પરવરદિગારે કહ્યું છે કે, આ મારા માટે તદ્દન સહેલું છે અને પ્રથમ આપને પણ હું પેદા કરી ચૂક્યો છું જ્યારે આપ કંઈ જ વસ્તુ ન હતા. (૯)

**હઝરત ઈસા (અલૈ.)નું પૈદાઈશ પછી તરત વાત કરવુ, પોતાના ખુદા હોવાનો ઈન્કાર અને વાલિદહની પાકદામનીને જાહેર કરવી:**

પછી તેણી તેને ખોળામાં લઈ પોતાની કૌમ પાસે આવ્યા તો લોકોએ કહ્યું, હે મરયમ (અલૈ.) ! આપ તો એક બહુ જ બુરી વસ્તુ લાવ્યા. (૨૭) હે હારૂન (અલૈ.)ની બહેન ! આપનો બાપ બુરો માણસ ન હતો અને ન આપની માં ખરાબ ચાલની હતી. (૨૮) તો મરયમ (અલૈ.)એ (જવાબ ન આપતાં) હાથથી તે બાળક તરફ ઈશારો કર્યો. તેઓએ કહ્યું કે, જે કોઈ ખોળામાં બાળક હોય તેનાથી અમે કેવી રીતે વાત કરીએ ? (૨૯) એટલામાં (પોતે જ) તે બાળક બોલી ઉઠ્યો કે, હું અલ્લાહપાકનો (ખાસ) બંદો છું. તેણે મને કિતાબ (ઈન્જીલ) આપી છે અને મને નબી બનાવ્યો છે. (૩૦) અને હું ગમે ત્યાં રહું, તેણે મને બરકતવાળો બનાવ્યો અને તેણે મને નમાઝ તથા ઝકાતની તાકીદ કરી છે, જ્યાં સુધી કે હું (દુનિયામાં) જીવતો રહું. (૩૧) અને મને પોતાની માતાનો ખરો સેવક બનાવ્યો અને તેણે મને



અત્યાચારી-કમભાગ્ય બનાવ્યો નથી. (૩૨) અને મારા ઉપર (અલ્લાહપાકના તરફથી) સલામ છે, જે દિવસે કે હું પેદા થયો અને જે દિવસે હું મૃત્યુ પામીશ તથા જે દિવસે સજીવન કરી (પાછો) ઉઠાડવામાં આવીશ. (૩૩) આ છે મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા (અલૈ.) (અને આ) તદન સત્ય બીના છે, જેમાં તેઓ ઝઘડો કરે છે. (૩૪) અલ્લાહપાક એવો નથી કે તે અવલાદ રાખે. તે તો પાક ઝાત છે. (તેની શાન એવી છે કે) જ્યારે તે કોઈ કામ કરવા ચાહે છે, તો તેને એટલું જ કહે છે કે, "થઈ જા" તો તે થઈ જાય છે. (૩૫) અને (હે નબી સલ. !) લોકોને ફરમાવી દો કે બેશક, અલ્લાહપાક મારો પરવરદિગાર તેમજ તમારો પણ પરવરદિગાર છે. તેથી તેની જ બંદગી કરો. એ જ (દીનનો) સીધો માર્ગ છે. (૩૬) છતાં તે લોકોમાંથી કેટલાક સમૂહે અંદર-અંદર મતભેદ કર્યો, જેથી એ મુન્કિરો માટે એક મહાન દિવસના આવવાથી બહુ ખરાબી (થનાર) છે. (૩૭) જે દિવસે (કિયામતમાં) એ લોકો અમારી પાસે આવશે, તો કેટલા બધા સાંભળતા અને દેખતા થઈ જશે, પરંતુ એ જુલ્મીઓ આજે (દુનિયામાં) સ્પષ્ટ ગુમરાહીમાં છે. (૩૮) અને એ લોકોને પસ્તાવાના દિવસથી ડરાવો, જ્યારે કામનો અંતિમ ફેંસલો કરી દેવામાં આવશે, પણ એ લોકો (આજે) ભૂલમાં (પડેલા) છે. અને ઈમાન લાવતા નથી. (૩૯) (પરંતુ તેઓના મૃત્યુ પછી) અમે જ પૃથ્વી તથા તેના ઉપર વસનારાઓના વારિસ (છેલ્લા માલિક) થઈશું અને તેઓ અમારી જ તરફ પાછા લાવવામાં આવશે. (૪૦)

### મૃત્યુ બાદનું બીજુ જીવન યકીની છે :

અને (કાફિર) માણસ એમ કહે છે કે, શું જ્યારે હું મૃત્યુ પામીશ તો ફરી પાછો સજીવન થઈ ઉઠીશ ? (૬૬) શું (એ) માણસ એટલુંય સમજતો નથી કે અમે પ્રથમ તેને હસ્તીમાં લાવ્યા છીએ અને (તે વખતે) તે કંઈ જ વસ્તુ ન હતો. (૬૭) માટે આપના પરવરદિગારના સોગંદ ! અમે તેઓને તથા શયતાનોને જરૂર એકઠા કરીશું. પછી દોઝખની આસપાસ તેઓને એવી સ્થિતિમાં હાજર કરીશું કે તેઓ ઘૂંટણીયે પડેલા હશે. (૬૮) ફરી અમે તેઓના દરેક જૂથમાંથી એવા લોકોને જુદા કરીશું, જે તેઓમાં સૌથી

વધારે અલ્લાહપાકની સાથે અકડતા હતા. (૬૯) ફરી અમે તે લોકોને પણ સારી પેઠે જાણીએ છીએ, જેઓ દોઝખમાં (પ્રથમ) દાખલ થવાના વધારે લાયક છે. (૭૦) અને તમારામાંથી કોઈ પણ એવો નથી, જે તેના ઉપર પહોંચે નહિ. આ (વાયદો) આપના પરવરદિગાર પર જરૂરી છે, જે પૂરો થઈને જ રહેશે. (૭૧) પછી જે લોકો (ઈમાન લાવી અલ્લાહપાકથી) ડરે છે, તેમને અમે બચાવી લઈશું અને જુલ્મીઓ (કાફિરો)ને તેમાં ઉંધા પડેલા રહેવા દઈશું. (૭૨)

# સૂરએ તાહા

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૨૦** **રૂકૂઅની સંખ્યા : ૦૮**

**નાઝિલ થવાનો ક્રમ : ૪૫** **આયતોની સંખ્યા : ૧૩૫**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

જે સમયે આ સૂરત મક્કામાં ઉતરી તે મુસ્લિમો માટે ઘણી સખ્ત પરેશાની, તકલીફો અને કસોટીનો સમય હતો. મક્કાના મુશ્રિકોએ તેમનું જીવન દરેક પ્રકારે તંગ કરી દીધુ હતુ. આ સૂરતનો બુન્યાદી હેતુ તેમને તસલ્લી આપવાનો હતો, કે હક અને સાચા ધર્મના અનુયાયીઓને દરેક યુગમાં આ પ્રકારની તકલીફો વેઠવી પડી છે. પરંતુ છેલ્લે તેમનું પરિણામ સારૂ જ આવ્યુ છે. આના અનુસંધાનમાં આ સૂરતમાં હઝ. મૂસા (અલૈ.)નો કિસ્સો વિગતવાર વર્ણન થયો છે. જેનાથી સાબિત થાય છે કે, કસોટી બાદ સફળતા મળે છે. તથા બધા જ નબીઓની દઅવત ફક્ત એક સર્વશક્તિમાન અલ્લાહપાક ઉપર ઈમાન લાવવાની અને શિર્કથી લોકોને રોકવાની હોય છે.

હઝરત ઉમર (રદી.)ના ઈસ્લામ અંગીકાર કરવાની સૌથી પ્રખ્યાત અને પ્રમાણભૂત રિવાયત આ છે કે, જ્યારે તેઓ ઘરેથી નબી (સલ.)ને કતલ કરવાના ઈરાદે બહાર નીકળ્યા, તો માર્ગમાં એક વ્યક્તિ નઈમ બિન અબ્દુલ્લાહ (રદી.)એ તેમને કહ્યું કે, પહેલાં પોતાનું ઘર સંભાળો. તમારી

પોતાની બહેન અને બનેવી આ નવો દીન અંગિકાર કરી ચૂકયા છે. આ સાંભળી હઝરત ઉમર સીધા જ પોતાની બહેન ફાતિમા બિન્તે ખત્તાબ અને પોતાના બનેવી સઈદ બિન ઝૈદના ઘેર પહોંચ્યા. જે હઝરત ખબ્બાબ (રદી.) પાસે બેસી કુર્આનનું શિક્ષણ મેળવી રહ્યા હતા. હઝરત ઉમર તેમના પઢવાનો અવાજ સાંભળી ચૂક્યા હતા. પહેલાં તો તેમણે થોડી પૂછપરછ કરી અને ત્યાર બાદ પોતાના બનેવી ઉપર તૂટી પડ્યા અને મારવા લાગ્યા. તેમની બહેને જ્યારે પોતાના પતિને બચાવવાનો પ્રયાસ કર્યો, તો તેમને પણ માર્યા. જેથી તેમનું માથુ ફાટી ગયુ. છેવટે બહેન અને બનેવી બન્નેએ કહ્યું કે, અમે મુસલમાન થઈ ગયા છીએ. તમે જે કરી શકતા હોવ તે કરી લો. હઝરત ઉમરને પોતાની બહેનનું લોહી વહેતુ જોઈ થોડો પસ્તાવો થયો અને કહેવા લાગ્યા : ‘‘સારૂં, મને પણ એ વસ્તુ બતાવો, જે તમે પઢી રહ્યા હતા.’’ તેમની બહેને સોગંદ લેવડાવ્યા કે, તેઓ તેને ફાડી નહીં નાંખે. ત્યાર બાદ બોલ્યા કે, તમે ગુસ્લ કર્યા પછી જ આ પવિત્ર પાનાને અડી શકશો. હઝરત ઉમર રદી.એ ગુસ્લ કર્યું અને પછી તે પાનાં લઈ વાંચવા માંડયા. તેમાં આ જ સૂરએ તાહા લખેલી હતી. વાંચતા-વાંચતા એકાએક તેમના મુખેથી નીકળી પડયું : ‘‘કેવી સુંદર વાણી છે !’’ આ સાંભળતાં જ હઝરત ખબ્બાબ રદી. બિન અરત જે તેમનો પગરવ સાંભળી સંતાઈ ગયા હતા, બહાર આવી ગયા અને બોલ્યા : ‘‘ખુદા તઆલાના સોગંદ ! મને આશા છે કે, અલ્લાહ તઆલા પોતાના નબીના સંદેશના પ્રસારમાં તમારી પાસેથી ઘણી સેવાઓ લેશે. કાલે જ મેં નબી (સલ.)ને એમ કહેતા સાંભળ્યા છે કે, હે ખુદા ! અબુલહકમ બિન હિશામ (અબૂ જહલ) અથવા ઉમર બિન ખત્તાબ બન્ને પૈકી કોઈને પણ ઈસ્લામનો મદદકર્તા બનાવી દે. તેથી હે ઉમર, અલ્લાહપાકની તરફ ચાલો.’’ આ વાક્યે બાકી રહેલી કમી પૂરી કરી દીધી, અને એ જ ઘડીએ હઝરત ખબ્બાબ (રદી.) સાથે જઈ હઝરત ઉમર (રદી.)એ નબી (સલ.)ની સેવામાં ઈસ્લામ અંગીકાર કરી લીધો.

સૂરહની શરૂઆત આમ થાય છે કે, હે મુહમ્મદ (સલ.) ! આ કુર્આન તમારી ઉપર કાંઈ એટલા માટે ઉતારવામાં આવ્યુ નથી કે વિના કારણે

તમને તકલીફમાં મૂકી દેવામાં આવે. તમારી પાસેથી અમે ન માનનારાઓને બળજબરીપૂર્વક મનાવવા અને હઠાગ્રહી લોકોના હૃદયમાં ઈમાન પેદા કરી દેખાડવાની માંગણી નથી કરતા. આ તો ફક્ત એક શિખામણ અને યાદી છે. જેથી દિલમાં અલ્લાહપાકનો ડર રાખનાર અને તેની પકડથી બચવા માંગતી વ્યક્તિઓ તે સાંભળીને સુધરી જાય. આ ધરતી અને આકાશના માલિકની વાણી છે, અને ખુદાઈ માત્ર તેની જ છે. આ બન્ને હકીકતોને કોઈ માને કે ન માને, તેમાં કોઈ ફેરફાર થવાનો નથી.

ત્યાર બાદ હઝરત મૂસા (અલૈ.)નો કિસ્સો વર્ણન કરવામાં આવ્યો છે. દેખીતી રીતે તો તેનું વર્ણન એક કિસ્સાના સ્વરૂપમાં થયું છે. અને એ વખતે પ્રવર્તતા સંજોગો તરફ તેમાં કોઈ બાહ્ય સંકેત સુદ્ધાં નથી. પરંતુ જે પરિસ્થિતિમાં આ કિસ્સો સંભળાવવામાં આવ્યો છે, તેની સાથે મળીને આ કિસ્સો મક્કાવાસીઓને બીજી જે વાતો તરફ ઈશારો કરે છે, તે તેના શબ્દોથી છતો થતો નથી, બલ્કે તેમાં છૂપાયેલો તે પૈકી અમૂક ઈશારાઓ છે.

હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જે રીતે કોઈ સાધન-સામગ્રી અને લશ્કર વિના એકલા જ કુરૈશની સામે સત્યના આમંત્રણ માટે નિયુક્ત કરવામાં આવ્યા છે, બિલ્કુલ આવી જ રીતે હઝરત મૂસા (અલૈ.)ની પણ આ મોટા કામ માટે નિમણૂંક કરી દેવામાં આવી હતી કે, ફિરઔન જેવા જુલ્મી બાદશાહને વિદ્રોહ ત્યજી દેવાની શિખામણ આપે. તેમની સાથે કોઈ લશ્કર પણ મોકલવામાં આવ્યુ ન હતું. જે વાંધા, શંકાઓ, આક્ષેપો, ચાલબાજીઓ અને ચાલાકીઓ મક્કાવાસીઓ આજે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિરૂદ્ધ કરી રહ્યા છે, તે જ શસ્ત્રો બલ્કે તેનાથી વધારે પ્રમાણમાં હઝરત મૂસા અલયહિસ્સલામ વિરૂદ્ધ ફિરઔને વાપર્યા હતા. તો પછી જોઈ લો કે, કેવી રીતે તે પોતાની બધી જ યુક્તિઓમાં નિષ્ફળ નીવડયો, અને છેવટે કોણ વિજયી થઈને રહ્યા. ખુદાપાકના સાધન-સામગ્રી વિહોણાં નબી કે લાવ-લશ્કરવાળો ફિરઔન ? આ જ સંદર્ભમાં મુસલમાનોને પોતે પણ તસલ્લી આપવામાં આવી છે કે, પોતાના સાધનોની કમીને કુરૈશના કાફિરોના વિપુલ સાધનો સાથે ન સરખાવો. કેમકે જે કાર્યમાં


અલ્લાહપાકની મદદ શામેલ હોય છે, તે છેવટે સફળ થઈને રહે છે.

આમ, હઝરત મૂસા અલયહિસ્સલામના કિસ્સામાં એ તમામ બાબતો સ્પષ્ટ કરી દેવામાં આવી છે, જે તેમની અને નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વચ્ચેના સંઘર્ષ સાથે સબંધ ધરાવતી હતી. ત્યાર બાદ એક ટૂંકો ઉપદેશ આપવામાં આવ્યો છે કે, આ કુર્આન એક નસીહત અને યાદી છે, જે તમારી પોતાની ભાષામાં તમને સમજાવવા માટે મોકલવામાં આવ્યુ છે. આને સાંભળી માની લેશો તો તમે પોતાનું જ ભલુ કરશો. જો નહીં માનો તો તમે પોતે જ માઠાં પરિણામ ભોગવશો.

ત્યાર બાદ હઝરત આદમ અલયહિસ્સલામનો કિસ્સો વર્ણવી આ વાત સમજાવવામાં આવી છે કે, જે માર્ગ ઉપર તમે ચાલી રહ્યા છો, તે હકીકતમાં શયતાનનું અનુસરણ છે. ક્યારેક શયતાનના બહેકાવામાં આવી જવું, તો એક હંગામી નબળાઈ છે. જેમાંથી માનવી ભાગ્યે જ બચી શકે છે. પરંતુ વ્યક્તિ માટે સાચી કાર્યપદ્ધતિ આ છે કે, જ્યારે તેને પોતાની ભૂલ સમજાઈ જાય તો તે પોતાના પિતા હઝરત આદમ અલયહિસ્સલામની જેમ તેની સ્પષ્ટ કબૂલાત કરી લે, અને તૌબા કરી ખુદાપાકની બંદગી તરફ પાછો વળે. ભૂલ અને તેનો આગ્રહ અને વારંવાર નસીહત છતાં ભૂલ કર્યે જવી પોતાના પગ ઉપર કુહાડી મારવા સમાન છે. જેનું નુકસાન વ્યક્તિએ પોતાને ભોગવવું પડશે. બીજાનું કશુ બગડશે નહીં.

અંતમાં નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અને મુસલમાનોને સમજાવવામાં આવ્યા છે કે, સત્યના આ ઈન્કારીઓ અંગે ઉતાવળ ન કરો. ખુદાપાકનો એ નિયમ છે કે, તે કોઈ કૌમને તેના કુફ્ર માટે તરત જ ઝડપી લેતો નથી, બલ્કે તેને સુધરી જવા પુરતી મહેતલ આપે છે. આથી તમે ગભરાયા વિના ધૈર્યપૂર્વક આ લોકોના અત્યાચારો સહન કર્યે જાઓ અને ઉપદેશ આપવાની ફરજ બજાવતા રહો.

આના જ અનુસંધાનમાં નમાઝની તાકીદ કરવામાં આવી છે, જેથી ઈમાનવાળાઓમાં ધૈર્ય, સહનશક્તિ, સંતોષ, અલ્લાહપાકની ઈચ્છાને તાબે


થઈ રહેવા અને જાતહિસાબના એ ગુણો પેદા થાય, જે સત્યના આમંત્રણની સેવા માટે જરૂરી છે.

# સૂરએ તાહા

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### કુર્આન શરીફ ઉતારવાનો આશય :

આપના ઉપર કુર્આન અમે એટલા માટે ઉતાર્યું નથી કે આપ તકલીફ ઉઠાવો. (૨) બલ્કે જે કોઈ (અલ્લાપાકથી) ડરે છે, તેની નસીહત માટે (ઉતાર્યું છે). (૩) આ તે (અલ્લાહપાક)ના તરફથી ઉતારવામાં આવ્યું છે, જેણે પૃથ્વી અને ઉંચા આકાશો બનાવ્યા છે. (૪) તે મહાન રહમતવાળો અર્શ પર કાયમ છે. (૫) (તે એવો છે કે) જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ પૃથ્વીમાં છે તથા જે કંઈ એ બન્નેની વચ્ચે છે તેમજ જે કંઈ તહતસ્સરા (પાતાળ)માં છે, તે સૌ તેની જ મિલ્કત છે. (૬) અને (તે એવો જ્ઞાની છે કે) જો આપ ઝિક્ર યા દુઆમાં) કોઈ વાતને જોરથી કહો (તો તેની જરૂર નથી.) બેશક, તે તો છાની વાતને અને તે કરતાં પણ વધુ ગુપ્ત (અંતરની) વાતને પણ જાણે છે. (૭) અલ્લાહપાક એવો છે કે તેના સિવાય કોઈ મઅ્બૂદ નથી; (સર્વે) તેના જ સારા સારા નામો છે. (૮)

### ક્યાં સામરીનો બનાવેલ જૂઠો ખુદા અને ક્યાં મહાન પાલનહાર સર્વશક્તિમાન અલ્લાહપાક :

તમારો મઅ્બૂદ તો તે જ અલ્લાહપાક છે, જેના સિવાય કોઈની બંદગી નથી. દરેક વસ્તુ તેના ઈલ્મમાં સમાયેલી છે. (૯૮) એવી જ રીતે અમે તેને તેઓના અહેવાલ સંભળાવીએ છીએ, જે પહેલાં થઈ ચૂક્યા છે અને અમે આપને અમારી પાસેથી એક નસીહતનામું (કુર્આન) આપ્યું. (૯૯) જે કોઈ એનાથી મોં ફેરવશે, તો તે કિયામતના દિવસે (અઝાબનો) એક ભારે બોજો ઉઠાવશે. (૧૦૦) તેઓ તે (અઝાબ)માં સદા રહેશે અને તેઓના માટે કિયામતના દિવસે તે બોજો ઉઠાવવો અતિ ખરાબ હશે. (૧૦૧) જે

દિવસે સૂર ફૂંકવામાં આવશે અને અમે તે દિવસે ગુનેહગારો (કાફિરો)ને વાદળી રંગની આંખોવાળા (કદરૂપા) બનાવી એકઠા કરી (હશ્રના) મેદાનમાં લાવીશું. (૧૦૨) તો તેઓ (ડરના માર્યા) છાનામાના માંહોમાંહે કહેતા હશે કે તમે માત્ર દસ જ દિવસ (મરેલા) રહ્યા હશો. (૧૦૩) (એ વિશે) તેઓ જે કંઈ વાતો કરશે તેને અમે ખૂબ જાણીએ છીએ. તે વેળા તેઓમાંનો વધુ ઠીક મત ધરાવવાવાળો એવું કહેશે કે (નહિ), તમે માત્ર એક જ દિવસ રહ્યા હશો. (૧૦૪)

## કિયામતના અહેવાલ :

અને (હે નબી સલ. !) લોકો આપને પર્વતો વિશે પૂછે છે તો ફરમાવી દો કે મારો પરવરદિગાર તે સૌને (ચૂરેચૂરા કરી) ઉડાવીને વિખેરી નાખશે. (૧૦૫) પછી પૃથ્વીને સપાટ મેદાન કરી મૂકશે. (૧૦૬) કે તેમાં આપ વાંકચૂક જોશો નહિ અને ન ટેકરો જોશો. (૧૦૭) તે દિવસે પુકારનાર (સૂર ફુંકનાર)ની પાછળ સૌ કોઈ દોડશે કે તેની સામે કોઈ આડોઅવળો થશે નહિ અને અલ્લાહપાકની આગળ (ભયના કારણે) સૌ અવાજો દબાઈ જશે તો ફરી પગની આહટ વિના આપ કંઈ સાંભળશો નહિ. (૧૦૮) તે દિવસે કોઈની ભલામણ કામ લાગશે નહિ. ફક્ત તેની જ ભલામણ કામ લાગશે જેને પરવાનગી આપી હોય અને તેના માટે બોલવાનું પસંદ કર્યું હોય. (૧૦૯) તે (અલ્લાહપાક) તેઓની સૌની આગલી અને પાછલી હાલતોને જાણે છે અને એ લોકો તે (અલ્લાહપાકના) ઈલ્મને પોતાના જ્ઞાન વડે ઘેરી શકતા નથી. (૧૧૦) અને (તે દિવસે) તમામ ચહેરા તે સજીવન સદા રહેનાર (અલ્લાહપાક)ની સામે ઝુકેલા હશે અને તે તો નિષ્ફળ જ રહેશે, જેણે જુલ્મ (શિર્ક)નો બોજો ઉઠાવ્યો હશે. (૧૧૧) અને જેણે નેકી કરી હશે અને તે ઈમાન પણ રાખતો હશે તો તેને અન્યાયનો કે નુકસાનનો અંદેશો રહેશે નહિ. (૧૧૨) અને એવી જ રીતે અમે અરબી ભાષામાં કુર્આન ઉતાર્યું છે અને અમે તેમાં (અઝાબથી) ડરાવવાની વાતો અનેક પ્રકારે વર્ણવી છે કે, જેથી તે લોકો (સંપૂર્ણ રીતે) ડરી જાય અથવા એ (કુર્આન) તેઓના માટે કંઈક સમજણ પેદા કરે. (૧૧૩)



**અલ્લાહપાકની યાદથી જ શાંતિ મળશે :**

અને જે મારી યાદથી મોઢું ફેરવશે, તો તેને (દુનિયામાં) તંગીનું જીવન મળશે અને કિયામતના દિવસે અમે તેને આંધળો કરી ઉઠાવીશું. (૧૨૪) ત્યારે તે અરજ કરશે કે, હે મારા પરવરદિગાર ! તેં મને આંધળો કરી કેમ ઉઠાવ્યો ? અને હું તો (દુનિયામાં) દેખતો હતો ? (૧૨૫) (અલ્લાહપાક) ફરમાવશે : એવી જ રીતે તારી પાસે અમારી આયતો આવી હતી, તો તું તેને ભૂલી ગયો અને એવી જ રીતે આજે તું વિસરાઈ જશે. (૧૨૬) અને એવી જ રીતે અમે તે માણસને પણ શિક્ષા આપીશું, જે હદ વટાવી ગયો અને પોતાના પરવરદિગારની વાતો પર યકીન લાવ્યો નહિ અને ચોક્કસ આખિરતનો અઝાબ બહુ સખ્ત અને વધુ ટકી રહેનાર છે. (૧૨૭) તો શું તેઓને આ વાતથી પણ સૂજ ન પડી કે અમે એમના પહેલાં (એ જ ઈન્કારના કારણે) એવી ઘણી કૌમોનો નાશ કરી નાખ્યો, જેઓની જગ્યા-ઓમાં હવે એ લોકો હરેફરે છે ! બેશક, એમાં અક્કલમંદો માટે ઘણી નિશાનીઓ છે. (૧૨૮)



# અલ-અંબિયા

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૨૧ | રૂકૂઅની સંખ્યા : ૦૭ |
| નાઝિલ થવાનો ક્રમ : ૭૩ | આયતોની સંખ્યા : ૧૧૨ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરહમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને કુરૈશના સરદારો વચ્ચેના વાદ-વિવાદ અંગે ચર્ચા કરવામાં આવી છે. તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના રસૂલ હોવાના દાવા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દ્વારા તૌહીદ અને આખિરતની માન્યતાના આમંત્રણ અંગે જે શંકાઓ અને વાંધા રજૂ કરતા હતા, તેનો જવાબ આપવામાં આવ્યો છે. તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના વિરોધમાં જે યુક્તિઓ અજમાવી રહ્યા હતા,



તે બદલ સમજાવવામાં આવ્યુ છે. અને આ કૃત્યોના માઠા પરિણામો અંગે ચેતવણી આપવામાં આવી છે. તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આમંત્રણનો જે ગફલત અને બેદરકારીથી ઈન્કાર કરી રહ્યા હતા, તે બદલ તેમને ખબરદાર કરવામાં આવ્યા છે. અને અંતે તેમને એ ભાન કરાવવામાં આવ્યું છે કે, જે વ્યક્તિને તમે પોતાના માટે તકલીફ અને રૂકાવટ સમજી રહ્યા છો, તે હકીકતમાં તમારા માટે કૃપા બનીને આવી છે.

સૂરતમાં ખાસ કરીને જે બાબતો ચર્ચવામાં આવી છે, તે આ છેઃ

(૧) મક્કાના કાફિરોની આ ગેરસમજ કે માનવી હરગિજ રસૂલ નથી હોઈ શકતો અને આ જ કારણે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને રસૂલ માનવાના તેમના ઈન્કારનો વિગતવાર રદિયો આપવામાં આવ્યો છે. અને આના અનુસંધાનમાં બીજા નબીઓના કિસ્સા દર્શાવવામાં આવ્યા છે કે, તે બધા જ ઈન્સાન હતા. અને તેમણે પણ તે જ દઅવત તથા દુઆઓ માંગી છે, જે હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અકીદા, પ્રચારશૈલી અને દુઓઓમાં છે. નબીઓના આ કિસ્સાઓના હવાલાથી સૂરતનું નામ પણ ''અંબિયા'' રાખવામાં આવ્યુ છે.

(૨) તેમના દ્વારા આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અને કુર્આન અંગે વિવિધ અને વિરોધાભાસી વાંધાઓ ઉઠાવવા અને એક વાતને વળગી ન રહેવા માટે ટૂંકમાં ખૂબ જોરદાર અને અર્થસભર રીતે પકડ કરવામાં આવી છે.

(૩) તેમના આ ખ્યાલને કે જીવન એક ખેલ માત્ર છે, જે થોડાક દિવસ ખેલાઈ આમ જ ખતમ થઈ જશે. તેનું કોઈ પરિણામ આવવાનું નથી, કોઈ હિસાબ-કિતાબ, બદલો અને સજા થવાના નથી. તેનો ખૂબ જ અસરકારક શૈલીમાં રદિયો આપવામાં આવ્યો છે. કેમકે તેમનો આ જ ખ્યાલ તેમની ગફલત અને ઉપેક્ષાનું કારણ હતું, જે તેઓ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આમંત્રણ પ્રત્યે દાખવી રહ્યા હતા.



(૪) શિર્ક ઉપર તેમના આગ્રહ અને તૌહીદ વિરૂદ્ધ તેમના અજ્ઞાનતાપૂર્ણ પૂર્વગ્રહની સુધારણા માટે શિર્કની વિરૂદ્ધ અને તૌહીદના સમર્થનમાં ખૂબ જ ટૂંકી છતાં અસરકારક હૃદયગમ્ય દલીલો આપવામાં આવી છે. કેમકે નબી (સલ.) અને તેમની વચ્ચે શિર્કનો તેમનો આગ્રહ અને તૌહીદ વિરૂદ્ધ તેમનો અજ્ઞાનતાપૂર્ણ પૂર્વગ્રહ જ ઝઘડાના મૂળ હતા.

(૫) તેમની એ ગેરસમજનું કે નબીને વારંવાર ખોટા ઠેરવવા છતાં જો તેમની ઉપર આફત નથી આવતી, તો ચોક્કસપણે નબી જ જુઠ્ઠા છે. અને અલ્લાહપાકની સજાઓની જે ધમકીઓ રસૂલ અમને સંભળાવે છે, તે પોકળ ધમકીઓ જ છે. તેની દલીલ અને નસીહત બન્ને દ્વારા સમજ આપવામાં આવી.

નબીઓ અલયહિસ્સલામના જીવનના મુખ્ય બનાવોમાંથી કેટલાક ઉદાહરણો રજૂ કરવામાં આવ્યા છે. જેનો આશય એ સમજાવવાનો છે કે, માનવ ઈતિહાસમાં ખુદાપાક તરફથી આવેલા તમામ પયગમ્બરો માનવી હતા. અને નબૂવ્વતના વિશિષ્ટ ગુણને બાદ કરતાં બીજા ગુણોમાં તેઓ દુનિયાના બીજા માનવીઓની જેમ જ માનવ હતા. તેમનામાં અલ્લાહપાકના ગુણો કે ખુદાઈનું રજ ભાર પણ મિશ્રણ ન હતું, બલ્કે તેઓ પોતાની દરેક જરૂરિયાત માટે ખુદ અલ્લાહપાક સમક્ષ હાથ ફેલાવતા હતા. આ સૂરતમાં નબીઓ દ્વારા કરવામાં આવેલ દુઆઓમાં આ જ હકીકત દર્શાવવામાં આવી છે. તેમાં નબીઓની કાકલૂદી અને નમ્રતા એ વાતની દલીલ છે કે, તેઓ પોતાને અલ્લાહપાકના સંપૂર્ણ મુહતાજ અને જરૂરતમંદ સમજતા હતા.

આ ઉપરાંત આ જ ઐતિહાસિક ઉદાહરણો દ્વારા બીજી બે વાતો પણ સ્પષ્ટ કરવામાં આવી છે. એક એ કે, નબીઓ અલયહિમુસ્સલામ ઉપર જાતજાતની મુસીબતો આવી છે, અને તેમના વિરોધીઓએ પણ તેમને બરબાદ કરવાના પ્રયત્નો કર્યા છે, પરંતુ છેવટે અલ્લાહપાક દ્વારા અસાધારણ રીતે તેમની મદદ ફરમાવવામાં આવી છે. બીજું એ કે, તમામ નબીઓ અલયહિ-મુસ્સલામનો દીન એક જ હતો. અને તે એ જ દીન હતો, જેને હઝ. મુહમ્મદ



સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રજૂ કરી રહ્યા છે. માનવજાતનો મૂળ ધર્મ આ જ છે. અને દુનિયામાં બાકીના જેટલા ધર્મ બન્યા છે, તે ફક્ત પથભ્રષ્ટ માનવોએ ઉભા કરેલા વિભાજનો છે.

અંતે દર્શાવવામાં આવ્યું છે કે, માનવીની મુક્તિનો આધાર આ જ દીનનું અનુસરણ અપનાવવા ઉપર છે. જે લોકો તેને સ્વીકારી લેશે, તેઓ જ અલ્લાહપાકની અંતિમ અદાલતમાં સફળ નિવડશે. અને જમીનના વારસ થશે. અને જે લોકો તેને ફગાવી દેશે, તેમને આખિરતમાં સૌથી ખરાબ પરિણામ ભોગવવા પડશે. અલ્લાહપાક ચૂકાદાના સમય કરતાં ઘણા પહેલાં પોતાના નબી દ્વારા લોકોને આ હકીકતથી વાકેફ કરી રહ્યા છે. આ તેની ઘણી મોટી કૃપા છે. જે લોકો નબીના આગમનને પોતાના માટે કૃપાને બદલે મુસીબત માની રહ્યા છે, તેઓ મૂર્ખ છે.

# સૂરએ અંબિયા

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### માનવીની ગફલત :

એ (કાફિર) લોકો માટે તેઓના હિસાબનો વખત નજીક આવી લાગ્યો, પણ તેઓ (હજુ) ગફલતમાં (હોઈ તેની તૈયારીથી) મોં ફેરવે છે. (૧) એટલે સુધી કે (તેઓની પાસે) તેઓના પરવરદિગાર તરફથી જે કોઈ નવી શિખામણ પહોંચે છે, તો તેને એવી રીતે સાંભળે છે કે તેઓ (તેની સાથે) રમત કરતા હોય છે. (૨) (અને) તેઓના દિલ ગફલતમાં પડેલાં છે.

### કુરઆન શરીફ માનવીને બોધ માટે પૂરતુ છે :

અલબત્ત, અમે તમારા તરફ એવી કિતાબ ઉતારી છે, જેમાં તમારા માટે (પૂરતો) બોધ છે. છતાં શું તમે સમજતા નથી ? (૧૦) અને કેટલીયે વસ્તીઓ જે પાપાચારી (કાફિર) હતી, તેને અમે ગારત કરી નાખી અને તેઓના પછી બીજી કૌમ પેદા કરી દીધી. (૧૧) પછી જ્યારે તેઓએ અમારો અઝાબ આવતો જોઈ લીધો, ત્યારે એકદમ તેઓ ત્યાંથી નાસવા

લાગ્યા. (૧૨) (અલ્લાહપાકે ફરમાવ્યું કે) નાસો નહિ અને જ્યાં તમે મોજશોખ કરતા હતા તેની તરફ તથા તમારા ઘરોની તરફ પાછા ફરો. કદાચ (તે સબંધી) તમને કોઈ પૂછપરછ કરે ! (૧૩) તેઓ કહેવા લાગ્યાઃ હાય અમારી કમબખ્તી ! બેશક, અમે (જ) પાપાચારી હતા. (૧૪) ફરી તેઓની એ જ ફરિયાદ કાયમ રહી, એટલે સુધી કે અમે તેઓને કપાયેલી ખેતી જેવા, ઓલવાયેલી આગ જેવા (તદન નાબૂદ) બનાવી દીધા. (૧૫) અને આકાશ તેમજ પૃથ્વી તથા જે કંઈ તેમની વચ્ચે છે, તેને અમે રમતાં રમતાં બનાવ્યા નથી. (૧૬) જો અમે ચાહત કે કંઈ રમકડું બનાવી લઈએ, તો અમારી પાસેથી જ તેને બનાવી લેત, જો અમારે એમ કરવું જ હોત. (૧૭) (પણ) એમ નથી, બલ્કે અમે સત્ય (ઈસ્લામ)ને અસત્ય (કુફ્ર) પર (જાણે) ફેંકી મારીએ છીએ. તો તે (સત્ય) તેને કચડી નાખે છે. પછી તે (અસત્ય) એકદમ જતું રહે છે અને (આવી દલીલો છતાં) તમારા માટે તે (શિર્કની) વાતોથી બહુ ખરાબી છે, જેને તમે બતાવો છો. (૧૮)

**ખુદાપાક એક જ હસ્તી છે, તેની સાફ દલીલ :**

જો તે બન્ને (આકાશ-પૃથ્વી)માં અલ્લાહપાકના સિવાય બીજા મઅ્બૂદ હોત, તો તે બન્ને ક્યારનાય બરબાદ થઈ ગયા હોત. માટે અર્શનો માલિક અલ્લાહપાક તે વાતોથી પાક છે, જેને એ લોકો બતાવે છે. (૨૨)

**આકાશ અને પૃથ્વીને અલગ પાડવા માનવીઓ ઉપર અપાર એહસાન છે :**

અલ્લાહ તઆલાએ પોતાની કુદરતથી આકાશ-પૃથ્વીને જુદા પાડી દરેકના તબક્કા જુદા બનાવ્યા, તો પણ બન્નેના મોં બંધ હતા કે આકાશથી વરસાદ થતો ન હતો. જમીનમાંથી લીલોતરી ઉગતી ન હતી. આખરે અલ્લાહપાકે માનવીઓના લાભાર્થે બન્નેના મોં ખોલી દીધા. ઉપરથી વરસાદ પડ્યો, નીચેથી જમીનના છિદ્રો ખુલી ગયા. વળી, એ જ પૃથ્વીમાંથી નહેરો, નદીઓ, અનેક ધાતુઓની ખાણો, પદાર્થો તથા અનેક પ્રકારની લીલોતરી કાઢી. આકાશને અગણિત તારાઓ વડે શણગાર્યું અને દરેકની જગ્યા જુદી

જુદી કરી ચાલમાં તફાવત રાખ્યો. પ્રાણીઓને પાણીથી એટલે વીર્યથી બનાવ્યા. આવી નિશાનીઓ જોવા છતાં તવહીદનું યકીન કરતા નથી.

અને શું એ મુન્કિરોએ નથી જાણ્યું કે આકાશ અને પૃથ્વી બન્ને (પ્રથમ) બંધ મ્હોંના હતા. પછી અમે તેમને ખોલી દીધા અને અમે પાણીથી દરેક પ્રાણવાળી વસ્તુ બનાવી. છતાં પણ શું તેઓ યકીન કરતા નથી ? (૩૦) અને અમે પૃથ્વીમાં ભારે બોજા (પર્વતો) એટલા માટે મૂકી દીધા કે કદી તે લોકોને લઈ ડોલવા ન લાગે અને તે (જમીનમાં) અમે પહોળા પહોળા રસ્તા બનાવ્યા કે જેથી તેઓ માર્ગ મેળવી શકે. (૩૧) અને અમે (તેના ઉપર) આકાશને એક સુરક્ષિત છત (જેવું) બનાવ્યું, પણ એ લોકો તે (આકાશ)માંની નિશાનીઓ પ્રત્યે લક્ષ આપતા નથી. (૩૨) અને તે જ (શક્તિમાન) અલ્લાહ તઆલા છે, જેણે રાત્રિ અને દિવસ તથા સૂર્ય અને ચંદ્ર બનાવ્યા. દરેક પોતપોતાના વર્તુળમાં ફર્યા કરે છે. (૩૩) અને અમે તમારા પહેલાં પણ કોઈ માનવીને અમર બનાવ્યો નથી ત્યારે આપ મરણ પામો તો શું તે લોકો (દુનિયામાં) સદા રહેશે ? (૩૪) પ્રત્યેક પ્રાણી મૌતનો સ્વાદ ચાખશે અને અમે તમને પરીક્ષા તરીકે બુરી અને ભલી સ્થિતિઓ વડે અજમાવીએ છીએ અને (આખરે) તમે સૌ અમારી જ પાસે પાછા આવશો. (૩૫)

## કિયામતમાં કોઈ વસ્તુ છૂપી રહી શકશે નહીં :

અને કિયામતના દિવસે અમે અદલના ત્રાજવાં કાયમ કરીશું તો કોઈની ઉપર પણ જરાય જુલ્મ નહિ થાય અને જો રાઈના દાણા બરાબર પણ (કોઈનું) કામ હશે તો અમે તેને ત્યાં હાજર કરીશું અને અમે હિસાબ લેનાર બસ છીએ. (૪૭)

## નબીઓ અલ્લાહપાકથી જ માંગે છે, અલ્લાહપાક તરફથી નબીઓની દુઆઓ કબૂલ કરવી

## હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ :

ફરી જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં નાખ્યા (ત્યારે) અમે કહ્યું કે,

હે આગ ! ઈબ્રાહીમ (અલૈ.) પર ઠંડી અને ઈજા વિનાની થઈ જા. (૬૯) અને એ લોકોએ તેમની સાથે બુરાઈ કરવા ચાહ્યું તો અમે તેઓને જ નિષ્ફળ કરી દીધા. (૭૦) અને અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તથા (તેમના ભત્રીજા) લૂત (અલૈ.)ને એવી ભૂમિ (શામ) તરફ મોકલીને (કાફિરોના અત્યાચારથી) બચાવી લીધા કે જેમાં અમે જગતવાસીઓ માટે બરકત મૂકી છે. (૭૧) અને (હિજરત પછી) અમે તે (ઈબ્રાહીમ અલૈ.)ને ઈસ્હાક (અલૈ.) (પુત્ર) અર્પણ કર્યા અને યઅકૂબ (અલૈ.) (પૌત્ર) વધારાના (આપ્યા) અને એ સૌને અમે (ઘણા જ) નેકબખ્ત બનાવ્યા. (૭૨) અને અમે તે સૌને સરદાર બનાવ્યા કે અમારા હુકમથી (મખ્લૂકને) રાહ બતાવતા હતા અને અમે તેમના તરફ નેક કામો કરવાનો અને (ખાસ કરી) નમાઝ કાયમ રાખવા તથા ઝકાત આપવાનો હુકમ મોકલ્યો અને તેઓ અમારી બંદગીમાં લાગેલા હતા. (૭૩)

### હઝરત લૂત (અલૈ.)ની દુઆ :

અને લૂત (અલૈ.)ને અમે હિકમત તથા સદ્‌બુદ્ધિ અર્પણ કરી અને અમે તેમને એવી વસ્તીથી છૂટકારો આપ્યો કે જ્યાંના લોકો ગંદા કામ કરતા હતા. બેશક, તેઓ અતિ નઠારા, નાફરમાન લોકો હતા. (૭૪) અને અમે તે (લૂત અલૈ.)ને અમારી રહમતમાં લઈ લીધા; બેશક, તે નેકબખ્તોમાંથી હતા. (૭૫)

### હઝરત નૂહ (અલૈ.)ની દુઆ :

અને (હે નબી સલ. !) નૂહ (અલૈ.)નું વર્ણન કરો જ્યારે તેમણે એ (ઈબ્રાહીમ અલૈ.)ના પહેલાં દુઆ માંગી તો અમે તેમની દુઆ કબૂલ કરી. પછી તેમને તથા તેમના તાબેદારોને મહાન ગભરાટથી છૂટકારો આપ્યો. (૭૬) અને અમે એવા લોકોથી તેમનો બદલો લીધો, જેઓએ અમારી આયતોને જૂઠી બતાવી હતી. બેશક, તે લોકો અતિ નઠારા હતા, તેથી અમે તેઓને સૌને જ ડૂબાડી દીધા. (૭૭)

### હઝ. દાવૂદ અને સુલયમાન (અલૈ.) ઉપર કરેલા મહાન ઉપકારો

અને દાવૂદ (અલૈ.) તથા સુલયમાન (અલૈ.)નું વર્ણન કરો, જ્યારે કે

તેઓ એક ખેતરના ઝઘડાનો ફેંસલો કરવા લાગ્યા જ્યારે કે કેટલાક લોકોના બકરાં તેમાં રાત્રે જઈ પડ્યા અને તે લોકો પ્રત્યેના ફેંસલાને અમે જોઈ રહ્યા હતા. (૭૮) પછી અમે તે(નો સહેલો) ફેંસલો સુલયમાન (અલૈ.)ને સમજાવી દીધો અને (એમ તો) અમે બન્નેને હિકમત તથા સમજણ આપી હતી અને દાવૂદ (અલૈ.) સાથે અમે પર્વતોને તાબે કર્યા હતા કે, (દાવૂદ અલૈ.ની સાથે) તે પણ તસ્બીહ પઢતા હતા અને પક્ષીઓ પણ અને એ બધું અમે જ કર્યું હતું. (૭૯) અને અમે તેમને તમારા (લાભ) માટે બખ્તર (બનાવવા)ની કારીગરી શીખવી કે જેથી તે તમારી લડાઈમાં તમારો બચાવ કરે. તો શું તમે કંઈ શુક્ર કરો છો ? (૮૦) અને અમે જોશભેર ચાલનાર હવાને સુલયમાન (અલૈ.)ના તાબે કરી દીધી હતી કે જે તેમના હુકમસર એવી ભૂમિ તરફ ચાલતી હતી, જ્યાં અમે બરકત મૂકી છે અને અમને દરેક વસ્તુની ખબર છે. (૮૧) અને કેટલાયે શયતાનો (જિન્નો) એવા હતા કે જે તેમના માટે (સમુદ્રમાં) ડૂબકીઓ મારતા હતા અને એ સિવાય બીજા પણ કામો કરતા હતા અને અમે જ તેઓને સંભાળનાર હતા. (૮૨)

## હઝરત ઐયૂબ (અલૈ.)ની દુઆ :

અને ઐયૂબ (અલૈ.)નું વર્ણન કરો, જ્યારે કે તેમણે (સખત માંદગીમાં) પોતાના પરવરદિગારને પુકાર્યો કે, મને ઈજા પહોંચી રહી છે અને તું સૌ દયાળુઓ કરતાં વધુ દયાળુ છે. (૮૩) ફરી અમે તેમની દુઆ કબૂલ કરી લીધી અને તેમને જે દુઃખ હતું તે દૂર કરી દીધું અને અમે તેમને (માંગ્યા વિના જ) તેમનું કુટુંબ આપ્યું અને તેમની સાથે તેટલા જ બીજા (આપ્યા.) અમારી ખાસ રહમતના કારણે તથા બંદગી કરનારાઓ માટે યાદગીરીના કારણે. (૮૪) અને ઈસ્માઈલ (અલૈ.) તથા ઈદરીસ (અલૈ.) અને ઝુલકિફલ (અલૈ.) -નું વર્ણન કરો, એ સૌ સબર કરનારા હતા. (૮૫) અને અમે તેમને અમારી (ખાસ) રહમતમાં લઈ લીધા હતા. બેશક, તેઓ નેકબખ્તોમાંથી હતા. (૮૬)

## હઝરત ઐયુબ અલયહિસ્સલામના કિસ્સાથી બોધપાઠ :

❋ અલ્લાહ તઆલાના જે બંદાઓને તેની સાથે જે પ્રમાણે ઈશ્ક-મુહબ્બતનો

સબંધ હોય છે, તેમની કસોટી અને પરીક્ષા તે જ પ્રમાણે વધુથી વધુ થાય છે. અને તે જ્યારે ધીરજ, સહનશિલતા અને અડગતા સાથે સાબિત રહે છે, તો આ જ કસોટીઓ અને તકલીફો તેમના દરજ્જા બુલંદ કરવાનું નિમિત્ત બને છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેને આ શબ્દોમાં વર્ણન કર્યું છે કે, લોકોમાં સૌથી વધુ સખ્ત પરીક્ષા નબીઓની થાય છે. ત્યાર બાદ નેક લોકોની અને ત્યાર બાદ જે તેમનાથી ઉતરતી કક્ષાના હોય તેમની થાય છે. બીજી હદીષ શરીફનો ભાવાર્થ પણ એ છે કે, માણસની તેના દીનની મજબૂતી પ્રમાણે કસોટી લેવામાં આવે છે. જો તે દીન ઉપર મઝબૂતીથી લાગેલો છે, તો તેની પરીક્ષા પણ બીજા લોકોથી વધારે થાય છે.

❋ ઈઝઝત, માન-મર્તબા અને વૈભવવાળી ઝીંદગીમાં માણસ અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવો મુશ્કેલ નથી. જો માણસમાં ઘમંડ અને તકબ્બુર ન હોય તો ઉપકાર માનવો ઘણો આસાન છે. પરંતુ મુસીબત, રંજ, ગમ અને તંગદસ્તી, બીમારી તથા ગરીબીમાં અલ્લાહપાકના ફેંસલાથી રાઝી રહેવું અને ઝુબાન ઉપર કોઈ શિકાયત ન લાવવી ઘણું જ મુશ્કેલ કામ છે. માટે જ્યારે અલ્લાહપાકનો કોઈ બંદો આવી પરેશાનીમાં અડગતા અને સહનશિલતા સાથે ધીરજ અને શુક્ર અદા કરે છે, તો પછી અલ્લાહપાકની રહમત પણ જોશમાં આવે છે. પછી તેને દીન-દુન્યા બન્નેવમાં સફળતા આપે છે. હઝ. ઐયુબ (અલ.)નું ઉદાહરણ એનો જીવંત દાખલો છે. *(સૂ.અંબિયા : રૂકૂઅ-૬)*

❋ માણસે કોઈપણ હાલતમાં અલ્લાહપાકની રહમતથી નાઉમ્મીદ ન થવુ જોઈએ. કારણકે નાઉમ્મીદી કુફ્ર છે. અને આમ ન સમજવુ જોઈએ કે, મુસીબત-બલા ફક્ત ગુનાહોને કારણે જ આવે છે, બલ્કે નેક બંદાઓની પણ સબ્ર અને શુક્રની કસોટી તેમના દરજ્જા વધારવા માટે થાય છે.

❋ પતિ-પત્નીના સબંધોમાં વફાદારી અને ધીરજ સાથે અડગ રહેવુ સૌથી પસંદ વસ્તુ સમજવામાં આવે છે. એટલા જ માટે શયતાનનું સૌથી પ્યારૂ કામ બન્નેવ વચ્ચે જુદાઈ કરાવવાનું છે. યહૂદીઓ હારૂત-મારૂત



નામી ફરિશ્તાઓ પાસે પણ જે જાદુના કામો માટે જતા હતા, તેમાં પણ પતિ-પત્ની વચ્ચે જુદાઈ પડાવવા માટે જ વધુ જતા હતા.

હઝરત ઐયુબ (અલ.)ની પત્નીએ એક વફાદાર, આજ્ઞાંકિત, હમદર્દ અને ગમખ્વાર પત્ની તરીકે આપની બીમારીમાં આપને સંપૂર્ણ સાથ-સહકાર આપ્યો અને સેવામાં કોઈ કચાસ ન છોડી.

## હઝરત યૂનુસ (અલૈ.)ની દુઆ :

અને માછલીવાળા (યૂનુસ અલૈ.)નું વર્ણન કરો, જ્યારે તે ગુસ્સે થઈ ચાલ્યા ગયા અને તે ધારતા હતા કે અમે તેમને એ વાત પર પકડીશું નહિ. પછી તેમણે અંધકારોમાં (અલ્લાહપાકને) પુકાર્યા કે તારા સિવાય કોઈ મઅ્બૂદ નથી. તું (સૌ ખામીઓથી) પવિત્ર છે. બેશક, હું જ કસૂરવાન છું. (૮૭) જેથી અમે તેમની દુઆ કબૂલ કરી લીધી અને તે ગમથી તેમને છૂટકારો આપ્યો અને એવી જ રીતે અમે (બીજા) ઈમાનવાળાઓને (પણ) બચાવી લઈએ છીએ. (૮૮)

## હઝરત ઝકરિય્યા (અલૈ.)ની દુઆ :

અને ઝકરિય્યા (અલૈ.)નું વર્ણન કરો, જ્યારે તેમણે પોતાના પરવરદિગારને પુકાર્યા કે, હે મારા પરવરદિગાર ! મને એકલો (પુત્ર વિનાનો) રાખીશ નહિ અને તું તો સૌથી બેહતર વારિસ છે જ. (૮૯) ફરી અમે તેમની દુઆ સાંભળી લીધી અને તેમને યહ્યા (પુત્ર) આપ્યો અને તેમની (વાંઝ) પત્નીને (સંતાનના) લાયક કરી દીધી. બેશક, તે સૌ નેક કામોમાં દોડતા હતા અને આશા તથા ડર સાથે અમને પુકારતા હતા અને અમારી આગળ આજિઝી કરનાર હતા. (૯૦)

## હઝરત ઝકરિય્યહ, હઝરત યહ્યા અલયહિમુસ્સલામ :

દુન્યામાં તે વ્યક્તિથી વધારે કોઈ બદબખ્ત અને અભાગી કોઈ નથી, જે અલ્લાહપાકના મુકદ્દસ નબીઓને કતલ કરે, જે એમને ફક્ત અને ફક્ત ભલાઈની જ વાત કરે. જે ન એમના માલદૌલત પ્રત્યે લાલચ ધરાવે છે, ન એમને સતાવે છે.




દુન્યાની કૌમોમાં યહૂદી તે અભાગી કૌમ છે, જેમણે નબીઓને શહીદ કર્યા. હઝ. ઝકરિય્યહ અને હઝ. યહ્યા અલયહિમુસ્સલામને યહૂદીઓએ શહીદ કર્યા.

**હઝરત મરયમ (રદી.)નો કિસ્સો :**

અને તે સ્ત્રી (બીબી મરયમ રદી.)નું વર્ણન કરો, જેણીએ પોતાના શિયળનું રક્ષણ કર્યું હતું. પછી અમે તેણીમાં પોતાની રૂહ (જિબ્રઈલ અલૈ. મારફતે) ફૂંકી દીધી અને તેણીને તથા તેણીના પુત્રને જગતવાળાઓ માટે (અમારી કુદરતની) એક નિશાની બનાવી દીધી. (૯૧)

**બધા જ નબીઓનો દીન એક જ છે :**

બેશક, ઉપર વર્ણન થયેલ આ લોકો તમારા જ દીનના હોઈ સૌ એક દીન પર છે અને હું તમારો પરવરદિગાર છું. માટે મારી જ બંદગી કરો. (૯૨) અને તેઓએ માંહોમાંહે પોતાનો દીન ટુકડે ટુકડે વહેંચી લીધો, (તે તેની શિક્ષા ભોગવશે. કેમકે) સૌ અમારી જ પાસે પાછા આવશે. (૯૩) પછી જે કોઈ નેક કામ કરશે અને તે મુઅમિન પણ હશે, તો તેની કોશિશ બેકાર જનાર નથી અને બેશક, અમે તેને લખી (પણ) લઈએ છીએ. (૯૪)

**કિયામતમાં આકાશ કાગળો, દસ્તાવેજોની જેમ લપેટાઈ જશે :**

બેશક, જેમના માટે અમારા તરફથી ભલાઈ નક્કી થઈ ચૂકી છે, તેઓને તેના (જહન્નમ)થી દૂર રાખવામાં આવશે. (૧૦૧) (એટલે સુધી) કે તેઓ તેની આહટ પણ સાંભળશે નહિ અને તેઓ પોતાની મનગમતી વસ્તુઓમાં સદા રહેશે (૧૦૨) (અને) મહાન ગભરાટ (કિયામત) તેમને ચિંતાતુર કરશે નહિ અને ફરિશ્તા તેમના સ્વાગત માટે આવશે (અને કહેશે કે) જે દિવસનો તમારાથી વાયદો કરવામાં આવતો હતો, તે આ જ છે. (૧૦૩) (તે દિવસ યાદ કરવા યોગ્ય છે) જે દિવસે આકાશને અમે એવી રીતે લપેટી લઈશું, જેવી રીતે કે લખેલા કાગળો-દસ્તાવેજો લપેટવામાં આવે છે (અને) જેવી રીતે અમે પહેલીવાર (દરેક વસ્તુની) ઉત્પત્તિની શરૂઆત કરી હતી તેવી જ રીતે અમે તેને બીજીવાર સર્જી દઈશું. એ વાયદો





(પૂરો કરવો) અમારે શિરે છે. અવશ્ય અમે તેને પૂરો કરીશું. (૧૦૪)

**આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સર્વ જગત માટે રહમત :**

અને (હે મુહમ્મદ સલ. !) અમે આપને તમામ જગત માટે રહમત બનાવી મોકલ્યા છે. (૧૦૭)

રહમત એક એવો શબ્દ છે જે (માનવીઓ પૈકી) માત્ર રસૂલુલ્લાહ (સલ.) માટે કુર્આને વાપર્યો છે. હઝ. મુહમ્મદ સિવાય કોઈના માટે તે ઉપયોગમાં લેવામાં નથી આવ્યો.

આપ (સલ.)ની નુબૂવ્વત વિશ્વવ્યાપી છે તે અન્ય સ્પષ્ટ પૂરાવાઓથી સાબિત થાય જ છે. પરંતુ કુર્આન શ. જયારે આપને ''સર્વ જગત માટે રહમત'' કહે છે. અને એમ પણ કહે છે કે ''મારી રહમત સર્વવ્યાપી છે.'' તો તેનાથી પણ એ પૂરવાર થઈ જાય છે કે આપ (સલ.)ને તમામ માનવીઓ માટે પયગમ્બર બનાવી મોકલવામાં આવ્યા હતા.

યાદ રાખવું જોઈએ કે સર્વજગત માટે રહમત તે જ પવિત્ર હસ્તી હોય શકે છે, જેણે સમગ્ર જગતની સુખ શાંતિ, સુખાકારી અને સિધ્ધિ માટે કોઈ પણ લોભ લાલચ વગર પોતાનું કિમતી જીવન ખર્ચી નાંખ્યુ હોય. જેણે બંદાઓ માટે ખુદા સુધી પહોંચવાનો માર્ગ સરળ બનાવ્યો હોય. જેણે હૃદયને પાક, બુધ્ધિને વિવેકી, આકાંક્ષાને સમતોલ બનાવી હોય. જેની શિખામણથી વિશ્વશાંતિ મજબૂત બની હોય. અને સર્વજનોના હિત સધાયા હોય. જે ગરીબી–અમીરી, જવાની–વૃધ્ધત્વ, યુધ્ધ–શાંતિ, ફકીરી–બાદશાહી, તકલીફ–રાહત, શોક–હર્ષ, જેવી વિવિધ પરિસ્થિતિમાં માનવીને માર્ગદર્શન આપતો હોય. જેણે આકાશની ઊંચાઈ, ભૂમિની નીચાઈ, રાતના અંધકાર, દિવસના ઉજાસ, સૂર્યની ચમક, આગીયાના પ્રકાશ, કણની ઉડાન અને ટીપાની ભીનાશમાં ખુદાતઆલાની પહેચાન કરાવી હોય. જેમની તાલીમે ભક્ષકોને સુરક્ષા, વરુઓને ગોવાળી, લુંટારુઓને શાસન, ગુલામોને નેતૃત્વ અને બાદશાહોને બંધુત્વ શીખવાડયું હોય. જેમણે અજ્ઞાનના સૂકા દરિયાઓમાં જ્ઞાન તથા બ્રહ્મજ્ઞાનની નહેરો વહેતી કરી હોય. જેમણે ખડકાળ ભૂમિમાં



કુર્આન વ હદીષના ઝરણાઓ ચલાવ્યાં હોય. જેમણે સ્વાર્થી તત્વોને કોમના હમદર્દ બનાવ્યા હોય, જેમણે શત્રુઓને ખુદના મિત્ર ઠરાવ્યા હોય. તે ગરીબોના ચાહક, બાદશાહોના તાજ, ગુલામોની શોભા, નિરાધારોનો આધાર, દર્દીઓની દવા, સમાનતાના હિમાયતી, પ્રેમના ઝવેરી, સત્યનું ઉદયસ્થાન, વિનમ્રતાના નમૂના, લાચારોના સાથી, અનાથોના વાલી, નિરાશ્રિતોનો આશ્રય, જરૂરિયાત–મંદોના હમદર્દ, ભ્રાતૃત્વ ભાવનાના સંસ્થાપક, સદાચારના પ્રેરક, ધીરજની ખાણ, ખુદાપાકની રહમતનું એક સ્વરૂપ. અંતિમ પયગમ્બરને જો રહમતુલ્ લિલ્આલમીનના બિરૂદથી નવાજવામાં નહીં આવે, તો પછી ઉપરોકત સર્વગુણ સંપન્ન વ્યકિતત્વનું બીજુ શું નામ હોય શકે ?

હા, રહમતુલ્ લિલ્આલમીન તે જ છે, જેમણે રાષ્ટ્રવાદીય દ્વેષ, કૌમી વૈમનસ્ય, રંગભેદવાદ અને ભાષા આધારિત અલગાવવાદ દૂર કરી એક જ જુસ્સો બધાના મનમાં ભરી દીધો, બધાની જીભે એક જ વાત રમતી કરી દીધી, બધાના હૃદયમાં એક જ વિચાર બેસાડી દીધો.

હા, રહમતુલ્ લિલ્આલમીન તે છે, જે બાધા–માનતાના સ્વીકાર માટે કોઈ માધ્યમ અનિવાર્ય નથી ઠેરવતા. જે કેથોલિકોની માફક આકાશની બધી ચાવીઓ એક જ વ્યકિતના હાથમાં સોંપી નથી દેતા. જે આત્માને સ્વર્ગ કે નર્કમાં ધકેલી દેવાનો અધિકાર માત્ર બ્રાહ્મણોને નથી આપતા. જે વિશેષ પ્રદેશના રહેવાસીઓને આકાશી રાજાશાહીના અધિકારી નથી ઠેરવતા. જે એક જ વંશના સભ્યોને ખુદાપાકના લાડલા નથી બનાવતા.

જે યહૂદીઓ, ખ્રિસ્તીઓ, જરથ્રોસ્તીઓ, બ્રાહ્મણો, જૈનો, લામાઓની જેમ પોતાના સિવાય શેષ વિશ્વ પર ખુદાપાકના રહમો કરમના ભરપૂર ખજાનાઓ બંધ નથી કરતા.

હા, રહમતુલ્ લિલ્આલમીન તે છે, જેમની મજલિસમાં અદાસ નેન્વાઈ, સુહૈલ રૂમી, ઝુલકિલાહ્ હિમયરી, અબૂ સૂફયાન ઉમવી, કર્ઝ ફિહરી, બિલાલ હબ્શી, ઝમાદ ઝાદી, અદી તાઈ, અબૂઝર ગિફારી, અબૂ હારિષ મુષ્તલકી, સલમાન ફારસી, તુફૈલ દૌસી, ઉષામા નજદી, અબૂ આમિર અશઅરી, સુરાકા

મુદલજી અડખે–પડખે બેઠેલા નજરે પડે છે. (ઉપર્યુકત બધા જ સભ્યો કયાં તો બિનઆરબ હતા, કયાં તો બિનહાશિમી) આટલી વિવિધ કૌમોના ઝંડાધારીઓનો મેળો કોઈ બીજા સ્થાને જોવા મળે છે ? અહીં દરેક વ્યકિત પોતપોતાની કૌમ અને પ્રદેશનું પ્રતિનિધિત્વ કરી રહી છે. અને પોતપોતાના હૃદયની વિશાળતા મુજબ ફૂલોથી પોતાની ઝોળી ભરી રહી છે. અને પોતપોતાના દેશના વાતાવરણને સુગંધિત બનાવી રહી છે.

**આપ (સલ.) મુસ્લિમ તથા કાફિર બધા માટે રહમત હતા :**

કુર્આન શરીફ કહે છે કે, (હે લોકો) જે વસ્તુથી તમને હાનિ પહોંચે છે (અથવા પહોંચી શકે છે) તે વસ્તુ પયગમ્બર (સલ.)ને બહુ અઘરી (ખરાબ) લાગે છે. તમારી તકલીફથી નબી (સલ.)ને ચોક્કસ તકલીફ થાય છે. ભલેને બિનમુસ્લિમોને થતી હોય કે મુસ્લિમોને. સર્વ જગત માટે રહમતના ભંડાર સમા મુહમ્મદ (સલ.) જયારે અનેકેશ્વરવાદીઓને વ્યકિત પૂજા, મૂર્તિ પૂજામાં લપાયેલા જોતા અને તેમનું ખરાબ પરિણામ આપની સમક્ષ આવી જતું, તો આપના ઋજુ હૃદય (નરમ દિલ)ને વેદના થતી. આપની આ વેદના કયારેક તો એટલી બધી વધી જતી કે અલ્લાહ તઆલાએ આપના સાંત્વન માટે કુર્આન શરીફની આયતો ઉતારી. સૂરએ આલે ઈમરાનમાં છે કે, "હે પયગમ્બર (સલ.) ! કુફ્રમાં આગળ વધી વધીને ભાગ લેતા લોકોનો અફસોસ કરો નહીં."

બદરના યુધ્ધમાં સિત્તેર કુરૈશી બિનમુસ્લિમોને બંદી બનાવવામાં આવ્યા. તેમને મુશ્કેટાટ બાંધી દેવામાં આવ્યા. દિવસ વીત્યો, અને રાત્રિનો સન્નાટો છવાય ગયો. આપના માનવંત સાથીઓ ગાઢ નિંદ્રામાં પોઢી ગયા. પરંતુ રહમતુલ્ લિલ્આલમીનને ઘણા પ્રયત્ન છતાં ઊંઘ આવતી ન હતી. આપ (સલ.) પડખાં ફેરવી રહયા છે. બેચેની તથા તકલીફના કારણે ઊંઘ ઉડી ગઈ છે. એક અન્સારી (મદીનાવાસી) સહાબીએ આપની બેચેની જોઈ. તેમને લાગ્યું કે આપને કંઈક શારીરિક તકલીફ થઈ રહી છે. તેમણે પૂછયું હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! આપને કંઈક પરેશાની છે ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, નહીં (કોઈ તકલીફ નથી), પરંતુ અબ્બાસ

કણસી રહયા છે, તેમનો અવાજ મને સંભળાય રહયો છે, એટલે મને ચેન પડતું નથી. પેલા સહાબી હળવેથી ઉઠયા અને હઝરત અબ્બાસના દોરડાઓ ખોલી નાંખ્યા. તેમને રાહત થઈ ગઈ, તો તેઓ તરત સૂઈ ગયા. પેલા અન્સારી સહાબી ફરી આપની સેવામાં હાજર થયા. આપ (સલ.)એ પૂછયુ : હવે અબ્બાસના કણસવાનો અવાજ કેમ આવતો નથી ? તેમણે કહયું : હે અલ્લાહપાકના રસૂલ (સલ.) ! અબ્બાસના દોરડાંઓ ખોલી નાખ્યા છે. આપ (સલ.)એ કહયુ : જાવ, બધા કદીઓના બંધન ખોલી નાંખો. જ્યારે રહમતે આલમ (સલ.)ને જાણ કરવામાં આવી કે બધા કેદીઓને હવે આરામ છે, ત્યારે આપ (સલ.)ની બેચેની દૂર થઈ અને આપને ઊંઘ આવી.

જરા વિચારો, આ કેદીઓ તો તે હતા, જેમણે તેર વર્ષ સુધી ઈમાન –વાળાઓ (મુસ્લિમો)ને ત્રાસ આપ્યો હતો. કોઈને અગ્નિ પર સુવડાવ્યા, તો કોઈને લોહીમાં નવડાવ્યા, તો કોઈને ભારે પત્થર નીચે દબાવી દીધા, તો કોઈને સખત ઈજાઓ પહોંચાડી મોતને ઘાટ ઉતાર્યા. તેમ છતાં પણ તેમની સાથે આવો નરમ વ્યવહાર અને અખ્લાકના ઉચ્ચ શિખરે બિરાજમાન પયગમ્બરનું આવું પ્રેમભર્યુ વર્તન ! હે અલ્લાહ ! આપ રહમતે આલમ ઉપર અગણિત રહમતો નાઝિલ ફરમાવો. અને આપના સાથીઓ પર !

# સૂરએ અલ-હજ્જ

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

**તિલાવતનો ક્રમ નં. : ૨૨** — **રૂકૂઅની સંખ્યા : ૧૦**

**નાઝિલ થવાનો ક્રમ : ૧૦૩** — **આયતોની સંખ્યા : ૭૮**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો એક ભાગ મક્કી યુગના અંતે અને બીજો ભાગ મદની યુગની શરૂઆતમાં ઉતર્યો છે. સૂરતનો પ્રારંભ આખિરતના વર્ણનથી થઈ રહ્યો છે. જેમાં કિયામતના ખતરનાક-દર્દનાક દશ્યો અસરકારક અંદાજમાં રજૂ કરવામાં આવ્યા છે.



મુહાજિરીન હમણાં હમણાં જ પોતાના ઘરબાર છોડી મદીનામાં આવ્યા હતા. હજ્જના જમાનામાં તેમને પોતાના શહેર અને હજ્જના ઈજતેમાઅ (સંમેલન)ની યાદ આવતી હશે. અને ત્યારે તેમને એ વાત ખૂબ ખૂંચતી હશે કે, કુરૈશી મુશ્રિકોએ તેમના માટે મસ્જિદે હરામ સુદ્ધાંનો માર્ગ બંધ કરી દીધો છે. એ જમાનામાં તેઓ પણ એ વાતની પ્રતિક્ષા કરી રહ્યા હશે કે, જે જુલ્મી-ઓએ તેમને ઘરોમાંથી કાઢી મૂકયા. મસ્જિદે હરામની ઝિયારતથી વંચિત કર્યા અને ખુદાપાકનો માર્ગ અપનાવવા બદલ તેમનું જીવન સુદ્ધાં મુશ્કેલ બનાવી દીધું, તેમની વિરૂદ્ધ યુદ્ધ કરવાની પરવાનગી મળી જાય. આમાં પહેલાં તો હજ્જનો ઉલ્લેખ કરીને એ બતાવવામાં આવ્યું છે કે, આ મસ્જિદે હરામની રચના અને હજ્જની પદ્ધતિ એટલા માટે શરૂ કરવામાં આવી હતી કે, દુનિયામાં એકમાત્ર ખુદાપાકની બંદગી કરવામાં આવે. પરંતુ આજે ત્યાં શિર્કનું આચરણ થઈ રહ્યું છે. અને એક ખુદાની બંદગી કરનારાઓ માટે તેના દ્વારો બંધ કરી દેવામાં આવ્યા છે.

ત્યાર પછી મુસલમાનોને છૂટ આપી દેવામાં આવી છે કે, તેઓ આ જુલ્મીઓ વિરૂદ્ધ યુદ્ધ કરે. અને તે સદાચારી વ્યવસ્થાની સ્થાપના કરે, જેમાં બદીઓ દબાઈ જાય, અને નેકીઓને ઉત્તેજન મળે.

આ સૂરહમાં ત્રણ સમૂહોને સંબોધન કરવામાં આવ્યું છે : મક્કાના મુશ્રિકો, દ્વિધામાં મૂકાયેલા મુસલમાનો અને સાચા મુઅમિનો.

મુશ્રિકોને સંબોધનની શરૂઆત મક્કામાં કરવામાં આવી અને મદીનામાં તેનો ક્રમ પૂરો કરવામાં આવ્યો. આ સંબોધનમાં તેમને ભારપૂર્વક ચેતવવામાં આવ્યા છે કે, તમે જીદ અને હઠાગ્રહપૂર્વક પોતાના પાયાવિહિન અજ્ઞાનતાપૂર્ણ વિચારોનો આગ્રહ સેવ્યો, ખુદા તઆલાને છોડી એ ઉપાસ્યો (મઅ્બૂદો) ઉપર વિશ્વાસ મૂકયો, જેમની પાસે કોઈ તાકાત નથી. અને ખુદાપાકના રસૂલને ખોટા ઠેરવી દીધા. હવે તમારો અંજામ એ જ આવશે, જે આ અગાઉ તમારા માર્ગે ચાલનારાઓનો આવી ચૂકયો છે. નબીને ખોટા ઠેરવી અને પોતાની કૌમના સૌથી સદાચારી વર્ગને જુલ્મનું લક્ષ્ય બનાવી તમે પોતાનું જ નુકસાન



કર્યું છે. આના પરિણામે તમારી ઉપર ખુદાપાકનો જે પ્રકોપ ઉતરશે, તેનાથી તમારા કૃત્રિમ (બનાવટી) ઉપાસ્યો તમને નહીં બચાવી શકે. આ ચેતવણી અને ડરામણી સાથે સમજાવટનું પાસુ પણ રહેલું છે. સમગ્ર સૂરહમાં ઠેર ઠેર યાદગીરી અને નસીહત પણ છે. અને શિર્કની વિરૂદ્ધ તથા તૌહીદ અને આખિરતની તરફેણમાં અસરકારક દલીલો પણ રજૂ કરવામાં આવી છે.

અમૂક તે મુસલમાનો, જેમણે ખુદાપાકની બંદગી તો અપનાવી લીધી, પરંતુ તેના માર્ગમાં કોઈ જોખમ વેઠવા તૈયાર ન હતા, તેમને સંબોધન કરતાં ભારે ઠપકો આપવામાં આવ્યો છે. તેમને કહેવામાં આવ્યું છે કે, રાહત, પ્રસન્નતા અને એશ-આરામ મળે, તો ખુદાપાકનું નામ લેતા રહો છો, પરંતુ જેવી જ ખુદાપાકના માર્ગમાં મુશ્કેલીઓ, મુસીબતો આવે અને મુશ્કેલીઓ સહન કરવી પડે, તો તમારા કદમ પાછા હટી જાય છે. જો કે તમે પોતાના આ વર્તનથી કોઈ એવી મુસીબત, નુકસાન કે દુઃખને ટાળી શકતા નથી, જે ખુદાપાકે તમારા ભાગ્યમાં લખી દીધા હોય.

ઈમાનવાળાઓને બે રીતે સંબોધવામાં આવ્યા છે : એક સંબોધનમાં તો તેઓ પોતે અને આરબના સામાન્ય લોકો પણ શામેલ છે. અને બીજા સંબોધનમાં ફક્ત ઈમાનવાળાઓને જ સંબોધન કરવામાં આવ્યું છે.

મક્કાના મુશ્રિકોના એ વર્તન બદલ પકડ કરવામાં આવી છે કે, તેમણે મુસલમાનો માટે મસ્જિદે હરામનો માર્ગ બંધ કરી દીધો છે. જો કે મસ્જિદે હરામ તેમની વ્યક્તિગત મિલ્કત નથી. અને તેમને કોઈને હજ્જથી રોકવાનો અધિકાર નથી. આના જ અનુસંધાનમાં મસ્જિદે હરામના ઈતિહાસનું વર્ણન કરી એક બાજુ એ બતાવવામાં આવ્યું છે કે, ઈબ્રાહીમ અલયહિસ્સલામે જ્યારે ખુદાપાકના હુકમથી આની રચના કરી, તો સૌ લોકોને હજ્જની જાહેર પરવાનગી આપી હતી. અને ત્યાં પહેલા દિવસથી સ્થાનિક નાગરિકો અને બહારથી આવનારાઓના હક્કો સમાન ઠેરવવામાં આવ્યા હતા. બીજી બાજુ એ બતાવવામાં આવ્યું છે કે, આ ઘરની રચના શિર્ક માટે નહીં પણ એકમાત્ર ખુદાપાકની બંદગી કરવા માટે કરવામાં આવી હતી. આ કેવો જુલ્મ છે કે, ત્યાં

એક ખુદાપાકની બંદગી ઉપર તો પ્રતિબંધ હોય અને મૂર્તિઓની પૂજા માટે પૂરેપૂરી આઝાદી !

આ સૂરતમાં મુસલમાનોને કુરૈશના જુલ્મનો જવાબ તાકાત દ્વારા આપવાની પરવાનગી આપવામાં આવી છે, અને સાથોસાથ તેમને એ પણ બતાવવામાં આવ્યું છે કે, જ્યારે તમને સત્તા પ્રાપ્ત થાય ત્યારે તમારૂં વર્તન કેવું હોવું જોઈએ અને પોતાના રાજ્યમાં તમારે ક્યા હેતુ માટે કાર્ય કરવું જોઈએ. આ વિશે સૂરતની વચ્ચે પણ હુકમો છે અને છેલ્લે પણ આદેશોનું વર્ણન છે. અંતમાં ઈમાનવાળાઓના જૂથ માટે ''મુસ્લિમ''ના નામની વિધિવત્ જાહેરાત કરીને ફરમાવવામાં આવ્યું છે કે, હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામના અસલ વારસદાર તમે છો, તમને દુનિયામાં લોકો સામે સાક્ષી આપવાના પદ ઉપર નિયુક્ત કરી લેવામાં આવ્યા છે. હવે તમારે નમાઝની સ્થાપના કરી, ઝકાત આપી, ભલાઈના કાર્યોનો હુકમ તથા બુરાઈઓથી રોકીને પોતાનું જીવન નમૂનારૂપ બનાવવું જોઈએ. અને અલ્લાહપાકના ભરોસે અલ્લાહપાકનો કલિમો બુલંદ કરવો જોઈએ.

# સૂરએ હજ્જ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**કિયામતના દિવસની ભયાનકતા :**

હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરો (અને તાબેદારી કરો.) બેશક, કિયામતનો ધરતીકંપ એક મહાન વસ્તુ છે. (૧) જે દિવસે તમે તે (ધરતીકંપ)ને જોશો (તે દિવસે) દરેક દૂધ પિવડાવનારી પોતાના દૂધ પીતા (બાળક)ને ભૂલી જશે અને દરેક ગર્ભવતી પોતાનું ગર્ભ (અધૂરૂં) પાડી નાખશે અને આપ લોકોને નશામાં (જેવા) જોશો, પણ તેઓ (ખરેખર) નશામાં હશે નહિ, પરંતુ અલ્લાહપાકનો અઝાબ સખ્ત જ છે. (૨)

**માનવી ક્યા મોઢે ખુદાપાક અને કિયામતનો ઈન્કાર કરે છે, તે પોતાની હસ્તી ઉપર વિચાર કરે :**

હે લોકો ! અગર તમે (કિયામતમાં) ફરી સજીવન થવા વિશે શંકામાં

હો, તો (વિચારો કે પ્રથમ) અમે તમને માટીથી બનાવ્યા, ફરી વીર્યથી, પછી જામેલા લોહીથી, ફરી સ્વરૂપ બનેલા માંસના લોચાથી અને સ્વરૂપ વિનાના લોચાથી કે જેથી અમે તમારી સમક્ષ (પોતાની કુદરત) જાહેર કરી દઈએ અને જેને અમે ચાહીએ છીએ તેને એક (નિર્માણ) થયેલી મુદત (પ્રસૂતિ) સુધી ગર્ભાશયમાં થોભાવી રાખીએ છીએ. ફરી એટલા સુધી (મોહલત આપીએ છીએ) કે પોતાની ભર જુવાનીએ પહોંચો, પણ તમારામાંથી અમુક (જલદી) મરણ પામે છે અને તમારામાંથી કોઈ નકામી ઉંમર (વૃદ્ધાવસ્થા) સુધી પહોંચાડી દેવામાં આવે છે કે, જેથી એક વસ્તુ સમજ્યા પછી તેને કંઈ સમજે નહિ અને (હે જોનાર !) પૃથ્વીને તું (એક વખત) સૂકી જુએ છે. પછી જ્યારે અમે તેના ઉપર પાણી વરસાવીએ છીએ ત્યારે તે તાજી થઈ જાય છે અને ઉપસી આવે છે. અને દરેક પ્રકારની રળિયામણી વસ્તુઓ ઉગાવી દે છે. (૫) આ (બધું) એ કારણથી થયું કે અલ્લાહપાક જ હસ્તીમાં કામિલ છે અને તે જ નિર્જીવોને સજીવન કરે છે અને તે જ દરેક વસ્તુ પર શક્તિમાન છે. (૬) અને એ (બધું આ કારણે થયું) કે કિયામત આવનાર છે. તેમાં જરાય શંકા નથી અને એ કે અલ્લાહપાક કબરવાળાઓને ઉઠાવશે. (૭)

શું આપે જોયું (જાણ્યું) નથી કે, અલ્લાહપાકને સૌ સિજદો કરે છે. જે કોઈ આકાશોમાં છે અને જે કોઈ પૃથ્વીમાં છે અને સૂર્ય તથા ચંદ્ર અને તારા તથા પર્વતો અને વૃક્ષો તથા પશુઓ અને ઘણા લોકો પણ અને ઘણાખરા (લોકો) એવા છે કે (તાબેદારી નહિ કરવાથી) તેઓના ઉપર અઝાબ નિર્માણ થઈ ચૂક્યો છે અને (સત્ય એ છે કે) અલ્લાહપાક જેને ઝલીલ કરે તેને કોઈ માન આપનાર નથી. બેશક, અલ્લાહપાક (હિકમત અનુસાર) જે ચાહે છે તે કરે છે. (૧૮)

**કઅબાનું નવનિર્માણ તૌહીદના આધારે, ન કે શિર્ક માટે :**

અને (તે વખતને યાદ કરો) જ્યારે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને કઅ્બહની જગ્યા બતાવી દીધી (અને) હુકમ (કર્યો) કે મારી સાથે કોઈને શરીક ન કરજો અને મારા આ ઘરને તવાફ કરનારા અને (નમાઝમાં) ઉભા રહેનારા

તથા રુકૂઅ-સિજદા કરનારાઓ માટે પવિત્ર રાખો. (૨૬) અને લોકોમાં હજ્જનું એલાન કરી દો કે (જેથી) લોકો આપની પાસે (હજ્જ માટે) ચાલ્યા આવે. પગે ચાલીને તેમજ (મુસાફરીથી) દુબળા થયેલા ઉંટો ઉપર પણ. જે દૂર દૂરના રસ્તાથી આવી પહોંચે. (૨૭) એટલા માટે (આવશે) કે તેઓ પોતાના ફાયદાના સ્થળો પર હાજરી આપે અને (એટલા માટે આવશે કે) નિર્માણ થયેલા અમુક દિવસોમાં અલ્લાહપાકે તેમને જે (ખાસ) ચોપગાં પશુઓ આપ્યા છે, તેના (ઝબહ કરવા) પર અલ્લાહપાકનું નામ પઢે. તો (હે મુસ્લિમો !) તેમાંથી પોતે ખાઓ અને બુરા હાલના મોહતાજને પણ ખવડાવો. (૨૮)

## જિહાદની પરવાનગીના કારણો અને સત્તા મળ્યા બાદની જવાબદારીઓ :

જે લોકો સાથે કાફિરો લડે છે તેમને (હવે લડાઈની) છૂટ મળી, કારણકે તેમના ઉપર જુલ્મ કરવામાં આવ્યો છે અને બેશક, અલ્લાહપાક તેઓની મદદ કરવાને સંપૂર્ણ શક્તિમાન છે. (૩૯) આ તે લોકો છે કે, જેમને પોતાના ઘરોથી વિના કારણે કાઢી મૂકવામાં આવ્યા, માત્ર આટલી જ વાત પર કે તેઓ કહે છે કે, અમારો પરવરદિગાર અલ્લાહપાક છે. અને જો અલ્લાહપાક લોકોને એકબીજાથી હટાવતો ન રહેત, તો (સન્યાસીઓના) મઠ અને (ઈસાઈઓના) ચર્ચો તથા (યહૂદીઓના) ઈબાદતખાના અને (મુસલમાનોની) મસ્જિદો જેમાં અલ્લાહપાકનું નામ ઘણું લેવામાં આવે છે, તે સઘળા તોડી પાડવામાં આવ્યા હોત અને જે કોઈ અલ્લાહપાક(ના દીન)ની મદદ કરશે, તેની અલ્લાહ તઆલા જરૂર સહાય કરશે. બેશક, અલ્લાહપાક બળવાન અને જોરાવર છે. (૪૦) આ એવા લોકો છે કે, જો અમે તેમને દુનિયામાં સત્તા આપીએ, તો તેઓ નમાઝની પાબંદી કરે તથા ઝકાત આપતા રહે અને (અન્યોને) પણ ભલા કામનો હુકમ કરે તેમજ બુરા કામથી રોકતા રહે અને સઘળા કામોનું પરિણામ તો અલ્લાહપાકના જ અધિકારમાં છે. (૪૧)



## નબી (સલ.)ની જવાબદારી :

(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, હે લોકો ! હું તો માત્ર તમારા માટે એક જાહેરી રીતે ડરાવનાર છું. (૪૯) તો જે લોકો (આ ડર સાંભળી) ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા, તેમના માટે ગુનાહોની બખ્શિશ અને ઈઝઝતની રોઝી (જન્નત) છે. (૫૦) અને જે લોકો અમારી આયતોને (જુઠાડી નબીને) હરાવવા માટે કોશિશ કરે છે, તેઓ જ દોઝખના રહીશો છે. (૫૧)

## આકાશને પૃથ્વી ઉપર તૂટી પડવાથી કોણે રોકી રાખ્યુ છે ?

અલ્લાહપાક ખરો (મઅ્બૂદ) છે, અને તેના સિવાય તેઓ જેની પૂજા કરે છે, તે તદ્દન બાતિલ છે. અને અલ્લાહપાક જ સર્વોપરી (તથા) મોટો છે. (૬૨) શું આપે આ નથી જોયું કે, અલ્લાહપાક આસમાનથી પાણી વરસાવે છે, જેથી જમીન લીલીછમ થઈ જાય છે ? બેશક, અલ્લાહપાક છૂપી યુક્તિઓ જાણનાર (અને) ખબર રાખનાર છે. (૬૩) જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ પૃથ્વીમાં છે, તે સૌ તેનું જ છે. અને બેશક, અલ્લાહ તઆલા એવો છે, જે કોઈનો મોહતાજ નથી (અને) વખાણપાત્ર છે. (૬૪) શું આપે આ નથી જોયું કે, જે કંઈ પૃથ્વીમાં છે, તેને અલ્લાહપાકે તમારા કાબૂમાં કરી દીધું છે. તેમજ વહાણોને પણ જે સમુદ્રમાં તેના હુકમથી ચાલે છે ! અને તે જ આકાશને પૃથ્વી પર તૂટી પડવાથી થોભાવી રાખે છે, પરંતુ તેના હુકમથી (હુકમ થશે તો પડી જશે). બેશક, અલ્લાહપાક લોકો પર અતિ માયાળુ (અને) મહા દયાળુ છે. (૬૫) અને તેણે જ તમને જિંદગી આપી, ફરી તે (વખતસર) મૌત આપશે. પછી સજીવન પણ કરશે. બેશક, ઈન્સાન બહુ નાકદરો છે. (૬૬)

## શિર્ક બાબતે જગતભરના માનવીઓને એક સાદુ ઉદાહરણ :

હે લોકો ! એક ઉદાહરણ વર્ણન કરવામાં આવે છે, તેને ધ્યાનપૂર્વક સાંભળો. એમાં કંઈ જ શંકા નથી કે, અલ્લાહપાકને છોડી તમે જે વસ્તુઓને પૂજો છો, તે ભલેને સૌ એકત્ર થઈ જાય, તો પણ કદાપિ એક માખ પણ પેદા



કરી શકતા નથી. અને જો માખ તેઓની પાસેથી કંઈ ખૂંચવી લઈ જાય તો તેઓ તે વસ્તુને તેની પાસેથી છોડાવી શકતા નથી. એવા પૂજક તથા પૂજ્ય અશક્ત છે. (૭૩) અલ્લાહપાકની જેવી તઅઝીમ કરવી જોઈએ, તેવી તેઓએ કરી નહિ. બેશક, અલ્લાહપાક મહા બળવાન અને જોરાવર છે. (૭૪)

# અલ-મુઅમિનૂન

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૨૩** **રૂકૂઅની સંખ્યા : ૦૬**

**નાઝિલ થવાનો ક્રમ : ૭૪** **આયતોની સંખ્યા : ૧૧૮**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

હઝરત ઉર્વહ બિન ઝુબૈરની એક રિવાયતથી માલૂમ પડે છે કે, આ સૂરતના ઉતરાણ પહેલા હઝરત ઉમર (રદી.) ઈમાન લાવી ચૂક્યા હતા. તેઓ હઝરત ઉમર (રદી.)નું આ કથન નોંધે છે કે, આ સૂરત તેમની સામે ઉતરી છે. તેઓ પોતે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર વહી (આકાશી વાણી) નાઝિલ થવાની સ્થિતિ છવાતાં જોઈ રહ્યા હતા, અને હુઝૂર (સલ.) જ્યારે આનાથી પરવાર્યા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, મારી ઉપર અત્યારે એવી દસ આયતો ઉતરી છે કે, જો કોઈ તેના ધોરણે પૂરો ઉતરી જાય તો ચોક્કસપણે જન્નતમાં જશે. ત્યાર બાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ સૂરતની શરૂઆતની આયતો સંભળાવી. *(અહમદ, તિરમિઝી, નસાઈ, હાકિમ)* અને એટલા જ માટે સૂરતનું નામ "મુઅમિનૂન" રાખવામાં આવ્યું છે.

આ સૂરતનો બુન્યાદી વિષય રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અનુસરણનું આમંત્રણ આપવાનો છે. અને સમગ્ર સૂરત આ જ વિષયની આસપાસ ફરે છે. વાણીની શરૂઆત આમ થાય છે કે, જે લોકોએ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વાત માની લીધી છે, તેમનામાં આવા આવા ગુણો પેદા થઈ રહ્યા છે. અને નિઃશંક, આવા જ લોકો દુનિયા અને આખિરતમાં

સફળતાને પાત્ર છે. અને મુઅમિનોને પણ પોતાના અંદર આ ગુણો કેટલા પ્રમાણમાં છે, તેના વિશે વિચારવાની તક આપી વધુ સારી રીતે આ ગુણો ઉપર ઉતરવાનું પ્રોત્સાહન અપાય રહ્યું છે.

ત્યાર પછી માનવી, આકાશ, પૃથ્વી, વનસ્પતિ અને પ્રાણીઓના સર્જન અને સૃષ્ટિની બીજી નિશાનીઓ તરફ ધ્યાન દોરવામાં આવ્યુ છે. આનો આશય એ વાત ગળે ઉતારવાનો છે કે, આપ અલયહિસ્સલામ તમને તૌહીદ અને આખિરતની જે હકીકતો માનવાનું કહે છે, તેના સત્ય હોવા અંગે તમારૂં પોતાનું અસ્તિત્વ અને આ સમગ્ર સૃષ્ટિનું તંત્ર (વ્યવસ્થા) સાક્ષી આપી રહ્યુ છે.

પછી નબીઓ અલયહિમુસ્સલામ અને તેમની ઉમ્મતોના કિસ્સા શરૂ કરવામાં આવ્યા છે. આ કિસ્સાના સ્વરૂપમાં કેટલીક વાતો લોકોને સમજાવવામાં આવી છે.

પહેલું એ કે, આજે તમે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આમંત્રણ અંગે જે શંકાઓ અને વાંધાઓ ઉઠાવી રહ્યા છો, તે નવા નથી. અગાઉ પણ દુનિયામાં જે નબીઓ (અલૈ.) આવ્યા હતા અને જેમને તમે પોતે પણ અલ્લાહપાકના મોકલેલા માનો છો, તેમની સૌની સામે પણ તેમના જમાનાના અજ્ઞાન લોકોએ આ જ વાંધાઓ ઉઠાવ્યા હતા.

બીજું એ કે, આખિરત વિશે હઝરત મુહમ્મદ  જે શિક્ષણ આપી રહ્યા છે, એ જ શિક્ષણ દરેક યુગના નબીઓ (અલૈ.)એ આપ્યું છે. એના કરતાં કોઈ અલગ નિરાળી વસ્તુ હાલમાં રજૂ કરવામાં નથી આવી રહી, જે દુનિયાએ અગાઉ કદી ન સાંભળી હોય.

ત્રીજું એ કે, જે કૌમોએ નબીઓ (અલૈ.)ની વાત જ ન સાંભળી અને તેમનો વિરોધ કરતા રહ્યા, તેમનો છેવટે નાશ થઈને રહ્યો.

ચોથું એ કે, ખુદાપાકના તરફથી દરેક યુગમાં એક જ દીન (ધર્મ) આવતો રહ્યો છે. અને તમામ નબીઓ (અલૈ.) એક જ વાતની દઅવત દેનાર લોકો હતા. એ એક માત્ર દીન સિવાય દુનિયામાં જે વિવિધ ધર્મો તમે જોઈ રહ્યા

છો, તે બધા લોકોએ ઘડી કાઢયા છે. આ પૈકી કોઈપણ અલ્લાહ તઆલાની તરફથી નથી.

આ કિસ્સાઓ પછી લોકોને એ બતાવવામાં આવ્યું છે કે, દુન્યવી સમૃદ્ધિ, ધન-સંપત્તિ, સંતાન, વૈભવ અને નોકર-ચાકર, શક્તિ અને સત્તા વગેરે વસ્તુઓ કોઈ વ્યક્તિ કે જૂથના સીધા માર્ગ ઉપર હોવાની ચોક્કસ નિશાનીઓ નથી. તેને એ વાતનો પુરાવો ગણાવી શકાય નહીં કે, અલ્લાહપાક તે વ્યક્તિ કે જૂથ પર મહેરબાન છે. આવી જ રીતે કોઈનું ગરીબ કે કફોડી પરિસ્થિતિમાં હોવું પણ એ વાતનો પુરાવો નથી કે, ખુદાપાક તેના વલણથી નારાજ છે. ખુદાપાકને ત્યાં પ્રિય કે ક્રોધપાત્ર હોવાનો મૂળ આધાર જે વસ્તુઓ ઉપર છે, તે કોઈપણ વ્યક્તિનું ઈમાન, અલ્લાહપાકનો ડર અને પ્રમાણિકતા છે.

આના પછી મક્કાવાસીઓને હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના નબી હોવા અંગે વિવિધ વિષયો અને પાસાઓ દ્વારા સંતુષ્ટ કરવાની કોશિશ કરવામાં આવી. ત્યાર પછી તેમને બતાવવામાં આવ્યુ છે કે, તમારી ઉપર આ જે દુકાળ પડયો છે, તે એક ચેતવણી છે. તેને જોઈ તમે સુધરો અને સીધા માર્ગે આવી જાઓ તો સારૂ છે. જો આમ નહીં કરો તો તે આના કરતાં વધુ સખત સજા આપશે.

ત્યાર પછી નવેસરથી એ નિશાનીઓ તરફ તેમનું ધ્યાન દોરવામાં આવ્યુ છે, જે સૃષ્ટિ અને ખુદ તેમના અસ્તિત્વમાં મૌજૂદ છે. કહેવાનો આશય એ છે કે, આંખો ઉઘાડીને જુઓ કે તૌહીદ અને મૃત્યુ પછીના જીવનની જે હકીકત અંગે આ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તમને ચેતવી રહ્યા છે, તેની સાક્ષી આપતી નિશાનીઓના સાચા અને ખરા હોવાનો પુરાવો તમારી બુદ્ધિ અને સ્વભાવ નથી આપતા ?

ત્યાર પછી નબીએ અકરમ (સલ.)ને સૂચના આપવામાં આવી છે કે, આ લોકો તમારી વિરૂદ્ધ ગમે તેટલું ખરાબ વલણ અપનાવે, તમે પોતાનો બચાવ ન્યાયી રીતે જ કરજો. શયતાન ક્યારેય તમને તથા તમારા અનુયાયીઓને ઉત્તેજી બૂરાઈનો જવાબ બૂરાઈથી આપવા તૈયાર ન કરે.



અંતે સત્યના વિરોધીઓને આખિરતની પૂછપરછથી ડરાવી ચેતવણી આપવામાં આવી છે કે, સત્યના આમંત્રણ અને તેના અનુયાયીઓ સાથે તમે જે કાંઈ કરી રહ્યા છો, તેનો સખત હિસાબ તમારી પાસેથી લેવામાં આવશે.

# સૂરએ મુઅ્મિનૂન

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**સફળ મુસલમાનના ઉમદા ગુણો :**

અલબત્ત, તે ઈમાનવાળા (અઝાબથી) છૂટકારો પામ્યા, (૧) જેઓ પોતાની નમાઝમાં ડરનાર છે (૨) અને જેઓ નકામી બાબતથી અળગા રહેનારા છે (૩) અને જેઓ ઝકાત આપતા રહે છે (૪) અને જેઓ પોતાની શર્મગાહની (હરામથી) સંભાળ રાખે છે; (૫) પરંતુ પોતાની પત્ની-ઓથી અથવા પોતાની લોંડીઓથી, કેમકે (એમાં) તેમના ઉપર કંઈ પકડ નથી. (૬) પછી જે કોઈ એના સિવાય (સ્ત્રીઓ વ્યભિચાર માટે) શોધે, તો તેઓ જ હદથી વધી જનારા છે. (૭) અને જેઓ પોતાની (પાસેની) અમાનતોને અને પોતાના કરારોને જાળવી રાખે છે (૮) અને જેઓ પોતાની (ફર્ઝ) નમાઝોની કાળજી રાખે છે. (૯) એવા જ લોકો વારિસ થનારા છે. (૧૦) જેઓ (શીતળ છાયાના બગીચાઓ) ફિરદૌસના વારિસ થશે (અને) તેઓ તેમાં જ સદા રહેશે. (૧૧)

**માનવીની હકીકત :**

અને અમે ઈન્સાન (હઝ. આદમ અલૈ.)ને માટીના સત્વથી બનાવ્યો છે. (૧૨) પછી અમે તેને વીર્યબિંદુ બનાવીને એક સુરક્ષિત સ્થળ (ગર્ભાશય)માં રાખ્યો. (૧૩) પછી અમે તે વીર્યબિંદુને જામેલું લોહી બનાવ્યું. ફરી તે જામેલા લોહીથી માંસનો લોચો બનાવ્યો. ફરી તે લોચા(ના અમુક ભાગ)થી હાડકાં બનાવ્યા. ફરી તે હાડકાં પર માંસ ચઢાવી દીધું. ફરી અમે (તેમાં પ્રાણ નાખી) તેને એક નવા જ સ્વરૂપમાં બનાવી દીધો. તો અલ્લાહ તઆલાની કેવી મોટી શાન છે, જે સૌથી બેહતર બનાવનાર છે ! (૧૪)



ફરી તમે એના પછી જરૂર મૃત્યુ પામશો. (૧૫) પછી તમે કિયામતના દિવસે (પુનઃ) સજીવન કરવામાં આવશો. (૧૬)

### માનવી ઉપર ખુદાઈ મહેરબાનીઓ :

અને અમે તમારા ઉપર સાત આકાશ બનાવ્યા છે. અને અમે સૃષ્ટિ (મખ્લૂક)થી બેખબર નથી. (૧૭) અને અમે આકાશથી માપસર પાણી વરસાવ્યું. પછી અમે તેને (અમુક મુદ્દત) જમીનમાં થોભાવી રાખ્યું અને અમે (જેમ વરસાવવા શક્તિમાન છીએ તેમ) તેને લઈ જવા ઉપર (પણ) શક્તિમાન છીએ. (૧૮) ફરી તે (પાણી) વડે અમે તમારા માટે ખજૂર અને દ્રાક્ષના બગીચા ઉત્પન્ન કર્યા, જેમાં તમારા માટે ઘણા ફળો (ઉત્પન્ન થાય) છે અને તેમાંથી તમે ખાઓ પણ છો. (૧૯) અને (તે પાણી વડે) એક ઝાડ પણ (ઝયતૂનનું ઉગાવ્યું) કે જે તૂરે સીનામાં (બહુ) પેદા થાય છે, જે (માલિસ કરવાના) તેલ સહિત તથા ખાનાર માટે સાલનના ઉપયોગ તરીકે ઉગે છે. (૨૦) અને તમારા માટે પશુઓમાં પણ વિચારવાની બાબત છે કે, તે પશુઓના પેટમાંની વસ્તુથી અમે તમને (દૂધ) પિવડાવીએ છીએ. વળી, તમારા માટે તે પશુઓમાં (બીજા પણ) ઘણા લાભો છે, અને તેમાંથી કેટલાકને તમે ખાઓ પણ છો (૨૧) અને તે પશુઓ પર તથા વહાણો પર તમો સવાર (પણ) થાઓ છો. (૨૨)

### ખરા મુસલમાનના દિલની કૈફીયત :

બેશક, જે લોકો પોતાના પરવરદિગારના ખૌફથી ડરતા રહે છે (૫૭) અને જે લોકો પોતાના પરવરદિગારની આયતો પર યકીન રાખે છે (૫૮) અને જે લોકો પોતાના પરવરદિગારની સાથે કોઈને શરીક કરતા નથી (૫૯) તથા જે લોકો પોતે જે કંઈ (દાન તરીકે) આપે છે, તેમાં તેમના દિલ આ વાતથી ડરતા રહે છે કે, તેઓ પોતાના પરવરદિગારની પાસે પાછા જનાર છે. (૬૦) આ લોકો જ ભલાઈઓને ઉતાવળથી લે છે અને તેઓ જ તે (બન્ને જહાનના લાભો) તરફ દોડી રહ્યા છે. (૬૧)

## આકાશ પાતાળની ચોકસાઈપૂર્વક સઘળી વ્યવસ્થા કોણ સંભાળી રહ્યું છે ?

અને તે (અલ્લાહપાક) એવો છે, જેણે તમારા માટે કાન અને આંખો તથા દિલ બનાવ્યા, (પણ) તમે બહુ જ થોડો આભાર માનો છો. (૭૮) અને તેણે જ તમને પૃથ્વીમાં ફેલાવી રાખ્યા છે અને તમે તેના જ તરફ (કિયામતમાં) એકઠા થઈ જશો. (૭૯) અને તે એવો છે, જે જિવાડે છે અને મૃત્યુ આપે છે અને રાત તથા દિવસમાં વધઘટ કરવું તેનું જ કામ છે. તો શું તમે (એટલું પણ) સમજતા નથી ? (૮૦) વાત એમ છે કે, એ લોકો તો તેવું જ કહી રહ્યા છે, જેવું કે આગલા (કાફિર) લોકો કહ્યા કરતા હતા. (૮૧) (એટલે) એમ કહે છે કે શું જ્યારે અમે મરણ પામીશું ને માટી તથા હાડકાં થઈ જઈશું ત્યારે શું અમે ફરી સજીવન થઈ ઉઠીશું ? (૮૨) આ વાયદો તો અમને તથા અમારા બાપદાદાને પહેલાંથી જ થતો આવ્યો છે, (પણ) એ તો કંઈ નથી. માત્ર આગલાઓથી ચાલતી આવતી કલ્પિત વાર્તા છે. (૮૩) આપ પૂછો કે પૃથ્વી તથા જે કંઈ તેમાં છે, તે કોનું છે. જો તમે જાણતા હો (તો બતાવો ?) (૮૪) તેઓ ઝટ બોલી ઉઠશે કે, સઘળું અલ્લાહપાકનું જ છે. આપ ફરમાવી દો કે, પછી તમે વિચારતા કેમ નથી ? (૮૫) (તેઓને) આપ પૂછો કે સાતેવ આકાશોનો માલિક અને મહાન અર્શનો ધણી કોણ છે ? (૮૬) તેઓ ઝટ કહેશે કે (એ તો) અલ્લાહ તઆલાના જ છે. (ત્યારે) આપ ફરમાવી દો કે, પછી તમે (તેનાથી) ડરતા કેમ નથી ? (૮૭) આપ પૂછો કે દરેક વસ્તુનો અધિકાર કોના હાથમાં છે ? અને તે (ચાહે તેને) બચાવી લે છે, પણ તેનાથી કોઈ બચાવી શકતું નથી. જો તમે જાણતા હો તો બતાવો ? (૮૮) હવે પણ તેઓ અલ્લાહ તઆલાને જ માટે બતાવશે. આપ ફરમાવી દો કે, ફરી તમારા પર ક્યાંથી જાદૂ થઈ જાય છે ? (૮૯) બલ્કે અમે તેઓને સત્ય વાત પહોંચાડી છે અને ખરેખર તેઓ જૂઠા જ છે. (૯૦) અલ્લાહપાકે ન તો કોઈને પુત્ર બનાવ્યો છે અને ન તેની સાથે કોઈ બીજા મઅ્બૂદ છે. જો એમ હોત તો દરેક મઅ્બૂદ પોતાની મખ્લૂકને (ભાગ પાડી) જુદી કરી લેત અને એકબીજા પર

ચઢાઈ કરત. એ લોકો (અલ્લાહપાક વિશે) જે કંઈ વર્ણન કરે છે તેથી અલ્લાહ તઆલા પાક છે. (૯૧) તે ગુપ્ત અને જાહેરનો જાણકાર છે. તો તેઓના શિર્કથી તે બહુ ઉચ્ચતર છે. (૯૨)

**કિયામતમાં નાફરમાનોનું કોઈ બહાનું ચાલશે નહીં :**

પછી જ્યારે સૂર ફૂંકવામાં આવશે, તો તે દિવસે તેઓની વચ્ચે સગપણ(ની લાગણી) નહિ હોય અને કોઈ એકબીજાને પૂછશે પણ નહિ. (૧૦૧) પછી જેનું (ઈમાનનું) પલ્લું ભારે થશે, તો તે લોકો જ સફળ થનાર છે. (૧૦૨) અને જેનું પલ્લું હલકું થશે (એટલે તે કાફિર હશે) તો તે લોકો જ એવા છે, જેઓએ પોતાનું નુકસાન કર્યું (અને) તેઓ સદા જહન્નમમાં જ રહેશે. (૧૦૩) આગ તેઓના ચહેરાઓને બાળી મૂકશે અને તેમાં તેઓ કદરૂપા થઈ જશે. (૧૦૪) (પછી પૂછવામાં આવશે કે) શું તમને (દુનિયામાં) મારી આયતો પઢી સંભળાવવામાં આવતી ન હતી ? છતાં તમે તેને જૂઠાડ્યા કરતા હતા. (૧૦૫) તેઓ અરજ કરશે કે, હે અમારા પરવરદિગાર ! અમારા દુર્ભાગ્યે અમને ઘેરી લીધા હતા અને અમે ગુમરાહ લોકો હતા. (૧૦૬) હે અમારા પરવરદિગાર ! એમાંથી અમને કાઢી લે. હવે જો અમે બીજી વખત એવું કરીએ તો બેશક, અમે પૂરા ગુનેહગાર થઈએ. (૧૦૭) અલ્લાહપાક ફરમાવશે કે, એમાં જ મરદૂદ થઈ પડ્યા રહો અને મારી સાથે વાત જ ન કરો. (૧૦૮) મારા બંદાઓમાં એક સમૂહ (ઈમાનદારોનો) હતો, જેઓ દુઆ કર્યા કરતા હતા કે, હે અમારા પરવરદિગાર ! અમે ઈમાન લાવ્યા. માટે તું અમને માફ કર અને અમારા ઉપર દયા કર અને તું સૌ દયાળુઓથી (વધુ) બેહતર છે. (૧૦૯) તો તમે તેઓને મશ્કરીઓમાં લીધા, એટલે સુધી કે તેમની પાછળ મારી યાદ પણ ભૂલી ગયા અને તમે તેમના ઉપર હસતા જ રહ્યા. (૧૧૦) આજે મેં તેમને તેમના સબર કરવાનો એ બદલો આપ્યો કે તેઓ જ સફળ થનાર છે. (૧૧૧)

**શું આ સમગ્ર તંત્ર રમકડા સમાન છે ? :**

શું તમે એમ ધારી લીધું હતું કે, અમે તમને રમત તરીકે બનાવ્યા છે.



અને આ (માન્યતા) કે તમે અમારી પાસે પાછા નહિ આવો ? (૧૧૫) તો અલ્લાહ તઆલા બહુ ચઢિયાતો છે. જે સાચો બાદશાહ છે, તેના સિવાય કોઈ મઅ્બૂદ નથી. (તે) ઈઝઝતવાળા અર્શનો માલિક છે. (૧૧૬) અને જે કોઈ અલ્લાહપાકની સાથે બીજા કોઈ મઅ્બૂદને પુકારે કે જે(ના પૂજ્ય હોવા)ની કોઈપણ સનદ તેની પાસે નથી, તો તેનો હિસાબ તેના પરવરદિગારની પાસે છે. બેશક, કાફિરો મુક્ત થનાર નથી. (૧૧૭) અને આપ એમ દુઆ કર્યા કરો કે, હે મારા પરવરદિગાર ! મને માફ કર અને (મારા પર) દયા કર અને તું સૌ દયાળુઓથી બેહતર છે. (૧૧૮)

# સૂરએ નૂર

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૨૪ | રૂકૂઅની સંખ્યા : ૦૯ |
| નાઝિલ થવાનો ક્રમ : ૧૦૨ | આયતોની સંખ્યા : ૬૪ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો બુન્યાદી વિષય સમાજમાંથી બેહયાઈ અને બુરાઈને રોકવી તથા પાકદામની (ચારિત્ર્ય શુધ્ધિ)ની વેગવાન બનાવવા માટેની જરૂરી હિદાયતો, આદેશો અને માર્ગદર્શન આપવાનું છે. આગલી સૂરતના પ્રારંભમાં મુઅમિનોની જે વિશિષ્ઠતા દર્શાવી હતી, તેમાં પોતાની શર્મગાહની રક્ષા કરવાનું વર્ણન હતું. હવે આ સૂરતમાં તેના વિશે આદેશો અને માર્ગદર્શનોનું વર્ણન કરવામાં આવ્યુ છે. આના અનુસંધાનમાં કોઈ ભોળી, પાકદામન સ્ત્રી ઉપર વ્યભિચારનો આરોપ લગાડવાનો ગુનોહ તથા સમાજમાં તેના દુષપરિણામો વિશે ચેતવવામાં આવ્યા છે. તથા ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા રદી. ઉપર મુનાફિકોના સરદાર તથા તેના ચેલાઓ તરફથી જે ગલત આક્ષેપો કરવામાં આવ્યા હતા, તેનું ઘણી જ સરસ અને સરળ દલીલોથી ખંડન કરી સમાજની જવાબદારીઓ વિશે મુસ્લિમોને સભાન-સજાગ કર્યા છે. તથા આક્ષેપો કરનારાને સખ્ત અઝાબ-સજાની ધમકી



આપવામાં આવી છે. સાથે સ્ત્રીઓના પરદાના આદેશ અને બીજાના ઘરે જવાની પરવાનગીના આદેશોનું પણ વર્ણન છે.

મુનાફિકો તરફથી આ આક્ષેપ કરવાનું કારણ એ હતું કે, તેમના સાથી મક્કાના મુશ્રિકો તથા યહૂદીઓ મુસ્લિમો સામે દલીલો અને યુદ્ધના મેદાન બન્નેવમાં હાર ખાઈ નિરાશ થઈ ગયા હતા. હવે જાહેરી દષ્ટિએ તેઓ લાચાર થઈ ગયા હતા. તો શયતાને તેમના દિલમાં એક નવો તુક્કો પેદા કર્યો કે, મુસ્લિમોમાં નૈતિકતા (અખ્લાક) અને ચારિત્ર્યહિનતાની જૂઠી વાતો ફેલાવી તેમના દરમ્યાન ફાટફૂટ પડાવો. પરંતુ અલ્લાહપાકે આ સૂરત એવા અંદાજ અને દલીલબદ્ધ શૈલીથી રજુ કરી અને મુસ્લિમોને એવા શાનદાર આદેશો આપ્યા કે, વ્યભિચાર તરફ લઈ જતા બધા જ ચોર દરવાઝાઓ બંધ કરી દીધા. સાથે આક્ષેપ કરનારાઓને પણ ખુલ્લા પાડી દીધા.

❋ વ્યભિચાર જે અગાઉ સામાજિક ગુનો ઠરાવી દેવામાં આવ્યો હતો. *(સૂરહ નિસાઅ, આયત-૧૫,૧૬)* તેને હવે ફોજદારી ગુનો ઠરાવીને તેની સજા સો (૧૦૦) કોરડા ઠરાવવામાં આવી.

❋ જે વ્યક્તિ બીજી વ્યક્તિ ઉપર વ્યભિચારનો આરોપ મૂકે અને પછી પુરાવામાં ચાર સાક્ષીઓ ન લાવે, તેના માટે ૮૦ કોરડાની સજા ઠરાવવામાં આવી.

❋ પતિ જો પત્ની ઉપર તહોમત મૂકે, તો તેના માટે લિઆનનો નિયમ ઠરાવવામાં આવ્યો.

❋ હઝરત આયશા (રદી.) ઉપર મુનાફિકો દ્વારા જે આક્ષેપ મૂકવામાં આવ્યો, તેને રદિયો આપતાં આ આદેશ આપવામાં આવ્યો કે, કોઈ માણસ વિરૂદ્ધ ગમે તે તહોમત મૂકવામાં આવે તે માની ન લો. અને ન તો તેને સમાજમાં ફેલાવો. આ પ્રકારની અફવાઓ જો ફેલાયેલી હોય તો તેને દબાવી દઈ તેનો પ્રતિકાર કરવો જોઈએ. એમ નહીં કે એકના મોઢેથી સાંભળી બીજાને કહેવા માંડે. આના અનુસંધાનમાં આ વાત એક સૈદ્ધાંતિક હકીકતના રૂપમાં સમજાવવામાં આવી કે, શુદ્ધ પુરૂષનો સબંધ શુદ્ધ સ્ત્રી

સાથે જ થઈ શકે છે. દુરાચારી સ્ત્રીની રીતભાત સાથે તેનો સ્વભાવ થોડા દિવસ પણ મેળ ન ખાઈ શકે. અને આવું જ શુદ્ધ સ્ત્રી માટે પણ છે કે, તેનો આત્મા શુદ્ધ પુરૂષ સાથે જ મેળ ખાઈ શકે, દુરાચારી સાથે નહીં. આનાથી હઝરત આયશા (રદી.)ના સદાચારી અને પાકદામન હોવાનું પણ સાબિત થઈ ગયુ.

❃ જે લોકો બેહૂદા સમાચારો અને ખોટી અફવાઓ ફેલાવે અને મુસ્લિમ સમાજમાં નિર્લજ્જતાને પ્રચલિત કરવા માટે પ્રયત્ન કરે, તેમના વિશે બતાવવામાં આવ્યું કે, તે લોકો પ્રોત્સાહનને લાયક નહીં, પણ સજાને પાત્ર છે.

❃ આ સામાન્ય નિયમ ઠરાવવામાં આવ્યો કે, મુસ્લિમ સમાજમાં સામૂહિક સબંધોનો આધાર અરસપરસ સારા અભિપ્રાય ધરાવવા ઉપર હોવો જોઈએ. દરેક વ્યક્તિને નિર્દોષ માનવામાં આવે, જ્યાં સુધી તેનો દોષ પુરવાર ન થઈ જાય. એમ નહીં કે દરેકને દોષિત માની લેવામાં આવે. જ્યાં સુધી કે તેની નિર્દોષતા પુરવાર ન થઈ જાય.

❃ લોકોને સામાન્ય સુચના આપવામાં આવી કે, એકબીજાના ઘરોમાં નિઃસંકોચ ન ઘૂસી જાવ, બલ્કે પરવાનગી લઈને જાવ.

❃ સ્ત્રીઓ અને પુરૂષોને નજરો બચાવવાનો હુકમ આપવામાં આવ્યો અને એકબીજાને ધારી ધારીને જોવા કે છૂપી નજરોથી જોવાની મનાઈ કરી દેવામાં આવી.

❃ સ્ત્રીઓને આ પણ હુકમ આપવામાં આવ્યો કે, બહાર નીકળે ત્યારે પોતાના સાજ-શણગાર છુપાવે. એટલું જ નહીં, બલ્કે અવાજ ઉત્પન્ન થાય એવા ઘરેણાં પહેરીને નીકળે નહીં.

❃ સમાજમાં સ્ત્રીઓ અને પુરૂષોના કુંવારા રહેવાની પદ્ધતિ અપ્રિય ઠરાવી અને હુકમ આપવામાં આવ્યો કે, અપરિણીત હોય તેમના વિવાહ કરવામાં આવે. ગુલામ સ્ત્રીઓ અને પુરૂષોને પણ અપરિણીત રહેવા દેવામાં ન આવે. કેમકે અપરણિત રહેવુ નિર્લજ્જતા (બેહયાઈ) પેદા



કરનાર અને નિર્લજ્જતા તરફ લઈ જનાર છે. એકલો માણસ કંઈ નહીં તો છેવટે બૂરા સમાચાર સાંભળવા અને ફેલાવવામાં રસ લેવા માંડે છે.

❋ ગુલામ સ્ત્રીઓ અને પુરૂષોની આઝાદી માટે માર્ગ નક્કી કરવામાં આવ્યો. અને માલિકો ઉપરાંત બીજાઓને પણ હુકમ આપવામાં આવ્યો કે, ગુલામ સ્ત્રી-પુરૂષોની આઝાદી માટે પૈસે-ટકે મદદ કરે.

❋ ગુલામ સ્ત્રીઓ પાસે વેશ્યાવૃત્તિ કરાવવા ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. આરબ પ્રદેશમાં આ ધંધો ગુલામ સ્ત્રીઓ પાસે જ કરાવવાની પ્રથા હતી. આથી આની ઉપર મનાઈ હુકમ હકીકતમાં વેશ્યાવૃત્તિ ઉપર કાનૂની પ્રતિબંધ હતો.

❋ કૌટુંબિક રહેણીકરણીમાં ઘરના નોકરો (ગુલામ-બાંદી) અને સગીર બાળકો માટે આ નિયમ ઠરાવવામાં આવ્યો કે, તેઓ એકાંતના સમય દરમિયાન (અર્થાત્ સવાર, બપોર અને રાતના સમયે) ઘરના કોઈપણ સ્ત્રી-પુરૂષના ઓરડામાં અચાનક ઘૂસી ન જાય. સંતાન સુદ્ધાંને પરવાનગી લઈને આવવાની ટેવ પાડવામાં આવે.

❋ ઘરડી સ્ત્રીઓને આ છૂટ આપવામાં આવી કે, જો તેઓ પોતાના ઘરમાં માથે ઓઢે નહીં તો કોઈ વાંધો નથી. પરંતુ હુકમ આપવામાં આવ્યો કે, તબર્રુજ (અર્થાત્ સાજ-શણગાર કરી પ્રદર્શન કરવા)થી બચે. ઉપરાંત તેમને નસીહત કરવામાં આવી કે, ઘડપણમાં પણ જો તેઓ માથે ઓઢે તો તે બહેતર છે.

❋ આંધળા, લંગડા-લૂલા અને રોગીઓને આ છૂટ આપવામાં આવી કે તેઓ ખાવાની કોઈ વસ્તુ કોઈના ત્યાંથી વિના પરવાનગીએ ખાઈ લે તો તેને ચોરી અને વિશ્વાસઘાત ગણવામાં નહીં આવે. તે માટે તેમની સામે કોઈ પગલાં પણ લેવામાં નહીં આવે.

❋ નજીકના સગાઓ અને ગાઢ મિત્રોને એ હક્ક આપવામાં આવ્યો કે, તેઓ એકબીજાના ઘરે વિના પરવાનગીએ ખાઈ પણ શકે છે, અને આ



એવું જ છે, જેવું તેઓ પોતાના ઘરમાં ખાઈ શકે છે. આવી રીતે સમાજની વ્યક્તિઓને એકબીજાથી વધુ નજીક કરી દેવામાં આવ્યા. અને તેમની વચ્ચેથી અપરિચિતતાના પડદા હટાવી દેવામાં આવ્યા. જેથી અરસપરસ પ્રેમ વધે અને પરસ્પરની નિખાલસતા દ્વારા એ તિરાડો પૂરાઈ જાય, જેનાથી કોઈ ફિત્નાખોર ફૂટ પડાવી શકે છે.

આ હુકમો સાથે જ મુનાફિકો અને મુઅમિનોના એ મુખ્ય ગુણો વર્ણવી દેવામાં આવ્યા, જેથી દરેક મુસલમાન આ જાણી શકે કે સમાજમાં નિખાલસ ઈમાનવાળા કોણ છે, અને મુનાફિક કોણ ?

આ બધી ચર્ચામાં સૌથી મુખ્ય બાબત જે જોવાની છે, તે આ છે કે આખી સૂરએ નૂરમાં એ કડવાશ નથી, જે શરમજનક અને બેહૂદા હુમલાઓના જવાબમાં પેદા થતી હોય છે. એક તરફ એ પરિસ્થિતિ જુઓ, જેમાં આ સૂરત ઉતરી છે. અને બીજી તરફ સૂરતના વિષયો અને વર્ણનશૈલી જુઓ. આટલી ઉશ્કેરણીજનક સ્થિતિમાં કેવી શાંતિથી કાનૂન ઘડવામાં આવી રહ્યા છે, સુધારક આદેશો આપવામાં આવી રહ્યા છે, ડહાપણયુક્ત હુકમો આપવામાં આવી રહ્યા છે. અને શિક્ષણ તથા શિખામણની જવાબદારી અદા કરવામાં આવી રહી છે. આના ઉપરથી માત્ર આ જ બોધ મળતો નથી કે આપણે ફિત્નાખોરીનો સામનો કરવામાં સખતમાં સખત ઉશ્કેરણીના પ્રસંગે પણ કેવી રીતે ઠંડા કલેજે પરિણામ ઉપર વિચાર કરી ઉદારતા અને ડહાપણથી કામ લેવું જોઈએ,

બલ્કે આના ઉપરથી એ વાતનો પુરાવો પણ મળે છે કે, આ લખાણ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું પોતાનું લખેલું નથી. કોઈ એવી સર્વશક્તિમાન મહાન હસ્તીનું જ ઉતારેલું છે, જે ઘણી જ ઉંચી જગ્યાએ (ઉંચા દરજ્જા)થી મનુષ્યની પરિસ્થિતિ અને તેની બાબતોને જોઈ રહી છે. અને પોતે આ પરિસ્થિતિ અને તેની બાબતોથી અસર પામ્યા વિના શુદ્ધ માર્ગદર્શન આપવાની ફરજ બજાવી રહી છે.





# સૂરએ નૂર

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**પવિત્ર સ્ત્રીઓ ઉપર વ્યભિચારનો આક્ષેપ લગાડનારની સજા :**

અને જે લોકો પવિત્ર સ્ત્રીઓ પર (વ્યભિચારની) તોહમત મૂકે, ફરી (તે વિશે) તેઓ ચાર પુરૂષ સાક્ષી ન લાવી શકે, તો તેમને એંસી કોરડા મારો અને કદી પણ તેમની કોઈ સાક્ષી માન્ય રાખો નહિ અને એ લોકો જ (આખિરતમાં પણ શિક્ષાને પાત્ર છે. કેમકે) નાફરમાન છે, (૪) પરંતુ જેમણે એ પછી તૌબા કરી લીધી અને સુધરી ગયા, તો બેશક, અલ્લાહ તઆલા મોટો બખ્શનાર (અને) દયાળુ છે. (૫)

**લોકોના ઘરોમાં પ્રવેશવાના કાયદાઓ-પરવાનગીઓ :**

હે ઈમાનવાળાઓ ! તમે પોતાના (ખાસ) ઘરો સિવાય (બીજા) કોઈ ઘરમાં દાખલ ન થાઓ. જ્યાં સુધી કે પરવાનગી ન મેળવો અને તે ઘરવાળાઓ પર સલામ ન કરી લો. એ (પરવાનગી લેવું) તમારા માટે બેહતર છે (અને આ વાત એટલા માટે બતાવી) કે જેથી તમે ખ્યાલ રાખો. (૨૭) ફરી જો તે (ઘરો)માં તમને કોઈ ન જણાય તો (પણ) તેમાં ન જાઓ, જ્યાં સુધી કે તમને પરવાનગી ન મળે અને જો તમને એ જવાબ મળે કે (હમણાં) પાછા જાઓ, તો તમે પાછા ચાલ્યા આવો. એ જ વાત તમારા મટો પવિત્રતર છે. અને તમે જે કંઈ કરો છો, તેને અલ્લાહ તઆલા જાણે છે. (૨૮) તમારા ઉપર એવા ઘરોમાં દાખલ થવાનો કંઈ ગુનોહ નથી, જ્યાં કોઈ રહેતુ ન હોય (અને) તેમાં તમારો કંઈ સામાન હોય અને અલ્લાહ તઆલા તેને જાણે છે, જે કંઈ તમે જાહેર કરો છો અને જે કંઈ છુપાવો છો. (૨૮)

જે મકાનમાં ખાસ રીતે કોઈ રહેતું નથી, બલ્કે પબ્લિક મકાન છે, જેમકે મુસાફિરખાનું, ધર્મશાળા, મસ્જિદ, મદ્રસા, ખાનકાહ વગેરે, તો અગર તેવા મકાનમાં તમારી કોઈ ચીજ હોય અથવા થોડા દિવસ તેમાં ઉતરવાની જરૂર હોય તો ત્યાં જવા માટે પરવાનગીની જરૂર નથી. આ



હુકમો તમારી સઘળી છુપી અને જાહેર હાલતોની રિઆયત રાખી ફિત્ના-ફસાદના દરવાજા બંધ કરવા ખાતર આપ્યા છે. તો એ જ હેતુથી અમલ કરો. વળી, આ પરવાનગીનો હુકમ પરાયા લોકોનો છે. ઘરવાળાઓ જેમ કે લોંડી-ગુલામ અને અવલાદ એ સૌને દરેક વખત પૂછવાની જરૂર નથી, પરંતુ ખાસ ત્રણ વખતોમાં જેનું વર્ણન આ સૂરતની છેવટમાં આવે છે.

## સ્ત્રી-પુરૂષે નજરો નીચી રાખવી તથા પરદાના નિયમો :

(હે નબી સલ. !) ઈમાનવાળા પુરૂષોને ફરમાવી દો કે, પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે. એમાં તેમના માટે વધારે સફાઈ છે. બેશક, અલ્લાહપાક તેને જાણે છે, જે કંઈ લોકો કરતા રહે છે. (૩૦) અને (એવી જ રીતે) ઈમાનવાળી સ્ત્રીઓને ફરમાવી દો કે, પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે અને પોતાના શણગાર(ની જગ્યાઓ) જાહેર ન થવા દે, પરંતુ તેમાંથી જે ભાગ(નું દરેક વખત છુપાવવું અશક્ય હોવાથી ઘણું કરી તે) ખુલ્લાં રહે છે. અને તેણીઓને જોઈએ કે પોતાની ઓઢણીઓ પોતાની છાતી પર નાખી રાખે અને પોતાના શણગાર(ની જગ્યાઓ જાહેર) ન થવા દે, પરંતુ પોતાના પતિઓની આગળ અથવા પોતાના પિતા અથવા પોતાના પતિના પિતા અથવા પોતાના દીકરા અથવા પોતાના પતિના પુત્રો અથવા પોતાના ભાઈઓ અથવા પોતાના ભત્રીજા અથવા પોતાના ભાણેજોની આગળ અથવા પોતાની (સ્વધર્મી) સ્ત્રીઓ અથવા પોતાની લોંડીઓ અથવા મર્દોમાંથી તે કામકાજ કરનારા જેમનું શહવત તરફ કંઈ જ ધ્યાન ન હોય તેમની આગળ અથવા એવા છોકરાઓ આગળ જેમને હજુ સ્ત્રીઓના ભેદની માહિતી નથી અને સ્ત્રીઓ (ચાલવામાં) પોતાના પગ જોરથી મૂકે નહિ કે જેથી તેણીઓનું છૂપું ઘરેણું જણાઈ આવે. અને હે ઈમાનવાળાઓ ! તમે સૌ અલ્લાહપાકની આગળ તૌબા કરો, કે જેથી તમે ભલાઈ મેળવો. (૩૧)

## જેમના લગ્ન ન થયા હોય તેમના લગ્ન કરાવી દો :

અને તમારામાં જે ધણી વિનાની સ્ત્રીઓ હોય, તેણીઓના તથા તમારા

ગુલામો અને લોંડીઓમાંથી જે (નિકાહના) લાયક હોય તેમના પણ નિકાહ કરી આપો. જો તેઓ ગરીબ હશે તો અલ્લાહપાક પોતાની કૃપાથી તેમને માલદાર કરી દેશે અને અલ્લાહપાક ગુંજાઈશવાળો સઘળું જાણનાર છે. (૩૨) અને જેમને નિકાહના સાધન (મહર તથા ખોરાકી-પોશાકી) મળતાં નથી, તેઓ પોતાને થોભાવી રાખે. એટલે સુધી કે અલ્લાહપાક પોતાની કૃપાથી (ચાહે તો) તેમને ગની કરી દે.

## અલ્લાહપાકના નૂરથી જ સમગ્ર જગત રોશન છે :

અલ્લાહ તઆલા આકાશો અને પૃથ્વીને નૂર આપનાર છે. તેના નૂરની મિસાલ (મુઅમિનના દિલમાં) એવી છે, જાણે એક તાક (ગોખલો) છે, જેમાં એક દીવો હોય (અને) તે દીવો કાચના ફાનસમાં (મૂક્યો) હોય (અને) તે કાચનુ ફાનસ એવું સાફ (હોય) જાણે એક ચમકતો તારો. (વળી,) તે દીવો એક બરકતવાળા ઝાડ(ના તેલ)થી રોશન કરવામાં આવે છે, જે ઝયતૂન(નું ઝાડ) છે. તે નથી પૂર્વ તરફ કે નથી પશ્ચિમ તરફ. એવું લાગે છે કે, તેનું તેલ જો કે તેને આગ અડી ન હોય છતાં (બેહદ સફાઈથી પોતાની મેળે જ) સળગી ઉઠશે. (ફરી જો સળગી ઉઠે) તો પ્રકાશ પર પ્રકાશ છે. (અને) અલ્લાહપાક પોતાના આ નૂર સુધી જેને ચાહે છે તેને માર્ગ દેખાડી આપે છે. અને અલ્લાહપાક લોકોના (સમજવા) માટે દાખલા બયાન કરે છે અને અલ્લાહપાક દરેક વસ્તુને ખૂબ જાણે છે. (૩૫)

મતલબ કે અલ્લાહ તઆલાથી જ આકાશ અને પૃથ્વીની રોનક અને આબાદી છે. અલ્લાહપાકની મદદ ન હોય તો સઘળુ વેરાન થઈ જાય. સઘળી મખ્લૂકને હસ્તીનું નૂર તેના તરફથી જ મળ્યું છે. ચંદ્ર, સૂર્ય, તારા, ફરિશ્તા, નબીઓ, વલીઓમાં જે જાહિરી કે બાતિની નૂર અને પ્રકાશ છે, તે તેના જ નૂરના ખજાનામાંથી મળેલું છે. હિદાયતની જે ઝલક કોઈને પહોંચે છે, સર્વોપરી બારગાહથી જ પહોંચે છે.

એમ તો અલ્લાહપાકના નૂરથી આખા જગતની હસ્તી છે, પરંતુ દીનદાર મુઅમિનોને ખુદાઈ નૂરથી હિદાયત અને મઅ્રિફતનો જે ખાસ હિસ્સો

મળે છે તેની મિસાલ એવી સમજો, જાણે મુઅમિનનું શરીર એક ગોખલા સમાન છે, જેના અંદર એક તારા સમાન ચળકતા કાચના ફાનસરૂપી દિલ છે. જેનો સબંધ ઉપરના આલમ સાથે છે. તે કાચના ફાનસમાં મઅરિફત અને હિદાયતનો દીવો બળે છે. તે એવા સ્વચ્છ તેલથી સળગે છે, જે ઘણા જ મુબારક ઝયતૂનના ઝાડથી નીકળે છે અને ઝયતૂન પણ એવું જેને પૂર્વ કે પશ્ચિમ તરફ કંઈ આડ નથી. એટલે કે ખુલ્લા મેદાનમાં છે. જેથી સવાર-સાંજ પૂરો તડકો પહોંચવાથી તેલ અતિ સરસ લાગે છે. સારાંશ કે તેનું તેલ એવું નિર્મળ અને સ્વચ્છ છે કે, સળગાવતાં પહેલાં જ પોતે સળગી ઉઠશે. તો આ તેલથી મુરાદ હિદાયત અને તૌફીકનું નૂર છે, જે અલ્લાહપાકના તરફથી મુઅમિનને શરૂઆતથી જ મળ્યુ હતું. સાર એ થયો કે મુઅમિનના દિલનું ફાનસ ઘણું જ સાફ હોય છે અને અલ્લાહ તઆલાની તૌફીકના નૂરથી તેમાં હક વાત કબૂલ કરવાની એટલી બધી લાયકાત છે કે જાણે પોતે જ રોશન થઈ જવા તૈયાર છે. તેવી હાલતમાં જ્યાં જરા પણ આગ પહોંચી એટલે નબીની સોહબત અથવા કુર્આનની રોશની તેની સાથે લાગી કે એકદમ ભડકો થઈને નૂર પર નૂર થઈ ગયું.

**કાફિરોના પ્રકારો પ્રમાણે બે દાખલાઓ :**

અને જે લોકો કાફિર છે, તેઓની કરણી એવી છે જાણે ઝાંઝવાંવાળી રેતી કે તરસ્યો તેને (દૂરથી) પાણી સમજે છે એટલે સુધી કે જ્યારે તેની પાસે પહોંચ્યો ત્યારે (જે સમજ્યો હતો) તેને કંઈ પણ ન જોયું અને અલ્લાહપાક(ના અઝાબ)ને પોતાની પાસે જોયો. ફરી તેણે તે(ની ઉંમર)નો હિસાબ પૂરો ચૂકવી દીધો અને અલ્લાહપાક બહુ જલ્દી હિસાબ કરી લેનાર છે. (૩૯) અથવા તે (કરણીઓ) એવી છે કે જાણે ઘણા ઉંડા સમુદ્ર માંહેના અંધકારો કે તેને એક ભારે મોજાએ ઢાંકી લીધો હોય. (વળી) તે (મોજા)ના ઉપર બીજુ મોજું (હોય અને) તેના ઉપર વાદળ હોય. (સારાંશ કે) એકના ઉપર એક અંધકારો જ છે. (એવી હાલતમાં) અગર કોઈ પોતાનો હાથ કાઢે (અને તેને જોવા ચાહે) તો તેનું દેખાવું સંભવિત જ નથી અને જેને અલ્લાહ (હિદાયતનો) પ્રકાશ આપે નહિ તેને માટે ક્યાંય પ્રકાશ નથી. (૪૦)



કાફિરો બે પ્રકારના છે : એક તે લોકો, જેઓ અલ્લાહપાકના દીનનો ઈન્કાર કરી પોતાના ખોટા અકીદહ મુજબ કંઈક સારા કામ પણ કરે છે. જો કે કુફ્રના કારણે અલ્લાહપાકને ત્યાં તે કબૂલ થતાં નથી, છતાં પોતાને સવાબ મળવાની આશા રાખે છે. આ આયતમાં એવાઓની જ મિસાલ બતાવી કે બપોરના વખતે રણમાં ઝાંઝવાની રેતીને પાણી સમજી દોડ્યા, પણ પાણી મળ્યું નહિ અને આખરે મરી ગયા. તો આખિરતમાં ખુદાઈ દરબારથી તેમને પોતાના ગુનાહોની શિક્ષા મળી. બીજા તે કાફિરો છે કે જે તદ્દન દુનિયામાં ડૂબેલા છે. તેઓની મિસાલ આગલી આયતમાં ફરમાવી કે, તેઓની પાસે તો રેતીનો ચળકાટ પણ નથી, બલ્કે તદ્દન અંધકારોમાં સપડાઈ રહ્યા છે.

## વરસાદની પ્રક્રિયા અને પશુઓ-પ્રાણીઓના પ્રકારો, અલ્લાહપાકની રહમત-કુદરતની નિશાનીઓ :

શું તમને ખબર નથી કે અલ્લાહપાક વાદળોને ચાલતાં ફરે છે. ફરી તેમને આપસમાં મેળવી દે છે. પછી તેમને પડ ઉપર પડ બનાવી દે છે. પછી આપ વરસાદને જુઓ છો કે તે (વાદળ)ના વચમાંથી નીકળે છે અને તે જ વાદળથી એટલે તેના પહાડ જેવા ટુકડાઓમાંથી કરા વરસાવે છે. ફરી ચાહે તેના (જાન અથવા માલ) ઉપર તેમને નાખે છે અને ચાહે તેનાથી તેને હટાવે દે છે. એવું લાગે છે કે, તેની વીજળીનો ઝબકારો આંખોને ઝડપી લેશે. (૪૩) અલ્લાહપાક રાત અને દિવસને બદલતો રહે છે. બેશક, એ (સૌ)માં સમજદારો માટે (તવહીદ તરફ) લક્ષ આપવાનો મોકો છે. (૪૪) અને અલ્લાહપાકે દરેક પ્રાણીને પાણીથી બનાવ્યું. પછી તેઓમાંથી કેટલાક એવા છે, જે પોતાના પેટના બળે ચાલે છે અને તેઓમાંથી કેટલાક એવા છે, જે બે પગો પર ચાલે છે. અને તેમાંથી કેટલાક એવા છે, જે ચાર (પગ) પર ચાલે છે. અલ્લાહપાક જે ચાહે તે બનાવે છે. બેશક, અલ્લાહપાક દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છે. (૪૫) અલબત્ત, અમે (સત્યને) સ્પષ્ટ રીતે બતાવનાર આયતો મોકલી અને અલ્લાહપાક જેને ચાહે છે, તેને (જન્નતની) સીધી રાહ પર ચલાવે છે. (૪૬)





### કોઈના ઘરે જવાની પરવાનગીમાં નાના બાળકો માટે પણ નિયમો

હે ઈમાનવાળાઓ ! (તમારી પાસે આવવા માટે) તમારા ગુલામો-બાંદીઓ તથા તમારામાંથી જે (બચ્ચાં) જુવાનીના લગભગ પહોંચ્યા નથી, તેમણે ત્રણ વખતોમાં તમારાથી પરવાનગી લેવી જોઈએ. સવારની નમાઝ પહેલાં અને બપોરે જ્યારે (આરામ માટે) તમે પોતાના (અમુક) કપડાં ઉતારી મૂકો છો અને ઈશાંની નમાઝ પછી આ ત્રણે તમારા પરદાના વખત છે. એ વખતો સિવાય તમારા ઉપર કે તેમના ઉપર (પરવાનગી નહિ લેવામાં) કોઈ ગુનોહ નથી. (કારણકે) તમારી એકબીજાની પાસે આવ-જા થયા જ કરે છે. એવી જ રીતે અલ્લાહપાક તમારા માટે હુકમોને સ્પષ્ટ બયાન કરે છે અને અલ્લાહપાક સઘળુ જાણનાર (અને) હિકમતવાળો છે. (૫૮) અને જ્યારે તમારામાંના છોકરા જુવાનીની હદ પર પહોંચે તો તેમણે પણ તેવી જ રીતે પરવાનગી લેવી જોઈએ, જેવી કે એમનાથી આગલા (મોટા માણસો) પરવાનગી લે છે. એવી જ રીતે અલ્લાહપાક તમારા માટે પોતાના હુકમો સ્પષ્ટ બયાન કરે છે. અને અલ્લાહપાક સઘળુ જાણનાર (અને) હિકમતવાળો છે. (૫૯)




**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૨૫** | **રૂકૂઅની સંખ્યા : ૦૬** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૪૨** | **આયતોની સંખ્યા : ૭૭** |

### ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત મક્કા મુકર્રમહમાં ઉતરી છે. એનો બુન્યાદી હેતુ ઈસ્લામના પાયાના સ્થંભ સમા અકીદાઓને દલીલોથી સાબિત કરવા સાથે એ શંકાઓ અને વાંધાઓની ચર્ચા કરવામાં આવી છે, જે કુર્આન શરીફ અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની નબુવ્વત અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દ્વારા રજૂ કરવામાં આવેલ શિક્ષણ ઉપર



મક્કાના કાફિરો દ્વારા રજૂ કરવામાં આવતા હતા. એ દરેકનો ચોક્કસ જવાબ આપવામાં આવ્યો છે. અને સાથો-સાથ ઈસ્લામથી વિમુખ થવાના માઠા પરિણામ પણ સાફ-સાફ બતાવવામાં આવ્યા છે. અંતમાં સૂરએ મુઅમિનૂનની જેમ ઈમાનવાળાઓના નૈતિક ગુણોની રૂપરેખા દોરી સામાન્ય લોકો સમક્ષ મૂકી દેવામાં આવી છે કે, ઈસ્લામની દઅવતના પરિણામે આ સિફાત (ગુણો) ધરાવતા લોકો સમાજમાં તૈયાર થાય છે. તથા કિયામત સુધીના ઈમાનવાળાઓને આદેશ આપવામાં આવી રહ્યો છે કે, તમારી નૈતિકતા (અખ્લાક) આ ગુણો આધારિત હોવી જોઈએ. જો તમારા અંદર ઉપરોક્ત ગુણોનો અભાવ કે ઉણપ હોય તો તેને પૂર્ણ કરવાની કોશિશ કરવામાં આવે.

# સૂરએ ફુરકાન

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**મૂર્તિઓ નફા-નુકસાન અને જીવન-મરણની માલિક નથી, બલ્કે પોતાની પણ માલિક નથી :**

તે (અલ્લાહપાક)ની મહાન બરકત છે, જેણે પોતાના ખાસ બંદા (મુહમ્મદ સલ. !) પર ફેંસલાની કિતાબ ઉતારી કે જેથી તે સઘળા જહાન-વાળાઓને ડરાવનાર થાય. (૧) એવો (અલ્લાહપાક) કે જેના માટે આકાશો અને પૃથ્વીની બાદશાહત છે. અને તેણે ન કોઈને (પોતાની) અવલાદ બનાવી અને ન તે બાદશાહતમાં તેનો કોઈ ભાગીદાર છે અને દરેક વસ્તુને તેણે જ બનાવી. ફરી તે દરેકનો જુદો જુદો અંદાજો રાખ્યો, (૨) પણ લોકોએ તેના સિવાય બીજા એવા મઅ્બૂદ બનાવી લીધા કે જે કોઈ વસ્તુના ઉત્પન્નકર્તા નથી, અને (બલ્કે) તેઓ ખૂદ ઉત્પન્ન કરવામાં આવેલા છે. અને તેઓ પોતાને માટે કોઈ નુકસાન (ટાળવા)ના માલિક નથી કે (નથી) કોઈ ભલાઈના (માલિક) અને (કોઈના) મરણના માલિક નથી કે નથી જીવનના કે નથી કોઈના (કિયામતમાં) ફરી સજીવન કરવાના. (૩)

**દરેક વસ્તુનો પડછાયો તથા રાત-દિવસ, હવા-પાણી (ખારૂ-મીઠુ) વગેરેમાં અલ્લાહપાકની યાદ :**

શું આપે પોતાના પરવરદિગારની (કારીગરી) તરફ નથી જોયું કે તેણે કેવી રીતે પડછાયાને ફેલાવ્યો છે. અને જો તે ચાહત તો તેને (એક જ સ્થિતિ પર) થોભાવી રાખત. ફરી અમે સૂર્યને તેની (વધઘટની) નિશાની બનાવ્યો. (૪૫) ફરી અમે તેને અમારા તરફ ધીમે ધીમે ખેંચી લીધો. (૪૬) અને તે જ (અલ્લાહપાક) છે, જેણે તમારા માટે રાતને પરદાની વસ્તુ અને નિંદ્રાને આરામની વસ્તુ બનાવી અને દિવસને ઉઠી નીકળવા માટે બનાવ્યો. (૪૭) અને તે તે જ છે, જેણે પોતાની રહમત (વરસાદ)થી પહેલાં ખુશખબર લાવનાર હવાઓ ચલાવી અને અમે આકાશથી પવિત્ર કરનાર પાણી વરસાવ્યું, (૪૮) કે જેથી તે વડે મરેલા (સૂકા) પ્રદેશને જીવતો કરીએ. અને અમે તેને અમારી મખ્લૂકમાંથી ઘણા પશુઓ તથા ઘણા માણસોને પિવડાવીએ. (૪૯) અને તે (પાણી)ને અમે તે લોકોની વચ્ચે અનેક રીતે વહેંચી નાખીએ છીએ કે જેથી તેઓ વિચાર કરે, છતાં ઘણાખરા લોકો નાશુક્રી (કુફ્ર) કર્યા વિના રહેતા નથી. (૫૦) અને જો અમે ચાહત તો દરેક વસ્તીમાં એક એક પયગમ્બર મોકલી આપત. (૫૧) માટે આપ કાફિરોની વાત માનશો નહિ અને તે (કુર્આન) વડે બહુ સખ્તીથી તેઓનો મુકાબલો કરો. (૫૨) અને તે જ (અલ્લાહપાક) છે, જેણે બે દરિયાઓને (એકબીજાથી) મળેલાં વહેતા કર્યા, જેમાં એક મીઠો તૃપ્ત કરનાર અને બીજો ખારો કડવો છે. અને તે બન્નેની વચ્ચે (પોતાની કુદરતથી) એક પરદો તથા મજબૂત આડ બનાવી દીધી. (૫૩) અને તે તે જ છે, જેણે મનુષ્યને પાણી (વીર્ય)થી બનાવ્યો. ફરી તેને કુટુંબવાળો તથા સાસરીવાળો બનાવ્યો અને આપનો પરવરદિગાર સઘળું કરી શકે છે. (૫૪)

**રહમાનના બંદાઓની અખ્લાકી સિફતો (ગુણો) :**

**નમ્રતાઈ, લડાઈથી દૂર રહેવુ, માફી, સદાચાર, રાત્રી ઈબાદતો, ગુનાહોથી તૌબા તથા સખાવત, ઈબાદતોમાં મધ્યમ માર્ગ અપનાવવો,**



## વ્યભિચાર, ખૂન અને બેહુદા કામોથી દૂર રહેવું :

અને રહમાનના (ખાસ) બંદા તે છે, જેઓ પૃથ્વી પર ધીમા પગે ચાલે છે. અને જ્યારે તેમનાથી નાદાન લોકો (અજ્ઞાનતાની) વાત કરવા લાગે છે, ત્યારે કહે છે કે, સાહેબ સલામત. (૬૩) અને તે લોકો જેઓ પોતાના પરવરદિગારની આગળ સિજદા અને કિયામની હાલતમાં રાતો ગુજારે છે. (૬૪) અને તે લોકો, જેઓ દુઆ માંગે છે કે, હે અમારા પરવરદિગાર ! અમારાથી જહન્નમના અઝાબને દૂર રાખ. બેશક, તેનો અઝાબ પૂરેપૂરી બરબાદી છે. (૬૫) બેશક, તે દોઝખ બૂરૂં ઠેકાણું અને બૂરૂં રહેઠાણ છે. (૬૬) અને તે લોકો જ્યારે ખર્ચ કરે છે, તો (ગુનાહના કામમાં) નકામો ખર્ચ કરતા નથી અને ન (સવાબના કામમાં) ઓછો ખર્ચ કરે છે અને તેમનો ખર્ચ એની વચ્ચે મધ્યમસર હોય છે. (૬૭) અને તે લોકો કે જેઓ અલ્લાહ તઆલાની સાથે બીજા કોઈ મઅ્બૂદને પૂજતા નથી અને જે(ના કતલ કરવા)ને અલ્લાહપાકે હરામ કર્યું છે, તેને કતલ કરતા નથી, પરંતુ હક પર અને વ્યભિચાર કરતા નથી અને જે કોઈ એવા કામ કરે, તે ગુનાહમાં જઈ પડ્યો. (૬૮)

અને તે (ખાસ બંદા)ઓ બેહુદા કામોમાં ભાગ લેતા નથી અને કદાચ અયોગ્ય કામો આગળથી પસાર થાય તો સહનશીલતાથી નીકળી જાય છે. (૭૨) અને તે લોકો કે જ્યારે તેમને અલ્લાહપાકના હુકમો વડે નસીહત કરવામાં આવે છે, તો તે હુકમો પર આંધળા-બહેરા બની પડતા નથી, (બલ્કે ધ્યાન દઈ સાંભળે છે). (૭૩) અને તે લોકો કે જેઓ દુઆ માંગતા રહે છે કે, હે અમારા પરવરદિગાર ! અમારી પત્નીઓ તથા અવલાદ તરફથી અમને આંખોની ઠંડક આપ અને અમને પરહેઝગારોના આગેવાન બનાવી દે. (૭૪) આ (સદ્‌ગુણી) લોકોને પોતાના (દીન તથા નેકી પર) અડગ રહેવાના કારણે (જન્નતમાં) હવેલીઓના ઝરૂખાઓનો બદલો મળશે અને ત્યાં (ફરિશ્તા) દુઆ તથા સલામ કહેતાં તેમના સ્વાગત માટે આવશે. (૭૫) તેમાં તેઓ સદા રહેશે. તે કેવું સરસ ઠેકાણું અને રહેઠાણ છે. (૭૬)



# અશ્-શુઅરા

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૨૬ રૂકૂઅની સંખ્યા : ૧૧

નાઝિલ થવાનો ક્રમ : ૪૭ આયતોની સંખ્યા : ૨૨૭

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરહની આયત ૨૨૪ **"વશ્શુઅરાઉ યત્તબિઉહુમુલ-ગાવૂન"** ઉપરથી સૂરતનું નામ લેવામાં આવ્યું છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મક્કી જીવનનો તે તબક્કો હતો, જ્યારે મક્કાના કાફિરો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ઈસ્લામ પ્રચારનો સામનો જૂઠી દલીલબાજી અને ઈન્કાર દ્વારા કરતા રહ્યા હતા. અને આ માટે જાતજાતના બહાના કાઢતા રહેતા હતા. ક્યારેક કહેતા કે તમે અમને કોઈ નિશાની શા માટે દેખાડી નહીં ? પછી અમને કેવી રીતે વિશ્વાસ બેસે કે તમે નબી છો. ક્યારેક આપને કવિ અને જ્યોતિષ ઠેરવી આપના શિક્ષણ અને શિખામણને વાતોમાં કાઢી નાખવાની કોશિશ કરતા. અને ક્યારેક એમ કહી આપના મિશનને ઉતારી પાડતા કે આપના અનુયાયીઓ તો થોડાક મૂર્ખ યુવકો છે અથવા તો અમારા સમાજના નીચલા વર્ગના લોકો છે. જો આ શિક્ષણમાં કોઈ દમ હોત તો કૌમના બુદ્ધિવાન લોકો અને સરદારો આને સ્વીકારી લેત. નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આ લોકોને બુદ્ધિગમ્ય દલીલો સાથે એમની માન્યતાની ભૂલ અને તૌહીદ તથા આખિરતની સત્યતા સમજાવતા હતા.

દસમા રૂકૂઅ સુધી જે વિષય સળંગ વર્ણવવામાં આવ્યો છે, તે આ છે કે, સત્ય સમજનારા માટે તો ખુદાપાકની ધરતી ઉપર દરેક દિશામાં નિશાનીઓ ફેલાયેલી છે. જેને જોઈને તે હકીકતને સમજી શકે છે, પરંતુ હઠધર્મીઓ ક્યારેય કોઈ વસ્તુ જોઈને ઈમાન નથી લાવ્યા, ન સૃષ્ટિની નિશાનીઓ જોઈને અને ન તો નબીઓ અલયહિમુસ્સલામના મુઅજિઝા-

ચમત્કાર જોઈને. તેઓ તો હંમેશા એ સમય સુધી પોતાની અજ્ઞાનતા ઉપર અડગ રહ્યા છે, જ્યાં સુધી ખુદાપાકની આપત્તિ (અઝાબ)એ આવી તેમને ઝડપી ન લીધા. આના જ અનુસંધાનમાં આગલા નબીઓની વિવિધ કૌમોના અહેવાલ રજૂ કરવામાં આવ્યા છે. જેમણે આ જ પ્રમાણે હઠાગ્રહ કર્યો હતો, જે મક્કાના કાફિરો કરી રહ્યા હતા.

અલ્લાહ તઆલાની તૌહીદની નિશાનીઓ બે પ્રકારની છે : એક પ્રકારની નિશાનીઓ એ છે, જે ખુદા તઆલાની ધરતી ઉપર ચારે બાજુ ફેલાયેલી છે. જેને જોઈ કોઈપણ બુદ્ધિશાળી વ્યક્તિ જાણી શકે છે કે, નબી જે વસ્તુ તરફ બોલાવી રહ્યા છે, તે સાચી છે કે નહીં ? બીજા પ્રકારની નિશાનીઓ એ છે, જે ફિરઔન અને તેની કૌમે તથા હઝરત નૂહ અલયહિસ્સલામની કૌમે જોઈ, આદ અને સમૂદે જોઈ. હઝરત લૂત અલયહિસ્સલામની કૌમ અને અયકાવાળા (વનપ્રદેશી)ઓએ જોઈ. હવે આ નિર્ણય ખુદ કાફિરોએ કરવાનો છે કે, તેઓ ક્યા પ્રકારની નિશાની જોવા માંગે છે ?

દરેક જમાનામાં કાફિરોનું માનસ એક સમાન રહ્યુ છે. એમની દલીલો તથા તેમના ઉઠાવેલા વાંધા પણ સરખા હતા. ઈમાન ન લાવવા માટેના બહાના સરખા હતા અને છેવટે તેમનો અંત પણ સરખો જ આવ્યો. આનાથી ઉલટું, દરેક જમાનામાં નબીઓ અલયહિમુસ્સ્લામનું શિક્ષણ સમાન હતું. એમના ચારિત્ર્ય, અકીદાઓ અને નીતિમત્તા એકસમાન હતા. પોતાના વિરોધીઓ સામે દલીલ કરવાની શૈલી અને સૌની સાથે અલ્લાહપાકની કૃપા પણ એકસમાન હતી. આ બન્નેવ નમૂના ઈતિહાસમાં મૌજૂદ છે. કાફિરો પોતે જોઈ શકે છે કે, પોતાનું ચિત્ર ક્યા નમૂનાને મળતુ આવે છે. અને મુહમ્મદ (સલ.)માં ક્યા નમૂનાના ચિહ્નો દેખાય છે ?

ત્રીજી વાત જે અનેકવાર દોહરાવવામાં આવી છે, તે એ છે કે, ખુદાપાક જબરદસ્ત શક્તિશાળી અને બળવાન છે તથા દયાળુ પણ છે. ઈતિહાસમાં તેના કોપ (ગુસ્સા)ના દાખલા પણ મૌજૂદ છે. અને કૃપાના પણ. હવે લોકોએ પોતે જ નક્કી કરવાનું છે કે, પોતાને તેની કૃપાને પાત્ર બનાવવા માંગે છે કે કોપના પાત્ર ?



છેલ્લા રૂકૂઅમાં આ ચર્ચાનું સમાપન કરતાં કહેવામાં આવ્યું છે કે, તમે જો નિશાનીઓ જ જોવા માંગતા હોવ તો શા માટે એ ભયાનક નિશાનીઓ જોવાનો આગ્રહ કરો છો, જે નાશ પામેલી કૌમોએ જોઈ છે. આ કુર્આનને જુઓ, જે તમારી પોતાની ભાષામાં છે. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જુઓ, આપના સાથીઓને જુઓ. શું આ વાણી કોઈ શયતાન કે જિન્નાતની વાણી હોઈ શકે છે ? શું આના રજૂ કરનાર તમને જ્યાતિષ લાગે છે ? શું હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને એમના સહાબીઓ તમને એવા જ લાગે છે, જેવા કવિ અને તેમના સાથીઓ હોય છે ? તમારા પોતાના આત્માને ઢંઢોરી-તપાસીને જુઓ કે, તે શું ગવાહી આપે છે. જો તમે દિલમાં જાણો છો કે, જ્યોતિષ અને કવિતા સાથે આને દૂરનો પણ સબંધ નથી, તો પછી આ પણ જાણી લો કે, તમે જુલ્મ કરી રહ્યા છો. અને જાલિમો જેવા જ પરિણામ તમે પણ પામશો.

શાઈરો (કવિઓ)ના વર્ણનને આધારે સૂરતનું નામ "અશ્શુઅરાઅ્" રાખવામાં આવ્યુ છે.

# સૂરએ શુઅ્રા

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**શિર્ક અને તૌહીદ બાબતે હઝ. ઈબ્રાહીમ (અલૈ.)ની સ્પષ્ટ દલીલો અને પોતાની હાજતો પણ અલ્લાહપાકથી જ માંગવી :**

અને (હે નબી સલ. !) આપ તે (મક્કાવાસી)ઓને ઈબ્રાહીમ (અલૈ.)નો કિસ્સો સંભળાવી દો. (૬૯) જ્યારે કે તેમણે પોતાના બાપ તથા તેમની કૌમને કહ્યું કે, તમે કોને પૂજો છો ? (૭૦) તેઓએ કહ્યું કે, અમે મૂર્તિઓને પૂજીએ છીએ અને સદા તેમની પાસે બેસી રહીએ છીએ. (૭૧) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, જ્યારે તમે તેને પુકારો છો, ત્યારે શું તેઓ તમારી વાત સાંભળે છે ? (૭૨) અથવા તમને કંઈ લાભ કે હાનિ પહોંચાડે છે ? (૭૩) તેઓ બોલ્યા : નહિ, પણ અમે અમારા વડીલોને એમ જ કરતાં જોયા છે. (૭૪) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, શું તમે જુઓ છો કે, જેને તમે પૂજતા



રહો છો, (૭૫) તમે અને તમારા આગલા બાપદાદાઓ પણ. (૭૬) ખરેખર, તેઓ તો મારા દુશ્મન છે, પરંતુ કુલ જહાનનો પરવરદિગાર (મારો દોસ્ત છે,) (૭૭) જેણે મને પેદા કર્યો છે. અને તે જ મને (સીધો) માર્ગ દેખાડે છે. (૭૮) અને જે મને ખવડાવે છે તથા પિવડાવે છે. (૭૯) અને જ્યારે હું માંદો પડું છું તો તે જ મને સાજો કરે છે. (૮૦) અને જે મને (વખત આવે) મૃત્યુ આપશે. ફરી (કિયામતમાં) મને સજીવન કરશે. (૮૧) અને જેનાથી મને આશા છે કે, ઈન્સાફના દિવસે મારી ભૂલ (કદાચ થઈ હોય તો) માફ કરી દેશે. (૮૨) હે મારા પરવરદિગાર ! મને જ્ઞાન-બુદ્ધિ અર્પણ કર તેમજ મને (મહાન દરજ્જાના) સદાચારીઓ (નબીઓ)માં શામિલ કર. (૮૩) અને પાછળ આવનારાઓમાં મારા માટે ભલાઈનું વર્ણન ચાલુ રાખ. (૮૪) અને મને નેઅમતના બગીચા (જન્નતના વારિસો)માંથી કર. (૮૫) અને મારા બાપને માફ કર કે તે ગુમરાહીમાં છે. (૮૬) અને જે દિવસે સૌ સજીવન થઈ ઉઠશે, તે દિવસે મને રૂસ્વા ન કરજો. (૮૭) જે દિવસે કે ન દૌલત કામ આવશે અને ન ઔલાદ; (૮૮) પરંતુ જે કોઈ પાક દિલ લઈને અલ્લાહપાકની હુજૂરમાં આવ્યો હશે. (૮૯)

## શયતાનના સાથીઓ કોણ છે ? તથા શાઈરોનો ભૂંડો હાલ :

શું હું તમને ખબર આપું કે, શયતાનો કોના ઉપર ઉતરે છે ? (૨૨૧) (સાંભળો) દરેક જૂઠા મહા પાપી પર તેઓ ઉતરે છે. (૨૨૨) (તો અછડતી) સાંભળેલી વાત (કાનમાં) લાવી નાખે છે અને તેઓમાં ઘણાખરા જૂઠા છે. (૨૨૩) અને કવિઓનું અનુકરણ તે જ લોકો કરે છે, જેઓ ગુમરાહ છે. (૨૨૪) શું આપે જોયું નથી કે તેઓ દરેક (વિષય કલ્પનાની) ખીણમાં ભટકતા ફરે છે. (૨૨૫) વળી, એ (દશા હોય છે) કે તેઓ જે કંઈ કહે છે, તેને કરતા નથી, (૨૨૬) પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા સારા કામો કર્યા અને (શેઅ્રોમાં) અલ્લાહપાકની ઘણી યાદ કરી અને તેમણે પોતાના ઉપર જુલ્મ થવા પછી જ (તેનો) યોગ્ય બદલો લીધો તો નજીકમાં જ એ જુલ્મગારો જાણી લેશે કે કેવી (ખરાબ) જગ્યાએ તેઓને પાછા જવાનું છે. (૨૨૭)

# અન્-નમ્લ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૨૭ રૂકૂઅની સંખ્યા : ૦૭

નાઝિલ થવાનો ક્રમ : ૪૮ આયતોની સંખ્યા : ૯૩

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) અને જાબિર બિન ઝૈદ (રદી.)નું કથન છે કે, પહેલાં "સૂરએ શુઅરા" ઉતરી, પછી "અન્-નમ્લ", તે પછી "અલ કસસ."

બીજી મક્કી સૂરતોની જેમ આ સૂરતનો વિષય પણ ઈસ્લામના બુન્યાદી અકીદાઓ સાબિત કરવા અને કુફ્રના ખરાબ પરિણામો દર્શાવવાનો છે. હઝરત મૂસા (અલૈ.) અને હઝરત સાલિહ (અલૈ.)ના કિસ્સાઓમાં કુફ્ર કરવાનું કારણ તેમની કૌમોના માલ-દૌલતનો ઘમંડ હોવાનું દર્શાવ્યુ છે.

કુર્‌આનના માર્ગદર્શનનો ફાયદો માત્ર એ જ લોકો ઉઠાવી શકે છે અને આ ખુશખબરીઓના હક્કદાર પણ માત્ર તેઓ જ છે, જે તે હકીકતોને સ્વીકારે જેને કુર્‌આન શરીફ આ સૃષ્ટિની પાયાની હકીકતો તરીકે રજૂ કરે છે. અને આ સ્વીકાર્યા પછી પોતાના જીવનવ્યવહારમાં પણ આજ્ઞાંકિત અને અનુયાયી બને. પરંતુ આ માર્ગ ઉપર આવવા અને ચાલવામાં જે વસ્તુ સૌથી વધુ આડે આવે છે, તે આખિરતનો ઈન્કાર છે. કારણકે તે માણસને બેજવાબદાર, ઈચ્છાઓનો ગુલામ અને દુનિયાના જીવનને ચાહવાવાળો બનાવી દે છે. ત્યાર પછી માણસ માટે અલ્લાહ તઆલા સામે ઝૂકવાનું અને પોતાના મનની ઈચ્છાઓ ઉપર કાબૂ કરવાનું અશક્ય બની જાય છે. આ વર્ણન પછી ત્રણ પ્રકારના ચારિત્ર્યના નમૂના રજૂ કરવામાં આવ્યા છે :

એક નમૂનો ફિરઔન અને સમૂદની કૌમના સરદારો તથા હઝરત લૂત અલયહિસ્સલામની કૌમના વિદ્રોહીઓનો છે. જેમના ચારિત્ર્ય આખિરતના ખ્યાલથી લાપરવા થઈ પોતાની ઈચ્છાઓના અનુસરણ ઉપર રચાયા હતા.

આ લોકો કોઈ નિશાની જોઈને પણ ઈમાન લાવવા તૈયાર ન થયા. ઉલટાનું તેઓ એ લોકોના દુશ્મન બની ગયા, જેમણે તેમને આ ભલાઈ અને સુધારણા તરફ બોલાવ્યા. તેમણે પોતાના એ કુકર્મો માટે પણ પૂરેપૂરો આગ્રહ રાખ્યો, જેના પ્રત્યે દરેક બુદ્ધિશાળી વ્યક્તિને સૂગ હોય છે. અલ્લાહપાકની આપત્તિમાં સપડાવવાના એક ક્ષણ અગાઉ પણ તેમને તેનું ભાન ન આવ્યું.

બીજો નમૂનો હઝરત સુલયમાન અલયહિસ્સલામનો છે. જેમને ખુદાપાકે ધન, રાજ્ય અને શાનો-શૌકત વડે એટલી હદે નવાજ્યા હતા કે મક્કાના કાફિરોના સરદાર એની કલ્પના સુદ્ધાં કરી શકતા ન હતા. આમ છતાં તેઓ પોતાને ખુદાપાકની સામે જવાબદાર સમજતા હતા. અને તેમને અહેસાસ હતો કે એમને જે કંઈ પણ મળેલું છે, તે ખુદાપાકના તરફથી છે. તેથી તેમનું માથુ હંમેશા અલ્લાહપાકની આગળ ઝૂકેલું રહેતુ હતું. અને લગાતાર શુક્રગુઝારી કરતા હતા.

ત્રીજો નમૂનો કૌમે સબાની રાણીનો છે, જે આરબ ઈતિહાસની અત્યંત ધનવાન કૌમ ઉપર રાજ કરતી હતી. તેની પાસે એ બધી વસ્તુઓ મૌજૂદ હતી, જે કોઈ માણસને ઘમંડમાં સપડાવી શકે છે. જે વસ્તુઓના જોરે કોઈ માણસ ઘમંડ કરી શકે છે, એવી વસ્તુઓ કુરૈશના સરદારોની સરખામણીમાં તેની પાસે લાખોગણી હતી. પછી તે એક મુશ્રિક કૌમની હતી. બાપદાદાના અનુસરણના કારણે પણ અને પોતાની કૌમમાં પોતાની નેતાગીરી ટકાવી રાખવા માટે પણ તેના માટે મુશ્રિક ધર્મનો ત્યાગ કરી તૌહીદનો ધર્મ અંગીકાર કરવો એક સામાન્ય મુશ્રિક કરતાં વધુ મુશ્કેલ હતું. પરંતુ જ્યારે તેની સામે સત્ય સ્પષ્ટ થઈ ગયું તો કોઈ વસ્તુ તેને સત્ય સ્વીકારવાથી રોકી શકી નહીં. કેમકે તેની ગુમરાહીનું કારણ માત્ર મુશ્રિક વાતાવરણમાં પેદા થયુ હતું. મનેચ્છાઓના અનુસરણ અને ગુલામીનો રોગ તેને લાગેલો ન હતો. ખુદાપાકની સામે જવાબ આપવાના એહસાસથી તેનું અંતર ખાલી ન હતું.

સૃષ્ટિની કેટલીક ખૂબ જ સ્પષ્ટ હકીકતો તરફ નિર્દેશ કરી મક્કાના કાફિરોને એક પછી એક સવાલ પૂછવામાં આવ્યા છે કે, બતાવો, આ

હકીકતો શિર્કની સાક્ષી આપી રહી છે કે, પછી એ તૌહીદની, જેનું આમંત્રણ કુર્આને કરીમમાં તમને વારંવાર આપવામાં આવી રહ્યું છે ? ત્યાર પછી કાફિરોનો અસલ રોગ બતાવવામાં આવ્યો છે કે, જે વસ્તુએ તેમને આંધળા બનાવી દીધા છે, જેના કારણે તેઓ બધુ જ જોયા પછી પણ કંઈ પણ જોતા નથી. અને બધુ જ સાંભળ્યા છતાં કંઈ સાંભળતા નથી. તે હકીકતમાં આખિરતનો ઈન્કાર છે. આ જ વસ્તુએ તેમના માટે જીવનની કોઈપણ બાબતમાં ગંભીરતા રહેવા દીધી ન હતી. કેમકે જ્યારે તેમની માન્યતા પ્રમાણે છેવટે બધું જ માટી થઈ જવાનું છે. અને દુનિયાના જીવનની આ દોડધામનું કોઈ જ પરિણામ આવવાનું નથી, તો પછી માણસ માટે સત્ય અને અસત્ય બન્ને સરખાં છે. તેના માટે આ સવાલ બિનમહત્વનો બની જાય છે કે, તેની જીવનવ્યવસ્થા સત્ય ઉપર આધારિત છે કે અસત્ય ઉપર?

આવા ઉંઘતા લોકોને હલાવીને ઉઠાડવા માટે છઠ્ઠા અને સાતમા રૂકૂઅમાં એક પછી એક એવી વાતો ફરમાવવામાં આવી છે, જે લોકોની અંદર આખિરતની ભાવના પેદા કરે, એનાથી લાપરવા રહેવાના પરિણામોથી ચેતવે અને એના આગમન વિશે એવી રીતે ખાત્રી આપે, જેવી રીતે કોઈ પોતાની નજરે નિહાળેલી વસ્તુની ખાત્રી એ વ્યક્તિને આપે છે જેણે તેને જોઈ નથી.

સૂરતના છેવટમાં કુર્આન શરીફની મૂળ દઅવત અર્થાત્ એક ખુદાપાકની ઈબાદત અત્યંત ટૂંકમાં પરંતુ ખૂબ જ અસરકારક શૈલીમાં રજૂ કરી લોકોને ચેતવવામાં આવ્યા છે કે, આનો સ્વીકાર તમારા પોતાના માટે ફાયદાકારક અને ઈન્કાર તમારા પોતાના માટે નુકસાનકારક છે. આને માનવા માટે જો ખુદાપાકની એ નિશાનીઓની રાહ જોશો, જેના આવ્યા પછી માન્યા વગર છૂટકો નહીં રહે, તો યાદ રાખો કે તે ફેંસલાનો દિવસ હશે. તે વખતે માનવાથી કંઈ મળશે નહીં.

સૂરતમાં હઝરત સુલયમાન (અલૈ.)નો કીડીઓ સાથેનો કિસ્સો વર્ણન કર્યો છે. માટે સૂરતનું નામ નમ્લ (કીડી) રાખવામાં આવ્યુ છે.

# સૂરએ નમ્લ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### હઝરત સુલયમાન (અલૈ.)ની હુકૂમત :

અને સુલયમાન (અલૈ.) દાઉદ (અલૈ.) (ના પછી તે)ના વારિસ થયા અને તેમણે કહ્યું કે, હે લોકો ! અમને પક્ષીઓ (વગેરે)ની બોલી (સમજવાનું) જ્ઞાન આપવામાં આવ્યું છે. અને દરેક વસ્તુમાંથી (રાજ્યની જરૂર મુજબ) અમને આપવામાં આવ્યું છે. બેશક, એ જ જાહેરી શ્રેષ્ઠતા છે. (૧૬) અને સુલયમાન (અલૈ.)ની પાસે તેમના સૈન્યો જિન્નાતો અને મનુષ્યો તથા પક્ષીઓમાંથી એકત્ર કરવામાં આવ્યા હતા. ફરી તેઓને વર્ગવાર થોભાવવામાં આવતા હતા. (૧૭) એટલે સુધી કે (એક મુસાફરીમાં) જ્યારે તેઓ કીડીઓની એક ખીણમાં પહોંચ્યા, ત્યારે એક કીડીએ કહ્યું કે, હે કીડીઓ ! પોતપોતાના ઘરોમાં ઘૂસી જાઓ કે, તમને સુલયમાન (અલૈ.) અને તેમના સૈન્યો અજાણપણે કચડી ન નાખે. (૧૮) તો સુલયમાન (અલૈ.)એ તેની વાત પર સ્મિત (હાસ્ય) કર્યું અને કહ્યું કે, હે મારા માલિક ! મને કાયમની તવફીક આપ કે તારા તે ઉપકારનો શુક્ર કર્યા કરૂં, જેને તેં મારા ઉપર તથા મારા માં-બાપ ઉપર કર્યો છે. અને એ (તૌફીક) પણ આપ કે એવા નેક કામ કરતો રહું, જેનાથી તું ખુશ થાય અને પોતાની કૃપાથી તારા (ખાસ) નેક બંદાઓમાં શામિલ રાખ. (૧૯)

### પક્ષીઓ પણ તૌહીદ અને શિર્કને સમજે છે. કાશ ! કે માનવી આ હકીકતને સમજે !

અને સુલયમાન (અલૈ.)એ એક વખત પક્ષીઓની હાજરી લીધી ત્યારે કહ્યું કે, હું હુદહુદને કેમ જોતો નથી, કાં તો તે ગેરહાજર છે. (૨૦) (ગેર હાજરી સાબિત થતાં કહ્યું) કે હું જરૂર તેને સખત શિક્ષા આપીશ અથવા ઝબહ કરી નાખીશ યા તો તે (ગેરહાજરીનો) મારી પાસે કોઈ સ્પષ્ટ પુરાવો રજુ કરે. (૨૧) પછી તે થોડીક જ વારમાં આવી ગયું અને કહેવા લાગ્યું કે

ખરેખર, હું એક એવી વસ્તુ જાણીને આવ્યો છું, જેને આપ (હજી) જાણતા નથી અને (તે એ કે) આપની પાસે સબા કૌમની એક પાકી ખબર લાવ્યો છું. (૨૨) બેશક, મેં એક સ્ત્રીને (ત્યાં એવી) જોઈ, જેણી તે લોકો પર રાજ્ય ચલાવે છે અને (રાજ્યને લગતી) દરેક વસ્તુ તેણીને મળેલી છે. અને તેણીનું એક મોટું (અમૂલ્ય) સિંહાસન છે. (૨૩) મેં તેણીને તથા તેણીની કૌમને જોઈ કે અલ્લાહપાકને છોડી સૂર્યને સિજદો કરે છે અને શયતાને તેઓને તેઓના (આ કુફ્રના) કામ ભલા દેખાડી રાખ્યા છે. અને તેણે તેઓને (સીધા) માર્ગથી રોકી લીધા છે, જેથી તેઓ (સત્ય) માર્ગે ચાલતા નથી. (૨૪) અર્થાત્ એવા અલ્લાહપાકને સિજદો કરતા નથી, જે આકાશો અને પૃથ્વીમાંની અદૃશ્ય વસ્તુને બહાર કાઢે છે તથા તમે જે કંઈ (અંતરમાં) છુપાવો છો તેમજ જે કંઈ જાહેર કરો છો, તે બધાને જાણે છે. (૨૫) (તો) અલ્લાહપાક એવો છે કે, તેના સિવાય કોઈ બંદગીને પાત્ર જ નથી (અને) તે મહાન અર્શનો માલિક છે. (૨૬)

## નાફરમાનોની બધી જ યુક્તિઓ નિષ્ફળ જાય છે :

અને (એ હેતુથી) તેઓએ એક દાવ રચ્યો અને અમે પણ એક યુક્તિ કરી અને તેઓને (તેની) જાણ પણ ન થઈ. (૫૦) તો જોઈ લો, તેઓની ચાલબાજીનું પરિણામ કેવું આવ્યું કે અમે તેઓને તેમજ (પાછળથી) તેઓની કૌમને સૌને હલાક કરી નાખ્યા. (૫૧) તો આ તેઓના ઘર તેઓના જુલ્મ (કુફ્ર)ના કારણે ઉજજડ પડેલાં છે. અલબત્ત, એમાં તે લોકો માટે (ઈબ્રતની) નિશાની છે કે, જેઓ જ્ઞાન ધરાવે છે. (૫૨) અને જે લોકો ઈમાન લાવ્યા હતા અને (શિર્કથી) બચતા રહ્યા તેમને અમે (અઝાબથી) બચાવી લીધા. (૫૩)

## માનવીની સઘળી જરૂરતો ફક્ત એક અલ્લાહપાક જ પૂરી કરે છે, પછી કેમ બીજાઓને પુકારો છો ? :

આકાશો તથા પૃથ્વી કોણે બનાવી અને તમારા માટે આકાશથી પાણી કોણે ઉતાર્યું ? ફરી અમે તે વડે રોનકવાળા બગીચા ઉગાડ્યા. (નહિ તો)

તમારૂં એ કામ ન હતું કે, તેના ઝાડ ઉગાડી લેત. હવે (બતાવો) અલ્લાહ તઆલાની સાથે અન્ય કોઈ મઅ્બૂદ (થવા પાત્ર) છે ? કોઈ નથી. (છતાં માનતા નથી;) બલ્કે તે લોકો માર્ગથી ફંટાઈ જાય છે. (૬૦) વારૂ, પૃથ્વીને રહેવા લાયક કોણે બનાવી ? તથા તેની વચ્ચે નદીઓ બનાવી અને તે (પૃથ્વી)ને થોભાવવા માટે બોજા (પર્વતો) મૂક્યા અને બે સમુદ્રો વચ્ચે આડ મૂકી. હવે (બતાવો) અલ્લાહપાકની સાથે અન્ય કોઈ મઅ્બૂદ (થવા પાત્ર) છે ? કોઈ નથી (છતાં માનતા નથી), બલ્કે તેઓમાં ઘણાખરા સમજતા પણ નથી. (૬૧) વારૂ, તદન નિરાધાર માનવી જ્યારે તેને પુકારે છે, તો તેની ફરિયાદ કોણ સાંભળે છે ? અને તેની વિપત્તિને (કોણ) ટાળે છે ? અને તમને પૃથ્વી પર આગલાઓના નાયબ (કોણ) કરે છે ? હવે (બતાવો) અલ્લાહપાકની સાથે અન્ય કોઈ મઅ્બૂદ (થવા પાત્ર) છે ? (પણ) તમે બહુ થોડું લક્ષ આપો છો. (૬૨) વારૂ, તમને જંગલના અને સમુદ્રના અંધકારોમાં કોણ માર્ગ દેખાડે છે ? અને તેની રહમત (વરસાદ) પહેલાં ખુશખબર લાવનાર હવાઓ કોણ ચલાવે છે ? હવે (બતાવો) અલ્લાહપાકની સાથે અન્ય કોઈ મઅ્બૂદ (થવા પાત્ર) છે ? (નહિ જ,) બલ્કે જેને તેઓ શરીક બતાવે છે, તેનાથી અલ્લાહપાક ઉચ્ચતર છે. (૬૩) વારૂ, મખ્લૂકને પહેલી વાર કોણ ઉત્પન્ન કરે છે ? ફરી તેને પાછી સજીવન કરશે (અને) તમને આકાશ(ના પાણી) તથા પૃથ્વી(ની પેદાવાર) વડે કોણ રોજી આપે છે ? હવે (બતાવો) અલ્લાહપાકની સાથે અન્ય કોઈ મઅ્બૂદ (થવા પાત્ર) છે ? (જો તેઓ હા કહે તો) આપ ફરમાવી દો કે, અગર તમે (એ દા'વામાં) સાચા છો, તો તમારી દલીલ રજૂ કરો. (૬૪)

## યહૂદીઓના સાચા-જૂઠા અકીદા વગેરેનું કુર્આન દ્વારા સ્પષ્ટીકરણ

બેશક, આ કુર્આન બની ઈસ્રાઈલ આગળ ઘણીખરી એવી વસ્તુઓ વર્ણન કરી દે છે, જેમાં તેઓ મતભેદ કરી રહ્યા છે. (૭૬) અને બેશક, આ કુર્આન ઈમાનવાળાઓ માટે હિદાયત અને રહમત છે. (૭૭) આપનો પરવરદિગાર પોતાની સત્તાથી તેઓની વચ્ચે (કિયામતમાં) ફેંસલો કરશે

અને તે જ જોરાવર (અને) સર્વજ્ઞ છે. (૭૮) માટે આપ અલ્લાહ તઆલા પર ભરોસો રાખો. બેશક, આ દેખીતા સત્ય માર્ગ ઉપર છો. (૭૯)

**મનેચ્છાઓમાં રચ્યા-પચ્યા રહેતા લોકોને હલાવવા :**

અલબત્ત, આપ મુરદાઓને (વાત) સંભળાવી શકતા નથી તેમજ બહેરાઓને (પણ) પોતાની પુકાર સંભળાવી શકતા નથી. (ખાસ કરી) જ્યારે કે, તેઓ પૂઠ ફેરવીને ચાલી પડે (૮૦) અને ન આપ આંધળાઓને તેઓના અવળા માર્ગથી (બચાવી) માર્ગ દેખાડી શકો છો. આપ તો માત્ર તેમને જ સંભળાવી શકો છો, જેઓ અમારી આયતો પર યકીન રાખતા હોય. ફરી તેઓ માનતા (પણ) હોય. (૮૧)

**કિયામતમાં નેકીઓ-બદીઓનો ફેંસલો થશે :**

અને જે દિવસે સૂર ફૂંકવામાં આવશે, ત્યારે જે કાંઈ આકાશમાં (અને) જે કાંઈ પૃથ્વીમાં છે, તે (સૌ) ગભરાઈ(ને મરી) જશે, પરંતુ જેને અલ્લાહ તઆલા ચાહે, અને સૌ તેની સમક્ષ આજિઝીપૂર્વક ચાલ્યા આવશે. (૮૭) અને જે પર્વતોને આપ નિહાળી એમ સમજી રહ્યા છો કે તે (કદી) પોતાના સ્થળેથી હાલશે જ નહિ, પરંતુ તે (સૂર વખતે) વાદળો માફક ઉડતા ફરશે. આ અલ્લાહપાકની જ કારીગરી છે કે, જેણે દરેક વસ્તુને (જોઈએ તેવી) મજબૂત બનાવી છે. બેશક, તમે જે કંઈ કરો છો, તેને તે ખૂબ જાણે છે. (૮૮) જે કોઈ નેકી (એટલે ઈમાન) લઈને આવશે, તો તેને તેથી બહેતર (બદલો) મળશે અને તેઓ તે દિવસના (ભારે) ગભરાટથી અમનમાં રહેશે. (૮૯) અને જે કોઈ બદી કુફ્ર (શિર્ક) લઈને આવશે, તો તેમને ઉંધા મોઢે આગમાં નાખી દેવામાં આવશે. (અને તેઓને કહેવામાં આવશે કે) તે જ બદલો મેળવી રહ્યા છો, જે કંઈ તમો કરતા હતા. (૯૦)



# અલ-કસસ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૨૮ | રૂકૂઅની સંખ્યા : ૦૯ |
| નાઝિલ થવાનો ક્રમ : ૪૯ | આયતોની સંખ્યા : ૮૮ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

રિવાયતોથી માલૂમ પડે છે કે, મક્કા મુકર્રમહમાં (હિજરતથી પહેલા) આ છેલ્લી સૂરત ઉતરી હતી. સૂરતનો મુખ્ય વિષય તે શંકાઓ અને વાંધાઓનું નિવારણ કરવાનું છે, જે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની રિસાલત અંગે કરવામાં આવતા હતા. અને એ બહાનાઓને તોડવાનો છે, જે આપની ઉપર ઈમાન ન લાવવા માટે રજૂ કરવામાં આવતા હતા. અને તે સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની રિસાલત અને દઅવતની સચ્ચાઈ સાબિત કરવાનો હેતુ પણ શામેલ છે.

સૂરતની પ્રથમ ૪૩ આયતોમાં આ હેતુ માટે સૌપ્રથમ હઝરત મૂસા અલયહિસ્સલામનો તે કિસ્સો વર્ણવવામાં આવ્યો છે. જે બીજી કોઈ સૂરતમાં વર્ણન કરવામાં આવ્યો નથી.

આ કિસ્સાથી સાબિત થાય છે કે, અલ્લાહ તઆલા જે કંઈ કરવા ચાહે છે, તેના માટે તે ખબર ન પડે એવી રીતે કારણો અને સાધનોની વ્યવસ્થા કરી દે છે. જે બાળકના હાથે છેવટે ફિરઔનનું પતન થવાનું હતું, તેને ખુદ ફિરઔનના જ ઘરમાં તેના પોતાના હાથે ઉછેર્યા. અને ફિરઔનને આ ખબર ન પડી કે તે કોને ઉછેરી રહ્યો છે. ખુદાપાકની ઈચ્છા સામે કોણ લડી શકે છે ? અને કોની ચાલ તેની સામે સફળ થઈ શકે છે ? એ વિચારવા જેવી બાબત છે.

સાથે એ પણ માલૂમ પડે છે કે, જે બંદા પાસેથી ખુદાપાક કામ લેવા માંગે છે, તેને કોઈ લાવ-લશ્કર અને સાધન-સામગ્રી વિના ઉભો કરે છે. કોઈ તેનો મદદગાર હોતો નથી. બાહ્ય રીતે તેની પાસે કોઈ તાકાત હોતી

નથી, પરંતુ મોટા-મોટા લાવ-લશ્કર અને સાધન-સામગ્રી ધરાવતા લોકો છેવટે તેના મુકાબલે હારી જાય છે. જે તફાવત આજે તમે પોતાની અને હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વચ્ચે જોઈ રહ્યા છો, તેનાથી અનેકગણો તફાવત હઝરત મૂસા અલયહિસ્સલામ અને ફિરઔનની તાકાત વચ્ચે હતો. તમે વારંવાર હઝરત મૂસા અલયહિસ્સલામનો હવાલો ટાંકો છો કે, ''હઝ. મુહમ્મદ (સલ.)ને એ બધું કેમ આપવામાં ન આવ્યું, જે હઝ. મૂસા (અલૈ.)ને આપવામાં આવ્યું હતું.'' અર્થાત્ લાઠી અને ચળકતો હાથ અને બીજા દેખીતા મુઅજિઝા. જાણે ઈમાન લાવવા માટે તમે તો તૈયાર જ બેઠા છો. માત્ર આની જ રાહ જોવાય છે કે, તમને એ મુઅજિઝા દેખાડવામાં આવે, જે મૂસા (અલૈ.)એ ફિરઔનને દેખાડયા હતા. પરંતુ તમને આ ખબર પણ છે કે, જે લોકોને એ મુઅજિઝા દેખાડવામાં આવ્યા હતા, તેમણે શું કર્યું હતું ? તે તેમને જોયા પછી પણ ઈમાન ન લાવ્યા. તેઓ બોલ્યા કે આ જાદૂ છે. કેમકે તેઓ સત્ય વિરૂદ્ધ હઠાગ્રહ અને દુશ્મનીમાં પડેલ હતા. આ જ રોગમાં આજે તમે પડેલા છો. શું તમે તેવા જ મુઅજિઝા જોઈને ઈમાન લઈ આવશો ? પછી તમને આ પણ ખબર છે કે, જે લોકોએ એ મુઅજિઝા જોઈને સત્યનો ઈન્કાર કર્યો હતો તેમનો શું અંત આવ્યો ? અંતે અલ્લાહપાકે તેમને નષ્ટ કરી દીધા. હવે શું તમે પણ હઠાગ્રહ સાથે મુઅજિઝાની માંગણી કરી પોતાનો વિનાશ નોતરવા માંગો છો ?

આ વાતને હઝરત મુહમ્મદ (સલ.)ની નબૂવ્વતનો એક પુરાવો ઠેરવવામાં આવે છે કે, આપ (સલ.) ઉમ્મી હોવા છતાં બે હજાર વર્ષ પહેલાં થઈ ગયેલા એક ઐતિહાસિક કિસ્સાને આટલી વિગત સાથે સંભળાવી રહ્યા છે. જ્યારે કે આપના શહેર અને આપના કબીલાના લોકો સારી રીતે જાણતા હતા કે, આપની પાસે આ જાણકારી મેળવવાનો કોઈ જ સ્ત્રોત નથી.

પછી આપના નબી બનાવવાને એ લોકોના હિતમાં અલ્લાહ પાકની કૃપા ઠરાવવામાં આવે છે. કારણકે તેઓ ગફલતમાં ડૂબેલા હતા અને અલ્લાહપાકે એમના માર્ગદર્શન માટે આ વ્યવસ્થા કરી.

કુરૈશના સરદારો પોતાની ધન-દૌલતના ઘમંડમાં ઈમાન સ્વિકારવાનો

ઈન્કાર કરતા હતા, તેમને બોધપાઠ માટે આયત-૭૬ થી ૮૨માં કારૂનનો કિસ્સો નકલ કર્યો છે. જેની માલદારી તેને જમીનમાં ધસી જવાથી બચાવી ન શકી.

પછી મક્કાના કાફિરોને એ બનાવથી ઈબ્રત (બોધપાઠ) આપવામાં આવી છે, જે એ જમાનામાં બન્યો હતો કે, બહારથી કેટલાક ખ્રિસ્તી મક્કા આવ્યા. અને નબી (સલ.) પાસેથી કુર્આન સાંભળી ઈમાન લઈ આવ્યા, પરંતુ મક્કાના લોકોએ પોતાના ઘર આંગણેની નેઅમતથી ફાયદો તો ન ઉઠાવ્યો બલ્કે તેમના સરદાર અબૂ જહલે એ લોકોનું જાહેરમાં અપમાન કર્યું.

## હઝરત મૂસા અલયહિસ્સલામ :

હઝરત મૂસા (અલૈ.) બની ઈસ્રાઈલ (યહૂદીઓ) અને ફિરઔનનો કિસ્સો જે કુર્આન શરીફમાં વારંવાર વર્ણન કરવામાં આવ્યો છે. તેમાં ફક્ત ઐતિહાસિક બનાવોનું જ વર્ણન નથી, બલ્કે હક્ક અને બાતિલ (સત્ય અને જૂઠ), ન્યાય અને અત્યાચાર, આઝાદી અને ગુલામીની જંગ, મજબૂર અને કમઝોર લોકોને અલ્લાહ તઆલા તરફથી હુકૂમત-બાદશાહત અર્પણ કરી પોતાના સર્વશક્તિમાન હોવાની માન્યતા પાકી કરાવવી અને ઝાલિમ અત્યાચારી લોકોને સમુદ્રમાં ડૂબાડી તેમની નિષ્ફળતા અને બરબાદી બતાવી. જે માલ-દૌલત અને હુકૂમત ઉપર ફિરઔનીઓને ભરોસો હતો અને જેના ઉપર ઘમંડ કરી તે હઝરત મૂસા (અલૈ.) તથા આપના અનુયાયીઓને સતાવતા હતા, તે માલ અને હુકૂમતની હકીકત દર્શાવી દીધી કે તેમાંથી કોઈપણ અલ્લાહપાકના અઝાબ વખતે તેમના કામ ન આવ્યા. અને તે બધી જ બાગો-બહાર અને સલ્તનતના માલિક યહૂદીઓને બનાવવામાં આવ્યા. આકાશ અને ધરતીમાં કોઈ તેમના માટે રડવાવાળુ ન રહ્યુ. તે સાથે હક્કની સફળતા અને બાતિલની નિષ્ફળતા, ધીરજ, પરિક્ષા-કસોટી, શુક્ર અને એહસાન-ઉપકારના અમલી દશ્યો વગેરે સેંકડો ઈબ્રતો અને નસીહતો છૂપાયેલી છે. જે માનવીને જીવનના દરેક ક્ષેત્રે માર્ગદર્શન આપે છે.

❋ સબ્ર અને ધીરજનું ફળ મીઠુ હોય છે. હઝરત મૂસા અલયહિસ્સલામ

અને બીજા નબીઓ અલયહિમુસ્સલામ તથા નેક લોકોની સીરત અને અમલી જીવન આપણને આ જ મહાન સબક આપે છે.

❋ બંદો જ્યારે પોતાના કામોમાં ફક્ત અલ્લાહપાક ઉપર જ ભરોસો કરે છે, તો અલ્લાહપાક જરૂરથી તેની મુસીબત-પરેશાની દૂર કરી આપે છે. હઝરત મૂસા (અલૈ.)થી ભૂલથી કિબ્તી (ઈજીપ્શયન)ને કતલ કરી દેવો, ઈજીપ્તવાસીઓનો હઝરત મૂસા અલયહિસ્સલામને કતલ કરવાનો સલાહ-મશ્વેરો કરવો અને દુશ્મનોમાંથી જ એક વ્યક્તિએ આપને આપની વિરૂદ્ધ થઈ રહેલ મશ્વેરાથી વાકેફ કરવા અને આપનું મદયન પ્રદેશમાં ચાલ્યા જવુ, ત્યારબાદ અલ્લાહપાક તરફથી નબી બનાવી વહી ઉતારવી, આ બધી જ બાબતો અલ્લાહ તઆલા ઉપર ભરોસો રાખવાની અને તેમાં સફળતા મળવાની સ્પષ્ટ ગવાહીઓ છે.

❋ જે બંદાને હક્ક દઅવત સાથે ઈશ્ક અને મુહબ્બત થઈ જાય છે, તેના માટે બાતિલની મોટીથી મોટી શક્તિ અને અત્યાચાર પણ કાંઈ હૈસીયત રાખતી નથી. તે ખુદાપાકની મહાન શક્તિમાં જ પરોવાયેલો અને તેના જ ગુણ ગાતો હોય છે. બાતિલ શક્તિઓનો ડર તેના દિલમાંથી નીકળી જાય છે. હઝરત મૂસા (અલૈ.) ફિરઔનની ભૌતિક (માલી-લશ્કરી) શક્તિના મુકાબલામાં બિલ્કુલ મજબૂર હતા. પરંતુ ફિરઔનના દરબારમાં હક્ક વાત કહેવામાં કોઈ ડર અને સંકોચ અનુભવતા નથી. અને અલ્લાહપાકની તૌહીદ અને પોતાની રિસાલતની દલીલો સ્પષ્ટ શબ્દોમાં રજુ કરે છે. અને ખુદાઈ મદદ પણ હર કદમ તેમની સાથે રહી.

❋ જ્યારે કોઈ માણસ ઈમાન-ઈસ્લામની લજ્જત પામી લે છે, અને સચ્ચાઈથી આ નેઅમતને કબૂલ કરી લે છે, તો પછી કોઈ બાતિલ તાકાત તેને રોકી શકતી નથી. ફિરઔનના જાદુગરો અમૂક મિનીટો પહેલાં ફિરઔનના વફાદાર અન તેના દરબારમાં સ્થાન પામવા તલપાપડ હતા, તે જ જાદુગરો હઝરત મૂસા (અલૈ.)ના મોઅજિઝહથી અંજાય જઈ આપને સાચા નબી માનવા તૈયાર થઈ ગયા. અને



ફિરઔનની સખ્ત ધમકીઓ છતાં હઝરત મૂસા અલયહિસ્સલામ ઉપર ઈમાન લાવ્યા.

❋ ગુલામી અને તાબેદારીવાળા જીવનનો સૌથી ખરાબ અસર એ હોય છે કે, માણસની હિંમત, શૌર્ય અને બુલંદ હિંમતી રહેતી નથી. માણસ ધીમે ધીમે ગુલામીવાળા જીવનને પસંદ કરી લે છે. યહુદીઓના લાંબા ગુલામીકાળમાં આ જ અખ્લાકી કમઝોરીઓ અને બુરાઈઓએ જન્મ લીધો. અને દુન્યવી લજ્જતોમાં રચ્યા-પચ્યા રહેવાની તેમની વૃત્તિએ જ તેમને વારંવાર હઝરત મૂસા અલયહિસ્સલામની વિરૂદ્ધ બગાવતો કરવા તૈયાર કર્યા. દરેક બાબતમાં વાંધા-વચકાઓ ઉઠાવવા અને નબીની વાતો ઉપર અમલ ન કરવા ખોટા ખોટા આક્ષેપો કરવા તથા બાતિલ શક્તિઓ (સામરીના વાછરડાની પૂજા કરવાના અમલમાં)ની વાતો માની લઈ હઝરત મૂસા અલયહિસ્સલામના મુકાબલામાં તેમની સહાનુભૂતિ રાખી તેમની મદદ કરવી. અને જીહાદની દઅવતના જવાબમાં એમ કહેવું કે, "હે મૂસા ! આપ અને આપના પરવરદિગાર જઈને દુશ્મનોથી લડો. હમે તો અહિંયા જ રહીશું."

❋ જમીનના માલિક (હુકૂમત) બનવું તે કૌમના હિસ્સામાં આવે છે, જે જાહેરી સામાન અને લડાઈની સામગ્રી ન હોવા છતાં નિડરતા, હિંમત તથા પાકા ઈરાદાઓ ધરાવી દરેક મુશ્કેલી અને રૂકાવટનો મુકાબલો કરી અલ્લાહપાક ઉપર સંપૂર્ણ વિશ્વાસ ધરાવે છે. અને જેનું પાકુ યકીન હોય કે બાતિલ કદી સફળ થતો નથી. અને હક્ક કદી નિષ્ફળ થતો નથી.

❋ અલ્લાહપાકની આદત છે કે, ઝાલિમ અને અત્યાચારી કૌમો જે કૌમને ઝલીલ અને તુચ્છ સમજે છે, એક દિવસ એવો આવે છે કે, આ તુચ્છ સમજવાવાળી કમઝોર કૌમને તે પોતાની જમીનની માલિક બનાવે છે. અને ઝાલિમોનો ઘમંડ અને સલ્તનત નેસ્તોનાબુદ થઈ જાય છે. કાલના હિરો આજના ઝીરો (શુન્ય) થઈ જાય છે. હઝરત મૂસા (અલૈ.) અને ફિરઔનની સંપૂર્ણ દાસ્તાન એનું જીવંત ઉદાહરણ છે.





❋ બધા જ નબીઓનો વિરોધ તે સમયના માલદારો, સત્તાધારીઓ અને સરકારી લોકોએ કર્યો છે. પરંતુ કૌમોનો ઈતિહાસ સાક્ષી આપે છે કે, હંમેશા હક્કના મુકાબલામાં તેમની હાર થઈ છે. આ કૌમોની ચડતી અને પડતીનો સ્પષ્ટ કાનૂન વારંવાર દોહરાવવામાં આવે છે, જે બધા જ મનુષ્યો માટે ઈબ્રત અને મહાન બોધપાઠ છે.

❋ જે માણસ અથવા કૌમ જાણી જોઈને હક્કને સમજ્યા બાદ પણ તેનો વિરોધ કરે છે અને અલ્લાહપાકની નિશાનીઓનો ઈન્કાર કરે છે, તો એવા લોકો માટે ખુદાઈ કાનૂન છે કે, તેમના દિલો-દિમાગમાંથી હક્કને સમજવાની અને તેને માનવાની લાયકાત ખતમ કરી દે છે. આ તેમના બુરા અમલની સઝા છે. અલ્લાહપાક તો પોતાના બંદાઓ માટે કુફ્રને બિલ્કુલ પસંદ કરતા નથી અને એટલા માટે તો નબીઓનો સિલસિલો જારી ફરમાવ્યો. પરંતુ હક્કનો ઈન્કાર માનવીને આ પરિણામે લઈ જાય છે કે, હક્ક સમજવાની લાયકાત બાકી રહેતી નથી.

❋ આ પણ ઘણી મોટી ગુમરાહી (પથભ્રષ્ટતા) છે કે, હક્ક કબૂલ કરવાને લઈ સફળતા મળે, ત્યારબાદ અલ્લાહપાકનો શુક્ર બજાવવાની જગ્યાએ માણસ ખુદાપાકના દુશ્મનોની જેમ ગફલત, સુસ્તી અને નાફરમાનીમાં લાગેલો રહે. અફસોસ કે બની ઈસ્રાઈલની દાસ્તાનનો બીજો હિસ્સો, જેમાં તેમને ફિરઔનથી છૂટકારો મળ્યો અને મિસરના માલિક બનાવવામાં આવ્યા. આ બીજા હિસ્સામાં તેમના અંદર તે બધી જ બુરાઈ-ઓએ જન્મ લીધો, જે ફિરઔનીઓમાં મૌજૂદ હતી. (વારે ઘડીએ નબીઓને સતાવવા, તેમને કલત કરવા, વ્યાજ ખાવુ, આકાશી કિતાબ તવરાતમાં શાબ્દિક તથા ભાવાર્થિક ફેરફારો કરવા, ખુદાઈ કરારો તોડવા, તેમાં હીલા-યુક્તિ કરી શિકાર કરવો વગેરે) અને જેને લઈ તેમના ઉપર હંમેશાની ઝિલ્લતની મહોર લગાડવામાં આવી.

❋ હક્કના દાઈ (પ્રચારકે)એ હક્કનો પ્રચાર હંમેશા કરવો જોઈએ. ચાહે સામેવાળા માને યા ન માને. જેમકે શનિવારના શિકારની હીલા-





યુક્તિમાં યહુદીઓની એક જમાઅતે લોકોને રોક્યા. તેમણે ન માન્યું. પરંતુ અલ્લાહપાકના અઝાબથી પ્રચારકો સુરક્ષિત રહ્યા, જે બુરાઈથી રોકવાની બરકત હતી.

❋ કોઈ કૌમ ઉપર અત્યાચારી બાદશાહ-પ્રધાનનું નિયુક્ત થવુ, તે લોકો ઉપર અઝાબની શકલ છે. પરંતુ તે અત્યાચારીની અલ્લાહપાકને ત્યાં મકબૂલ હોવાની દલીલ નથી.

❋ જ્યારે કોઈ કૌમ અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે, તો અલ્લાહપાક તેમને નબીઓ મારફતે વિવિધ રીતોથી સમજાવે છે. છતાં ન માનવાને લઈ તરત અઝાબ આવતો નથી, બલ્કે તેમને વિચારવા-સમજવાની મુદત-મહેતલ આપવામાં આવે છે. જ્યારે તેમની બુરાઈ, અત્યાચાર છેલ્લા તબક્કામાં પહોંચી જાય છે અને સુધરવાની કોઈ તક બાકી રહેતી નથી, તો અલ્લાહપાકનો અઝાબ આવે છે.

❋ ઈલ્મ એ અલ્લાહપાકની મહાન બુઝુર્ગીવાળી સિફત (ગુણ) છે. મખ્લૂકને જે કાંઈ ઈલ્મ-જ્ઞાન મળ્યુ છે, તે અલ્લાહપાકની નેઅમત છે. ઈલ્મનો વાસ્તવિક (હકીકી) સબંધ અલ્લાહપાક સાથે જ છે. માટે કોઈએ પણ ઈલ્મ હોવા છતાં તેને પોતાના તરફ સબંધિત હોવાનો દાવો ન કરવો જોઈએ.

અલ્લાહપાકનો પોતાના ખાસ પ્યારા બંદાઓ સાથે અજીબ પ્રકારનો અત્યંત બારીક (સુક્ષ્મ) સબંધ હોય છે. તેમના એક એક શબ્દોના ઉતાર-ચઢાવ ઉપર જાહેરી તથા આંતરિક રીતે નજર હોય છે. હઝરત મૂસા અલયહિસ્સલામથી પૂછવામાં આવ્યુ કે, સૌથી મોટા આલિમ કોણ છે ? આપે નબી હોવાને લઈ પોતાના માટે કહ્યુ કે, હું સૌથી મોટો આલિમ છું. અને જાહેરી દૃષ્ટિએ આ વાત સહીહ પણ હતી. પરંતુ અલ્લાહપાકે પોતાના પ્યારા નબી હઝરત મૂસા અલયહિસ્સલામની આ વાત ઉપર બોધપાઠ આપ્યો કે, જાઓ, ફલાણી જગ્યાએ હમારા ફલાણા બંદા રહે છે, તેમની સાથે રહો. આપને (હઝરત મૂસા અલયહિસ્સલામ) જે ઈલ્મ અમે આપ્યો



છે, તે શરીઅત (ધાર્મિક ક્રિયાઓ)નો ઈલ્મ છે. પરંતુ હમારો એક બીજો ઈલ્મ છે. આ સમગ્ર કાયનાત (બ્રહ્માંડ)ની વ્યવસ્થા સંભાળીએ છીએ. અને એક બંદાને તેનો ઈલ્મ હમે આપ્યો છે. તેમની પાસે થોડા દિવસ રહો, તો આપને હમારા તે બીજા ઈલ્મ (તકવીન)નું પણ જ્ઞાન મળે.

આ પણ મુહબ્બતે ખુદાવંદી હતી કે, આવું કહેવાને લઈ હઝ. મૂસા (અલૈ.)ને તકવીની ઈલ્મ પણ બતાવ્યો. અને કુર્આન શરીફના માધ્યમે સમગ્ર માનવજાતને બતાવવામાં આવ્યુ કે, હમારો તકવીન અને તકદીરનો જે ઈલ્મ છે, તે બધાની સમજમાં આવી શકે તેમ નથી. પરંતુ તેના જાહેર કરતાં તેના બાતિન (આંતરિક) તરફ પણ ધ્યાન આપવું જોઈએ કે, આમાં અલ્લાહપાકની કોઈ હિકમત છૂપી હશે, જે આપણે સમજી શકતા નથી.

# સૂરએ કસસ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### કમઝોરોને હુકૂમત આપવી અને તાકતવાળાઓને કમઝોર કરવા ફક્ત અલ્લાહપાકની જ કુદરત :

આ આયતો સ્પષ્ટ કિતાબની છે. (૨) (હે મુહમ્મદ સલ. !) અમે આપને મૂસા (અલૈ.) અને ફિરઔનનો કંઈક હાલ સત્યતાપૂર્વક સંભળાવીએ છીએ, તે લોકો માટે જેઓ ઈમાન રાખે છે. (૩) ચોક્કસ ફિરઔન (મિસર) દેશમાં બહુ ચઢી ગયો હતો અને તેણે ત્યાંના રહીશોને કેટલાક પક્ષ કરી રાખ્યા હતા, તેમાંથી એક પક્ષનું બળ ઘટાડી રાખ્યુ હતું. તેમના દીકરાઓને રહેંસી નંખાવતો હતો અને તેમની નારીઓ (દીકરીઓ)ને જીવતી રહેવા દેતો હતો. બેશક, તે બહુ ફસાદ કરનાર હતો. (૪) અને અમે ચાહતા હતા કે જે લોકોને (મિસર) દેશમાં કમઝોર કરવામાં આવતા હતા તેમના ઉપર ઉપકાર કરીએ અને (તે એવી રીતે કે) તેમને અગ્રેસર બનાવીએ તથા તેમને (દેશના) માલિક બનાવીએ. (૫) વળી, દેશમાં તેમને સત્તા આપીએ અને અમે તેમના તરફથી ફિરઔન તથા હામાનને તેમજ તેના સૈન્યોને જે તેઓમાંના જ હતા તે બનાવો દેખાડીએ કે જેનાથી તેઓ ડરતા હતા. (૬)

**ફિરઔનની સંપૂર્ણ સરકારી મશીનરી છતાં હઝરત મૂસા (અલૈ.)નું જીવંત રહેવુ, બલ્કે તેના મહેલમાં જ આપની સારસંભાળ થવી :**

અને અમે મૂસા (અલૈ.)ની માંને હુકમ મોકલ્યો કે, આપ તેમને દૂધ પિવડાવ્યા કરો. ફરી જ્યારે તેમના વિશે તમે ડરો તો તેમને (પેટીમાં મૂકી નાઈલ) નદીમાં નાખી દેજો અને (ડૂબી જવાનો) ભય ન રાખજો તેમજ (વિયોગથી) દિલગીર ન થજો. અવશ્ય અમે તેમને તમારી પાસે પાછા પહોંચાડીશું અને અમે તેમને (વખત આવે) રસૂલ બનાવીશું. (૭) પછી તેમને ફિરઔનના માણસોએ ઉઠાવી લીધા કે જેથી તે તેમના માટે શત્રુ અને ખેદ(નું કારણ) બને. બેશક, ફિરઔન અને હામાન તથા તે બન્નેના સૈન્યો (એ સબંધી) ભૂલ કરનાર થયા. (૮) અને ફિરઔનની પત્નીએ કહ્યું કે, એ (બાળક) તો મારા અને તમારા માટે આંખોની ઠંડક છે, એને મારી નાખો નહિ. કદાચ (ભવિષ્યમાં) તે આપણા કામ લાગે અથવા આપણે તેને પુત્ર બનાવી લઈએ, પણ તેઓને (પરિણામની) કંઈ ખબર ન હતી. (૯) અને (આ બાજુ) સવારે મૂસા (અલૈ.)ની માંનું દિલ અધીરૂં બની ગયું. જો અમે તેણીના દિલને એટલા માટે દૃઢ બનાવ્યું ન હોત કે તેણી (અમારા) વાયદા પર યકીન કરનારાઓમાં રહે તો તેણી મૂસા (અલૈ.)ના ભેદને જાહેર કરી દેવાના લગભગ હતી. (૧૦) અને તેણીએ તે (મૂસા અલૈ.)ની બહેનને કહ્યું કે, મૂસા (અલૈ.)ની ખબર કાઢ, ફરી તેણી (મહેલમાં જઈ) અજાણ બની તેને જોતી રહી અને તેઓને (એ બાબતની) ખબર ન થઈ. (૧૧) અને અમે પ્રથમથી જ મૂસા (અલૈ.) પર દૂધ પીવડાવવાવાળીઓને રોકી રાખી હતી. ફરી તેણીએ (મોકો મળતાં) કહ્યું કે, શું હું તમને એક એવું કુટુંબ બતાવું કે જે તમારા માટે આ બાળકની પરવરિશ કરે અને તેઓ તેના શુભેચ્છક પણ હોય ? (૧૨) ફરી (આ યુક્તિથી) અમે મૂસા (અલૈ.)ને તેમની માં પાસે પહોંચાડી દીધા કે જેથી તેણીની આંખો ઠંડી રહે અને દિલગીર ન થાય અને આ પણ જાણી લો કે, અલ્લાહપાકનો વાયદો સાચો હોય છે, પરંતુ ઘણાખરા લોકો જાણતા નથી. (૧૩)

**મક્કાવાસીઓ સમક્ષ હઝ. મૂસા (અલૈ.)ના બનાવોનું એવુ વર્ણન, જે ત્યાં હાજર માણસો પણ ન કરી શકે, એ આપની નુબૂવ્વતની સ્પષ્ટ દલીલ છે :**

અને આપ (તૂર પહાડની) પશ્ચિમ દિશાએ હાજર ન હતા, જ્યારે અમે મૂસા (અલૈ.)ને (તવરાતના) હુકમો આપ્યા તેમજ આપ તે લોકોમાં પણ ન હતા, જેઓ (તે કાળમાં) મૌજૂદ હતા; (૪૪) પરંતુ અમે (મૂસા અલૈ. પછી) ઘણાંય જૂથ પેદા કર્યા. પછી તેઓના ઉપર લાંબો કાળ વિતી ગયો અને ન આપ મદયનવાસીઓમાં રહેતા હતા કે આ લોકોને અમારી આયતો પઢી સંભળાવત, પણ અમે જ (આપને) રસૂલ બનાવનાર છીએ, (૪૫) તેમજ આપ તૂરના કિનારે (તે વખતે પણ) ન હતા, જ્યારે અમે (મૂસા અલૈ.ને) પુકાર્યા હતા, પણ એ આપના પરવરદિગારની બખ્શિશ છે. (તો વહી આવી) કે જેથી આપ એવા લોકોને ડરાવો, જેઓની પાસે આપના પહેલાં કોઈ ડરાવનાર (નબી) આવ્યા નથી કે કદાચ તેઓ બોધ ગ્રહણ કરે. (૪૬)

**કૌમોની શરારત અઝાબનું નિમિત્ત બને છે :**

અને અમે ઘણીયે એવી વસ્તી(વાળા)ઓનો નાશ કર્યો છે, જે પોતાના ઐશ-આરામના સાધનો પર ઈતરાજી કરતા હતા, તો (જૂઓ) આ તેઓના ઘર (ખંડિયેર પડયા) છે કે તેઓની પાછળ આબાદ જ ન થયા, પરંતુ થોડીવાર માટે. (તમાશો જોવા કે થોડીવાર થોભવા માટે) અને અમે જ આખરે સઘળુ લેનાર (માલિક) રહ્યા. (૫૮) અને આપનો પરવરદિગાર (પ્રથમથી) વસ્તીનો નાશ કરી નાખતો નથી, જ્યાં સુધી કે તેઓની મુખ્ય વસ્તીમાં એક એવા પયગમ્બર મોકલે નહિ, જે તેઓને અમારી આયતો પઢી સંભળાવે અને (તે પછી પણ) અમે કદી વસ્તીઓનો નાશ કરતા નથી, પરંતુ તે જ સ્થિતિમાં કે ત્યાંના રહીશો ઘણી જ શરારતો કરવા માંડે. (૫૯) અને જે કંઈ તમને આપવામાં આવ્યું છે, તે તો આ જિંદગીનો જ લાભ અને તેની શોભા છે, પણ જે (સવાબ) અલ્લાહપાકની પાસે છે, તે એથી બહેતર અને વધારે (સદા ટકી રહેનાર) પણ છે. તો શું તમે (આ તફાવત)



સમજતા નથી ? (૬૦)

## રાત-દિવસની હેરફેર તેના સંપૂર્ણ તાબામાં છે :

અને આપનો પરવરદિગાર જે કાંઈ ચાહે છે, તે પેદા કરે છે. અને જેને ચાહે છે, તેને (નુબુવ્વત માટે) ચૂંટી કાઢે છે. તેઓના અધિકારમાં ચૂંટવાનું નથી. અલ્લાહપાક તેઓના શિર્કથી પવિત્ર અને બહુ ચઢિયાતો છે. (૬૮) અને આપનો પરવરદિગાર તે સઘળુ જાણે છે, જે તેઓના દિલમાં છૂપું છે અને જે કંઈ તેઓ જાહેર કરે છે. (૬૯) અને તે જ અલ્લાહપાક છે. તેના સિવાય કોઈ બંદગીને પાત્ર (પૂજ્ય) નથી. દુનિયા તેમજ આખિરતમાં તે જ વખાણપાત્ર છે, અને તેની જ સત્તા છે, અને તમે સૌ તેની જ પાસે પાછા ફરશો. (૭૦) (હે રસૂલ સલ. !) આપ ફરમાવી દો કે, સારૂ, એ બતાવો કે અગર અલ્લાહપાક તમારા ઉપર રાત્રિને કિયામતના દિવસ સુધી નિરંતર કાયમ રાખે તો અલ્લાહપાકના સિવાય તે ક્યો મઅ્બૂદ છે, જે તમારા માટે પ્રકાશ લઈ આવે ? તો ફરી શું તમે સાંભળતા નથી ? (૭૧) આપ ફરમાવી દો કે, સારૂ, એ બતાવો કે અગર અલ્લાહપાક તમારા ઉપર સદા માટે કિયામતના દિવસ સુધી દિવસને જ રહેવા દે, તો અલ્લાહપાકના સિવાય ક્યો મઅ્બૂદ છે, જે તમારા માટે રાત્રિ લઈ આવે છે કે, જેમાં તમે આરામ કરો ? તો ફરી શું તમે જોતા નથી ? (૭૨) અને તેણે પોતાની કૃપાથી તમારા માટે રાત અને દિવસ બનાવ્યા કે જેથી તમે રાત્રિમાં આરામ કરો અને (દિવસે) તેનો કંઈક ફઝલ (રોજી)ની શોધ કરો અને એટલા માટે કે તમે આભાર માનો. (૭૩)

## કારૂનનો માલ બાબતે ઘમંડ :

બેશક, કારૂન મૂસા (અલૈ.)ની કૌમમાંથી હતો. ફરી પોતાની કૌમ વિરૂદ્ધ તે ગર્વ કરવા લાગ્યો અને અમે તેને એટલા ખજાના આપ્યા હતા કે, તેની ચાવીઓ (ઉઠાવવી) કેટલાક બળવાન માણસો પર ભારે થઈ પડતી. જ્યારે તેની કૌમે તેને કહ્યું કે, તું ઈતરાજી (ઘમંડ) ન કર. ખરેખર, અલ્લાહ તઆલાને ઈતરાજીવાળા ગમતા નથી. (૭૬) અને અલ્લાહપાકે જે કંઈ તને આપ્યું છે, તેનાથી તું આખિરતનું ઘર કમાઈ લે અને દુનિયાથી (આખિરતમાં



લઈ જવાનો) પોતાનો માર્ગ ભૂલી ન જા અને (બંદાઓ સાથે) ભલાઈ કર, જેવી રીતે કે અલ્લાહપાકે તારી સાથે ભલાઈ કરી છે. અને દેશમાં તારાજી ફેલાવાની ઈચ્છા ન કર. બેશક, અલ્લાહપાકને ફસાદ ફેલાવનાર ગમતા નથી. (૭૭) કારૂન બોલ્યો કે, એ માલ તો મને એક એવા હુન્નર વડે પ્રાપ્ત થયો છે, જે મારી પાસે છે. શું તેણે એટલુંય ન જાણ્યું કે, અલ્લાહપાક તેના પહેલાં એવા ઘણા સમૂહોનો નાશ કરી ચૂક્યો છે, જે એના કરતાં વિશેષ બળવાન હતા અને જથ્થામાં પણ અધિક હતા અને ગુનેહગારોને ગુનાહો વિશે પૂછવામાં નહિ આવે. (૭૮)

**કારૂનના ઘમંડનું કરૂણ પરિણામ બીજાઓ માટે બોધપાઠ-ઈબ્રત :**

પછી અમે કારૂનને તથા તેના મહેલને ધરતીમાં ધસાવી દીધો. ફરી તેના માટે કોઈ જૂથ એવું ન થયું, જે અલ્લાહપાક(ના અઝાબ)થી તેનો બચાવ કરી શકે. અને ન તે પોતે પોતાને બચાવી શક્યો. (૮૧) અને જે લોકો કાલે સાંજે તેના જેવા થવાની ઈચ્છા કરતા હતા, તે આજે કહેવા લાગ્યા : હાય રે ! એ તો (બાબત જ જુદી છે.) અલ્લાહપાક પોતાના બંદાઓમાંથી ચાહે તેના માટે રોજી બહોળી કરી દે છે અને (ચાહે તેની) તંગ કરી દે છે. જો અલ્લાહપાક અમારા ઉપર ઉપકાર ન કરત, તો અમને પણ ધસાવી દેત. અરે ! એ તો જણાયું કે, કાફિરો સફળતા પામતા નથી. (૮૨) આ આખિરતનું ઘર અમે તે જ લોકો માટે ખાસ કરીએ છીએ, જેઓ દુનિયામાં ઘમંડ ચાહતા નથી અને ન બગાડો કરવા (ચાહે છે) અને સારૂં પરિણામ (અલ્લાહપાકથી) ડરનારાઓ માટે જ છે. (૮૩)



# અલ-અનકબૂત

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૨૯** **રૂકૂઅની સંખ્યા : ૦૭**

**નાઝિલ થવાનો ક્રમ : ૮૫** **આયતોની સંખ્યા : ૬૯**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનું ઉતરાણકાળ એ યુગમાં થયું છે, જ્યારે મક્કા શરીફમાં મુસલમાનો ઉપર ખૂબ જ મુસીબતો ગુજારવામાં આવી રહી હતી. કાફિરો તરફથી ઈસ્લામનો વિરોધ પૂરી શક્તિથી થઈ રહ્યો હતો. અને ઈમાન લાવનારાઓ ઉપર સખત જુલ્મ થઈ રહ્યો હતો. આવા સંજોગોમાં અલ્લાહ તઆલાએ આ સૂરત ઈમાનવાળાઓમાં દૃઢતા, શૌર્ય અને હિંમત તેમજ મક્કમતા પેદા કરવા માટે ઉતારી. આની સાથે જ મક્કાના કાફિરોને પણ આમાં સખત ધમકી આપવામાં આવી કે પોતાના માટે એ પરિણામને આમંત્રણ ન આપે, જે સત્ય દુશ્મનીની પદ્ધતિ અપનાવનારા દરેક જમાનામાં જોતા રહ્યા છે.

આના અનુસંધાનમાં જ એ સવાલોનો જવાબ પણ આપવામાં આવ્યો છે. જે કેટલાક યુવકો સામે તે સમયે ઉભા થયા હતા. દા.ત. તેમના માતા-પિતા તેમની ઉપર દબાણ કરી રહ્યા હતા કે, તમે હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો સાથ છોડી દો, અને અમારા દીન ઉપર મક્કમ રહો. જે કુર્આન ઉપર તમે ઈમાન લાવ્યા છો, તેમાં પણ આ જ તો લખ્યું છે કે, માં-બાપનો હક્ક સૌથી વધારે છે. તો અમે જે કંઈ કહીએ છીએ તેને માનો, નહીં તો તમે જાતે પોતાના જ ઈમાન વિરૂદ્ધ વર્તશો. આનો જવાબ આઠમી આયતમાં આપવામાં આવ્યો છે.

આવી જ રીતે કેટલાક નવમુસ્લિમોને તેમના કબીલાવાળા કહેતા હતા કે, તમારી સજા કે સવાબ અમારે માથે છે. તમે ફક્ત અમારૂં કહ્યુ માનો. અને આ માણસથી અલગ થઈ જાવ. જો ખુદાપાક તમને પકડશે, તો અમે

ખુદ આગળ વધી કહી દઈશું કે, આ બિચારાઓનો કોઈ કસૂર નથી. એમને હમોએ ઈમાન છોડવા માટે મજબૂર કર્યા હતા, આથી આપ હમોને પકડો. આનો જવાબ આયતો ૧૨-૧૩માં આપવામાં આવ્યો છે કે, કોઈ બીજાનો બોજ કિયામતમાં ઉઠાવી શકવાનો નથી.

જે કિસ્સા આ સૂરતમાં વર્ણવવામાં આવ્યા છે, તેમાં પણ મુખ્યત્વે આ જ પાસુ વધુ સ્પષ્ટ છે કે, આગળના નબીઓને જુઓ, કેવા કેવા સખત સમય તેમની ઉપર આવ્યા અને કેટકેટલી મુદતો સુધી તેમને સતાવવામાં આવ્યા. પછી છેવટે અલ્લાહ તઆલા તરફથી તેમની મદદ કરવામાં આવી. તેથી ગભરાઓ નહીં, અલ્લાહપાકની મદદ ચોક્કસ આવશે. પરંતુ અજમાયશનો એક તબક્કો પસાર થવો જરૂરી છે. દીનની રક્ષા માટે જો વતનથી હિજરત કરવી પડે તો તેના માટે પણ મુસ્લિમોએ તૈયારી રાખવી જોઈએ. અલ્લાહપાકની જમીન તંગ નથી. અને તેની રોજીના ખજાનાઓમાં પણ કમી નથી. મુસલમાનોને આ બોધ આપવાની સાથે મક્કાના કાફિરોને પણ આ કિસ્સાઓ દ્વારા ચેતવવામાં આવ્યા છે કે, જો ખુદા તઆલા તરફથી પકડ થવામાં વાર થઈ રહી છે, તો એમ ન સમજી બેસો કે ક્યારેય પકડ જ નહીં થાય. આગળ નાશ પામેલી કૌમોનાં અવશેષો તમારી સામે મૌજૂદ છે. જોઈ લો કે અંતે તેમનો નાશ થઈને રહ્યો. અને ખુદા તઆલાએ પોતાના નબીઓની મદદ કરી.

સૂરતની આયત-૪૧માં મુશ્રિકોના શિર્કને કરોડિયાની જાળ સાથે સરખાવીને ઉદાહરણ આપવામાં આવ્યુ છે. માટે સૂરતનું નામ અન્કબૂત (કરોડિયો) રાખવામાં આવ્યુ છે.

# સૂરએ અન્કબૂત

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**ઈમાનવાળાઓને દુન્યામાં જરૂર આજમાવવામાં આવશે :**

શું લોકો એમ સમજે છે કે, (માત્ર) એટલું કહીને છૂટી જઈશું કે અમે

ઈમાન લાવ્યા અને તેમને (સંકટોથી) અજમાવવામાં નહિ આવે ? (૨) અને ખરેખર, જે (ઈમાનવાળા) લોકો તેમના પહેલાં હતા, તેમને પણ અમે અજમાવ્યા છે. તો જે લોકો સાચા છે, તેમને (જાહેરમાં) અલ્લાહપાક જરૂર જાણી લેશે અને જૂઠાઓને પણ અવશ્ય જાણી લેશે. (૩) જે લોકો બુરાઈઓ કરે છે, તેઓ શું એમ ધારે છે કે, તેઓ અમારાથી છટકી જશે ? તેઓ બુરી વાત તજવીઝ કરે છે. (૪) જે કોઈ અલ્લાહ તઆલાની મુલાકાતની આશા રાખતો હોય, તો અલ્લાહપાકનો તે (નિર્મિત) વાયદો અવશ્ય આવનારો છે. અને તે સઘળુ સાંભળનાર (અને) જાણનાર છે. (૫) અને જે કોઈ મહેનત ઉઠાવે છે, તો તે પોતાના જ (લાભ) માટે ઉઠાવે છે, (નહિ તો) અલ્લાહપાકને આખા જગતની કંઈ જ પરવા નથી. (૬)

**અલ્લાહપાકની આજ્ઞા માં-બાપની આજ્ઞા કરતાં વધારે છે :**

અને અમે મનુષ્યને તેના માં-બાપ સાથે ભલાઈથી વર્તવાની તાકીદ કરી દીધી અને (તે છતાં) જો બન્ને તારા ઉપર આ વાતનું દબાણ કરે કે તું એવી વસ્તુને મારી શરીક બનાવે, જેની કોઈ દલીલ તારી પાસે નથી, તો તું તેમનું કહેવું માનીશ નહિ. તમારે સૌએ મારા જ તરફ પાછા ફરવાનું છે. પછી જે કંઈ તમે કર્યા કરતા હતા, તે બધું હું તમને બતાવી આપીશ. (૮)

**કોઈ માણસ બીજાનો (ગુનાહો) બોજ ઉઠાવવાનો નથી :**

અને કાફિરો ઈમાનવાળાઓને કહે છે કે, તમે (દીનમાં) અમારા પંથે ચાલો અને અમે તમારા ગુનાહોનો બોજો ઉઠાવી લઈશું, પણ તેઓના ગુનાહોમાંથી કંઈ પણ બોજો તેઓ ઉઠાવનાર નથી. ખરેખર, તેઓ જૂઠા જ છે. (૧૨) અને અલબત્ત, (એવું તો થશે કે) તેઓ પોતાના (સંપૂર્ણ) બોજા ઉઠાવશે તથા પોતાના (પાપના) બોજાઓ સાથે બીજા કેટલાક (પાપના) બોજા (ઉઠાવશે) અને અલબત્ત, કિયામતના દિવસે તેઓને તે વાતોની પૂછ થશે, જે જૂઠી રીતે ઉપજાવી કાઢતા હતા. (૧૩)

**ગુનેહગાર કૌમોનો ઈબ્રતનાક અંજામ :**

તો દરેકને અમે તેઓના ગુનાહ(ની શિક્ષા)માં પકડી લીધા. ફરી

તેઓમાંથી કેટલાકના ઉપર તો અમે સખત પવનથી પથ્થરો મોકલ્યા અને તેઓમાંથી કેટલાકને ભયંકર કિકિયારીએ આવી પકડ્યા અને તેઓમાંથી કેટલાકને અમે ધરતીમાં ધસાવી દીધા અને તેઓમાંથી કેટલાકને અમે ડૂબાડી દીધા અને અલ્લાહપાક એવો ન હતો કે તેઓના ઉપર જુલ્મ કરત, પરંતુ તેઓ જ પોતાના ઉપર જુલ્મ કરતા હતા. (૪૦)

## કરોળિયાની જાળની જેમ મૂર્તિઓની કમઝોરી :

જે લોકોએ અલ્લાહ તઆલાને છોડી દઈ બીજા કાર્યસાધક (મઅ્બૂદ) બનાવ્યા, તેઓનું ઉદાહરણ કરોળિયા રૂપે છે કે, જેણે એક ઘર (જાળું) બનાવી લીધું અને ખરેખર, નબળામાં નબળું ઘર કરોળિયાનું જ ઘર હોય છે, જો તેઓને સમજ હોત (તો એવું શિર્ક ન કરત). (૪૧) બેશક, અલ્લાહ તઆલા તે સૌ વસ્તુઓ(ની નિર્બળતા)ને જાણે છે, જેની તેઓ અલ્લાહપાકના સિવાય પૂજા કરે છે. અને તે અતિ જોરાવર (અને) મહાન હિકમતવાળો છે. (૪૨) અને આ ઉદાહરણોને અમે લોકોના (સમજાવવા) ખાતર વર્ણન કરીએ છીએ અને એ ઉદાહરણોને માત્ર જ્ઞાની લોકો જ સમજે છે. (૪૩) અલ્લાહપાકે આકાશો અને પૃથ્વીને યોગ્યતાપૂર્વક જ બનાવ્યા. ખરેખર, એમાં ઈમાનવાળાઓ માટે (તવહીદની) મહાન દલીલ છે. (૪૪)

એટલે ઘર તો એટલા માટે હોય છે કે, જાનમાલનું રક્ષણ થાય. કરોળિયાનું જાળુ તે કંઈ ઘર છે કે સહેજમાં તૂટી જાય ? પરંતુ કરોળિયો એમ જ ધારે છે કે, એથી મારો બચાવ થશે. એ જ પ્રમાણે આ મુશ્રિકો પોતાના જૂઠા મઅ્બૂદોને પોતાના તારણહાર સમજે છે, પણ જ્યારે અલ્લાહ તઆલાના તરફથી કોઈ આફત તેઓના ઉપર આવશે, ત્યારે કરોળિયાના જાળા મુજબ જૂઠા મઅ્બૂદો તેઓનો કંઈ બચાવ કરી શકશે નહિ. જો તેઓને આ બાબતની સમજ હોત તો જરૂર શિર્કથી તૌબા કરી ઈમાન સ્વીકારત.

## મુશ્રિકોનો એકરાર : સર્વ વ્યવસ્થા અલ્લાહપાકના જ હાથમાં :

અને ઘણાંએ પ્રાણીઓ એવા છે, જે પોતાની રોજી ઉઠાવી (સંઘરી) રાખતા નથી. અલ્લાહપાક જ તેમને રોજી પહોંચાડે છે અને તમને પણ.

અને તે જ સાંભળનાર જાણનાર છે. (૬૦) અને જો તેઓથી આપ પૂછો કે આકાશો તથા પૃથ્વીને કોણે સર્જયા અને ચંદ્ર તથા સૂર્યને કોણે કામે લગાડ્યા ? તો તેઓ અવશ્ય એ જ કહેશે કે, અલ્લાહપાકે. છતાં તેઓ ક્યાં અવળા જાય છે ? (૬૧) અલ્લાહપાક પોતાના બંદાઓમાંથી ચાહે તેના માટે રોજી બહોળી કરી આપે છે અને ચાહે તેને માપસર આપે છે. બેશક, અલ્લાહપાક દરેક વસ્તુને જાણે છે. (૬૨) અને જો તેઓથી આપ પૂછો કે આકાશથી પાણી કોણે વરસાવ્યું ? ફરી તે વડે જમીનને તેના મરણ (સૂકાઈ જવા) પછી કોણે સજીવન કરી ? તો તેઓ જરૂર એ જ કહેશે કે, અલ્લાહ તઆલાએ. આપ ફરમાવી દો કે, સઘળા વખાણ અલ્લાહપાકના જ છે, (છતાં માનતા નથી) બલ્કે તેઓમાંના ઘણાખરા સમજતા પણ નથી. (૬૩) અને આ જગતજીવન તો રમત ગમત સિવાય કંઈ જ નથી; અને અલબત્ત, આખિરતનું જે ઘર છે, તે જ અમર જીવન છે. જો તેઓ સમજતા હોત (તો એવા પાપ ન કરત). (૬૪)

# અર્-રૂમ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૩૦** **રૂકૂઅની સંખ્યા : ૦૬**

**નાઝિલ થવાનો ક્રમ : ૮૪** **આયતોની સંખ્યા : ૬૦**

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરતની શરૂઆતની આયતોમાં જે આગાહી કરવામાં આવી છે, તે કુર્આન મજીદના કલામે ઈલાહી હોવા માટેના અને હઝરત મુહમ્મદ (સલ.)ના સાચા રસૂલ હોવાના સૌથી ખુલ્લા પુરાવાઓ પૈકી એક છે.

આ તે જમાનો હતો, જ્યારે મક્કામાં તૌહીદના માનવાવાળાઓ સૈયદના મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના નેતૃત્વ હેઠળ અને શિર્કના અનુયાયીઓ કુરૈશ સરદારોની આગેવાની હેઠળ એકબીજા સાથે લડી રહ્યા હતા. અને ઈ.સ. ૬૧૫માં તો પરિસ્થિતિ એટલી હદે પહોંચી ગઈ

હતી કે મુસલમાનોની એક મોટી સંખ્યાએ ઘરબાર છોડી હબશના ખ્રિસ્તી રાજ્યમાં (જે રોમન સલ્તનતને તાબે હતું) આશ્રય લેવો પડયો. એ વખતે રોમન સામ્રાજ્ય ઉપર ઈરાનના વર્ચસ્વની વાતો લોકજીભે ચર્ચાઈ રહી હતી. મક્કાના મુશ્રિકો આ સમાચાર સાંભળી આનંદિત થઈ રહ્યા હતા. અને મુસલમાનોને કહેતા હતા કે, જુઓ ! ઈરાનના અગ્નિપૂજકો વિજય મેળવી રહ્યા છે, અને વહી તથા રિસાલતમાં માનનારા ખ્રિસ્તીઓ હાર ઉપર હાર ખાઈ રહ્યા છે. આવી જ રીતે અમે આરબ દેશના મૂર્તિપૂજકો પણ તમને અને તમારા ધર્મને ખતમ કરી નાખીશું.

આ પરિસ્થિતિમાં કુર્આન મજીદની આ સૂરત ઉતરી અને આમાં આ આગાહી કરવામાં આવી કે, “નજીકની ધરતી ઉપર રોમન પરાજિત થઈ ગયા છે, પરંતુ આ પરાજયના થોડા વરસમાં જ તેઓ વિજયી થશે. અને તે એ દિવસ હશે, જ્યારે અલ્લાહપાકના આપેલા વિજયથી ઈમાનવાળા ખુશ થઈ રહ્યા હશે.” આમાં એકની જગ્યાએ બે આગાહીઓ હતી : એક આ કે રોમનોને પ્રભુત્વ મળશે. બીજી આ કે મુસલમાનોને પણ એ જ જમાનામાં વિજય મળશે. દેખીતી રીતે દૂરથી આ વાતનો કોઈ અણસાર મળતો ન હતો કે, આમાંથી કોઈ પણ આગાહી થોડા વરસમાં સાચી પડશે. એક તરફ થોડા મુસલમાનો હતા, જેમને મક્કામાં મારવામાં અને હઠાવવામાં આવતા હતા, અને આ આગાહી પછી પણ આઠ વરસ સુધી એમના માટે પ્રભુત્વ અને વિજયની કોઈ શક્યતા જણાતી ન હતી. બીજી તરફ રોમનો દિવસે દિવસે હારતા જઈ રહ્યા હતા. ઈ.સ. ૬૧૯ સુધી આખુ મિસર ઈરાનના કબજામાં જતુ રહ્યું અને મજૂસી સેનાઓએ ટ્રીપોલી *(Tripoli)* નજીક પહોંચી પોતાના ઝંડા ફરકાવી દીધા. એશિયા માઈનરમાં ઈરાની સેનાઓ રોમનોને મારતી-ભગાડતી બોસ્ફોરસના કિનારે પહોંચી ગઈ. અને ઈ.સ. ૬૧૭માં તેમણે બિલ્કુલ કોન્સ્ટન્ટીનોપલ સામે ખિલ્દૂન (Chalcedon હાલનું કાઝીકૂઈ) ઉપર કબજો કરી લીધો.

અંગ્રેજ ઈતિહાસકાર ગિબન અનુસાર કુર્આન મજીદની આ આગાહી પછી પણ સાત-આઠ વરસ સુધી પરિસ્થિતિ એવી હતી કે, કોઈ વ્યક્તિ

આવું કલ્પી પણ શકતી ન હતી કે, રોમન અમ્પાયર ઈરાન ઉપર વિજય મેળવશે. બલ્કે વિજય તો દૂર એ વખતે તો કોઈને આ આશા પણ ન હતી કે, હવે આ રાજ્ય બાકી પણ બચશે.

કુર્આન શરીફની આ આયતો જ્યારે ઉતરી તો મક્કાના કાફિરોએ એમની ખૂબ મજાક ઉડાડી અને ઉબય્ બિન ખલ્ફે હઝરત અબૂબક્ર (રદી.) સાથે શરત લગાવી કે, જો ત્રણ વરસમાં રોમનો વિજયી થઈ જાય તો દસ ઉંટ હું આપીશ, નહીં તો તમારે દસ ઉંટ આપવા. નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જ્યારે આ શરતની જાણ થઈ તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, કુર્આનમાં **"ફી બિદ્ઈસિનીન"**ના શબ્દો આવ્યા છે. અને અરબી ભાષામાં **બિદ્અ** શબ્દ દસથી ઓછા માટે બોલાય છે. આથી દસ વરસની અંદરની શરત રાખો. અને ઉંટની સંખ્યા વધારીને ૧૦૦ કરી દો. આથી હઝરત અબૂબક્ર રદી.એ ઉબય્ને ફરીથી વાત કરી અને નવેસરથી શરત નક્કી થઈ કે દસ વરસમાં જે પક્ષની વાત ખોટી પડે તે ૧૦૦ ઉંટ આપશે.

ઈ.સ. ૬૨૨માં આ તરફ નબી (સલ.) હિજરત કરી પવિત્ર મદીના તશરીફ લઈ ગયા. અને તે તરફ હિરકલ કૈસર શાંતિપૂર્વક કોન્સ્ટન્ટીનોપલથી કાળા સમુદ્ર *(Black Sea)*ના માર્ગે ત્રાબઝૂન તરફ રવાના થયો. જ્યાં તેણે ઈરાન ઉપર પાછળથી હુમ્લો કરવાની તૈયારી કરી. આ જવાબી હુમલાની તૈયારી માટે કૈસરે ચર્ચ પાસેથી નાણાંકીય સહાય માંગી અને ખ્રિસ્તી ચર્ચના મુખ્ય બિશપ સરજીસે *(Sergius)* ખ્રિસ્તી ધર્મને મજૂસી ધર્મથી બચાવવા માટે ચર્ચમાં ભેગી થયેલ દાનની રકમ વ્યાજે ઉધાર આપી. હિરકલે પોતાનો હુમ્લો ઈ.સ. ૬૨૩માં આરમીનિયાથી શરૂ કર્યો અને બીજા વરસે ઈ.સ. ૬૨૪માં આઝરબાયજાનમાં ઘૂસી જઈ જરથુષ્ટ્રના જન્મ સ્થળ અરમ્યહ *(Clorumia)*નો નાશ કર્યો. અને ઈરાનીઓના સૌથી મોટા અગ્નિઘરનો સર્વનાશ કરી દીધો. અલ્લાહ તઆલાની કુદરત જુઓ કે, આ જ એ વરસ હતું જેમાં મુસલમાનોને બદ્ર મુકામે પ્રથમવાર મુશ્રિકોના મુકાબલે નિર્ણાયક વિજય પ્રાપ્ત થયો. આમ એ બન્ને આગાહીઓ જે સૂરએ રૂમમાં કરવામાં આવી હતી, દસ વરસનો સમય પૂરો થાય તે પહેલાં એકી સાથે સાચી ઠરી.



ઈ.સ. ૬૨૮માં ખુસરૌ પરવેઝ વિરૂદ્ધ આંતરિક બળવો થયો. તેને કેદ કરવામાં આવ્યો. તેની નજર સામે તેના ૧૮ પુત્રો કતલ કરી દેવામાં આવ્યા. અને થોડા દિવસ પછી તે કેદખાનાની પીડા સહન કરતાં કરતાં મરી ગયો. આ જ વરસમાં હુદયબિય્યહની સંધિ થઈ. જેને કુર્આને ''મહાન વિજય'' તરીકે ઘટાવી છે. અને આ જ વરસમાં ખુસરૌના પુત્ર કબાદ બીજાએ બધા જ રોમન પ્રદેશનો ત્યાગ કરી અસલ ક્રોસ પાછું આપી રોમ સાથે સુલેહ કરી લીધી. ઈ.સ. ૬૨૯માં કૈસર ''પવિત્ર ક્રોસ''ને તેની અસલ જગ્યાએ રાખવા માટે બયતુલ મકદિસ ગયો. અને એ જ વરસે નબી (સલ.) ઉમરતુલકઝા અદા કરવા માટે પહેલી વખત મક્કા શરીફમાં પ્રવેશ્યા.

આ પછી કોઈ પણ વ્યક્તિને આ અંગે કોઈ શંકા ન રહી કે કુર્આન શરીફની આગાહી સાવ સાચી હતી. ઉબય બિન ખલ્ફના વારસદારોએ (ઉબયના મૃત્યુ બાદ) હાર સ્વીકારીને શરત મુજબ સો ઉંટ હઝરત અબૂબક્ર (રદી.)ને આપી દેવા પડ્યા. તે તેમને લઈ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં ઉપસ્થિત થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આદેશ આપ્યો કે, તેનું દાન કરી દેવામાં આવે. કેમકે શરત એ સમયે થઈ હતી, જ્યારે શરીઅતમાં જુગારના હરામ હોવા અંગે હુકમ આવ્યો ન હતો. પણ હવે આના હરામ હોવા અંગે હુકમ આવી ગયો હતો. આથી માલ લઈ લેવાની પરવાનગી તો આપી દીધી, પરંતુ આદેશ આપવામાં આવ્યો કે, આનો જાતે ઉપયોગ કરવાને બદલે દાન કરી દેવામાં આવે.

આ બનાવથી સ્પષ્ટ થાય છે કે, વ્યક્તિ પોતાની ઉપરછલ્લી નજરના કારણે એટલું જ જુએ છે, જે ખરેખર તેની આંખોની સામે હોય છે. પરંતુ આ બાહ્યના પડદા પાછળ જે કંઈ છે, તેની ખબર તેને હોતી નથી. આ બાહ્ય નજર જ્યારે દુનિયાની નાની-નાની બાબતોમાં ગેરસમજ અને ખોટા અંદાજ માટે કારણભૂત બની શકે છે, અને જ્યારે માત્ર આટલું જ ન જાણવાના કારણે કે ''આવતી કાલે શું થવાનું છે'' તેની માણસ ખોટી ગણત્રી કરી બેસે છે. તો પછી સમગ્ર રીતે જીવનની બાબતમાં દુન્યવી જીવનના બાહ્ય ઉપર ભરોસો કરી લેવો અને આ જ આધાર ઉપર પોતાના જીવનની સમગ્ર




મૂડીનો દાવ લગાવી દેવો કેટલી મોટી ભૂલ છે.

રોમ અને ઈરાનની બાબતથી વર્ણનની દિશા આખિરતના વિષય તરફ વળી જાય છે. અને સતત ત્રણ રૂકૂઅ સુધી વિવિધ રીતે આ સમજાવવા કોશિશ કરવામાં આવે છે કે, આખિરત શક્ય પણ છે, બુદ્ધિસંગત પણ છે, આની જરૂરત પણ છે. અને માનવજીવનની વ્યવસ્થાને સુધારવા માટે પણ આ જરૂરી છે કે, વ્યક્તિ આખિરત ઉપર વિશ્વાસ કરી પોતાના હાલના જીવનનો કાર્યક્રમ બનાવે. નહીં તો એ જ ભૂલ થશે, જે બાહ્ય ઉપર ભરોસો કરી લેવાથી થઈ જાય છે.

આના અનુસંધાનમાં આખિરત ઉપર દલીલ કરતાં સૃષ્ટિની જે નિશાનીઓ પુરાવા તરીકે રજૂ કરવામાં આવી છે, તે બરાબર એ જ નિશાનીઓ છે, જે તૌહીદ ઉપર પણ દલીલરૂપ છે. આથી ચોથા રૂકૂઅના આરંભથી સમજાવવાની દિશા તૌહીદના પુરાવા આપવા અને શિર્કને ખોટું ઠરાવવા તરફ વળી જાય છે. અને બતાવવામાં આવે છે કે, માનવી માટે સ્વાભાવિક દીન-ધર્મ એ જ છે કે તે બિલ્કુલ એકાગ્ર થઈને એક ખુદાપાકની બંદગી કરે. શિર્ક સૃષ્ટિની પ્રકૃતિ અને માનવપ્રકૃતિ વિરૂદ્ધ છે. આથી જ્યાં પણ માનવીએ ગુમરાહી અપનાવી છે, ત્યાં બગાડ ઉભો થયો છે. આ પ્રસંગે ફરી એ મહાન બગાડ તરફ જે તે વખતે દુનિયાના બે સૌથી મોટા રાજ્યો વચ્ચે યુદ્ધના કારણે પેદા થયો હતો, નિર્દેશ કરવામાં આવ્યો છે અને બતાવવામાં આવ્યું છે કે, આ બગાડ પણ શિર્કના પરિણામો પૈકી છે. અને અગાઉ માનવ ઈતિહાસમાં પણ જેટલી કૌમો બગાડમાં પડી છે, તે સૌ પણ મુશ્રિક કૌમો જ હતી.

સૂરતના અંતમાં દૃષ્ટાંત આપી લોકોને સમજાવવામાં આવ્યું છે કે, જેવી રીતે ધરતી ઉપર ખુદાપાકની મોકલેલ વર્ષાથી તે એકાએક સજીવન થઈ જાય છે અને ખીલી ઉઠે છે, તેવી જ રીતે ખુદાપાકની મોકલેલી વહી અને નબુવ્વત પણ મૃત માનવતાના હિતમાં રહમતની વર્ષા સમાન છે. જેનું ઉતરાણ તેના માટે જીવન, ઉછેર અને ભલાઈનું કારણ હોય છે. આ તકનો ફાયદો ઉઠાવશો તો આ જ આરબ પ્રદેશની વેરાન ધરતી અલ્લાહપાકની રહમતના કારણે


લહેરાવવા માંડશે. અને બધી ભલાઈ તમારા માટે જ હશે. આનો લાભ નહીં ઉઠાવો તો પોતાનું જ નુકસાન કરશો. ત્યારે પસ્તાવાથી કંઈ વળશે નહીં, અને નુકસાન ભરપાઈ કરવાની કોઈ તક તમને પ્રાપ્ત નહીં થાય.

આ સૂરતમાં અલ્લાહપાકે બતાવી દીધું કે, હકીકતમાં સમગ્ર આકાશ-પાતાળની સત્તા ફક્ત એક મહાન શક્તિમાન અલ્લાહપાકના જ હાથમાં છે. તે પોતાના નાફરમાન બંદાઓને મહેતલ આપે છે. પછી જ્યારે તેમની શરારત-બદમાશી હદથી વધી જાય છે, તો પોતાના આજ્ઞાંકિત બંદાઓ મારફતે તેને હાર આપી નિષ્ફળ કરી દે છે.

# સૂરએ રૂમ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**ભવિષ્યવાણી :**

રૂમવાળા પરાજીત થઈ ગયા, (૨) બહુ નજીકના જ દેશમાં (હાર્યા), પણ તેઓ આ પરાજય બાદ ટૂંક સમયમાં જ વિજેતા થશે. (૩) અમુક વર્ષોમાં જ; પ્રથમ પણ અધિકાર અલ્લાહપાકનો જ હતો અને પછી પણ (તેનો જ રહેશે) અને તે દિવસે મુઅમિનો ખુશીમાં હશે. (૪) અલ્લાહપાકની સહાય વડે; તે અલ્લાહપાક ચાહે તેને વિજય આપે છે અને તે અતિ બળવાન (અને) દયાળુ છે. (૫) અલ્લાહપાકનો આ વાયદો થઈ ચૂક્યો; અલ્લાહપાક પોતાના વાયદાનો ભંગ કરતો નથી, પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૬)

હુઝૂર (સલ.)ના સમયમાં સૌથી મહાન બે જ સત્તા હતી. રૂમ અને ઈરાન. રૂમની સત્તા ઈસાઈઓના હાથમાં હતી અને ઈરાનમાં પારસીઓની સત્તા હતી. એ બન્ને રાજ્યો વચ્ચે દસ-બાર વર્ષથી છૂટીછવાઈ લડાઈઓ ચાલતી હતી. આખરે ઈરાનના બાદશાહ ખુસરૂ પરવેઝે પોતાના બે બહાદુર સરદાર શહેરયાર અને ફરખાનને મહાન લશ્કર સાથે મોકલી રૂમીઓ પર હુમલો કર્યો અને અરબસ્તાનથી લગતાં રૂમીઓની સરહદના કેટલાક શહેર જીતી લેવા ઉપરાંત રૂમીઓને સજ્જડ હાર આપી. શામ, મિસર, એશીયા, માઈનર વગેરે દેશો તેઓના કબજા ભોગવટાથી નીકળી ગયા. રાજધાની

પણ ભયમાં આવી પડી. મહાન પાદરીઓ કતલ અથવા કેદ થઈ ગયા. બયતુલ મુકદ્દસમાંથી ઈસાઈઓની સલીબ પણ ઈરાનીઓ ઝૂંટવી લઈ ગયા. સારાંશ કે તેઓની સત્તાનો જાણે અંત આવી ગયો. બાહ્ય સાધનો વડે તેઓના ફરી પ્રબળ થઈ ઈરાનીઓના દબાણથી મુક્ત થવાની કંઈ જ આશા ન રહી. મક્કામાં આ સમાચાર પહોંચતાં મુસલમાનો દિલગીર થયા. કેમકે રૂમીઓ અહલે કિતાબ હતા અને કાફિરોની માફક જ પારસીઓ પણ મુશ્રિક હોવાથી તેઓ ખુશ થઈ મુસલમાનોને મ્હેણાં તરીકે કહેવા લાગ્યા કે, રૂમીઓ પર પારસીઓના વિજયને અમારા માટે અમે શુકન ગણીએ છીએ કે આ અગ્નિપૂજકોના અહલે કિતાબ પર વિજેતા થવા મુજબ જ ટૂંક સમયમાં મૂર્તિપૂજકોને તમારા કુર્આનવાળાઓ પર ફતેહ મળશે. તે વેળા અલ્લાહ તઆલાએ કુર્આન મારફતે જાહેરી સાધનોથી તદ્દન વિરૂદ્ધ સ્પષ્ટ જાહેરાત કરી દીધી કે ભલે અત્યારે રૂમીઓ પરાજીત થયા છે, પરંતુ અમુક એટલે નવ વર્ષ સુધીમાં પાછા વિજેતા થઈ જશે. આ ભવિષ્યવાણી સાંભળી હઝરત સિદ્દીક (રદી.)એ મક્કાની ગલીકુચીઓ સુદ્ધામાં આ ચર્ચા ફેલાવી દીધી અને ઉબય બિન ખલફ કાફિરથી શરત પણ કરી કે, આટલા વર્ષમાં રૂમીઓનો વિજય ન થાય તો સો ઉંટ હું તને આપીશ. નહિ તો તેટલા જ ઉંટ તારે મને આપવા પડશે. બીજી બાજુ રૂમીઓના બાદશાહ હિરકલે પોતાના નષ્ટ પામેલા વર્ચસ્વને પાછુ મેળવવા નિશ્ચય કરી લીધો અને કોશિશ કરવા લાગ્યો. પરિણામે અલ્લાહ તઆલાની કુદરતથી નવ વર્ષમાં કુર્આનની ભવિષ્યવાણી મુજબ રૂમીઓ વિજય પામ્યા. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)એ શરત જીતીને ઉબય બિન ખલફ પાસેથી સો ઉંટ લીધા. તે વખત સુધી એવી શરતની મનાઈ ન હતી, છતાં હુઝૂર (સલ.)એ તે ખૈરાત કરાવી દીધા. હાલ બન્ને તરફથી શરત કરવું દુરૂસ્ત નથી. એક તરફથી ઈનામ તરીકે હોય તો દુરૂસ્ત છે.

કુર્આન શરીફની ભવિષ્યવાણીઓ મુજબ થયું અને રૂમીઓના આ વિજયના સમાચાર અરબમાં એવા વખતે પહોંચ્યા કે, મુસલમાનોની બદ્રની લડાઈમાં ફતેહમંદ થવાથી ખુશ થયા હતા. એમાં હુઝૂર (સલ.)ના સાચા

નબી હોવાની અને કુર્આનના ખુદાઈ કલામ હોવાની દલીલ છે કે, વર્ષો પહેલાં જે બાબતની જે પ્રમાણે ખબર આપી હતી, તેવી જ રીતે થયું. આ ભવિષ્યવાણીની સત્યતા પ્રત્યક્ષ નિહાળી મુશ્રિકો મુસલમાન થઈ ગયા.

## આકાશ-પૃથ્વીને પેદા કરવાનો હેતુ :

શું તેઓએ પોતાના મનમાં આ વિચાર નથી કર્યો કે, અલ્લાહપાકે આકાશો અને પૃથ્વીને તથા જે કંઈ તેમની વચ્ચે છે તે સૌને સત્ય હેતુપૂર્વક અને એક નક્કી થયેલી મુદત સુધીના માટે જ બનાવ્યા છે અને ઘણા લોકો પોતાના પરવરદિગારથી મળવાનો ઈન્કાર કરે છે. (૮) શું તેઓએ પૃથ્વીમાં મુસાફરી નથી કરી ? તો નિહાળી લેત કે તેઓથી પૂર્વેના (મુન્કિર) લોકોનું પરિણામ કેવું આવ્યું ? જેઓ આ લોકો કરતાં શક્તિમાં પણ અધિક હતા અને તેઓએ જમીનને પણ (વિશેષ) ખેડીને તેઓના દેશને મક્કાવાસીઓથી વધુ આબાદ કર્યો હતો અને તેઓની પાસે પણ તેઓના રસૂલો સ્પષ્ટ મુઅજિઝહ લઈ આવ્યા હતા. તો અલ્લાહપાક એવો ન હતો કે તેઓના ઉપર જુલ્મ કરે, પરંતુ તેઓ પોતે જ પોતાના ઉપર જુલ્મ કરતા હતા. (૯) ફરી એવું દુષ્ટ કામ કરનારાઓનું પરિણામ પણ અતિ બુરૂં થયું, કારણકે તેઓએ અલ્લાહપાકની આયતોને જૂઠી ઠેરવી અને તેના ઉપર ઠઠ્ઠા કરતા હતા. (૧૦) અલ્લાહપાક જ મખ્લૂકને પ્રથમ પેદા કરે છે. ફરી તે જ તેને પુનર્જીવન આપશે. ફરી (હિસાબ માટે) તેની જ તરફ પાછા લઈ જવામાં આવશે. (૧૧) અને જે દિવસે કિયામત કાયમ થશે, ત્યારે (કાફિર) પાપીઓ નિરાશ બની રહી જશે. (૧૨) અને તેઓના (જૂઠા) શરીકોમાંથી તેઓ માટે કોઈ ભલામણ કરનારા નહિ હોય અને તેઓ (પોતે જ) પોતાના શરીકોથી ઈન્કાર કરતા થઈ જશે. (૧૩) અને જે દિવસે કિયામત કાયમ થશે તે દિવસે સૌ લોકો એકબીજાથી જુદા પડી જશે. (૧૪) એટલે જેઓ ઈમાન લાવ્યા અને તેમણે ભલાં કામ કર્યા તો તેઓને જન્નતમાં ખુશ કરવામાં આવશે. (૧૫) અને જેઓએ કુફ્ર કર્યું હતું અને અમારી આયતોને તથા આખિરતના સામે આવવાને જૂઠાડી તો તેઓ અઝાબમાં પકડાઈને આવશે. (૧૬) તો પવિત્ર અલ્લાહપાકની યાદ કરો (મુખ્યત્વે) સાંજના વખતે અને સવારના

વખતે (૧૭) અને તેના જ વખાણ થાય છે આકાશોમાં તથા પૃથ્વીમાં અને પાછલા પહોરે (તેની યાદ કરો) તથા જ્યારે તમારી બપોર થાય. (૧૮)

**શાદી-વિવાહ પણ અલ્લાહપાકની નિશાની છે :**

તે સજીવને નિર્જીવમાંથી કાઢે છે અને નિર્જીવને સજીવમાંથી કાઢે છે. અને જમીનને તેના મરણ (સૂકાઈ જવા) પછી પુનઃ સજીવ કરે છે અને એવી જ રીતે તમો (કબરોમાંથી) કાઢવામાં આવશો. (૧૯) અને તેની (કુદરતની) નિશાનીઓ પૈકી એક આ છે કે, તેણે તમને માટીમાંથી બનાવ્યા. પછી એકાએક તમે માણસ બનીને (ઠેર ઠેર) પૃથ્વી પર ફેલાઈ રહ્યા છો. (૨૦) અને તેની નિશાનીઓ પૈકી આ પણ છે કે, તેણે તમારા માટે તમારી જાતથી જ સ્ત્રીઓ બનાવી, કે જેથી તમે તેણીઓ પાસે શાંતિ મેળવો અને તમારા બન્ને વચ્ચે પ્રેમ અને લાગણી ઉત્પન્ન કરી. બેશક, એમાં તે લોકો માટે ઘણી નિશાનીઓ છે, જેઓ વિચાર કરે છે. (૨૧) અને તેની નિશાની-ઓમાંથી આકાશો તથા પૃથ્વીની ઉત્પત્તિ અને તમારી જુદી જુદી ભાષાઓ તથા ભિન્ન ભિન્ન રંગો છે. બેશક, એમાં પણ સમજુઓ માટે ઘણી નિશાનીઓ છે. (૨૨) અને તેની નિશાનીઓમાંથી રાત્રે અને દિવસે તમારૂં ઉંઘવું અને તેની રોજીને તમારૂં શોધવું છે. એમાં પણ તે લોકો માટે ઘણી નિશાનીઓ છે, જેઓ સાંભળે છે. (૨૩) અને તેની નિશાનીઓમાંથી આ પણ છે કે, તમને ભય તથા (વરસાદની) આશા તરીકે વીજળી(ના ચમકારા) દેખાડે છે અને તે જ આકાશથી પાણી વરસાવે છે. ફરી તે વડે પૃથ્વીને તેના મરણ (સૂકાઈ જવા) પછી પુનઃ સજીવન કરે છે. બેશક, એમાં તે લોકો માટે ઘણી નિશાનીઓ છે, જેઓ બુદ્ધિ રાખે છે. (૨૪) અને તેની નિશાનીઓમાંથી આ પણ છે કે, આકાશ અને પૃથ્વી તેના હુકમથી ટકી રહ્યા છે; પછી જ્યારે તે તમને ધરતીમાંથી (નીકળવા માટે) એક વખત પુકારશે, ત્યારે તે જ પળે તમે (સજીવન થઈ) નીકળી પડશો. (૨૫) અને જે કાંઈ આકાશો અને પૃથ્વીમાં છે, તે સૌ તેનું જ છે (અને) સઘળા જ તેના હુકમને આધિન છે. (૨૬) અને તે જ (અલ્લાહપાક) છે, જે સૃષ્ટિને પહેલીવાર બનાવે છે. ફરી તે જ તેને બીજીવાર બનાવશે અને આ (ફરીથી બનાવી કાઢવું) તેના નજદીક

તદ્દન સહેલું છે. અને આકાશો તથા પૃથ્વીમાં તેની જ શાન સર્વોપરી છે. અને તે જ અતિ બળવાન (અને) હિકમતવાળો છે.

## શિર્કનો દાખલો :

અલ્લાહપાક તમારા (સમજવા) માટે તમારા (અહેવાલો)માંથી જ એક દાખલો વર્ણવે છે કે, શું તમારા ગુલામોમાંથી કોઈ પણ અમારા તમને આપેલા ધનમાં તમારો ભાગીદાર છે કે જેથી તમે સૌ તે(ના ઉપયોગ)માં સમાન થઈ જાઓ ? (અને) તમે તેઓથી ડરવા લાગો, જેવી રીતે કે પોતાના (ભાગવાળા)ઓથી ડરો છો ? એવી જ રીતે અમે તે લોકો માટે દલીલો સ્પષ્ટ બયાન કરીએ છીએ, જેઓ બુદ્ધિ રાખે છે; (૨૮) બલ્કે એ જુલ્મીઓ સમજ્યા વિના જ પોતાની મનેચ્છાઓ પ્રમાણે ચાલે છે, તો જેને અલ્લાહ તઆલાએ (તેની આવી હઠધર્મીથી) ભમતો રાખ્યો તેને કોણ માર્ગ પર લાવી શકે ? અને એવાઓનો કોઈ સહાયક નથી. (૨૯)

શિર્કની બુરાઈ તથા તેનું બાતિલ હોવું સમજાવવા ખાત તમારી હાલતોમાંથી એક દાખલો બયાન કર્યો કે, તમારી કમાણીના ફળરૂપ તમારા દાસ-દાસીઓ, જેમના તમે જાહેરમાં માલિક છો તેમજ અલ્લાહ તઆલાની જ આપેલી રોજી તમે સૌ ખાઓ છો, છતાં પણ તે લોંડી-ગુલામ તમારા કુટુંબીઓ માફક તમારા એવા ભાગીદાર અને શરીક થઈ શકતા નથી કે જેથી તમને તેઓને રાજી રાખવાની ફિકર પડે. નહિ તો એ ડર રહે કે નારાજ થઈ જતાં ભાગની વહેંચણી કરાવી લેશે અથવા બીજું કંઈ નહિ તો ઠપકો જ આપશે. જ્યારે એવું થઈ શકતું નથી, તો પછી અલ્લાહપાકના બંદા અલ્લાહપાકના ભાગીદાર કેવી રીતે થઈ શકે ? અને લોંડી-ગુલામની મરજી કે સલાહ મુજબ કામ કરવાની તમે જરાયે પરવા રાખતા નથી, તો જે અલ્લાહપાકનો કોઈ જ કુટુંબી નથી, બલ્કે સૌ તેના બંદા અને ગુલામ છે, અને તે જ સાચો માલિક છે, તેને પોતાના એવા બંદાઓની શું પરવા થઈ શકે, જેમને મુશ્રિકો કંઈ પણ દલીલ વિના જ માત્ર મૂર્ખાઈથી તેના શરીક ગણે છે !



## માલમાં ગરીબોનો હક્ક અને વ્યાજની બુરાઈ :

શું તેઓએ આ જાણ્યું નથી કે, અલ્લાહપાક ચાહે તેના ઉપર રોજી બહોળી કરી દે છે, અને ચાહે તેને માપસર આપે છે ? એમાં પણ તે લોકો માટે (તવહીદની) નિશાનીઓ છે, જેઓ ઈમાન રાખે છે. (૩૭) માટે આપ કુટુંબીજનોને તેમનો હક આપો તથા મોહતાજ અને મુસાફિરને (પણ આપો). આ તે લોકો માટે બહેતર છે, જેઓ અલ્લાહપાકની ખુશ્નૂદીના ચાહક છે. અને તેઓ જ છૂટકારો પામનાર છે. (૩૮) અને જે કંઈ તમે (એ હેતુથી) વ્યાજે આપશો કે તે લોકોના માલમાં જઈ વધ્યા કરે, તો તે અલ્લાહપાકને ત્યાં વધતું નથી અને જે કંઈ ઝકાત (વગેરે) અલ્લાહપાકની ખુશ્નૂદી ચાહીને આપે છે, તો એવા લોકો જ (અલ્લાહપાકની પાસે) વધારનારા છે. (૩૯) અલ્લાહપાક તે જ છે, જેણે તમને પેદા કર્યા, પછી તમને રોજી આપી. ફરી તમને મૃત્યુ આપે છે; પછી તમને સજીવન કરશે. શું તમારા (ઠેરવેલા) શરીકોમાંથી કોઈ એવો છે, જે આ કાર્યો પૈકી કંઈ પણ કરી શકે ? જે વસ્તુઓને તેઓ (અલ્લાહપાકની) શરીક ઠેરવે છે, તેથી તે અલ્લાહપાક પવિત્ર અને ઉચ્ચતર છે. (૪૦)

## વરસાદની નેઅમતથી વહીની નેઅમતની યાદ અપાવવી :

અલ્લાહપાક એવો (કુદરતવાળો) છે, જે પવનો ચલાવે છે. પછી તે વાદળાંને ઉઠાવે છે. ફરી અલ્લાહપાક તે (વાદળ)ને આકાશમાં ચાહે તેવી રીતે ફેલાવી દે છે. અને તેના ભાગલા પાડી નાખે છે. પછી આપ જુઓ છો કે, તેમાંથી વરસાદ નીકળી આવે છે. પછી જ્યારે તે વરસાદને પોતાના બંદાઓમાંથી ચાહે તેને પહોંચાડે છે કે તે જ વેળા તેઓ આનંદ કરવા લાગે છે. (૪૮) અને તે લોકો પોતાના ઉપર વરસાદ પડવા અગાઉ તો નિરાશ થઈ ગયા હતા. (૪૯) માટે (હે જોનાર !) અલ્લાહ તઆલાની રહમત (વરસાદ)ની અસરોને નિહાળો, કે અલ્લાહપાક (તે વડે) જમીનને તેના મરણ (સૂકાઈ જવા) પછી કેવી રીતે સજીવન કરે છે. બેશક, તે જ મુર્દાઓને સજીવન કરનારો છે. અને તે દરેક વસ્તુ પર કાબૂ ધરાવે છે. (૫૦) અને જો અમે બીજા પ્રકારનો પવન મોકલીએ, ફરી તેઓ (તેના કારણે) ખેતીને



પીળી પડેલી જૂએ તો એ (કૃપાઓ)ના પછી તેઓ નાશુક્રી કરવા લાગે છે. (૫૧) તો બેશક, આપ મુર્દાઓને સંભળાવી શકતા નથી તેમજ બહેરાઓને પણ અવાજ સંભળાવી શકતા નથી. (ખાસ કરી) જ્યારે કે તેઓ પૂઠ ફેરવી ચાલી પડે. (૫૨) અને આપ (નક્કી) આંધળાઓને તેઓના અવળા માર્ગ પરથી (સીધા) માર્ગ પર લાવી શકતા નથી. આપ તો માત્ર તેમને જ સંભળાવી શકો છો, જે અમારી વાતો પર યકીન લાવે છે. તો તેઓ આધિન થઈ જાય છે. (૫૩)

**માનવીની શરીર રચના અને જીવનના વિવિધ તબક્કાઓ તેની કમઝોરી તથા મોહતાજીની દલીલ છે :**

અલ્લાહપાક એવો છે, જેણે તમને કમઝોર સ્થિતિમાં બનાવ્યા. ફરી નબળાઈ પછી બળ આપ્યું. ફરી બળ પછી નબળાઈ અને ઘડપણ આપ્યું; તે જે ચાહે છે તે બનાવે છે અને તે સઘળું જાણનાર, કુદરતવાળો છે. (૫૧)

# સૂરએ લુકમાન

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૩૧** **રૂકૂઅની સંખ્યા : ૦૪**

**નાઝિલ થવાનો ક્રમ : ૫૭** **આયતોની સંખ્યા : ૩૪**

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

આ સૂરતના બીજા રૂકૂઅમાં તે નસીહતો નોંધવામાં આવી છે, જે હઝરત લુકમાન હકીમે પોતાના પુત્રને કરી હતી. આ જ સબંધના લીધે આનું નામ લુકમાન રાખવામાં આવ્યું છે.

આ સૂરત પણ મક્કા મુકર્રમહમાં તે જમાનામાં ઉતરી છે, જ્યારે ઈસ્લામી દઅવતને કચડવા અને રોકવા માટે જોર-જુલમની શરૂઆત થઈ ચૂકી હતી અને દરેક પ્રકારના કાવત્રા-ષડયંત્રો રચવામાં આવી રહ્યા હતા.

કુર્આન શરીફનો અસરકારક પ્રભાવ લોકોના દિલો ઉપર પડી રહ્યો

હતો. તેનાથી દૂર કરવા માટે તેમને કિસ્સા-કહાનીઓ અને શાઈરીની પ્રવૃત્તિઓમાં લગાડવાની કોશિશોનો ઉલ્લેખ આયત નં. ૬ માં આવ્યો છે. આ સાથે સૂરતમાં લોકોને શિર્કની નિરર્થકતા અને અયોગ્યતા તથા તૌહીદની સત્યતા તથા યોગ્યતા સમજાવવામાં આવી છે, અને તેમને દઅવત આપવામાં આવી છે કે, બાપદાદાનું આંધળુ અનુકરણ છોડી દે. ખુલ્લા દિલે તે શિક્ષણ ઉપર વિચારે, જે હઝ. મુહમ્મદ (સલ.) અલ્લાહ તઆલા તરફથી રજૂ કરી રહ્યા છે. અને ધ્યાનથી જુએ કે દરેક તરફ સૃષ્ટિમાં અને ખુદ તમારી જાતમાં કેવી કેવી સ્પષ્ટ નિશાનીઓ તેની સત્યતાની ગવાહી આપી રહી છે.

આ સબંધમાં આ પણ બતાવવામાં આવ્યું છે કે, આ કોઈ નવી વાત નથી જે દુનિયામાં અથવા આરબ દેશમાં પ્રથમ વખતે જ ઉઠી હોય, અને લોકો માટે સાવ અપરિચિત હોય. પહેલાં પણ જે લોકો જ્ઞાન અને બુદ્ધિ તથા ડહાપણનો દાવો કરતા હતા, તેઓ આ જ વાતો કહેતા હતા, જે આજે હઝરત મુહમ્મદ (સલ.) કહી રહ્યા છે. તમારા પોતાના જ દેશમાં લુકમાન નામના ડાહ્યા માણસ થઈ ચૂક્યા છે, જેમના ડહાપણ અને ચતુરાઈની વાતો તમારે ત્યાં પ્રખ્યાત છે. જેમના રૂઢિપ્રયોગો અને જેમની ડહાપણભરી કહેવતો તમે પોતાની વાતચીતમાં વાપરો છો. જેનું વર્ણન તમારા કવિઓ અને વક્તાઓ વારંવાર કરે છે. હવે પોતે જ જોઈ લો કે તેઓ કઈ માન્યતા અને કઈ નીતિમત્તાનું શિક્ષણ આપતા હતા. તેમણે પોતાના પુત્રને શિર્કથી રોકવા માટે કેવી સારી રીતે સમજાવ્યા છે. જ્યારે એનાથી ઉલ્ટુ હતું કે, મક્કાના મુશ્રિકો પોતાના તે પુત્રોને, જે ઈમાન લાવતા હતા, તેમને ઈમાનથી હટાવી કુફ્ર તરફ પાછા ફરવા માટે મજબૂર કરતા હતા.

**હઝરત લુકમાન :**

માણસને નુબૂવ્વતથી નવાઝવુ એ કોઈ જાતી મહેનતનું ફળ નથી, બલ્કે અલ્લાહપાકનું ઈન્આમ છે. જેનાથી તે ખાસ બંદાઓને નવાઝે છે. નબીઓ સિવાય અમૂક વ્યક્તિઓને તેમના અખ્લાક અને ઈમાનની બુન્યાદ ઉપર અલ્લાહ તઆલા તરફથી હિકમત-સમજદારી આપવામાં આવે છે.

હકીમ લુકમાન આવા જ નેક બંદાઓમાંથી છે, જેમની હિકમતની વાતોનું વર્ણન કરવામાં આવ્યુ છે.

# સૂરએ લુકમાન

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### કુર્આન શ.નો વિરોધ કરવા શાયરીની પ્રવૃત્તિમાં લોકોને લગાડવા

અને કોઈક માણસ એવો (પણ) છે, જે (અલ્લાહપાકથી) ગફલતમાં નાખનારી વાતો ખરીદે છે કે, જેથી કંઈ પણ સમજ્યા વિના જ અલ્લાહ તઆલાના માર્ગથી (લોકોને) ભમાવી દે તથા તે (માર્ગ)નો ઠઠ્ઠો-મજાક ઉઠાવે; એવા લોકો માટે તુચ્છ બનાવનાર અઝાબ છે. (૬) અને જ્યારે તેની સમક્ષ અમારી આયતો પઢવામાં આવે છે, ત્યારે તે ઘમંડી બની મોઢું ફેરવી લે છે. જાણે કે તેણે આ આયતો સાંભળી જ નથી, જાણે કે તેના બન્ને કાન બહેરા છે. માટે તેને આપ દુઃખદાયક અઝાબની ખુશખબર સંભળાવી દો. (૭) બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને ભલાં કામ કર્યા, તેમના માટે નેઅમતના બગીચા છે. (૮) જેમાં તેઓ સદા સર્વદા રહેશે. આ અલ્લાહ તઆલાએ સાચો વાયદો કર્યો છે અને તે જબરદસ્ત હિકમતવાળો છે. (૯) તેણે આકાશોને સ્તંભ વિનાના બનાવ્યા, જેને તમે નિહાળો છો, તેમજ પૃથ્વી પર (ભારે) પર્વતો નાખી દીધા કે જેથી પૃથ્વી તેમને લઈ ડોલા ન ખાય અને તેમાં દરેક પ્રકારના પ્રાણી ફેલાવી દીધા અને અમે જ આકાશથી પાણી વરસાવ્યું. ફરી જમીનમાં દરેક પ્રકારની ઉત્તમ વનસ્પતિ ઉગાડી. (૧૦) આ બધું તો અલ્લાહપાકનું સર્જેલું છે. ત્યારે હવે મને બતાવો કે તેના સિવાય બીજા જે (મઅ્બૂદ) છે, તેઓએ શું સર્જયું છે ? કંઈ નથી, પણ એ જાલિમો ચોખ્ખી ગુમરાહીમાં છે. (૧૧)

### હઝરત લુકમાન (અલૈ.)ની નસીહતો :

અને અમે લુકમાન (અલૈ.)ને શાણપણ આપ્યું (અને હુકમ આપ્યો) કે અલ્લાહપાકનો શુક્ર કર્યા કરો અને જે કોઈ શુક્ર કરશે, તો તે પોતાના જ ભલા

માટે શુક્ર કરશે. અને જે કોઈ નાશુક્રી કરશે, તો અલ્લાહપાક બેપરવા (અને) વખાણપાત્ર છે. (૧૨) અને (તે વખતને યાદ કરો) જ્યારે લુકમાન (અલૈ.)એ પોતાના દીકરાને બોધ આપતાં કહ્યું કે, હે દીકરા ! અલ્લાહ તઆલાનો ભાગીદાર ન ઠેરવજો. બેશક, શરીક બનાવવું બહુ ભારે અન્યાય છે. (૧૩)

(લુકમાન અલૈ.એ આ પણ કહ્યું કે) હે દીકરા ! જો કોઈ(ની કંઈ) કરણી રાઈના દાણા બરાબર હોય, પછી તે કોઈ પથ્થરમાં અથવા આકાશોમાં કે પૃથ્વીમાં (ગુપ્ત) હોય, તો પણ અલ્લાહપાક તેને લાવી હાજર કરશે. બેશક, અલ્લાહપાક ગુપ્ત વાતોનો જાણનાર (અને) ખબર રાખનાર છે. (૧૬) હે દીકરા ! નમાઝ કાયમ રાખ અને (લોકોને) સદ્કાર્યોની આજ્ઞા કર અને ખરાબ કૃત્યોથી અટકાવ. વળી, (એમાં) જે સંકટ તારા ઉપર આવી પડે તેને સહન કર. બેશક, એ મહા હિમ્મતના કામ છે. (૧૭) અને લોકોના તરફ (અભિમાનથી) પોતાના ગાલ ન ફુલાવ તથા પૃથ્વી પર ઈતરાજીથી ન ચાલ. બેશક, અલ્લાહ તઆલાને કોઈ ઈતરાજીવાળો ઘમંડી ગમતો નથી. (૧૮) અને તારી ચાલમાં મધ્યમ ગતિ રાખ અને (બોલતી વેળા) પોતાના અવાજને ધીમો કર. બેશક, સૌથી બુરો અવાજ ગધેડાનો અવાજ છે. (૧૯)

## અલ્લાહપાકની સંપૂર્ણ પ્રશંસા મખ્લૂક કરી શકતી નથી :

અને પૃથ્વીમાં જેટલા ઝાડ છે, તે બધા જ અગર કલમ બની જાય અને સમુદ્ર તેની શાહી હોય (અને) તે ઉપરાંત બીજા સાત સમુદ્રો(ની શાહી) હોય તો પણ અલ્લાહપાકની વાતો પૂરી ન થાય. બેશક, અલ્લાહ તઆલા મહા બળવાન (અને) હિકમતવાળો છે. (૨૭)

## માનવીય જ્ઞાનનું લિમિટેડ તથા અંદાજીત હોવું, ચોક્કસ ન હોવુ :

ખરેખર, અલ્લાહ તઆલાની પાસે જ કિયામતનું જ્ઞાન છે. અને તે જ વરસાદ વરસાવે છે. અને જે કંઈ ગર્ભાશયમાં છે, તેને તે જ જાણે છે અને કોઈ માણસને ખબર નથી કે તે કાલે શું કરશે. અને કોઈ માણસને ખબર નથી કે તે કઈ ભૂમિમાં મરશે. બેશક, અલ્લાહપાક સઘળુ જાણનાર (અને) માહિતગાર છે. (૩૪)

# અસ્-સજદહ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૩૨ રૂકૂઅની સંખ્યા : ૦૩

નાઝિલ થવાનો ક્રમ : ૭૫ આયતોની સંખ્યા : ૩૦

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

સૂરતનો બુન્યાદી વિષય તૌહીદ, આખિરત અને રિસાલત વિશે લોકોની શંકાઓનું નિવારણ અને આ ત્રણેય સચ્ચાઈઓ ઉપર ઈમાન લાવવા માટે આમંત્રણ પાઠવવાનો છે.

કાફિરોને કહેવામાં આવ્યું છે કે, કોઈપણ શંકા વિના આ ખુદાપાકનું કલામ છે. અને તે એટલા માટે ઉતારવામાં આવ્યુ છે કે, નબૂવ્વતના લાભથી વંચિત, ગાફેલ કૌમને ચોંકાવી મૂકવામાં આવે. આને તમે ખુદાપાકના નામે ઘડી કાઢેલી વાતો કેવી રીતે કહી શકો છો, જ્યારે આના અલ્લાહપાક તરફથી ઉતર્યા હોવાની હકીકત જગજાહેર અને ઉઘાડી છે.

આ કુર્આન જે હકીકતો તમારી સામે રજૂ કરે છે, બુદ્ધિ ચલાવીને જાતે વિચારો કે, આમાં કઈ વસ્તુ આશ્ચર્યજનક છે. આકાશ અને ધરતીના તંત્રને જુઓ, સ્વયં પોતાના જન્મ અને બનાવટ ઉપર વિચાર કરો, શું આ બધું તેના શિક્ષણની સચ્ચાઈ ઉપર સાક્ષી આપતું નથી, જે આ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુખેથી આ કુર્આનમાં તમને આપવામાં આવી રહ્યું છે ? આ સૃષ્ટિતંત્ર તૌહીદ માટે દલીલરૂપ છે કે, શિર્ક માટે ? અને આ સમગ્ર તંત્રને જુઓ અને પોતાના જ જન્મ ઉપર દૃષ્ટિ નાંખો. શું તમારી બુદ્ધિ આ જ સાક્ષી આપે છે કે, જેણે અત્યારે તમને પેદા કરેલા છે, તે ફરીવાર તમને પેદા નહીં કરી શકે ?

ત્યાર બાદ આખિરતની દુનિયા (મૃત્યુ બાદની)નું ચિત્ર રજૂ કરવામાં આવ્યુ છે. અને ઈમાનના ફળ અને કુફ્રના અંજામ વર્ણવી અનુરોધ કરવામાં આવ્યો છે કે, લોકો તેમનો ખરાબ અંજામ તેમની સામે આવી જાય તે

પહેલાં કુફ્ર ત્યજી દે, અને કુર્આને કરીમના શિક્ષણનો સ્વીકાર કરી લે. જેને માની લેવાથી ખુદ એમનો પોતાનો અંત સારો રહેશે.

પછી એમને બતાવવામાં આવ્યુ છે કે, આ અલ્લાહપાકની મોટી કૃપા છે કે, તે મનુષ્યના ગુનાહોના બદલે એકાએક આખરી અને નિર્ણાયક આફતમાં તેને ઝડપી લેતો નથી, બલ્કે તે પહેલાં નાની-નાની મુસીબતો તથા તકલીફો, આફતો અને નુકસાન મોકલતો રહે છે. હળવા-હળવા ઝટકા આપતા રહે છે, જેથી તેને ચેતવણી મળે, અને તેની આંખો ઉઘડી જાય. મનુષ્ય જો આરંભના ફટકાથી જ સભાન થઈ જાય તો તેના પોતાના હિતમાં બેહતર છે.

ત્યાર પછી ફરમાવ્યું કે, દુનિયામાં આ કોઈ પહેલો અને અનોખો બનાવ નથી કે, એક વ્યક્તિ ઉપર ખુદાપાક તરફથી ગ્રંથ (કિતાબ) આવ્યો હોય. આ પહેલાં હઝરત મૂસા (અલૈ.) ઉપર પણ ગ્રંથ (પુસ્તક) આવ્યો જ હતો, જેને તમે સૌ જાણો છો. તો પછી આ કઈ અજબ વાત છે કે, આને સાંભળી તમારા કાન ઉભા થઈ જાય છે. ખાત્રી રાખો કે આ ગ્રંથ ખુદાપાક તરફથી જ આવ્યો છે. અને સારી પેઠે સમજી લેશો કે, હવે ફરીથી એ જ થશે, જે હઝરત મૂસા અલયહિસ્સલામના જમાનામાં બની ચૂકયું છે. નેતૃત્વ અને સરદારી હવે એમને જ ફાળે જશે, જે અલ્લાહપાકના ગ્રંથનો સ્વીકાર કરી લે. અને તેનો વિરોધ કરનારાઓની નિષ્ફળતા નિશ્ચિત છે.

પછી મક્કા શરીફના કાફિરોને કહેવામાં આવ્યુ કે, પોતાના વેપારી પ્રવાસો દરમ્યાન તમે જે પુરોગામી નાશ પામેલી કૌમોની વસ્તીઓ પાસેથી પસાર થાવ છો, તેમનો અંજામ જોઈ લો. શું આ જ અંજામ તમે પોતાના માટે પસંદ કરો છો ? શું આ તમારી રાત-દિવસની જોયેલી વાત નથી કે, એક જમીન ઉજ્જડ હોય છે. જેને જોવાથી કલ્પના પણ આવી શકતી નથી કે, આની ભીતરમાં ઉગી નીકળતી વનસ્પતિના ખજાના છૂપા પડ્યા છે. પરંતુ થોડા દિવસો પછી એક જ વરસાદમાં તે એવી રીતે ખીલી ઉઠે છે કે, જાણે હરિયાળીની ચાદર પાથરી દીધી હોય.



કલામનો અંત કરતી વખતે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ઉદ્દેશીને ફરમાવવામાં આવ્યુ છે કે, આ લોકો તમારી વાતો સાંભળી મજાક ઉડાવે છે. અને પૂછે છે કે, આ નિર્ણાયક વિજય આપને ક્યારે મળવાનો છે. જરાક એના વાર-તારીખ તો જણાવો. એમને કહો કે, જ્યારે અમારા અને તમારા નિર્ણયનો સમય આવી જશે, તે વખતે માનવાથી તમને કોઈ લાભ નહીં થાય. અને જો આખરી નિર્ણયની જ વાટ જોવી હોય તો રાહ જોતાં બેસી રહો.

સૂરતની આયત-૧૫માં સજદહનું વર્ણન છે (જેને પઢવાથી સજદહ વાજિબ થઈ જાય છે). માટે સૂરતનું નામ "સજદહ" રાખવામાં આવ્યુ છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જુમ્આના દિવસે ફજરની નમાઝમાં તથા રાત્રે સૂતી વખતે આ સૂરતની તિલાવત જરૂરથી કરતા હતા.

# સૂરએ સજદહ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**મૃત્યુ બાદ જીવંત થવાની દલીલ :**

એ જ (અલ્લાહપાક) છૂપી અને જાહેર વસ્તુઓનો જાણનાર, જોરાવર (અને) દયાળુ છે (૬) કે તેણે જે પણ વસ્તુ બનાવી, તે સૌને ઘણી સરસ બનાવી અને માટીના ગારાથી મનુષ્ય (આદમ અલૈ.)ની ઉત્પત્તિનો આરંભ કર્યો. (૭) ફરી તેના વંશને સત્વ કાઢેલા તુચ્છ પાણી (વીર્ય)થી બનાવ્યો. (૮) પછી તેને પૂર્ણ કર્યો અને તેમાં પોતાની (સર્જેલી ખાસ) એક રૂહ ફુંકી અને તમારા માટે કાન અને આંખ તથા દિલ બનાવ્યા, (પણ) તમે બહુ થોડો શુક્ર કરો છો. (૯) અને તેઓ કહે છે કે, જ્યારે અમે પૃથ્વીમાં રોળાઈ જઈશું, ત્યારે શું અમે ફરી (કિયામતમાં) નવા જન્મમાં આવીશું ? કંઈ નથી, બલ્કે તેઓ પોતાના પરવરદિગારની સમક્ષ જવાનો જ ઈન્કાર કરે છે. (૧૦) આપ ફરમાવી દો કે, તમારા પ્રાણને મૌતનો તે ફરિશ્તો કબ્જે કરી લે છે, જે તમારા ઉપર નિયુક્ત છે. ફરી તમે તમારા પરવરદિગાર તરફ પાછા લઈ જવામાં આવશો. (૧૧) અને જો આપ જુઓ તો (અચરજ



પામો) જ્યારે કે એ મુશ્રિકો પોતાના પરવરદિગારની સમક્ષ (શરમના માર્યા) નીચા માથે (ઉભા) હશે (અને કહેશે) કે હે અમારા પરવરદિગાર! અમારી આંખો અને કાન ઉઘડી ગયા. હવે અમને (દુનિયામાં) પાછા મોકલ કે ભલા કામ કરીએ. બેશક, અમને સંપૂર્ણ યકીન આવી ગયું. (૧૨) અને જો અમે ચાહત તો અલબત્ત, અમે દરેક જણને તેના (સીધા) માર્ગની સૂજ આપી દેત, પરંતુ મારી આ વાત નક્કી થઈ ચૂકી છે કે, હું જહન્નમને (કાફિર) જિન્નાત તથા માણસો સૌથી અવશ્ય ભરી દઈશ. (૧૩) (પછી તેઓને કહેવામાં આવશે કે) હવે (આગની) મજા ચાખો, કારણકે તમે આ દિવસની હાજરીને ભૂલવી દીધી હતી. બેશક, અમે પણ તમને ભૂલવી દીધી હતી. અને તમે પોતાની (બુરી) કરણીના બદલે સદાના અઝાબની મઝા ચાખો. (૧૪)

**વરસાદના દાખલાથી કિયામતની સાબિતી :**

શું તેઓએ જોયું નથી કે અમે પાણીને સૂકી પડેલી જમીન તરફ પહોંચાડીએ છીએ. ફરી તે વડે અમે ખેતી ઉત્પન્ન કરીએ છીએ, જેમાંથી તેઓના પશુઓ તથા તેઓ પોતે પણ ખાય છે. છતાં શું તેઓ જોતા નથી ? (૨૭) અને તેઓ કહે છે કે, જો તમે સાચા છો તો આ ફેંસલો ક્યારે થશે ? (૨૮) આપ ફરમાવી દો કે ફેંસલા (કિયામત)ના દિવસે કાફિરોને તેઓનું ઈમાન લાવવું કંઈ જ લાભ નહિ આપે અને ન તેઓને મોહલત આપવામાં આવશે. (૨૯) માટે આપ એ લોકોનો ખ્યાલ છોડી દો અને (ફેંસલાની) રાહ જોતા રહો. ખરેખર, તેઓ પણ રાહ જોઈ રહ્યા છે. (૩૦)



# અલ-અહ્ઝાબ

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

તિલાવતનો ક્રમ નં. : ૩૩ રૂકૂઅની સંખ્યા : ૦૯

નાઝિલ થવાનો ક્રમ : ૯૦ આયતોની સંખ્યા : ૭૩

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

બદ્ર અને ઉહુદની લડાઈઓમાં કુરૈશને સફળતા ન મળી, તો તેમણે અરબસ્તાનના બીજા કબીલાઓ અને મદીના શરીફના યહૂદીઓ સાથે મળી એક સંયુક્ત ફોજ તૈયાર કરી મદીના શરીફ ઉપર જબરદસ્ત હુમ્લા કર્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત સલમાન ફારસી (રદી.)નો મશ્વેરો કબૂલ કરી દુશ્મનોથી રક્ષણ માટે મોટી ખાઈઓ ખોદી. જેથી આ જંગને ખંદક તથા સંયુક્ત મોરચાની લડાઈ પણ કહેવામાં આવે છે. આ નામથી સૂરતનું નામ "અહઝાબ" (સંયુક્ત સેનાઓ) રાખવામાં આવ્યુ.

આ જંગમાં મુસ્લિમો વિરૂદ્ધ મદીના શરીફના યહૂદીઓ (બનુ કુરયઝહ)એ વાયદા-કરારનો ભંગ કરી સંયુક્ત સેનાઓની મદદ કરી હતી. માટે તેમની સાથે થયેલ લડાઈનું પણ ટૂંકુ વર્ણન કરવામાં આવ્યુ છે.

નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની પત્નીઓને, જે તે વખતે તંગી અને મુસીબતના સમયમાં સબ્ર કરી રહી હતી, તેમણે તેમના ખર્ચામાં થોડા વધારાની માંગણી કરી હતી. કારણકે હવે મુસ્લિમોની માલી હાલત સારી હતી. તો અલ્લાહ તઆલાએ નસીહત કરી કે, દુનિયા અને તેની શોભા, અને ખુદા અને રસૂલ તથા આખિરતમાંથી કોઈ એકને પસંદ કરી લો. જો તમને પહેલી વસ્તુ જોઈતી હોય તો સાફ-સાફ કહી દો. તમને એક દિવસ માટે પણ આ તંગીમાં રાખવામાં નહીં આવે, બલ્કે રાજીખુશીથી છોડી દેવામાં આવશે. અને જો બીજી વસ્તુ પસંદ છે, તો ધીરજપૂર્વક અલ્લાહપાક અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો સાથ આપો.



પુનિત પત્નીઓને હુકમ આપવામાં આવ્યો કે, અજ્ઞાનતાકાળની સ્ત્રીઓની જેમ સાજ-શણગારના પ્રદર્શનથી દૂર રહે. સન્માનપૂર્વક પોતાના ઘરોમાં બેસે, અને અજાણ્યા પુરૂષો સાથે વાત કરતી વખતે સખત કાળજી રાખે. આ પડદાના આદેશનો આરંભ હતો.

આયત ૩૬ થી ૪૮ સુધીનો વિષય હઝરત ઝૈનબ રદી. સાથે હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની શાદી-વિવાહના અનુસંધાનમાં છે. આમાં એ તમામ વાંધાઓનો જવાબ આપવામાં આવ્યો છે, જે વિરોધીઓ તરફથી આ વિવાહ સામે ઉઠાવવામાં આવી રહ્યા હતા. એ શંકાઓનું નિવારણ કરવામાં આવ્યું છે, જે મુસલમાનોના દિલોમાં નાખવાની કોશિશ કરવામાં આવતી હતી. મુસલમાનોને બતાવવામાં આવ્યું છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો દરજ્જો અને સ્થાન શું છે, અને ખુદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને કાફિરો અને મુનાફિકોના જૂઠા પ્રચાર સામે ધીરજ રાખવાની શીખ આપવામાં આવી છે. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની તઅઝીમ તથા એહતેરામ કરવાનો હુકમ કરવામાં આવ્યો અને તેના અનુસંધાનમાં જ આપ અલયહિસ્સલામ ઉપર દુરૂદ શરીફ પઢવાનો હુકમ કરવામાં આવ્યો.

અજ્ઞાનતાયુગની બુરાઈઓમાંથી એક બુરાઈનો ઉલ્લેખ કરી ફરમાવ્યું કે, દત્તક પુત્ર તમારો પોતાનો પુત્ર નથી થઈ શકતો. માટે તેને તેના બાપના નામથી જ સંબોધવામાં આવે. તેને પોતાના પુત્રનો દરજ્જો ન આપવામાં આવે.

# સૂરએ અહ્ઝાબ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**ખંદકના યુધ્ધમાં અલ્લાહપાકની ગૈબી મદદ :**

હે ઈમાનવાળાઓ ! પોતાના ઉપરનો ખુદાઈ ઉપકાર યાદ કરો, જ્યારે તમારા ઉપર લશ્કરો ચઢી આવ્યા ત્યારે અમે તેઓના ઉપર સખત પવન તથા (ફરિશ્તાઓના) એવા સૈન્યો મોકલ્યા, જે તમને દેખાતા ન હતા અને



(તે વેળા) જે કંઈ તમે કરતા હતા, તેને અલ્લાહપાક જોતો હતો. (૯) જ્યારે કે તેઓ તમારા ઉપર ઉંચાણ તરફથી તેમજ નીચાણ તરફથી ચઢી આવ્યા અને જ્યારે (ભયના કારણે) આંખો ફાટેલી રહી ગઈ હતી અને કાળજાં ગળા સુધી પહોંચી ગયા હતા અને અલ્લાહપાકની સાથે તમે અનેક પ્રકારની કલ્પનાઓ કરી રહ્યા હતા. (૧૦) તે મોકા પર ઈમાનવાળા ખૂબ કસાયા અને બહુ સખત રીતે હચમચાવી નાખવામાં આવ્યા. (૧૧)

**સહાબા તરફથી આપ (સલ.)ની સંપૂર્ણ તાબેદારી કરવી :**

(હે લોકો !) ખરેખર, તમારે રસૂલુલ્લાહ (સલ.) (ના કામો)માં શુભ અનુકરણ કરવાનુ હતું. (તમારે) એટલે તેને માટે કે જે અલ્લાહપાકની તથા આખિરત(ના સવાબ)ની આશા રાખતો હોય અને અલ્લાહપાકને વિશેષ યાદ કરતો હોય (૨૧) અને જ્યારે મુસલમાનોએ લશ્કરો જોયા તો કહેવા લાગ્યા : આ તે જ લોકો છે, જેનો અલ્લાહપાકે તથા તેના રસૂલ (સલ.)એ અમને વાયદો કર્યો હતો. અને અલ્લાહપાકે તથા તેના રસૂલ (સલ.)એ સાચું ફરમાવ્યુ હતું અને એથી તેમના ઈમાનમાં અને તાબેદારીમાં જ વધારો થયો. (૨૨) તે ઈમાનવાળાઓમાં કેટલાક લોકો એવા છે કે, તેમણે જે વાતનો અલ્લાહપાકથી કરાર કર્યો હતો, તેને સાચો કરી દેખાડ્યો. ફરી તેઓમાંથી કોઈ તો પોતાની મન્નત પૂરી કરી ચૂક્યો અને તેઓમાંથી કોઈ રાહ જોઈ રહ્યો છે અને તેમણે (તેમાં) લેશમાત્ર ફેરફાર કર્યો નથી. (૨૩) એટલા માટે (આ બનાવ બન્યો) કે અલ્લાહપાક સાચાઓને તેમના સત્યનો બદલો આપે અને જો ચાહે તો મુનાફિકોને શિક્ષા કરે અથવા તેઓને તૌબાની તવફીક આપે. ખરેખર, અલ્લાહપાક ઘણો બખ્શનાર (અને) દયાળુ છે. (૨૪) અને અલ્લાહપાકે કાફિરોને તેઓના ક્રોધમાં જ ભરેલા પાછા ફેરવ્યા કે તેઓને કંઈ જ લાભ મળ્યો નહિ અને અલ્લાહપાકે મુસલમાનોના તરફથી લડાઈને પોતાના ઉપર લઈ લીધી અને અલ્લાહપાક મહા બળવાન (તથા) જબરદસ્ત છે. (૨૫)

**આપ (સલ.)ની પુનિત પત્નીઓને નસીહત :**

હે નબી (સલ.) ! આપ પોતાની પત્નીઓને ફરમાવી દો કે જો તમે

દુનિયાની જિંદગી(નો ઐશ-આરામ) અને અહીંનો શણગાર ચાહતી હો તો આવો, હું તમને કંઈક માલસામાન આપી દઉં અને ભલાઈપૂર્વક તમને છૂટાછેડા આપી દઉં. (૨૮) અને જો તમે અલ્લાહપાકને તથા તેના રસૂલ (સલ.)ને અને પાછલા ઘર (આખિરત)ને ચાહતી હો તો અલ્લાહપાકે તમારામાંથી નેકીવાળીઓ માટે મહાન સવાબ તૈયાર કરી રાખ્યો છે. (૨૯)

## મુસ્લિમ સ્ત્રી-પુરૂષોના સદ્‌ગુણો :

બેશક, મુસલમાન પુરૂષો તથા મુસલમાન સ્ત્રીઓ અને ઈમાનદાર પુરૂષો તથા ઈમાનદાર સ્ત્રીઓ અને બંદગી કરનાર પુરૂષો તથા બંદગી કરનાર સ્ત્રીઓ અને (વર્તન તેમજ કથનમાં) સાચા પુરૂષો તથા સાચી સ્ત્રીઓ અને દીની કામોમાં કષ્ટ વેઠનાર પુરૂષો તથા કષ્ટ વેઠનાર સ્ત્રીઓ અને નમ્ર પુરૂષો તથા નમ્ર સ્ત્રીઓ અને દાન આપનાર પુરૂષો તથા દાન આપનાર સ્ત્રીઓ અને રોઝહદાર પુરૂષો તથા રોઝહદાર સ્ત્રીઓ અને પોતાના ગુપ્ત અવયવોની સંભાળ રાખનાર મરદો તથા સંભાળ રાખનાર ઔરતો અને અલ્લાહપાકને બહુ યાદ કરનાર પુરૂષો તથા બહુ યાદ કરનાર સ્ત્રીઓ, એ સૌને માટે અલ્લાહપાકે (ગુનાહોથી) માફી અને મહાન સવાબ તૈયાર રાખ્યો છે. (૩૫)

## આપ (સલ.)ના છેલ્લા નબી હોવાની સાબિતિ અને વિશિષ્ઠતાઓ

અને અલ્લાહપાકે નબી માટે જે વાત નક્કી કરી દીધી, તેમાં નબી પર કંઈ તંગી નથી. અલ્લાહપાકનો નિયમ તે નબીઓમાં પણ એ જ હતો, જેઓ પહેલા થઈ ચૂક્યા છે. અને અલ્લાહપાકનો હુકમ (પ્રથમથી જ) નક્કી થયેલો હોય છે. (૩૮) તે (નબી)ઓ એવા હતા કે અલ્લાહપાકના સંદેશા પહોંચાડતા હતા અને તેનાથી જ ડરતા હતા અને અલ્લાહપાકના સિવાય કોઈથી ડરતા ન હતા અને અલ્લાહપાક (કરણીઓનો) હિસાબ લેનાર બસ છે. (૩૯) મુહમ્મદ (સલ.) તમારા પુરૂષોમાંથી કોઈના બાપ નથી, પરંતુ અલ્લાહપાકના રસૂલ અને નબીઓની મહોર છે અને અલ્લાહ તઆલા સઘળી વસ્તુઓ(ની હિકમત)ને ખૂબ જાણનાર છે. (૪૦) હે

ઈમાનવાળાઓ ! અલ્લાહપાકની ઘણી યાદ કર્યા કરો. (૪૧) અને સવારે તથા સાંજે (એટલે સદા) તેની પવિત્રતા બોલતા રહો. (૪૨) તે એવો (દયાળુ) છે કે તે (પોતે) તથા તેના ફરિશ્તા તમારા ઉપર રહમત મોકલે છે કે જેથી તમને (ગુમરાહીના) અંધકારમાંથી (હિદાયતના) પ્રકાશ તરફ કાઢી લાવે અને અલ્લાહપાક ઈમાનવાળાઓ પર મહા દયાળુ છે. (૪૩) જે દિવસે તેઓ અલ્લાહપાકથી મળશે, તો (અલ્લાહપાકના તરફથી) તેમની સલામી "અસ્સલામુ અલયકુમ" છે અને તેમના માટે તેણે માનભર્યો બદલો (જન્નતમાં) તૈયાર રાખ્યો છે. (૪૪) હે નબી (સલ.) ! બેશક, અમે આપને સાક્ષી આપનાર તથા ખુશખબરી સંભળાવનાર તથા ડરાવનાર બનાવી મોકલ્યા છે. (૪૫) અને અલ્લાહપાકના તરફ તેના હુકમથી (સૌને) આમંત્રણ આપનાર અને (જાણે કે) રોશન ચિરાગ છે. (૪૬) અને ઈમાનવાળાઓને ખુશખબર આપો કે તેમના માટે અલ્લાહપાકના તરફથી મહાન બુઝુર્ગી છે. (૪૭) અને કાફિરો તથા દગાબાજોનું કહ્યું ન માનો; તથા તેઓની સતામણી(ની યાદ)ને પડતી મૂકો અને અલ્લાહપાક પર ભરોસો રાખો અને અલ્લાહપાક જ કાર્યસાધક બસ છે. (૪૮)

### આપ (સલ.) ઉપર દુરૂદો સલામનો આદેશ :

બેશક, અલ્લાહપાક તથા તેના ફરિશ્તા નબી પર રહમત મોકલે છે, તો હે ઈમાનવાળાઓ ! તમે પણ તેમના ઉપર દુરૂદ મોકલો અને અતિશય સલામ મોકલો. (૫૬) બેશક, જે લોકો અલ્લાહપાકને તથા તેના રસૂલ (સલ.)ને ઈજા પહોંચાડે છે, તેઓના ઉપર અલ્લાહપાક દુનિયા અને આખિરતમાં લઅનત (રહમતથી દૂર) કરે છે અને તેઓના માટે તેણે તુચ્છ કરી નાખનાર અઝાબ તૈયાર રાખ્યો છે. (૫૭)

### પરદાનો હુકમ અને મુનાફિકોની શરારતનું વર્ણન :

હે નબી (સલ.) ! પોતાની પત્નીઓ તથા પોતાની પુત્રીઓ તથા મુસલમાનોની સ્ત્રીઓને ફરમાવી દો કે, પોતાના (મુખ) ઉપર પોતાની ચાદરોને (માથાથી) સહેજ નીચી લટકાવે. એમાં જલ્દીથી ઓળખાઈ જશે

તો તેણીઓને સતાવવામાં નહિ આવે અને અલ્લાહપાક મોટો બખ્શનાર (તથા) દયાળુ છે. (૫૯) અલબત્ત, જો એ (ખાસ) મુનાફિકો તથા જેઓના દિલોમાં રોગ છે, તેઓ તથા મદીનામાં જૂઠી ખબરો ઉડાવનારા (એ શરારતોથી) અટકશે નહિ, તો અલબત્ત, અમે તેઓની પાછળ આપને લગાડી દઈશું. ફરી તેઓ આપની સાથે મદીનામાં માત્ર થોડા જ દિવસો રહેવા પામશે. (૬૦) તે પણ ફિટકાર પડેલી સ્થિતિમાં. (પછી એવું થશે કે) જ્યાં મળી આવશે, ત્યાં જ પકડવામાં આવશે અને જાનથી માર્યા જશે. (૬૧) જે (ફસાદી) લોકો પહેલા થઈ ચૂક્યા છે, તેઓના વિશે પણ અલ્લાહ તઆલાનો એ જ નિયમ રહ્યો છે અને આપ અલ્લાહપાકના એ નિયમને બદલાતા જોશો નહિ. (૬૨)

# સૂરએ સબા

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૩૪** **રૂકૂઅની સંખ્યા : ૦૬**

**નાઝિલ થવાનો ક્રમ : ૫૮** **આયતોની સંખ્યા : ૫૪**

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરતનો બુન્યાદી વિષય મક્કા મુકર્રમહના કાફિરોના તે વાંધાઓનો જવાબ છે, જે તેઓ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના તૌહીદ તથા આખિરતના સંદેશ સામે અને ખુદ આપની નબૂવ્વત સામે મોટાભાગે મહેણાં-મજાક અને બેહૂદા આક્ષેપોના સ્વરૂપમાં ઉભા કરતા હતા. એ વાંધાઓનો જવાબ મોટાભાગે સમજાવટ, યાદી અપાવવા તથા દલીલોના રૂપમાં છે. પરંતુ ક્યાંક ક્યાંક કાફિરોને તેમના હઠીલાપણાંના ખરાબ અંજામથી ડરાવ-વામાં પણ આવ્યા છે.

હઝરત દાવૂદ અલયહિસ્સલામ, હઝરત સુલયમાન અલયહિસ્સલામ અને સબાની કૌમના કિસ્સા એ આશયથી વર્ણવવામાં આવ્યા છે કે, તમારી સામે ઈતિહાસના આ બે દૃષ્ટાંતો મૌજૂદ છે. એક તરફ હઝ. દાવૂદ અલયહિ-

સ્સલામ અને હઝરત સુલયમાન અલયહિસ્સલામ છે, જેમને અલ્લાહપાકે ખૂબ મહાન વિશાળ સલ્તનત સાથે શક્તિઓ અને તે શાન-શૌકત ઈનાયત કરી, જે અગાઉ ભાગ્યે જ કોઈને મળી છે. પરંતુ આ બધું મેળવીને પણ તેઓ ઘમંડ અને ગર્વમાં પડ્યા નહીં, બલ્કે પોતાના રબ વિરૂદ્ધ વિદ્રોહ કરવાને બદલે તેના ખૂબ જ આભારી (શુક્રગુઝાર) બંદા બનીને જ રહ્યા, અને દુન્યા-આખિરતની સફળતા પામ્યા.

અને બીજી તરફ સબાની કૌમ છે, જેને અલ્લાહપાકે જ્યારે પોતાની નેઅમતોથી નવાજી, તો તે ફુલાઈ ગઈ, તેણે નાશુક્રી કરી અને છેવટે એવી નાશ પામી કે, આજે તેની કહાણીઓ જ દુનિયામાં બાકી રહી ગઈ છે. આ બન્ને દૃષ્ટાંતોને નજર સમક્ષ રાખી જાતે જ વિચારો કે તૌહીદ અને આખિરત ઉપર વિશ્વાસ અને નેઅમતો બદલ આભારની ભાવનાથી જે જીવન બને છે, તે બેહતર છે કે તે જીવન જે કુફ્ર અને શિર્ક તથા આખિરતના ઈન્કાર અને દુનિયા પરસ્તીના આધાર ઉપર રચાય છે. બન્નેવ પ્રકારના કિસ્સાઓ વર્ણન કરી મક્કા શરીફના લોકોને ગર્વ-ઘમંડ કરવાથી રોક્યા, જે ઘમંડ એમને આપ (સલ.)ની દઅવત કબૂલ કરવાથી રોકી રહ્યો હતો.

**હઝરત દાઉદ અલયહિસ્સલામ :**

જ્યારે અલ્લાહપાક કોઈ વ્યક્તિને મહાન દરજ્જો આપવા માંગે છે, તો તેમને ઘણા બધા સદ્‌ગુણો અને વિશેષ લાયકાતો અર્પણ કરે છે. હઝરત દાઉદ અલયહિસ્સલામને પોતાના પ્યારા રસૂલ બનાવતા પહેલાં જ તે સમયના મહાન અત્યાચારી રાજા જાલૂતને આપના હાથે કતલ કરાવી આપની બહાદુરી લોકોમાં મશ્હૂર કરાવી દીધી. હઝરત તાલૂત રહ.ની ફૌજમાં રહી હઝરત દાઉદ અલયહિસ્સલામે આ કારનામાને અંજામ આપ્યુ. અને ત્યારથી જ યહુદીઓના દિલમાં આપની મુહબ્બત અને મકબૂલત પ્રસરી ગઈ.

હંમેશા અલ્લાહ તઆલાના ખલીફા નેકદિલ બાદશાહો અને ઝાલિમ સત્તાધિશો દરમ્યાન આ ફર્ક રહ્યો છે કે, આ ખલીફાઓ દરેક પ્રકારની સત્તા અને શક્તિઓ છતાં નમ્રતા અને લોકોની સેવામાં અગ્રેસર રહેતા

હોય છે. જ્યારે ઝાલિમ સત્તાધિશો હંમેશા ઘમંડ, અત્યાચાર અને લોકોને સતાવવામાં જ આગળ રહે છે.

અલ્લાહ તઆલાનો કાનૂન છે કે, જે વ્યક્તિ ઉચ્ચ હોદ્દા ઉપર બિરાજમાન થઈ જેટલો તેનો શુક્ર-ઉપકાર વ્યક્ત કરે છે, તેટલો વધારે તેને નેઅમતોથી નવાઝે છે. હઝરત દાઉદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.)ની ઝિંદગી તેનો અમલી નમૂનો છે.

દીન અને ધર્મનો સબંધ વધુ પડતો રૂહાનિય્યત (આધ્યાત્મિકતા) સાથે છે. પરંતુ જાહેરી ભૌતિક શક્તિઓ (ખલીફા-બાદશાહ) પણ તેમાં ઘણી મદદ પૂરી પાડે છે. અર્થાત્ ધર્મ માનવીની આંતરિક સુધારણા કરે છે, અને ખિલાફત-બાદશાહત ધર્મએ બતાવેલ ન્યાયિક વ્યવસ્થાની રક્ષા કરે છે. એટલા જ માટે હઝરત ઉસ્માન (રદી.) ફરમાવે છે કે, ''અલ્લાહપાક ખલીફા મારફતે દીનના બચાવનું તે કામ લે છે, જે અમૂક સંજોગોમાં જાહેરી ધાર્મિક કિતાબોથી પુરૂ થઈ શકતુ નથી.''

અલ્લાહપાકે બાદશાહત અને હુકૂમત વિશે ઘણી જગ્યાએ વર્ણન ફરમાવ્યુ કે, અલ્લાહપાક કુદરત અને તાકતવાળો છે. તે જે કૌમ કે વ્યક્તિને હુકૂમત દેવા ચાહે તેને હુકૂમત આપે છે. અને જેની સલ્તનત ખતમ કરવા માંગે છે, તેને ઘડીભરમાં ખતમ કરે છે.

ખુદાઈ કાનૂન એ છે કે, કૌમો અને પાર્ટીઓને હુકૂમત બે પ્રકારે પ્રાપ્ત થાય છે. એક ''ખુદાઈ વિરાસત'' માધ્યમે અને બીજી ''ભૌતિક સાધન સ્રોતો''ના આધારે. પહેલી સૂરતમાં જ્યારે કોઈ કૌમને હુકૂમત મળે છે, તો તેના અકીદાઓ અને ઈબાદતો (કાર્યો)માં સંપૂર્ણ રીતે ''ખુદાઈ વિરાસત'' કામ કરે છે. એટલે કે તેના અકીદા (માન્યતાઓ) સહીહ હોય, અને તે વ્યક્તિગત તથા સામૂહિક કૃત્યો-અમલોમાં પણ ભલાઈ અને સદ્કાર્યોને જ પ્રાથમિકતા આપતી હોય. જેને કુર્આની ભાષામાં ''સાલિહીન'' કહેવામાં આવે છે. આ કૌમને હુકૂમત-સલ્તનત આપવામાં વાયદો કરવામાં આવ્યો છે. દુન્યવી સાધન-સામગ્રી ઓછી હોવા છતાં તેમને સફળતા મળે છે.

તેમના મુકાબલામાં આવેલ શત્રુની ફૌજી સાધન-સામગ્રી તથા જાહેરી-બાહ્ય બધી જ તાકતો મહાન હોવા છતાં તે મહાત થઈ જાય છે. આ અલ્લાહપાકના વાયદાઓ પૂર્ણ કરવાનો એક લાંબો ઈતિહાસ છે. જે દરેક યુગમાં પરિપૂર્ણ થયો છે. જેને હઝરત દાઉદ અલયહિસ્સલામના કિસ્સામાં વર્ણન કર્યો છે.

અને જો કોઈ કૌમ અથવા જમાઅતમાં આ લાયકાતો નથી હોતી, તે આ ''ખુદાઈ વિરાસત''ની હકદાર બનતી નથી. અને ન તેમના માટે આવા કોઈ વાયદા કરવામાં આવ્યા છે. પરંતુ અલ્લાહપાકની હિકમત-ભેદ અને મર્મોને આધારિત અમૂક વખતે પૃથ્વીની વ્યવસ્થા-સંચાલન માટે અમૂક કૌમોને પસંદ કરવામાં આવે છે, જે ઉપરોક્ત સિફાત (ગુણો) ધરાવતી હોતી નથી.

આ સલ્તનત દેવા અને છીનવામાં ખુદાપાકનો કુદરતી કાનૂન એવી રીતે કામ કરે છે, જેવી રીતે પૃથ્વીની વ્યવસ્થામાં જાહેરી માધ્યમો દ્વારા કામ લેવામાં આવે છે.

આ સંજોગોમાં મુસલમાનો માટે બોધપાઠ છે કે, તેમની લાયકાત કુર્આની શર્તો પ્રમાણે ન હોવાને લઈ હુકૂમત તેમની પાસેથી લઈ લેવામાં આવે છે. તેમના માટે જરૂરી છે કે, તે કુર્આની સિફાત પેદા કરે. જેથી બીજી કૌમના તાબે ન કરવામાં આવે.

અને જો કૌમને ઉપરોક્ત ગુણો ન હોવા છતાં કુફ્ર સાથે પણ સલ્તનત આપવામાં આવે છે, તેમના માટે પણ બોધપાઠ છે કે, તમને હુકૂમત એટલા માટે આપવામાં આવી છે કે, તેના સાચા વારસદારો (નેક લોકો) પોતાના ખરાબ કૃત્યોને લઈ પોતાના હક્કથી વંચિત (મહરૂમ) થઈ ગયા છે. અને હવે પૃથ્વીની જાહેરી મસ્લેહતને લઈ વ્યવસ્થા ચલાવવા માટે મુસ્લિમ-મુશ્રિકની શર્ત જરૂરી નથી.

**હઝરત સુલયમાન અલયહિસ્સલામ :**

પાછલી ઉમ્મતોએ પોતાની મનેચ્છાઓ પૂરી કરવા મટો ખુદા તઆલાના દીન-ધર્મમાં ઘણા બધા ફેરફારો અને અદલાબદલીઓ કરી નાંખી હતી. તેમાંથી એક ખતરનાક અને ભયાનક ફેરફાર અલ્લાહ તઆલાના સાચા,

નિષ્ઠાવાન નબીઓ અને રસૂલો ઉપર જુઠા આક્ષેપો અને ગલત વાતો સબંધિત કરવા બાબતે હતા.

આ બાબતે યહૂદીઓ સૌથી આગળ હતા. તે એક તરફ આ નબીઓને ખુદાઈ દૂત અને રસૂલ સમજતા હતા, અને બીજી તરફ તેમના ઉપર ગલત મનઘડત આક્ષેપો લગાડવામાં પણ પાછળ ન હતા. જેમકે હઝરત લૂત અલયહિસ્સલામ અને તેમની બેટીઓ બાબતે *(બાઈબલ પૈદાઈશ : ભાગ-૧૯, આયત : ૩૦-૩૮)* તથા હઝરત દાઉદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.) બાબતે પણ ઘણી જૂઠી વાતો ચલાવી હતી.

કુર્આન શરીફ દીન બાબતે સચ્ચાઈ અને યહૂદીઓ વગેરેની ગલત માન્યતાઓને રદ કરી સાચી વાતો લોકો સમક્ષ પેશ કરી. એ જ પ્રમાણે નબીઓ ઉપર લગાડેલ ગલત આક્ષેપોને પણ રદ કરી સાચી હકીકત લોકો સમક્ષ રજુ કરી.

આપ (સલ.)એ પોતાની ઉમ્મતને પણ યહૂદીઓના પોતાના પુસ્તકમાં કરેલ ફેરફારો તથા એમના સામાજિક ધાર્મિક વર્તુળોમાં પ્રચલિત ગલત કિસ્સાઓને જુઠા-સાચાની પરખ કર્યા વગર રજૂ કરવાથી મના કર્યા. પરંતુ અફસોસ છે કે, અમૂક તફસીરની કિતાબોમાં તેની પરખ કર્યા વગર આ પ્રમાણેના કિસ્સાઓ વર્ણન કરવામાં આવ્યા છે, જે આગળ જતાં ઈસ્લામ દુશ્મન શક્તિઓ માટે પોતાની ગલત માન્યતાઓ ફેલાવવામાં મદદરૂપ થયા છે. જ્યારે કે, કુર્આન શ. અને ઈસ્લામ સાથે તેનો કોઈ સબંધ નથી.

હઝરત સુલયમાન અલયહિસ્સલામને ઈન્સાનો, જિન્નાત, પક્ષીઓ અને હવા ઉપર કાબૂ આપવામાં આવ્યો હતો. આપના પહેલા અને આપના બાદ કોઈને આ પ્રમાણે હુકૂમત આપવામાં આવી નથી. છતાં આપ નમ્રતા, વિનય, દરિદ્રતા, લોકસેવા, ધીરજ અને ખુદાપાકના શુક્ર અહેસાન બજાવવામાં કદી પાછળ રહ્યા નથી. આપની દુઆઓમાં પણ તે જ નમ્રતા અને બંદગીની ઝલક નજર આવે છે, જે બીજા નબીઓની દુઆઓમાં દેખાય છે. એમની ખુશી, નારાઝગી અને ગુસ્સો પણ અલ્લાહપાકના માટે

જ હોય છે. ન્યાય, પ્રેમ, હમદર્દી વગેરે બધી જ ઉચ્ચ અખ્લાકી સભ્યતાઓ આપની સમગ્ર હુકૂમત અને બાદશાહી યુગમાં ડગલેને પગલે નજર આવે છે. કૌમે સબાની રાણી બિલ્કીસ સાથેના આપના કિસ્સામાં અલ્લાહપાકના હુકમનો આદર અને તેની તબ્લીગ માટેની કોશિશોથી આપની બાદશાહી શાનોશૌકત સાથે ફકીરીની ઝલક પણ નજર આવે છે.

જે વ્યક્તિ પોતાની જાતને અલ્લાહપાક માટે ખાસ કરી દે છે, તો અલ્લાહપાક કાયનાતની બધી જ વસ્તુઓને તેના તાબે કરી દે છે. હઝરત નૂહ (અલૈ.)ની કશ્તી, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે આગનું બાગ બની જવુ, હઝરત સાલેહ (અલૈ.)ની ઉંટડી, હઝરત યૂસુફ (અલૈ.)નો સમગ્ર કિસ્સો, હઝરત મૂસા (અલૈ.) માટે લાકડીનું સાપ બની જવું, સમુદ્રના પાણીનો રસ્તો કરી આપવો, હઝરત સુલયમાન (અલૈ.) માટે જીન્નાત, હવા અને પક્ષીઓનું તાબે થવુ, અસ્હાબે કહફ માટે સૂર્યના કિરણોનું આગળ-પાછળ થવુ, તેમના સુવાની જગ્યાએ કોઈનું ન પહોંચવુ, હઝરત ઈસા (અલૈ.)ને જીવંત આસ્માન ઉપર બોલાવી લેવા અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માટે કબૂતરીનું ઈંડા મૂકવુ તથા કરોળિયાની જાળ બિછાવવી વગેરે સંખ્યાબંધ દાખલાઓ છે. જે અલ્લાહપાકની અપાર કુદરત અને શક્તિનું પ્રદર્શન કરે છે.

## કૌમે સબા :

અલ્લાહપાકે કુર્આન શરીફમાં નસીહત-બોધપાઠ માટે ચાર રીતો વર્ણન કરી છે :

❋ અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ ઉપર જે નેઅમતોની વર્ષા વરસાવી, તેને યાદ કરી અલ્લાહપાકના હુકમો માનવા માટે ધ્યાન દોરવવુ. જેમકે સૂરએ અઅરાફમાં ફરમાવ્યું કે, તમે અલ્લાહપાકની નેઅમતોને યાદ કરો, જેથી તમે સફળતા પ્રાપ્ત કરો. અલ્લાહપાકની નેઅમતો યાદ કરો અને પૃથ્વી ઉપર ફસાદ ન મચાવો.

❋ પાછલી કૌમોના હાલ-હવાલ વર્ણન કરી નસીહત અને ઈબ્રત ગ્રહણ



કરાવવી. જેમણે આજ્ઞાનું પાલન કર્યું અને સફળતા પ્રાપ્ત કરી અથવા જેમણે નાફરમાની કરી નિષ્ફળ થયા. સૂરએ ઈબ્રાહીમમાં ફરમાવ્યું કે, હે નબી ! (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) લોકોને કૌમોની ચડતી-પડતીનો ઈતિહાસ વર્ણન કરી નસીહત કરો.

કાયનાતમાં અલ્લાહપાકની ફેલાયેલી વિવિધ કુદરતી નિશાનીઓ તરફ ધ્યાન દોરવીને ઈસ્લામની દઅવત આપો. સૂ.યૂસુફમાં ફરમાવ્યું : આકાશ અને પૃથ્વીમાં અલ્લાહપાકની ઘણી બધી નિશાનીઓ છે, જેના પાસેથી આ લોકો ધ્યાન-પરવા કર્યા વગર પસાર થઈ જાય છે.

❋ મૃત્યુ પછીની હાલતો અને કિયામતના દૃશ્યોનું તથા હાલતોનું વર્ણન કરી બોધપાઠ શિખવવો. જેમકે સૂ.કાફમાં ફરમાવ્યું : અર્થાત્ કુર્આન દ્વારા આપ એવા લોકોને નસીહત કરો, જે હમારી ધમકીઓ (મૃત્યુ બાદની)થી ડરે છે.

કૌમે સબાનો કિસ્સો બીજા નંબર (તઝકીર બિ અય્યામિલ્લાહ) -નો છે. જેમાં પાછલી કૌમોના આરામ-વૈભવનું વર્ણન કર્યું. અને જ્યારે તે કૌમ નાફરમાની અને નાશુક્રી કરવા માંડી, તો પછી તેમના ઉપર આવેલા પાણીના અઝાબ તથા ખેતીવાડી સંપૂર્ણ નિષ્ફળ થઈ જવાનો કિસ્સો વર્ણન કરી આપણને બોધપાઠ આપ્યો કે, તમો પણ અલ્લાહ તઆલાની અર્પણ કરેલ નેઅમતોને તેની ફરમાંબરદાર (આજ્ઞાઓ માનવા)માં વાપરશો. તેના હુકમો બજાવશો તો આ નેઅમતોમાં વધારો થશે અને જો ગુનાહ અને બળવાખોરીમાં લાગેલા રહેશો, તો આ નેઅમતોની જગ્યાએ તકલીફો, મુસીબતો અને પરેશાનીઓમાં ઘેરાય જશો.

# સૂરએ સબા

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### અલ્લાહપાકની અપાર કુદરતની નિશાનીઓથી કિયામતની સાબિતી

સઘળા વખાણ તે અલ્લાહપાકને જ શોભારૂપ છે, જેની માલિકીમાં તે



બધુ જ છે; જે કંઈ આકાશોમાં તથા જે કંઈ પૃથ્વીમાં છે અને (એવી જ રીતે) આખિરતમાં પણ તેના જ વખાણ છે અને તે જ મહાન હિકમતવાળો સઘળુ જાણનાર છે. (૧) તે સઘળુ જાણે છે, જે કંઈ ધરતીમાં પ્રવેશે છે તથા જે કંઈ તેમાંથી નીકળે છે તથા જે કંઈ આકાશથી ઉતરે છે અને જે કંઈ તેમાં ચઢે છે અને તે જ મહા દયાળુ (અને) બખ્શનાર છે. (૨) અને આ કાફિરો કહે છે કે, અમારા ઉપર કિયામત આવશે જ નહિ; (હે રસૂલ સલ. !) આપ ફરમાવી દો, કેમ નહિ (આવે !) મારા પરવરદિગારના સોગંદ ! જે છૂપી વસ્તુઓને જાણે છે. અલબત્ત, તે (કિયામત) તમારા ઉપર આવશે જ. તેનાથી આકાશોમાં કે જમીનમાં રજકણ બરાબર પણ કંઈ છૂપું રહી શકતું નથી અને કોઈ વસ્તુ એથી નાની કે મોટી એવી નથી કે જે(નું વર્ણન) સ્પષ્ટ કિતાબ (લવ્હે મહફૂઝ)માં ન હોય. (૩) (કિયામત આવશે) કે જેથી તે લોકોને ભલો બદલો આપે. જેઓ ઈમાન લાવ્યા અને ભલાં કામ કર્યાં; એવા લોકો માટે જ માફી અને (જન્નતમાં) માનભરી રોજી છે. (૪) અને જે લોકોએ અમારી આયતોને હરાવવા (રદ કરવા) માટે કોશિશ કરી, તેઓને માટે દુઃખદાયક સખ્તીનો અઝાબ છે. (૫)

## હઝ. દાવૂદ (અલૈ.) અને હઝ. સુલયમાન (અલૈ.) ઉપર અલ્લાહ તઆલાના ઉપકારો અને તેમનો શુક્ર અદા કરવો :

અને ખરેખર અમે દાવૂદ (અલૈ.)ને પોતાના તરફથી શ્રેષ્ઠતા આપી (અને હુકમ કર્યો કે) હે પર્વતો ! તે (દાવૂદ અલૈ.)ની સાથે વારંવાર તસ્બીહ પઢો તથા પક્ષીઓને પણ (એ જ હુકમ કર્યો). વળી, અમે તેમના માટે લોખંડને નરમ કરી દીધું (૧૦) (અને કહ્યું) કે ખુલાસાવાળુ બખ્તર બનાવો અને (કડીઓ) જોડવામાં (યોગ્ય) માપ રાખો અને (એ ઉપકારોના કારણે) તમે સૌ નેક કામ કરો. બેશક, તમારી કરણીઓને હું જોઉં છું. (૧૧) અને સુલયમાન (અલૈ.) માટે હવાને તાબે કરી દીધી, તો તેમની સવારની મંઝિલ એક મહીનાની (રાહ) અને સાંજની મંઝિલ એક મહીનાની (રાહની) થતી હતી અને તેમના માટે અમે એક પીગળેલા તાંબાનો ઝરો વહેતો કર્યો હતો અને (બીજી નેઅમત આ આપી કે) જિન્નાતમાંથી કેટલાક એવા (આધિન)

હતા, જે તેમના પરવરદિગારના હુકમથી તેમની રૂબરૂ કામ કરતા હતા અને તેઓમાંથી જે કોઈ અમારા હુકમથી ફરી જશે, તેને અમે આગનો અઝાબ ચખાડીશું. (૧૨) તે (સુલયમાન અલૈ.) ચાહે તે વસ્તુ જિન્નાત તેમના માટે બનાવતા હતા. ભવ્ય કિલ્લાઓ અને આકૃતિઓ તથા હૌઝ જેવા (મોટા) લગનો અને એક જ સ્થળે ગોઠવાયેલી રહે તેવી (મોટી) દેગો (બનાવતા). હે દાવૂદ (અલૈ.)ના કુટુંબીજનો ! ઉપકાર માનીને તમે નેક કામ કરો અને મારા બંદાઓમાં ઉપકાર માનનારા થોડાક જ છે. (૧૩)

**કૌમે સબાથી ઈબ્રત : ફરમાંબરદારી ઉપર ઈન્આમ અને નાફરમાની ઉપર સઝા :**

અલબત્ત, સબા (કૌમ) માટે તેઓના રહેઠાણમાં મહાન નિશાની હતી, (એટલે) બાગોની બે હારો (સડકની) જમણી તથા ડાબી બાજુ હતી, (નબીઓએ તે કૌમને કહ્યું કે) તમારા પરવરદિગારની આપેલી રોજી ખાઓ અને તેનો શુક્ર કરો; (કેમ કે રહેવા માટે) ઉમદા શહેર છે અને પાલનહાર (અલ્લાહપાક) બખ્શનાર છે, (૧૫) છતાં તેઓએ લક્ષ આપ્યું નહિ, ત્યારે અમે તેઓના ઉપર અતિ ભયંકર રેલનું પૂર મોકલ્યું અને તેઓના બન્ને તરફના બાગોને બદલે અમે તેઓને બીજા બે બગીચા એવા આપ્યા, જેમાં કડવાં કસીલાં ફળ અને છીણી તથા થોડા બોરડીના ઝાડ રહી ગયા. (૧૬) અમે તેઓને આ બદલો એ કારણથી આપ્યો કે તેઓએ નાશુક્રી કરી અને અમે એવો બદલો તેને જ આપીએ છીએ, જે અતિ નાશુક્રો (અપકારી) હોય. (૧૭) અને તેઓની તથા તે વસ્તીઓ કે જેમાં અમે બરકત મૂકી છે, તેમની વચ્ચે અમે એવા ગામો વસાવ્યા હતા, જે રસ્તા પર દેખાતા હતા અને તે ગામો વચ્ચે અમે આવવા-જવાની મંઝિલો ઠેરવી હતી કે તેમાં નચિંતપણે (ગમે તો) રાતના વખતોમાં અને ગમે તો દિવસોમાં મુસાફરી કરો. (૧૮) છતાં તેઓ કહેવા લાગ્યા કે, હે અમારા પરવરદિગાર ! અમારી મુસાફરીમાં લાંબુ અંતર કરી દે અને (તેથી) તેઓએ પોતાના ઉપર જુલ્મ કર્યો, જેથી અમે તેઓને વાર્તારૂપી બનાવી દીધા અને અમે તેઓને વેરવિખેર કરી નાખ્યા. બેશક, આ (બનાવ)માં દરેક સબર કરનાર (અને) શુક્ર કરનાર

(મુઅમિન) માટે ઘણા ઈબ્રતના પાઠો છે. (૧૯) અને ખરેખર, ઈબ્લીસે તેઓના સબંધી પોતાની ધારણાને સાચી કરી દેખાડી કે ઈમાનદારોના એક સમૂહ સિવાય તે (લોકો) સઘળા તેના જ પંથે ચાલ્યા. (૨૦) અને તે ઈબ્લીસની તેઓના ઉપર કંઈ સત્તા ન હતી; પરંતુ (બહેકાવવાનો કાબૂ) એટલા માટે છે કે, જે કોઈ આખિરત પર યકીન રાખે છે, તેને અમે (જાહેરમાં) એવા માણસથી જૂદો પાડી, જાણી લઈએ, જે આખિરત વિશે શંકામાં છે અને આપનો પરવરદિગાર દરેક વસ્તુ પર રક્ષક છે. (૨૧) (હે રસૂલ સલ. !) આપ ફરમાવી દો કે, જે વસ્તુઓને તમે અલ્લાહપાકના સિવાય (મઅ્બૂદ) ધારો છો, તેઓને (સહાયતા માટે) પુકારો, તો તે આકાશોમાં કે પૃથ્વીમાં જરા સરખાની પણ અધિકારી નથી; અને એ બન્ને(ની રચના)માં તેઓનો કંઈ જ ભાગ નથી તેમજ તેઓમાંથી કોઈ (કંઈ જ કામમાં) અલ્લાહપાકનો સહાયક પણ નથી. (૨૨) અને તેની હુજૂરમાં (કોઈની) ભલામણ કામ લાગતી નથી; પરંતુ જેના માટે તે પરવાનગી આપે, (ભલે ફરિશ્તા કેમ ન હોય, કારણકે હુકમ ઉતરતી વખતે તેઓ પણ ગભરાય જાય છે.) એટલે સુધી કે, જ્યારે તેમના (ફરિશ્તાઓના) દિલથી ગભરાહટ દૂર થઈ જાય છે, ત્યારે (આપસમાં) પૂછે છે : તમારા પરવર-દિગારે શું ફરમાવ્યું ? તેઓ કહે છે : (ફલાણો) વાજબી હુકમ ફરમાવ્યો અને તે સર્વોપરી, મહાન છે. (૨૩) આપ પૂછો કે (વારૂ બતાવો) તમને આકાશો અને પૃથ્વીમાંથી કોણ રોજી આપે છે ? આપ જ ફરમાવી દો કે અલ્લાહપાક (આપે છે,) અને બેશક, (તવહીદની માન્યતામાં) અમે યા તમે જરૂર હિદાયત પર અથવા ચોખ્ખી ગુમરાહીમાં છીએ. (૨૪) આપ ફરમાવી દો કે, અમે જે ગુનાહ કર્યા તેના વિશે તમને પૂછપરછ નહિ થાય, તેમજ તમે જે કંઈ કરો છો, તેની અમને પૂછપરછ નહિ થાય. (૨૫) આપ ફરમાવી દો કે, આપણો પરવરદિગાર આપણને સૌને એકઠા કરશે. ફરી આપણી વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કરશે અને તે જ ખરો ન્યાયાધીશ, સઘળુ જાણનાર છે. (૨૬) આપ ફરમાવી દો કે, જે વ્યક્તિઓને તમે શરીક ઠેરવી અલ્લાહપાકની સાથે મેળવો છો, તેઓને મને તો દેખાડો. (હું કહું છું તેનો

શરીક) કોઈ છે જ નહિ, બલ્કે તે જ (એકલો) અલ્લાહપાક જબરદસ્ત, હિકમતવાળો છે. (૨૭) અને (હે રસૂલ સલ. !) આપને તો અમે તમામ લોકો માટે ખુશી તથા ડર સંભળાવવા માટે નબી બનાવી મોકલ્યા છે, પરંતુ ઘણાખરા લોકો સમજતા નથી. (૨૮) અને તેઓ એમ કહે છે : જો તમે સાચા છો તો (બતાવો) આ વાયદો ક્યારે પૂરો થશે ? (૨૯) આપ ફરમાવી દો કે, તમારા માટે એક દિવસ (મૌત)નો વાયદો (નક્કી) છે કે, જેનાથી તમે એક ઘડી ન પાછળ રહી શકશો અને ન આગળ વધી શકશો. (૩૦)

**નાફરમાનોનો આપસી સંવાદ કોઈ કામ આવશે નહી :**

અને આ કાફિરો કહે છે કે, અમે કદી પણ આ કુર્આનને તથા એનાથી આગલી કિતાબોને માનીશું નહિ; અને જો આપ તે વખતની (તેઓની) સ્થિતિ જુઓ, જ્યારે કે એ જુલ્મીઓને પોતાના પરવરદિગારની સામે ઉભા કરવામાં આવશે, (તો આપ અચરજ પામો) કે તેઓ એક બીજા પર વાત ઢોળે છે, જે લોકો અશક્ત ગણાતા હતા તે મોટાઈ કરનારાઓને કહેશે કે, જો તમે (અમને રોક્યા) ન હોત તો અવશ્ય અમે ઈમાનવાળા થઈ જાત. (૩૧) (ત્યારે) આ મોટા લોકો સાધારણ દરજાના લોકોને કહેશે કે, તમારી પાસે સત્ય વાતના આવ્યા પછી શું અમે તમને (બળજબરીથી) તેથી રોક્યા હતા ? નહિ, બલ્કે તમે પોતે જ દોષિત હતા. (૩૨) અને જેઓ અશક્ત ગણાતા હતા, તેઓ મોટા લોકોને (ફરીથી) કહેશે કે નહિ, બલ્કે (તમારા) રાત-દિવસના પ્રપંચે (અમને રોક્યા હતા) જ્યારે કે તમે અમને હુકમ કરતા હતા કે, (એકલા) અલ્લાહપાકને અમે માનીએ નહિ અને તેની સાથે બીજા ભાગીદાર ઠેરવીએ; અને જ્યારે તેઓ અઝાબને જોશે ત્યારે પોતપોતાના પસ્તાવાને છૂપાવવા ચાહશે; (પણ વ્યર્થ) અને અમે કાફિરોની ગરદનોમાં તોક નાખીશું; તેઓ જેવું કરતા હતા, તેવો જ બદલો મેળવે છે. (૩૩)

**કુર્આન શરીફનો ઈન્કાર કિયામતમાં અફસોસનું કારણ બનશે :**

આપ ફરમાવી દો કે, મારો પરવરદિગાર સત્ય દીનને (કુફ્ર પર) ગલબો આપે છે, ગુપ્ત વસ્તુઓને ખૂબ જાણે છે. (૪૮) આપ ફરમાવી દો

કે સત્ય (દીન) આવ્યું અને અસત્ય (કુફ્ર) કંઈ ઉપજાવશે નહિ અને ન કંઈ પાછુ લાવશે. (૪૯) આપ ફરમાવી દો (માની લો કદાચ) હું માર્ગ ભૂલ્યો હોઉં તો મારી ગુમરાહી મારા ઉપર જ વબાલ થશે અને જો હું સીધા માર્ગે રહું તો તે કુર્આનના પ્રતાપે છે, જે મારો પરવરદિગાર મારી પાસે વહી દ્વારા મોકલે છે. બેશક, તે સઘળુ સાંભળનાર (અને) ઘણો જ નજીક છે. (૫૦) અને કદાચ આપ જુઓ (તો અચરજ પામો) જ્યારે કે એ કાફિરો (કિયામતમાં) ગભરાઈ જશે. ફરી નાસભાગથી છૂટી નહિ શકે અને નજીકની જગ્યાથી જ (એટલે તરત) પકડી પાડવામાં આવશે. (૫૧) અને (તે વેળા) તેઓ કહેશે કે, અમે એને માની લીધું, પણ હવે એટલા દૂરથી તેઓને માટે (ઈમાનનું) હાથ આવવું ક્યાં સંભવિત રહ્યું ? (૫૨) જો કે એ લોકો પ્રથમ તો (દુનિયામાં) એનો ઈન્કાર કરતા રહ્યા અને જોયા (સમજ્યા) વિના જ દૂર દૂરથી (અટકળની) વાતો હાંકતા રહ્યા. (૫૩) અને તેઓ તથા તેઓની ઉમ્મીદો વચ્ચે એક આડ ઉભી કરી દેવામાં આવશે, જેવી રીતે કે તેઓની પૂર્વેના તેઓના જેવા ચલણવાળાઓ સાથે એવું જ (વર્તન) કરવામાં આવ્યુ. (કેમ કે) તેઓ સઘળા જ વિમાસણમાં નાખનાર શંકામાં પડ્યા હતા. (૫૪)

# સૂરએ ફાતિર

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૩૫** | **રૂકૂઅની સંખ્યા : ૦૫** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૪૩** | **આયતોની સંખ્યા : ૪૫** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો બુન્યાદી વિષય તૌહીદ અને આખિરત ઉપર ઈમાન લાવવાની દઅવત આપવાનો છે. જેમાં બોધપાઠ તથા સમજાવવાનો અંદાજ અને શૈલી વાપરી છે. અને બતાવવામાં આવ્યુ કે, આ વિશાળ આકાશ-પાતાળમાં અલ્લાહપાકના સર્વશક્તિમાન હોવાની જે નિશાનીઓ ચારેવ

તરફ ફેલાયેલી છે, તેના ઉપર જરા ઠંડા દિમાગથી વિચાર કરો તો આ વાત સમજમાં આવી જશે કે, જે મહાન સર્વશક્તિમાન અલ્લાહપાકે આટલી મોટી વિશાળ કાયનાત (બ્રહ્માંડ) બનાવી. તેને પોતાની વ્યવસ્થા સંભાળવામાં કોઈની મદદની જરૂરત નથી. અને બીજી વાત એ કે આટલી વિશાળ વ્યવસ્થા કોઈ હેતુ વગર બનાવી નથી. તે હેતુ એ જ છે કે, તેના કહેવા પ્રમાણે તેના હુકમોનું પાલન કરવામાં આવે. જે પાલન કરશે, તેમને જન્નત અને જે વિરોધ કરશે, તેમને સઝા આપવામાં આવશે. અને તેના માટે આખિરત (પરલોક જીવન)ની જરૂર પડશે. માટે આખિરત ઉપર ઈમાન લાવવુ પણ જરૂરી છે. ત્રીજી વાત એ કે જે મહાન હસ્તીએ આકાશ-પાતાળની આટલી મોટી વ્યવસ્થા બનાવી, તેના માટે તેને ખતમ કરી નવી વ્યવસ્થા કાયમ કરવી કોઈ મુશ્કેલ કામ નથી. માટે તેનો ઈન્કાર કરવો યોગ્ય નથી.

વિષયનો ટૂંકસાર આ છે કે, મૂર્ખાઓ ! આ નબી જે માર્ગ તરફ તમને બોલાવી રહ્યા છે, તેમાં તમારી પોતાની ભલાઈ છે. તેમની વિરૂદ્ધ તમારો ગુસ્સો, તમારી કાવત્રાખોરીઓ, ચાલબાજીઓ અને તેને નિષ્ફળ બનાવવા માટેની તમારી યુક્તિઓ ખરેખર તો તેની વિરૂદ્ધ નહીં, બલ્કે તમારી પોતાની વિરૂદ્ધ જઈ રહી છે. એમની વાત નહીં માનો તો પોતાનું જ નુકસાન કરશો, તેમનું કંઈ બગાડશો નહીં. તે જે કંઈ તમને કહી રહ્યા છે, તેની ઉપર વિચાર તો કરો કે છેવટે તેમાં કઈ વાત ખોટી છે. તે શિર્કને રદિયો આપે છે. તમે આંખો ખોલીને જુઓ, શું શિર્ક માટે આ દુનિયામાં કોઈ બુદ્ધિસંગત આધાર મૌજૂદ છે ? તે તૌહીદ તરફ બોલાવે છે. તમે જાતે બુદ્ધિનો ઉપયોગ કરો. શું આકાશો અને ધરતીના સર્જક અલ્લાહપાક સિવાય ક્યાંય એવી હસ્તી જોવા મળે છે, જે ખુદાઈ ગુણો અને અધિકારો ધરાવતી હોય ? તે તમને કહે છે કે, તમે આ દુનિયામાં બેજવાબદાર નથી, બલ્કે તમારે પોતાના ખુદાને પોતાના કર્મોનો હિસાબ આપવાનો છે. અને આ દુનિયાના જીવન પછી એક બીજું જીવન છે, જેમાં દરેકને પોતાની કરણીના પરિણામ ભોગવવા પડશે. તમે પોતે જ વિચારો, તેમના વિશેની તમારી શંકાઓ અને આશ્ચર્યો કેવા પાયાવિહિન છે. શું તમારી આંખો રાત-દિન સર્જનના પુનરાવર્તનનો

ક્રમ નિહાળતી નથી ? પછી તમારૂં જ પુનરાવર્તન એ ખુદાપાક માટે કેમ અશક્ય હોય, જેણે તમને થોડાક વીર્યમાંથી પેદા કરી દીધા. શું તમારી બુદ્ધિ આ ગવાહી આપતી નથી કે સારા અને ખરાબ સરખા ન હોવા જોઈએ ? અથવા તો સારાને સારો અને ખરાબને ખરાબ બદલો મળે.

શયતાન તમારો દુશ્મન છે. માટે તેની વાત ન માનો. નહીં તો તે તબાહી-બરબાદી તરફ લઈ જશે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને તસલ્લી આપવામાં આવી છે કે, હિદાયતની રાહ ન સ્વિકારનારા બાબતે આપથી કોઈ સવાલ કરવામાં આવશે નહીં.

સૂરતની પહેલી આયતમાં અલ્લાહપાકની એક સિફત (ગુણ) ફાતિર (પેદા કરનાર)નું વર્ણન છે. તેને લઈ સૂરતનું નામ "ફાતિર" રાખવામાં આવ્યુ છે.

# સૂરએ ફાતિર

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### સર્વ શક્તિ ફક્ત એક અલ્લાહપાકની જ છે :

અલ્લાહપાક જે કંઈ રહમત (વરસાદ વગેરે) લોકો પર ખોલી આપે તો તેને કોઈ અટકાવનાર નથી અને તે પોતે જે કંઈ અટકાવે તો તેના (અટકાવ્યા) પછી તે વસ્તુને કોઈ ચાલુ કરનાર નથી અને તે જ મહા બળવાન (અને) હિકમતવાળો છે. (૨) હે લોકો ! પોતાના ઉપરના ખુદાઈ ઉપકારને યાદ કરો; શું અલ્લાહપાકના સિવાય બીજો કોઈ પેદા કરનાર છે ? જે આકાશ અને જમીનથી તમને રોજી આપતો હોય ! તેના સિવાય કોઈ જ બંદગીને પાત્ર નથી, છતાં તમે ક્યાં અવળા જાઓ છો ? (૩)

હે લોકો ! બેશક, અલ્લાહપાકનો (આ) વાયદો સાચો છે. તો દુનિયાની જિંદગી તમને ધોકો આપે નહિ, તેમજ અલ્લાહપાકથી તમને દગાબાજ (શયતાન) છેતરે નહિ. (૫) બેશક, શયતાન તમારો શત્રુ છે, તો તમે પણ તેને (પોતાનો) દુશ્મન સમજતા જ રહો; તે તો (પોતાના) ટોળાને માત્ર એટલા માટે (અસત્ય તરફ) બોલાવે છે કે, તેઓ દોઝખવાળાઓમાંથી

થઈ જાય. (૬) જેઓ કાફિર થયા તેઓના માટે સખત અઝાબ છે. અને જેઓ ઈમાન લાવ્યા તથા ભલા કામ કર્યા તેમના માટે માફી અને મહાન સવાબ છે. (૭)

**માનવીની ઈબ્રત માટે આકાશ-પાતાળની નિશાનીઓ કાફી છે :**

અને અલ્લાહપાકે તમને માટીથી બનાવ્યા. ફરી વીર્યથી, પછી તમને (નર-નારીના) જોડાં બનાવ્યા અને તે (અલ્લાહપાક)ની જાણ વિના કોઈ સ્ત્રીને ગર્ભ રહેતો નથી તેમજ પ્રસુતિ પણ થતી નથી અને કોઈ વયોવૃદ્ધનું આયુષ્ય વધારવામાં આવતું નથી તેમજ કોઈનું આયુષ્ય ઘટાડવામાં આવતું નથી, પરંતુ તે બધુ કિતાબ (લવ્હે મહફૂઝ)માં લખેલું છે. બેશક, આ વાત અલ્લાહપાક પર ઘણી જ સહેલી છે. (૧૧) અને એવા બે સમુદ્રો સરખા નથી, કે આ એક તો મીઠો તૃપ્ત કરનાર, જેનું પીવું પણ સહેલું છે અને આ (બીજો) ખારો, કડવો છે. અને બન્નેમાંથી તમે તાજુ માંસ (માછલી) ખાઓ છો, અને ઘરેણાં (મોતી) કાઢો છો, જેને તમે પહેરો છો. અને તેમાં તમે વહાણોને જુઓ છો કે, પાણીને કાપતા ચાલે છે કે જેથી તમે (સફર કરી) તેની રોજી શોધો અને તેથી કદાચ તમે તેનો આભાર માનો. (૧૨) તે જ રાત્રિનો (ઘટાડો કરી) દિવસમાં સમાવેશ કરે છે, અને દિવસનો (ઘટાડો કરી) રાત્રિમાં સમાવેશ કરે છે. તેમજ તેણે સૂર્ય તથા ચંદ્રને કામે લગાડ્યા છે, દરેક નક્કી થયેલી મુદત (કિયામત) સુધી ચાલ્યા કરશે. એ જ અલ્લાહપાક તમારો પરવરદિગાર (અને) તેની જ બાદશાહી છે. અને તેના સિવાય જેઓને તમે પુકારો છો, તેઓ તો ખજૂરના ઠળીયા પરના પડ જેટલાના પણ માલિક નથી. (૧૩) જો તમે તેઓને પુકારો તો તેઓ તમારી પુકાર સાંભળશે નહિ અને કદાચ સાંભળી લે તો પણ તમારૂ કહ્યું કરશે નહિ અને કિયામતના દિવસે તેઓ તમારા શિર્ક કરવાની જ વિરૂદ્ધતા કરશે, અને ખબર રાખનાર (અલ્લાહપાક)ના જેવી તમને કોઈ ખબર આપશે નહિ. (૧૪)

**રાત-દિવસ અને પ્રકાશ-અંધકારની જેમ હિદાયત તથા ગુમરાહી એક થઈ શકતા નથી :**

હે લોકો ! તમે સર્વે અલ્લાહપાકના જ મોહતાજ છો અને અલ્લાહ

તઆલા જ બેપરવા (અને) સઘળી ખૂબીઓવાળો છે. (૧૫) જો તે ધારે તો તમારો નાશ કરી નાખે અને એક નવી મખ્લૂક લાવી આબાદ કરે, (૧૬) અને એ વાત અલ્લાહ તઆલા માટે કંઈ મુશ્કેલ નથી. (૧૭) અને કોઈ (પાપનો બોજો) ઉઠાવનાર બીજા(ના પાપ)નો બોજો ઉઠાવશે નહિ અને જો કોઈ ભારે બોજાવાળો પોતાનો બોજો ઉઠાવવા બોલાવે તો પણ કોઈ તેમાંથી જરાય ઉઠાવશે નહિ, (પછી) ભલેને તે તેનો સગો હોય. (હે રસૂલ સલ. !) આપ તો તે લોકોને જ ડરાવી શકો છો, જેઓ પોતાના પરવરદિગારથી (તેને) જોયા વિના જ ડરે છે અને નમાઝ કાયમ રાખે છે, અને જે કોઈ (ગુનાહથી) પાક થયો, તો તે પોતાના જ લાભાર્થે પવિત્ર થાય છે અને અલ્લાહપાકના તરફ જ (સૌએ) પાછા ફરવાનું છે. (૧૮) અને આંધળો તથા દેખતો સરખા નથી, (૧૯) અને ન અંધકાર તથા પ્રકાશ, (૨૦) અને ન (શીતળ) છાયા તથા સખત તાપ (સરખા છે.) (૨૧) અને સજીવ તથા નિર્જીવ સરખા નથી. અલ્લાહપાક ચાહે તેને સંભળાવે છે અને આપ કબરોમાં પડેલાઓને સંભળાવી શકનાર નથી. (૨૨) આપ તો માત્ર ડરાવનાર છો. (૨૩) બેશક, અમે આપને સત્ય (દીન) આપી ખુશખબર અને ડર સંભળાવનાર બનાવી મોકલ્યા છે અને કોઈ કૌમ એવી થઈ નથી, જેમાં કોઈ ડરાવનાર ન થયો હોય. (૨૪)

## જમીન, હવા, પાણી એક હોવા છતાં દરેક વસ્તુને વિવિધ રંગો, ખાસિયતો આપવી :

શું આપે જોયું નથી કે, અલ્લાહપાકે આકાશથી પાણી વરસાવ્યું, ફરી તે વડે અમે વિવિધ રંગ (તેમજ પ્રકાર પ્રકાર)ના ફળો કાઢ્યા અને પર્વતોમાં પણ જુદા જુદા ભાગ ધોળા તથા રાતા છે, જેમના રંગ અનેક પ્રકારના છે અને (કેટલાક) અતિશય કાળા છે. (૨૭) અને મનુષ્યો તથા પ્રાણીઓ તેમજ પશુઓમાં પણ એવી જ રીતે જુદા જુદા રંગ છે; અલ્લાહપાકથી તે બંદાઓ જ ડરે છે, જેને (ખુદાઈ મહત્તાનું) જ્ઞાન છે; બેશક, અલ્લાહપાક જબરદસ્ત (અને) ક્ષમાવાન છે. (૨૮)



**આકાશ-પૃથ્વીને પોતાના વર્તુળમાં કોણે થોભાવી રાખ્યા છે ? :**

(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, જરા તમારા તે શરીકોનો હાલ જુઓ, જેઓને તમે અલ્લાહપાકના સિવાય પુકારો છો, તો મને બતાવો કે પૃથ્વીમાં તેઓએ શું બનાવ્યું અથવા આકાશો(ની રચના)માં તેઓનો કંઈ ભાગ છે ? અથવા અમે તે કાફિરોને કોઈ કિતાબ આપી છે કે, જેથી તેઓ (કુફ્ર)ની સનદ રાખે છે ? (એમાંથી કંઈ જ નથી.) બલ્કે એ જુલ્મીઓ એકબીજાથી નર્યા ધોકાબાજીના જ વાયદા કરે છે. (૪૦) બેશક, અલ્લાહ તઆલા (પોતાની કુદરત વડે જ) આકાશો તથા પૃથ્વીને થોભાવી રહ્યો છે કે, તે ખસી જવા પામે નહિ, અને જો (કદાચ) તે બન્ને ખસી જાય તો અલ્લાહપાકના સિવાય બીજો કોઈ તે બન્નેને થોભાવી પણ શકતો નથી. બેશક, તે સહનશીલ (અને) બખ્શનાર છે. (૪૧)

**અલ્લાહ તઆલા ગુનાહો ઉપર પકડ કરવા માંગે તો કોઇ બચી શકતુ નથી :**

અને જો અલ્લાહપાક લોકોને તેઓની કરણી પર તરત પકડે, તો પૃથ્વીના પટ પર એકેય પ્રાણીને (જીવતું) છોડત નહિ, પરંતુ અલ્લાહપાક તેઓને એક નક્કી થયેલી મુદત (મૌત) સુધી મોહલત આપતો જાય છે, પછી જ્યારે તેઓની મુદત આવી લાગશે, ત્યારે અલ્લાહપાક પોતાના બંદાઓને પોતે જોઈ લેશે. (૪૫)



# સૂરએ યાસીન

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૩૬** **રૂકૂઅની સંખ્યા : ૦૫**

**નાઝિલ થવાનો ક્રમ : ૪૧** **આયતોની સંખ્યા : ૮૩**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં અલ્લાહપાકની પોતાની સંપૂર્ણ શક્તિમાન કુદરત, તાકાત અને અપાર મર્મો-ભેદોની એવી નિશાનીઓ રજૂ કરવામાં આવી છે, જે



ફક્ત કાયનાત (સૃષ્ટિ)માં જ નહીં, બલ્કે માનવીના પોતાના અસ્તિત્વ અને શરીરમાં પણ મૌજૂદ છે. અલ્લાહપાકની કુદરતની આ અપાર નિશાનીઓથી આ સાબિત થાય છે કે, જ્યારે તેના વગર કોઈ આ વસ્તુઓ ઉપર સંપૂર્ણ કુદરત ધરાવી શકતું નથી, તો પછી ઈબાદત (ઉપાસના)માં પણ બીજાને કેમ ભાગીદાર બનાવવામાં આવે ? તથા જે અલ્લાહપાક આટલી અપાર શક્તિઓના માલિક છે, તે બીજી વખત અસ્તિત્વ (આખિરત) કરવામાં પણ સંપૂર્ણ રીતે સમર્થ છે. પછી આખિરતના ઈન્કારનું કોઈ કારણ નથી.

આયત નં. ૧૩ થી ૨૯ સુધી એક એવી કૌમનું વર્ણન કર્યું, જેણે આ નબીઓની હિદાયત કબૂલ ન કરી. બલ્કે હિદાયતનો પ્રચાર કરનારાઓની સાથે અત્યાચાર અને બર્બરતાનો વ્યવહાર કર્યો. તો પછી તેમને સખ્ત અઝાબ અને પકડમાં લેવામાં આવ્યા.

આ સૂરતમાં મક્કા મુકર્રમહના કુરૈશી કાફિરોને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નબૂવ્વત ઉપર ઈમાન ન લાવવા તથા જુલમ અને ઠઠ્ઠા વડે તેનો મુકાબલો કરવાના પરિણામથી ડરાવવાનો પણ છે. આમાં ડરાવવાનું પાસું વધુ સ્પષ્ટ અને મુખ્ય છે, પરંતુ વારંવાર ડરાવવા સાથે દલીલો દ્વારા સમજાવટ પણ કરવામાં આવી છે. દલીલો ત્રણ બાબતો અંગે કરવામાં આવી છે :

૧. તૌહીદ અંગે સૃષ્ટિની નિશાનીઓ અને સામાન્ય બુદ્ધિ વડે દલીલો.

૨. આખિરત અંગે સૃષ્ટિની નિશાનીઓ, સામાન્ય બુદ્ધિ અને ખુદ મનુષ્યના પોતાના અસ્તિત્વ વડે દલીલો.

૩. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની રિસાલતની સચ્ચાઈ અંગે આ પ્રમાણે કે આપ રિસાલતના પ્રચાર-પ્રસારની આ સઘળી મહેનત માત્ર નિઃસ્વાર્થપણે કરી રહ્યા હતા. તથા જે વાતો તરફ આપ (સલ.) લોકોને બોલાવી રહ્યા હતા, તે બિલ્કુલ બુદ્ધિસંગત હતી. અને તેનો સ્વીકાર કરવામાં લોકોનું પોતાનું ભલુ હતું.

આ દલીલોના જોરે ધમકી, ઠપકો અને ચેતવણીના વિષયો ખૂબ જ

જોરદાર રીતે વારંવાર ઈર્શાદ થયા છે. જેથી સખ્ત હૃદયોના તાળાં તૂટે અને જેમની અંદર સત્ય સ્વીકારની થોડી પણ આવડત બાકી હોય તેઓ અસર પામ્યા વિના ન રહી શકે.

ઈમામ અહમદ, અબૂ દાઉદ, નસાઈ, ઈબ્ને માજહ અને તબરાની વગેરેએ હઝરત મઅકિલ બિન યસાર રદી.થી રિવાયત કરી છે કે, નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, **યાસીન કલ્બુલ કુર્આન** અર્થાત્ યાસીન કુર્આનનું હૃદય છે. આ ઉપમા એવી છે, જેમ સૂરહ ફાતિહાને **ઉમ્મુલ કુર્આન** કહેવામાં આવે છે. ફાતિહાને ઉમ્મુલ કુર્આન ઠેરવવાનું કારણ એ છે કે, તેમાં કુર્આન મજીદના સંપૂર્ણ શિક્ષણનો ટૂંકસાર આવી ગયો છે. અને યાસીનને કુર્આનનું ધબકતું હૃદય એટલા માટે કહેવામાં આવે છે કે, આ સૂરતમાં ઈસ્લામની બુન્યાદી અકીદાઓને ઘણા જ શાનદાર અંદાજ અને અસરકારક શૈલીથી રજૂ કરવામાં આવ્યા છે. જે ડાયરેક દિલને અસર કરે છે. માટે આ સૂરતને કુર્આન શરીફનું "દિલ" કહેવામાં આવ્યુ છે. અને મૃત્યુ વખતે મરનારની પાસે પઢવાનો હુકમ પણ હદીષ શરીફમાં એટલા માટે જ આપવામાં આવ્યો હશે કે મરનારની સામે મૃત્યુ પહેલા ઈસ્લામી અકીદાઓ તાજા થઈ જાય. અને તેની આંખો સમક્ષ આખિરતનો નકશો આવી જાય.

# સૂરએ યા-સીન

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### નસીહત કોને અસર કરે છે ? :

આપ તો તેને જ ડરાવી શકશો, જે બોધ ગ્રહણ કરે અને અલ્લાહ તઆલાથી (તેને) જોયા વિના જ ડરે, તો તેને માફી તથા સારા બદલાની ખુશખબર આપો. (૧૧) બેશક, અમે જ (એક દિવસે) મુરદાઓને સજીવન કરીશું અને જે (કરણી) તેઓ આગળ મોકલી ચૂક્યા તેને તથા જે નિશાનીઓ તેઓની પાછળ રહી, તેને અમે લખીએ છીએ અને દરેક


વસ્તુને અમે સ્પષ્ટ કિતાબ (લવ્હે મહફૂઝ)માં ગણી લીધી છે. (૧૨)

## શું રાત-દિવસની કુદરતની નિશાનીઓ ઈબ્રત માટે કાફી નથી ?

શું તેઓએ જોયું નથી કે, અમે એઓની પૂર્વે ઘણી કૌમોનો નાશ કરી ચૂક્યા કે જેઓ આ લોકો પાસે (દુનિયામાં) પાછા નહિ આવે ? (૩૧) અને તેઓમાંથી કોઈ પણ કૌમ એવી નથી, જે (આખિરતમાં) એકી સાથે અમારી સમક્ષ હાજર કરવામાં ન આવે. (૩૨) અને એક નિશાની તેઓના માટે મૃત્યુ પામેલી ભૂમિ છે, (એવી રીતે કે) અમે તેને (વરસાદથી) સજીવન (ફળદ્રુપ) કરી અને અમે તેમાંથી (જાતજાતનું) અનાજ કાઢ્યું કે જેમાંથી તેઓ ખાય છે. (૩૩) અને અમે તેમાં ખજૂરીઓ તથા દ્રાક્ષના બગીચા બનાવ્યા. વળી, તેમાં કેટલીક નહેરો વહેતી કરી. (૩૪) કે જેથી લોકો તેના ફળોમાંથી (પણ) ખાય, જો કે તેઓના હાથોએ તે (ફળ તથા અનાજ)ને બનાવ્યું નથી; છતાં તેઓ કેમ આભાર માનતા નથી ? (૩૫) તે પાક ઝાત છે, જેણે દરેક વસ્તુના જોડા પેદા કર્યા, જમીનમાંથી ઉગતી વસ્તુઓના તથા ખુદ તેઓમાંથી પણ (નર-નારી બનાવ્યા) તેમજ એ વસ્તુઓમાંથી (જેને) તેઓ જાણતા નથી. (૩૬) અને એક નિશાની તેઓના માટે રાત્રિ પણ છે, જેના ઉપરથી અમે દિવસને ખેંચી લઈએ છીએ, તો એકદમ તેઓ અંધકારમાં રહી જાય છે. (૩૭) અને સૂર્ય પણ (એક નિશાની છે) જે પોતાના ઠેકાણા તરફ ચાલતો રહે છે. આ નિયમ સર્વ શક્તિમાન સર્વજ્ઞ (અલ્લાહપાક)નો નિર્માણ કરેલો છે. (૩૮) અને ચંદ્ર પણ (એક નિશાની છે) જેની અમે મંઝિલો નીમી દીધી છે, એટલે સુધી કે તે ખજૂરીની પુરાની ડાળી જેવો (પાતળો વાંકો થઈ) ફરી નીકળી આવે છે. (૩૯) સૂર્યની મજાલ નથી કે ચંદ્રને પકડી પાડે, અને ન રાત દિવસ કરતાં આગળ વધી શકે છે; અને દરેક એકેક જુદા જુદા વર્તુળમાં ફરે છે. (૪૦) અને એક નિશાની તેમના માટે આ પણ છે કે, અમે તેમની અવલાદને ભરેલા વહાણમાં સવાર કરી. (૪૧) વળી, અમે તેમના માટે વહાણ જેવી (અન્ય) વસ્તુઓ ઉત્પન્ન કરી, જેના ઉપર તેઓ સવાર થાય છે. (૪૨) અને જો અમે ધારીએ તો તેઓને ડૂબાવી



દઈએ, ફરી (તે વેળા) ન તેઓનો કોઈ ફરિયાદ સાંભળનારો હોય, અને ન તેઓ (મૃત્યુના પંજાથી) છોડાવવામાં આવે. (૪૩) પરંતુ એ તો અમારી જ કૃપા છે, અને અમુક મુદત સુધી લાભ લેવા દેવું (મંજૂર) છે. (૪૪)

### લોકો કબરમાંથી ઉઠતા જ ચોંકી ઉઠશે :

અને (તે પછી બીજો) સૂર ફૂંકવામાં આવશે ત્યારે એકદમ તેઓ કબરોથી (નીકળી હિસાબ માટે) પોતાના પરવરદિગાર તરફ (જવા) દોડવા લાગશે. (૫૧) તેઓ (ત્યાંની આફતો જોઈ) કહેશે કે, હાય અમારી કમબખ્તી ! અમારી નિંદ્રાની જગ્યા (કબરો)થી અમને કોણે ઉઠાડ્યા ? (કહેવામાં આવશે કે) આ તે જ (કિયામત) છે કે જેનો દયાળુ અલ્લાહપાકે વાયદો કર્યો હતો અને રસૂલો સત્ય કહેતા હતા. (૫૨) તે (બીજો સૂર) બસ એ જ ગર્જના હશે, જેથી એકદમ તેઓ સઘળા અમારી પાસે હાજર કરવામાં આવશે. (૫૩) ફરી તે દિવસે કોઈના ઉપર લેશમાત્ર જુલ્મ કરવામાં નહિ આવે અને તે જ કરણીનો બદલો તમને મળશે, જેને તમે કરતા હતા. (૫૪)

### જન્નતી લોકોની નેઅમતો :

બેશક, જન્નતવાસીઓ તે દિવસે પોતાના કામોમાં આનંદમય હશે. (૫૫) તેઓ તથા તેમની પત્નીઓ (શીતળ) છાયાઓમાં તખ્તો પર તકિયાઓને અડેલી બેઠા હશે. (૫૬) તેમના માટે ત્યાં (દરેક પ્રકારના) ફળો હશે, તથા તેઓ જે કંઈ માંગશે, તે તેમને મળશે. (૫૭) (વળી) દયાળુ પરવરદિગાર તરફથી (તેમને) સલામ કહેવામાં આવશે. (૫૮)

### મોઢાઓ બંધ કરી હાથ-પગની ગવાહી લેવામાં આવશે :

આજે અમે તેઓના મોઢાઓ પર સીલ લગાડી દઈશું અને તેઓના હાથ અમારી સાથે વાત કરશે, અને જે કંઈ તેઓ કર્યા કરતા હતા, તે વિશે તેઓના પગો સાક્ષી આપશે. (૬૫) અને જો અમે ધારીએ તો (દુનિયામાં જ) તેઓની આંખોને ચપટ કરી દઈએ, પછી તેઓ માર્ગ મેળવવા દોડે, પણ તેઓને ક્યાંથી સૂઝે ? (૬૬) અને જો અમે ઈચ્છીએ તો તેઓ જ્યાં હોય ત્યાં જ તેઓનું સ્વરૂપ બદલી નાખીએ, તો તેઓ ન આગળ ચાલી શકે

અને ન પાછા ફરી શકે. (૬૭) અને જેને અમે અતિ વૃદ્ધ કરીએ છીએ તો તેને જન્માવસ્થાની મૂળ સ્થિતિમાં પલટાવી નાખીએ છીએ; છતાં શું તેઓ સમજતા નથી ? (૬૮)

## રાત-દિવસ પશુઓથી ફાયદો ઉઠાવતા પણ એક અલ્લાહપાકના ઉપકારો યાદ નથી આવતા ? :

શું તેઓ જોતા નથી કે અમે તેઓના (લાભ) માટે પોતા(ની કુદરત)ના હસ્તે સર્જેલી વસ્તુઓમાંથી પશુઓને પેદા કર્યા. પછી એ લોકો તે પશુઓના માલિક બની ગયા. (૭૧) અને અમે તે પશુઓને તેઓના વશ કર્યા, તો તેમાંથી અમુક તેઓની સવારીઓ છે અને અમુકને તેઓ ખાય છે. (૭૨) અને તે પશુઓમાં તેઓ માટે ઘણા ફાયદા તથા પીણું દૂધ (વગેરે) છે; છતાં તેઓ કેમ શુક્ર કરતા નથી ? (૭૪) અને (ઉલટા) તેઓએ અલ્લાહપાકના સિવાય બીજા મઅ્બૂદો બનાવી લીધા છે કે, કદાચ તેઓથી મદદ મળે. (૭૪) (પણ) તેઓ એ લોકોની જરા પણ મદદ નહિ કરી શકે અને એ લોકો તેમનું સૈન્ય બનીને પકડાયેલા આવશે. (૭૫)

## સડેલુ હાડકુ હાથથી મસળી ખુદાપાકને ચેલેંજ આપે છે, તો પ્રથમ તે હાડકુ કોણે પેદા કર્યુ તે તો વિચાર ! :

શું (કાફિર) માણસ એટલું નથી જોતો કે અમે તેની વીર્ય (બિંદુ)થી બનાવ્યો ? છતાં (ઈમાનના બદલે) એકદમ તે ખુલ્લી રીતે ટીકાખોર બની ગયો ! (૭૭) અને તેણે અમારા માટે એક કઢંગો દાખલો આપ્યો અને પોતાની ઉત્પત્તિને ભૂલી ગયો ! તે કહે છે કે, હાડકાને (ખાસ કરી) જ્યારે તે સડી ગયા હોય, કોણ સજીવન કરશે ? (૭૮) (હે નબી સલ. !) ફરમાવી દો કે તે સૌને તે જ અલ્લાહપાક સજીવન કરશે, જેણે તેમને સૌથી પ્રથમવાર સર્જ્યા હતા. અને તે દરેક રીતે સર્જવું જાણે છે. (૭૯) જેણે કે તમારા માટે (અમુક) લીલા વૃક્ષોમાંથી આગ ઉત્પન્ન કરી. ફરી તમે ઝટ તેથી (બીજી) આગ સળગાવી લો છો. (૮૦) અને જેણે આકાશો તથા પૃથ્વી બનાવ્યા તે શું એમના જેવા માણસોને (ફરી) બનાવી શકતો નથી ? કેમ નહિ, અને તે

જ મૂળ બનાવનાર (અને) સર્વજ્ઞ (જાણકાર) છે. (૮૧) તેનો નિયમ તો એ જ છે કે, જ્યારે તે કોઈ વસ્તુને (ઉત્પન્ન) કરવા ચાહે છે, તો તે વસ્તુને કહે છે કે, ''થઈ જા'' બસ તે થઈ જાય છે. (૮૨) તો તે (અલ્લાહપાક) પવિત્ર છે કે જેના હાથમાં દરેક વસ્તુની (સંપૂર્ણ) સત્તા છે, અને તેની જ હુજૂરમાં તમારે સૌએ પાછા ફરવાનું છે. (૮૩)

# અસ્-સાફ્ફાત

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૩૭** **રૂકૂઅની સંખ્યા : ૦૫**

**નાઝિલ થવાનો ક્રમ : ૫૬** **આયતોની સંખ્યા : ૧૮૨**

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

મક્કી સૂરતોની જેમ આ સૂરતમાં તૌહીદ, રિસાલત અને આખિરતના અકીદાનું વર્ણન તો છે જ, પરંતુ આ સૂરતમાં મક્કા શરીફના મુશ્રિકોની એક ખાસ માન્યતાનો રદિયો પણ કરવામાં આવ્યો છે. તે લોકો ફરિશ્તાઓને અલ્લાહપાકની બેટીઓ કહેતા હતા. (અલ્લાહપાકની પનાહ) અને આ કારણથી સૂરતનું નામ ફરિશ્તાઓના એક ગુણ સફ બાંધી લાઈનબંધ રહેવાથી ''સાફ્ફાત'' રાખ્યુ છે. તે સિવાય આખિરતમાં જે સખ્ત હાલતો આવશે, તેની ચોખવટ કરવામાં આવી છે.

જે કિસ્સાઓ આ સૂરતમાં વર્ણવવામાં આવ્યા છે, એમાં સૌથી વધુ બોધપાઠ આપતો કિસ્સો હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના પવિત્ર જીવનનો એ મહત્વપૂર્ણ બનાવ છે કે, તેઓ અલ્લાહપાકનો હુકમ મેળવતાં જ પોતાના એકના એક પુત્રને કુરબાન કરવા માટે તૈયાર થઈ ગયા હતા. આમાં માત્ર કાફિર કુરૈશીઓ માટે જ બોધપાઠ ન હતો, જેઓ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ સાથે પોતાના વંશપરંપરાગત સબંધો ઉપર ગર્વ કરતા ફરતા હતા, બલ્કે મુસલમાનો માટે પણ બોધપાઠ હતો. જે અલ્લાહ તઆલા અને તેના રસૂલ ઉપર ઈમાન લાવ્યા હતા. આ કિસ્સો

સંભળાવી તેમને બતાવી દેવામાં આવ્યુ છે કે, ઈસ્લામની હકીકત અને તેનો સાચો આત્મા શું છે ? અને તેને પોતાનો દીન બનાવી લીધા પછી એક સાચા મુઅમિને કેવી રીતે અલ્લાહપાકની પ્રસન્નતા ઉપર પોતાનું બધું જ કુરબાન કરવા માટે તૈયાર થઈ જવું જોઈએ.

અલ્લાહ તઆલાએ આ સૂરતમાં સમજાવટ અને અનુરોધની પદ્ધતિનો પણ સપ્રમાણ ઉપયોગ કર્યો છે. તૌહીદ અને આખિરતમાં વિશ્વાસની સચ્ચાઈ અંગે ટૂંકી અને ગળે ઉતરે તેવી દલીલો આપી છે. મુશ્રિકોની માન્યતા ઉપર ટીકા કરી બતાવ્યું છે કે, તેઓ કેવી નકામી વાતો ઉપર ઈમાન રાખી બેઠા છે. આ ગુમરાહીઓના ખરાબ અંજામથી ખબરદાર કર્યા છે. અને આ પણ બતાવ્યું છે કે, ઈમાન અને સદાચારના પરિણામ કેવા શાનદાર છે. પછી આના જ અનુસંધાનમાં હઝરત નૂહ, હઝરત લૂત, હઝરત મૂસા, હઝરત ઈલ્યાસ અને હઝ. યૂનુસ અલયહિમુસ્સલામના દાખલા આપ્યા છે. જેનાથી ખબર પડે છે કે, અલ્લાહ તઆલાનો પોતાના નબીઓ સાથે અને એ કૌમો સાથે કેવો વ્યવહાર રહ્યો છે. કેવી કેવી રીતે તેણે પોતાના વફાદાર બંદાઓને નવાજ્યા છે, અને કેવી રીતે તેમનો ઈન્કાર કરનારાઓને સજા આપી છે.

સૂરતની છેલ્લી આયતો ફક્ત કાફિરો માટે ચેતવણી જ ન હતી, બલ્કે એ ઈમાનવાળાઓ માટે ખુશખબર પણ હતી, જે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મદદ અને ટેકામાં અત્યંત હિમ્મત હારી જનારા સંજોગોનો સામનો કરી રહ્યા હતા. એમને આ આયતો સંભળાવી ખુશખબર આપી દેવામાં આવી કે, કામની શરૂઆતમાં જે મુસીબતો એમણે ઉઠાવવી પડી રહી છે, એનાથી તેઓ ગભરાય નહીં. અંતે તેમને જ વર્ચસ્વ પ્રાપ્ત થશે. અને અસત્યના ધ્વજવાહકો જે અત્યારે વિજયી દેખાઈ રહ્યા છે, તે એમના જ હાથે હારશે. થોડા જ વરસો પછીના બનાવોએ બતાવી દીધું કે, આ માત્ર પોકળ આશ્વાસન ન હતું, બલ્કે એક સત્ય સ્વરૂપ ધારણ કરનાર બનાવ હતો. જેની આગાહી કરી એમને હિમ્મત આપવામાં આવી હતી.



# સૂરએ સાફ્ફાત

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**જન્નતીઓની નેઅમતો અને આપસી વાતચીત :**

પરંતુ જેઓ અલ્લાહપાકના ખાસ ચુનંદા (ઈમાનવાળા) બંદા છે (તે બચી જશે). (૪૦) તેઓને માટે નક્કી થયેલી રોજી છે. (૪૧) એટલે (દરેક જાતના) ફળો અને તેઓ માનવંત છે. (૪૨) (તેઓ) નેઅમતના બગીચાઓમાં; (૪૩) (જડાઉ) તખ્તો પર સામસામા બેઠા હશે. (૪૪) તેમની પાસે વહેતી સ્વચ્છ શરાબના (ભરેલા) પ્યાલાંનો દૌર ચાલુ રહેશે. (૪૫) જે રંગે સફેદ હોઈ પીનારાઓ માટે સ્વાદિષ્ટ હશે. (૪૬) ન તેથી માથુ ચઢશે અને ન તેઓ છાકટા બનશે. (૪૭) અને તેમની પાસે નીચી નજરોવાળી (ને) મોટી મોટી આંખોવાળી (હૂરો) હશે, (૪૮) જાણે કે (સ્વચ્છતામાં) ઢંકાયેલાં ઈંડાં છે. (૪૯) પછી તેઓ એકબીજા તરફ મોં કરી વાતચીત કરશે. (૫૦) તેઓમાંથી એક બોલનાર કહેશે કે (દુનિયામાં) એક મારો દોસ્ત હતો; (૫૧) જે કહ્યા કરતો હતો કે શું તું પણ (કિયામતને) માનનારા માંહેનો છે ? (૫૨) શું જ્યારે આપણે મરણ પામીશું અને માટી તથા હાડકાં થઈ જઈશું તો શું અમને (કર્મોનો) બદલો મળશે ? (૫૩) તે કહેશે કે વારૂ, તમે (તેને) ઝાંકીને જોવા ચાહો છો ? (૫૪) ફરી તે પોતે ઝાંકીને જોશે તો પેલાને જહન્નમની વચ્ચે જોશે. (૫૫) ત્યારે કહેશે કે અલ્લાહપાકના સોગંદ ! તું તો મને ખાડામાં જ નાખવા લાગ્યો હતો. (૫૬) જો મારા પરવરદિગારની કૃપા (મારા ઉપર) ન હોત તો હું પણ (શિક્ષામાં) પકડાયેલા લોકો માંહેનો જ હોત. (૫૭) (પછી પોતાના સાથીઓને કહેશે) કે હવે અમારે મરવાનું નથી, (૫૮) પરંતુ જે પહેલી વાર મરી ચૂક્યા અને અમને સજા નહિ પહોંચે. (૫૯) બેશક, એ જ મહાન સફળતા છે. (૬૦) એવી જ સફળતા માટે મહેનત કરનારાઓએ મહેનત કરવી જોઈએ. (૬૧)

**જહન્નમીઓનો અઝાબ કેવો હશે ? :**

વારૂ, (બતાવો) આ મહેમાનગતિ બેહતર છે અથવા ઝક્કૂમનું ઝાડ ?

(૬૨) અમે તે ઝાડને જુલ્મીઓ માટે એક આફતરૂપ બનાવ્યું છે. (૬૩) તે એક એવું ઝાડ છે, જે જહન્નમના તળિયેથી નીકળે છે. (૬૪) તેનાં ફળ એવા છે, જાણે શયતાનોના માથાં. (૬૫) તો તેઓ તેમાંથી ખાશે અને તે વડે જ પેટ ભરશે. (૬૬) ફરી તેઓને (તરસ લાગતાં) તેના ઉપરથી છછરતું પાણી (પરૂમાં) મેળવી આપવામાં આવશે. (૬૭) ફરી તેઓનું આખરી રહેઠાણ દોઝખ તરફ જ થશે. (૬૮) (કારણકે) તેઓએ પોતાના વડીલોને ગુમરાહ અવસ્થામાં જોયા હતા, (૬૯) પછી એ લોકો પણ તેઓના જ પગલે ઉતાવળે ચાલતા હતા. (૭૦) અને પૂર્વેના ઘણા લોકો એમના પહેલાં ગુમરાહ થઈ ચૂક્યા હતા. (૭૧) અને અમે તેઓમાં પણ ડરાવનારા (નબી) મોકલ્યા હતા. (૭૨) તો જોઈ લો કે તે ડરાવવામાં આવેલાઓનું પરિણામ કેવું (બુરૂં) થયું ? (૭૩)

**હઝ. ઈબ્રાહીમ (અલૈ.)ની તૌહીદવાળી દલીલો અને અલ્લાહપાકના હુકમ અનુસાર હઝ. ઈસ્માઈલ (અલૈ.)ની કુર્બાની માટે તૈયારી :**

ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, જે વસ્તુને તમે જાતે ઘડો છો, તેને શા માટે પૂજો છો ? (૯૫) જો કે તમને તથા તમારી એ બનાવેલી વસ્તુઓને અલ્લાહપાકે જ ઉત્પન્ન કર્યા છે, (૯૬) તેઓ (નિરૂત્તર થઈને) કહેવા લાગ્યા કે એના માટે એક (તન્નૂર જેવી) ઈમારત બાંધો, ફરી (તેને સળગાવી) એમને ધગધગતી અગ્નિમાં નાખો. (૯૭) સારાંશ કે તેઓએ ઈબ્રાહીમ (અલૈ.) સાથે ખોટો દાવ ચલાવવા ચાહ્યું તો અમે તેઓને જ નીચું જોતા કર્યા. (૯૮) અને (અંતે નિરાશ થઈ) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, હું મારા પરવરદિગાર(ના માર્ગમાં કોઈપણ) તરફ ચાલ્યો જાઉં છું, તે જ મને માર્ગ દેખાડશે. (૯૯) (પછી દુઆ માંગી) હે પરવરદિગાર ! મને એક નેક પુત્ર આપ, (૧૦૦) જેથી અમે તેમને એક સહનશીલ પુત્રની ખુશખબર આપી. (૧૦૧) ફરી જ્યારે તે પુત્ર તેમની સાથે દોડીને ચાલવાની વયે પહોંચ્યો, ત્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, હે દીકરા ! હું સ્વપ્નામાં જોઉં છું કે, (અલ્લાહપાકના હુકમથી) હું તને ઝબહ કરી રહ્યો છે, જેથી તું પણ

વિચારી લે કે, તારો શું મત છે ? તેમણે અરજ કરી કે, હે પિતા ! આપને જે હુકમ થયો છે તે કરી નાખો, અલ્લાહપાક ચાહે તો આપ મની ધીરજ ધરનારાઓ માંહેનો પામશો. (૧૦૨) ફરી જ્યારે બન્ને (ખુદાઈ આજ્ઞાને) આધિન થયા અને પિતાએ તેમને પેશાની ઉપર (ઉંધા) રાખ્યા, (૧૦૩) અને (તે વખતે) અમે તેમને પુકાર્યા કે, હે ઈબ્રાહીમ (અલૈ.) ! (ધન્ય છે.) (૧૦૪) અલબત્ત, આપે સ્વપ્નું સાચુ કરી દેખાડ્યું, અમે નેકી કરનારાઓને એવો જ બદલો આપીએ છીએ. (૧૦૫) ખરેખર, એ તો ખુલ્લી (મહાન) કસોટી હતી. (૧૦૬) અને અમે ઝબહ કરવા માટે એક મોટું જાનવર તેના બદલે આપ્યું. (૧૦૭) અને અમે તેમના માટે પાછળ આવનાર લોકોમાં આ વાત રાખી; (૧૦૮) કે ઈબ્રાહીમ (અલૈ.) પર સલામ થાઓ. (૧૦૯) નેકી કરનારાઓને અમે એવો જ બદલો આપીએ છીએ. (૧૧૦) બેશક, તે અમારા ઈમાનદાર બંદાઓ માંહેના હતા. (૧૧૧)

**ખુદાપાકની સુન્નત પ્રમાણે છેવટે નબીઓને જ દુન્યવી સફળતા પણ મળે છે :**

અને અમારા ખાસ બંદા એટલે રસૂલો માટે અમારો (આ) હુકમ પ્રથમથી થઈ ચૂક્યો છે (૧૭૧) કે, બેશક, તેમને જ મદદ આપવામાં આવશે. (૧૭૨) અને બેશક અમારૂ લશ્કર જ વિજયી રહેશે. (૧૭૩) માટે (હે નબી સલ. !) આપ થોડી મુદ્દત સુધી તેઓથી હટી જાઓ. (૧૭૪) અને તેઓને જોયા કરો, થોડા આગળ જતાં તેઓ પણ (પરિણામ) જોઈ લેશે. (૧૭૫) શું અમારી શિક્ષાને તેઓ ઉતાવળે માંગે છે ? (૧૭૬) ફરી જ્યારે તે શિક્ષા તેઓના આંગણામાં ઉતરી પડશે ત્યારે એ ડરાવવામાં આવેલાઓની સવાર બહુ બૂરી થશે. (૧૭૭) અને આપ એક (ચોક્કસ) સમય સુધી તેઓ(ની વિરૂદ્ધતા)નો ખ્યાલ ન કરો. (૧૭૮) અને જોતા રહો કે આગળ તેઓ પણ પોતાનું પરિણામ જોઈ લેશે; (૧૭૯) (હે નબી સલ. !) આપનો પરવરદિગાર મહાન ઈઝઝતવાળો છે. તે એવી વાતોથી પવિત્ર છે, જેને તેઓ (કાફિરો) બયાન કરે છે. (૧૮૦) અને સર્વે રસૂલો

પર સલામ હોજો. (૧૮૧) અને સઘળા વખાણ અલ્લાહપાકને જ માટે છે, જે આખા જગતનો પાલનહાર (અને માલિક) છે. (૧૮૨)

# સૂરએ સૉદ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૩૮ રૂકૂઅની સંખ્યા : ૦૫

નાઝિલ થવાનો ક્રમ : ૩૮ આયતોની સંખ્યા : ૮૮

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતના ઉતરવાનું કારણ એક ખાસ બનાવ છે. ઈમામ અહમદ (રહ.), ઈમામ નસાઈ (રહ.), ઈમામ તિરમિઝી (રહ.) વગેરેની રિવાયતોનો ખુલાસો આ છે કે, જ્યારે જનાબ અબૂ તાલિબ બીમાર પડ્યા અને કુરૈશના સરદારોને લાગ્યું કે હવે આ તેમનો છેલ્લો સમય છે, તો તેમણે અંદરોઅંદર વાતચીત કરી કે, જઈને વડીલને વાત કરવી જોઈએ. તેઓ અમારા અને પોતાના ભત્રીજા વચ્ચેના ઝઘડાનો નિકાલ લાવીને જાય તો સારૂં છે. ક્યાંક એમ ન બને કે, એમનું અવસાન થઈ જાય. અને એમના પછી આપણે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સાથે સખત વ્યવહાર કરીએ અને આરબ દેશના લોકો આપણને મહેણું મારે કે, જ્યાં સુધી તેમના વડીલ જીવતા હતા, આ લોકો તેમનું માન જાળવતા રહ્યા, હવે તેમના અવસાન પછી આ લોકોએ તેમના ભત્રીજા ઉપર હાથ ઉપાડયો છે. કુરૈશના લગભગ ૨૫ સરદારો અબૂ તાલિબ પાસે પહોંચ્યા. આ લોકોએ કહ્યું કે, અમે આપની પાસે એક ન્યાયી વાત રજૂ કરવા આવ્યા છીએ. આપના ભત્રીજા અમને અમારા દીન (ધર્મ) ઉપર છોડી દે, અમે તેને તેના દીન ઉપર છોડી દઈએ છીએ. તે ખુદાપાકની ઈબાદત કરવા ચાહે કરે, તો અમને તેનો કોઈ વાંધો નથી. પરંતુ તે અમારા ઉપાસ્યો (મઅબૂદ)ને વખોડે નહીં. આ શરતે આપ અમારી તેની સાથે સુલેહ કરાવી દો. અબૂ તાલિબે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને બોલાવ્યા અને કહ્યું કે, ભત્રીજા ! આ તમારી કૌમના લોકો મારી પાસે આવ્યા છે. એમની ઈચ્છા છે કે, તમે એક

ન્યાયસંગત વાત ઉપર તેમની સાથે સહમત થઈ જાવ, જેથી તમારી અને તેમની વચ્ચેનો ઝઘડો સમાપ્ત થઈ જાય. પછી તેમણે એ વાત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને બતાવી, જે કુરૈશના સરદારોએ તેમને કહી હતી. નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જવાબમાં કહ્યું : કાકા ! હું તો એમની સામે એક એવી વાત રજૂ કરૂં છું, જેને આ લોકો માની લે તો આરબ દેશ એમના આધિન અને અજમ (બીજા દેશો) એમના તાબે થઈ જાય. આ સાંભળી પહેલાં તો તે લોકો મૂંઝાઈ ગયા. તેમને સમજાતું ન હતું કે, શા માટે આવી ફાયદાકારક વાતને રદ કરી દે. માટે બોલ્યા : "તમે એક કલમો કહો છો, અમે આવા દસ કલમા કહેવા માટે તૈયાર છીએ. પરંતુ આ તો બતાવો કે તે કલમો છે શું ?" આપે ફરમાવ્યું : **"લા ઈલાહ ઈલ્લલ્લાહ"** આ સાંભળી તેઓ એકી સાથે ઉભા થઈ ગયા અને એમ કહેતા કહેતા નીકળી ગયા કે, શું હમે એક જ ખુદાપાકને પોતાનો ઉપાસ્ય (પૂજ્ય) માની લઈ બીજા બધા ઉપાસ્યોને છોડી દઈએ ?

કાફિરો અને નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની આ વાતચીતને આધાર બનાવી અલ્લાહ તઆલાએ બતાવ્યું છે કે, આ લોકોના ઈન્કારનું અસલ કારણ ઈસ્લામની દઅવતની કોઈ ખામી નથી, બલ્કે તેમના પોતાના ઘમંડ અને ઈર્ષ્યા તેમજ આંધળા અનુકરણનો દુરાગ્રહ છે. આ લોકો પોતાની બિરાદરીના માણસને ખુદાપાકનો નબી માની તેને અનુસરવા તૈયાર નથી. આ લોકો એ જ અજ્ઞાનતાપૂર્ણ ખ્યાલો ઉપર કાયમ રહેવા માંગે છે, જેની ઉપર તેમણે પોતાની પહેલાંના લોકોને જોયા છે. અને જ્યારે આ અજ્ઞાનતાનું ભ્રમ તોડી એક માણસ એમની સામે અસલ હકીકત રજૂ કરે છે, તો આ લોકો ગુસ્સો કરે છે. અને આને અજબ, નિરાળી અને અશક્ય વાત ઠરાવે છે. એમની નજીક તૌહીદ અને આખિરતનો ખ્યાલ અસ્વીકાર્ય છે.

અલ્લાહ તઆલાએ કાફિરોને ચોખ્ખા શબ્દોમાં ચેતવી દીધા છે કે, જે માણસની આજે તમે મજાક બનાવી રહ્યા છો, અને જેમનું નેતૃત્વ સ્વીકારવાની તમે ના પાડી રહ્યા છો, ટૂંકમાં તે જ વિજયી થશે. અને એ સમય દૂર નથી, જ્યારે આ જ મક્કા શહેરમાં જ્યાં તમે એમને હરાવવા માટે સઘળુ જોર

લગાવી રહ્યા છો, કાલે એમની આગળ તમે સૌ ગુનેહગાર બની નીચી નજરો કરી ઉભા હશો.

ત્યાર બાદ લગાતાર નવ પયગમ્બરો (અલયહિમુસ્સલામ)નું વર્ણન કર્યું. જેમાં હઝરત દાઉદ અલયહિસ્સલામ અને હઝરત સુલયમાન અલયહિસ્સલામના કિસ્સા વધુ વિગતવાર છે.

ત્યાર પછી આજ્ઞાંકિત બંદાઓ અને વિદ્રોહી બંદાઓના એ અંજામનું ચિત્ર રજૂ કરવામાં આવ્યુ છે, જે તેઓ આખિરતની દુનિયામાં પામવાના છે. અને આના અનુસંધાનમાં કાફિરોને બે વાતો ખાસ કરીને બતાવવામાં આવી છે. એક તો આ કે, આજે જે સરદારો અને આગેવાનોની પાછળ અજ્ઞાન લોકો આંધળા બની પથભ્રષ્ટતા (ગુમરાહી)ના માર્ગ ઉપર ચાલી રહ્યા છે, કાલે તેઓ જ જહન્નમમાં પોતાના અનુયાયીઓ પહેલાં ત્યાં પહોંચી ગયા હશે અને બન્ને એકબીજાને શ્રાપ આપી રહ્યા હશે. બીજું આ કે, આજે જે ઈમાનવાળાઓને આ લોકો અપમાનિત અને હલકા સમજી રહ્યા છે, કાલે આ જ લોકો આંખો ફાડીને અચરજપૂર્વક જોશે કે, તેઓ જહન્નમમાં ક્યાંય દેખાતા નથી. અને આ લોકો પોતે જ તેની યાતના (મુસીબત)માં ફસાયેલા છે.

અંતમાં હઝરત આદમ (અલૈ.) અને ઈબ્લીસના કિસ્સાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જેનો આશય કુરૈશને એ બતાવવાનો છે કે, હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સામે નમવામાં જે ઘમંડ તમને આડે આવે છે, તે જ ઘમંડ હઝ. આદમ અલયહિસ્સલામ સામે ઝૂકવામાં ઈબ્લીસને આડે આવ્યો હતો. ખુદા તઆલાએ જે દરજ્જો હઝરત આદમ અલયહિસ્સલામને આપ્યો હતો, તેની ઈબ્લીસે ઈર્ષ્યા કરી અને અલ્લાહ તઆલાના હુકમ સામે વિદ્રોહ કરી હડધૂત થયો. આ જ રીતે જે દરજ્જો ખુદા તઆલાએ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આપ્યો છે, તેની તમે ઈર્ષ્યા કરી રહ્યા છો, અને આ વાત માટે તૈયાર નથી કે જેમને ખુદા તઆલાએ રસૂલ નીમ્યા છે, તેમનું અનુસરણ કરો. માટે જે અંજામ ઈબ્લીસનો આવવાનો છે, તે જ છેવટે તમારો પણ આવશે.

# સૂરએ સૉદ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### કાફિરોની હઠધર્મી :

નસીહતોથી ભરપૂર કુર્આનના સોગંદ (કે કાફિરોની વાત સાચી નથી.) (૧) બલ્કે એ કાફિરો અભિમાન તથા વિરૂદ્ધતા પર (અડ્યા) છે. (૨) અમે તેઓના પહેલાં કેટલીયે ઉમ્મતોનો નાશ કર્યો ત્યારે તેઓ હાય પોકારવા લાગ્યા, પણ છૂટકારાનો વખત રહ્યો ન હતો. (૩) અને તેઓ આ વાત પર અચરજ પામ્યા કે તેઓની પાસે તેઓમાંથી જ એક ડરાવનાર (રસૂલ) આવ્યા, અને એ કાફિરો કહેવા લાગ્યા કે, એ તો જાદૂગર સાવ જૂઠા છે. (૪) શું તેમણે આટલા મઅ્બૂદોના બદલે એક જ મઅ્બૂદ રહેવા દીધો ? ખરેખર, એ પણ બહુ અચંબાની વાત છે. (૫) અને તેઓમાંથી કેટલાક સરદારો (બીજાઓને) એમ કહી ચાલ પડ્યા કે (અહીંથી) ચાલો અને પોતાના દેવતાઓ(ની બંદગી) પર જ કાયમ રહો. બેશક, (નબીની) આ વાતમાં કંઈ સ્વાર્થ છે. (૬) (વળી) આ વાત અમે (પોતાના) પાછલા ધર્મમાં સાંભળી જ નથી, એ તો માત્ર બનાવટી વાત છે. (૭) શું અમારા-માંથી ખુદાઈ વાણી એમના જ ઉપર ઉતારવામાં આવી ? અલ્લાહપાક એના જવાબમાં ફરમાવે છે કે, વાત આ છે કે, તેઓ મારી વહી સબંધી ધોકામાં છે, બલ્કે (એનું કારણ એ છે કે) હજુ સુધી તેઓએ મારી શિક્ષા ચાખી નથી. (૮) શું તેઓની પાસે આપના જોરાવર (અને) બખ્શિશવાળા પરવરદિગારની રહમતના ખજાના છે ? (૯) અથવા આકાશો અને પૃથ્વી તથા તે બન્નેની વચ્ચેની વસ્તુઓની સત્તા તેઓની છે? (જો તેઓની હોય) તો તેઓને જોઈએ કે નિસરણીઓ મૂકી (આકાશ) ઉપર ચઢી જાય. (૧૦) (રસૂલોના વિરોધી) લશ્કરો પૈકી એ લોકોનું પણ એક લશ્કર આ સ્થળે (મક્કામાં) પરાજિત થશે. (૧૧) તેઓના પહેલાં નૂહ (અલૈ.)ની કૌમ અને આદ તથા ખીલાઓવાળો ફિરઔન પણ (રસૂલોને) જૂઠાડી ચૂક્યા છે. (૧૨) અને સમૂદ તથા લૂત (અલૈ.)ની કૌમ અને વનવાસીઓ પણ; (જૂઠાડી

ચૂક્યા) આ લોકો જ (વર્ણિત) મહાન ફોજો હતી. (૧૩) એ સૌએ જ રસૂલોને જૂઠાડયા હતા, જેથી મારી શિક્ષા (તેઓ પર) નક્કી થઈ. (૧૪) અને એ લોકો પણ માત્ર (સૂરના) એક એવા સખત અવાજની જ રાહ જૂએ છે, જે (સૂર)માં ફરિશ્તો વચ્ચે શ્વાસ પણ લેવાનો નથી. (૧૫)

## ઈમાનવાળા અને બેઈમાન બરાબર થઈ શકતા નથી :

અને આકાશ અને પૃથ્વી તથા જે કંઈ તે બન્નેની વચ્ચે છે, તે સૌને અમે નકામા પેદા કર્યા નથી; એ ધારણા તો તે લોકોની છે, જેઓ કાફિર છે. તો કાફિરો માટે (આખિરતમાં) આગથી મહા ખરાબી છે. (૨૭) વારૂ, જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા તેમને શું અમે દેશમાં ખરાબી કરનારાઓની બરાબર કરી દઈશું ? અથવા અમે પરહેઝગારોને બદકારોના બરાબર કરી દઈશું ? (નહિ જ.) (૨૮) આ (કુર્આન) એક બરકતવાળી કિતાબ છે, જેને અમે આપના તરફ ઉતારી કે જેથી લોકો તેની આયતોમાં વિચાર કરે તથા બુદ્ધિશાળીઓ બોધ ગ્રહણ કરે. (૨૯)

## શયતાનના ઘમંડથી મક્કા શરીફના ઘમંડીઓને બોધપાઠ :

(અલ્લાહપાકે) ફરમાવ્યું કે, હે ઈબ્લીસ ! જેને મેં પોતા(ની કુદરત)ના બન્ને હાથો વડે બનાવ્યો, તેને સિજદો કરવાથી તને કઈ વસ્તુએ અટકાવ્યો? શું તું અભિમાની બની ગયો અથવા (ખરેખર) તું મોટા દરજ્જાવાળાઓ-માંથી છે ? (૭૫) તે બોલ્યો કે, હું એમનાથી શ્રેષ્ઠ છું (કે) મને તેં આગથી બનાવ્યો અને એમને માટીથી બનાવ્યા છે. (૭૬) ફરમાવ્યું કે, ત્યારે તું અહીંથી નીકળી જા, કેમ કે બેશક, તું મરદૂદ થઈ ગયો છે. (૭૭) અને બેશક, તારા ઉપર મારી લઅતન કિયામતના દિવસ સુધી રહેશે. (૭૮)



# અઝ્-ઝુમર

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૩૯ રૂકૂઅની સંખ્યા : ૦૮

નાઝિલ થવાનો ક્રમ : ૫૯ આયતોની સંખ્યા : ૭૫

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત મક્કી જીવનના પ્રારંભિક યુગમાં ઉતરી હતી. તેમાં મક્કા શરીફના મુશ્રિકોના વિવિધ બાતિલ-ખોટા અકીદાઓનો રદિયો કરવામાં આવ્યો છે. અને ઘણી સારી ભાષામાં અસરકારક રીતે તેમને સમજાવવામાં આવ્યા છે. આ લોકો અલ્લાહપાકને પોતાનો માલિક સમજવા સાથે બીજા ઉપાસ્યોને એમ સમજતા હતા કે, તેઓ અલ્લાહપાકની રૂબરૂ હમારી ભલામણ કરશે. તેમના આ અકીદાનો રદ કરવામાં આવ્યો.

આ સૂરતમાં હઝરત મુહમ્મદ (સલ.)ના સંદેશનો મૂળ હેતુ પણ બતાવ-વામાં આવ્યો છે કે, માનવી માત્ર અલ્લાહપાકની બંદગી અપનાવે અને બીજા કોઈની ઈબાદત અને અનુસરણ વડે પોતાની ખુદાપરસ્તીને ખરાબ ન કરે. આ મુખ્ય બાબત વારંવાર જુદા જુદા અંદાજ અને શૈલીથી રજૂ કરીને ખૂબ જ જોરદાર રીતે તૌહીદની સચ્ચાઈ અને એને માનવાનો શ્રેષ્ઠ અંજામ તથા શિર્કની ભૂલ અને તેની ઉપર ટકી રહેવાના ખરાબ પરિણામ સ્પષ્ટ કરવામાં આવ્યા છે. અને લોકોને સંદેશ આપવામાં આવ્યો છે કે, તેઓ પોતાનું ખોટું વલણ છોડી દઈ પોતાના રબની કૃપા તરફ પાછા વળે.

સૂરતની છેવટમાં આ ચિત્ર રજૂ કર્યું છે કે, આખિરતમાં કેવી ખરાબ રીતે જહન્નમીઓને તથા કેવી આગતા-સ્વાગતા સાથે જન્નતીઓને લઈ જવામાં આવશે. સૂરતનું નામ "ઝુમર" રાખવામાં આવ્યુ છે. કારણકે જન્નતી-જહન્નમી ટોળાઓનું વર્ણન છે. અને અરબીમાં ટોળા-સમૂહને "ઝુમર" કહેવામાં આવે છે.



# સૂરએ ઝુમર

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**અપકારી (નાશુક્રા)ને સીધો માર્ગ મળતો નથી :**

આ કિતાબ (કુર્આન)નું ઉતારવું જોરાવર, હિકમતવાળા અલ્લાહ પાકના તરફથી છે. (૧) બેશક, અમે આ કિતાબને આપના તરફ સત્યતાપૂર્વક ઉતારી છે; જેથી આપ નિખાલસ અકીદો રાખીને જ અલ્લાહપાકની બંદગી કર્યા કરો. (૨) યાદ રાખો ! ખાલિસ બંદગી અલ્લાહપાકને જ માટે છે અને જેઓએ અલ્લાહપાકના સિવાય બીજા કાર્યસાધક બનાવ્યા છે, (અને કહે છે) કે અમે તો એમની એટલા માટે જ પૂજા કરીએ છીએ કે તેઓ અમને અલ્લાહપાકની પાસે નજીકના દરજ્જે પહોંચાડી દે. બેશક, અલ્લાહપાક તેમની વચ્ચે તે બાબતનો ફેંસલો કરશે, જેમાં તેઓ ઝઘડો કરે છે. અલબત્ત, અલ્લાહપાક એવા (માણસ)ને સીધો માર્ગ દેખાડતો નથી. જે જૂઠો (અને) નાશુક્રો (અપકારી) હોય. (૩) અગર અલ્લાહપાક કોઈને અવલાદ બનાવવા ચાહત, તો પોતાની મખ્લૂકમાંથી જેને ધારત તેને ચૂંટી કાઢત, (પણ) એ ઐબથી તે પવિત્ર છે; તે જ એકલો જબરદસ્ત અલ્લાહપાક છે. (૪) તેણે આકાશો તથા પૃથ્વીને હિકમતસર બનાવ્યા, તે જ રાત્રિને દિવસ પર લપેટે છે અને દિવસને રાત્રિ પર લપેટે છે. અને તેણે જ સૂર્ય તથા ચંદ્રને કામે લગાડયા છે કે, દરેક નિર્માણ થયેલી મુદ્દત સુધી ચાલ્યા કરશે. યાદ રાખો કે તે જ જોરાવર (અને મોટો) બખ્શનાર છે. (૫)

**દુનિયાની બધી જ મશીનરી-યંત્રો પ્રકાશમાં બને છે, પણ માનવીને ત્રણ ત્રણ અંધારીઓમાં કોણે અને કેવી રીતે બનાવ્યો ? :**

તેણે તમને એક જ વ્યક્તિ (આદમ અલૈ.)થી ઉત્પન્ન કર્યા (કે પ્રથમ તેમને બનાવી) ફરી તેમનાથી જ તેમનું જોડું બનાવ્યું અને તમારા (લાભ) માટે પશુઓમાંથી આઠ નર-માદા પેદા કર્યા. તે તમને તમારી માતાઓના ઉદરમાં ત્રણ અંધકારો દરમિયાન એક સ્થિતિના પછી બીજી સ્થિતિ પર બનાવે છે. એ જ અલ્લાહપાક તમારો પરવરદિગાર છે, જેની બાદશાહી



છે; તેના સિવાય કોઈની જ બંદગી નથી, છતાં તમે ક્યાં અવળા જાઓ છો?

**બંદાઓના કુફ્રને અલ્લાહપાક પસંદ કરતા નથી :**

(૬) જો તમે કાફિર બનશો, તો બેશક અલ્લાહપાકને તમારી પરવા નથી, પણ તે પોતાના બંદાઓ માટે કુફ્રને પસંદ કરતો નથી. અને જો તમે તેનો આભાર માનો તો તેને તમારા માટે તે પસંદ કરે છે અને કોઈ (પાપનો) ભાર ઉંચકનાર બીજા(ના પાપનો) ભાર ઉંચકશે નહિ; પછી પોતાના પરવરદિગાર તરફ તમારે પાછા જવાનું થશે તો જે કરણી તમે કરતા હતા, તે સૌની તમને ખબર (તથા બદલો) આપશે. બેશક, તે અંતરોના ભેદ (સુદ્ધાં) જાણનાર છે. (૭)

**શિર્ક કરનાર પોતાનું તથા પોતાના કુટુંબીજનોનું નુકસાન કરી રહ્યા છે :**

(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે, મને તો એ જ હુકમ થયો કે, અલ્લાહપાકને જ માટે બંદગી ખાસ (નિખાલસ) રાખી તેની જ બંદગી કરૂં. (૧૧) અને મને (એ પણ) હુકમ થયો છે કે, હું સૌથી પહેલો ફરમાંબરદાર થાઉં. (૧૨) (વળી) આપ ફરમાવી દો કે, જો (કદાચ) હું મારા પરવરદિગારનો હુકમ ન માનું તો હું એક મહાન દિવસ (કિયામત)ની શિક્ષાથી ડરૂં છું. (૧૩) આપ ફરમાવી દો કે, હું તો મારી બંદગી અલ્લાહપાકને જ માટે ખાસ રાખી તેની ઈબાદત કરૂં છું. (૧૪) (તો હે કાફિરો !) હવે તમે તેના સિવાય ચાહો તેની પૂજા કરો. આપ ફરમાવી દો કે પૂરા નુકસાનવાળા તે લોકો જ છે કે, જેઓએ કિયામતના દિવસે પોતાના જાનને તથા પોતાના કુટુંબીજનોને નુકસાન પહોંચાડ્યું હશે; યાદ રાખો, એ જ દેખીતું (સ્પષ્ટ) નુકસાન છે. (૧૫) તેઓના માટે ઉપરથી આગના વાદળ અને નીચેથી (પણ) વાદળ હશે; એ જ (અઝાબ) છે, જેનાથી અલ્લાહપાક પોતાના બંદાઓને ડરાવે છે. તો હે મારા બંદાઓ ! મારા (અઝાબ)થી ડરતા રહો. (૧૬)

**ફાની દુન્યાનું ઉદાહરણ :**

શું આપે આ નથી જોયું કે, અલ્લાહપાકે આકાશથી પાણી વરસાવ્યું,

પછી તેને પૃથ્વીમાંના ઝરણાઓમાં ચલાવ્યું. પછી તે વડે તે ખેતી કાઢે છે, જેના અનેક રંગ બદલાય છે. ફરી તૈયારી પર આવે છે ત્યારે તેને આપ પીળી જુઓ છો, પછી અલ્લાહપાક તેના ચૂરેચૂરા કરી નાખે છે. બેશક, એમાં બુદ્ધિમાનો માટે (મહાન) નસીહત છે. (૨૧)

બુદ્ધિશાળી ખેતીનો હાલ જોઈ બોધ ગ્રહણ કરી શકે છે કે, જે પ્રમાણે એની બલિહારી થોડા દિવસની જ હતી. પાછળથી ચૂરો થઈ ગઈ. એ જ દશા દુનિયાની લીલાની પણ થશે. માટે એવી વિનાશી બલિહારી પર મોહિત થઈ માણસે પરિણામથી ગફલતમાં પડવું જોઈએ નહિ. ખેતીનું તુલ અમુક વસ્તુઓમાં ભળેલુ હોય છે. તેમાંથી દાણા વગેરેને જુદા કરવામાં ન આવે ત્યાં સુધી તેનો યોગ્ય ઉપયોગ થતો નથી. માટે દરેક વસ્તુને જુદી કરી તેના ઠેકાણે કરવી જરૂરી છે. એવી જ રીતે દુનિયાને પણ સમજો કે નેકી, બદી, સુખ, દુઃખ વગેરે સૌ ભેળસેળ છે. તો એનો પણ નાશ અને ચૂરો કર્યા પછી દરેક વસ્તુને છૂટી પાડી તેના ઠેકાણે એટલે નેકી તથા સુખને જન્નતમાં અને બદી તથા દુઃખને જહન્નમમાં પહોંચાડવું જરૂરી છે. સારાંશ કે ખેતી ઉપરથી ઘણો બોધ મળે છે. વળી, આયતમાં પણ આ વાતનો ઈશારો છે કે, જે અલ્લાહપાક આકાશી પાણીને ધરતીના અંદર વહેવડાવે છે, તે જ અલ્લાહ તઆલા જન્નતના મહેલો નીચે કાયદેસર નહેરો વહેતી કરે છે.

## કુફ્ર કરવુ સખ્ત દિલ હોવાની નિશાની છે :

જે શખ્સનું હૃદય અલ્લાહપાકે ઈસ્લામ માટે ખોલી દીધું, જેથી તે પોતાના પરવરદિગાર તરફથી (મળેલા) પ્રકાશમાં (ચાલે) છે, (તે શું સખત દિલવાળા સમાન છે ?) તો તે લોકો માટે મહાન ખરાબી છે, જેઓના દિલ અલ્લાહ તઆલાની યાદ પ્રત્યે સખત છે, તેઓ સ્પષ્ટ ગુમરાહીમાં છે. (૨૨)

## કુર્આન શરીફ દિલોને નરમ કરે છે :

અલ્લાહપાકે બહુ સારૂં કલામ (કુર્આન શરીફ) ઉતાર્યું છે, જે એવી કિતાબ છે કે, તેની એક આયત બીજી (આયત)થી મળતી (અને જરૂરી

બાબતો) દોહરાવવામાં આવેલી છે. તેનાથી એવા લોકોના શરીર ધ્રુજી ઉઠે છે, જેઓ પોતાના પરવરદિગારથી ડરે છે. ફરી અલ્લાહપાકની યાદ પર તેમના શરીર અને તેમના દિલ નરમ થઈ જાય છે; આ (કુર્આન) અલ્લાહપાકની હિદાયત છે. તે જેને ચાહે છે તેને તે વડે સીધો માર્ગ દેખાડે છે અને જેને અલ્લાહ તઆલા જ રખડતો રાખે, તેના માટે કોઈ માર્ગદર્શક નથી. (૨૩)

**તૌહીદ અને શિર્કનો સાદો દાખલો :**

અલ્લાહપાક એક ઉદાહરણ વર્ણવે છે કે, એક માણસ (ગુલામ) છે, જેમાં એકબીજાથી વિરૂદ્ધ કેટલાક ભાગીદારો છે અને બીજો એક માણસ પૂરો એકનો જ (ગુલામ) છે, શું તે બન્ને (પોતાની) સ્થિતિમાં સરખા થઈ શકે છે ? (કદી નહિ.) અલ્લાહપાકના જ માટે સઘળા વખાણ છે, પણ તેઓમાંના ઘણાંખરા સમજતા જ નથી. (૨૯)

જે ગુલામ ઘણા માણસોના ભાગમાં હોય તેને કોઈ પણ પોતાનો નહિ ગણે. તેથી તેની પૂરતી ખબર રાખશે નહિ. વળી, તે માલિકોમાં વિરૂદ્ધતા હોય ત્યારે તો ઘણી જ ખેંચતાણ અને બહુ જ પીડા અને કોની વાત માને અને કોની ન માને ? તે તો સૌનો જ તાબેદાર ઠર્યો. જેથી સૌને રાજી રાખવાની ચિંતા. આ મિસાલ કાફિરની છે, જે અનેકને પૂજ્ય માને છે. તેથી કદી ખુદાપાકની તરફ દોડે છે, તો કદી બીજાઓ તરફ. તેમાં પણ તેને કોઈ એકના ઉપર વિશ્વાસ હોતો નથી. પણ જે ગુલામ એક જ માણસનો હોય તો માલિક તેને પોતાનો સમજી તેની દેખરેખ રાખશે તેમજ તેને પણ એક જ માલિકની સેવા બજાવ્યા પછી નિરાંત છે. આ મિસાલ મુસલમાનોની છે, જેઓ એક જ અલ્લાહપાકને માને છે. તો અલ્લાહ તઆલા તેમની પૂરતી ખબર રાખશે. તો જેવી રીતે વર્ણિત બે ગુલામો સરખા નથી, તેવી જ રીતે મુસ્લિમ અને કાફિર પણ સરખા થઈ શકતા નથી.

**અલ્લાહપાક પોતાના નેક બંદાઓની હિફાઝત કરે છે :**

શું અલ્લાહપાક પોતાના (ખાસ) બંદાના માટે (રક્ષક તરીકે) પૂરતો

નથી ? અને તેઓ તમને તે (મૂર્તિ)ઓથી ડરાવે છે, જે અલ્લાહપાકના સિવાય (ઘડી રાખી) છે; પણ અલ્લાહપાક જેને ગુમરાહ રાખે તો તેના માટે કોઈ માર્ગદર્શક નથી. (૩૬) અને જેને અલ્લાહપાક સત્ય માર્ગની સૂઝ આપે, તો તેને કોઈ બહેકાવનાર નથી. શું અલ્લાહપાક જબરદસ્ત બદલો લેનાર નથી ? (૩૭) અને જો આપ તેઓને પૂછો કે આકાશો અને પૃથ્વીને કોણે ઉત્પન્ન કર્યા ? તો જરૂર તેઓ કહેશે કે, અલ્લાહપાકે. આપ ફરમાવી દો કે, વારુ, બતાવો કે અગર અલ્લાહપાક મને કંઈ તકલીફ પહોંચાડવા ચાહે તો અલ્લાહપાકના સિવાય જે (મૂર્તિ)ઓને તમે પૂજો છો, તે શું એવી છે કે અલ્લાહપાકની આપેલી તકલીફને ટાળી શકે ? અથવા તે અલ્લાહ તઆલા મારા ઉપર મહેરબાની કરવા ચાહે તો શું તે એવી છે કે તેની કૃપાને રોકી શકે ? (કદી નહિ.) આપ ફરમાવી દો કે મારા માટે અલ્લાહપાક પૂરતો છે; યકીન રાખનારા તેના જ ઉપર યકીન રાખે છે. (૩૮)

## દરરોજની ઉંઘ કિયામતનો જીવંત દાખલો છે, માટે મુશ્રિકો આખિરતને સમજે :

અલ્લાહપાક જ પ્રાણોને તેમના મૃત્યુ વખતે (સંપૂર્ણ રીતે) ખેંચી લે છે તથા જેમની મૌત નથી આવી તેમને ઉંઘમાં (ખાસ પ્રકારે) ખેંચી લે છે. પછી જેમના ઉપર મૌતનો હુકમ કરી ચૂક્યો છે, તેમને રોકી લે છે અને બીજી રૂહોને નિર્માણ કરેલી મુદત સુધી છૂટી કરી દે છે, આ વાતમાં તે લોકો માટે દલીલો છે, જેઓ વિચાર કરે છે. (૪૨) હા, શું તેઓએ (આટલી દલીલો છતાં) અલ્લાહપાકના સિવાય બીજા ભલામણ કરનારા (મઅ્બૂદ) બનાવી લીધા છે ? આપ ફરમાવી દો કે, જો તેઓને કોઈ વસ્તુનો અધિકાર ન હોય તેમજ તેઓ કંઈ સમજતા ન હોય (તો પણ તેઓને ભલામણ કરનાર બનાવશો ?) (૪૩) આપ (એ પણ) ફરમાવી દો કે, ભલામણ બધી જ અલ્લાહપાકના અધિકારમાં છે, આકાશો તથા પૃથ્વીની બાદશાહી તેની જ છે, પછી તેના જ તરફ તમે પાછા ફરશો. (૪૪) અને જ્યારે એકલા અલ્લાહપાકનું નામ લેવામાં આવે છે, ત્યારે જેઓને આખિરતનું યકીન નથી તેઓના દિલ રુંધાય છે અને જ્યારે અલ્લાહપાકના સિવાય બીજાઓ

(મૂર્તિઓ)નું નામ લેવામાં આવે છે, ત્યારે તેઓ હરખાય છે. (૪૫) આપ ફરમાવી દો કે, હે અલ્લાહપાક ! આકાશો અને પૃથ્વીના સર્જનહાર ગુપ્ત અને જાહેરના જાણનાર, તું જ (કિયામતમાં) તારા બંદાઓ વચ્ચે તે (દીન) બાબતનો ફેંસલો કરજે, જેમાં તેઓ મતભેદ કરતા હતા. (૪૬) અને જો એ જુલ્મીઓ (મુશ્રિકો) પાસે જે કંઈ પૃથ્વીમાં છે, તે સઘળુ હોય તથા તેની સાથે તેટલું જ બીજું હોય, તે સઘળુ કિયામતના દિવસે સખત અઝાબથી પોતાને છોડાવવા માટે (બેધડક) આપી દે, (તો પણ તે અઝાબથી બચાવનાર નથી) અને અલ્લાહપાકના તરફથી તેઓને એવો મામલો દેખાશે કે જેનો તેઓને ખ્યાલ પણ ન હતો. (૪૭) અને (તે વેળા) તેઓને પોતાની કરણીઓની બુરાઈઓ જાહેર થઈ જશે અને જે (અઝાબ) વિશે તેઓ મશ્કરી કરતા હતા એ જ તેઓને ઘેરી લેશે. (૪૮)

**અલ્લાહ તઆલા પોતાના અત્યાચારી-નાફરમાન બંદાઓને કેટલા પ્યારથી સમજાવે છે ! :**

(હે નબી સલ. ! મારા તરફથી લોકોને) આપ ફરમાવી દો કે, હે મારા તે બંદાઓ ! જેમણે (ગુનાહો કરી) પોતાના ઉપર બેહદ જુલ્મ કર્યો છે, તમે અલ્લાહપાકની રહમતથી નિરાશ થશો નહિ. બેશક, અલ્લાહપાક (પાછલા) સૌ ગુનાહ માફ કરી દેશે. બેશક, તે જ (ગુનાહ) બખ્શનાર મહા દયાળુ છે. (૫૩) અને (તૌબા કરી) પોતાના પરવરદિગાર તરફ રજૂ થઈ જાઓ અને તમારા ઉપર અઝાબ આવે તે પહેલાં (ઈમાન લાવી) તેના તાબેદાર થઈ રહો. (નહિ તો) ફરી કોઈ તમારી મદદે આવશે નહિ. (૫૪) અને તમારા પરવરદિગારની પાસેથી તમારા તરફ જે બેહતર કલામ (કુર્આન) ઉતર્યું છે, તે પ્રમાણે અનુસરો. એ પહેલાં કે તમારા ઉપર ઓચિંતો અઝાબ આવી પડે અને તમને તેની ખબર જ ન થવા પામે. (૫૫) રખેને (આખિરતમાં) કોઈ એમ કહેવા લાગે કે, અલ્લાહપાકની જનાબમાં મેં જે કમી કરી તેના ઉપર હાય અફસોસ ! અને હું તો (અલ્લાહપાકના હુકમો પર) મશ્કરી જ કરતો રહ્યો. (૫૬) અથવા કોઈ એમ કહેવા લાગે કે, જો અલ્લાહપાકે મને (દુનિયામાં સીધો) માર્ગ દેખાડ્યો હોત તો હું પણ પરહેઝગારો માંહેનો થઈ

જાત, (૫૭) અથવા અઝાબ નિહાળી કોઈ એમ કહેવા લાગે કે કોઈપણ પ્રકારે મને (દુનિયામાં) પાછા જવાનું મળે, તો હું સદાચારી થઈ જાઉં. (૫૮) (અલ્લાહપાક કહેશે) એમ નથી, બલ્કે તારી પાસે મારા હુકમો ચોક્કસ પહોંચ્યા હતા, તો તેં તેમને જૂઠાડ્યા અને અહંકાર કર્યો અને તું કાફિરોમાં જ રહ્યો હતો. (૫૯)

**માનવી પોતાના પાલનહારનો મહા નાશુક્રો (અપકારી) છે :**

આપ ફરમાવી દો કે, હે નાદાનો ! શું હજુ પણ તમે મને એ જ બતાવો છો કે, હું અલ્લાહપાકના સિવાય બીજાની બંદગી કરૂં ? (૬૪) જ્યારે કે આપને તથા આપનાથી આગલા (નબી)ઓને એ જ હુકમ થઈ ચૂક્યો છે કે (સામાન્ય ચેતવણી આપો કે હે માનવી !) જો તું શિર્ક કરીશ, તો ચોક્કસ તારી (સઘળી) કરણી વ્યર્થ જશે અને તું નુકસાન ઉઠાવનારાઓમાં થઈશ (માટે શિર્ક કરીશ નહિ) (૬૫) બલ્કે આપ અલ્લાહપાકની જ બંદગી કરો અને (તેનો) ઉપકાર માનનારાઓ માંહેના થઈ જાઓ. (૬૬) અને તેઓએ અલ્લાહપાકની જેવી કદર કરવી જોઈએ તેવી કદર કરી નથી, પણ (તેની શાન એવી છે કે) કિયામતના દિવસે આખી પૃથ્વી તેની એક મુઠ્ઠીમાં હશે અને આકાશો તેના જમણા હાથમાં વિંટળાયેલા હશે, તે ખુદાવંદ પવિત્ર છે અને તેઓ જ શિર્ક કરે છે, તેથી તે (પવિત્ર) ઉચ્ચતર છે. (૬૭) અને (કિયામતના દિવસે) સૂર ફૂંકવામાં આવશે ત્યારે જે કાંઈ આકાશો તથા પૃથ્વીમાં છે, તે સૌ બેભાન થઈ જશે, પરંતુ જેને અલ્લાહપાક ચાહે (તે બેભાન થશે નહિ.) ફરી બીજી (સૂર) ફૂંકવામાં આવશે, તો તત્કાળ તેઓ ઉભા થઈ ચોતરફ જોવા માંડશે. (૬૮) અને પૃથ્વી પોતાના પરવરદિગારના નૂર વડે ઝળહળી ઉઠશે અને કરણીના લેખ (સૌના હાથમાં) મૂકી દેવામાં આવશે અને નબીઓ તથા સાક્ષીઓ હાજર કરવામાં આવશે અને તેમની સૌની વચ્ચે ન્યાયપૂર્વક ફેંસલો કરવામાં આવશે અને તેમના ઉપર જરાય જુલ્મ કરવામાં નહિ આવે. (૬૯) અને દરેક જણને તેની કરણીનો સંપૂર્ણ બદલો આપવામાં આવશે. અને અલ્લાહપાક તેઓની સૌની કરણીઓને ખૂબ જાણે છે. (૭૦)

# અલ-મુઅમિન

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૪૦ રૂકૂઅની સંખ્યા : ૦૯

નાઝિલ થવાનો ક્રમ : ૬૦ આયતોની સંખ્યા : ૮૫

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

સૂરએ મુઅમિનથી લઈ સૂરએ અહકાફ સુધીની દરેક સૂરત 'હામીમ'ના શબ્દોથી શરૂ થાય છે. આ સાત સૂરતો અરબી સાહિત્યનો અમૂલ્ય ખજાનો છે. માટે તેમને "કુર્આનની દુલ્હન"નો લકબ આપવામાં આવ્યો છે. આ બધી જ સૂરતો મક્કી છે. અને તેમાં ઈસ્લામના બુન્યાદી અકીદાઓનું ખાસ વર્ણન છે. મુશ્રિકોના આક્ષેપોના જવાબો અને કુફ્રના ખરાબ પરિણામથી ચેતવ્યા છે. તે સબંધી અમૂક નબીઓ (અલ.)ના કિસ્સાઓનો હવાલો આપવામાં આવ્યો છે. આ સૂરતમાં હઝરત મૂસા અલયહિસ્સલામનો કિસ્સો વર્ણન કરતાં આયત ૨૮ થી ૪૫માં ફિરઔનની કોમના એક મુઅમિન માણસની અસરકારક તૌહીદવાળી દલીલોનું વર્ણન છે.

જ્યારે ફિરઔને હઝરત મૂસા (અલૈ.)ને કતલ કરવાનો ઈરાદો કર્યો હતો, મક્કાના મુશ્રિકોએ પણ આપ (સલ.)ને કતલનો ઈરાદો કર્યો હતો. જેનું વર્ણન બુખારી શરીફમાં હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસની રિવાયતમાં છે કે, એક દિવસે નબી (સલ.) હરમમાં નમાઝ પઢી રહ્યા હતા. એકાએક ઉકબા બિન અબી મુઐત આગળ વધ્યો. અને તે આપની ડોકમાં કપડું નાખી તેને વળ આપવા માંડ્યો. જેથી ગળુ ટૂંપીને આપને મારી નાંખે. પરંતુ બરાબર એ જ સમયે હઝરત અબૂબક્ર રદી. ત્યાં પહોંચી ગયા અને તેમણે તેને ધક્કો દઈ હટાવી દીધો. હઝરત અબ્દુલ્લાહ વર્ણવે છે કે, જે વખતે અબૂબક્ર સિદીક (રદી.) એ ઝાલિમ સાથે ભીડાયા હતા, તે વખતે એમના મુખમાંથી આ શબ્દો નીકળ્યા હતા કે, **"અતક્તુલૂન રજુલન અંય્યકૂલ રબ્બિયલ્લાહ"** (શું તમે એક માણસને માત્ર આ જ કારણસર



મારી નાંખો છો, કે તે કહે છે કે મારો રબ અલ્લાહ છે ?)

કતલના કાવત્રાઓના જવાબમાં ફિરઔનવાળા મુઅમિનોનો કિસ્સો સંભળાવવામાં આવ્યો છે. *(આયતો ૨૮ થી ૪૫)* અને આ કિસ્સા હેઠળ ત્રણ જૂથોને ત્રણ જુદા જુદા બોધ આપવામાં આવ્યા છે :

૧. કાફિરોને બતાવવામાં આવ્યું છે કે, જે કંઈ તમે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે કરવા માંગો છો, એવું જ પોતાની શક્તિના જોરે ફિરઔન હઝરત મૂસા અલયહિસ્સલામ સાથે કરવા માંગતો હતો. હવે શું આ કૃત્યો કરી તમે પણ એ જ અંજામે પહોંચવા માંગો છો, જે તેણે ભોગવ્યા ?

૨. હઝરત મુહમ્મદ (સલ.) અને આપના અનુયાયીઓને બોધ આપવામાં આવ્યો છે કે, આ જુલ્મીઓનો હાથ બાહ્ય રીતે ગમે તેટલો ઉપર દેખાતો હોય, અને એમની સરખામણીમાં તમે ગમે તેટલા કમજોર અને વિવશ હોવ, પરંતુ તમારે વિશ્વાસ રાખવો જોઈએ કે, જે ખુદાપાકના દીનને લોકો સુધી પહોંચાડવાનું તમે કામ કરી રહ્યા છો, તેની શક્તિ બીજી બધી શક્તિઓ ઉપર ભારે છે. આથી જે ભયંકર અને મોટી-મોટી ધમકીઓ આ લોકો તમને આપી શકતા હોય, તેની સામે માત્ર ખુદાપાકનો આશ્રય માંગો અને ત્યાર પછી નિર્ભય બની પોતાના કામે લાગી જાઓ. ખુદાપરસ્ત પાસે જુલ્મીની દરેક ધમકીનો બસ એક જ જવાબ છે. અને તે છે : **ઈન્ની ઉઝ્તુ બિરબ્બિ વ રબ્બિકુમ મિનકુલ્લિ મુતકબ્બિરિલ લાયુઅમિનુ બિયૌમિલ હિસાબ.** (બેશક, મેં મારા અને તમારા પરવરદિગારની પાસે આશ્રય લીધો છે, દરેક એવા ઘમંડીથી જે હિસાબના દિવસને માનતો નથી.) આમ, અલ્લાહપાકના ભરોસે જોખમોની પરવા કર્યા વિના કામ કરશો, તો છેવટે તેની મદદ તમને પ્રાપ્ત થઈને રહેશે અને આજના ફિરઔનો પણ એ જ જોઈ લેશે, જે ગઈકાલના ફિરઔનો જોઈ ચૂકયા છે.

૩. આ બે જૂથો ઉપરાંત એક ત્રીજું જૂથ પણ સમાજમાં હતું. અને તે એ





લોકોનું જૂથ હતું, જે મનમાં સમજી ગયા હતા કે, સત્ય હઝ. મુહમ્મદ (સલ.)ની જ સાથે છે. અને કુરૈશ કાફિરો બિલ્કુલ અતિરેક કરી રહ્યા છે. પરંતુ આ જાણવા છતાં તેઓ ચૂપચાપ સત્ય અને અસત્યના સંઘર્ષનો તમાશો જોઈ રહ્યા હતા. અલ્લાહ તઆલાએ આ પ્રસંગે એમના અંતરાત્માને ઢંઢોળ્યો છે. અને એમને બતાવ્યું છે કે, જ્યારે સત્યના દુશ્મનો તમારી આંખો સામે જાહેરમાં આવું મોટું જુલ્મી પગલું ભરવા તૈયાર થઈ ગયા છે, તો અફસોસ છે તમારી ઉપર, જો હજુ પણ તમે બેઠા બેઠા તમાશો જ જોતા રહો. આ સ્થિતિમાં જે વ્યક્તિનો અંતરાત્મા હજુ મરી ચૂકયો ન હોય, તેણે તો ઉઠીને એ કર્તવ્ય પુરૂં કરવું જોઈએ, જે ફિરઔનના દરબારમાં તેના પોતાના દરબારીઓમાંથી એક સાચા માણસે તે વખતે અદા કર્યું હતું, જ્યારે ફિરઔન હઝરત મૂસા અલયહિસ્સલામને કતલ કરવા તત્પર બની ગયો હતો. જે લાભાલાભનો વિચાર તમને મોઢુ ખોલતાં રોકે છે, એ જ વસ્તુ તે માણસના માર્ગને રોકીને ઉભી હતી, પરંતુ તેણે **ઉફવ્‌ વિઝુ અમરિ ઈલલ્લાહ** કહી એ બધા જ લાભાલાભના વિચારોને ઠોકર મારી દીધી અને ત્યાર પછી જોઈ લો કે, ફિરઔન તેનું કંઈ પણ બગાડી ન શક્યો.

તેમના નામથી સૂરતનું નામ “મુઅમિન” રાખવામાં આવ્યુ છે.

આયત ૫૬માં આ વાત ચોખ્ખે ચોખ્ખા શબ્દોમાં કહી દેવામાં આવી છે કે, તમારા ઈન્કારનું અસલ કારણ તે બડાઈ અને ઘમંડ છે, જે તમારા દિલોમાં ભરેલા છે. તમે સમજો છો કે, જો લોકો હઝરત મુહમ્મદ (સલ.)ની નબૂવ્વતનો સ્વીકાર કરી લેશે, તો તમારી મોટાઈ ટકી શકશે નહીં. આ જ કારણસર તમે તેને હરાવવા માટે શક્ય દરેક પ્રયત્ન કરી રહ્યા છો.

# સૂરએ મુઅમિન

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### કુર્આન શરીફનો ઈન્કાર ધોકામાં ન નાંખે :

આ કિતાબ (કુર્આન શરીફ)નું ઉતારવું અલ્લાહપાકના તરફથી છે,



જે જોરાવર (અને) સંપૂર્ણ જાણકાર છે. (૨) જે ગુનાહ બખ્શનાર અને તૌબા કબૂલ કરનાર, સખત શિક્ષા આપનાર કુદરતવાળો છે; તેના સિવાય કોઈ બંદગીને પાત્ર જ નથી; તેના જ તરફ (સૌએ) પાછા જવાનું છે, (૩) અલ્લાહપાકની આ આયતોમાં તે લોકો જ (નાહક) ઝઘડો કરે છે, જેઓ કાફિર છે. તો શહેરોમાં તેઓનું (સુખે) હરવું-ફરવું આપને ધોકામાં નાખે નહિ. (૪) તેઓના પહેલાં નૂહ (અલૈ.)ની કૌમ તથા તેઓના પછીના ઘણા ટોળાઓએ (નબીઓને) જૂઠાડ્યા, અને દરેક ઉમ્મતે પોતપોતાના રસૂલો વિશે એવો ઈરાદો કર્યો કે, તેમને (કતલ કરવા માટે) પકડી લે, અને તેઓએ નાહક ઝઘડા કર્યા કે તેથી સત્ય દીનને હચમચાવી નાખે ત્યારે મેં તેઓને પકડી લીધા, તો (જુઓ) મારી શિક્ષા કેવી થઈ ! (૫) અને એવી જ રીતે સઘળા કાફિરો પર તમારા પરવરદિગારની આ વાત સાબિત થઈ ચૂકી છે કે તે લોકો દોઝખી છે. (૬)

**કિયામતમાં ઈન્કારીઓ સજાથી છૂટકારો માંગશે, પરંતુ ક્યાંથી છૂટકારો મળે ? :**

જે લોકો કાફિર છે, તેઓને (દોઝખમાં) પુકારીને કહેવામાં આવશે કે તમને તમારા જીવથી (અત્યારે) જે અણગમો થયો છે, તેથી વિશેષ અલ્લાહ તઆલાને (તમારાથી) અણગમો હતો. જ્યારે કે તમને ઈમાન લાવવા તરફ બોલાવવામાં આવતા હતા, છતાં તમે ઈન્કાર કરતા હતા. (૧૦) તેઓ અરજ કરશે કે, હે અમારા પરવરદિગાર ! તેં અમને બે વખત નિર્જીવ રાખ્યા અને બે વખત જીવન અર્પણ કર્યું, હવે અમે અમારા ગુનાહોને કબૂલ કર્યા, માટે હવે પણ (અહીંથી) નીકળવાનો કોઈ માર્ગ છે ? (૧૧) (જવાબ મળશે નહિ.) આ (કાયમી શિક્ષા) તમારા ઉપર એ કારણે છે કે, જ્યારે એકલા અલ્લાહપાકનું નામ લેવામાં આવતું ત્યારે તમે ઈન્કાર કરતા હતા, પણ જો તેની સાથે કોઈને શરીક કરવામાં આવતો હતો, ત્યારે તમે માની લેતા હતા; હવે એ (શિક્ષાનો) હુકમ સર્વોપરી મહાન અલ્લાહપાકનો જ છે; (૧૨) તે જ તમને પોતાની (કુદરતની) નિશાનીઓ દેખાડે છે તથા તમારા માટે આકાશથી રોજી ઉતારે છે, અને માત્ર તે જ બોધ ગ્રહણ કરે

છે, જે (અલ્લાહપાક તરફ) રજૂ થયા કરે છે. (૧૩) માટે તમે અલ્લાહ તઆલાના માટે જ ખાલિસ (ચોખ્ખો) અકીદો રાખી અલ્લાહપાકને પુકારો. પછી ભલેને કાફિરોને અણગમો થાય. (૧૪) તે જ ઉચ્ચ દરજ્જાવાળો, અર્શનો માલિક છે. તે પોતાના બંદાઓમાંથી ચાહે તેના ઉપર પોતાના હુકમથી ભેદની વાત (એટલે વહી) મોકલે છે કે જેથી તે (સૌ લોકોને) મેળાપના (કિયામતના) દિવસથી ડરાવે. (૧૫)

## આંખોની ચોરી અને દિલોની ગુપ્તતા સઘળુ અલ્લાહપાક જાણે છે

જે દિવસે કે સૌ લોકો (કબરોમાંથી) નીકળી (અલ્લાહપાકની સામે) ઉભા થશે. અલ્લાહપાક પર તેઓની કોઈ પણ વસ્તુ છૂપી રહેશે નહિ; (અલ્લાહપાક ફરમાવશે કે) આજના દિવસે કોનું રાજ્ય હશે ? (પછી પોતે જ જવાબ આપશે કે) એકલા અલ્લાહપાકનું જ હશે, જે મહા કાબૂવાળો છે. (૧૬) આજે દરેક વ્યક્તિને તેની કરણીનો જ બદલો આપવામાં આવશે. આજે જરા પણ જુલ્મ થનાર નથી. બેશક, અલ્લાહપાક બહુ જલ્દી હિસાબ લેનારો છે. (૧૭) અને (હે નબી સલ. !) તમે તેઓને એક નજીકમાં આવનાર મુસીબતના દિવસ (કિયામત)ની ચેતવણી આપો, જે વખતે કે કાળજાં ગળામાં આવી જશે, જેને તેઓ દબાવતા હશે. (અને) તે ગુનેહગારો (કાફિરો)નો કોઈ મિત્ર કે કોઈ એવો ભલામણ કરનાર નહિ હોય, જેની વાત માનવામાં આવે. (૧૮) તે અલ્લાહપાક આંખોની ચોરીને તથા જે કંઈ દિલોમાં ગુપ્ત છે, તેને પણ જાણે છે. (૧૯) અને અલ્લાહપાક ન્યાયસર ફેંસલો કરશે; પણ અલ્લાહપાકના સિવાય જેમને આ લોકો પુકારે છે, તે કંઈ પણ ફેંસલો કરી શકતા નથી. બેશક, અલ્લાહપાક જ સઘળુ સાંભળનાર, જોનાર છે. (૨૦)

## ફિરઔનની કૌમના મુઅમિનની લોકોને ઉમદા નસીહત :

અને તે ઈમાનવાળાએ કહ્યું કે, હે મારી કૌમ ! તમે મારૂં અનુકરણ કરો, હું તમને સરળ માર્ગ બતાવું છું. (૩૮) હે મારી કૌમ ! આ જગત જીવન તો થોડો (સમય) લાભ ઉઠાવી લેવું છે અને આખિરત જે છે તે જ

સદાનું ઘર છે. (૩૯) જે કોઈ કંઈ બદી કરશે, તેને તો તે (બદી)ના પ્રમાણમાં જ બદલો મળશે, પણ જે સદ્કર્મ કરશે - પુરૂષ હોય કે સ્ત્રી અને તે મુઅમિન પણ હોય તો એવા જ લોકો જન્નતમાં દાખલ થશે. (અને) ત્યાં તેઓ અપાર રોજી પામશે. (૪૦) અને હે મારી કૌમ ! આ કેવી વાત છે કે હું તમને જન્નત તરફ બોલાવું છું, પણ તમે મને (દોઝખની) આગ તરફ બોલાવો છો ! (૪૧) તમે તો મને આ વાત તરફ બોલાવો છો કે હું અલ્લાહ તઆલાનો ઈન્કાર કરૂં અને એવી વસ્તુને તેની શરીક ઠેરવું કે જેની મારી પાસે કંઈ પણ દલીલ નથી, અને હું તમને તે (અલ્લાહ તઆલા)ના તરફ બોલાવું છું, જે મહા બળવાન, ક્ષમાવાન છે. (૪૨) તદ્દન જાહેર છે કે જેની (બંદગી) તરફ તમે મને બોલાવો છો, તે ન તો દુનિયામાં (કોઈ હાજત માટે) પુકારવા પાત્ર છે અને ન આખિરતમાં. અને એ (પણ જાહેર છે) કે અલ્લાહપાકની પાસે જ અમારે પાછા ફરવાનું છે અને અને (પણ જાહેર છે) કે હદથી વધનાર જ દોઝખવાસીઓ છે. (૪૩) માટે હું (અત્યારે) જે કંઈ તમને કહું છું, તેને તમે આગળ જતાં યાદ કરશો. અને હું મારો મામલો અલ્લાહપાકને જ સોંપું છું. બેશક, સૌ બંદા અલ્લાહપાકની નિગાહમાં છે. (૪૪) ફરી અલ્લાહપાકે મૂસા (અલૈ.)ને તેઓ જે કાવતરાં કરતા હતા તેની બુરાઈથી બચાવી લીધા અને ફિરઔનવાળાઓને ખરાબ પ્રકારના અઝાબે ઘેરી લીધા. (૪૫)

## ઘમંડ માનવીને ઈમાનથી મહરૂમ (વંચિત) કરી દે છે :

બેશક, જે લોકો પોતાની પાસે કોઈ પણ દલીલ પહોંચ્યા વિના જ અલ્લાહપાકની આયતો સબંધી ઝઘડો કરે છે, તેઓના દિલોમાં માત્ર એવી બડાઈ (પોતાને નબીઓથી ઉંચા સમજવા) જ છે કે, (ખરી રીતે) તેના લગભગ પણ તેઓ કદી પહોંચનાર નથી, માટે આપ (તેઓની બુરાઈથી) અલ્લાહપાકનો આશ્રય માંગો. બેશક, તે સઘળુ સાંભળનાર, જોનાર છે. (૫૬) અલબત્ત, આકાશો તથા પૃથ્વીની રચના માનવીઓને (ફરીથી) પેદા કરવા કરતાં અતિ મહાન કાર્ય છે, પરંતુ ઘણા લોકો સમજતા નથી. (૫૭)

**અલ્લાહપાકે માનવીનો ચહેરો સૌથી સુંદર બનાવ્યો, તે પાક પરવરદિગારની પોતાની સુંદરતા કેવી શાનદાર હશે !**

અલ્લાહપાક જ એવો છે, જેણે પૃથ્વીને તમારા માટે રહેઠાણ અને આકાશને છત્ર (સમાન) બનાવ્યું અને તમને સ્વરૂપ આપ્યું તો તમારી મુખાકૃતિ સૌથી સુંદર બનાવી અને સ્વચ્છ વસ્તુઓથી તમને રોજી આપી; એ જ અલ્લાહપાક તમારો પરવરદિગાર છે. અલ્લાહ તઆલા અતિશય બરકતવાળો અને સકળ સૃષ્ટિનો પરવરદિગાર છે. (૬૪) તે જ અમર જીવનવાળો છે. તેના સિવાય કોઈની બંદગી જ નથી, તો તમે બંદગીને તેના જ માટે ખાસ રાખી તેને પુકારો. સૌ ખૂબીઓ અલ્લાહપાકના માટે જ છે, જે સઘળા જગતોનો પાલનહાર છે. (૬૫)

**શું આવો સર્વશક્તિમાન શિર્કને પસંદ કરી શકે છે ? :**

(હે રસૂલ સલ. !) આપ ફરમાવી દો કે મને તો તેઓની પૂજાની મનાઈ કરવામાં આવી છે, જેઓને તમે અલ્લાહપાકના સિવાય પુકારો છો, જ્યારે કે મારી પાસે મારા પરવરદિગાર તરફથી (તવહીદની) સ્પષ્ટ નિશાનીઓ આવી ચૂકી છે, તેમજ મને હુકમ થયો કે માત્ર જગતના પરવરદિગારને જ આધિન રહું. (૬૬) તે જ છે, જેણે તમને માટીથી, ફરી વીર્યના ટીપાથી, ફરી લોહીના લોચાથી બનાવ્યા. ફરી તમને બાળક બનાવી (ગર્ભાશયમાંથી) કાઢે છે. (ફરી સજીવન રાખે છે) કે જેથી તમે પોતાની યુવાવસ્થાએ પહોંચો. ફરી એટલે સુધી કે વૃદ્ધ થઈ જાઓ અને તમારામાંથી કોઈ એ (સ્થિતિ) પહેલાં જ મરણ પામે છે, પણ એટલે સુધી (તો સૌને મોહલત આપે છે) કે તમે નીમેલા વખત પર પહોંચો અને એટલા માટે (એ બધું કર્યું) કે તમે વિચાર કરો. (૬૭) તે જ છે, જે જિવાડે છે અને મૃત્યુ આપે છે, પછી જ્યારે તે કોઈ કામનો નિર્ણય કરે છે, તો તેને એમ જ કહે છે ‘‘થઈ જા’’ તો તે (તત્કાળ) થઈ જાય છે. (૬૮)



# હામીમ-અસ્ સજદહ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૪૧ રૂકૂઅની સંખ્યા : ૦૬

નાઝિલ થવાનો ક્રમ : ૬૧ આયતોની સંખ્યા : ૫૪

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

એક વખત કુરૈશના કેટલાક સરદારો મસ્જિદે હરામમાં બેઠક જમાવીને બેઠા હતા અને મસ્જિદના એક બીજા ખૂણામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એકલા બેઠા હતા. આ તે જમાનો હતો, જ્યારે હઝરત હમઝહ રદી. ઈમાન લાવી ચૂક્યા હતા. અને કુરૈશીઓ મુસલમાનોની સંખ્યામાં રોજબરોજ વધારો થતો જોઈ મૂંઝાઈ રહ્યા હતા. આ પ્રસંગે ઉત્બહ બિન રબીઅહ (અબૂ સુફયાનના સસરા)એ કુરૈશી સરદારોને કહ્યું: સાથીઓ, જો તમને ગમે તો હું જઈ હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સાથે વાત કરૂં અને તેમની સામે થોડી દરખ્વાસ્તો મૂકું, કદાચ તેઓ એમાંથી કોઈને માની લે અને આપણે પણ તેને માની લઈએ, અને આ રીતે તેઓ આપણો વિરોધ કરવાનું બંધ કરી દે. હાજર રહેલા સૌએ આ અંગે સહમતિ દર્શાવી. અને ઉતબહ ઉઠીને નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે જઈ બેઠો. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેની તરફ વળ્યા તો તેણે કહ્યું : "ભત્રીજા, તમે પોતાની કૌમમાં પોતાના વંશ અને કુટુંબની દષ્ટિએ જે હેસિયત ધરાવો છો, તે તમે જાણો છો. પરંતુ તમે પોતાની કૌમ ઉપર એક મોટી મુસીબત લઈને આવ્યા છો. તમે કૌમમાં ફૂટ પડાવી, કૌમના ધર્મ અને તેના ઉપાસ્યોની બુરાઈ કરી. અને એવી વાતો કરવા લાગ્યા, જેનો અર્થ એ થાય છે કે, અમારા સૌના બાપદાદા કાફિર હતા. હવે જરા મારી વાતા સાંભળો. હું કેટલીક દરખ્વાસ્તો તમારી સમક્ષ મૂકું છું, એમની ઉપર વિચાર કરો. કદાચ આમાંથી કોઈને તમે માની લો." હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : "અબુલવલીદ, આપ

બોલો, હું સાંભળીશ.'' તેણે કહ્યું : ''ભત્રીજા, આ જે કામ તમે શરૂ કર્યું છે, એનાથી તમારો આશય ધન મેળવવાનો હોય, તો અમે બધા મળી તમને એટલું આપીશું કે, તમે અમારામાં સૌથી માલદાર થઈ જાવ. જો આના વડે પોતાની મોટાઈ ચાહતા હોવ તો અમે તમને પોતાના સરદાર બનાવી લઈએ છીએ. કોઈપણ બાબતનો નિર્ણય તમારા વિના નહીં લઈએ. જો બાદશાહી ચાહતા હોવ તો અમે તમને પોતાનો બાદશાહ બનાવી લઈએ છીએ. અને જો તમને કોઈ જિન્નાતનું વળગણ હોય, જેને તમે કાઢવા માટે અશક્ત હોવ તો અમે શ્રેષ્ઠ ડોક્ટર (હકીમ) બોલાવીએ છીએ અને પોતાના ખર્ચે તમારો ઈલાજ કરાવીએ છીએ.'' ઉત્બહ આ વાતો કહેતો રહ્યો અને હુઝૂર (સલ.) ચૂપચાપ સાંભળતા રહ્યા. પછી આપ (સલ.)એ ફરમાવ્યું : ''અબુલ વલીદ, આપ જે કહેવા ચાહતા હતા તે કહી ચૂક્યા ?'' તેણે કહ્યું : ''હા.'' આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : ''ઠીક, તો હવે મારી વાત સાંભળો.'' આમ કહી આપે **બિસ્મિલ્લાહિ-ર્રહમાનિ-ર્રહીમ** પછી આ સૂરત પઢવા માંડી અને ઉત્બહ પોતાના બન્ને હાથ પાછળ જમીન ઉપર ટેકવીને ધ્યાનથી સાંભળતો રહ્યો.

મુશ્રિકોના આ વિરોધના જવાબમાં ફરમાવવામાં આવ્યુ કે, આ ખુદાપાકની જ ઉતારેલી વાણી છે, અને અરબી ભાષામાં જ છે. જે હકીકતો આમાં ખોલીને વર્ણવી દેવામાં આવી છે, અજ્ઞાન લોકો તેમાંથી કોઈ જ્ઞાનપ્રકાશ મેળવતા નથી, પરંતુ સમજબૂઝ ધરાવનારા આ પ્રકાશને જોઈ રહ્યા છે, અને તેનાથી ફાયદો પણ ઉઠાવી રહ્યા છે. આ તો ખુદાપાકની કૃપા છે કે, તેણે મનુષ્યના માર્ગદર્શન માટે આ વાણી ઉતારી. કોઈ આને મુસીબત સમજતો હોય તો આ તેનું પોતાનું દુર્ભાગ્ય છે. ખુશખબર છે એ લોકો માટે, જે આનાથી ફાયદો મેળવે અને ડરવું જોઈએ તે લોકોએ, જે આનાથી વિમુખ થયા.

જો તમે પોતાના હૃદય ઉપર પડદો ચઢાવી લીધો છે, અને પોતાના કાન બહેરા કરી લીધાં છે. તો નબીને આ કામ સોંપવામાં નથી આવ્યું કે, જે

સાંભળવા માંગતો નથી તેને સંભળાવે. અને જે સમજવા માંગતો નથી તેના દિલમાં બળજબરીપૂર્વક પોતાની વાત ઉતારે. તે તો તમારા જ જેવા મનુષ્ય છે. જે સાંભળવા માંગતા હોય તેમને સંભળાવી શકે છે, અને સમજવા માંગતા હોય તેમને જ સમજાવી શકે છે.

તમે ચાહે પોતાની આંખો અને કાન બંધ કરી લો અને પોતાના દિલો ઉપર પડદો ચઢાવી લો, પરંતુ હકીકત આ છે કે, તમારો ખુદા બસ એક જ છે. અને તમે બીજા કોઈના પણ બંદા નથી. તમારી હઠથી આ હકીકત કોઈપણ સંજોગોમાં બદલી શકતી નથી. માની લેશો અને તે મુજબ પોતાનું આચરણ સુધારી લેશો તો પોતાનું જ ભલું કરશો. નહીં માનો તો પોતે જ વિનાશ પામશો.

તમને કંઈ ભાન પણ છે કે, આ શિર્ક અને કુફ્ર તમે કોની સાથે કરી રહ્યા છો ? એ ખુદાપાક સાથે, જેણે આ અસીમ સૃષ્ટિ બનાવી છે. જે ધરતી અને આકાશનો સર્જક છે, જેણે પેદા કરેલી બરકતોથી આ ધરતી ઉપર તમે ફાયદો ઉઠાવી રહ્યા છો. અને જેણે પૂરી પાડેલી રોજી ઉપર તમે જીવી રહ્યા છો. તેનો ભાગીદાર તમે તેની તુચ્છ મખ્લૂકને બનાવો છો, અને સમજાવવાની કોશિશ કરવામાં આવે તો હઠ પકડી મોઢું ફેરવી લો છો.

સારૂં, નથી માનતા તો ખબરદાર થઈ જાવ કે, તમારી ઉપર એવી જ જાતની આપત્તિ એકાએક તૂટી પડવા માટે તૈયાર છે, જેવી આદ અને સમૂદ ઉપર ઉતરી હતી. અને આ આપત્તિ પણ તમારા ગુનાની આખરી સજા નહીં હોય, બલ્કે આગળ હશ્રના મેદાનમાં પૂછપરછ અને જહન્નમની આગ છે.

જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તિલાવત કરતાં **"ફઈન અઅ્રઝૂ ફકુલ અન્ઝરતુકુમ સાઈકતમ્ મિસ્લ સાઈકતિ આદિંવ્વસમૂદ"** (હવે જો આ લોકો વિમુખ થાય છે, તો એમને કહી દો કે, હું તમને આદ અને સમૂદની આપત્તિ જેવી એક એકાએક તૂટી પડનારી આપત્તિથી ડરાવું છું) આયત ઉપર પહોંચ્યા તો ઉત્બહએ અચાનક પોતાના હાથ મોઢા ઉપર મૂકી દીધો અને કહ્યું : "ખુદાપાકના માટે પોતાની કૌમ ઉપર દયા કરો."

પાછળથી તેણે કુરૈશના સરદારો સામે પોતાના આ કૃત્યનું કારણ આ દર્શાવ્યું કે, "આપ લોકો જાણો છો કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મુખેથી જે વાત નીકળે છે, તે પૂરી થઈને રહે છે. આથી હું ડરી ગયો કે ક્યાંક મારી ઉપર આપત્તિ ન ઉતરી પડે."

ઉત્બહ ઉભો થઈ કુરૈશ સરદારોની બેઠક તરફ ગયો તો દૂરથી તેને જોતાં જ લોકોએ કહ્યું : "ઉત્બહનો ચહેરો બદલાયેલો છે. આ તે ચહેરો નથી, જે તે લઈને ગયો હતો." પછી જ્યારે તે આવીને બેસી ગયો તો લોકોએ કહ્યું : "શું સાંભળી આવ્યા ?" તેણે કહ્યું કે, "ખુદાની કસમ ! મેં એવું કલામ સાંભળ્યું, જે પહેલાં કદી સાંભળ્યું ન હતું. ખુદા તઆલાના સોગંદ ! એ ન તો શાયરી છે, ન જાદુ છે, ન તો જ્યોતિષ. હે કુરૈશના સરદારો, મારી વાત માનો અને આ માણસને એની હાલત ઉપર છોડી દો. મને લાગે છે કે, આ કલામ જરૂર રંગ લાવશે. ધારો કે જો બીજા આરબો તેની ઉપર વર્ચસ્વ મેળવી લેશે, તો પોતાના ભાઈ વિરૂદ્ધ હાથ ઉપાડવાથી તમે બચી જશો, અને બીજાઓ તેને પહોંચી વળશે. પરંતુ જો તે આરબો ઉપર વિજયી થશે તો તેની બાદશાહી તમારી બાદશાહી અને તેની ઈઝઝત તમારી ઈઝઝત હશે." કુરૈશી સરદારો તેની વાત સાંભળતાં જ બોલી ઉઠ્યા : "વલીદના બાપ, છેવટે તેમનો જાદુ તમારી ઉપર પણ ચાલી ગયો." ઉત્બહએ કહ્યું : "મારો જે અભિપ્રાય હતો, તે મેં તમને બતાવી દીધો. હવે તમારૂં મન ચાહે તેમ કરો."

આગળ જણાવ્યું કે, આજે તમારી પોતાની ભાષામાં આ કુર્આન શરીફ રજૂ કરવામાં આવી રહ્યું છે. જેથી તમે એને સમજી શકો. તો તમે કહો છો કે, આ બિનઅરબી ભાષામાં ઉતરવું જોઈતું હતું. પરંતુ જો અમે તમારા માર્ગદર્શન માટે બિનઅરબી ભાષામાં મોકલત તો તમે જ કહેત કે આ પણ અજીબ મજાક છે કે, આરબ કૌમના માર્ગદર્શન માટે બિનઅરબી ભાષામાં કલામ કરવામાં આવી રહ્યું છે, જે અહીં કોઈ સમજતું નથી. આનો અર્થ આ છે કે, તમને હકીકતમાં માર્ગદર્શન જોઈતું જ નથી. નહીં માનવા માટે રોજ નવા-નવા બહાનાં શોધી કાઢો છો.

# સૂરએ હા-મીમ સિજદહ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

(આ કલામ) મહા કૃપાળુ, દયાળુ (અલ્લાહપાકના) તરફથી ઉતારવામાં આવ્યું છે. (૨) એ એક કિતાબ છે, જેની આયતો જુદી જુદી કરવામાં આવી છે. (એટલે) અરબી ભાષાનું કુર્આન એવા લોકો માટે (લાભદાયી છે) કે જેઓ સમજે છે. (૩) (તેમજ ઈમાનદારોને) ખુશખબર આપનાર અને (કાફિરોને) ડરાવનાર છે, છતાં તેઓમાંના ઘણાંખરાઓએ મોઢું ફેરવ્યું, તેથી તેઓ સાંભળતા જ નથી. (૪) અને તેઓ કહે છે કે, જે વાત તરફ આપ અમને બોલાવો છો, તેનાથી અમારા દિલ પરદામાં છે અને અમારા કાનોમાં ડાટા (લાગેલા) છે, ને અમારી તથા તમારી વચ્ચે આડ છે, માટે આપ આપનું કામ કરો, અમે અમારી કરણી કરીશું. (૫)

**આકાશ અને પૃથ્વી અલ્લાહપાકના હુકમનું પાલન કરવા સદા તત્પર રહે છે. અને માનવી ઈન્કાર કરે છે !**

આપ ફરમાવી દો કે, શું તમે તે(ની તવહીદ)નો ઈન્કાર કરો છો ? કે જેણે પૃથ્વીને બે દિવસ (જેટલા સમય)માં બનાવી, છતાં તમે તેના શરીક ઠેરવો છો; એ જ આખા જગતનો પરવરદિગાર છે. (૯) અને તેણે જ જમીનમાં તેના ઉપર ભારે પર્વતો બનાવ્યા અને તેમાં બરકત મૂકી તથા તેમાં તે(ના વસનારા)ઓના ખોરાકો નિર્માણ કરી દીધા; (એ બધું) ચાર દિવસમાં (થયું); પૂછનારાઓ માટે (જવાબ) પૂરો થયો. (૧૦) પછી તેણે આકાશ(ની રચના) તરફ લક્ષ આપ્યું અને તે ધૂમાડા (સમાન) હતું. ફરી તેણે તેને તથા પૃથ્વીને કહ્યું કે (અમારા હુકમ તળે) તમે બન્ને ખુશીથી આવો અથવા જબરદસ્તીથી (આવો). બન્નેએ અરજ કરી કે અમે ખુશીથી હાજર છીએ. (૧૧) પછી તેમને બે દિવસમાં સાત આકાશ બનાવી દીધા અને દરેક આકાશમાં (તેને ઘટતો) હુકમ (ફરિશ્તાઓ પાસે) મોકલ્યો; અને (પૃથ્વીથી) નજીકવાળા આકાશને દીવાઓ (એટલે તારાઓ) વડે શણગાર્યું અને (શયતાનોથી) તેનું રક્ષણ કર્યું, આ જબરદસ્ત સર્વજ્ઞ (અલ્લાહપાક)ની

વ્યવસ્થા છે. (૧૨) છતાં જો તેઓ (તવહીદથી) મોઢું ફેરવે તો આપ ફરમાવી દો કે હું તમને એક એવી ભયંકર આફતથી ડરાવું છું, જેવી કે આદ અને સમૂદ પર આફત આવી હતી. (૧૩) જ્યારે કે તેઓની પાસે રસૂલો તેઓની આગળથી તેમજ તેઓની પાછળથી આવ્યા, (અને કહ્યું) કે અલ્લાહપાકના સિવાય કોઈની ઈબાદત ન કરો. તો તેઓ કહેવા લાગ્યા અને અમારો પરવરદિગાર ચાહત તો ફરિશ્તાને (રસૂલ બનાવી) મોકલત. તેથી જે કાંઈ તમારા હસ્તે મોકલવામાં આવ્યું તેને અમે માનતા નથી. (૧૪) પછી જે આદ હતા તેઓ તો દેશમાં નાહક ગર્વ કરવા લાગ્યા અને તેઓએ કહ્યું કે બળમાં અમારાથી વધારે કોણ છે ? શું તેઓને દેખાયું નહિ કે બેશક, અલ્લાહપાક જેણે તેઓને પેદા કર્યા તે બળમાં તેઓ કરતાં કેટલોય વધારે છે, પણ તેઓ અમારી નિશાનીઓથી ઈન્કાર કરતા રહ્યા. (૧૫) ફરી અમે તેઓના ઉપર મુસીબતના દિવસોમાં બહુ જ સખ્ત પવન મોકલ્યો કે જેથી અમે તેઓને આ દુનિયાની જિંદગીમાં રૂસ્વાઈનો અઝાબ ચખાડીએ અને આખિરતના અઝાબમાં તો એથી વિશેષ રૂસ્વાઈ છે. અને તેઓને (તે વેળા કોઈની પણ) મદદ પહોંચશે નહિ. (૧૬) અને જે સમૂદ હતા તો તેઓને અમે (રસૂલ મારફતે) માર્ગ દેખાડ્યો, છતાં તેઓએ હિદાયતને બદલે આંધળા (ગુમરાહ) રહેવું પસંદ કર્યું, તો તેઓની દુષ્ટ કરણીના કારણે સંપૂર્ણ રૂસ્વાઈના અઝાબની ગર્જનાએ તેઓને પકડી લીધા. (૧૭) પણ અમે તે લોકોને બચાવી લીધા, જેઓ ઈમાન લાવ્યા હતા અને (અમારાથી) ડરતા હતા. (૧૮)

## જ્યારે આંખ, કાન અને ચામડીઓ માનવી વિરૂદ્ધ સાક્ષી આપશે!

અને (તે વખત યાદ અપાવો) જે દિવસે અલ્લાહપાકના દુશ્મનોને દોઝખ તરફ એકઠા કરવામાં આવશે, ત્યારે તેઓના જુદા જુદા વર્ગ પાડવામાં આવશે. (૧૯) એટલે સુધી કે જ્યારે તેના નજીક પહોંચશે, તો તેઓના કાન અને તેઓની આંખો તથા તેઓના ચામડાં તેઓની વિરૂદ્ધ તેઓની કરણીઓની સાક્ષી આપશે. (૨૦) અને તેઓ (દંગ થઈ) પોતાની ચામડીઓને કહેશે કે, તમે અમારી વિરૂદ્ધ શા માટે સાક્ષી આપી ? તે (અવયવો) જવાબ આપશે કે

અમને તે અલ્લાહપાકે જ વાચા આપી છે જેણે દરેક વસ્તુને વાચા આપી છે. અને તેણે જ તમને પહેલી વખત પેદા કર્યા હતા અને તેની જ તરફ તમે પાછા લાવવામાં આવ્યા છો. (૨૧) અને (અલ્લાહપાક કહેશે કે) તમે આ વાતથી તો પોતાને છૂપાવતા ન હતા કે તમારા કાન અને તમારી આંખો તેમજ તમારી ચામડીઓ જ તમારી વિરૂદ્ધ સાક્ષી આપશે, પણ તમે ધારતા હતા કે જે કંઈ તમે કરો છો, તેમાંથી ઘણાખરા કાર્યોને અલ્લાહપાક જાણતો જ નથી. (૨૨) અને તમારા પરવરદિગાર સબંધી તમારી જે ધારણા હતી, તે જ તમારી ધારણાએ તમને બરબાદ કર્યા, જેથી આજે તમે (સદાના) નુકસાનમાં પડી ગયા. (૨૩) તેથી જો (હવે) તેઓ સબર કરે તો પણ દોઝખ જ તેઓનું ઠેકાણું છે. અને જો તેઓ ઉઝર કરવા ચાહે તો પણ તે કબૂલ થશે નહિ. (૨૪)

## સૂર્ય, ચંદ્ર અલ્લાહ તઆલાની કુદરતની નિશાનીઓ છે, તે પોતે જ ચક્કર લગાડી પોતાને આજ્ઞાંકિત સાબિત કરે છે, પછી તેમને કેવી રીતે પૂજવામાં આવે ?

અને તે(ની કુદરત)ની નિશાનીઓ પૈકી રાત અને દિવસ તથા સૂર્ય અને ચંદ્ર છે; (માટે) સૂર્યને કે ચંદ્રને તમે સિજદો ન કરો, પણ તે અલ્લાહ તઆલાને જ સિજદો કરો કે જેણે તે સૌને સર્જ્યા. જો તમે તેને જ પૂજતા હો તો (૩૭) છતાં જો તેઓ અભિમાન કરે તો (પરવા નથી, કારણ કે) જે (ફરિશ્તા)ઓ આપના પરવરદિગારની પાસે છે, તેઓ રાત અને દિવસ તેની પવિત્રતા વર્ણવતા રહે છે અને તેઓ (કદી) થાકતા જ નથી. (૩૮) અને તેની (કુદરતની) નિશાનીઓ પૈકી એક આ છે કે આપ ધરતીને દબાઈ ગયેલી (સૂકી) જુઓ છો, પછી જ્યારે તેના ઉપર અમે પાણી વરસાવીએ છીએ ત્યારે તે તાજી થાય છે અને ઉભરે છે. બેશક, જેણે તે ધરતીને (તેને ઘટતું) જીવન આપ્યું તે જ મુરદાઓને સજીવન કરશે. બેશક, તે દરેક વસ્તુ પર કુદરતવાળો છે. (૩૯)

## કુર્આન શરીફની રક્ષાની અજોડ વ્યવસ્થા :

બેશક, જે લોકોએ આ કુર્આન જ્યારે તેઓની પાસે આવ્યું તો તેનો

ઈન્કાર કર્યો, (તેઓને કંઈ જ ભાન નથી) અને બેશક, આ (કુર્આન) તો એક અજોડ કિતાબ છે. (૪૧) જેમાં તેની આગળથી કે પાછળથી (કોઈ રીતે) અસત્ય વાત આવી શકતી જ નથી; એ તો હિકમતવાળા વખાણપાત્ર (અલ્લાહપાક)ની ઉતારેલી (કિતાબ) છે. (૪૨)

## કુર્આન શરીફનો ઈન્કાર કરનારાઓની હઠધર્મી :

અને જો અમે એને બીજી ભાષાનું કુર્આન બનાવ્યું હોત, તો અલબત્ત, તેઓ કહી નાખત કે એની આયતો (અરબીમાં) સ્પષ્ટ કેમ બયાન કરવામાં ન આવી ? શું પરભાષાની કિતાબ અને (અમારી ભાષા) અરબી ! (એ કંઈ વાજબી છે ? પણ) આપ ફરમાવી દો કે આ જે (કુર્આન) ઈમાનવાળાઓ માટે હિદાયત અને (દિલોના) રોગ દૂર કરનાર છે; પણ જેઓ યકીન લાવતા નથી તેઓના કાનોમાં બોજા (રૂપે) છે અને આ કુર્આન તેઓના હકમાં અંધાપો છે. એ લોકો (એવા છે જાણે) કોઈ દૂરની જગ્યાથી પુકારવામાં આવતા હોય. (૪૪)

## માનવીની મનોવૈજ્ઞાનિક કમઝોરી તેનો પેદા કરનાર જ દર્શાવી શકે છે :

તે (અલ્લાહપાક)ના જ તરફ કિયામતની ખબરનો હવાલો છે; અને (એટલું જ નહિ, બલ્કે) કોઈ ફળ પોતાના પરદાથી નીકળતું નથી અને ન કોઈ માદા ગર્ભવતી હોય છે અને ન તે જણે છે, પરંતુ (તે બધું) તે (અલ્લાહપાક)ની જાણમાં છે અને જે દિવસે તે અલ્લાહ તઆલા તેઓ (મુશ્રિકો)ને પુકારશે (અને કહેશે) કે મારા શરીકો (હવે) ક્યાં છે ? (ત્યારે) તેઓ કહેશે કે અમે તને અરજ કરીએ છીએ કે અમારામાંથી કોઈ (એ સબંધી) ઈકરાર કરતો નથી. (૪૭) અને જેને જેને તેઓ પ્રથમ પુકારતા હતા તે સૌ તેઓથી અલોપ થઈ જશે અને તેઓને યકીન થઈ જશે કે તેઓ માટે છૂટકારાનો કોઈ માર્ગ નથી. (૪૮) (બેઈમાન) માણસ (દુનિયાની) ભલાઈ માંગતા કંટાળતો નથી, પણ જો તેને કંઈ બુરાઈ પહોંચે છે, તો નિરાશ (અને) હતાશ થઈ જાય છે. (૪૯) અને જે દુ:ખ તેને પહોંચ્યું હતું

તેના પછી જો અમે તેને અમારી કંઈક કૃપા(ની મજા) ચખાડીએ તો કહેવા લાગે છે કે એ તો મારો હક્ક જ હતો અને હું ધારતો નથી કે કિયામત આવનાર છે. છતાં જો (કદાચ) હું મારા પરવરદિગારની પાસે પાછો લઈ જવામાં આવીશ તો બેશક, તેની પાસે પણ મારા માટે ભલાઈ જ છે. તો અલબત્ત, અમે કાફિરોને (કિયામતમાં) તેઓની કરણીની ખબર આપીશું અને તેઓને એક સખત અઝાબની મજા જરૂર ચખાડીશું. (૫૦)

# અશ્-શૂરા

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૪૨** **રૂકૂઅની સંખ્યા : ૦૫**

**નાઝિલ થવાનો ક્રમ : ૬૨** **આયતોની સંખ્યા : ૫૩**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત પણ મક્કી છે. માટે તૌહીદ, રિસાલત અને આખિરતના બુન્યાદી અકીદાઓ ઉપર વધુ જોર આપવામાં આવ્યુ છે. અને ઈમાનવાળાઓની પ્રશંશા કરવામાં આવી છે. તેના અનુસંધાનમાં આયત નં. ૩૮માં આપસી સલાહ-મશ્વેરાનું વર્ણન છે કે, મુઅમિનો આપસમાં મશ્વેરાથી કામ કરે છે. અને એટલે જ સૂરતનું નામ શૂરા (મશ્વેરા) રાખવામાં આવ્યુ છે.

સૂરતની શરૂઆત એમ કરવામાં આવી છે કે, તમે લોકો અમારા નબીની રજૂ કરેલી વાતો ઉપર આ શું ગુસપુસ કરતા ફરો છો. આ વાતો કંઈ નવી કે નિરાળી નથી, ન તો આ કોઈ અભૂતપૂર્વ બનાવ છે, જે ઈતિહાસમાં પહેલી જ વાર બન્યો હોય કે એક વ્યક્તિ ઉપર ખુદાપાક તરફથી વહી આવે અને તેને માનવજાતના માર્ગદર્શન માટે આદેશો આપવામાં આવે. આવી જ વહી અને આવા જ આદેશો અલ્લાહ તઆલા આ પહેલાં નબીઓ અલયહિમુસ્સલામ ઉપર સતત મોકલતા રહ્યા છે.

એક મહત્વની હકીકત સમજાવવામાં આવી છે કે, અલ્લાહપાકે આ દુન્યાને કસોટીની જગ્યા બનાવી છે. માટે બધા જ મનુષ્યોને જન્મજાત

સદમાર્ગી નથી બનાવ્યા અને આ વિરોધ કરવાની શક્તિ એટલા માટે રાખી કે લોકો વિચારસરણી અને વ્યવહારના દરેક ખોટા-ખરા માર્ગને જોઈ લે. જબરદસ્તી નથી કરી. આના કારણે આ શક્યતા પેદા થઈ છે કે, માનવી અલ્લાહપાકની એ વિશિષ્ટ કૃપાને પામી શકે જે અધિકાર ન ધરાવતી અન્ય મખ્લૂકો માટે નથી બલ્કે માત્ર એ અધિકાર ધરાવતી મખ્લૂક માટે છે, જે જન્મજાત નહીં પણ સભાનતાપૂર્વક પોતાની મરજીથી અલ્લાહપાકને પોતાના વાલી અને માર્ગદર્શક બનાવે. આ વલણ જે મનુષ્ય અખત્યાર કરે છે, તેને અલ્લાહપાક સહારો આપી, તેનું માર્ગદર્શન કરી, તેને ભલા કર્મની પ્રેરણા આપી, પોતાની વિશિષ્ટ કૃપામાં દાખલ કરી દે છે. અને જે મનુષ્ય પોતાના અખત્યારને ખોટી રીતે વાપરી બીજા લોકોને પોતાનો માર્ગદર્શક બનાવે છે, જે હકીકતમાં માર્ગદર્શક નથી, અને હોઈ શકતા પણ નથી, તેઓ એ કૃપાથી વંચિત રહી જાય છે. આના અનુસંધાનમાં આ પણ બતાવવામાં આવ્યુ છે કે, મનુષ્યનો અને સમગ્ર મખ્લૂકનો વાલી-પાલનહાર અને માર્ગદર્શક હકીકતમાં અલ્લાહ તઆલા જ છે. બીજાઓ ન હકીકતમાં વાલી છે, ન તો તેમનામાં આ શક્તિ છે કે, વાલીપણાંનો હક્ક ચૂકવી શકે.

સૃષ્ટિના માલિક સાથે જે શિર્ક તમે કરી રહ્યા છો, તે એવો મહાન ગુનો છે કે, આકાશ તેની ઉપર તૂટી પડે તો પણ અશક્ય નથી. તમારી આ બુરાઈથી ફરિશ્તાઓ આશ્ચર્યચકિત છે. તેમને દરેક ક્ષણે એ જ ભય છે કે, ક્યારે ખુદાપાકનો પ્રકોપ તમારી ઉપર ઉતરી પડે.

પછી એ બતાવવામાં આવ્યુ છે કે, જે દીન હઝ. મુહમ્મદ (સલ.) રજૂ કરી રહ્યા છે, તે હકીકતમાં શું છે ?

તેનો પ્રથમ પાયો આ છે કે, અલ્લાહપાક સૃષ્ટિ અને મનુષ્યના સર્જક, માલિક અને સાચા વાલી છે. તેથી તે જ મનુષ્યના હાકેમ પણ છે, અને આ તેનો જ હક્ક છે કે, તે મનુષ્યને દીન અને શરીઅત (માન્યતા અને વ્યવહારની વ્યવસ્થા) આપે અને મનુષ્યો વચ્ચેના મતભેદોનો ફેંસલો કરી બતાવે કે સત્ય શું છે અને અસત્ય શું છે. બીજી કોઈ હસ્તીને કાયદો આપનાર બનવાનો

સમૂળગો અધિકાર જ નથી. બીજા શબ્દોમાં પ્રાકૃતિક સત્તાધીશપણાંની જેમ કાનૂની સત્તાધીશપણું પણ માત્ર અલ્લાહપાક માટે જ ખાસ છે. અલ્લાહપાક સિવાયની કોઈ હસ્તી આ સત્તાધીશપણું ધરાવી શકતી નથી.

આ જ આધાર ઉપર અલ્લાહ તઆલાએ આરંભથી મનુષ્ય માટે એક દીન ઠેરવ્યો છે. તે એક જ દીન હતો, જે દરેક જમાનામાં સર્વ નબીઓને આપવામાં આવતો રહ્યો. કોઈપણ નબી પોતાના કોઈ અલગ ધર્મના પ્રસ્તુતકર્તા ન હતા. એ જ એક દીન પ્રથમ દિવસથી માનવવંશ માટે અલ્લાહ તઆલા તરફથી ઠેરવવામાં આવતો રહ્યો છે, અને બધા જ નબીઓ તેના જ અનુયાયી અને તેની જ તરફ બોલાવનારા રહ્યા છે.

તે દીન ક્યારેય માત્ર માની લઈને બેસી રહેવા માટે મોકલવામાં આવ્યો નથી, બલ્કે હંમેશાં એટલા માટે મોકલવામાં આવ્યો કે, ધરતી ઉપર તે જ સ્થપાય, ચાલે અને અમલમાં મૂકાય. અને અલ્લાહ તઆલાના રાજ્યમાં અલ્લાહપાકના દીન સિવાય કોઈ બીજાના ઘડી કાઢેલા દીનનું રાજ્ય ન ચાલે. નબીઓ (અલયહિમુસ્સલામ) આ દીનના માત્ર પ્રચાર માટે જ નહીં, બલ્કે તેને વ્યવહારમાં સ્થાપવા માટે નીમવામાં આવ્યા હતા.

માનવજાતનો અસલ દીન આ જ હતો, પરંતુ નબીઓ પછી હંમેશા એમ થતુ રહ્યું કે, સ્વાર્થી લોકો તેમાં આપમત, મનસ્વીપણું અને પોતાના હિત સાધવા વિભાજન ઉભા કરી નવા નવા ધર્મ કાઢતા રહ્યા. દુનિયામાં જેટલા પણ જુદા જુદા ધર્મો જોવામાં આવે છે, બધા એક જ દીનને વિકૃત બનાવીને પેદા કરવામાં આવ્યા છે.

હવે હઝ. મુહમ્મદ (સલ.)ને એટલા માટે મોકલવામાં આવ્યા છે કે, આ જુદી જુદી પદ્ધતિઓ, બનાવટી ધર્મો અને માનવસર્જિત દીનો-જીવનપદ્ધતિઓની જગ્યાએ એ જ અસલ દીન તમારી સામે રજૂ કરે અને આને જ સ્થાપવાનો પ્રયત્ન કરે.

આવી રીતે દીનનું એક ચોખ્ખુ અને સુસ્પષ્ટ ચિત્ર રજૂ કર્યા પછી તમને સમજાવીને સીધા માર્ગે લાવવા માટે જે સારામાં સારી પદ્ધતિ શક્ય

હતી, તેનો ઉપયોગ કરી દેવામાં આવ્યો. એક તરફ અલ્લાહપાકે પોતાનો ગ્રંથ ઉતાર્યો, જે અત્યંત હૃદયસ્પર્શી પદ્ધતિથી તમારી પોતાની ભાષામાં તમને હકીકત બતાવી રહ્યો છે. અને બીજી તરફ હઝ. મુહમ્મદ (સલ.) અને એમના સહાબીઓના જીવન તમારી આંખો સામે મૌજૂદ છે. જેને જોઈને તમે જાણી શકો છો કે, આ ગ્રંથના માર્ગદર્શન હેઠળ કેવા મનુષ્ય તૈયાર થાય છે. આનાથી પણ જો તમે માર્ગદર્શન નહીં મેળવો, તો પછી દુનિયામાં કોઈ વસ્તુ તમને સીધા માર્ગ ઉપર લાવી શકતી નથી. આનું પરિણામ પછી આ જ છે કે, તમને એ જ ગુમરાહીમાં પડ્યા રહેવા દેવામાં આવે, જેમાં તમે સદીઓથી પડેલા છો. અને એ જ અંજામે તમને પહોંચાડવામાં આવે, જે આવા ગુમરાહ લોકો માટે અલ્લાહ તઆલાને ત્યાં નિશ્ચિત કરી દેવામાં આવ્યો છે.

# સૂરએ શૂરા

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**સર્વ શક્તિ ફક્ત મહાન અલ્લાહપાકની જ છે :**

(જે પ્રમાણે આ સૂરત મોકલી) તેવી જ રીતે આપના તરફ અને આપનાથી આગલા (નબી)ઓ તરફ અલ્લાહપાક વહી મોકલતો રહ્યો છે. જે જોરાવર, હિકમતવાળો છે. (૩) જે કંઈ આકાશોમાં અને પૃથ્વીમાં છે, તે સઘળુ તેનું જ છે અને તે જ સર્વોપરી મહત્તાવાળો છે. (૪) (તો) આકાશો ઉપરથી ફાટી પડવાના નજીક છે અને ફરિશ્તા પોતાના પરવર-દિગારના વખાણ સહિત તેની તસ્બીહ પઢતા રહે છે, તેમજ પૃથ્વીવાળાઓ માટે બખ્શિશ માંગતા રહે છે. ખબરદાર રહો ! બેશક, અલ્લાહપાક જ બખ્શનાર (અને) દયાળુ છે. (૫) અને જેઓએ અલ્લાહપાકના સિવાય બીજા કાર્યસાધક બનાવ્યા છે, તે સૌ(ની કરણી)ને અલ્લાહ તઆલા લક્ષમાં રાખનાર છે અને આપ તેઓના ઉપર રક્ષક નથી. (૬)

**ઈમાનથી નવાજવા તેની જ તૌફીક છે :**

અને જો અલ્લાહપાક ધારત તો સૌ લોકોને એક જ માર્ગના કરી

નાખત, પરંતુ તે જેને ચાહે છે, પોતાની રહમતમાં દાખલ કરે છે અને એ જાલિમોનો (કિયામતમાં) કોઈ હિમાયતી કે સહાયક નથી. (૮) શું તેઓએ અલ્લાહપાકના સિવાય બીજા કાર્યસાધકો ઠેરવ્યા છે ? તો અલ્લાહપાક જ (ખરો) કાર્યસાધક છે અને તે જ મુરદાઓને સજીવન કરશે અને તે જ દરેક વસ્તુ કરી શકે છે. (૯)

**બધા નબીઓનો એક જ ધર્મ (તૌહીદ) છે, લોકોએ તેમાં શિર્ક મેળવી દીધુ :**

અલ્લાહપાકે તમારા માટે દીનમાં તે જ માર્ગ રાખ્યો, જેનો નૂહ (અલૈ.)ને હુકમ કર્યો હતો અને જે (બાબત)નો અમે આપના તરફ હુકમ મોકલ્યો તે તથા જેનો ઈબ્રાહીમ (અલૈ.) અને મૂસા (અલૈ.) તેમજ ઈસા (અલૈ.)ને હુકમ કર્યો હતો, તે એ જ છે કે, આ દીનને કાયમ રાખો અને તેમાં ફૂટફાટ ન નાખો, (છતાં) મુશ્રિકો પર (તવહીદ) ભારે લાગે છે, જેના તરફ આપ તેઓને બોલાવો છો, અલ્લાહપાક ચાહે તેને પોતાના તરફ ચૂંટી લે છે અને જે કોઈ (તેના તરફ) રજૂ થાય તેને પોતાના તરફ માર્ગ દેખાડે છે. (૧૩) અને તે લોકોની પાસે (સત્ય) માહિતી આવી ગયા પછી જ પરસ્પરની હઠધર્મીના કારણે જ તેઓ જુદા (પંથો) પડ્યા; પણ જો નક્કી થયેલા વખત સુધી (મોહલતની) એક વાત જે આપના પરવરદિગાર તરફથી નીકળી ચૂકી છે, તે ન હોત તો (હમણાં જ) તેઓની વચ્ચે ફેંસલો થઈ જાય અને બેશક, જે લોકોને તેઓના પછી કિતાબ મળી છે, તેઓ એના વિશે મૂંજવનારી શંકામાં છે, (૧૪) માટે (હે રસૂલ સલ. !) આપ તેઓને (એ કુર્આન)ની જ તરફ બોલાવ્યા કરો, અને પોતે એના ઉપર જ કાયમ રહો, જેવું કે આપને ફરમાવ્યું છે અને તેઓની મનેચ્છાઓ પ્રમાણે ન ચાલો અને આપ ફરમાવી દો કે હું દરેક કિતાબ પર ઈમાન લાવ્યો છું, જેને અલ્લાહ તઆલાએ ઉતારી છે, તેમજ મને એ હુકમ થયો છે કે, તમારી વચ્ચે ઈન્સાફ કરૂં; અલ્લાહપાક અમારો માલિક છે તેમજ તમારો પણ; અમારા કર્મો અમારા માટે અને તમારા કર્મો તમારા માટે છે. અમારી અને તમારી વચ્ચે કંઈ તકરાર નથી; અલ્લાહપાક આપણ સૌને (કિયામતમાં) એકઠા કરશે



અને તેની જ તરફ (સર્વને) પાછા ફરવાનું છે. (૧૫)

**ઈન્કારીઓ કિયામતની ઉતાવળ કરે છે તે એમ સમજે છે કે, કિયામત આવવાની નથી :**

અને જે લોકો અલ્લાહપાકના દીનને માની લેવાયા પછી તેમાં ઝઘડો નાખે છે, તેઓનો ઝઘડો તેઓના પરવરદિગારને ત્યાં પોકળ જ છે અને તેઓના ઉપર કોપ (ઉતરનાર) છે અને તેઓના માટે (કિયામતમાં) સખત અઝાબ છે. (૧૬) અલ્લાહપાક તે જ છે, જેણે સત્યતા સાથે કિતાબ ઉતારી તથા (ન્યાયનું) ત્રાજવુ પણ; અને તમને શું ખબર કે કદાચ કિયામત નજીક જ હોય ? (૧૭) એ ઘડીની ઉતાવળ તો તે લોકો જ કરે છે, જેઓ એને માનતા નથી, પણ જેઓ યકીન રાખે છે, તેઓ તો તેનાથી ડરે છે અને જાણે છે કે, તે (કિયામત) સત્ય છે. યાદ રાખો ! જેઓ તે ઘડી(ના આવવા)માં ઝઘડો કરે છે, તેઓ બહુ દૂરની ગુમરાહીમાં છે. (૧૮) અલ્લાહપાક (દુનિયામાં) પોતાના બંદાઓ પર મહેરબાન છે. (તેથી જ) તે જેને ચાહે (તેટલી) રોજી આપે છે અને તે જ બળવાન (અને) જબરદસ્ત છે. (૧૯) જે કોઈ આખિરતની ખેતી ચાહતો હોય તેના માટે તેની ખેતીને અમે વધારીશું અને જે કોઈ દુનિયાની ખેતી ચાહતો હોય તેને અમે તેમાંથી કંઈક આપીશું, પણ તેના માટે આખિરતમાં કાંઈ હિસ્સો નથી. (૨૦)

**સમુદ્રનો સફર અલ્લાહપાકની કુદરતનો કરિશ્મો છે :**

અને તેની નિશાનીઓ પૈકી એક એ છે કે, સમુદ્રમાં વહાણો ચાલે છે (જે ઉંચાઈમાં) જાણે પહાડ છે, (૩૨) જો તે ચાહે તો હવાને અટકાવી દે, તો વહાણ સમુદ્રની સપાટી પર જ સ્થિર રહી જાય. બેશક, એમાં દરેક ધીરજવાન ઉપકાર માનનાર માટે નિશાનીઓ છે. (૩૩) અથવા (જો ધારે તો) તે વહાણોને (જોશભેર પવન ફૂંકી) તેઓની બૂરી કરણીના સબબે ગારત કરી નાખે અને (તેમાંથી) ઘણાઓને માફ પણ કરી દે. (૩૪)

**મુસ્લિમોના અખ્લાક, આપસી મશ્વેરો અને માફ કરવું :**

તો જે કંઈ વસ્તુ તમને આપવામાં આવી છે, તે માત્ર દુનિયાની જિંદગીના



ઉપયોગ માટે જ છે, પણ જે કંઈ અલ્લાહપાકની પાસે છે, તે એવા લોકો માટે બેહતર અને કાયમ રહેનાર છે, જેઓ ઈમાન લાવ્યા અને પોતાના પરવરદિગાર પર યકીન રાખે છે. (૩૬) તથા (તેમના માટે છે) જેઓ મહાન ગુનાહો અને નિર્લજ્જતાના કામોથી અળગા રહે છે અને જ્યારે તેમને ક્રોધ ચઢે ત્યારે માફ કરી દે છે. (૩૭) તથા (તેમના માટે છે) જેઓ પોતાના પરવરદિગારની આજ્ઞાનું પાલન કરે છે અને નમાઝ પઢે છે અને તેમના (મુખ્ય) કામો આપસની સલાહથી થાય છે અને અમે જે કંઈ તેમને આપ્યું છે, તેમાંથી દાન આપે છે. (૩૮) તથા તે લોકો (માટે છે) કે જ્યારે તેમના ઉપર જુલ્મ થાય ત્યારે તેઓ વ્યાજબી બદલો લે છે. (૩૯) અને બુરાઈનો બદલો તો તેના પ્રમાણે જ બુરાઈ છે, છતાં જે કોઈ માફ કરી દે અને સમાધાન કરી લે, તો તેનો બદલો અલ્લાહપાકના શિરે છે. બેશક, તેને જુલ્મ કરનારા ગમતા નથી. (૪૦) અને જે કોઈ પોતાના ઉપર જુલ્મ થવા પછી સરખો (વ્યાજબી) બદલો લે, તો એવા લોકો પર કંઈ પકડ નથી. (૪૧) પકડ તો માત્ર તેઓના ઉપર જ છે, જેઓ લોકો પર જુલ્મ ગુજારે છે અને દેશમાં નાહક શરારતો કરે છે; એવા લોકો માટે જ દુઃખદાયક શિક્ષા છે. (૪૨) અને જે માણસે (બીજાના જુલ્મને) સહન કર્યું અને માફ કર્યું, તો અલબત્ત એ હિમ્મતના કામોમાંથી છે. (૪૩)

**અવલાદ-સંતાન આપવા ન આપવા ફક્ત અલ્લાહ તઆલાની કુદરતથી જ છે :**

આકાશો અને પૃથ્વીની (સંપૂર્ણ) સત્તા અલ્લાહપાકની જ છે; તે જે ચાહે છે તેને પેદા કરે છે; (તેથી જ) તે ચાહે તેને દીકરીઓ આપે છે અને ચાહે તેને દીકરા આપે છે. (૪૯) અથવા તેમને પુત્રો અને પુત્રીઓ સાથે આપે છે અને ચાહે તેને વાંઝિયો રાખે છે. બેશક, તે સર્વજ્ઞ (અને) કુદરત-વાળો છે. (૫૦)



# અઝ્-ઝુખ્રુફ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૪૩** **રૂકૂઅની સંખ્યા : ૦૭**

**નાઝિલ થવાનો ક્રમ : ૬૩** **આયતોની સંખ્યા : ૮૯**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં કુરૈશ અને આરબોની એ અજ્ઞાનતાપૂર્ણ માન્યતાઓ અને વહેમોનો ખૂબ જ ભારપૂર્વક રદિયો આપવામાં આવ્યો છે, જે માટે તેઓ ખૂબ જ આગ્રહ સેવી રહ્યા હતા. અને ખૂબ જ મજબૂત અને હૃદયસ્પર્શી રીતે એમની બુદ્ધિહીનતાનો પડદો ચીરી નાંખવામાં આવ્યો છે. જેથી સમાજની દરેક વ્યક્તિ જે થોડી પણ બુદ્ધિ ધરાવતી હોય, એ વિચારવા માટે મજબૂર થઈ જાય કે, છેવટે આ કેવી અજ્ઞાનતાઓ છે, જેની સાથે આપણી કૌમ વળગેલી છે. અને જે વ્યક્તિ આપણને આ ચક્રમાંથી કાઢવાની કોશિશ કરી રહી છે, તેની પાછળ પડી ગઈ છે.

પછી બતાવવામાં આવ્યુ કે, મક્કાવાસીઓ પોતે પણ માને છે કે, ધરતી અને આકાશનો અને એમનો પોતાનો અને એમના ઉપાસ્યોનો સર્જક અલ્લાહ તઆલા જ છે. આ પણ જાણે છે અને માને છે કે, જે નેઅમતોથી તેઓ ફાયદો ઉઠાવી રહ્યા છે, તે સૌ અલ્લાહપાકની આપેલી છે. આમ છતાં પણ બીજાઓને અલ્લાહ તઆલાની સાથે ખુદાઈમાં ભાગીદાર ઠેરવવા માટે આગ્રહ કર્યે જઈ રહ્યા છે.

ફરિશ્તાઓને એમણે દેવીઓ બનાવી રાખ્યા છે. એમની મૂર્તિઓ સ્ત્રીઓના સ્વરૂપમાં બનાવી રાખી છે. એમને સ્ત્રીઓના કપડાં અને ઘરેણાં પહેરાવે છે. અને કહે છે કે, આ અલ્લાહપાકની પુત્રીઓ છે. એમની ઉપાસના કરે છે, અને તેમની પાસે માનતાઓ માને છે. છેવટે એમને એ ખબર પડી કેવી રીતે કે, ફરિશ્તા સ્ત્રીઓ છે ?



પૂછવામાં આવે છે કે, પોતાના આ શિર્ક માટે તમારી પાસે કોઈ પુરાવો પણ છે, તો જવાબ આપે છે કે, બાપદાદાના જમાનાથી આ કામ આમ જ થતું આવે છે. જાણે એમના માટે કોઈ ધર્મના સાચા હોવા માટે આ પૂરતી દલીલ છે. જો કે હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામ જેમના વંશજો હોવા ઉપર જ એમનો (મક્કાવાસીઓ) સમગ્ર ગર્વ અને શ્રેષ્ઠતાનો આધાર છે, તે પોતે બાપદાદાના ધર્મને ઠોકર મારી ઘર છોડી નીકળી ગયા હતા અને તેમણે બાપદાદાઓનું એવું અનુસરણ છોડી દીધું હતું, જેનો સાથ કોઈ તર્કસંગત દલીલ આપતી ન હોય. તેમ છતાં જો લોકોએ બાપદાદાઓનું જ અનુસરણ કરવું હતું તો તેના માટે પણ એમના સૌથી બુઝુર્ગ બાપદાદા હઝ. ઈબ્રાહીમ અને હઝ. ઈસ્માઈલ અલયહિસ્સલામને છોડી એમણે પોતાના સૌથી અજ્ઞાન બાપદાદાને પસંદ કર્યા !

એમને કહેવામાં આવે કે, શું ક્યારેય કોઈ નબી અને ખુદા તરફથી આવેલા ગ્રંથે પણ આ શિક્ષણ આપ્યું છે કે, અલ્લાહપાક સાથે બીજાઓ પણ ઉપાસનાના અધિકારી છે, તો આ લોકો ખ્રિસ્તીઓના કૃત્યને દલીલરૂપે રજૂ કરે છે કે, તેમણે હઝરત ઈસા અલયહિસ્સલામને ખુદાપાકના બેટા માન્યા, અને એમની ઉપાસના કરી. જો કે પ્રશ્ન આ ન હતો કે, કોઈ નબીની ઉમ્મતે શિર્ક કર્યું છે કે નહીં, બલ્કે આ હતો કે કોઈ નબીએ પોતે શિર્કનું શિક્ષણ આપ્યું છે ? હઝરત ઈસા અલયહિસ્સલામે ક્યારે કહ્યું હતું કે, હું ખુદાપાકનો પુત્ર છું, અને તમે મારી ઉપાસના કરો. એમનું પોતાનું શિક્ષણ તો એ જ હતું, જે દુનિયામાં દરેક નબીએ આપ્યું છે કે, મારો રબ પણ અલ્લાહપાક છે અને તમારો રબ પણ. એની જ તમે ઉપાસના (ઈબાદત) કરો.

“ઝુફરુફ” અરબીમાં સોનાને કહે છે. સૂરતની આયત-૩૫માં તેનું વર્ણન આવ્યુ છે કે, અલ્લાહપાક ચાહે તો બધા જ નાફરમાનોને સોનાથી નવરાવી દેતે. એના કારણે સૂરતનું નામ ઝુફરુફ (સોનુ) રાખવામાં આવ્યુ.





# સૂરએ ઝુખ્રૂફ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### શું માનવી આટલો બધો અપકારી (નાશુક્રો) છે ? :

અને જો આપ તેઓને પૂછો કે આકાશો તથા પૃથ્વી કોણે સર્જયા ? તો તેઓ જરૂર કહેશે કે, એ સૌને તે સમર્થ (અને) સર્વજ્ઞ અલ્લાહપાકે સર્જયા છે. (૯) જેણે કે તમારા (આરામ) માટે પૃથ્વીને (જાણે) પાથરણું બનાવી દીધી અને તમારા માટે તેમાં રસ્તા બનાવ્યા કે જેથી તમે ધારેલા સ્થળે પહોંચી શકો. (૧૦) અને જેણે આકાશથી પાણીને માપસર ઉતાર્યું. ફરી તે વડે અમે એક સૂકા પ્રદેશને સજીવન કર્યો, એવી જ રીતે તમે પણ (કબરોમાંથી) કાઢવામાં આવશો. (૧૧) અને જેણે દરેક વસ્તુઓના જોડાં બનાવ્યા, અને તમારા માટે વહાણો તથા પશુઓ બનાવ્યા, જેના ઉપર તમે સવાર થાઓ છો, (૧૨) કે જેથી તમે તેની પીઠ પર ગોઠવાઈને બેસો. પછી જ્યારે તેના ઉપર ટટ્ટાર બેસી જાઓ ત્યારે પોતાના પરવરદિગારના ઉપકારને યાદ કરો અને કહો કે તે પવિત્ર હસ્તી છે, જેણે એ વસ્તુઓને અમારા આધિન કરી દીધી, ચોક્કસ અમે તો પોતે એને કાબૂમાં લાવી શકતા ન હતા. (૧૩) અને ખરેખર, અમે અમારા પરવરદિગાર તરફ જરૂર પાછા જનાર છીએ. (૧૪)

### ફરિશ્તાઓને અલ્લાહપાકની બેટીઓ ઠેરવવી છેલ્લા દરજ્જાની અભણતા છે :

શું તેણે પોતાની મખ્લૂકમાંથી (તમારી ધારણા મુજબ) પુત્રીઓ લઈ લીધી અને તમને દીકરા ચૂંટી આપ્યા ? (૧૬) અને (સ્થિતિ એ છે કે) જ્યારે તેઓમાંથી કોઈને તેની (પુત્રી)ની ખબર મળે, જેણીનો તેઓ રહમાન સાથે સબંધ જોડે છે, ત્યારે (નારાજીથી) તેનું મોઢું આખો દિવસ કાળુંચટ રહે અને તે મનમાં રૂંધાયા કરે છે. (૧૭) શું એવી વ્યક્તિ જે ઘરેણામાં ઉછરે અને તેણી વાદવિવાદમાં યોગ્ય વાત (પણ) ન કહી શકે ? (તે અલ્લાહપાકની પુત્રી હોઈ શકે છે ?) (૧૮) વળી, ફરિશ્તા જે રહમાનના

બંદા છે, તેમને તેઓ (મુશ્રિકો)એ સ્ત્રીઓ ઠેરવી છે; શું તેમની પેદાઈશ વેળા તેઓ હાજર હતા ? હવે તેઓનો આ દા'વો લખી લેવામાં આવશે અને (કિયામતમાં) તેઓને પૂછવામાં આવશે. (૧૯)

## બાપદાદાઓનું આંધળુ અનુકરણ :

અને તેઓ કહે છે કે, જો રહમાન ધારત તો અમે તે (મૂર્તિઓને) પૂજી શકત નહિ, (પણ) એ સબંધી તેઓને કંઈ (ચોક્કસ) માહિતી જ નથી, તેઓ માત્ર અટકળો ચલાવે છે. (૨૦) શું અમે તેઓને એના પહેલાં કોઈ કિતાબ આપી હતી કે જેથી તેઓ દલીલ પકડે છે ? (૨૧) (નહિ જ) બલ્કે તેઓ કહે છે કે, અમે અમારા બાપદાદાને એક માર્ગ પર પામ્યા અને અમે પણ તેઓના જ પગલે ચાલનાર છીએ. (૨૨) અને એવી જ રીતે આપના પહેલાં જે વસ્તીમાં પણ અમે કોઈ ડરાવનાર (નબી)ને મોકલ્યા, તો બસ ત્યાંના ધનવાનો કહેવા લાગ્યા કે, અમે અમારા બાપદાદાને એક માર્ગે પામ્યા અને અમે તેઓનું જ અનુકરણ કરનાર છીએ. (૨૩) જેથી તેમણે (નબીએ) કહ્યું, અને શું જે માર્ગ પર તમે પોતાના વડીલોને પામ્યા તેથી વધુ સરળ માર્ગ (ધર્મ) તમને લાવી આપ્યો તો પણ; (તેઓનું જ અનુકરણ કરશો ?) તેઓ કહેવા લાગ્યા : બેશક, તમારી મારફતે મોકલવામાં આવેલા (દીન)ને તો અમે માનનાર જ નથી. (૨૪) આખરે અમે તેઓથી બદલો લીધો. તો જોઈ લે કે જૂઠાડનારાઓનું પરિણામ કેવું આવ્યું ? (૨૫)

## કાફિરો માટે દુન્યામાં જ જન્નત છે, પરંતુ મુસલમાનો લલચાય ન જાય તે માટે તેમને ઓછુ આપ્યુ :

શું તેઓ આપના પરવરદિગારની (ખાસ) રહમતને વહેંચે છે ? (એવું તો નથી જ, બલ્કે) અમે જ તેઓની વચ્ચે આ જગત જીવનમાં તેઓની રોજી વહેંચી આપી છે અને એકના બીજા પર દરજાઓની શ્રેષ્ઠતા આપી કે જેથી તેઓ એકબીજાથી કામગીરી લેતા રહે, પણ આપના પરવરદિગારની (ખાસ) રહમત તે વસ્તુઓથી બહુ બેહતર છે, જેનો તેઓ સંગ્રહ કરે છે. (૩૨) અને જો બધા લોકોના એક જ પંથના (કાફિર) થઈ

જવાનો સંભવ ન હોત, તો અમે તેઓ માટે જેઓ રહમાનનો ઈન્કાર કરે છે, તેઓના ઘરોની છતો ચાંદીની બનાવી આપત તથા સીડીઓ પણ જેના ઉપર તેઓ ચઢે (ઉતરે) છે. (૩૩) અને તેઓના ઘરોના દરવાજા તથા તખતો પણ જેના ઉપર તેઓ તકિયા લગાડી બેસે છે. (તે સૌ ચાંદીના કરી આપત) (૩૪) તેમજ સોનાનાં, (કરી આપત) પણ એ બધુ જ ફક્ત દુનિયાની જિંદગીનો અલ્પ લાભ છે; (આખરે ફના જ છે) અને આખિરત(ની કાયમી બખ્શિશ) તો આપના પરવરદિગારને ત્યાં અલ્લાહ તઆલાથી ડરનારાઓ માટે જ છે. (૩૫)

### ઈસ્લામી અર્થવ્યવસ્થાના સરળ નિયમો :

સંસારી જીવન છોડી સન્યાસી જીવન અપનાવવાને ઈસ્લામ બિલ્કુલ પસંદ કરતો નથી. ઈસ્લામે માણસની રોઝી-રોટીની કોશીશો અને તેના માટેની ફિકરો કરવાને ફક્ત જાઈઝ નથી કર્યું, બલ્કે તેને જરૂરી અને ફર્ઝ પણ ફરમાવ્યું છે. માણસની આર્થિક પ્રગતિને ઈસ્લામ પસંદ કરે છે અને હલાલ કમાઈને ઈસ્લામના બીજા મહત્વના ફર્ઝોની જેમ એક ફર્ઝ ફરમાવ્યો છે. પરંતુ આ બધી બાબતો સાથે આ હકીકત પણ એટલી જ સાફ અને સ્પષ્ટ છે કે ઈસ્લામની નજરમાં માણસનો બુન્યાદી અને જરૂરી હેતુ ફક્ત રોઝી કમાવુ નથી.

ઈસ્લામી અર્થતંત્ર અને બીજા અર્થતંત્રો વચ્ચે બુન્યાદી અને મહત્વનો ફર્ક એ જ છે કે બીજા અર્થતંત્રોએ રોઝી રોટી કમાવાને જીવનનો બુન્યાદી મસ્અલો બનાવ્યો છે. અને ઈસ્લામી અર્થતંત્રમાં રોઝી રોટી મેળવવા મહેનત કરવી જરૂરી છે, પરંતુ તેને જીવનધ્યેય અને હેતુ બનાવવો સહીહ નથી.

ઈસ્લામે આર્થિક મસાઈલમાં ભૌતિકતા (માદ્દીયત)ની સાથે રૂહાનિયત -નો પણ પૂરેપૂરો ખ્યાલ રાખ્યો છે. સૌપ્રથમ એ દર્શાવ્યુ કે માલ-દૌલત ઉપર પહેલી અલ્લાહપાકની માલિકી છે. **''વઆતૂહુમ મિમ માલિલ્લાહીલ્લઝી આતાકુમ્** અને ગરીબો-નાદારોને તે માલમાંથી આપો, જે અલ્લાહપાકે તમોને આપ્યો. આ પ્રમાણેની સંખ્યાબંધ આયતો છે જેમાં માલદૌલત વિશે દર્શાવવામાં આવ્યુ કે એ તમારી માલિકી નથી, બલ્કે તમારી પાસે અમાનત

છે. તેનો વપરાશ શરીઅતે બતાવ્યા પ્રમાણે કરવાનો છે. કારૂનની જેમ પોતાનો માલ કહી તેના ઉપર કબ્ઝો જમાવવાનો નથી, બલ્કે તેમાં અલ્લાહપાકે નક્કી કરેલ ઝકાત, ઉશ્ર, સદકા, કુર્બાની, કફફારા વગેરે હક્કો અદા કરવાના છે. તે સાથે દરેક વ્યક્તિએ કોઈના ઉપર બોજારૂપ થવાને બદલે પોતાની રોજી કમાવવા માટે પરસેવો પાડીને પણ મેહનત મજદૂરી કરવી જરૂરી છે. તેને એક શરઈ જવાબદારી દર્શાવી છે. અને તેની ફઝીલત પણ દર્શાવી છે. એક હદીષ શરીફમાં છે કે, ‘‘કોઈ માણસ પોતાની જાત મહેનતથી કમાઈને જે ખાવા ખાય છે, તેનાથી વધુ સારૂ કોઈ ખાણુ નથી. ખરેખર મજબૂરી સિવાય ભીખ માંગવાની સખ્ત વઈદ દર્શાવવામાં આવી છે. ધંધો કરવામાં સચ્ચાઈ અને નિષ્ઠા જરૂરી છે. પોતાનું વેચાણ વધારવા જુઠી કસમો ખાવી મોટો ગુનોહ છે. ખામીવાળો કે બગડેલો માલ ચોખવટ કરી વેચવો જોઈએ. હદીષ શરીફમાં છે કે જેણે ધોકો આપ્યો તેનો મારી સાથે કોઈ સબંધ નથી. *[તિરમિઝી શરીફ]* ધંધામાં બધા જ વ્યવહારો વ્યાજ તથા જુગારથી સંપૂર્ણ પાક હોવા જરૂરી છે.

ઈસ્લામી અર્થવ્યવસ્થામાં વ્યાજ તથા સટ્ટાને હરામ ઠેરવવામાં આવ્યો. વ્યાજુ વ્યવહાર માટે ઈસ્લામે કોઈપણ પ્રકારની છૂટછાટ આપી નથી. કુર્આન શરીફમાં વ્યાજખોરોને અલ્લાહપાક તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તરફથી ખુલ્લી જંગ–લડાઈનું એલાન કરવામાં આવ્યુ છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજને અલ્લાહપાકના અઝાબનું કારણ દર્શાવ્યુ. અને ફરમાવ્યું કે, જે વસ્તીમાં વ્યાજ તથા ઝીના (વ્યભિચાર) ફેલાય છે, તો તે લોકો અલ્લાહપાકના અઝાબને દઅવત આપે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજુ વ્યવહારને પોતાની માં સાથે ઝીના કરવા કરતાં પણ સિત્તેર ઘણો મોટો ગુનોહ બતાવ્યો છે. *[હાકિમ, ઈબ્ને માજહ]*

એ જ પ્રમાણે સટ્ટો પણ ઈસ્લામમાં બહુ મોટો ગુનોહ છે. કુર્આન શરીફમાં તેને હરામ દર્શાવ્યો છે. *[માઈદહ–૯૦]* એ જ પ્રમાણે ભવિષ્યના વાયદાના સોદાની આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મનાઈ ફરમાવી છે. આપે ફરમાવ્યું કે, જે માણસ અનાજ ખરીદે, તે તેને ત્યાં સુધી ન વેચે, જ્યાં સુધી તેના ઉપર કબ્ઝો ન કરી લે.


જુગાર, સટ્ટો, દારૂ, સ્વાર્થ, દગો, છેતરપિંડી, શોષણ, મિલાવટ, ખોટી અફવાહો, જૂઠ, સંગ્રહખોરી, ધોકાબાજી, ખિયાનત તથા વેચાનારી વસ્તુ ઉપર કબ્ઝો કર્યા વગર બીજાને વેચવાની (Forwerd) મનાઈ ફરમાવવામાં આવી છે. એ જ રીતે કોઈ એક પક્ષનો નફો ચોક્કસ નિશ્રિત કરવો, અને બીજાનો નફો અનિશ્રિત તથા શંકાશીલ હોય તો તે પણ વ્યાજુ વ્યવહાર ગણાશે. એક આયતમાં ફરમાવ્યું કે, તમો અંદરો અંદર એકબીજાનો માલ ખોટી અને નાજાઈઝ રીતે ન ખાઓ. હાં, વેપાર કરી પરસ્પર એકબીજાની રાજીખુશીથી લઈ શકો છો. આ આયતમાં લાંચ, રૂશ્વત, ચોરી, ધાડ, લૂંટ, અત્યાચાર, મજબૂરીનો સોદો તથા અનિતિના બધા જ પ્રકારના સોદાઓથી મનાઈ ફરમાવવામાં આવી છે.

હાલની મૂંડીવાદી વ્યવસ્થાના જે નિયમો ઈસ્લામની વિરૂધ્ધ છે, તેમાં વ્યાજ, સટ્ટો, ધોકાબાજી તથા જુઠ પ્રથમ ક્રમે છે. ૧૯૩૧ની વિશ્વ આર્થિક મંદી બ્રિટીશ સામ્રાજ્યની પડતીનું કારણ બની. ૨૦૦૮નું આર્થિક સંકટ અમેરીકી સામ્રાજ્યના અંતની આગાહી કરી રહ્યુ છે.

ઈસ્લામી આર્થિક વ્યવસ્થામાં ‘‘આખલા’’ અને ‘‘રીંછ’’ની કોઈ આવશ્યકતા નથી. અહિંયા તો ફક્ત મૂંડી રોકવાવાળા હોય છે. જે લાંબા-ટુંકા ગાળા માટે મૂંડી રોકાણ કરે છે. જેનો મકસદ આર્થિક સફળતા પ્રાપ્ત કરવાનો તથા રાજકીય અને સામાજીક રીતે શાંત વાતાવરણ બાકી રાખવાનો છે. જ્યારે યુરોપિય વ્યવસ્થામાં સટ્ટોરીઓ માટે ‘‘આખલા’’ અને ‘‘રીંછ’’ના ઉપનામો રાખવામાં આવ્યા છે. પોતાની પાસે કોઈ વસ્તુ ન હોવા છતાં બનાવટી રીતે વેચવા (રીંછ) અને પોતાની પાસે રકમ ન હોવા છતાં બનાવટી ખરીદારી (આખલા) દ્વારા શેર માર્કેટ અને બીજી વસ્તુઓના ભાવમાં ઉતાર ચઢાવ કરવો.

ઈસ્લામી આર્થિક નિતિનો સૌથી જરૂરી હેતુ એ છે કે તેનાથી એક એવી વ્યવસ્થા સ્થાપવામાં આવે જે સાદી, સરળ અને કુદરતી (નેચરલ) હોય. જેમાં દરેક વ્યક્તિ કોઈપણ દબાણ વગર કુદરતી રીતે પોતાની લાયકાત, સમજ અને અનુભવથી કામ લે. અને આ બાબત બજારમાં આવતી વસ્તુ (સપ્લાય)


અને તેની માંગ (ડીમાન્ડ)ના વ્યવસ્થિત વપરાશ વગર શક્ય નથી.

બીજો હેતુ એ છે કે હકદારને તેનો હક પૂરેપુરો મળવો જોઈએ. જેમાં ધંધા રોજગારમાં ભાગીદાર કે કર્મચારી વર્ગ સિવાય સમાજના અમૂક તે ગરીબ, નાદાર, બેવા, યતીમ વ્યક્તિઓ પણ શામેલ છે, જેમની લીસ્ટ કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં મૌજુદ છે.

ત્રીજો હેતુ જેનું ઘણુ મહત્વ છે. તે એ કે માલદૌલત ઉપર અમુક ઉદ્યોગપતિઓ કે કંપનીઓની મોનોપોલી ન હોય. બલ્કે રૂપિયો સમાજમાં વધુથી વધુ ફરતો રહેવો જોઈએ. જેથી સમાજના બધા જ વર્ગો તેનાથી લાભ ઉઠાવે. એટલા જ માટે જંગલ, ખાણ, ઉજ્જડ જમીન અને સમુદ્રના શિકાર, ઘાસ, સમુદ્ર, નદીઓ વગેરે જે પેદાઈશના અસલ સ્ત્રોતો છે. તેના ઉપર કોઈની ઈજારદારી બાકી ન રાખતા બધા માણસોને તેનાથી લાભ ઉઠાવવાની પરવાનગી આપી. લાયસન્સ અને પરમીટ સિસ્ટમમાં મોટા ઉદ્યોગપતિઓ જ ફાયદો ઉઠાવી લે છે. એ જ પ્રમાણે બેંકોની લોન તથા વિમા કંપનીઓની મૂંડીથી માલદારો જ વધુથી વધુ ફાયદો ઉઠાવે છે. અને નાના વેપારીઓ વંચિત રહે છે.

સાથે પ્રાઈવેટ ભાગીદારી (પૈસા આપી કે પૈસા અને ધંધામાં શરીક થઈ)ના ધંધાઓમાં નફા-નુકસાનની ભાગીદારી સાથે ધંધો જાઈઝ ફરમાવ્યો. જેથી વ્યાજની બુરાઈથી બચી શકાય. અને વ્યાજખોરો વધુથી વધુ ફાયદો ન ઉઠાવે તેનો ખાસ ખ્યાલ રાખ્યો. તથા મજૂરવર્ગને પસીનો સુકાતા પહેલા મજૂરી અને યોગ્ય વળતર આપવાની તાકીદ કરી. તથા મજૂર કે કર્મચારી માટે કામચોરી કે ટાઈમચોરીથી બચવાને જરૂરી ઠેરવ્યુ. તેમાં ઉણપ રાખવાથી કમાઈ હરામ થઈ જશે. અને સખ્ત ગુનેહગાર થશે.

સંગ્રહખોરીને પણ સખ્ત નાપસંદ ફરમાવી છે. તેનું કારણ પણ એ જ છે કે, અમૂક લોકો વધારે નફો કમાઈને બીજા લોકોને નુકસાન પહોંચાડે છે. ઈસ્લામી આર્થિક નિતિમાં સમાજના કચડાયેલા વર્ગને ઉપર ઉઠાવવાના હેતુસર લોકોને સમજાવવામાં આવ્યું છે કે તમારા માલદૌલત ઉપર હકીકતમાં

તમારી માલિકી નથી, બલ્કે તેના અસલ માલિક અલ્લાહપાક છે. તેની તૌફીક અને ફઝલોકરમથી જ તમે માલના માલિક થયા છો. માટે તેણે જે લોકો માટે ખર્ચ કરવાનું કહ્યું છે, તેમના ઉપર ખર્ચ કરવામાં આવે.

સમાજના વધુથી વધુ નાદાર ગરીબ લોકો સુધી માલ પહોંચે એ હેતુસર અમૂક વસ્તુઓ ફર્જ તથા વાજિબ કરી દીધી.

(૧) જેમાં સૌ પ્રથમ **ઝકાત** છે. દરેક તે વ્યક્તિ જે સોનુ, ચાંદી, પશુઓ અને વેપારનો માલ, જાયદાદ વગેરેનો ઈસ્લામી નિસાબ પ્રમાણે માલિક હોય. તેને વર્ષે પુરૂ થયા બાદ પોતાના માલમાંથી અઢી ટકા ઝકાત આપવી ફર્જ છે. જેમને આપવાની છે, તે આઠ પ્રકારના લોકો બધા જ નાદાર અને મુફલિસ હોવાને લઈ હકદાર સાબિત થાય છે.

(૨) **ઉશ્ર** : જે જમીનો શરઈ દ્રષ્ટિએ ઉશ્રી છે, તેમાં ખેતીવાડીની કુલ પેદાઈશનો દસમો ભાગ ગરીબોને આપવો જરૂરી છે. ઉશ્ર હકીકતમાં જમીનથી પેદા થતી વસ્તુઓની ઝકાત છે.

(૩) **સદકએ ફિત્ર** : શરઈ દ્રષ્ટિએ દરેક માલદાર વ્યક્તિ દીઠ પોણા બે કીલો ઘઉં અથવા તેની કિંમત ગરીબો, બેવાઓ, યતીમો ઉપર ખર્ચ કરવામાં આવે છે. આ રકમ પોતાના તરફથી તથા પોતાની નાબાલિગ (નાના બાળકો) અવલાદ તરફથી પણ આપવામાં આવે છે. આના માટે પૂરા વર્ષ (ઝકાતની જેમ) માલદાર હોવુ પણ જરૂરી નથી. માટે ઝકાતથી વધુ આનો વિસ્તાર ફેલાયેલો છે.

(૪) **કુર્બાની** : એ જ પ્રમાણે કુર્બાનીના ગોશ્ત, ચામડા વગેરેથી પણ ગરીબોને ઘણો મોટો લાભ થાય છે.

(૫) **કફ્ફારો** : કોઈ વ્યક્તિ કારણ વગર રમઝાનના રોઝા તોડી નાંખે અથવા કોઈ મુસલમાનને ઈરાદા વગર કત્લ કરી દે, અથવા પતિ પોતાની પત્નીથી "ઝિહાર" કરે (પત્નીને પોતાની માંની જેમ હરામ કહે) અથવા સોગંદ (કસમ) ખાઈ તેને પૂરી ન કરે. આ બધા સંજોગોમાં તેણે

ગરીબ, નાદારોને રૂપિયા અથવા ખાવા–કપડાંના રૂપમાં અમૂક રકમ કે ખાવા ખવડાવવાનું હોય છે.

(૬) **નફકહ** (ખાધા ખોરાકીનો ખર્ચ) : પોતાના નાદાર સગા–સબંધીઓ અથવા જેમની જવાબદારી આપણા શિરે જરૂરી છે. એવા લોકોનો સંપૂર્ણ ખર્ચ ઉઠાવવો ફર્જ છે. જેમકે પત્ની–બાળ બચ્ચાં વગેરે. અને અમૂકનો ખર્ચ માલદાર હોવાની શર્તે કે સગાઈનો સબંધ વધુ નજીક હોવાની શર્તે પણ જરૂરી થઈ જાય છે. આની વધુ વિગત ફિકહની કિતાબોમાં સવિસ્તર રજુ થયેલ છે.

(૭) **વારસા વહેંચણી** : આ મહત્વનો વિભાગ છે, જેના દ્વારા ઈસ્લામે દરેક સબંધીનો હક્ક ફરજિયાત નક્કી કરી દીધો છે. યુરોપના આર્થિક નિષ્ણાંતોએ પણ ઈસ્લામના આ વિભાગને અર્થતંત્ર માટે ઘણો લાભકારક અને સમાજમાં સમાનતા તથા માલદૌલતની બરાબર વહેંચણી માટે ખૂબ ફાયદાકારક ગણ્યો છે. દરેક નજીકના સબંધીને તેનો હક્ક મળે છે. સ્ત્રી વર્ગ પણ ખાસ મોટો હિસ્સો મેળવે છે. કારણકે એક જ સ્ત્રીને માં, પત્ની, બહેન, પુત્રી અને અમૂક સંજોગોમાં દાદી તરીકે પણ અલગ અલગ રીતે હિસ્સાઓ મળે છે. નાની મોટી અવલાદનો કોઈ ફર્ક નથી થતો. કોઈ વારિસને વંચિત (મહરૂમ) નથી કરી શકતા. કોઈ વારિસ માટે તેના ભાગ સિવાયની વસીય્યત કરવાની મનાઈ છે. મૃત્યુ પામનાર પોતાના માલમાંથી ⅓ માલની વારસદારો સિવાય માટે વસીય્યત કરી શકે છે. આ પ્રમાણે માલ સમાજના બધા જ સભ્યો સુધી પહોંચાડવામાં આવે છે.

**અલ્લાહપાકની યાદથી ગફલતની નહૂસતમાં શયતાનને દોસ્ત બનાવવામાં આવે છે :**

અને જે કોઈ રહમાનની યાદથી મોઢું ફેરવે, તો અમે તેના ઉપર એક શયતાન નીમી દઈએ છીએ, તે તેની સાથે જ રહે છે. (૩૬) અને બેશક, તે શયતાનો તેઓને (સીધા) માર્ગથી અટકાવતા રહે છે, પણ તેઓ એવું ધારે છે કે, પોતે (સીધા) માર્ગ પર જ છે. (૩૭) એટલે સુધી કે જ્યારે તે

અમારી પાસે આવશે તો (તે શયતાનને) કહેશે : કોઈપણ રીતે મારી અને તારી વચ્ચે (દુનિયામાં) પૂર્વથી પશ્ચિમ જેટલું અંતર હોત (તો ઠીક થાત !) કેમ કે (તું) બૂરો સોબતી હતો ! (૩૮) અને (તેઓને કહેવામાં આવશે) જ્યારે તમે જુલ્મી ઠર્યા તો આજે તમને આવી વાતથી કંઈ લાભ નથી. બેશક, તમે બધા જ અઝાબમાં શામિલ છો. (૩૯)

## જન્નતની નેઅમતો :

(અલ્લાહ તઆલા ફરમાવશે) હે મારા (પરહેઝગાર) બંદાઓ ! આજે ન તમને (ભવિષ્યનો) કંઈ ડર છે અને ન તમે (ભૂતકાળ પર) દિલગીર થશો. (૬૮) (એટલે) જેઓ અમારી આયતો પર યકીન લાવ્યા અને (સંપૂર્ણ) ફરમાંબરદાર રહ્યા. (૬૯) તમે તથા તમારી પત્નીઓ જન્નતમાં દાખલ થાઓ કે તમારી ઈઝઝત કરવામાં આવે. (૭૦) તેમની પાસે (ત્યાં) સોનાની પ્લેટો તથા ગ્લાસ ફેરવવામાં આવશે અને ત્યાં તે વસ્તુઓ છે કે, જેને દિલ ચાહે અને જેનાથી આંખો ઠરે અને (કહેવામાં આવશે કે) તમે એમાં સદા રહેશો. (૭૧) આ તે જ જન્નત છે, જેના તમે તમારા સદ્કર્મોના બદલે માલિક બનાવવામાં આવ્યા. (૭૨) તમારા માટે તેમાં પુષ્કળ મેવા છે, તેમાંથી તમે (લઈને) ખાતા રહો. (૭૩)

## જહન્નમનો અઝાબ :

અલબત્ત, પાપીઓ (કાફિરો) જહન્નમના અઝાબમાં સદા રહેનાર છે. (૭૪) તેઓનો અઝાબ હલકો કરવામાં નહિ આવે અને તેઓ તેમાં જ નિરાશ અવસ્થામાં પડ્યા રહેશે. (૭૫) અને અમે તેઓના ઉપર જુલ્મ નથી કર્યો, પરંતુ તેઓ પોતે જ (પોતાના પર) જુલ્મ કરતા હતા. (૭૬) અને તેઓ પુકારશે કે, હે માલિક ! (ફરિશ્તા) આપના પરવરદિગારને જોઈએ કે અમારો અંત લાવી નાખે. તે કહેશે કે તમારે (એ જ દશામાં) સદા રહેવાનું છે. (૭૭) અલબત્ત, અમે તમારી પાસે સત્ય દીન લઈ આવ્યા હતા, પરંતુ તમારામાં ઘણાખરા સત્ય વાતનો તિરસ્કાર કરનારા છે. (૭૮) શું તેઓએ એક નિશ્ચય કર્યા છે ? તો અમે પણ કંઈક નિશ્ચય કરીશું. (૭૯)

શું તેઓ એવું ધારે છે કે, અમે તેઓની છાની વાતો અને તેઓના (છૂપા) મશ્વેરા સાંભળતા નથી ? કેમ નહિ, અને તેઓની પાસેવાળા અમારા ફરિશ્તા (પણ) લખતા રહે છે. (૮૦)

# અદ્-દુખાન

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૪૪** **રૂકૂઅની સંખ્યા : ૦૩**

**નાઝિલ થવાનો ક્રમ : ૬૪** **આયતોની સંખ્યા : ૫૯**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

જ્યારે મક્કાના કાફિરોનો વિરોધ વધુને વધુ તિવ્ર બનતો ગયો, તો નબી (સલ.)એ દુઆ કરી કે, ''અય અલ્લાહ તઆલા ! હઝરત યૂસુફ (અલૈ.)ના દુષ્કાળ જેવા એક દુષ્કાળ વડે મારી મદદ કર.'' હુઝૂરે અકરમ (સલ.)નો ખ્યાલ એવો હતો કે, જ્યારે આ લોકો ઉપર મુસીબત આવશે, તો એમના હૃદય શિખામણ સ્વીકારવા માટે નરમ પડી જશે. અલ્લાહપાકે આપની દુઆ કબૂલ કરી અને આખા પ્રદેશમાં એવો ભયંકર દુષ્કાળ પડયો કે, લોકો પરેશાન થઈ ગયા. છેવટે કેટલાક કુરૈશી સરદારો (જેમાં હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદે અબૂ સુફયાનનો ખાસ ઉલ્લેખ છે) હુઝૂર (સલ.) પાસે આવ્યા અને આપને વિનંતી કરી કે, પોતાની કૌમને આ આફતમાંથી છોડાવવા માટે અલ્લાહપાક પાસે દુઆ કરે. આ પ્રસંગે અલ્લાહપાકે આ સૂરત ઉતારી. આનો ઉલ્લેખ સૂરતની આયત-૧૦ થી ૧૫માં છે. આ દુકાળમાં ધુમાડા જેવુ દેખાવા માંડયુ તથા કિયામત પહેલા પણ ધુમાડાનો અઝાબ આવશે, તેને લઈ સૂરતનું નામ દુખાન (ધુમાડા) રાખવામાં આવ્યુ છે.

આ પ્રસંગે મક્કાના કાફિરોને સમજાવવામાં આવ્યા કે, તમે આ કુર્આન શરીફને હઝ. મુહમ્મદ (સલ.)નું લખાણ સમજવામાં ભૂલ કરી રહ્યા છો. આ ગ્રંથ (કિતાબ) તો પોતે જ આ વાતની સ્પષ્ટ સાક્ષી છે કે, આ કોઈ મનુષ્યની નહીં, બલ્કે ખુદાવંદે આલમ તરફથી ઉતારેલ કિતાબ છે.



આ દુષ્કાળ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની દુઆથી આવ્યો હતો, અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેના માટે દુઆ એ ખ્યાલથી કરી હતી કે, મુસીબત પડશે તો કાફિરોની અક્કડ ડોકો નરમ પડી જશે. અને કદાચ તેમની ઉપર શિખામણના શબ્દો અસરકારક નીવડશે. આ આશા તે વખતે થોડા અંશે પૂરી થતી હોય તેમ લાગતું હતું. કેમકે કટ્ટરમાં કટ્ટર ઈસ્લામના દુશ્મનો દુકાળથી ત્રાહિમામ પોકારી ગયા હતા, અને બોલી ઉઠયા હતા કે, પરવર-દિગાર ! આ આફત અમારી ઉપરથી ટાળી દે, તો અમે ઈમાન લઈ આવીશું. આ અંગે એક તરફ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ફરમાવવામાં આવ્યું કે, આવી આફતોમાંથી લોકો ક્યાં બોધ ગ્રહણ કરવાના છે. એમણે જ્યારે એ રસૂલ તરફથી મુખ ફેરવી લીધું, જેના જીવનથી, જેના ચારિત્ર્યથી અને જેની કહેણી અને કરણીથી સાફ જાહેર થઈ રહ્યું છે કે, તે ચોક્કસપણે ખુદાપાકના રસૂલ છે. તો હવે માત્ર એક દુષ્કાળ એમની ગફલત કઈ રીતે દૂર કરશે. બીજી તરફ કાફિરોને સંબોધીને કહેવામાં આવ્યું છે કે, તમે બિલ્કુલ જૂઠ બોલો છો કે, આ આફત તમારી ઉપરથી ટાળી દેવામાં આવે તો તમે ઈમાન લઈ આવશો.

આના જ અનુસંધાનમાં આગળ ફિરઔન અને તેની કૌમના દાખલા આપવામાં આવ્યા છે કે, એ લોકોને પણ બરાબર આવી જ આજમાયશનો સામનો કરવો પડયો હતો, જેનો હવે કાફિર કુરૈશના સરદારોએ સામનો કરવાનો આવ્યો છે. એમની પાસે પણ આવા જ એક સન્માનિત રસૂલ (હઝ. મૂસા અલૈ.) આવ્યા હતા. તેમણે પણ એ દેખીતી નિશાનીઓ જોઈ લીધી હતી, જેના ઉપરથી તેમના અલ્લાહપાક તરફથી નીમાયા હોવાની હકીકત જાહેર થઈ રહી હતી. તેઓ પણ એક પછી એક નિશાની જોતા ગયા, પરંતુ પોતાની હઠ ઉપર રહ્યા. અહીં સુધી કે છેવટે રસૂલનો જીવ લેવા પાછળ પડી ગયા અને એ પરિણામ જોયું જે હંમેશ માટે બોધપ્રદ બની ગયું.

ત્યાર બાદ આખિરતનો મસ્અલો વર્ણન કરવામાં આવ્યો છે. જેનો મક્કાના કાફિરો સખત ઈન્કાર કરતા હતા. તેઓ કહેતા હતા કે, અમે કોઈને મૃત્યુ પછી ફરીવાર ઉઠીને આવતો જોયો નથી. તમે જો બીજા જીવનનો



દાવો કરવામાં સાચા છો, તો ઉઠાવી લાવો અમારા બાપદાદાઓને. આના જવાબમાં આખિરતની માન્યતા માટે બે દલીલો ટૂંકમાં આપવામાં આવી છે : એક આ કે, આ માન્યતાનો ઈન્કાર હંમેશા નૈતિકતા માટે વિનાશકારી પુરવાર થતો આવ્યો છે. બીજી આ કે, સૃષ્ટિ કોઈ ખેલાડીનું રમકડું નથી, બલ્કે એક સમજદાર ડહાપણસભર તંત્ર છે. અને મહાન અલ્લાહપાકનું કોઈ કામ નિરર્થક હોતું નથી. પછી કાફિરોની આ માંગણી કે ઉઠાવી લાવો અમારા બાપદાદાઓને, નો જવાબ આપવામાં આવ્યો છે કે, આ કામ રોજબરોજની માંગણી મુજબ નહીં થાય, બલ્કે આ માટે અલ્લાહપાકે એક સમય નક્કી કરી દીધો છે. જ્યારે તે માનવજાતને એકી વખતે ભેગી કરશે અને પોતાની અદાલતમાં એમનો હિસાબ કરશે. એ વખતની જો કોઈએ ચિંતા કરવી હોય તો કરી લે. કેમકે ત્યાં કોઈ ન તો પોતાની તાકાતથી બચી શકશે, ન તો કોઈના બચાવવાથી બચશે.

અલ્લાહપાકની અદાલતનો ઉલ્લેખ કરતી વખતે બતાવવામાં આવ્યું છે કે, જે લોકો ત્યાં ગુનેહગાર ઠરશે, તેમનો અંજામ શું થશે, અને જે ત્યાં સફળ નીવડશે તેઓ કેવા ઈનામો મેળવશે ?

# સૂરએ દુખાન

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### મક્કાવાસીઓ ઉપર દુષ્કાળનો અઝાબ :

આ સ્પષ્ટ કિતાબના સોગંદ ! (૨) બેશક, અમે એ (કુર્આન)ને એક બરકતવાળી રાત્રે ઉતાર્યું, (કારણ કે) અમે તો ચેતવણી આપનાર છીએ. (૩) તે જ રાત્રે દરેક હિકમતવાળું કામ જુદુ થાય છે. (૪) ખાસ અમારા તરફની આજ્ઞાથી, (જુદું થાય છે અને) બેશક, અમે જ (રસૂલોને) મોકલનાર છીએ. (૫) આપના પરવરદિગારની રહમતથી. બેશક, તે જ સઘળુ સાંભળનાર (અને) જાણનાર છે. (૬) જે કંઈ આકાશો અને પૃથ્વીમાં તથા જે કંઈ તે બન્નેની વચ્ચે છે, તેનો માલિક છે. જો તમે યકીન લાવવા ચાહો (તો માની લો) (૭) તેના સિવાય કોઈ પણ બંદગીને પાત્ર નથી, તે જ

જિવાડે છે અને (તે જ) મૃત્યુ આપે છે; તમારો પરવરદિગાર તેમજ તમારા આગલા વડીલોનો પણ પરવરદિગાર છે; (૮) પરંતુ તેઓ (એ સબંધી) શંકામાં પડી રમી રહ્યા છે. (૯) તો આપ તે દિવસની રાહ જુઓ કે આકાશ એક પ્રત્યક્ષ ધૂમાડો લાવે. (૧૦) જે એ બધા લોકોને ઘેરી લે, એ (પણ) દુઃખદાયક અઝાબ છે. (૧૧) (ત્યારે લોકો કહેશે કે) હે અમારા પરવર-દિગાર ! અમારાથી આ આફત ટાળી દે. બેશક, અમે ઈમાન લાવીશું. (૧૨) (પણ) હવે તેઓને (એથી) ક્યાં બોધ મળે ? અને (જુઓ તો) તેઓની પાસે સ્પષ્ટ રીતે બયાન કરનાર રસૂલ આવી ગયા. (૧૩) પછી તેઓએ તેનાથી મોઢું ફેરવી લીધું અને કહેવા લાગ્યા કે (એ તો કોઈના) શીખવેલા પાગલ છે. (૧૪) બેશક, અમે એ અઝાબને થોડી મુદત હટાવી દઈશું, પણ અવશ્ય તમે તો પાછા એનું એ જ કરશો. (૧૫) જે દિવસે અમે મહા સખત પકડ કરીશું, ત્યારે અમે (સંપૂર્ણ) બદલો લઈશું. (૧૬)

### આકાશ-પૃથ્વીનું સર્જન એક ખાસ હેતુસર છે :

અને આકાશો તેમજ પૃથ્વીને તથા જે કંઈ એ બન્નેની વચ્ચે છે, તે સાને અમે રમતાં રમતાં સર્જયા નથી. (૩૮) અમે એ બન્નેને માત્ર યોગ્ય હિકમતસર જ સર્જયા છે, પરંતુ ઘણા લોકો સમજતા નથી. (૩૯) બેશક, ફેંસલાનો દિવસ જ તેઓને સૌનો (સજીવન થવાનો) વાયદો છે. (૪૦) જે દિવસે કોઈ સબંધવાળો બીજા સબંધીને કંઈ જ કામ નહિ લાગે અને ન તેઓને મદદ મળશે, (૪૧) પરંતુ જેના ઉપર અલ્લાહપાક રહમ કરે (તેને મદદ મળશે). બેશક, તે જ જોરાવર (અને) દયાળુ છે. (૪૨)

### ગુનેહગારોનું પરિણામ :

ખરેખર, ઝક્કુમનું ઝાડ, (૪૩) મહાપાપીઓ (કાફિરો)નો ખોરાક હશે, (૪૪) તે (દેખાવમાં) જાણે પિગળેલું તાંબુ છે કે જે પેટમાં એવું ખદબદશે, (૪૫) જાણે છછરતું પાણી ઉકળે છે. (૪૬) (ગર્વિષ્ઠ કાફિરો માટે હુકમ થશે કે) એને પકડો. ફરી ઘસડીને દોઝખની વચ્ચોવચ લઈ જાઓ. (૪૭) ફરી એના માથા પર છછરતા પાણીનો અઝાબ નાખો. (૪૮)

(અને મશ્કરી તરીકે કહેવામાં આવશે કે) એને ચાખ, તું તો મોટો માનવંત (અને) સરદાર છે. (૪૯) (હે દોઝખીઓ !) આ તે જ (શિક્ષા) છે, જેના વિશે તમે શંકામાં પડેલા હતા. (૫૦)

## નેક લોકોનું પરિણામ :

બેશક, અલ્લાહપાકથી ડરનારા (સુખ) શાંતિના ઘરમાં હશે. (૫૧) (એટલે) બગીચાઓમાં અને નહેરોમાં (હશે). (૫૨) તેઓ બારીક તથા ઘટ્ટ રેશમી પોશાક પહેરશે. (અને) સામસામા બેઠા હશે. (૫૩) એમ જ થશે અને અમે તેમને મોટી આંખોવાળી રૂપવંતી હૂરો સાથે પરણાવીશું, (૫૪) તેઓ ત્યાં શાંતપણે દરેક પ્રકારના ફળ મંગાવતા હશે. (૫૫) (અને) ત્યાં તેઓ તે મૌતના સિવાય જે દુનિયામાં આવી ચૂકી હતી, બીજી મૌતની મજા નહિ ચાખે અને અલ્લાહપાક તેમને દોઝખના અઝાબથી બચાવી લેશે. (૫૬) આ (બધું) આપના પરવરદિગારની કૃપાથી થશે; એ જ તો મહાન સફળતા છે. (૫૭)

# અલ-જાષિયહ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૪૫** **રૂકૂઅની સંખ્યા : ૦૪**

**નાઝિલ થવાનો ક્રમ : ૬૫** **આયતોની સંખ્યા : ૩૭**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો મુખ્ય વિષય તૌહીદ અને આખિરત વિશે મક્કાના કાફિરોની શંકાઓ અને તેમના વાંધાઓનો જવાબ આપવાનો છે.

મનુષ્યના પોતાના અસ્તિત્વથી લઈ ધરતી અને આકાશ સુધી દરેક દિશામાં ફેલાયેલી અસંખ્ય નિશાનીઓ તરફ નિર્દેશ કરી બતાવવામાં આવ્યું છે કે, તમે જે તરફ પણ નજર કરી જુઓ, દરેક વસ્તુ એ જ તૌહીદની ગવાહી આપી રહી છે, જેને માનવાનો તમે ઈન્કાર કરી રહ્યા છો. આ વિવિધ પ્રકારના પ્રાણીઓ, આ રાત-દિવસ, આ વરસાદ અને તેનાથી ઉગી

નીકળતી વનસ્પતિ, આ હવાઓ અને મનુષ્યની પોતાની પેદાઈશ, આ સઘળી વસ્તુઓને જો કોઈ વ્યક્તિ આંખો ખોલીને જુએ અને કોઈ પૂર્વગ્રહ રાખ્યા વિના સીધી સમજ દ્વારા એમની ઉપર વિચાર કરે તો આ નિશાનીઓ તેને આ વાતની ખાત્રી કરાવવા માટે બિલ્કુલ પૂરતી છે કે, આ સૃષ્ટિ ખુદાવિહિન નથી, ન તો અનેક ખુદાઓની ખુદાઈ ચાલી રહી છે, બલ્કે એક જ ખુદાએ આને બનાવી છે, અને તે જ એકલો આનો સંચાલક અને હાકેમ છે. અલબત્ત, એ વ્યક્તિની વાત જુદી છે, જે ન માનવાના સોગંદ ખાઈ બેઠી હોય અથવા શંકાઓમાં જ પડયા રહેવાનો ફેંસલો કરી બેઠી હોય. તેને દુનિયામાં ક્યાંયથી પણ વિશ્વાસ અને ઈમાનની દૌલત પ્રાપ્ત થઈ શકતી નથી.

આના પછી મક્કાના કાફિરોને એ હઠાગ્રહ, ઘમંડ, ઠઠ્ઠામશ્કરી અને કુફ્રના દુરાગ્રહ માટે સખત ઠપકો આપવામાં આવ્યો છે, જેના વડે તેઓ કુર્આન શરીફના સંદેશનો મુકાબલો કરી રહ્યા હતા, અને એમને ખબરદાર કરવામાં આવ્યા છે કે, કુર્આન શરીફ એ જ નેઅમત લઈને આવ્યું છે, જે પહેલાં બની ઈસ્રાઈલને આપવામાં આવી હતી. જેના લીધે તેઓ દુનિયાની બધી કૌમો ઉપર શ્રેષ્ઠતા મેળવવા પાત્ર બન્યા હતા. તેમણે જ્યારે આ નેઅમતની કદર ન કરી અને દીનમાં મતભેદ કરી આને ખોઈ નાખી, તો હવે આ દૌલત તમારે ત્યાં મોકલવામાં આવી છે. આ એવું માર્ગદર્શન છે, જે મનુષ્યને દીનનો મુખ્ય માર્ગ સાફ દેખાડે છે. જે લોકો પોતાની અજ્ઞાનતા અને મૂર્ખાઈના કારણે આને ઠુકરાવી દે તેઓ પોતાના જ વિનાશની તૈયારી કરશે. અને ખુદાપાકની મદદ અને કૃપાને પાત્ર માત્ર એ લોકો થશે, જે આનું અનુસરણ સ્વીકારી તકવાના માર્ગ ઉપર કાયમ થઈ જાય.

આપ (સલ.)ને બતાવવામાં આવ્યુ કે, આપની શરીઅતના અમૂક અહકામો બીજા નબીઓની શરીઅતથી થોડા અલગ છે. આ અલ્લાહપાક તરફથી જ છે. માટે કોઈએ શંકા કરવી જોઈએ નહીં.

આ સૂરતમાં કિયામતના ભયજનક ખતરનાક દ્રશ્યોનો ચિતાર રજુ કરવામાં આવ્યો છે. આયત ૨૮માં ફરમાવ્યુ કે, લોકો કિયામતના દિવસે

ભયના માર્યા પોતાના ગુઠણીએ પડી જશે. ''જાસિયહ'' આ પ્રમાણે (ગુઠણીએ) બેસવાને કહે છે. માટે સૂરતનું નામ ''જાસિયહ'' રાખવામાં આવ્યુ.

# સૂરએ જાષિયહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**તવહીદની નિશાનીઓથી ઈબ્રત-બોધપાઠ :**

આ કિતાબ તે અલ્લાહપાકના તરફથી ઉતરેલી છે, જે જબરદસ્ત હિકમતવાળો છે. (૨) ખરેખર, આકાશો તથા પૃથ્વીમાં ઈમાનવાળાઓ માટે (તવહીદની) ઘણી નિશાનીઓ છે. (૩) અને ખુદ તમારી તથા જે પશુઓ ફેલાવી રાખ્યા છે, તેમની ઉત્પત્તિમાં એવા લોકો માટે (તવહીદની) દલીલો છે, જેઓ યકીન રાખે છે. (૪) અને (એવી જ રીતે) રાત-દિવસના ફેરફારમાં તથા તે રોજી(ના સાધન એટલે પાણી)માં જેને અલ્લાહપાકે આકાશથી ઉતાર્યું. ફરી તે વડે પૃથ્વીને તેમાં મરી (સૂકાઈ) જવા પછી જીવતી કરી, તેમાં અને હવાઓના બદલવામાં તે લોકો માટે નિશાનીઓ છે, જેઓ બુદ્ધિનો ઉપયોગ કરે છે. (૫) આ અલ્લાહપાકની આયતો છે, જેને અમે સત્યતાપૂર્વક આપને સંભળાવીએ છીએ, છતાં અલ્લાહપાક તથા તેની આયતોને છોડીને તેઓ કઈ વાતને માનશે ? (૬) દરેક જૂઠા પાપી માટે ખરાબી છે, (૭) જે અલ્લાહપાકની આયતોને સાંભળે છે. જ્યારે કે તેની રૂબરૂ પઢવામાં આવે છે, છતાં તે અભિમાન કરતાં (કુફ્ર પર) અડી રહે છે. જાણે કે તે આયતોને તેણે સાંભળી જ નથી; ત્યારે આપ પણ તેને દુ:ખદાયક અઝાબની ખુશખબર સંભળાવી દો. (૮) અને જ્યારે અમારી આયતો પૈકી અમુકની તેને જાણ થાય છે, ત્યારે તેની હાંસી ઉડાવે છે; એવા જ લોકો માટે ઝિલ્લતનો અઝાબ છે. (૯)

**ઇસ્લામ સ્વરૂપે નેઅમતની કદર કરવી જોઇએ, નહીં તો તે બીજી કૌમને આપવામાં આવશે :**

અને અલબત્ત, અમે બની ઈસ્રાઈલને કિતાબ અને સત્તા તથા

પયગમ્બરી આપી હતી તેમજ તેઓને સ્વચ્છ વસ્તુઓ ખાવા આપી હતી અને અમે તેઓને (તે સમયના) જગતજનો પર શ્રેષ્ઠતા આપી. (૧૬) અને અમે તેઓને દીન સબંધી સ્પષ્ટ દલીલો આપી, છતાં તેઓએ પોતાની પાસે ઈલ્મ આવ્યા પછી જ માત્ર પરસ્પરની હઠધર્મીથી મતભેદ કર્યો. બેશક, આપનો પરવર-દિગાર તેઓની વચ્ચે કિયામતના દિવસે તે બાબતો વિશે ફેંસલો કરશે, જેમાં તેઓ મતભેદ કરતા હતા. (૧૭) ફરી અમે આપને (નબી બનાવી) ધાર્મિક કાર્યના એક ખાસ માર્ગ પર મૂક્યા છે. માટે આપ તેના જ ઉપર ચાલ્યા કરો અને એ નાદાનોની મનેચ્છાઓ પ્રમાણે ન ચાલો. (૧૮) તેઓ અલ્લાહ તઆલાના મુકાબલામાં સહેજ પણ આપના કામ લાગશે નહિ અને ખરેખર, એ જુલ્મીઓ એકબીજાના મિત્ર છે અને અલ્લાહ તઆલા પરહેઝગારોનો દોસ્ત છે. (૧૯) આ (કુર્આન શરીફ) સામાન્ય લોકો માટે નસીહતો છે અને જે લોકો યકીન લાવે છે તેઓ માટે (ખાસ) હિદાયત અને રહમત છે. (૨૦)

## નફસાની ખ્વાહિશ માણસને ગુમરાહ કરી દે છે :

શું આપે તે માણસને જોયો ? જેણે પોતાની મનેચ્છાને પોતાનો મઅ્બૂદ બનાવી રાખ્યો છે, અને અલ્લાહપાકે (પણ) જાણી લઈને તેને ગુમરાહ રાખ્યો અને તેના કાનો તથા દિલ પર મહોર લગાડી દીધી અને તેની આંખો પર પરદો નાંખી દીધો, ત્યારે અલ્લાહપાકના સિવાય એવા માણસને કોણ સીધા માર્ગે લાવશે ? છતાં શું તમે વિચારતા નથી ? (૨૩) અને તેઓ કહે છે કે, અમારી આ દુનિયાની જિંદગી સિવાય બીજું કંઈ જ નથી, (એમાં જ) અમે મરીએ છીએ અને જીવીએ છીએ અને અમને તો માત્ર કાળચક્ર મૃત્યુ આપે છે, પણ તેઓ પાસે એની કંઈ દલીલ નથી. તેઓ તો માત્ર અટકળો ચલાવે છે. (૨૪)

## કિયામતનું એક દૃશ્ય :

અને આકાશો તથા પૃથ્વીનું રાજ્ય અલ્લાહપાકનું જ છે; અને જે દિવસે કિયામત કાયમ થશે, તે દિવસે સત્યને જૂઠાડનારાઓ નુકસાન ઉઠાવશે.

(૨૭) અને (તે દિવસે) દરેક ઉમ્મતને આપ (ભયના કારણે) ઘૂંટણીએ પડેલી જોશો. (અને) દરેક કૌમ પોતપોતાના આ'માલનામા(ના હિસાબ) તરફ બોલાવવામાં આવશે (અને તેમને કહેવામાં આવશે કે) આજે તેનો જ બદલો મેળવશો, જે કંઈ તમે કરતા હતા. (૨૮) આ (આ'માલનામું) અમારૂં દફતર છે, જે તમારી કરણીઓ ઠીક ઠીક બોલે છે. જે કંઈ તમે (દુનિયામાં) કરતા હતા, તેને અમે લખાવી લેતા હતા. (૨૯)

**કિયામતના ઈન્કારીઓને ચેતવણી :**

અને જે લોકો કાફિર થયા (તેઓને સવાલ થશે કે) શું મારી આયતો તમને સંભળાવવામાં આવતી ન હતી ? છતાં તમે ગર્વ કર્યો અને તમે મહા પાપી લોકો થઈ ગયા. (૩૧) અને જ્યારે (આ) કહેવામાં આવતું કે અલ્લાહપાકનો વાયદો સાચો છે અને કિયામત(ના આવવા)માં કંઈ જ શંકા નથી, ત્યારે તમે કહેતા હતા : અમે સમજતા નથી કે કિયામત શી વસ્તુ છે ? (માત્ર સાંભળવાથી) અમને પણ કંઈ ભ્રમ જેવું લાગે છે, પણ અમને મુદલ ખાતરી થતી નથી. (૩૨) અને તેઓને પોતાની કરણીની બુરાઈ જાહેર થઈ જશે અને જે (અઝાબની) તેઓ હાંસી ઉડાવતા હતા તે તેઓને ઘેરી લેશે. (૩૩) અને કહેવામાં આવશે કે આજે અમે તમને ભૂલી જઈએ છીએ, જેમકે તમે તમારા આ દિવસના સામે આવવાને વિસરી ગયા હતા અને (આજે) તમારૂં ઠેકાણું દોઝખ છે અને (હવે) તમારો કોઈ મદદગાર નથી. (૩૪) આ (શિક્ષા)નું કારણ એ છે કે, તમે અલ્લાહપાકની આયતોની મશ્કરી કરી હતી અને દુનિયાની જિંદગીએ તમને ધોકામાં નાખ્યા હતા, તો આજે તેઓ દોઝખમાંથી કાઢવામાં આવશે નહિ અને ન તેઓથી તૌબાની માંગણી થશે. (૩૫) તો સઘળી ખૂબીઓ અલ્લાહપાકને જ લાયક છે કે જે આકાશોનો માલિક અને પૃથ્વીનો માલિક (અને) સઘળા જગતનો પાલનહાર છે. (૩૬) અને તેને જ માટે આકાશો તથા પૃથ્વીમાં મોટાઈ (પ્રદર્શિત) છે અને તે જ જોરાવર (અને) હિકમતવાળો છે. (૩૭)





# સૂરએ અહકાફ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૪૬ રૂકૂઅની સંખ્યા : ૦૪

નાઝિલ થવાનો ક્રમ : ૬૬ આયતોની સંખ્યા : ૩૫

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતની આયત ૨૯-૩૦થી માલૂમ પડે છે કે, એ તે સમયે ઉતરી છે, જ્યારે જિન્નાતની એક જમાઅતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી કુર્આન શરીફ સાંભળ્યુ હતું. અને પછી પોતાની કૌમમાં જઈ તેનો પ્રચાર કર્યો હતો. વિશ્વાસપાત્ર રિવાયતો પ્રમાણે હિજરત પહેલા હઝરત ખદીજા (રદી.) અને જનાબ અબૂ તાલિબના અવસાન પછી મક્કાના કાફિરો નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો સામનો કરવામાં વધુ દિલેરી દાખવવા લાગ્યા. અગાઉ કરતાં આપ (સલ.)ને વધારે હેરાન કરવા લાગ્યા. અહીં સુધી કે આપનું ઘરમાંથી બહાર નીકળવું પણ મુશ્કેલ બની ગયું.

છેવટે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આ ઈરાદાથી તાઈફ પધારી ગયા કે, બની સકીફને ઈસ્લામ તરફ બોલાવે અને જો તે ઈસ્લામ ન સ્વીકારે તો પણ એમને ઓછામાં ઓછું એ માટે તો તૈયાર કરી લે કે, તે આપને પોતાની હદમાં શાંતિથી કામ કરવાની તક આપે. આપને એ સમયે કોઈ વાહન પણ મળ્યું ન હતું. મક્કાથી તાઈફનો આખો રસ્તો આપે પગે ચાલીને કાપ્યો. કેટલીક રિવાયતો અનુસાર આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એકલા જ ગયા હતા. અને કેટલીક રિવાયતો મુજબ આપની સાથે માત્ર હઝ. ઝૈદ બિન હારિસા હતા. ત્યાં પહોંચી થોડા દિવસ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રોકાયા અને સકીફના સરદારો અને વગદાર માણસોને એક એક કરીને વાત કરી. પરંતુ તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વાત તો ન માની, બલ્કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આખરીનામું પણ આપી દીધું કે, શહેર છોડી જાય. નાછૂટકે આપ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમને તાઈફ છોડવુ પડયું. જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ત્યાંથી નીકળવા લાગ્યા તો સકીફના સરદારોએ પોતાના ગુંડાઓને પાછળ લગાડી દીધા. તેઓ રસ્તાની બન્ને તરફ ઘણી દૂર સુધી આપ (સલ.)ને એલફેલ બોલતા, ગાળો આપતા અને પથ્થર મારતા ગયા. અહીં સુધી કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ લોહીલુહાણ થઈ ગયા અને આપના જોડા લોહીથી ભરાઈ ગયા. આવી હાલતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તાઈફની બહાર એક બગીચાની વાડના છાંયડામાં બેસી ગયા અને પોતાના રબ આગળ અરજ ગુજારી :

"ખુદાવંદ ! હું તારી જ આગળ પોતાની વિવશતા અને લાચારી અને લોકોની નજરમાં મારી નાકદરીની ફરિયાદ કરૂં છું. હે દયાળુઓના દયાળુ! તું બધા જ કમજોરોનો રબ છે. અને મારો રબ પણ તું જ છે. મને કોના હવાલે કરી રહ્યો છે ? શું કોઈ અજાણ્યાને હવાલે, જે મારી સાથે સખ્તાઈપૂર્વક વર્તે ? અથવા કોઈ દુશ્મનના હવાલે, જે મારી ઉપર કાબૂ કરી લે ? જો તું મારાથી નારાજ નથી તો મને કોઈ મુસીબતની પડી નથી. પરંતુ તારા તરફથી મને સલામતી મળી જાય તો એમાં મારા માટે વધારે મોકળાશ છે. હું રક્ષણ માંગું છું તારા એ નૂરનું, જે અંધકારમાં પ્રકાશ અને દુનિયા તથા આખિરતના મામલાઓને સુધારે છે. મને આનાથી બચાવી લે કે, તારો પ્રકોપ મારી ઉપર ઉતરે અથવા હું તારા ગુસ્સાને પાત્ર ઠરૂં. તારી પ્રસન્નતામાં હું પ્રસન્ન છું. અહીં સુધી કે તું મારાથી પ્રસન્ન થઈ જાય. કોઈ જોર અને શક્તિ તારા વિના નથી." *(ઈબ્ને હિશામ)*

ભગ્ન હૃદય અને ગમગીન ચહેરે પાછા ફરી જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કર્નુલ મનાઝિલ નામી જગ્યાની નજીક પહોંચ્યા તો એમ લાગ્યું કે, આકાશમાં એક વાદળ જેવું છવાયેલું છે. નજર ઉંચી કરી જોયું તો હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ સામે હતા. તેમણે પોકારીને કહ્યું : "આપની કૌમે આપને જે કંઈ જવાબ આપ્યો છે, અલ્લાહપાકે તે સાંભળી લીધો. હવે આ પર્વતોના વહીવટદાર ફરિશ્તાને અલ્લાહ તઆલાએ મોકલ્યો છે. આપ જે હુકમ આપવા ચાહો આપી શકો છો." પછી પર્વતોના ફરિશ્તાએ

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સલામ કરી અરજ કરી કે, ''આપ કહો તો બન્ને તરફના પર્વતો આ લોકો ઉપર ઉંધા પાડી દઉં.'' આપ (સલ.)એ જવાબ આપ્યો : ''નહીં, બલ્કે હું આશા રાખું છું કે, અલ્લાહપાક એમના વંશમાંથી એ લોકો પેદા કરશે, જે અલ્લાહ વહ્દહુ લાશરીકની બંદગી કરશે.'' *(બુખારી શરીફ)*

આ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થોડા દિવસ નખ્લહ મુકામે જઈ રોકાયા. મૂંઝવણમાં હતા કે, હવે મક્કા મુકર્રમા કેવી રીતે પાછો જાઉં. તાઈફમાં જે કંઈ બન્યું છે, તેના સમાચાર ત્યાં પહોંચી ગયા હશે. આના પછી તો કાફિરો પહેલાથી પણ વધારે દિલેરી બતાવશે. આ જ અરસામાં એક દિવસે રાતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ નમાઝમાં કુર્આને મજીદની તિલાવત કરી રહ્યા હતા કે, જિન્નાતોનું એક જૂથ ત્યાંથી પસાર થયું. તેમણે કુર્આન સાંભળ્યુ, ઈમાન લાવ્યા, પાછા જઈ પોતાની કૌમમાં ઈસ્લામનો પ્રચાર શરૂ કરી દીધો અને અલ્લાહ તઆલાએ પોતાના નબીને આ ખુશખબર આપી કે, મનુષ્ય ભલે આપના સંદેશથી ભાગી રહ્યા હોય, પરંતુ ઘણા જિન્નાત આના મોહિત થઈ ગયા છે. અને તેઓ આને પોતાની જાતિમાં ફેલાવી રહ્યા છે.

જે કોઈ વ્યક્તિ એક તરફ ઉતરાણ સમયની પરિસ્થિતિને જોશે અને બીજી તરફ સૂરતને ધ્યાનપૂર્વક પઢશે, તો તેને આ બાબતમાં કોઈ શંકા રહેશે નહીં કે, હકીકતમાં આ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વાણી નથી, બલ્કે આનું ઉતરાણ જબરજસ્ત સમજદારીવાળા અલ્લાહપાક તરફથી થયું છે. કેમકે આરંભથી અંત સુધી સમગ્ર સૂરતમાં ક્યાંય એ મનુષ્યગત લાગણીઓ અને પ્રતિભાવોનો એક અંશ પણ દેખાતો નથી, જે આવી સ્થિતિમાંથી પસાર થનાર માણસમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. જો આ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વાણી હોત કે જેમને સતત શોક અને મુસીબતોના ઢગ અને તાઈફના તાજેતરના ઘાએ ભારે દુર્દશામાં મૂકી દીધા હતા, તો આ સૂરતમાં ક્યાંક તો એ સ્થિતિઓનું પ્રતિબિંબ દેખાયું હોય, જે એ વખતે આપના મન ઉપર છવાયેલી

હતી. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની તે વખતની દુઆનો દરેક શબ્દ આ સ્થિતિઓથી ભરપૂર છે. પરંતુ આ સૂરત જે એ જ જમાનામાં અને એ જ પરિસ્થિતિમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક મુખથી અદા થઈ છે, તેની દરેક અસરથી મુક્ત છે, જે તેના અલ્લાહપાકના કલામ હોવાની સ્પષ્ટ દલીલ છે.

સૂરતનો ખાસ વિષય કાફિરોને તે ગુમરાહીઓના પરિણામોથી ચેતવવાનો છે, જેમાં તેઓ પડયા હતા. એટલું જ નહીં બલ્કે ખૂબ જ આગ્રહપૂર્વક ગર્વ અને ઘમંડ સાથે તેની ઉપર અડેલા હતા.

આ સૂરતમાં ટૂંકાણમાં આ જ ગુમરાહીઓ પૈકી એકેએકનું દલીલો સાથે ખંડન કરવામાં આવ્યું છે. અને કાફિરોને ચેતવવામાં આવ્યા છે કે, જો તમે બુદ્ધિ અને દલીલો દ્વારા હકીકતને સમજવાની કોશિશ કરવાને બદલે પૂર્વગ્રહ અને હઠાગ્રહ અપનાવી કુર્આનના સંદેશ અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની રિસાલતનો વિરોધ કરશો, તો પોતે જ પોતાનો અંત ખરાબ કરશો. આ વિષયે આગલી અઝાબ પામેલ કૌમોનું વર્ણન કર્યું છે. કૌમે આદનું ખાસ વર્ણન છે. અને તે લોકો જ્યાં વસ્યા હતા, ત્યાં રેતીના ટેકડાઓ હતા, જેને અરબીમાં ''અહકાફ'' કહેવામાં આવે છે. તેને લઈ સૂરતનું નામ ''અહકાફ'' (રેતીના ટેકડા) રાખવામાં આવ્યુ છે.

# સૂરએ અહકાફ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### મુન્કિરો પાસે શિર્કની શું સાબિતી છે ?

(હે રસૂલ સલ. !) આપ ફરમાવી દો કે, જરા જુઓ તો અલ્લાહ તઆલાના સિવાય જેઓને તમે પુકારો છો, તો (તેની સાબિતી માટે) મને દેખાડો તો ખરા કે તેઓએ કઈ પૃથ્વી ઉત્પન્ન કરી ? અથવા આકાશો(ની રચના)માં તેઓએ કાંઈ ભાગ લીધો છે ? એના પહેલાંની કોઈ કિતાબ અથવા અન્ય (કોઈ પ્રમાણપત્ર) જ્ઞાન જે નકલ થતું આવ્યું હોય તે મારી

સમક્ષ રજૂ કરો જો તમે એ દાવામાં સાચા છો. (૪) અને તે માણસથી વધુ ગુમરાહ કોણ હશે ? જે અલ્લાહપાકને છોડી દઈ એવાઓને પુકારે કે જે કિયામતના દિવસ સુધી પણ તેઓનું કહ્યું કરી શકે નહિ. વળી, તેઓને એમના પુકારવાની ખબર જ ન હોય, (૫) અને જ્યારે (કિયામતમાં) સઘળા લોકો એકઠા કરવામાં આવશે, ત્યારે તેઓ એ પૂજકોના જ શત્રુ બની જશે અને એઓની પૂજાનો ઈન્કાર કરશે. (૬)

**કૌમે આદના અઝાબનું ખાસ વર્ણન :**

અને આદના (કૌમી) બંધુ (હૂદ અલૈ.)નું વર્ણન કરો. જ્યારે તેમણે પોતાની કૌમને અહકાફ (રેતીના ઢગલાઓવાળા પ્રદેશ)માં ડરાવી અને કેટલાક ડરાવનાર તેમની આગળ તથા પાછળ થઈ ચૂક્યા હતા (તો હૂદ અલૈ.એ કહ્યું) કે, અલ્લાહપાકના સિવાય કોઈની બંદગી ન કરો; બેશક મને તમારા ઉપર એક મહાન દિવસના અઝાબનો ડર છે. (૨૧) તેઓ કહેવા લાગ્યા, શું આપ અમારી પાસે એટલા માટે આવ્યા છો કે, અમને અમારા મઅ્બૂદોથી ફેરવી નાખો ? ત્યારે જો આપ સાચા છો તો જે (શિક્ષા)થી અમને ડરાવ્યા કરો છો, તે અમારા ઉપર લઈ આવો. (૨૨) તેમણે કહ્યું કે, (અઝાબ સબંધી) સંપૂર્ણ ખબર તો અલ્લાહપાકને જ છે અને હું તો જે સંદેશ મારી મારફતે મોકલવામાં આવ્યો છે, તે તમને પહોંચાડી દઉં છું, પરંતુ હું જોઉં છું કે, તમે લોકો તો અજ્ઞાનતા વાપરો છો. (૨૩) પછી જ્યારે તેઓએ તે વાદળને પોતાની ખીણો તરફ આવતા જોયું ત્યારે કહેવા લાગ્યા કે આ વાદળ તો અમારા ઉપર વરસી પડશે; (તો હૂદ (અલૈ.)એ કહ્યું) નહિ, બલ્કે એ તો તે જ (અઝાબ) છે, જેની તમે ઉતાવળ કરતા હતા; એમાં એક વાવાઝોડું છે, જેમાં દુઃખદાયક શિક્ષા છે. (૨૪) કે તે દરેક વસ્તુનો પોતાના પરવરદિગારના હુકમથી નાશ કરી નાખશે, પછી તેઓ એવા (બરબાદ) થઈ ગયા કે તેઓના ઘરો સિવાય બીજુ કંઈ દેખાતું ન હતું. એવી જ રીતે અમે પાપી લોકોને શિક્ષા આપીએ છીએ. (૨૫) અને અલબત્ત, અમે તેઓને એવી વસ્તુઓમાં શક્તિ આપી હતી, જેમાં તમને શક્તિ આપી નથી અને અમે તેઓને કાન તથા આંખો તેમજ દિલ આપ્યા હતા, છતાં તેઓના કાન અને તેઓની આંખો તથા

તેઓના દિલ તેઓને જરા પણ કામ ન લાગ્યા. કારણકે તેઓ અલ્લાહપાકની આયતોનો ઈન્કાર કરતા હતા અને જે અઝાબની તેઓ મશ્કરીઓ કરતા હતા, તેણે જ તેઓને ઘેરી લીધા. (૨૬)

**જિન્નાતનો ઇસ્લામ સ્વીકાર અને પોતાની કવમને દઅવત માનવીઓ માટે બોધપાઠ :**

અને (તે બનાવ વર્ણન કરો) જ્યારે જિન્નાતમાંથી એક ટોળાને અમે આપના તરફ લઈ આવ્યા, જેઓ (ત્યાં આવી) કુર્આન સાંભળવા લાગ્યા, મતલબ કે જ્યારે તેઓ તે (તિલાવતના સ્થળની) નજીક પહોંચ્યા તો બોલ્યા કે ચૂપ રહો. ફરી જ્યારે (કુર્આન પઢવાનું) પૂરૂં થયું તો (ઈમાન લાવ્યા પછી) ચેતવણી આપનાર તરીકે પોતાની કૌમ તરફ પાછા ફર્યા. (૨૯)(અને ત્યાં જઈ) કહેવા લાગ્યા કે, હે અમારી કૌમ ! અમે એક એવી કિતાબ સાંભળી(ને આવ્યા છીએ) કે જે મૂસા (અલૈ.)ના પછી ઉતરેલી હોઈ આગલી કિતાબોની સત્યતા દર્શાવે છે (અને) સત્ય દીન તથા સત્ય માર્ગ તરફ દોરવણી કરે છે. (૩૦) હે અમારી કૌમ ! તમે અલ્લાહપાકના તરફ બોલાવનારની વાત માનો અને તેના ઉપર ઈમાન લાવો કે તેથી અલ્લાહ તઆલા તમારા કેટલાક ગુનાહ માફ કરશે અને તમને દુઃખદાયક અઝાબથી ઉગારી લેશે. (૩૧) અને જે કોઈ અલ્લાહપાકની તરફ બોલાવનારને નહિ માને તો તે પૃથ્વીમાં (નાસભાગ કરી અલ્લાહપાકને) થકવી શકનાર નથી અને તે (અલ્લાહપાક)ના સિવાય તેનો કોઈ સહાયક નથી; એવા લોકો જ ચોખ્ખી ગુમરાહીમાં છે. (૩૨)

પહેલા જિન્નાતોને કેટલીક આકાશી બાબતોની જાણ થઈ જતી હતી, પરંતુ હુઝૂર (સલ.) પર કુર્આન મજીદ ઉતરવાનું શરૂ થયુ ત્યારથી એ બાબત બંધ થઈ ગઈ અને આકાશ પર વધારે ચોકી-પહેરા લાગી ગયા અને તેમને સખ્ત માર પડવા લાગ્યો. જેનું વર્ણન ચૌદમાં તથા ચોવીસમાં સીપારામાં આવી ગયું છે. તો તે મનાઈ થવાનું કારણ જિન્નાત જાણી શક્યા નહિ. તેથી તેની શોધમાં ચોતરફ ફરતા હતા. તેવામાં હુઝૂર (સલ.) એક વખત હજ્જની મોસમમાં મક્કા શહેરથી બહાર નીકળ્યા હતા, તો ત્યાં જ પોતાના સહાબાઓ

સાથે સવારની નમાઝ પઢવા લાગ્યા. તે વખતે કેટલાક જિન્નાત ત્યાં આવી ચઢ્યા અને કુર્આન શરીફ સાંભળી તેની પ્રેરણાથી સમજ્યા કે એ કુર્આન શરીફના જ કારણથી અમારા ઉપર બંદી થઈ છે, તો ઈમાન લાવ્યા, પરંતુ આ વખતે હુઝૂર (સલ.)થી મુલાકાત નહિ કરતાં પોતાની કૌમમાં પાછા જઈ તેમને સમજાવ્યા. તેમની તે વાતો સંપૂર્ણ રીતે સૂરએ જિન્નમાં આવશે. ફરી ઘણાખરા મુસલમાન થઈને એક રાત્રે મક્કાની બહાર આવ્યા તો હુઝૂર (સલ.) એકલા શહેર બહાર ગયા તો સૌએ કુર્આન શ.ના હુકમો શીખ્યા. તે પછી પણ અનેક વખત જિન્નાતના ટોળા દીન શીખવા આવ્યા હતા.

# સૂરએ મુહમ્મદ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૪૭ | રૂકૂઅની સંખ્યા : ૦૪ |
| નાઝિલ થવાનો ક્રમ : ૯૫ | આયતોની સંખ્યા : ૩૮ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત મદીના શરીફની હિજરત પછીના આરંભિક યુગમાં ઉતરી છે. તે સમયે મક્કા શરીફમાં ખાસ કરીને અને આરબ પ્રદેશમાં સામાન્ય રીતે દરેક જગ્યાએ મુસલમાનો ઉપર જોરજુલમ કરવામાં આવી રહ્યો હતો. અને તેમનું જીવન તંગ બનાવી દેવામાં આવ્યુ હતું. મુસલમાનો દરેક દિશામાંથી સંકેલાઈને પવિત્ર મદીનામાં ભેગા થઈ ગયા હતા. પરંતુ કુરૈશી કાફિરો અહીં પણ આપને શાંતિથી બેસવા દેવા તૈયાર ન હતા. મદીનાની નાનકડી વસ્તી ચારે બાજુથી કાફિરોના પંજામાં ઘેરાયેલી હતી. અને તેઓ આને મિટાવી દેવા માટે કટિબદ્ધ થઈ ગયા હતા.

સૂરતમાં ઈમાનવાળાઓને આ અંગેની પ્રાથમિક સૂચનાઓ આપવામાં આવી છે. આના લીધે જ આ સૂરતનું નામ સૂરએ કિતાલ (જિહાદ) પણ રાખવામાં આવ્યુ છે. અને આપ (સલ.)નું નામ સ્પષ્ટ શબ્દોમાં છે. માટે સૂરતનું અસલ નામ "મુહમ્મદ" રાખવામાં આવ્યુ છે. આમાં નીચે મુજબના


વિષયો ક્રમવાર વર્ણવવામાં આવ્યા છે :

શરૂઆતમાં બતાવવામાં આવ્યું છે કે, અત્યારે બે જૂથો દરમ્યાન મુકાબલો થવાનો છે. એક જૂથ આ સ્થિતિમાં છે કે, તે સત્યનો ઈન્કાર કરી ચૂકયું છે અને અલ્લાહપાકના માર્ગમાં અડચણ બની ઉભુ થઈ ગયું છે. અને બીજુ જૂથ એવું છે, જેણે એ સત્યનો સ્વીકાર કરી લીધો છે. જે અલ્લાહપાક તરફથી તેના બંદા હઝ. મુહમ્મદ (સલ.) ઉપર ઉતર્યું હતું. હવે અલ્લાહ તઆલાનો સીધો ફેંસલો આ છે કે, પ્રથમ જૂથના બધા જ પ્રયત્નો તેણે બેકાર કરી દીધા અને બીજા જૂથની સ્થિતિ સુધારી દીધી.

આના પછી મુસલમાનોને યુદ્ધની પ્રાથમિક સૂચનાઓ આપવામાં આવી છે. તેમને અલ્લાહપાકની મદદ અને માર્ગદર્શનની ખાત્રી આપવામાં આવી છે, તથા અલ્લાહપાકના માર્ગમાં બલિદાનો આપવા બદલ શ્રેષ્ઠ બદલાની આશા દર્શાવવામાં આવી છે. અને એમને એ પણ ખાત્રી આપવામાં આવી છે કે, સત્ય માર્ગમાં એમના પ્રયત્નો બેકાર નહીં જાય, બલ્કે દુનિયાથી આખિરત સુધી તેઓ આનું સારામાં સારૂ ફળ મેળવશે.

અંતમાં મુસલમાનોને અલ્લાહપાકના માર્ગમાં ખર્ચ કરવાનો સંદેશ આપવામાં આવ્યો છે. એ સમયે મુસલમાનોની આર્થિક સ્થિતિ ખૂબ નબળી હતી. આથી મુસલમાનોને ફરમાવવામાં આવ્યુ છે કે, અત્યારે જે વ્યક્તિ કંજૂસી દાખવશે, તે ખરેખર અલ્લાહ તઆલાનું કંઈ બગાડશે નહીં, બલ્કે પોતે જ પોતાને વિનાશના જોખમમાં નાંખી દેશે. અલ્લાહપાકને તો મનુષ્યની જરૂર નથી. તેના દીન માટે બલિદાન આપવાથી એક જૂથ મનચોરી કરશે, તો અલ્લાહપાક તેને ખસેડીને બીજા જૂથને તેના સ્થાને લઈ આવશે.

# સૂરએ મુહમ્મદ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**આજ્ઞાંકિત બંદાઓના સફળ થવાની આગાહી :**

જે લોકો કાફિર થયા અને (અન્યોને) પણ અલ્લાહપાકના માર્ગથી


અટકાવ્યા તેઓની કરણીને અલ્લાહપાકે નાબૂદ કરી નાખી. (૧) અને જે લોકો ઈમાન લાવ્યા અને સદ્‌કર્મો કર્યા તથા જે કંઈ મુહમ્મદ (સલ.) પર ઉતારવામાં આવ્યું, તેને માન્યું અને તે જ તેમના પરવરદિગાર તરફથી (આવેલો) સત્ય દીન છે, તો અલ્લાહપાકે તેમની બુરાઈઓને તેઓથી ઉતારી નાખી, અને તેમની સ્થિતિ સુધારી આપી. (૨) એનું કારણ એ છે કે, કાફિરોએ અસત્યનું અનુકરણ કર્યું અને ઈમાનવાળા પોતાના પરવર-દિગારના તરફની સત્ય વાત (કુર્‌આન) પ્રમાણે ચાલ્યા; એવી જ રીતે અલ્લાહપાક લોકોને તેઓ (વર્ણિત કૌમો)ના દાખલા આપે છે. (૩)

**જન્નતની નહેરોનું વર્ણન :**

જે જન્નતનો પરહેઝગારોથી વાયદો કરવામાં આવે છે, તેની સ્થિતિ એ છે કે, તેમાં અનેક નહેરો એવા પાણીની છે, જે(ના કોઈ ગુણ)માં જરાએ તફાવત નહિ થાય. અને ઘણી નહેરો દૂધની છે, જેનો સ્વાદ સ્હેજ પણ બદલાયેલો હશે નહિ, અને ઘણી નહેરો શરાબની છે, કે જે પીનારાઓ માટે અતિ સ્વાદિષ્ટ હશે અને ઘણી નહેરો ચોખ્ખા મધની છે; અને તેમના માટે ત્યાં દરેક પ્રકારના ફળો હશે અને તેમના પરવરદિગાર તરફથી (ગુનાહોની) બખ્શિશ છે, (એવા લોકો શું) તેઓના બરાબર થઈ શકે છે ? જેઓ સદા જહન્નમમાં રહેશે અને તેઓને છછરતું પાણી પિવડાવવામાં આવશે, તો તે તેઓના આંતરડાં કાપી નાખશે. (૧૫)

**કુર્‌આન શરીફમાં ચિંતન કરવાનું દરેકને આહ્‌વાન :**

શું આ લોકો કુર્‌આન શરીફમાં વિચાર કરતા નથી અથવા તેઓના દિલો પર તાળાં લાગેલાં છે ? (૨૪)

**અલ્લાહપાકની રાહમાં કંજુસીથી બચવુ જોઈએ :**

આ દુનિયાની જિંદગી તો માત્ર એક રમત-ગમત છે. અને જો તમે ઈમાન લાવશો તથા પરહેઝગાર રહેશો, તો અલ્લાહપાક તમને તમારો બદલો આપશે અને તમારી પાસે તમારી માલ-મિલ્કત માંગશે નહિ. (૩૬) જો તે તમારી પાસે (આજમાઈશ માટે) માલ માંગે પછી તમારાથી આગ્રહ-

પૂર્વક માંગે તો તમે કંજૂસી કરવા લાગો અને (તે વેળા) અલ્લાહ તઆલા તમારો અણગમો જાહેર કરી દે. (૩૭) તમે એવા લોકો છો કે તમને અલ્લાહપાકના માર્ગમાં (કંઈક) ખર્ચ કરવા માટે બોલાવવામાં આવે છે, તો તમારામાં કેટલાક એવા પણ છે, જે કંજૂસાઈ કરે છે. અને જે કોઈ કંજૂસી કરે છે, તો તે પોતાની ઝાતથી જ કંજૂસી કરે છે. અને અલ્લાહપાક તવંગર છે અને તમે સૌ (તેના) મોહતાજ છો. અને જો તમે (આજ્ઞાઓના) પાલનમાં મોઢું ફેરવશો, તો અલ્લાહપાક તમારી જગ્યાએ બીજી કૌમ પેદા કરશે. પછી તેઓ તમારા જેવા નહિ થાય. (૩૮)



# અલ-ફત્હ

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૪૮ | રૂકૂઅની સંખ્યા : ૦૪ |
| નાઝિલ થવાનો ક્રમ : ૧૧૧ | આયતોની સંખ્યા : ૨૯ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

હિજરતના છટ્ઠા વર્ષે રસૂલુલ્લાહ (સલ.)એ સ્વપ્નું જોયું કે, આપ પોતાના સહાબીઓ સાથે મક્કા પધારી ગયા છે. અને ત્યાં ઉમરહની વિધિ કરી રહ્યા છે. આયત ૨૭માં અલ્લાહ તઆલાએ ખુદ આ વાતની પુષ્ટિ કરી દીધી છે કે, આ સ્વપ્નું અમે પોતાના રસૂલને દેખાડયુ હતું. આથી હકીકતમાં આ માત્ર સ્વપ્નું ન હતું, બલ્કે આ અલ્લાહપાકનો એક ઈશારો હતો, જેનું અનુસરણ હુઝૂર (સલ.) માટે ફરજિયાત હતું.

બાહ્ય કારણોના લીધે આ આદેશ ઉપર અમલ કરવા માટે કોઈ શક્ય રસ્તો દેખાતો ન હતો. કુરૈશી કાફિરોએ ૬ વરસથી મુસલમાનો માટે બયતુલ્લાહનો માર્ગ બંધ કરી દીધો હતો અને આ સમગ્ર મુદતમાં કોઈ મુસલમાનને તેમણે હજ્જ અને ઉમરા સુદ્ધાં માટે હરમની હદમાં પ્રવેશવા દીધા ન હતા. હવે આ આશા તો કેવી રીતે રાખી શકાય તેમ હતી કે, તેઓ રસૂલુલ્લાહ (સલ.)ને સહાબીઓના જૂથ સાથે મક્કા મુકર્રમહમાં દાખલ

થવા દેશે. ઉમરહ માટે અહ્‌રામ બાંધી લડાઈના હથિયારોથી સજ્જ થઈ નીકળવું લડાઈને સામેથી આમંત્રણ આપવા સમાન હતું. અને શસ્ત્રહીન થઈને જવામાં પોતાનો અને પોતાના સાથીઓના જીવ જોખમમાં મૂકવા સમાન હતું. આ પરિસ્થિતિમાં કોઈ વ્યક્તિ આ સમજી શકતી ન હતી કે, અલ્લાહ તઆલાના સંકેત ઉપર અમલ કરવો તો કઈ રીતે કરવો.

પરંતુ પયગમ્બરનું પદ આ માટે હતું કે, તેમનો રબ જે કોઈ આદેશ પણ આપે, તેની ઉપર સહેજ પણ ખચકાટ વિના અમલ કરે. આથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કોઈપણ જાતની વાર લગાડયા વિના પોતાનું સ્વપ્નું સહાબા (રદી.)ને સંભળાવી મુસાફરીની તૈયારીઓ આરંભી દીધી. આસપાસના કબીલાઓમાં પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જાહેર એલાન કરાવી દીધું કે, અમે ઉમરહ માટે જઈ રહ્યા છીએ. જે કોઈ અમારી સાથે આવવા માંગતું હોય, તે આવી જાય. જે લોકોની નજર બાહ્ય કારણો ઉપર હતી, તેમણે સમજ્યું કે આ લોકો મોતના મુખમાં જઈ રહ્યા છે. તેઓ પૈકી કોઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સાથે જવા તૈયાર ન થયો. પરંતુ જે અલ્લાહપાક અને તેના રસૂલ ઉપર ખરેખર ઈમાન ધરાવતા હતા, તેમણે આ વાતની કોઈ પરવા કરી નહીં કે પરિણામ શું આવશે. એમના માટે તો આ જ પૂરતુ હતું કે, અલ્લાહપાકનો સંકેત છે. અને તેના રસૂલ તે હુકમ બજાવી લાવવા માટે ઉઠયા છે. આ પછી કોઈ વસ્તુ એમને ખુદાપાકના રસૂલનો સાથ આપવાથી રોકી શકતી ન હતી. ૧૪૦૦ સહાબા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે આ ખૂબ જ ખતરનાક મુસાફરી ખેડવા માટે તૈયાર થઈ ગયા.

તે સમયે મક્કા અને મદીના વચ્ચેના સબંધો જે પ્રકારના હતા તેને આરબની એકે એક વ્યક્તિ જાણતી હતી. હજી ગયા વર્ષે જ તો હિ.સ. પના શવ્વાલમાં કુરૈશે આરબ કબીલાઓની સંયુક્ત શક્તિ સાથે મદીના ઉપર ચઢાઈ કરી હતી. અને અહ્‌ઝાબની લડાઈનો પ્રખ્યાત મોરચો મંડાયો હતો. આથી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આવડા મોટા કાફલા સાથે પોતાના લોહીના પ્યાસા શત્રુઓના શહેર તરફ રવાના થયા,

તો સમગ્ર આરબ જગતની નજરો આ નવાઈભરી મુસાફરી ઉપર મંડાઈ ગઈ, અને લોકોએ આ પણ જોઈ લીધું કે આ કાફલો લડવા માટે નથી જઈ રહ્યો, બલ્કે માહે હરામમાં એહરામ બાંધીને કુરબાનીના ઉંટ સાથે લઈ (બયતુલ્લાહના તવાફ) માટે જઈ રહ્યો છે, અને સાવ નિઃશસ્ત્ર છે.

કુરૈશના લોકોને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આ પગલાંએ ભારે મૂંઝવણમાં મૂકી દીધા. ઝિલકઅદનો મહિનો એ હરામ અર્થાત્ પ્રતિબંધિત મહિનાઓ પૈકી હતો. જે સેંકડો વરસથી આરબ પ્રદેશમાં હજ્જ અને યાત્રા માટે આદરણીય સમજવામાં આવતા હતા. આ મહિનામાં જે કાફલો એહરામ બાંધી હજ્જ અથવા ઉમરહ માટે જઈ રહ્યો હોય, તેને રોકવાનો કોઈને અધિકાર ન હતો. એટલે સુધી કે જો કોઈ કબીલા સાથે દુશ્મનાવટ હોય તો પણ આરબના સર્વસ્વીકૃત નિયમો અનુસાર તેઓ પોતાના પ્રદેશમાંથી એને પસાર થતો રોકી શકતા ન હતા. કુરૈશ મૂંઝવણમાં મૂકાઈ ગયા કે, જો અમે મદીનાના આ કાફલા ઉપર હુમલો કરી આને મક્કામાં દાખલ થતો રોકીએ છીએ તો આખાય દેશમાં આ અંગે ઉહાપોહ થઈ જશે. એકે એક આરબ બૂમ પાડી ઉઠશે કે આ ચોખ્ખો અત્યાચાર છે. તમામ આરબ કબીલાઓ એમ સમજશે કે અમે ખાનએ કા'બાના માલિકો બની બેઠા છીએ. દરેક કબીલાને આ ચિંતા થઈ જશે કે, ભવિષ્યમાં કોઈને હજ્જ અને ઉમરહ કરવા દેવા કે નહીં, તે હવે અમારી (કુરૈશની) ઈચ્છાને આધિન છે, જેનાથી અમે નારાજ હોઈશું, તેને બયતુલ્લાહની ઝિયારત-મુલાકાત લેવાથી રોકી દઈશું, જેવી રીતે મદીનાથી આવેલા યાત્રીઓને રોકી રહ્યા છીએ. આ એવી ભૂલ હશે, જેનાથી આખુ આરબ જગત અમારાથી દૂર હટી જશે. પરંતુ જો અમે હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આવડા મોટા કાફલા સાથે સહીસલામત રીતે પોતાના શહેરમાં દાખલ થવા દઈએ તો આખા દેશમાંથી અમારી ધાક ખતમ થઈ જશે, અને લોકો કહેશે કે, અમે મુહમ્મદ (સલ.)થી દબાઈ ગયા. છેવટે ખૂબ જ ગણત્રીઓ માંડયા પછી એમનું અજ્ઞાનતાપૂર્ણ સ્વમાન જ એમની ઉપર વિજયી રહ્યું અને તેમણે પોતાની આબરૂ બચાવવા માટે આ નિર્ણય લઈ લીધો કે, કોઈપણ


ભોગે આ કાફલાને શહેરમાં દાખલ થવા દેવાનો નથી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બની કઅ્બના એક માણસને બાતમીદાર તરીકે આગળ મોકલી દીધો હતો. જેથી તે કુરૈશના ઈરાદાઓ અને હિલચાલ ઉપર નજર રાખી આપને સમયસર તે અંગે જાણ કરતો રહે. જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉસ્ફાન (જગ્યાનું નામ) પહોંચ્યા, તો તેણે આવીને આપને સમાચાર આપ્યા કે, કુરૈશ ભરપૂર તૈયારીઓ સાથે ઝીતુવા નામની જગ્યાએ પહોંચી ગયા અને ખાલિદ બિન વલીદને તેમણે બસો ઘોડેસવારો સાથે કુરાઉલ ગમીમ તરફ આગળ મોકલી દીધા છે. જેથી તે આપનો માર્ગ રોકી રાખે. કુરૈશની આ ચાલ હતી કે, કોઈને કોઈ રીતે નબી (સલ.)ના સાથીઓની છેડતી કરીને તેમને ઉશ્કેરે, અને પછી જો લડાઈ થઈ જાય તો દેશભરમાં એવો પ્રચાર કરી મૂકે કે આ લોકો હકીકતમાં લડવા માટે આવ્યા હતા, પરંતુ બહાનું ઉમરહનું કર્યું હતું, અને એહરામ ફક્ત છેતરવા માટે બાંધી રાખ્યા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આ ખબર મળતાં તરત જ માર્ગ બદલી નાંખ્યો અને એક અત્યંત મુશ્કેલ રસ્તે ભારે કષ્ટ વેઠી હુદયબિય્યહ પહોંચી ગયા. જે બરાબર હરમ શરીફની હદ ઉપર આવેલુ હતું. અહીં બની ખુઝાઆના સરદાર બુદૈલ બિન વર્કાઅ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે પોતાના કબીલાના થોડા માણસો લઈને આવ્યો અને તેણે પૂછયું કે, આપ ક્યા હેતુસર આવ્યા છો ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહ્યું : ''અમે કોઈની સાથે લડવા આવ્યા નથી, માત્ર બયતુલ્લાહની ઝિયારત અને તેનો તવાફ અમારો ઉદ્દેશ્ય છે.'' આ વાત આ લોકોએ જઈને કુરૈશના સરદારોને જણાવી દીધી. અને એમને સલાહ આપી કે તેઓ આ હરમના યાત્રાળુઓનો રસ્તો રોકી નહીં. પરંતુ તેમણે પોતાની હઠ પકડી રાખી અને તેમણે અહાબીશના સરદાર હુલૈસ બિન અલ્કમહને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે મોકલ્યા. જેથી તેઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પાછા જવા માટે સમજાવે. કુરૈશ સરદારોનો આશય આ હતો કે, જ્યારે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેની


વાત નહીં માને તો તે નાખુશ થઈ પાછો આવશે અને પછી અહાબીશની બધી શક્તિ અમારી સાથે હશે. પરંતુ જ્યારે તેણે આવીને પોતાની આંખોથી જોઈ લીધું કે કાફલાના બધા માણસોએ એહરામ બાંધેલા છે, કુરબાનીના ઉંટ સામે ઉભા છે, જેમની ડોકોમાં પટ્ટા નાંખેલા છે. અને આ લોકો લડવા માટે નહીં, પરંતુ બયતુલ્લાહના તવાફ માટે આવ્યા છે. તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને કંઈ પણ કહ્યા વિના મક્કા પાછા ફર્યા અને તેણે જઈને કુરૈશના સરદારોને સાફ શબ્દોમાં કહી દીધું કે, આ લોકો બયતુલ્લાહની મહાનતા સ્વીકારી તેની ઝિયારત માટે આવ્યા છે. જો તમે એમને રોકશો તો અહાબીશ આ કામમાં તમારો સાથ હરગિજ નહીં આપે. અમે તમારી સાથે જોડાણ કરાર એટલા માટે નથી કર્યા કે, તમે આદરણીય વસ્તુઓનો અનાદર કરો અને અમે તમારી મદદ કરીએ.

ત્યાર પછી કુરૈશ તરફથી ઉર્વાહ બિન મસ્ઉદ સક્ફી આવ્યો. અને તેણે પોતાની રીતે વાતો બનાવી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને એ માટે મનાવવાના પ્રયત્ન કર્યા કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મક્કામાં દાખલ થવાનો વિચાર પડતો મૂકે. પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેને પણ એ જ જવાબ આપ્યો, જે બની ખુઝાઆના સરદારને આપ્યો હતો કે, અમે લડાઈ કરવાના ઈરાદાથી આવ્યા નથી, બલ્કે બયતુલ્લાહનો આદર કરનાર બનીને ધાર્મિક ફરજ બજાવવા આવ્યા છીએ. પાછા જઈને ઉર્વાહે કુરૈશના લોકોને કહ્યું કે, હું કૈસર, કિસ્રા અને નજ્જાશીના દરબારોમાં પણ ગયેલો છું, પરંતુ કસમ ખુદાના, મેં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સાથીઓને જેવી રીતે હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આશિક જોયા, એવું દશ્ય મેં કોઈ મોટામાં મોટા બાદશાહને ત્યાં પણ નથી જોયું. આ લોકોની સ્થિતિ તો આ છે કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વુઝૂ કરે છે, તો એમના સાથી પાણીનું એક ટીપું પણ જમીન ઉપર પડવા દેતા નથી. અને બધું પોતાના શરીર અને કપડાં ઉપર લગાડી લે છે. હવે તમે વિચારી લો કે, તમારો મુકાબલો કોની સાથે છે.



આ અરસામાં જ્યારે એલચીઓની આવ-જા અને વાતચીતનો આ ક્રમ ચાલુ જ હતો, કુરૈશના લોકો વારંવાર આ કોશિશ કરતા રહ્યા કે, છૂપાઈને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પડાવ ઉપર છાપો મારીને સહાબીઓને ઉશ્કેરે, અને કોઈપણ રીતે એમને એવું પગલું લેવા મજબૂર કરે, જેનાથી એમને લડાઈનું કારણ મળી જાય. પરંતુ દરેક વખતે સહાબીઓ રદી.ના ધૈર્ય અને સહિષ્ણુતાએ તેમજ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ડહાપણ અને સમજદારીએ એમની યુક્તિઓને વિફળ બનાવી દીધી. એક વખતે તો એમના ચાળીસ-પચાસ માણસો રાતના વખતે આવ્યા, અને મુસલમાનોના પડાવ ઉપર પથ્થરમારો કર્યો અને તીર ફેંકયા. સહાબીઓએ આ સૌને કેદ પકડી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સામે રજૂ કરી દીધા. પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સૌને છોડી મૂકયા. એક અન્ય પ્રસંગે તનઈમ તરફથી ૮૦ માણસો બરાબર ફજની નમાઝ વખતે આવ્યા, અને તેમણે અચાનક છાપો મારી દીધો. આ લોકોને પણ પકડી લેવામાં આવ્યા, પરંતુ હુઝૂર (સલ.)એ એમને પણ છોડી મૂકયા. આવી રીતે કુરૈશને પોતાની દરેક ચાલ અને યુક્તિમાં નિષ્ફળતા સાંપડતી ગઈ.

છેવટે હુઝૂર (સલ.)એ જાતે પોતાની તરફથી હઝરત ઉસ્માન રદી.ને એલચી બનાવી મક્કા મોકલ્યા અને એમની મારફત કુરૈશી સરદારોને આ સંદેશ પહોંચાડયો કે, અમે લડાઈ માટે નહીં, પરંતુ ઝિયારત માટે કુરબાનીના જાનવર લઈને આવ્યા છીએ. તવાફ અને કુરબાની પછી પાછા જતા રહીશું. પરંતુ તેઓ માન્યા નહીં અને હઝરત ઉસ્માન રદી.ને મક્કામાં રોકી લીધા. આ દરમ્યાનમાં આ ખબર પણ ઉડી ગઈ કે, હઝ. ઉસ્માન (રદી.)ને કતલ કરી દેવામાં આવ્યા છે. અને એમના પાછા ન આવવાના કારણે મુસલમાનોને વિશ્વાસ બેસી ગયો કે, આ સમાચાર સાચા છે. હવે વધુ ધીરજ રખાય તેમ ન હતું. મક્કા પ્રવેશની વાત તો જુદી હતી. એ માટે શક્તિનો ઉપયોગ હરગિજ કરવાનો ઈરાદો ન હતો. પરંતુ જ્યારે વાત એલચીના કતલ સુધી પહોંચી તો પછી આ સિવાય કોઈ માર્ગ ન રહ્યો કે, મુસલમાન લડાઈ માટે તૈયાર થઈ જાય. આથી રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના બધા જ સાથીઓને



એકત્ર કર્યા અને એમની પાસેથી આ વાત માટે બયઅત લીધી કે, હવે અમે મરતા દમ સુધી અહીંથી પાછા હટીશું નહીં. પ્રસંગની નાજુકાઈ જો વ્યક્તિની નજરમાં હોય તો તે સમજી શકે છે કે, આ કોઈ સાધારણ બયઅત ન હતી. મુસલમાન માત્ર ૧૪૦૦ હતા. અને લડાઈની કોઈપણ સામગ્રી લીધા વિના આવ્યા હતા. પોતાના કેન્દ્રથી સેંકડો માઈલ દૂર, બિલ્કુલ મક્કાની સરહદ ઉપર રોકાયેલા હતા. જ્યાં દુશ્મન પોતાની પૂરી તાકાત સાથે તેમની ઉપર હુમલો કરી શકતા હતા. અને આસપાસમાંથી પોતાના ટેકેદાર કબીલાઓને લાવીને પણ એમને ઘેરામાં લઈ શકતા હતા. આ ઉપરાંત સંપૂર્ણ કાફલો નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે લડાઈ કરવાની બયઅત કરવા માટે કોઈપણ ખચકાટ વિના તૈયાર થઈ ગયો. આનાથી વધુ તો આ લોકોની ઈમાનની નિખાલસતા અને ખુદાપાકના માર્ગમાં એમની કુરબાનીની ભાવનાનો બીજો ક્યો પુરાવો હોઈ શકે છે. આ જ એ બયઅત છે, જે બયઅતે રિઝ્વાનના નામથી ઈસ્લામી ઈતિહાસમાં પ્રખ્યાત છે. અને જેનું આ સૂરતમાં વર્ણન છે.

પછીથી ખબર પડી કે, હઝરત ઉસ્માન (રદી.)ના કતલના સમાચાર ખોટા હતા. હઝરત ઉસ્માન રદી. પોતે પણ પાછા આવી ગયા અને કુરૈશ તરફથી એક પ્રતિનિધિમંડળ પણ સુલેહની વાતચીત માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પડાવ સ્થળે પહોંચી ગયું. હવે કુરૈશ પોતાની આ હઠ ઉપર અડી ગયા હતા કે, તેઓ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અને આપના સાથીઓને મક્કામાં કોઈપણ હિસાબે દાખલ નહીં થવા દે. લાંબી ચર્ચા પછી જે શરતોએ આ સંધિ લખાઈ તે આ હતી :

(૧) દસ વર્ષ સુધી પક્ષકારો વચ્ચે લડાઈ બંધ રાખવામાં આવશે, અને એકબીજા વિરૂદ્ધ જાહેર કે છૂપી રીતે કોઈ કાર્યવાહી કરવામાં નહીં આવે.

(૨) આ ગાળામાં કુરૈશનો કોઈપણ માણસ પોતાના વાલીની પરવાનગી વિના ભાગીને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવી જશે તેને આપ પાછો મોકલી આપશે, અને આપના સાથીઓ પૈકી જે કોઈ કુરૈશ પાસે જતો રહેશે, તેને તેઓ પાછો મોકલશે નહીં.



(૩) આરબ કબીલાઓમાંથી જે કબીલો પણ બન્ને પક્ષોમાંથી કોઈનો પણ સાથી બની આ કરારનો પક્ષકાર બનવા માગે તેને આમ કરવાનો અધિકાર રહેશે.

(૪) હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આ વરસે પાછા જશે અને આવતા વરસે તેઓ ઉમરહ માટે આવી ત્રણ દિવસ મક્કામાં રોકાઈ શકે છે. શરત એટલી કે મિયાનમાં માત્ર એક એક તલવાર લઈને આવે અને લડાઈનો બીજો કોઈ સામાન ન લાવે. આ ત્રણ દિવસોમાં મક્કાવાસીઓ એમના માટે શહેર ખાલી કરી આપશે (જેથી કોઈ અથડામણની સંભાવના ન રહે). પરંતુ પાછા જતી વખતે તેઓ અહીંના કોઈ માણસને સાથે લઈ જઈ શકશે નહીં.

જે વખતે આ કરારની શરતો નક્કી થઈ રહી હતી, મુસલમાનોનું આખું લશ્કર ભારે બેચેનીની હાલતમાં હતું. કોઈ વ્યક્તિ પણ એ વ્યૂહાત્મક લાભોને સમજી શકતી ન હતી, જેમને દૃષ્ટિ સમક્ષ રાખી નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આ શરતો સ્વીકારી રહ્યા હતા. કોઈની નજર એટલે દૂર પહોંચતી ન હતી કે આ સંધિના પરિણામે જે મહાન ફાયદો મળવાનો હતો તેને જોઈ શકે. કુરૈશી કાફિરો આને પોતાની સફળતા સમજી રહ્યા હતા અને મુસલમાનો બેચેન હતા કે, છેવટે શા માટે દબાઈને આ અપમાનજનક શરતો સ્વીકારી લઈએ ?

પછી મુસલમાનોનો આ કાફલો જ્યારે મદીના તરફ પાછો ફરી રહ્યો હતો, તે વખતે આ સૂરત ઉતરી. જેણે મુસલમાનોને બતાવ્યું કે, આ સુલેહ જેને તેઓ હાર સમજી રહ્યા છે, હકીકતમાં મહાન જીત છે. આના ઉતરાણ પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મુસલમાનોને એકત્ર કર્યા અને ફરમાવ્યું : આજે મારી ઉપર બે વસ્તુ ઉતરી છે. જે મારા માટે દુનિયા અને તેની બધી જ વસ્તુઓ કરતાં વધુ કિમતી છે. પછી આ સૂરત આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પઢી, અને ખાસ કરીને હઝરત ઉમર (રદી.)ને બોલાવી આ સંભળાવી, કેમકે તેઓ સૌથી વધુ દુઃખી હતા.





જો કે ઈમાનવાળાઓ તો અલ્લાહ તઆલાનો આ ઈર્શાદ સાંભળીને જ સંતોષ પામી ગયા હતા, પરંતુ થોડો સમય પણ પસાર ન થયો ત્યાં તો આ સુલેહના ફાયદા એક એક કરીને જાહેર થવા માંડયા. અહીં સુધી કે કોઈપણ વ્યક્તિને આ બાબતમાં શંકા ન રહી કે, હકીકતમાં આ સુલેહ એક શાનદાર જીત હતી.

(૧) આમાં પ્રથમ વખતે આરબ જગતમાં ઈસ્લામી રાજ્યના અસ્તિત્વનો વાસ્તવમાં સ્વીકાર કરવામાં આવ્યો. આ પહેલાં આરબોની નજરમાં હઝ. મુહમ્મદ (સલ.) અને આપના સાથીઓની હેસિયત માત્ર કુરૈશ અને આરબ કબીલાઓ વિરૂદ્ધ બળવો કરનારાઓના જૂથ જેવી હતી. હવે કુરૈશે પોતે જ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે કરાર કરી ઈસ્લામી રાજ્ય હેઠળના વિસ્તાર ઉપર આપની સત્તાનો સ્વીકાર કર્યો. અને આરબ કબીલાઓ માટે આ બંને રાજકીય બળોમાંથી ચાહે તેની સાથે જોડાણના કરાર કરવાના દ્વાર ઉઘાડી દીધા.

(૨) મુસલમાનોનો બયતુલ્લાહની ઝિયારતનો હક્ક સ્વીકારીને કુરૈશે આપોઆપ આ પણ માની લીધું કે, ઈસ્લામ કોઈ અધર્મ નથી. જેવું તેઓ આજ સુધી કહેતા આવતા હતા, બલ્કે આરબોના સ્વીકૃત ધર્મોમાંથી એક છે. અને બીજા આરબોની જેમ તેના અનુયાયીઓ પણ હજ્જ અને ઉમરહની વિધિ અદા કરવાનો અધિકાર ધરાવે છે. આનાથી આરબોના દિલોના એ તિરસ્કારમાં ઘટાડો થઈ ગયો, જે કુરૈશના પ્રચારના કારણે ઈસ્લામ વિરૂદ્ધ પેદા થઈ ગયો હતો.

(૩) દસ વરસ સુધી "યુદ્ધ નહીં"ના કરાર થઈ જવાથી મુસલમાનોને શાંતિ પ્રાપ્ત થઈ ગઈ અને તેમણે આરબ પ્રદેશના ખૂણે ખૂણા ખૂંદી વળી એવી ઝડપથી ઈસ્લામનો પ્રચાર કર્યો કે, હુદયબિય્યહની સુલેહ પહેલાં ૧૯ વરસમાં એટલી વ્યક્તિઓ મુસલમાન થઈ ન હતી, જેટલી તે પછીના બે વરસમાં થઈ ગઈ. આ સુલેહનું શુભ પરિણામ હતું. નહીં તો એક સમય એવો હતો, જ્યારે હુદયબિય્યહના પ્રસંગે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે માત્ર ૧૪૦૦ માણસો આવ્યા





હતા, જ્યારે આજે બે જ વરસ પછી કુરૈશના કરારભંગના પરિણામે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મક્કા ઉપર ચઢાઈ કરી તો દસ હજારનું લશ્કર આપની સાથે હતું.

(૪) કુરૈશ તરફથી લડાઈ બંધ થઈ ગયા પછી હુઝૂર (સલ.)ને આ તક મળી ગઈ કે, પોતાના કબ્જા હેઠળના પ્રદેશમાં ઈસ્લામી રાજ્યને બરોબર મજબૂત બનાવી લે અને ઈસ્લામી કાનૂનને અમલી સ્વરૂપ આપી મુસ્લિમ સમાજને એક સંપૂર્ણ સંસ્કૃતિ અને સભ્યતાવાળો બનાવી દે. આ જ એ મહાન નેઅમત છે, જેના વિશે સૂરહ માઈદહની આયત-૩માં ફરમાવ્યું : ‘‘આજે મેં તમારા દીનને તમારા માટે પરિપૂર્ણ કરી દીધું છે. અને પોતાની નેઅમત સંપૂર્ણ કરી દીધી છે અને તમારા માટે ઈસ્લામને તમારા દીન તરીકે સ્વીકારી રાજી થઈ ગયો છું.’’

(૫) કુરૈશ સાથે સુલેહ પછી દક્ષિણ તરફથી શાંતિ મળવાનો લાભ આ પણ થયો કે, મુસલમાનોએ ઉત્તર આરબ પ્રદેશ અને મધ્ય આરબ પ્રદેશની વિરોધી શક્તિઓને સહેલાઈથી તાબે કરી લીધી. હુદયબિય્યહની સુલેહને ત્રણ જ મહિના થયા હતા કે, યહૂદી વસ્તીઓ ઈસ્લામની સત્તા હેઠળ આવતી ગઈ. પછી મધ્ય આરબ પ્રદેશના એ સર્વે કબીલાઓ પણ, જે યહૂદી અને કુરૈશ સાથે જોડાણ ધરાવતા હતા, એક પછી એક તાબે થઈ ગયા. આવી રીતે હુદયબિય્યહની સુલેહે બે જ વરસમાં આરબ જગતમાં શક્તિનું સમતોલન એટલી હદે બદલી નાંખ્યું કે, કુરૈશ અને મુશ્રિકોની શક્તિ દબાઈ ગઈ અને ઈસ્લામનું વર્ચસ્વ નક્કી બની ગયું.

આ હતા એ શુભ પરિણામો, જે મુસલમાનોને આ સુલેહથી મળ્યા. જેને તેઓ પોતાની નિષ્ફળતા અને કુરૈશની સફળતા સમજી રહ્યા હતા. સૌથી વધુ જે વસ્તુ આ સુલેહમાં મુસલમાનોને ખટકી હતી અને જેને કુરૈશે પોતાની જીત સમજી હતી, તે આ હતી કે, મક્કાથી ભાગીને મક્કા આવેલાઓને પાછા મોકલવામાં આવશે નહીં, પરંતુ થોડો જ સમય પસાર થયો હતો કે, આ વાત પણ કુરૈશ ઉપર ઉંધી વળી અને અનુભવે દર્શાવી



દીધું કે, નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની લાંબી નજરે આના ક્યા પરિણામોને જોઈને આ શરત સ્વીકારી હતી. સુલેહના થોડા દિવસો પછી મક્કાથી એક મુસલમાન અબૂ બશીર કુરૈશની કેદમાંથી ભાગી છૂટ્યા અને મદીના પહોંચ્યા. કુરૈશે એમને પાછા માંગ્યા અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કરાર અનુસાર એમને તે લોકોને સોંપી દીધા, જેઓ મક્કાથી એમને પકડવા માટે મોકલવામાં આવ્યા હતા. પરંતુ મક્કા જતાં રસ્તામાં તેઓ ફરીથી એમની પકડ છોડાવી ભાગી ગયા. અને રાતા સમુદ્રના કિનારે એ માર્ગ ઉપર જઈ બેઠા, જ્યાંથી કુરૈશના વેપારી કાફલા પસાર થતા હતા. આ પછી જે મુસલમાનને પણ કુરૈશની કેદમાંથી ભાગી છૂટવાની તક મળતી, તે મદીના જવાને બદલે અબૂ બશીરના મુકામે પહોંચી જતો. એમ કરીને ત્યાં સિત્તેર માણસો ભેગા થઈ ગયા અને તેમણે કુરૈશના વેપારી કાફલાઓ ઉપર હુમલા કરીને એમનો માર્ગ બંધ કરી દીધો. છેવટે કુરૈશે ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને વિનંતી કરી કે, આ લોકોને મદીના બોલાવી લો. અને આમ, હુદયબિય્યહના કરારની એ શરત આપોઆપ રદ થઈ ગઈ. અને ત્યાર બાદ ખૂનખરાબા વગર મક્કા શરીફ ફતહ થઈ ગયુ.

સૂરતમાં આ સુલહના અમુક કિસ્સાઓનો હવાલો આપવામાં આવ્યો છે, અને સહાબાએ કિરામની ખૂબ પ્રશંશા-વખાણ કર્યા છે કે, તેમણે આ બનાવના દરેક તબક્કે ઘણી બહાદુરી, હિંમત, શૌર્ય અને આજ્ઞાનું પાલન કરવામાં પોતાને આગળ રાખ્યા. તેમનું વર્ણન (વખાણ) ફક્ત કુર્આન શ.માં જ નહી, બલ્કે આગલી આકાશી કિતાબો તવરાત, ઈન્જિલ (બાઈબલ)માં પણ સહાબાએ કિરામનો ઉલ્લેખ ઘણા સારા ઉદાહરણો આપી કર્યો છે.

# સૂરએ ફત્હ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**આપ (સલ.)નું ઉમરહ કરવાનું સ્વપ્ન પુરૂ થયુ અને સહાબાની પણ પરિક્ષા થઈ ગઈ, જેમાં તે સફળ થયા :**

બેશક, અલ્લાહપાકે પોતાના રસૂલ (સલ.)ને સાચું સ્વપ્નું દેખાડ્યું, જે

તદ્દન ખરૂં છે કે, અલ્લાહપાક ચાહશે, તો તમે મસ્જિદે હરામમાં સલામતી સાથે જરૂર દાખલ થશો કે તમારામાંથી કોઈ માથુ મૂંડાવતો હશે અને કોઈ વાળ કતરાવતો હશે (અને શરૂથી અંત સુધી) તમને કંઈ ભય રહેશે નહિ. જે વાતોને તમે જાણતા નથી, તેને અલ્લાહપાક જાણે છે. ફરી (એના બદલે) એના પહેલાં એક નજીકની ફતહ નિર્માણ કરી. (૨૭) તે જ (અલ્લાહપાક) છે, જેણે પોતાના રસૂલ (સલ.)ને સીધા માર્ગ અને સત્ય દીન સહિત મોકલ્યા છે કે, જેથી તે (દીન)ને દરેક ધર્મો પર વિજય આપે અને અલ્લાહપાક જ સત્યને સાબિત કરનાર પૂરતો છે. (૨૮) મુહમ્મદ (સલ.) અલ્લાહપાકના રસૂલ છે અને જે લોકો એમના સોબતી છે, તેઓ કાફિરો પર ભારે હોઈ આપસમાં દયાળુ છે. તેમને આપ રુકૂઅ-સિજદા કરતાં જોશો કે તેઓ અલ્લાહપાકની કૃપા અને ખુશ્નૂદી શોધતા રહે છે.

### તવરાત-ઈન્જીલ (બાઈબલ)માં સહાબાનું ઉદાહરણ :

તેમની ઓળખાણ સિજદાના અસરથી તેમના મુખો પર જ છે. તેમની એ જ મિસાલ તવરાતમાં (વર્ણન થઈ) છે, પણ ઈન્જીલમાં તેમની મિસાલ એ (વર્ણન કરી) છે કે, જાણે ખેતીએ પોતાની અણી કાઢી. ફરી તેણે (ખોરાક ચુસી) તેને પુષ્ટિ આપી. પછી તે વધુ જાડી થઈ. પછી તે પોતાના થડ પર સીધી ઉભી થઈ ગઈ, જે ખેડૂતોને અચરજ પમાડે છે. (તો સહાબીઓને એમ જ ધીમે ધીમે ચડતી આપી) કે જેથી તેઓ (મુઅમિનો) વડે કાફિરોને બળાપામાં નાખે. જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામ કરે છે, તેમને અલ્લાહપાકે (આખિરતમાં) ક્ષમા અને મહાન સવાબનો વાયદો આપ્યો છે. (૨૯)

ઈન્જીલમાં ઈસ્લામ અને મુસલમાનોની સ્થિતિ ખેતીના દૃષ્ટાંતરૂપે વર્ણન કરી છે. એટલે જે પ્રમાણે પ્રથમ ખેતીનો ફણગો ફૂટે ત્યારે તે કમજોર હોય છે, ફરી ધીમે ધીમે જોર પકડી છોડ કે ઝાડ થઈ જાય છે. તે જ પ્રમાણે પ્રથમ ઈસ્લામ પર એક જ માણસ હતો, ફરી બે થયા, પછી ધીમે ધીમે સંખ્યા વધી બળ વધતુ ગયુ. હુઝૂર (સલ.)ના આખરી વખતમાં અને ખલીફા-ઓના સમયમાં જેટલુ બળ વધ્યુ હતુ, તે કોઈથી છૂપુ નથી.

# અલ-હુજુરાત

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

તિલાવતનો ક્રમ નં. : ૪૯ રૂકૂઅની સંખ્યા : ૦૨

નાઝિલ થવાનો ક્રમ : ૧૦૬ આયતોની સંખ્યા : ૧૮

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

આ સૂરતના મુખ્ય બે વિષયો છે. એક એ કે, મુસલમાનોને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો અદબ-એહતેરામ અને મુહબ્બત તથા તે શિષ્ટાચારનું શિક્ષણ આપવાનો છે, જે ઈમાનવાળાઓને શોભનીય છે. અને બીજો વિષય એ કે, મુસ્લિમોએ આપસમાં એકતા-સંપ બાકી રાખવા માટે ક્યા નિયમો અને કાયદાઓ ઉપર અમલ કરવો જરૂરી છે ?

શરૂઆતની પાંચ આયતોમાં તેમને એ અદબ અને શિષ્ટાચાર શીખવ-વામાં આવ્યા છે, જેનું તેમણે અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની બાબતમાં પાલન કરવું જોઈએ.

પછી આ આદેશ આપવામાં આવ્યો છે કે, દરેક ખબર ઉપર વિશ્વાસ કરી લેવો અને તે માટે કોઈ પગલાં લેવા યોગ્ય નથી. જો કોઈ વ્યક્તિ કે જૂથ અથવા તો કૌમ વિરૂદ્ધ કોઈ સમાચાર સાંભળો તો ધ્યાનપૂર્વક જોવું જોઈએ કે સમાચારનું માધ્યમ વિશ્વસનીય છે કે નહીં. વિશ્વસનીય ન હોય તો તે અંગે પગલાં લેતાં અગાઉ તપાસ કરી લેવી જોઈએ કે સમાચાર સાચા છે કે નહીં.

ત્યાર પછી મુસલમાનોને એ બુરાઈઓથી બચવાનો અનુરોધ કરવામાં આવ્યો છે, જે સામૂહિક જીવનમાં અશાંતિ પેદા કરે છે. અને જેના કારણે અંદરોઅંદર સબંધો બગડે છે. એકબીજાની મજાક કરવી, મહેણાં મારવા, ખરાબ નામ પાડવા, ખોટા અનુમાન કરવા, બીજાઓની હાલત વિશે ખણખોદ કરવી, લોકોની પીઠ પાછળ એમની નિંદા કરવી, આ એ કૃત્યો છે, જે પોતે પણ ગુનો છે, અને સમાજમાં પણ બગાડ પેદા કરે છે. અલ્લાહ તઆલાએ

એક એકનું નામ લઈ દરેકને હરામ ઠેરવી દીધાં છે.

ત્યાર પછી કૌમ અને વંશને કારણે ઉભા કરવામાં આવેલ ભેદભાવો ઉપર પ્રહાર કરવામાં આવ્યો છે, જે દુનિયામાં વિશ્વવ્યાપી બગાડ અને અશાંતિના કારણ બને છે. કૌમ અને કબીલાઓ તથા વંશોનો પોતાની આબરૂનું ગર્વ અને ઘમંડ અને બીજાને પોતાનાથી ઉતરતા સમજવા, અને પોતાની મોટાઈ પ્રસ્થાપિત કરવા માટે બીજાને નીચા પાડવા, એ મહત્વના કારણો પૈકી છે, જેના કારણે આ દુનિયા અન્યાય અને જુલ્મથી ભરાઈ ગઈ છે. અલ્લાહ તઆલાએ એક જ ટૂંકી આયતમાં આ ફરમાવીને આ દૂષણને જડમૂળથી ઉખાડી નાખ્યું છે કે, સૌ મનુષ્યો એક જ મૂળમાંથી પેદા થયા છે. અને કૌમ તથા કબીલાઓમાં તેમની વહેંચણી ઓળખાણ માટે છે, નહીં કે ગર્વ લેવા માટે. અને એક મનુષ્યની સરસાઈ માટે નૈતિક શ્રેષ્ઠતા (અખ્લાક-સભ્યતા) સિવાય બીજો કોઈ કાયદેસર આધાર નથી.

અંતમાં લોકોને બતાવવામાં આવ્યું છે કે, મુસલમાન થવા માટે ફક્ત ઈમાનનો મૌખિક એકરાર કરી લેવો કાફી નથી, બલ્કે હૃદયપૂર્વક અલ્લાહ તઆલા અને તેના રસૂલને માનવ, વ્યવહારમાં આજ્ઞાંકિત બનવા અને નિખાલસપણે અલ્લાહપાકના માર્ગમાં પોતાના જાનમાલ ખપાવી દેવા એ બધી વસ્તુઓ શામેલ છે. સાચો મુઅમિન એ જ છે, જે આ વલણ અપનાવે.

હુજુરાત અરબીમાં રૂમ અને ઓરડાને કહે છે. આ સૂરતની ચોથી આયતમાં આપ (સલ.)ના ઓરડાની બહાર જોરથી બુમો પાડવાથી રોકવામાં આવ્યા છે. માટે સૂરતનું નામ ''હુજુરાત'' રાખવામાં આવ્યું છે.

# સૂરએ હુજૂરાત

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**આપ (સલ.)નો અદબ-એહતેરામ જાળવવો :**

હે ઈમાનવાળાઓ ! પોતાના અવાજોને નબીના અવાજ કરતાં ઉંચો કરો નહિ અને તેમની સાથે એટલા જોરથી બોલો નહિ, જેમકે એકબીજા

સાથે (બેધડક) જોરથી બોલો છો. કદાચ એવું ન થાય કે તમારી કરણી (અઅ્માલ) બેકાર થઈ જાય અને તમને ખબર પણ થવા પામે નહિ. બેશક, જે લોકો અલ્લાહપાકના રસૂલની સેવામાં પોતાના અવાજને ધીમો રાખે છે, એ તે લોકો જ છે કે, જેમના દિલોને અલ્લાહપાકે તકવા માટે કસોટીરૂપે કર્યા છે. તેમના માટે (આખિરતમાં) ક્ષમા અને મહાન બદલો છે. (૩) (હે નબી સલ. !) બેશક, જે લોકો આપને (ખાનગી) ઓરડાઓની બહારથી પુકારે છે, તેઓ પૈકી ઘણાંઓને ભાન નથી. (૪) પણ જો તેઓ (જરા) ધીરજ રાખત. એટલા સુધી કે, આપ પોતે તેમના તરફ નીકળી આવત, તો તેમના માટે એ બેહતર થાત; પણ અલ્લાહ તઆલા બખ્શનાર (અને) દયાળુ છે. (૫) હે ઈમાનવાળાઓ ! જો કોઈ દુરાચારી માણસ તમારી પાસે કંઈ (શિકાયતની) ખબર લઈને આવે તો ખૂબ તપાસ કરી લો. એવું ન થાય કે અજાણપણે તમે કોઈ કૌમને નુકસાન પહોંચાડી દો. પછી તમો પોતાના કર્યા પર પસ્તાવા લાગો. (૬)

**એકબીજાની મશ્કરી-ગીબત કરવાની મનાઈ : બદગુમાની અને જ્ઞાતિભેદ એ ઘમંડની જ નિશાની છે :**

હે ઈમાનવાળાઓ ! પુરૂષો બીજા પુરૂષોની હાંસી ઉડાવે નહિ. કદાચને તેઓ (અલ્લાહપાકની નજીક) એમનાથી બેહતર હોય અને સ્ત્રીઓ પણ બીજી સ્ત્રીઓની હાંસી કરે નહિ. કદાચને તેણીઓ તેણીઓથી બેહતર હોય. વળી, તમે એકબીજાને મહેણું ન મારો અને ન એકબીજાને બુરા લકબથી પુકારો. (ઈમાન લાવ્યા) પછી પાપાચારીનું નામ જ ભૂંડું છે. અને જે કોઈ (એવા કામથી) તૌબા નહિ કરે, તો તેઓ જ જુલ્મ કરનારા છે. (૧૧) હે ઈમાનવાળાઓ ! ઘણીખરી ધારણાઓથી દૂર રહો. કેમ કે કેટલીક ધારણાઓ પાપ હોય છે અને કોઈ(ના ઐબ)ની જાસૂસી ન કરો અને એકબીજાની ગીબત (નિંદા) ન કરો. શું તમારામાંથી કોઈને આ (કૃત્ય) ગમે છે કે તે પોતાના મરેલા ભાઈનું માંસ ખાય ? એને તો તમે તિરસ્કારપાત્ર ગણો છો અને અલ્લાહપાકથી ડરતા રહો. બેશક, અલ્લાહપાક તૌબા કબૂલ કરનાર મહા દયાળુ છે. (૧૨) હે લોકો ! બેશક, અમે તમને એક પુરૂષ અને એક

જ સ્ત્રી (આદમ-હવ્વા અલૈ.)થી પેદા કર્યા અને અમે તમારી અનેક કૌમો અને કુટુંબો બનાવ્યા કે જેથી તમે એકબીજાને ઓળખી શકો. બેશક, અલ્લાહપાકને ત્યાં તમારામાંથી તે જ વધુ માનવંત છે, જે વધુ પરહેઝગાર હોય. બેશક, અલ્લાહપાક સર્વજ્ઞ, ખબર રાખનાર છે. (૧૩)

# સૂરએ કાફ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૫૦** **રૂકૂઅની સંખ્યા : ૦૩**

**નાઝિલ થવાનો ક્રમ : ૩૪** **આયતોની સંખ્યા : ૪૫**

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

આ સૂરતનો અસલ વિષય આખિરતનો અકીદો સાબિત કરવાનો છે. આખિરતનો અકીદો માણસની કરણી-કથનીમાં જવાબદારીની ભાવના પેદા કરે છે. જો આ અકીદો માણસના દિલમાં સમાય જાય અને તેના ઉપર દૃઢ વિશ્વાસ થઈ જાય તો માણસ હર ઘડીએ બુરા અમલો કરવાથી બચી જાય. કારણકે તેને એહસાસ થઈ ગયો છે કે, તેના દરેક અમલનો રેકોર્ડ થઈ રહ્યો છે. અને કાલે કિયામતના દિવસે તેની પ્રત્યેક કરણી-કથનીનો જવાબ આપવો પડશે. આ અકીદાને લઈ માનવી રાતના અંધકારમાં પણ ગુનોહ કરવાથી બચી જાય છે. એટલા જ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મોટાભાગે ઈદની નમાઝોમાં આ સૂરત પઢતા હતા.

એક મહિલા ઉમ્મે હિશામ બિન હારિસા (રદી.), જેઓ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પાડોશી હતા, વર્ણવે છે કે મને સૂરએ કાફ મોઢે જ આવી રીતે થઈ કે હું જુમ્આના ખુત્બાઓમાં ઘણી વખતે આપના મુબારક મુખે એ સાંભળતી હતી. કેટલીક બીજી રિવાયતોમાં આવ્યું છે કે, ફજની નમાઝમાં પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ખૂબ પઢતા હતા. આના ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની દૃષ્ટિમાં આ એક ખૂબ જ મહત્વની સૂરત હતી.

આથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વધુને વધુ લોકો સુધી વારંવાર આના વિષયો પહોંચાડવાની વ્યવસ્થા કરતા હતા.

આનું મહત્વનું કારણ સૂરતને ધ્યાનપૂર્વક પઢવાથી સહેલાઈથી સમજાઈ જાય છે. સમગ્ર સૂરતનો વિષય આખિરત છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જ્યારે મક્કા મુકર્રમહમાં પોતાની દઅવતનો આરંભ કર્યો તો લોકોને સૌથી વધુ નવાઈ આપની જે વાતથી થઈ તે આ હતી કે, મૃત્યુ પછી મનુષ્યોને બીજીવાર ઉઠાવવામાં આવશે અને તેમને પોતાના કર્મોનો હિસાબ આપવો પડશે. લોકો કહેતા હતા કે, આ તો બિલ્કુલ અશક્ય વાત છે. અક્કલમાં આ વાત સમાતી નથી. છેવટે આ બની જ કેવી રીતે શકે કે, જ્યારે આપણી રજેરજ ધરતીમાં વેરવિખેર થઈ ચૂકી હોય, ત્યાર પછી આ વેરવિખેર કણોને હજારો વરસ પછી ફરીવાર એકત્ર કરી અમારા આ જ શરીરને નવેસરથી બનાવી દેવામાં આવે અને અમે જીવતા થઈ ઉભા થઈ જઈએ ? આના જવાબમાં અલ્લાહ તઆલા તરફથી ખૂબ જ સંક્ષિપ્તમાં નાના-નાના વાક્યો દ્વારા એક તરફ આખિરતની શક્યતા અને તેના ચોક્કસ કાયમ થવા માટે દલીલો આપવામાં આવી છે. અને બીજી તરફ લોકોને ચેતવવામાં આવ્યા છે કે, તમે ચાહે આશ્ચર્ય પામો અથવા સમજમાં ન સમાય તેમ સમજો, કે પછી ખોટી ઠેરવો, કોઈપણ સંજોગોમાં આ હકીકત બદલાઈ શકતી નથી.

હકીકત આ છે કે, તમારા શરીરની રજેરજ જે ધરતીમાં વિખરાય છે, તેના વિશે અલ્લાહ તઆલાને ખબર છે કે, તે ક્યાં ગઈ છે અને કઈ સ્થિતિમાં ક્યા સ્થળે પડી છે. અલ્લાહ તઆલાનો એક ઈશારો માત્ર આ સર્વ કણોને એકત્ર કરી દેવા માટે અને તમને ફરીથી બનાવી પહેલાંની જેમ ઉભા કરી દેવા માટે બસ છે. આવી જ રીતે તમારો આ ખ્યાલ કે તમે અહીં સ્વચ્છંદ વ્યક્તિ તરીકે છોડી દેવામાં આવ્યા છો અને કોઈની સામે તમારે જવાબ આપવાનો નથી, એક ગેરસમજ સિવાય કશું નથી. સાચી હકીકત આ છે કે, અલ્લાહ તઆલા પ્રત્યક્ષ રીતે પોતે પણ તમારા દરેક વર્તન અને કાર્યથી, બલ્કે તમારા દિલમાં આવી જનારા વિચારો સુદ્ધાંથી વાકેફ છે.

અને તેના ફરિશ્તા પણ તમારા પૈકી દરેક વ્યક્તિ સાથે લગાડેલા છે, જે તમામ હલનચલનની પાકી નોંધ રાખી રહ્યા છે.

જ્યારે સમય આવશે, ત્યારે સૂરનો અવાજ થતાં તમે બિલ્કુલ એવી જ રીતે નીકળી આવશો, જેવી રીતે વરસાદના એક ઝાપટા સાથે જ ધરતીમાંથી વનસ્પતિની કૂંપળો ફૂટી નીકળે છે. એ વખતે આજની ગફલતનો પડદો જે તમારી અક્કલ ઉપર પડેલો છે, તમારી સામેથી ઉંચકાઈ જશે અને તમે સગી આંખે એ બધું જોઈ લેશો, જેનો તમે આજે ઈન્કાર કરી રહ્યા છો. એ વખતે તમને ખબર પડી જશે કે, તમે દુનિયામાં બિનજવાબદાર ન હતા, બલ્કે જવાબદાર હતા. બદલો અને સજા, યાતના અને વળતર તથા જન્નત-જહન્નમ જેમને તમે અજાયબીભરી વાર્તાઓ સમજી રહ્યા છો, તે વખતે આ બધી જ વસ્તુઓ તમારી નજર સામેની હકીકતો બની જશે. સત્યની દુશ્મનાવટના બદલારૂપે તમને એ જ જહન્નમમાં નાખવામાં આવશે, જેને આજે તમે બુદ્ધિ વગરની વાત સમજો છો. અને કૃપાળુ ખુદા તઆલાનો ડર રાખી સીધા માર્ગ તરફ પાછા વળનારા તમારી આંખોની સામે જન્નતમાં જશે, જેનું વર્ણન સાંભળી આજે તમને આશ્ચર્ય થઈ રહ્યું છે.

# સૂરએ કાફ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**માનવીના પ્રત્યેક અમલનો રેકોર્ડ થઈ રહ્યો છે :**

અને અલબત્ત, અમે મનુષ્યને પેદા કર્યો અને તેના મનમાં જે વિચારો ઉદ્‌ભવે છે, તેને પણ અમે જાણીએ છીએ અને (ઈલ્મમાં) અમે માનવીથી તેની ધોરી નસ કરતાં પણ વધુ નજીક છીએ. (૧૬) (તદુપરાંત એ પણ બતાવો કે) જ્યારે બે લેનારા ફરિશ્તા (કરણીની નોંધ) લેતા જાય છે, જે જમણી અને ડાબી તરફ બેસી રહે છે. (૧૭) તે કોઈ વાત બોલવા પામતો નથી, પરંતુ તેની પાસે એક તાકમાં લાગેલો (લખી લેવા માટે) તૈયાર હોય છે. (૧૮) અને (સાવધ થઈ જાઓ) મૌતની મૂર્છા (સકરાત) ખરેખર આવી લાગી (ત્યારે કહેવામાં આવશે કે) આ તે જ વસ્તુ છે, જેનાથી તું દૂર ખસતો

હતો. (૧૯) અને (ત્યાર બાદ બીજી વખત) સૂર ફૂંકવામાં આવશે; એ જ અઝાબના વાયદાનો દિવસ છે. (૨૦) અને દરેક જણ એવી રીતે (કિયામતના મેદાનમાં) આવશે કે તેની સાથે (બે ફરિશ્તા) એક હાંકનાર અને એક સાક્ષી આપનાર હશે. (૨૧) (પછી કાફિરને કહેવામાં આવશે) આ દિવસ સબંધી તું ગફલતમાં રહ્યો. હવે અમે તારા ઉપરથી તારો (ગફલતનો) પડદો ખસેડી લીધો, જેથી આજે તારી દૃષ્ટિ બહુ જ સતેજ છે. (૨૨)

**જન્નત-જહન્નમના અહેવાલ :**

(તે દિવસ યાદ કરવા પાત્ર છે) જે દિવસે અમે જહન્નમને કહીશું કે શું તું ભરાઈ ગઈ ? પણ તે અરજ કરશે કે (હજુ) બીજું પણ કંઈ છે ? (૩૦) અને પરહેઝગારો માટે જન્નતને નજીક લાવવામાં આવશે, જે કંઈ જ દૂર રહેશે નહિ. (૩૧) (ફરી કહેવામાં આવશે કે) આ તે જ છે, જેનો તમારાથી દરેક (દિલથી) રજૂ રહેનાર (બંદગીમાં) પાબંદી કરનાર માટે વાયદો કરવામાં આવતો હતો. (૩૨) (સારાંશ કે) જે કોઈ કૃપાળુ (અલ્લાહ તઆલાથી) તેને જોયા વિના જ ડરતો રહ્યો અને રજૂ થનાર દિલ સહિત આવ્યો હોય, (૩૩) તેઓને કહેવામાં (આવશે કે) આ જન્નતમાં સલામતીથી ચાલ્યા જાઓ. આ સદા રહેવા (સબંધી હુકમ)નો દિવસ છે. (૩૪) તેઓને ત્યાં તે સઘળુ મળશે, જેની તેઓ ઈચ્છા કરશે તથા (તે ઉપરાંત) અમારી પાસે કંઈક વધારો પણ છે. (૩૫)

# અઝ્-ઝારિયાત

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૫૧** | **રૂકૂઅની સંખ્યા : ૦૩** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૬૭** | **આયતોની સંખ્યા : ૬૦** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતથી લઈ સૂરએ હદીદ (સૂરહ-૫૭) સુધી બધી જ સૂરતો મક્કી છે. તેમનો મુખ્ય વિષય ઈસ્લામી બુન્યાદી અકીદાઓનું શિક્ષણ છે. ખાસ

કરીને આખિરતનું જીવન, જન્નત-જહન્નમની વિવિધ હાલતો, અઝાબ-રાહતો વગેરેનું વર્ણન અને આગલી નાફરમાન કૌમોના ઈબ્રતજનક પરિણામોને ઘણી જ શાનદાર, અર્થસભર, સાહિત્યિક શૈલીમાં અસરકારક રીતે રજુ કરવામાં આવ્યા છે. આ કિસ્સાઓને બીજી કોઈપણ ભાષામાં રજુ કરવા અત્યંત મુશ્કેલ છે. ભાષાંતર કરી ફક્ત તેનો ભાવાર્થ રજુ કરવાની કોશિશ કરવામાં આવી છે. અસલ હકીકત તો અરબી ભાષામાં જ સમજી શકાય છે.

આખિરત વિશે જે વાત આ સૂરહના નાના-નાના પરંતુ અર્થ-સભર વાક્યોમાં વર્ણવવામાં આવી છે, તે આ છે કે, માનવજીવનના અંજામ વિશે લોકો વચ્ચે પ્રવર્તતી વિવિધ અને વિરોધાભાસી માન્યતાઓ જ આ વાતની સ્પષ્ટ દલીલ છે કે, આમાંથી કોઈપણ માન્યતા જ્ઞાન-બુધ્ધિ આધારિત નથી, બલ્કે દરેકે અનુમાનના ઘોડા દોડાવી પોતાની રીતે જે વિચારસરણીઓ ઘડી કાઢી છે, તેને જ તે પોતાની માન્યતાઓ માની બેઠો. કોઈએ સમજી લીધું કે, મૃત્યુ પછી જીવન નથી, તો પુનર્જન્મના સ્વરૂપમાં કોઈએ આખિરતના જીવન અને સજા તથા બદલાનો સ્વીકાર કર્યો, તો કર્મોના બદલાથી બચવા માટે જાતજાતના માર્ગો શોધી કાઢ્યા. આવા મોટા અને પાયાના પ્રશ્નની બાબતમાં, જેના વિશે માણસનો અભિપ્રાય ખોટો ઠરવાથી તેનું સમગ્ર જીવન નકામું બની જાય છે અને હંમેશ માટે તેના ભાવિને નષ્ટ કરી નાખે છે. માણસ એક મોટી ગેરસમજમાં રહીને આખું જીવન અજ્ઞાનતાની ગફલતમાં પસાર કરી નાખે અને મૃત્યુ પછી એકાએક એક એવી પરિસ્થિતિનો સામનો કરે, જે માટે તેણે સહેજે તૈયારી કરી ન હતી.

આવા પ્રશ્ન માટે સાચો અભિપ્રાય બાંધવાનો માત્ર એક જ માર્ગ છે કે, મનુષ્યને આખિરત વિશે જે જ્ઞાન ખુદાપાક તરફથી તેના નબી (સલ.) આપી રહ્યા છે, તેની ઉપર ગંભીરતાપૂર્વક વિચાર કરે, અને ધરતી તથા આકાશની વ્યવસ્થા તથા ખુદ પોતાની જાત ઉપર નજર નાંખી ઉઘાડી આંખોથી જુએ કે શું એ જ્ઞાનની સચ્ચાઈ દરેક જગ્યાએ મોજૂદ નથી ? આ જ સબંધમાં હવા અને વરસાદની વ્યવસ્થાને, ધરતીની બનાવટ અને તેની મખ્લૂકને, મનુષ્યના પોતાના આત્માને, આકાશના સર્જનને અને દુનિયાની બધી જ

વસ્તુઓને જોડીમાં પેદા કરવાને આખિરત માટે પુરાવાના રૂપમાં રજૂ કરવામાં આવ્યા છે.

તૌહીદનો સંદેશ આપતાં જણાવવામાં આવ્યુ છે કે, તમારા સર્જકે તમને બીજાઓની બંદગી માટે નહીં, બલ્કે પોતાની બંદગી માટે પેદા કર્યા છે. તે તમારા બનાવટી ઉપાસ્યો (મઅ્બૂદ) જેવો નથી, જે તમારી પાસેથી રોજી પ્રાપ્ત કરે છે અને તમારી મદદ વિના જેમની ખુદાઈ ચાલી શકતી નથી. તે એવો ઉપાસ્ય છે, જે સૌને રોજી આપનાર છે, જેને કોઈની પાસેથી રોજી લેવાની જરૂર નથી, અને જેની ખુદાઈ ખુદ તેના પોતાના સર્વશક્તિમાન હોવાને લઈ ચાલી રહી છે.

અંતમાં તૌહીદનો સંદેશ રજૂ કરવામાં આવ્યો છે. આની સાથે લોકોને આ વાત માટે ચેતવવામાં આવ્યા છે કે, નબીઓ અલયહિ-મુસ્સલામની વાત ન માનવી અને પોતાના અજ્ઞાનતાપૂર્ણ ખ્યાલોનો આગ્રહ સેવવો પોતે એ કૌમો માટે જ વિનાશક પુરવાર થયો છે.

# સૂરએ ઝારિયાત

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### આખિરતની સાબિતી માટે વિવિધ વસ્તુઓના સોગંદ :

તે પવનોના સોગંદ કે જે (ધૂળ) ઉડાવીને વિખેરી નાખે છે. (૧) ફરી તે વાદળોના (સોગંદ) જે (વરસાદના બોજાને ઉઠાવે છે.) (૨) ફરી નરમીથી ચાલે છે. (૩) પછી હુકમ મુજબ વહેંચી આપે છે. (૪) બેશક, તમારાથી જે (કિયામતનો) વાયદો કરવામાં આવે છે, તે સત્ય જ છે. (૫) અને બેશક, (કરણીઓનો) ઈન્સાફ થનાર જ છે. (૬) આકાશના સોગંદ જેમાં (ફરિશ્તાઓના) રસ્તા છે. (૭) બેશક, (કિયામત સબંધી) તમે ઝઘડાની વાતમાં પડ્યા છો. (૮) તેના (પર ઈમાન લાવવા)થી તે જ અટકે છે,જે ભમાવવામાં આવ્યો. (૯) અટકળ ચલાવનારા માર્યા ગયા. (૧૦) જેઓ ગફલતમાં હોય ભૂલી રહ્યા છે. (૧૧) તેઓ (હાંસી તરીકે) પૂછે છે કે, તે

ઈન્સાફનો દિવસ ક્યારે આવશે ? (૧૨) (ફરમાવી દો કે) જે દિવસે તેઓ આગ પર બાળવામાં આવશે (૧૩) (અને તેઓને કહેવામાં આવશે કે) પોતાની શરારતની મજા ચાખો, એ જ (અઝાબ) છે, જેને તમે ઉતાવળથી માંગતા હતા. (૧૪)

**જન્નતવાળા લોકોના ગુણો :**

બેશક, અલ્લાહપાકથી ડરનારાઓ બગીચાઓ અને નહેરોમાં હશે. (૧૫) તેમના પરવરદિગારે તેમને જે નેઅમતો અર્પણ કરી હશે તેને (સહર્ષ) લેતા હશે. ખરેખર, તેઓ એના પહેલાં (દુનિયામાં) સદાચારી હતા. (૧૬) તેઓ રાત્રે (બંદગી કરતા હોવાથી) બહુ થોડું ઉંઘતા હતા (૧૭) અને પરોઢિયે તેઓ (ગુનાહોની) માફી માંગતા હતા. (૧૮) અને તેમના માલમાં ભિક્ષુક તથા (બિન સવાલી) નિરાધારોનો ભાગ હતો. (૧૯)

**માનવીની પૈદાઈશનો હેતુ :**

અને મેં જિન્નાત તથા ઈન્સાનને એટલા માટે જ પેદા કર્યા છે કે, મારી જ બંદગી કર્યા કરે. (૫૬) હું તેઓ પાસે રોજી માંગતો નથી અને ન એ ચાહું છું કે તેઓ મને ખોરાક આપે. (૫૭) બેશક, અલ્લાહપાક પોતે જ સૌને રોજી આપનાર, શક્તિવાન (અને) ઘણો બળવાન છે. (૫૮)



# અત્-તૂર

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૫૨** | **રૂકૂઅની સંખ્યા : ૦૨** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૭૬** | **આયતોની સંખ્યા : ૪૯** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતના પ્રથમ રૂકૂઅનો વિષય આખિરત છે. આખિરત માટે સાક્ષી આપતી કેટલીક હકીકતો અને નિશાનીઓના સોગંદ ખાઈને ખૂબ જ ભારપૂર્વક આ ફરમાવવામાં આવ્યું છે કે, તે ચોક્કસ આવવાની છે. અને કોઈની અંદર આ તાકાત નથી કે, આને આવતી અટકાવી શકે. પછી આ

બતાવવામાં આવ્યુ છે કે, જ્યારે તે આવશે, તો તેનો ઈન્કાર કરનારાઓનો શું અંજામ આવશે ? અને આને સ્વીકારી તકવા-સંયમનો માર્ગ અપનાવ-નારાઓ કેવી રીતે અલ્લાહ તઆલાના ઈનામો દ્વારા બહુમાન પામશે.

ત્યાર બાદ બીજા રૂકૂઅમાં કુરૈશના સરદારોના એ વલણની ટીકા કરવામાં આવી છે, જે તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સંદેશની વિરોધમાં અપનાવેલું હતું. તેઓ આપને ક્યારેક જ્યોતિષી, ક્યારેક પાગલ અને ક્યારેક શાયર ઠેરવી સામાન્યજનોને આપની વિરૂદ્ધ બહેકાવતા હતા. જેથી લોકો આપના લાવેલા સંદેશા તરફ ગંભીરતાપૂર્વક ધ્યાન ન આપે. જાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કંઈ માંગવા માટે એમની પાછળ પડી ગયા છે. અને તેઓ પોતાનો જીવ છોડાવવા માટે આપનાથી મોઢું છુપાવતા ફરે છે. તેઓ ભેગા મળી વિચારતા હતા કે, આપની વિરૂદ્ધ કઈ ચાલ ચાલવામાં આવે, જેથી આપની આ દઅવતનો ખાત્મો થઈ જાય, અને બધું કરવા છતાં પણ એમને આ વાતનું કોઈ ભાન ન હતું કે, તેઓ કેવી અજ્ઞાનતાપૂર્ણ માન્યતાઓમાં પડેલા છે. જેના અંધકારમાંથી લોકોને કાઢવા માટે હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બિલ્કુલ નિઃસ્વાર્થ ભાવે પોતાની સમગ્ર તાકત ખર્ચી રહ્યા છે. અલ્લાહ તઆલાએ એમના આ જ વલણની ટીકા કરતાં સતત પ્રશ્નો કર્યા છે. જેમાંથી દરેક પ્રશ્ન કાં તો એમના કોઈ વાંધાનો જવાબ છે અથવા એમની કોઈ અજ્ઞાનતાની સમીક્ષા. ત્યાર પછી ફરમાવવામાં આવ્યુ છે કે, આ લોકોને આપની નબૂવ્વતનો સ્વીકાર કરાવી લેવા માટે કોઈ ચમત્કાર, મોઅજિઝો દેખાડવો બિલ્કુલ નિરર્થક છે. કેમકે આ લોકો એવા હઠીલા છે કે, એમને ગમે તે દેખાડી દેવામાં આવે તો પણ તેઓ તેનું કોઈને કોઈ અર્થઘટન કરી ઈમાન લાવવાથી છટકી જશે.

આ સાથે આપને સંતોષ દેવડાવવામાં આવ્યો છે કે, આપના પાક રબે આપને દુશ્મનોના મુકાબલામાં પોતાની હાલત ઉપર છોડી દીધા નથી, બલ્કે તે બરાબર દેખરેખ રાખી રહ્યો છે. જ્યાં સુધી તેના નિર્ણયની ઘડી ન આવે, આપ બધું જ સહન કરતાં જાવ અને પોતાના રબની પ્રશંસા અને

પવિત્રતા (સુબ્હાનલ્લાહ અને અલ્હમ્દુલિલ્લાહ) પઢતા રહો અને તેના વડે એ બળ પ્રાપ્ત કરતા રહો, જે આવા સંજોગોમાં અલ્લાહપાકના દીનનું કામ કરવા માટે જરૂરી હોય છે.

# સૂરએ તૂર

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### આખિરતની સાક્ષીરૂપ નિશાનીઓની સોગંદ :

તૂર (પર્વત)ના સોગંદ (૧) તથા તે કિતાબના સોગંદ જે લખાયેલી છે. (૨) ખુલ્લા વરકોમાં (લખાયેલી છે.) (૩) તથા આબાદ ઘરના (સોગંદ) (૪) અને ઉંચી છતના (સોગંદ) (૫) અને જોશ મારતા સમુદ્રના (સોગંદ) (૬) બેશક, આપના પરવરદિગારનો અઝાબ થઈને જ રહેશે. (૭) જેને કોઈ ટાળી શકનાર નથી. (૮) જે દિવસે આકાશ થરથર ધ્રુજી ઉઠશે (૯) અને પર્વતો ચાલવા લાગશે, (૧૦) તો તે દિવસે (નબીને) જુઠાડનારાઓની બૂરી દશા થશે. (૧૧) જેઓ કે (જુઠાડવાની) વાતો બનાવતા હોઈ રમી રહ્યા છે. (૧૨) જે દિવસે કે તેઓને જહન્નમની આગ તરફ ધક્કા મારીને લાવવામાં આવશે. (૧૩) (ત્યારે તેઓને કહેવામાં આવશે કે) આ તે જ દોઝખ છે કે, જેને તમે જૂઠાડતા હતા. (૧૪) હવે (બોલો) આ જાદૂ છે અથવા તમને સૂજતું જ નથી ? (૧૫) (ત્યારે હવે) એમાં દાખલ થઈ જાઓ. ફરી ચાહે તમે સહન કરો યા સહન ન કરો. તમારા માટે બન્ને સરખું જ છે. તમને તે (કરણી)નો બદલો આપવામાં આવે છે, જે કંઈ તમે કરતા હતા. (૧૬)

### જન્નતવાળાના ઈન્આમ :

બેશક, પરહેઝગારો (જન્નતના) બાગો અને નેઅમતોમાં હશે. (૧૭) તેમના પરવરદિગારે જે કંઈ તેમને આપ્યું હશે, તેથી ખૂશ હશે અને તેમને તેઓનો પરવરદિગાર જહન્નમના અઝાબથી બચાવશે. (૧૮) (વળી, તેમને હુકમ થશે કે) જે નેકીઓ તમે કરતા હતા તેના બદલે રૂચી મુજબ ખૂબ ખાઓ અને પીઓ. (૧૯) હારબંધ ગોઠવેલા તખતો પર અઢેલીને (બેસી

ખાઓ-પીઓ) અને અમે તેમને મોટી મોટી આંખોવાળી હૂરો સાથે પરણાવીશું. (૨૦) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમની અવલાદે પણ ઈમાનની સાથે તેમનું અનુકરણ કર્યું તો તેમની અવલાદને પણ અમે (દરજામાં) તેમની સાથે શામિલ કરી દઈશું અને અમે તે વડીલોની કરણી-માંથી તેઓનો જરા પણ (સવાબ) ઘટાડીશું નહિ. દરેક માણસ પોતાની કરણીમાં સપડાયેલો છે. (૨૧) અને જે પ્રકારના ફળો તથા ગોશ્તની તેમને ઈચ્છા હશે, અમે તે ઉપરાછાપરી આપતા રહીશું. (૨૨) તેઓ ત્યાં (એવા શરાબના) પ્યાલાં ઝડપી લેશે કે જે(ના પીવા)થી ન કંઈ બકવાસ હશે અને ન કોઈ ગુનાહની વાત હશે. (૨૩) અને તેમની પાસે નવયુવાન સેવકો આવ-જા કરતા રહેશે, જે તેમના માટે ખાસ હશે. જાણે કે તેઓ (દાબડીમાં) છૂપાવી રાખેલા મોતી છે. (૨૪) અને તે (જન્નતીઓ) એકબીજાની સામે રહી વાતચીત કરશે. (૨૫) (તે દરમિયાન) કહેશે કે આ પહેલાં તો આપણે (દુનિયામાં) પોતપોતાના ઘરોમાં (પરિણામથી) ખૂબ ડર્યા કરતા હતા. (૨૬) તો અલ્લાહપાકે આપણા ઉપર મહાન ઉપકાર કર્યો અને આપણને દોઝખના અઝાબથી બચાવી લીધા. (૨૭) ખરેખર, આપણે તો પ્રથમથી જ એની દુઆ માંગતા હતા. બેશક, તે જ મહા ઉપકારી (અને) દયાળુ છે. (૨૮)

## શું અલ્લાહપાકે માનવીને લગામ વગરનો છોડ્યો છે ? :

શું તેઓ કોઈ ઉત્પન્નકર્તા વિના પોતાની મેળે જ પેદા થઈ ગયા છે અથવા તેઓ જ પોતાના ઉત્પાદક છે ? (૩૫) અથવા તેઓએ જ આકાશો અને પૃથ્વીને સર્જયા છે ? એમ નથી, બલ્કે તેઓ યકીન લાવતા નથી. (૩૬) શું તેઓની પાસે આપના પરવરદિગાર(ની રહમત)ના ખજાના છે અથવા તેઓ જ (એમાં) અધિકારી છે ? (૩૭) શું તેઓની પાસે કોઈ નિસરણી છે કે, જેના ઉપર ચઢી (આકાશમાંની) વાતો સાંભળી આવે છે ? ત્યારે તો તેઓમાંથી જે કોઈ (ત્યાંની) વાતો સાંભળી આવતો હોય તેણે સ્પષ્ટ દલીલ રજૂ કરવી જોઈએ. (૩૮) શું અલ્લાહપાકને માટે દીકરીઓ અને તમારા માટે દીકરા ? (૩૯) શું તેઓ પાસે આપ (ઉપદેશનો) કંઈ બદલો માંગો છો કે જેથી તેઓના ઉપર દંડનો બોજો પડે છે ? (૪૦)

શું તેઓને ગૈબની ખબર છે કે જેથી તેઓ તેને (યાદ રાખવા) લખી રાખે છે ? (૪૧) શું તેઓ (રસૂલ સાથે) કંઈ દાવ રચવા ચાહે છે ? પણ જેઓ કાફિર છે, તેઓ પોતે જ (એ) દાવમાં સપડાઈ જનાર છે. (૪૨) શું અલ્લાહપાકના સિવાય તેઓનો અન્ય કોઈ મઅ્બૂદ છે ? તેઓ જે શરીક ઠેરવે છે, તેથી ખુદાવંદ પવિત્ર છે. (૪૩)

**નબીઓને સતામણી વખતે ધીરજ અને ઝિક્રનો હુકમ :**

અને આપ પોતાના પરવરદિગારના હુકમની રાહ જોતા ધીરજ રાખો. કારણ કે બેશક, આપ તો અમારી નજર સમક્ષ (રક્ષણમાં) છો અને (બેઠકમાંથી અથવા ઉંઘમાંથી ઉઠતી વેળા પોતાના પરવરદિગારના વખાણ સહિત તેની પવિત્રતા બયાન કર્યા કરો. (૪૮) અને રાતના અમુક ભાગમાં પણ તેની તસ્બીહ પઢો અને તારલાઓના (અસ્ત થવા) પછી પણ (તસ્બીહ પઢો.) (૪૯)



## અન્-નજ્મ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૫૩** | **રૂકૂઅની સંખ્યા : ૦૩** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૨૩** | **આયતોની સંખ્યા : ૬૨** |

### ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદની રિવાયત છે કે, આ કુર્આન મજીદની પહેલી સૂરત છે, જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હરમ શરીફમાં કુરૈશની એક જાહેર બેઠકમાં સંભળાવી હતી. ટોળામાં મુશ્રિકો અને મુઅમિનો બધા જ હતા. અંતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સિજદાની આયત પઢી સિજદો કર્યો, તો હાજર રહેલા સૌ લોકો આપ (સલ.)ની સાથે સિજદામાં પડી ગયા અને મુશ્રિકોના એ મોટા-મોટા સરદારો સુદ્ધાં, જે વિરોધ કરવામાં મોખરે રહેતા હતા, સિજદો કર્યા વિના રહી ન શક્યા. (કારણકે સૂરતના વિષયો અને શૈલી એવી ચોટદાર અને અસરકારક ઢબે રજુ થયા હતા, જેણે

તેમને સજદો કરવા મજબૂર કરી દીધા.) ઈબ્ને મસ્ઉદ રદી. વર્ણવે છે કે, મેં કાફિરોમાંથી માત્ર એક ઉમય્યહ બિન ખલફને જોયો કે તેણે સિજદો કરવાને બદલે થોડી માટી ઉઠાવીને પોતાના કપાળ ઉપર લગાડી લીધી, અને કહ્યું કે, મારા માટે આ જ પૂરતું છે.

સૂરતનો અસલ વિષય આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની રિસાલત સાબિત કરવાનો છે. કલામની શરૂઆત આ પ્રમાણે કરવામાં આવી છે કે, હઝ. મુહમ્મદ (સલ.) બહેકેલા અને ભટકેલા માણસ નથી, જેમકે તમે એમના વિશે બધી જગ્યાએ કહેતા ફરો છો, અને ન તો ઈસ્લામનું આ શિક્ષણ અને સંદેશ તેમણે જાતે પોતાના મનથી ઘડી કાઢયું છે, જેમકે તમે માનો છો, બલ્કે જે કંઈ તેઓ રજૂ કરી રહ્યા છે, તે શુદ્ધ વહી છે, જે તેમની ઉપર ઉતારવામાં આવી છે. જે હકીકતો તેઓ તમારી સામે વર્ણવી રહ્યા છે, તે તેમના પોતાના અનુમાન અને કલ્પનાઓનું સર્જન નથી, બલ્કે નજરોનજર નિહાળેલી હકીકતો છે. મેઅરાજમાં જે તેમને સાત આસ્માનો ઉપર લઈ જઈ બધી વસ્તુઓ બતાવવામાં આવી છે. અને તેમણે તે ફરિશ્તાને પ્રત્યક્ષ જાતે જોયા છે, જેમની મારફત આ જ્ઞાન તેમને આપવામાં આવે છે. તેમને પોતાના રબની મહાન નિશાનીઓનું દર્શન પ્રત્યક્ષ રીતે કરાવવામાં આવ્યુ છે. તેઓ જે કંઈ કહી રહ્યા છે, જોઈને કહી રહ્યા છે. તેમની સાથેનો તમારો ઝઘડો એવો જ છે, જેમકે કોઈ આંધળો આંખોવાળા સાથે એ વસ્તુ માટે ઝઘડે, જે તેને દેખાતી નથી, અને આંખોવાળાને દેખાય છે.

ત્યારબાદ મક્કાવાસીઓને સમજાવવામાં આવ્યું છે કે, જે ધર્મનું તમે અનુસરણ કરી રહ્યા છો, તેનો પાયો નરી કલ્પના અને માની લીધેલી ધારણાઓ ઉપર છે. તમે લાત, મનાત અને ઉઝ્ઝા જેવી કેટલીક દેવીઓને ઉપાસ્ય બનાવી રાખી છે, જો કે ઉપાસનાના અધિકારમાં તેમનો નામ માત્ર પણ હિસ્સો નથી. તમે ફરિશ્તાઓને અલ્લાહપાકની પુત્રીઓ ઠરાવી રાખી છે, જો કે ખુદ પોતાના માટે તમે પુત્રીને શરમજનક સમજો છો. તમે જાતે એમ ધારી લીધું છે કે, તમારા આ ઉપાસ્યો તમારા કામ બનાવી શકે છે, જો કે તમામ નજીકના ફરિશ્તાઓ મળીને પણ અલ્લાહપાક પાસે પોતાની

કોઈ વાત મનાવી શકતા નથી. આ પ્રકારની જે માન્યતાઓ તમે અપનાવી રાખી છે, એમાંથી કોઈ માન્યતા પણ જ્ઞાન અને દલીલ આધારિત નથી. બલ્કે કેટલીક ઈચ્છાઓ છે, જેના માટે તમે કેટલાક વહેમોને હકીકત સમજી બેઠા છો. આ એક ખૂબ મોટી પાયાની ભૂલ છે, જેમાં તમે પડ્યા છો. તે ધર્મ જ સાચો છે, જે હકીકતો મુજબ હોય, અને હકીકત લોકોની ઈચ્છાઓને આધિન હોતી નથી કે જેને તેઓ હકીકત માની લે તે જ હકીકત બની જાય. તેની સાથે મેળ બેસાડવા માટે કલ્પના અને અનુમાન કામ આવતા નથી, બલ્કે તેના માટે જ્ઞાન જરૂરી છે. તે જ્ઞાન તમારી સામે રજૂ કરવામાં આવે છે, તો તમે તેનાથી મોઢું ફેરવી લો છો.

સત્ય દીનના કેટલાક પાયાના સિદ્ધાંતો લોકોની સામે રજૂ કરવામાં આવ્યા છે, જે કુર્આન મજીદના ઉતરાણ પહેલાં સદીઓ અગાઉ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત મૂસા (અલૈ.)ની પુસ્તિકાઓમાં વર્ણવવામાં આવી ચૂકયા હતા, જેથી લોકો આ ગેરસમજમાં ન રહે કે, હઝ. મુહમ્મદ (સલ.) કોઈ નવો અને નિરાળો દીન લઈને આવ્યા છે. બલ્કે એમને જણાઈ જાય કે આ તે સૈદ્ધાંતિક સત્ય હકીકતો છે, જે હંમેશથી ખુદાપાકના નબી વર્ણવતા આવ્યા છે. આની સાથે એ જ પુસ્તિકાઓમાંથી આ વાત પણ નોંધી દેવામાં આવી છે કે, આદ અને સમૂદ અને નૂહની કૌમ અને લૂતની કૌમનો વિનાશ અચાનક આવેલી આફતોનું પરિણામ ન હતું, બલ્કે અલ્લાહપાકે એ જ જુલ્મ અને વિદ્રોહના બદલારૂપે એમને નષ્ટ કર્યા હતા, જેને બંધ કરવા માટે મક્કાના કાફિરો કોઈ રીતે તૈયાર થઈ રહ્યા નથી.

અંતમાં કહેવામાં આવ્યુ છે કે, ફેંસલાની ઘડી નજીક આવી પહોંચી છે, જેને કોઈ ટાળનાર નથી. એ ઘડીના આગમન અગાઉ હઝ. મુહમ્મદ (સલ.) અને કુર્આન મજીદ દ્વારા તમને એ જ રીતે ચેતવવામાં આવી રહ્યા છે, જે રીતે અગાઉ લોકોને ચેતવવામાં આવતા હતા. હવે શું આ જ વાત તમને અનોખી લાગે છે ? તેની તમે હાંસી ઉડાવો છો ? તમે સાંભળવા માગતા નથી અને શોરબકોર કરો છો, જેથી કોઈ બીજા પણ સાંભળી ન શકે ?

આ તે અસરકારક કલામ હતું, જેને સાંભળીને કટ્ટરમાં કટ્ટર ઈન્કાર

કરનારાઓ પણ પોતાને કાબૂ રાખી શક્યા નહીં. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જ્યારે કલામે ઈલાહીના આ વાક્યો પઢી સિજદો કર્યો તો તેઓ પણ તરત જ સિજદામાં પડી ગયા.

અરબીમાં 'નજમ' તારાને કહે છે. સૂરતના શરૂમાં અલ્લાહ તઆલાએ તારાની સોગંદ લીધી છે, માટે સૂરતનું નામ ''નજમ'' રાખવામાં આવ્યુ.

# સૂરએ નજમ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**આપ (સલ.)ની વિશિષ્ઠતા : આસ્માન ઉપર બોલાવી પોતાની કુદરતની નિશાનીઓ દેખાડવી :**

તારાના સોગંદ જ્યારે તે અસ્ત થવા લાગે. (૧) આ તમારા સાથી (રસૂલ) માર્ગ ભૂલ્યા નથી કે અવળે રસ્તે ચાલ્યા નથી. (૨) અને તે પોતાની મનેચ્છાથી કંઈ કહેતા નથી, (૩) એમ(ની વાણી) તો માત્ર વહી છે, જે મોકલવામાં આવે છે, (૪) તેમને એક મહા શક્તિવાન (ફરિશ્તો આ વહી) શીખવે છે, (૫) કે જે (મૂળથી જ) બળવાન છે. ફરી (એક વખતે તેને નિહાળ્યો કે) તે સીધો થઈ બેઠો (૬) અને તે આકાશના ઉંચા કિનારા પર હતો. (૭) પછી તે ફરિશ્તો નજીક આવ્યો, પછી વધુ નજીક આવ્યો, (૮) તો (બન્ને વચ્ચે) બે કમાન જેટલું અંતર રહ્યું અથવા એથી પણ વધુ નજીક (થયો.) (૯) પછી અલ્લાહપાકે (તે ફરિશ્તા મારફતે) પોતાના બંદા પર જે વહી મોકલવી હતી તે મોકલી. (૧૦) તેમણે જે કંઈ જોયું તેમાં તેમના દિલે ભૂલથાપ ખાધી નથી, (૧૧) છતાં શું તેમણે જે કંઈ જોયું છે તેના વિશે તમે તેમનાથી ઝઘડો કરો છો ? (૧૨) અને અલબત્ત, તેમણે તેને ઉતરતાં ઉતરતાં બીજી વખત પણ (મૂળ સ્વરૂપમાં) જોયા છે. (૧૩) સિદ્રતુલ મુન્તહા પાસે, (૧૪) કે જેની નજીકમાં આરામથી રહેવાની જન્નત છે. (૧૫) (તે વખતે તેને જોયો) જ્યારે કે તે સિદરા પર જે કંઈ છવાઈ જનાર હતું તે છવાય રહ્યું. (૧૬) (તે જોવામાં નબીની) નજર આમતેમ હટી નહિ અને ન તે હદથી આગળ વધી. (૧૭) બેશક, તેમણે પોતાના પરવરદિગારની


ઘણી ઘણી અજાયબીઓ (પ્રત્યક્ષ) નીહાળી. (૧૮)

**મૂર્તિપૂજા કરનારા પાસે કોઈ બુદ્ધિમય દલીલ હોઈ શકતી જ નથી, તે ફક્ત બાપદાદાના સહારે ચાલી રહ્યા છે :**

એ (મૂર્તિઓના) તો માત્ર નામ જ નામ છે, જેને તમે તથા તમારા વડીલોએ ઠેરવી લીધાં છે, અલ્લાહપાકે તો એની કોઈ સનદ ઉતારી નથી; તેઓ તો માત્ર અનુમાન અને મનેચ્છાઓ પ્રમાણે જ ચાલે છે અને જુઓ તો તેઓની પાસે તેઓના પરવરદિગાર તરફથી હિદાયત આવી ચૂકી છે. (૨૩) શું માણસ જે કંઈ ચાહે છે તે તેને મળે છે ? (નહિ જ) (૨૪) આખિરતની તેમજ દુનિયાની સર્વે ભલાઈઓ તો અલ્લાહપાકના જ અધિકારમાં છે. (૨૫)

**આગલા આકાશી પુસ્તકોમાં દર્શાવેલ કાયદાઓનું ટુંકુ વર્ણન :**

શું તેને તે વાતની ખબર પહોંચી નથી, જે મૂસા (અલૈ.)ના સહીફાઓમાં છે ? (૩૬) તથા ઈબ્રાહીમ (અલૈ.)ના (સહીફાઓમાં પણ) જેમણે પોતાનો કોલ પૂરો કર્યો. (૩૭) આ વાત (તે સહીફાઓમાં છે) કે કોઈ (પાપનો) બોજો ઉઠાવનાર બીજા(ના પાપ)નો બોજો ઉઠાવી શકતો નથી. (૩૮) અને એ (પણ તેમાં છે) કે માણસને તે જ મળે છે, જે તેણે કમાણી કરી. (૩૯) અને એ (પણ છે) કે માણસની કરણી અવશ્ય જોવામાં આવશે. (૪૦) પછી તેનો તેને પૂરેપૂરો બદલો આપવામાં આવશે. (૪૧) અને એ (પણ છે) કે આપના પરવરદિગારની પાસે જ સૌએ પહોંચવાનું છે. (૪૨) અને એ (પણ છે) કે તે જ હસાવે છે અને રડાવે છે. (૪૩) અને એ કે બેશક, તે જ મારે છે અને જિવાડે છે. (૪૪) અને એ કે તેણે જ જોડું બનાવ્યું નર અને માદા. (૪૫) (એટલે) વીર્યબિંદુથી જ્યારે તે (ગર્ભાશયમાં) ટપકાવવામાં આવે છે. (૪૬) અને એ કે (કિયામતમાં) બીજી વખત ઉઠાવવું પણ તેના જ શિરે છે. (૪૭) અને એ કે તે જ તવંગર બનાવે છે અને (તે જ ધનને) કાયમ રાખે છે. (૪૮) અને એ કે તે જ શિઅરા (નામના તારા)નો માલિક છે. (૪૯) અને એ કે તેણે જ આદ (કૌમ)નો નાશ કર્યો. (૫૦) તથા સમૂદનો પણ (નાશ કર્યો) કે (તેમાંથી) કોઈને બાકી રાખ્યો નહિ. (૫૧)


અને તેઓના પહેલાં નૂહ (અલયહિસ્સલામ)ની કૌમનો પણ (નાશ કર્યો.) બેશક, તેઓ વધુ અત્યાચારી અને શરારતખોર હતા. (૫૨) અને તેણે જ (લૂત અલૈ.ની કૌમની) ઉંધી મારેલી વસ્તુઓને પટકી મારી હતી. (૫૩) ફરી તે (વસ્તીઓ)ના ઉપર જે કંઈ છવાઈ જનાર હતું તે છવાઈ ગયું. (૫૪) તો (હે માનવી !) તું તારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોમાં શંકા (અને ઈન્કાર) કર્યા કરીશ ? (૫૫) આ (નબી) પણ આગલા ડરાવ-નારાઓ માફક એક ડરાવનાર છે. (૫૬) તે નજીકમાં આવનારી (કિયામત) પાસે આવી લાગી. (૫૭) અલ્લાહ તઆલાના સિવાય તેને કોઈ ટાળનાર નથી. (૫૮) શું તમો આ (ખુદાપાકના) કલામથી આશ્ચર્ય પામો છો ? (૫૯) અને હસો છો અને રડતા નથી. (૬૦) અને તમે રમતમાં પડ્યા છો. (૬૧) સારાંશ કે અલ્લાહ તઆલાને જ સિજદો કરો અને (ખાસ તેની જ) બંદગી કરો. (૬૨)



# અલ-કમર

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૫૪** | **રૂકૂઅની સંખ્યા : ૦૩** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૩૭** | **આયતોની સંખ્યા : ૫૫** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનું ઉતરાણ મક્કામાં ત્યારે થયુ, જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના હાથે અલ્લાહપાકે ચાંદના બે ટુકડા કરી મક્કાવાસીઓને ચમત્કાર દેખાડયો. આ બનાવ એ વાતની સ્પષ્ટ નિશાની હતી કે, કિયામત જેના આગમનની ખબર રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આપી રહ્યા હતા, હકીકતમાં આવી શકે છે અને તેના આગમનનો સમય નજીક આવી પહોંચ્યો છે. ચંદ્ર જેવો મોટો ગ્રહ તેમની આંખો સામે ફાટયો હતો. તેના બંને ટુકડા અલગ થઈ એકબીજાથી એટલી દૂર જતા રહ્યા હતા કે, જોનારાઓને એક ટુકડો પર્વતની એક બાજુ અને બીજો ટુકડો

બીજી તરફ દેખાયો હતો. ત્યારબાદ પલકવારમાં તે બન્ને પાછા મળી ગયા હતા. આ એ વાતનો ખુલ્લો પુરાવો હતો કે, દુનિયાનું તંત્ર શાશ્વત, કાયમી અને અનાશવંત નથી. તે વેરવિખેર થઈ શકે છે અને આ બધું પણ બની શકે છે, જેનું ચિત્ર કયામતની વિગતો વર્ણવતાં કુર્આન શરીફમાં દોરવામાં આવ્યુ છે. આટલું જ નહીં, બલ્કે આ સત્ય બનાવ એ બાબત પણ દર્શાવી રહ્યો હતો કે, દુનિયાના તંત્રના વેરવિખેર થવાની પ્રક્રિયા શરૂ થઈ ગઈ છે. અને એ સમય નજીક છે, જ્યારે કિયામત આવશે. નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ જ રીતે લોકોનું આ બનાવ તરફ ધ્યાન દોર્યું અને ફરમાવ્યું : "જુઓ અને સાક્ષી રહો." પરંતુ કાફિરોએ આને જાદુઈ ચમત્કાર ઠેરવી દીધો. અને પોતાના ઈન્કાર ઉપર દૃઢ રહ્યા. આ જ હઠાગ્રહ માટે આ સૂરતમાં તેમને ઠપકો આપવામાં આવ્યો છે.

શરૂઆતમાં ફરમાવવામાં આવ્યુ કે, આ લોકો ન તો સમજાવટથી માને છે, ન તો ઈતિહાસથી બોધપાઠ ગ્રહણ કરે છે, ન તો સગી આંખોએ ખુલ્લી નિશાનીઓ જોઈને ઈમાન લાવે છે. હવે તો એ લોકો ત્યારે જ માનશે, જ્યારે કયામત હકીકતમાં આવી જશે. અને કબરોમાંથી નીકળીને આ લોકો હશ્રના મેદાન તરફ દોડતા જતા હશે.

આ પછી તેમની સામે હઝ. નૂહ (અલૈ.)ની કૌમ, આદ, સમૂદ અને હઝ. લૂત (અલૈ.)ની કૌમ અને ફિરઔનવાળાઓના અહેવાલ ટૂંકા શબ્દોમાં વર્ણવી બતાવવામાં આવ્યુ છે કે, ખુદાપાકના મોકલેલા રસૂલોની ચેણવણીઓને ખોટી ઠેરવીને આ કૌમો કેવી પીડાકારી યાતનાનો ભોગ બની. એક-એક કૌમનો કિસ્સો વર્ણવ્યા પછી વારંવાર આ વાત દોહરાવ-વામાં આવી છે કે, આ કુર્આન શરીફ શિખામણનું સરળ સાધન છે, જેનાથી જો કોઈ કૌમ બોધ લઈ સીધા માર્ગ ઉપર પાછી આવે તો એ આફતોનો પ્રસંગ આવી શકે નહીં, જે આ કૌમ ઉપર ઉતરી. હવે આ કેવી મૂર્ખાઈ છે કે, આ સહેલા સાધન દ્વારા નસીહત સ્વીકારવાને બદલે કોઈ આ જ આગ્રહ રાખે કે આફત જોયા વિના નહીં માને.



અંતમાં બતાવવામાં આવ્યુ છે કે, અલ્લાહ તઆલાને કયામત લાવવા માટે કોઈ મોટી તૈયારી કરવાની જરૂર નથી. બસ તેનો એક હુકમ થતાં જ આંખના પલકારામાં તે આવી જશે. પરંતુ દરેક વસ્તુની જેમ દુનિયાના તંત્ર અને માનવજાતની પણ એક તકદીર-યોજના છે. આ તકદીર મુજબ જે સમય આ કામ માટે નક્કી છે, તે જ વખતે આવશે. આવું ન થઈ શકે કે જ્યારે કોઈ નાફરમાન કૌમ પડકાર ફેંકે તો તેને મનાવવા માટે કયામત લઈ આવવામાં આવે. તેને આવતી ન જોઈ તમે વિદ્રોહ અપનાવશો તો પોતાની ખરાબ કરણીના ફળ ભોગવશો. તમારૂં સઘળું કામકાજ અલ્લાહ તઆલાને ત્યાં રેકોર્ડ થઈ રહ્યું છે. જેમાં તમારૂ નાનુ-મોટુ કોઈ કામ અંકિત (રેકોર્ડ) થયા વિના રહી ગયુ નથી.

# સૂરએ કમર

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### ચાંદના ટુકડા થવા આપ (સલ.)ની નુબૂવ્વતની દલીલ છે :

કિયામત(ની ઘડી) નજીક આવી લાગી અને (તેના પુરાવા તરીકે) ચંદ્ર ફાટી ગયો. (૧) અને જો તેઓ કોઈ નિશાની જૂએ છે, તો મોઢું ફેરવે છે અને કહે છે કે, એ તો પ્રથમથી ચાલ્યો આવતો જાદૂ છે. (૨) અને તેઓએ (નબીને) જૂઠાડ્યા અને પોતાની મનેચ્છાઓ પ્રમાણે ચાલ્યા અને દરેક કાર્ય તેના વખતસર નિર્માણ થયેલું છે. (૩) અને તેઓની પાસે એવા સમાચાર પહોંચ્યા છે, જેમાં (પાપીઓની) પૂરતી ઈબ્રત થઈ શકે છે. (૪) દાનાઈની વાત પરિપૂર્ણ (પ્રાપ્ત થઈ શકે) છે, છતાં ડરાવનારા તેઓને કંઈ લાભદાયી થતા નથી. (૫)

### ગુનેહગારોને સજા તથા નેક લોકોને મજા :

એ પાપીઓ ગંભીર ભૂલમાં અને ગાંડપણમાં જ (પડેલા) છે. (૪૭) જે દિવસે તેઓને ઉંધા મોઢે આગમાં ઘસડી લઈ જવામાં આવશે (ત્યારે તેઓને કહેવામાં આવશે કે) આગના ચોંટી પડવાની મજા ચાખો. (૪૮) અમે દરેક વસ્તુને (એક ખાસ) અંદાજાથી બનાવી છે. (૪૯) અને (વખત



આવતાં અમારૂં કામ તો માત્ર એક પળવારનું જ છે, જાણે આંખનો ઝપકારો. (૫૦) અને અમે તમારા સ્વધર્મી લોકોનો (અઝાબથી) નાશ કરી ચૂક્યા છીએ તો છે કોઈ બોધ ગ્રહણ કરનાર ? (૫૧) અને જે કંઈ તેઓએ કર્યું છે તે બધું જ અઅમાલનામાઓમાં (લખાયેલું) છે. (૫૨) અને દરેક નાની તેમજ મોટી વાત (તેમાં) લખવામાં આવેલી છે. (૫૩) બેશક, પરહેઝગાર લોકો (જન્નતના) બગીચાઓ અને નહેરોમાં હશે. (૫૪) (એટલે) એક ઉમદા સ્થાનમાં એવા શહેનશાહની પાસે જેનો સૌ પર કબજો છે. (૫૫)

# અર્-રહ્માન

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

**તિલાવતનો ક્રમ નં. : ૫૫** **રૂકૂઅની સંખ્યા : ૦૩**

**નાઝિલ થવાનો ક્રમ : ૯૭** **આયતોની સંખ્યા : ૭૮**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતના ઉતરાણ વિશે કુર્આન શરીફના પ્રચલિત નુસ્ખા-ઓમાં મદીના શરીફ લખ્યુ છે. પરંતુ અલ્લામા કુર્તુબી (રહ.)એ રિવાયતો સાથે તેનું મક્કી હોવુ સાબિત કર્યું છે. કુર્આન મજીદની આ એક જ સૂરત છે, જેમાં મનુષ્ય માટે ધરતીની બીજી અધિકાર ધરાવતી મખ્લૂક જિન્નાતને પણ સીધુ સંબોધન કરવામાં આવ્યુ છે. અને બન્નેને અલ્લાહ તઆલાની કુદરતના ચમત્કારો, તેના અગણ્ય ઉપકારો, તેના મુકાબલે તેમની વિવશતા અને લાચારી, અને તેની સમક્ષ જવાબ આપવા અંગે સભાન કરી તેની અવજ્ઞાના ખરાબ અંજામથી ડરાવવામાં આવ્યા છે. અને આજ્ઞાપાલનના શ્રેષ્ઠ પરિણામોથી માહિતગાર કરવામાં આવ્યા છે. જો કે કુર્આને પાકમાં અનેક સ્થળોએ એવા ખુલાસા છે, જેની ઉપરથી જણાય છે કે, મનુષ્યોની જેમ જિન્નાતો પણ એક અધિકાર ધરાવતી અને જવાબદાર મખ્લૂક છે. જેમને કુફ્ર તથા ઈમાન અને આજ્ઞાપાલન તથા અવજ્ઞાની સ્વતંત્રતા આપવામાં આવી છે. અને તેમની અંદર પણ મનુષ્યોની જેમ જ કાફિર અને મુઅમિન તેમજ

આજ્ઞાંકિત અને વિદ્રોહી હોય છે. અને તેમની અંદર એવા જૂથ અસ્તિત્વ ધરાવે છે, જે નબીઓ અલયહિમુસ્સલામ અને આકાશી ગ્રંથો ઉપર ઈમાન લાવ્યા છે. પરંતુ આ સૂરત આ બાબત અંગે ચોખ્ખી સ્પષ્ટતા કરે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને કુર્આન મજીદનું આમંત્રણ જિન્નાત અને મનુષ્ય બન્નેવ માટે છે. અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની રિસાલત માત્ર મનુષ્યો પૂરતી મર્યાદિત નથી.

સૂરતની શરૂઆતમાં તો સંબોધનની દિશા મનુષ્યો તરફ જ છે. અને ખુદાપાકના ગ્રંથો તેમની જ ભાષાઓમાં ઉતારવામાં આવ્યા છે. પરંતુ આગળ આયત ૧૩થી મનુષ્યો અને જિન્નાત બન્નેને સમાન સંબોધન કરવામાં આવ્યુ છે. અને એક જ સંદેશ (દઅવત) બન્નેવ સામે રજૂ કરવામાં આવ્યો છે.

કુર્આન શરીફનું શિક્ષણ અલ્લાહ તઆલા તરફથી છે અને આ તેની રહમતનો જ તકાદો છે કે, તે આ શિક્ષણ દ્વારા માનવજાતને માર્ગદર્શન આપે. કેમકે મનુષ્યને એક બુદ્ધિશાળી અને સભાન મખ્લૂકની હેસિયતથી તેણે જ પેદા કર્યો છે.

સૃષ્ટિનું સમગ્ર તંત્ર અલ્લાહ તઆલાના આદેશો હેઠળ ચાલી રહ્યું છે. અને ધરતી અને આકાશની દરેક વસ્તુ તેને આધિન છે. અહીં કોઈ બીજો નથી, જેની ખુદાઈ ચાલતી હોય.

એક બીજી મહત્વની હકીકત આ વર્ણવવામાં આવી છે કે, અલ્લાહ તઆલાએ સૃષ્ટિના આ સમગ્ર તંત્રને ઠીક સમતોલન સાથે ન્યાયપૂર્વક સ્થાપ્યું છે. અને આ તંત્રની પ્રકૃતિ (તબીઅત-નેચર)નો એ તકાદો છે કે આની અંદર રહેનારા પોતપોતાના અધિકારોની મર્યાદામાં પણ ન્યાયપૂર્વક જ રહે અને સમતોલન બગાડે નહીં.

અલ્લાહ તઆલાની કુદરતની અજાયબીઓ અને ચમત્કારો વર્ણવવાની સાથોસાથ તેની તે નેઅમતો તરફ ઈશારા કરવામાં આવ્યા છે, જેનાથી મનુષ્ય અને જિન્નાત ફાયદો ઉઠાવી રહ્યા છે.



મનુષ્ય અને જિન્નાત બન્નેવને આ હકીકત યાદ દેવડાવવામાં આવી છે કે, આ સૃષ્ટિમાં એક ખુદાપાક સિવાય કોઈપણ શાશ્વત અને કાયમી નથી. અને નાનીથી મોટી કોઈ વસ્તુ એવી નથી, જે પોતાની હયાતી અને હયાત (જીવંત) રહેવા માટેની જરૂરતો માટે અલ્લાહપાકની મોહતાજ ન હોય. ધરતીથી આકાશો સુધી રાત-દિવસ જે કંઈ પણ થઈ રહ્યું છે, તેના હુકમો અનુસાર થઈ રહ્યું છે.

આ બન્ને જુથોને ચેતવવામાં આવ્યા છે કે, ટૂંકમાં જ તે સમય આવવાનો છે, જ્યારે તમારી પૂછપરછ કરવામાં આવશે. આ પૂછપરછથી બચીને તમે ક્યાંય નથી જઈ શકતા. અલ્લાહ તઆલાની ખુદાઈએ તમને ચારે બાજુથી ઘેરી લીધા છે. તેમાંથી નીકળીને ભાગી જવું તમારી શક્તિ બહાર છે. જો તમે આ ઘમંડ ધરાવતા હોવ કે તેનાથી ભાગી જઈ શકો છો, તો ભાગી જુઓ.

ગુનેહગાર મનુષ્યો અને જિન્નાતોનો અંજામ બતાવવામાં આવ્યો છે, જે દુનિયામાં અલ્લાહ તઆલાની અવજ્ઞા કરતા રહ્યા છે.

આયત ૪૬ થી સૂરતના અંત સુધી વિગતવાર એ ઈનામોનું વર્ણન કરવામાં આવ્યુ છે, જે આખિરતમાં તે નેક મનુષ્યો અને જિન્નાતોને ઈનાયત કરવામાં આવશે, જેમણે દુનિયામાં ખુદાપાકથી ડરીને જીવન પસાર કર્યું છે. અને એમ સમજીને વર્ત્યા છે કે, અમારે એક દિવસે પોતાના રબની સામે હાજર થઈ પોતાના કર્મોનો હિસાબ આપવાનો છે.

આ આખું પ્રવચન સંબોધનાત્મક (વાતચીતની) ભાષામાં છે. એક ખૂબ જ જોશીલું અને અત્યંત વિશાળ પ્રવચન છે. જેમાં અલ્લાહ તઆલાની કુદરતની એક-એક અજાયબી, અને તેની ઈનાયત કરેલી નેઅમતોમાંથી એક-એક નેઅમત, અને તેની સત્તા અને તેના બદલા તથા સજાની વિગતો-માંથી એક-એક વસ્તુ વર્ણવી વારંવાર જિન્નાતો અને મનુષ્યોને સવાલ કરવામાં આવ્યો છે કે, **"ફબિઅય્યિ આલાઈ રબ્બિકુમા તુકઝ્ઝિબાન."** તમારા પોતાના પાક પરવરદિગારની કઈ કઈ નેઅમતોનો ઈન્કાર કરશો ?





# સૂરએ રહમાન

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**અલ્લાહપાકના અપાર ઈન્આમોથી બોધપાઠ :**

રહમાને જ, (૧) કુર્આન શીખવ્યું છે. (૨) તેણે જ મનુષ્યને પેદા કર્યા. (૩) (ફરી) તેને સ્પષ્ટ વાતો કરતાં શીખવ્યું. (૪) સૂર્ય અને ચંદ્ર (ઠરાવેલા) હિસાબથી (ચાલે) છે. (૫) અને છોડ તથા ઝાડ (તેને) સિજદો કરે છે. (૬) અને તેણે જ આકાશને ઉંચું કર્યું અને તેણે જ (દુનિયામાં) ત્રાજવાં મૂક્યાં, (૭) કે જેથી તમે તોલવામાં વધઘટ કરો નહિ (૮) અને ન્યાયસર તોલને કાયમ રાખો અને તોલમાં કમી કરો નહિ. (૯) અને તેણે જ પૃથ્વીને મખ્લૂક(ના લાભ) માટે બીછાવી, (૧૦) કે તેમાં ફળો અને ખજૂરીઓ છે, જેના (ફળો) પર પડદા હોય છે. (૧૧) અને (તે પૃથ્વીમાં) ફોતરાવાળુ અનાજ તથા સુગંધીદાર ફૂલ છે, (૧૨) છતાં હે જિન્નાત અને ઈન્સાન ! તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૧૩) તેણે જ ઈન્સાન (આદમ અલૈ.)ને ઠીકરા માફક ખણખણતી સૂકી માટીથી બનાવ્યા. (૧૪) અને જાન્ન (જિન્નાતના બાપ)ને આગની જ્વાળાથી બનાવ્યો. (૧૫) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૧૬) તે અલ્લાહપાક બન્ને ઉદયસ્થાનોનો માલિક તેમજ અસ્ત થવાના બન્ને સ્થળોનો (ખરો) માલિક છે, (૧૭) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૧૮) તેણે જ બે દરિયાઓને વહેતા કર્યા, જે (જોવામાં) એકબીજાથી મળેલા છે, (૧૯) પણ તે બન્નેની વચ્ચે એક (કુદરતી) આડ છે તેથી તે બન્ને (પોત-પોતાની હદથી) વધી શકતા નથી. (૨૦) છતાં તમે બન્ને તમારા પરવર-દિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૨૧) તે બન્નેમાંથી મોતી અને મરજાન (પ્રવાલ) નીકળે છે, (૨૨) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૨૩) અને તેના જ (કબ્જામાં) વહાણો પણ છે, જે સમુદ્રમાં ઉંચા પર્વતો માફક ઉભા રહે છે, (૨૪) છતાં તમે બન્ને



તમારા માલિકની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૨૫) જે કોઈ આ પૃથ્વી પર છે, તે સૌનો નાશ થનાર છે. (૨૬) અને માત્ર આપના પરવરદિગારની હસ્તી જ બાકી રહેશે, જે પ્રભાવશાળી અને બખ્શિશવાળો છે. (૨૭) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૨૮)

**દરરોજ અલ્લાહ તઆલાની એક અલગ શાન છે : કોઈ છૂટી શકવાનું નથી :**

આકાશો અને પૃથ્વીમાં જે કોઈ છે, તે સૌ તેની જ પાસે માંગણી કરે છે; દરરોજ તે એક નવી પ્રવૃત્તિમાં રહે છે, (૨૯) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૩૦) હે જિન્નાત અને ઈન્સાન ! અમે તમારા (હિસાબ) માટે નજીકમાં જ પરવારીશું, (૩૧) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૩૨) હે જિન્નાત અને મનુષ્યોના સમૂહ ! જો તમે આકાશ અને પૃથ્વીની હદથી નીકળી શકતા હો તો નીકળી જાઓ; (પણ) સત્તા વિના તમે નીકળી શકતા નથી, (૩૩) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૩૪) તમારા બન્ને(માંના પાપીઓ) પર આગના ભડકા છોડવામાં આવશે તેમજ નર્યો ધૂમાડો પણ, ફરી તમે (તેનો) મુકાબલો કરી શકશો નહિ, (૩૫) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૩૬) ફરી જ્યારે (કિયામત આવતાં) આકાશ ફાટી જશે, ત્યારે તે લાલ ચામડા મુજબ રાતુંચોળ થઈ જશે, (૩૭) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૩૮) ફરી તે દિવસે (પ્રથમ) કોઈ ઈન્સાન કે જિન્નાતથી તેના ગુનાહો વિશે પૂછવામાં આવશે નહિ, (૩૯) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૪૦) પાપીઓ તેઓના ચહેરાઓથી જ ઓળખાઈ જશે. પછી તેઓને માથાના વાળ અને પગોથી પકડી લેવામાં આવશે, (૪૧) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૪૨) આ તે દોઝખ છે, જેને પાપીઓ જૂઠાડતા હતા. (૪૩) તેઓ દોઝખ અને છછરતા ગરમ પાણી વચ્ચે આંટા માર્યા કરશે, (૪૪)

છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૪૫)

**જે અલ્લાહપાકના દરબારની હાજરીથી ડરી ગયો, તે ફાવ્યો :**

અને જે કોઈ પોતાના પાલનહારની સામે ઉભા રહેવાથી (સદા) ડરતો રહ્યો, તેને માટે (જન્નતમાં બે બગીચા હશે.) (૪૬) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૪૭) (તે બન્ને બગીચા) ગીચ ડાળીઓવાળા હશે, (૪૮) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૪૯) તે બન્નેમાં બે-બે નહેરો વહેતી હશે, (૫૦) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૫૧) તે બન્નેમાં દરેક ફળ બે-બે જાતના હશે, (૫૨) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૫૩) તેઓ તકિયા લગાડી એવા બિછાણાઓ પર બેઠા હશે કે જેનું અસ્તર પણ ભારે રેશમનું હશે અને બન્ને બાગોના ફળ બહુ જ નજીક હશે, (૫૪) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૫૫) તે(ના મહેલો)માં નીચી નજરોવાળી (એવી હૂરો) હશે કે આ (જન્નતી) લોકો પહેલાં તેણીઓને કોઈ મનુષ્ય કે જિન્નાત અડક્યો જ નહિ હોય, (૫૬) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૫૭) જાણે તેણીઓ (ખૂબસૂરતીમાં) લાલ હીરા અને સફેદ મોતી છે, (૫૮) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૫૯) ખરા દિલની નેકીનો બદલો સંપૂર્ણ ભલાઈ વિના બીજો શું હોય ? (૬૦) છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જૂઠાડશો ? (૬૧)



# અલ-વાકિઅહ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૫૬** **રૂકૂઅની સંખ્યા : ૦૩**

**નાઝિલ થવાનો ક્રમ : ૪૬** **આયતોની સંખ્યા : ૯૬**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત મક્કા શરીફમાં ઉતરેલ શરૂની સૂરતોમાંથી છે. તેમાં ઘણી જ શાનદાર અને અસરકારક ઉચ્ચ સાહિત્યિક ભાષામાં કિયામતના અહેવાલો-દશ્યોનું વર્ણન કરવામાં આવ્યુ છે. તથા આખિરત, તૌહીદ અને કુર્આન વિશે મક્કાના કાફિરોની શંકાઓનું ખંડન છે. તેઓ જે વસ્તુને સૌથી વધુ અવિશ્વસનીય ઠેરવતા હતા તે આ હતી કે, કિયામત આવશે. જેમાં ધરતી અને આકાશનું સમગ્ર તંત્ર વેરવિખેર થઈ જશે અને ત્યારબાદ બધા જ મૃત્યુ પામેલા મનુષ્યોને બીજી વાર જીવતા કરી ઉઠાવવામાં આવશે અને તેમનો હિસાબ-કિતાબ થશે. નેક મનુષ્યોને જન્નતના બાગોમાં રાખવામાં આવશે અને ગુનેહગાર મનુષ્યોને દોઝખમાં નાખવામાં આવશે. તેઓ એમ કહેતા હતા કે, આ બધી જ કાલ્પનિક વાર્તા છે, જે હકીકતમાં બની શકે નહીં. આના જવાબમાં ફરમાવ્યું કે, જ્યારે તે બનાવ બનશે, તે વખતે કોઈની તાકાત નહીં હોય કે તેને આવતા રોકી દે અથવા બનાવને બનતો અટકાવી દે. તે વખતે ચોક્કસ તમામ મનુષ્યો ત્રણ વર્ગોમાં વહેંચાઈ જશે. એક અલ્લાહપાકના ખાસ બંદાઓ, બીજા સામાન્ય સદ્કાર્ય કરનારા અને ત્રીજા જે આખિરતના ઈન્કારી બની રહ્યા, અને મૃત્યુ પર્યંત કુફ્ર અને શિર્ક તેમજ મોટા ગુનાહ ઉપર અડગ રહ્યા. આ ત્રણે વર્ગો સાથે જે વ્યવહાર થશે, તેનું વિગતવાર વર્ણન કરવામાં આવ્યુ છે.

તૌહીદ અને આખિરતની દલીલોમાં ધરતી અને આકાશની બીજી બધી વસ્તુઓ સાથે મનુષ્યને ખુદ પોતાના અસ્તિત્વ તરફ અને જે ખોરાક તે ખાય છે, તથા જે પાણી તે પીએ છે, અને આગ જેના વડે તે પોતાનો ખોરાક તૈયાર કરે છે, તે તરફ ધ્યાન દોરવામાં આવ્યુ છે. અને તેને આ બાબતે

વિચાર કરવા માટે આમંત્રણ આપવામાં આવ્યુ છે કે, જે ખુદાપાકના બનાવ્યે તે બન્યો છે, અને જેની આપેલ જીવનનિર્વાહની સામગ્રી ઉપર જીવી રહ્યો છે, તેના મુકાબલામાં આપખુદ થવાનો અથવા તેના સિવાય બીજાની બંદગી કરવાનો આખરે તેને શું હક્ક છે ? અને તેના વિશે તેં આવું અનુમાન કેવી રીતે કરી લીધું કે, તે એક વખત તને અસ્તિત્વમાં લાવ્યા પછી એવો લાચાર અને વિવશ થઈ જાય છે કે, બીજીવાર તને અસ્તિત્વમાં લાવવા માંગે તો પણ લાવી શકતો નથી ?

સૂરતના અંતમાં મનુષ્યને બતાવવામાં આવ્યુ છે કે, તું ગમે તેટલી જીભ ચલાવે અને પોતાની આપખુદીના ઘમંડમાં હકીકતો પ્રત્યે આંધળો બની જાય, પરંતુ મૃત્યુનો સમય તારી આંખો ખોલી દેવા માટે પૂરતો છે. તે વખતે તું બિલ્કુલ લાચાર હોય છે. પોતાના માતા-પિતાને બચાવી શકતો નથી. પોતાની અવલાદને બચાવી શકતો નથી. પોતાના અનુયાયીઓ અને આગેવાનો તથા માનીતા નેતાઓને બચાવી શકતો નથી. બધા જ તારી આંખો સામે મૃત્યુ પામે છે અને તું જોતો જ રહી જાય છે. જો કોઈ ઉચ્ચતર શક્તિ તારી ઉપર રાજ ચલાવતી નથી અને તારી આ માન્યતા સાચી છે કે, દુનિયામાં માત્ર તું જ તું છે, કોઈ ખુદા નથી, તો પછી કોઈ મરી રહેલાના નીકળી રહેલા જીવને પાછો કેમ લઈ આવતો નથી ? જેવી રીતે તું આ મામલામાં લાચાર છે, તેવી જ રીતે ખુદાપાકના હિસાબ અને તેની સજા અને બદલાને પણ રોકવા તારા અખત્યારમાં નથી. તું ચાહે માને કે ન માને, મૌત પછી દરેક મરનાર પોતાનો અંજામ જોઈને રહેશે.

સૂરતના પ્રારંભમાં "વાકિઅહ"નો શબ્દ આવ્યો છે. જેનાથી કિયામતનો વાકિઅહ-પ્રસંગ મુરાદ છે. માટે સૂરતનું નામ વાકિઅહ રાખવામાં આવ્યુ છે.

## સૂરએ વાકિઅહ

### ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**અલ્લાહપાકના ખાસ બંદાઓને મળનાર ઈન્આમો :**

જ્યારે કિયામત આવી પડશે, (૧) કે જેના આવી પડવામાં કંઈ જૂઠાણું

નથી, (૨) ત્યારે તે (કેટલાકને) નીચા પાડી દેશે (અને કેટલાકને) ઉંચા ચઢાવી દેશે. (૩) (આ તે વખતે થશે) જ્યારે પૃથ્વી થરથર ધ્રુજી ઉઠશે (૪) અને પર્વતો ભાંગીતૂટી ચૂરેચૂરા થઈ જશે. (૫) ફરી તે ઉડતી રજકણો બની જશે (૬) અને તમો (બધા આગલા-પાછલા) ત્રણ વર્ગના થઈ જશો. (૭) ફરી જેઓ જમણી બાજુવાળા છે, તે જમણી બાજુવાળા કેવા સારા છે ? (૮) અને જેઓ ડાબી બાજુવાળા છે, તે ડાબી બાજુવાળા કેવા બુરા છે ? (૯) અને જેઓ (સદ્કર્મોમાં) આગળ વધેલા છે, તે તો સૌથી આગળ જ છે. (૧૦) (અને) તે લોકો જ (અલ્લાહપાકની રહમતની રૂએ) ખાસ નજદીકવાળા છે; (૧૧) કે જેઓ નેઅમતના બગીચાઓમાં હશે. (૧૨) (તેમનું) એક મોટું જૂથ આગલાઓમાંથી હશે (૧૩) અને થોડાક પાછલા-ઓમાંથી હશે. (૧૪) તેઓ રત્નજડિત તખ્તો પર, (૧૫) તકિયા લગાડી સામસામા બેઠા હશે. (૧૬) તેમની આસપાસ સદા એક જ સ્થિતિમાં રહેનારા છોકરાઓ (સેવા માટે) આવ-જા કર્યા કરશે. (૧૭) ગ્લાસો અને કુજા તથા સ્વચ્છ શરાબના (ભરેલા) પ્યાલા લઈને (ફરશે), (૧૮) કે તે પીણાથી ન તેમનું માથું ભમશે અને ન તેઓને કેફ (નશો) ચઢશે. (૧૯) તથા તે પ્રકારના મેવા જેને તેઓ પસંદ કરશે. (૨૦) તથા તેમનું મન ચાહે તે પ્રકારનું પક્ષીઓનું ગોશ્ત (લઈ ફરતા રહેશે.) (૨૧) તેમજ મોટી મોટી આંખોવાળી સુંદરીઓ પણ હશે. (૨૨) જાણે કે (તેણીઓ) છુપાવી રાખેલાં મોતી છે. (૨૩) આ બધું તેમની કરણીના બદલા તરીકે મળશે. (૨૪) તેઓ ત્યાં બકવાસ કે નઠારી વાત સાંભળશે જ નહિ. (૨૫) માત્ર સલામ-સલામનો જ સાદ સાંભળશે. (૨૬)

**સામાન્ય સદ્કાર્યો કરનારાના ઈન્આમો :**

**જન્નતી નેઅમતોની અનોખી શાન :**

અને જે જમણી બાજુવાળા છે, તે જમણી બાજુવાળા કેવા સારા છે ? (૨૭) તેઓ કાંટા વિનાની બોરડીઓ(વાળા બાગ)માં રહેશે. (૨૮) તથા ગીચ લૂમોવાળી કેળોમાં (૨૯) અને પ્રસરેલી છાયામાં (૩૦) અને વહેતા પાણીમાં, (૩૧) તથા પુષ્કળ મેવાઓમાં રહેશે. (૩૨) જે કદી ખૂટશે નહિ

અને ન તો તેમની રોકટોક થશે. (૩૩) તથા ઉંચા ઉંચા બિછાણાઓમાં રહેશે. (૩૪) બેશક, અમે (ત્યાંની) સ્ત્રીઓને ખાસ રચના પર ઉત્પન્ન કરી છે. (૩૫) એટલે અમે તેણીઓને (સદાની) કુમારિકાઓ બનાવી દીધી છે, (૩૬) જે મનમોહક (સૌ) સમાન વયની છે. (૩૭) (આ બધું) જમણી બાજુવાળાઓ માટે છે. (૩૮)

**આખિરતનો ઈન્કાર કરનારાઓનો ખરાબ અંજામ :**

**જહન્નમીઓની સજા :**

અને ડાબી બાજુવાળા, તે ડાબી બાજુવાળા કેવા બુરા છે ? (૪૧) (તેઓ) આગની ઝાળમાં અને છછરતા પાણીમાં (૪૨) તથા કાળા ધૂમાડાની છાયામાં હશે. (૪૩) જે (છાયા) ન શીતળ હશે અને ન લાભદાયક હશે, (૪૪) (કારણકે) તેઓ એ પહેલાં (દુનિયામાં) બહુ સુખિયારા હતા. (૪૫) અને મહાન પાપ (કુફ્ર-શિર્ક) પર હઠ કરતા હતા. (૪૬) વળી, એમ કહેતા હતા કે, શું જ્યારે અમે મરણ પામીશું અને માટી તથા હાડકાં થઈ જઈશું ત્યારે શું અમે પાછા સજીવન કરવામાં આવીશું ? (૪૭) અને શું અમારા આગલા બાપદાદા પણ ? (સજીવન થશે !) (૪૮) આપ ફરમાવી દો કે બેશક, આગલા તથા પાછલા, (૪૯) બધા જ એક નિર્માણ થયેલા દિવસે વખતસર જરૂર એકઠા કરવામાં આવશે. (૫૦) પછી તમો હે (સત્યથી) ભમેલા (કિયામતને) જૂઠાડનારાઓ ! (૫૧) અલબત્ત, તમે ઝક્કુમના ઝાડમાંથી ખાનાર છો. (૫૨) પછી તમે તેનાથી જ પેટ ભરશો. (૫૩) ફરી તેના ઉપર છછરતુ પાણી પીનાર થશો. (૫૪) ફરી પીવું પણ તરસના માર્યા ઉંટોના પીવા માફક હશે. (૫૫) કિયામતના દિવસે આ તેઓની (પહેલી જ) મહેમાની હશે. (૫૬)

**માનવીની પૈદાઈશ, આગ, પાણી અને ખેતીવાડીમાં અલ્લાહપાકની મહાન નિશાનીઓ :**

અમે જ તમને પેદા કર્યા છે, તો (પુનઃ સજીવન થવાને) તમે કેમ માનતા નથી ? (૫૭) જરા, એ બતાવો કે, જે વીર્ય તમે (ગર્ભાશયમાં)

પહોંચાડો છો (૫૮) તો શું તમે તેને બાળક બનાવો છો અથવા અમે બનાવનાર છીએ ? (૫૯) અમે જ તમારામાં મૌતને નિર્માણ કરી છે અને અમે આ (વાત)થી લાચાર નથી, (૬૦) કે તમારા જેવા લોકોને તમારા બદલે પેદા કરી નાખીએ અને તમને એવા સ્વરૂપમાં ઉઠાવીએ કે જેને તમે જાણતા જ નથી. (૬૧) અને તમે પહેલી વખત પેદા થવાને જાણી ચૂક્યા છો, છતાં કેમ સમજતા નથી ? (૬૨) જરા, એ બતાવો કે જે કંઈ (બીજ વગેરે) તમે વાવો છો (૬૩) શું તમે તેને ઉગાડો છો અથવા અમે ઉગાડનાર છીએ ? (૬૪) જો અમે ધારીએ તો તેને ચૂરેચૂરા કરી નાખીએ તો તમે અફસોસ કરનાર રહી જાઓ, (૬૫) કે અમે તો દંડાઈ જ ગયા, (૬૬) બલ્કે અમે તો તદન અભાગ્ય જ રહી ગયા. (૬૭) જરા, એ બતાવો જે પાણી તમે પીઓ છો (૬૮) શું તમે તેને વાદળથી વરસાવ્યું છે અથવા અમે વરસાવનાર છીએ ? (૬૯) જો અમે ચાહીએ તો તેને કડવું કરી નાખીએ, છતાં તમે કેમ આભાર માનતા નથી ? (૭૦) જરા, એ બતાવો, જે આગ તમે સળગાવો છો, (૭૧) શું તેના ઝાડ તમે ઉત્પન્ન કર્યા છે અથવા અમે ઉત્પન્ન કરનાર છીએ ? (૭૨) અમે જ તે આગને (દોઝખની) યાદગાર અને જંગલવાળાઓ માટે લાભકર્તા બનાવી છે. (૭૩) તો આપના મહાન પરવરદિગારના નામની તસ્બીહ પઢો. (૭૪)

## તમે શક્તિશાળી હોય તો મૃત્યુ પામનારને કેમ બચાવી શકતા નથી ?

પછી જ્યારે (કોઈનો) પ્રાણ ગળા સુધી આવી પહોંચે છે (૮૩) અને (હે સારવાર કરનારા !) તમે તે વખતે (મરનારને) ટગર ટગર જોતાં જ રહો છો. (૮૪) અને (તે વખતે) અમે તમારા કરતાં તેનાથી વધુ નજીક હોઈએ છીએ, પરંતુ તમને સૂજતું નથી. (૮૫) ત્યારે જો તમે (કર્મોના હિસાબ માટે) કોઈના અધિકારમાં નથી (૮૬) તો અગર તમે (એ વાતમાં) સાચા છો તો તે પ્રાણને (તેના ખોળીયામાં) પાછો કેમ લાવતા નથી ? (૮૭)



# અલ-હદીદ

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૫૭ | રૂકૂઅની સંખ્યા : ૦૪ |
| નાઝિલ થવાનો ક્રમ : ૯૪ | આયતોની સંખ્યા : ૨૯ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

સૂરતની શરૂઆતમાં સૌપ્રથમ અલ્લાહ તઆલાના ગુણો (સિફતો) વર્ણવવામાં આવ્યા છે. જેથી સાંભળનારાઓને બરાબર એહસાસ થઈ જાય કે કઈ મહાન સર્વશક્તિમાન હસ્તી તરફથી તેમને સંબોધન કરવામાં આવી રહ્યું છે. ત્યાર બાદ નીચે મુજબના વિષયો એક પછી એક ફરમાવવામાં આવ્યા છે.

આ સૂરતની આયત નં. ૧૦થી માલૂમ પડે છે કે, ફત્હે મક્કા પછી આ સૂરત ઉતરી છે. આ મોકા પર મુસ્લિમો વિરૂદ્ધ દુશ્મનોની દુશ્મનાવટ અને જંગી કોશિશો ધીમી પડી ગઈ હતી. અને અરબ દ્વિકલ્પ (જઝીરતુલ્અરબ) ઉપર મુસ્લિમોનું વર્ચસ્વ મજબૂત થઈ રહ્યુ હતું. માટે સૂરતમાં મુસ્લિમોને અલ્લાહપાકના માર્ગમાં માલ ખર્ચ કરવાની શિખામણ આપવામાં આવી છે. અને તે સાથે જણાવવામાં આવ્યુ કે, ઉચ્ચ અખ્લાક, સભ્યતા અને અલ્લાહપાક સાથેનો પોતાનો સબંધ વધુથી વધુ મજબૂત કરે. પોતાના ગુનાહોથી માફી માંગે, અને દુન્યવી જીવન ઉપર આખિરતના જીવનને પ્રાધાન્ય આપે. જેને લઈ તેમને આખિરતમાં એવું નૂર પ્રાપ્ત થશે, જે તેમને જન્નતમાં લઈ જશે. જ્યારે મુનાફિકો તે નૂરથી વંચિત રહેશે.

મુસલમાનોએ એ અહલે કિતાબ (યહૂદી-ખ્રિસ્તીઓ) જેવા ન બની જવું જોઈએ જેમના સમગ્ર જીવન ભૌતિક વસ્તુઓ પ્રાપ્ત કરવા પાછળ પૂરા થઈ ગયા છે. અને જેમના દિલ લાંબા સમયથી ગફલતમાં પડી પથ્થર બની ગયા છે. એ મુઅમિન જ કેવો કહેવાય, જેનું દિલ ખુદાપાકનું નામ આવતાં ન પીગળે અને તેના ઉતરેલા સત્ય સામે ઝૂકે નહીં.



અલ્લાહપાકની નજીક સિદ્દીક અને શહીદનો દરજ્જો માત્ર એ ઈમાન-વાળા જ પ્રાપ્ત કરે છે, જે પોતાના માલ દેખાડો કરવાની ભાવના વગર સાચા દિલથી તેના માર્ગમાં ખર્ચ કરે છે.

દુનિયાનું જીવન માત્ર થોડા દિવસની બહાર અને ધોકાની વસ્તુ છે. અહીંના ખેલકૂદ, શોખ, સાજ-શણગાર, અહીંની મોટાઈનો ગર્વ અને અહીંના માલ-મિલ્કત, જેમાં લોકો એકબીજાથી સરસાઈ લઈ જવા પ્રયત્ન કરે છે, બધું જ ક્ષણિક અને ટાઈમપરવારી છે. આનું દૃષ્ટાંત તે ખેતી જેવું છે, જે પહેલાં લીલીછમ હોય છે, પછી પીળી પડી જાય છે, અને છેવટે ભૂસુ થઈ જાય છે. કાયમી જીવન હકીકતમાં આખિરતનું જીવન છે. જ્યાં મહત્વપૂર્ણ પરિણામ આવવાના છે. તમારે એકબીજાથી સરસાઈ મેળવવા પ્રયત્ન કરવા હોય તો આ પ્રયત્નો-પ્રયાસો જન્નત તરફ દોડવામાં કરો.

દુનિયામાં આરામ અને તકલીફ જે કંઈ આવે છે, અલ્લાહ તઆલાના પૂર્વલિખિત નિર્ણય અનુસાર આવે છે. મુઅમિનનું વર્તન એવું હોવું જોઈએ કે, તકલીફ પડે તો હિમ્મત ન ગુમાવી બેસે. અને આરામ પ્રાપ્ત થાય તો ફુલાઈ ન જાય. આ વર્તન તો એક મુનાફિક અને કાફિરનું છે કે, અલ્લાહપાક તેને નેઅમતો આપે તો ફુલાઈ જાય, ગર્વ કરવા માંડે, અને એ જ નેઅમતો આપનાર ખુદાપાકના માર્ગમાં ખર્ચ કરતી વેળાએ પોતે તો સંકુચિતતા દાખવે, સાથે બીજાઓને પણ કંજૂસ અને કરકસરિયા બનવાની સલાહ આપે.

અલ્લાહપાક તરફથી અગાઉ નબીઓ (અલયહિમુસ્સલામ) આવતા રહ્યા, જેમના આમંત્રણથી કેટલાક લોકો સીધા માર્ગ ઉપર આવ્યા, અને મોટાભાગના લોકો અવજ્ઞાકારી-ઈન્કારી બની રહ્યા. પછી હઝ. ઈસા (અલૈ.) આવ્યા. જેમના શિક્ષણથી લોકોમાં ઘણા સારા ગુણો પેદા થયા. પરંતુ તેમની ઉમ્મતે સન્યાસનો નવો રિવાજ અપનાવી લીધો. હવે અલ્લાહ તઆલાએ હઝ. મુહમ્મદ (સલ.)ને મોકલ્યા છે. તેમની ઉપર જે લોકો ઈમાન લાવશે અને ખુદાપાકનો ડર રાખી જીવન પસાર કરશે, અલ્લાહપાક તેમને પોતાની રહમતનો બમણો હિસ્સો આપશે. અને તેમને એ નૂર ઈનાયત કરશે, જેના



વડે દુનિયામાં તેઓ ઠેર ઠેર વાંકાચૂકા માર્ગો વચ્ચે સીધો માર્ગ સ્પષ્ટપણે જોઈને ચાલી શકશે. અહલે કિતાબ ચાહે પોતાને અલ્લાહપાકની કૃપાના ઈજારેદાર સમજતા રહે, પરંતુ અલ્લાહપાકની કૃપા તેના પોતાના હાથમાં જ છે. તેને અખત્યાર છે જેને ચાહે પોતાની કૃપાથી નવાજી દે.

સૂરતની આયત-૨૫માં હદીદ (લોખંડ)નું વર્ણન છે. માટે સૂરતનું નામ "હદીદ" રાખવામાં આવ્યુ.

# સૂરએ હદીદ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**અલ્લાહપાક જ સૌથી પહેલા અને હંમેશા બાકી રહેનાર છે :**

જે કંઈ (મખ્લૂક) આકાશો અને પૃથ્વીમાં છે, તે સૌ અલ્લાહપાકની પવિત્રતા બયાન કરે છે અને તે જ જોરાવર (અને) હિકમતવાળો છે. (૧) આકાશો અને પૃથ્વીનું રાજ્ય તેનું જ છે, તે જ જીવન અર્પે છે તેમજ મૃત્યુ આપે છે અને તે જ દરેક વસ્તુ પર કુદરતવાળો છે. (૨) તે જ સૌ (મખ્લૂક)થી પહેલો અને સૌથી છેલ્લો અને જાહેર તથા ગુપ્ત છે અને તે જ દરેક વસ્તુનો સંપૂર્ણ જાણનાર છે. (૩) તે જ છે જેણે આકાશો અને પૃથ્વીને છ દિવસ (જેટલા વખત)માં બનાવ્યા. ફરી અર્શ પર કાયમ થયો; જે કંઈ પૃથ્વીમાં દાખલ થાય છે અને જે કંઈ તેમાંથી નીકળે છે તથા જે કંઈ આકાશથી ઉતરે છે અને જે કંઈ તેમાં ચઢે છે તે સૌને જાણે છે. અને તમે ગમે ત્યાં હો (ઈલ્મની રૂએ) તે તમારી સાથે જ છે અને જે કંઈ તમે કરો છો તેને પણ અલ્લાહપાક નિહાળે છે. (૪) આકાશો અને પૃથ્વીનું રાજ તેનું જ છે અને અલ્લાહપાકની તરફ સઘળી બાબતો રજૂ કરવામાં આવે છે. (૫) તે જ રાત્રિ(ના અમુક ભાગ)ને દિવસમાં દાખલ કરે છે અને તે જ દિવસને ઘટાડી રાત્રિમાં દાખલ કરે છે અને તે દિલોના ભેદ સુદ્ધાં જાણે છે. (૬)

**મુસ્લિમોનું નૂર તેમને રોશની આપશે અને મુનાફિકો પરેશાન થશે**

(તે દિવસને યાદ કરો) જે દિવસે તમે ઈમાનવાળા પુરૂષો અને

ઈમાનવાળી સ્ત્રીઓને જોશો કે તેમ(ના ઈમાન)નું નૂર તેમની આગળ અને તેમની જમણી બાજુ દોડતું હશે (ત્યારે તેમને કહેવામાં આવશે કે) આજે તમારા માટે એવા બગીચાઓની ખુશખબર છે કે જેમની નીચે નહેરો વહે છે, જેમાં તેઓ સદા રહેશે (અને) એ જ મહાન સફળતા છે. (૧૨) (આ તે જ દિવસ છે) જે દિવસે મુનાફિક પુરૂષો અને મુનાફિક સ્ત્રીઓ ઈમાનવાળાઓને (પુલસિરાત પર) કહેશે કે, અમારી રાહ જુઓ (જરા થોભો) કે અમે પણ તમારા નૂરથી પ્રકાશ મેળવી લઈએ. તેઓને કહેવામાં આવશે કે તમે ફરી પાછા પાછળ જાઓ અને ત્યાં પ્રકાશ શોધી લો; પછી તેમની વચ્ચે એક દીવાલ ઉભી કરી દેવામાં આવશે, જેમાં એક બારણું હશે; કે જેના અંદરના ભાગમાં રહમત હશે અને બહારના ભાગમાં અઝાબ હશે. (૧૩) (ત્યારે) આ મુનાફિકો તે ઈમાનવાળાઓને પુકારશે કે શું અમે (દુનિયામાં) તમારી સાથે ન હતા ? તેઓ કહેશે કે, હા હતા, પણ તમે જાતે પોતાને ગુમરાહીમાં સપડાવી રાખ્યા હતા અને તમે (દીન સબંધી) શંકામાં રહ્યા, તેમજ ખોટી આશાઓએ તમને ધોકામાં રાખી મૂક્યા હતા, એટલે સુધી કે અલ્લાહપાકનો હુકમ આવી પહોંચ્યો અને અલ્લાહપાક સબંધી દગાબાજે (શયતાને) તમને છેતર્યા. (૧૪)

## મુસલમાનો યહુદીઓની જેમ ઉમ્મીદો-આરજુમાં ન જીવે :

શું ઈમાનવાળાઓ માટે એ સમય નથી આવ્યો કે તેમના અંતઃકરણ અલ્લાહપાકની યાદથી અને જે સાચો દીન ઉતર્યો છે તેથી નરમ થઈ જાય ? અને તેઓ તે લોકોના જેવા ન થઈ જાય કે જેઓને પ્રથમ (આકાશી) કિતાબ મળી હતી, ફરી (તેથી ઉલટું કરવામાં) તેઓના ઉપર લાંબી મુદત વીતી ગઈ (પણ તૌબા ન કરી) તો તેઓના દિલ (ખૂબ) સખત થઈ ગયા અને (તેથી જ) તેઓમાંના ઘણાખરા (આજે) નાફરમાન છે. (૧૬) તમે જાણી લો કે બેશક, અલ્લાહપાક જમીનને તેના મરી (સૂકાઈ) જવા પછી સજીવન કરે છે. ખરેખર, અમે તમારા માટે નિશાનીઓનું સ્પષ્ટ વર્ણન કર્યું કે જેથી તમે સમજો. (૧૭) બેશક, જે પુરૂષો ખયરાત કરનારા છે અને જે સ્ત્રીઓ ખયરાત કરનારી છે તથા અલ્લાહપાકને ભલી રીતે (શુદ્ધ દિલથી)

કરજ તરીકે ધીરે છે, તેમને બમણું મળે છે અને તેમના માટે ઈઝઝતનો સવાબ પણ છે. (૧૮)

## દુન્યવી જીવન ખેલકૂદ અને તમાશો છે :

તમે સારી પેઠે જાણી લો કે આ જગત જીવન તો માત્ર રમત અને ગમત તેમજ (જાહેરી) શોભા તથા આપસમાં મોટાઈ કરવી અને સંપત્તિ તથા અવલાદની વૃદ્ધિની જ ઈચ્છા છે. (તેનું ઉદાહરણ) જાણે એક વરસાદની સ્થિતિ છે કે તેના વડે ઉગેલી ખેતીએ ખેડૂતોને ખુશ કર્યા. ફરી તે કરમાઈ જાય છે, પછી તમે તેને પીળી પડેલી જૂઓ છો. ફરી તે (સૂકાઈને) ભૂકો થઈ જાય છે અને આખિરતમાં (કાફિરો માટે) સખત શિક્ષા છે અને (મુઅમિનો માટે) અલ્લાહપાકના તરફથી ક્ષમા અને ખુશ્નૂદી પણ છે અને આ જગત જીવન તો માત્ર ધોકાની જ પૂંજી છે. (૨૦)

## તકદીર (ભાગ્ય) ઉપર ઈમાન લાવવુ જરૂરી છે :

કોઈપણ આફત દુનિયામાં કે તમારી ઝાતોમાં પહોંચતી નથી, પરંતુ અમારા તેને પેદા કરવા પહેલાં જ તે એક કિતાબ (લવ્હે મહફૂઝ)માં લખાયેલી છે. બેશક, એ કાર્ય અલ્લાહપાકની નજીક બહુ સહેલું છે. (૨૨) એ વિશેની ખબર (આપી) એટલા માટે કે જે કંઈ તમારી પાસેથી જતું રહે તેના ઉપર (અતિશય) દિલગીર ન થાઓ અને જે કંઈ તેણે તમને આપ્યું છે તેના ઉપર ફુલાઈ ન જાઓ; અને અલ્લાહપાક કોઈપણ ઈતરાજીવાળા શેખીવાળાને પસંદ કરતો નથી. (૨૩) જેઓ કે પોતે પણ કંજૂસાઈ કરે છે, અને લોકોને પણ કંજૂસી શીખવે છે અને જે કોઈ (એ દાન આપવાથી) મોઢું ફેરવશે, તો અલ્લાહપાક પોતે બેપરવા (અને) વખાણપાત્ર છે. (૨૪)

## ઇસ્લામમાં સંસારી જીવનનો હુકમ છે, સન્યાસી જીવનનો નહીં :

અને અલબત્ત, અમે નૂહ (અલૈ.)ને તથા ઈબ્રાહીમ (અલૈ.)ને (રસૂલ બનાવી) મોકલ્યા અને અમે તે બન્નેના વંશમાં પયગમ્બરી અને કિતાબ ચાલુ રાખી, તો તેઓમાંથી કેટલાક સીધા માર્ગે થઈ ગયા અને તેઓમાંના ઘણાખરા નાફરમાન હતા. (૨૬) પછી તેમના પગલે અમારા બીજા રસૂલોને

અમે એક પછી એક મોકલતા રહ્યા અને મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા (અલૈ.)ને અમે પાછળથી મોકલ્યા અને અમે તેમને ઈન્જીલ અર્પણ કરી અને તેની તાબેદારી કરનારાઓના દિલોમાં અમે માયા તથા દયા મૂકી દીધી અને તેઓએ સંસારત્યાગની જે વાત પોતે ઘડી કાઢી, તે અમે તેઓના ઉપર વાજિબ કરી ન હતી, પરંતુ અલ્લાહપાકની ખુશ્નુદી ચાહવા ખાતર (તેઓએ એમ કર્યું હતું,) ફરી તેને જેવુ નિભાવવુ જોઈએ તેવું નિભાવ્યું નહિ, પછી તેઓમાંથી જેઓ ઈમાનદાર હતા તેમને અમે તેમનો બદલો આપ્યો અને તેઓમાંના ઘણા નાફરમાન છે. (૨૭)

# અલ-મુજાદલહ

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

**તિલાવતનો ક્રમ નં. : ૫૮** **રૂકૂઅની સંખ્યા : ૦૩**

**નાઝિલ થવાનો ક્રમ : ૧૦૫** **આયતોની સંખ્યા : ૨૨**

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરતમાં બુન્યાદી રીતે ચાર અલગ પ્રકારના વિશિષ્ઠ વિષયો શામેલ છે. જેમાં એક “ઝિહાર” અજ્ઞાનતાયુગમાં અપાતી તલાક બાબતે છે. જેમાં એક વ્યક્તિ પોતાની પત્નીને પોતાની માતાની જેમ પોતાની ઉપર હરામ ઠેરવવાના શબ્દો બોલતો હતો, તે સમયે આવુ બોલવાથી પત્ની હંમેશા માટે હરામ સમજવામાં આવતી હતી. ઈસ્લામે તેના સંપૂર્ણ કાયદાઓ અને નિયમોનું વર્ણન કરી આ પ્રમાણે બોલવાથી રોક્યા. છતાં જો કોઈ બોલે તો તેના વિવિધ નિયમો રજુ કર્યા.

મુનાફિકો અંદરોઅંદર ગુપ્ત મસ્લતો કરી જાતજાતની ફિત્નાખોરી-ઓની યોજનાઓ બનાવતા હતા. અને તેમના દિલોમાં દ્વેષ છુપાયેલો હતો. જેના કારણે રસૂલુલ્લાહ (સલ.)ને તેઓ યહૂદીઓની જેમ એવી રીતે સલામ કરતા હતા, જેનાથી દુઆને બદલે બદ્દુઆનો અર્થ નીકળતો હતો. આ અંગે મુસલમાનોને સંતોષ આપવામાં આવ્યો છે કે, દંભીઓની આ

એકાંતની ગુસપુસ તમારૂં કંઈ બગાડી શકતી નથી. આથી તમે અલ્લાહ તઆલાના ભરોસે પોતાનું કામ કર્યે જાવ. અને આ સાથે તેમને સામાજિક તથા સંસ્કારિક શિક્ષણ આપવામાં આવ્યુ છે કે, સાચા ઈમાનવાળાનું કામ ગુનાહ, જોરજુલમ અને રસૂલના આદેશોનું ઉલ્લંઘન કરવા માટે ગુસપુસ કરવાનું નથી, પરંતુ જો અંદરોઅંદર એકાંતમાં કોઈ વાત કરે તો તે પણ નેકી અને તકવાની હોવી જોઈએ.

સૂરતનું નામ “મુજાદલહ” (વાદવિવાદ) એટલા માટે રાખ્યુ કે, સૂરતના શરૂમાં ઝિહારના જે બનાવનું વર્ણન છે, તેમાં તે સ્ત્રી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાથે પોતાના ધણીના શબ્દોના પરિણામ બાબતે પોતાની આપવીતી વિવાદના અંદાજમાં રજૂ કરી રહી હતી.

# સૂરએ મુજાદલહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### અજ્ઞાનતાયુગની સામાજિક બુરાઈનો યોગ્ય હલ :

તમારામાંથી જે લોકો પોતાની પત્નીઓને માં જેવી કહી બેસે તો (એમ કહેવાથી) તેણીઓ કંઈ તેમની માંઓ થઈ જતી નથી. તેમની માંઓ તો કેવળ તે જ છે, જેણીઓએ તેમને જણ્યા છે. અને બેશક, તેઓ એક બુરી વાત અને અસત્ય બોલે છે, પણ અલ્લાહપાક ઘણો માફ કરનાર (અને) બખ્શનાર છે. (૨)

### એકબીજા સાથે કાન લગાડી વાત કરી ત્રીજી વ્યક્તિને ચિડાવવી ખરાબ કૃત્ય છે :

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે (જરૂર પ્રસંગે) કાનમાં વાત કરો તો ગુનાહ અને અન્યાય તથા રસૂલની નાફરમાની વિશે છૂપી વાત ન કરો, પણ લાભદાયી અને પરહેઝગારીની જ ખાનગી વાત કરો અને અલ્લાહપાકથી ડરતા રહો, જેની હુજૂરમાં તમે સૌ એકઠાં કરવામાં આવશો. (૯) એવી કાનાફૂસી તો શયતાનના તરફથી જ છે કે જેથી તે ઈમાનવાળાઓને દિલગીર

કરે, પણ તે અલ્લાહપાકના હુકમ વિના તેમને કંઈ પણ નુકસાન પહોંચાડી શકતો નથી અને ઈમાનવાળાઓએ માત્ર અલ્લાહપાક ઉપર જ ભરોસો રાખવો જોઈએ. (૧૦)

**મજલિસમાં બીજાને જગ્યા આપવી જોઈએ :**

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમને કહેવામાં આવે કે મજલિસમાં હટીને થોડી જગ્યા કરો, તો જગ્યા કરી આપો. અલ્લાહપાક તમને (જન્નતમાં) જગ્યા આપશે અને જ્યારે (જરૂર પડતાં) કહેવામાં આવે કે ઉઠી જાઓ તો ઉભા થઈ જાઓ, કે તેથી તમારામાંના ઈમાનવાળાને તથા જેમને (દીની) ઈલ્મ મળ્યું છે તેમને અલ્લાહપાક (આખિરતમાં) ઉંચી પદવીઓ પર ચઢાવે અને જે કંઈ તમે કરો છો તેની અલ્લાહપાકને સંપૂર્ણ ખબર છે. (૧૧)

# સૂરએ હશ્ર

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૫૯** | **રૂકૂઅની સંખ્યા : ૦૩** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૧૦૧** | **આયતોની સંખ્યા : ૨૪** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત મદીના શરીફ હિજરત કરવાના બીજા વર્ષે ઉતરી. મદીના શરીફમાં યહુદીઓની વસ્તી હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેમની સાથે સંધિ-સુલહના કરાર કર્યા હતા કે, બધા શાંતિથી રહીશું. અને મદીના શરીફ ઉપર કોઈ હુમ્લો કરે તો બધા ભેગા મળી તેનો બચાવ કરીશું. યહુદી-ઓએ આ કરાર-સંધિ ઉપર સહીઓ કરી હતી. પરંતુ ગુપ્ત રીતે મુસ્લિમો વિરૂદ્ધ ષડયંત્રો-ચાલબાજીઓ કરતા રહેતા હતા.

શરૂની ચાર આયતોમાં દુનિયાને એ અંજામ ઉપરથી બોધ ગ્રહણ કરવા જણાવવામાં આવ્યુ છે, જે યહૂદી કબીલા બની નઝીરે તાજેતરમાં જ જોયો હતો. એક મોટો કબીલો, જેનું સંખ્યાબળ તે વખતે મુસલમાનોની સંખ્યા કરતાં ઓછું ન હતું, જે ધનદૌલતમાં મુસલમાનો કરતાં ચઢિયાતો હતો, જેની પાસે

શસ્ત્રસરંજામ પણ ઓછું ન હતું, જેના કિલ્લાઓ મજબૂત હતા, માત્ર થોડા દિવસોનો ઘેરો પણ સહન કરી શક્યા નહીં અને એક પણ માણસને મારવો પડે તે પહેલાં જ તે પોતાની સૈકાઓની વસાવેલી વસ્તી છોડી દેશવટો ભોગવવા તૈયાર થઈ ગયો. અલ્લાહપાકે બતાવ્યું છે કે, આ મુસલમાનોની તાકાતની કરામત ન હતી, બલ્કે એ વાતનું પરિણામ હતું કે, તેઓ અલ્લાહપાક અને તેના રસૂલ (સલ.) સાથે લડયા હતા. અને જે લોકો અલ્લાહપાકની તાકાત સામે ટક્કર લેવાની હિમ્મત કરે, તેઓ આવા જ પરિણામે પહોંચે છે.

આ સૂરતમાં આ બનાવની ચર્ચા કરવામાં આવી છે, અને સાથે અમૂક આદેશો-અહકામો પણ ઉતર્યા. હશ્રનો અર્થ ''ભેગા કરવા''નો થાય છે. આ સૂરતની બીજી આયતમાં તેનો ઉલ્લેખ છે. માટે સૂરતનું નામ ''હશ્ર'' રાખવામાં આવ્યુ છે.

સૂરતની છેલ્લી ત્રણ આયતોમાં અલ્લાહ તઆલાના ઉમદા ગુણો દ્વારા તૌહીદનું વર્ણન કરવામાં આવ્યુ છે.

# સૂરએ હશ્ર

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### તકવાનું જીવન ગુઝારો :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકથી ડરતા રહો અને દરેક વ્યક્તિએ જોઈ લેવું જોઈએ કે કાલે (કિયામત)ના માટે તે શું મોકલી ચૂક્યો છે ? અને (ફરી કહીએ છીએ કે) અલ્લાહપાકથી ડરતા રહો. ખરેખર, જે કંઈ તમે કરો છો તેની અલ્લાહપાકને સંપૂર્ણ ખબર છે. (૧૮) અને તમો તે લોકોના જેવા ન થાઓ કે જેઓ અલ્લાહપાક(ના હુકમો)ને ભૂલી ગયા તો અલ્લાહ તઆલાએ તેમને તેમના જીવ(ની ભલાઈ)થી ભૂલવી નાખ્યા; એ લોકો જ નાફરમાન છે. (૧૯) દોઝખવાસીઓ અને જન્નતવાસીઓ સરખા નથી, (બલ્કે) જેઓ જન્નતવાસીઓ છે તેઓ જ સફળતા મેળવનાર છે. (૨૦)

### કુર્આન શરીફની ફઝીલત :

અગર અમે આ કુર્આનને કોઈ પર્વત પર ઉતાર્યું હોત તો ખરેખર જ

તમે તેને અલ્લાહ તઆલાના ડરથી દબાઈ જતાં, ફાટી જતાં જોઈ લેત અને આ દાખલા લોકોને (લાભાર્થે) અમે સંભળાવીએ છીએ કે જેથી તેઓ વિચાર કરે. (૨૧)

કુર્આન શરીફની અસર તો એટલી પ્રબળ છે કે, અગર કુર્આનને પર્વત જેવી સખ્ત વસ્તુ પર ઉતારવામાં આવ્યું હોત અને તેને બુદ્ધિ-વિચારશક્તિ આપવામાં આવી હોત, તો તે પણ કુર્આન શરીફ મોકલનારની મહત્તા સમક્ષ દબાઈ જાત અને ભયભીત બની ફાટીને ટુકડે ટુકડા થઈ જાત, છતાં માનવીના દિલ પર કુર્આન મજીદની કંઈ અસર ન થાય એ અતિ ખેદજનક બાબત છે.

**અલ્લાહપાકની બેહતરીન (શ્રેષ્ઠ) સિફતો (ગુણો) :**

તે જ અલ્લાહપાક છે, જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી. તે જ ગુપ્ત અને જાહેર વસ્તુનો જાણકાર છે. તે જ બેહદ મહા કૃપાળુ, મહા દયાળુ છે. (૨૨) તે જ અલ્લાહપાક છે, જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી, તે શહેનશાહ છે. (સૌ ઐબોથી) પવિત્ર છે, (ખામીઓથી) સલામત છે, પનાહ આપનાર, સંપૂર્ણ રક્ષા કરનાર, અતિ શક્તિશાળી, ખરાબીને દુરૂસ્ત કરનાર, અતિ મહત્તાવાળો છે, તેઓ જે શરીક ઠેરવે છે તેનાથી અલ્લાહપાક પવિત્ર છે. (૨૩) તે જ અલ્લાહપાક (જગતનો) ઉત્પન્નકર્તા, યોગ્ય રચના કરનાર અને સ્વરૂપ આપનાર છે. તેના જ સૌ સારા સારા નામો છે; જે કંઈ આકાશો અને પૃથ્વીમાં છે, તે સૌ તેની જ પવિત્રતા બયાન કરે છે અને તે જ જબરદસ્ત હિકમતવાળો છે. (૨૪)



# અલ-મુમ્તહિનહ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૬૦ રૂકૂઅની સંખ્યા : ૦૨

નાઝિલ થવાનો ક્રમ : ૯૧ આયતોની સંખ્યા : ૧૩

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત સુલેહ હુદયબિય્યહ અને મક્કા મુકર્રમહ ફતહ થવાના વચલા ગાળામાં ઉતરી. આ સૂરતના બે મુખ્ય વિષયો છે : સૂરતનો પ્રથમ મહત્વનો વિષય ગેરમુસ્લિમો સાથે દોસ્તી-દુશ્મનીનો માપદંડ દર્શાવવાનો હતો, જે એક કિસ્સાના અનુસંધાનમાં વર્ણન કરવામાં આવ્યો છે. જે એક મુખ્લિસ સહાબી (રદી.)થી વૈચારિક ભૂલ (ઈજતિહાદી)ને લઈ બન્યો હતો. શરૂમાં સહાબી (રદી.)ને નસીહતો કર્યા બાદ દુશ્મનોના બે પ્રકાર દર્શાવી બન્નેવ સાથે વ્યવહારના અલગ અલગ નિયમો બતાવ્યા.

બીજો એ કે, સુલહમાં એક શર્ત હતી કે, મક્કાથી કોઈ પુરૂષ ઈસ્લામ કબૂલ કરી મદીના શરીફ હિજરત કરે, તો તેને પાછો મક્કા મુકર્રમહ મોકલવો પડશે. પરંતુ સ્ત્રીઓ વિશે કોઈ સ્પષ્ટતા ન હતી.

મક્કામાં ઘણી મુસલમાન સ્ત્રીઓ એવી હતી, જેમના પતિ કાફિર હતા, અને તેઓ કોઈને કોઈ રીતે હિજરત કરી મદીના પહોંચી રહી હતી. આવી રીતે મદીનામાં ઘણા મુસલમાન પુરૂષો એવા હતા, જેમની પત્નીઓ કાફિર હતી. અને તેઓ મક્કામાં જ રહી ગઈ હતી. તેમના વિશે આ સવાલ ઉભો થતો હતો કે, તેમની વચ્ચે પતિ-પત્નીનો સબંધ બાકી રહ્યો છે કે કેમ? અલ્લાહ તઆલાએ આ બાબતનો કાયમી ફેંસલો આપી દીધો કે, મુસલમાન સ્ત્રી માટે કાફિર પતિ હલાલ નથી, અને મુસલમાન પુરૂષ માટે પણ કાફિર પત્ની પોતાના નિકાહમાં રાખવી યોગ્ય નથી.

ત્યાર બાદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને આદેશ આપવામાં આવ્યો છે કે, જે સ્ત્રીઓ ઈસ્લામનો સ્વીકાર કરી લે, તેમની

પાસેથી એ મોટી-મોટી બુરાઈઓથી દૂર રહેવાની પ્રતિજ્ઞા લેવડાવે જે અજ્ઞાન આરબ સમાજમાં સ્ત્રીઓમાં પ્રવર્તતી હતી. અને આ બાબતની કબૂલાત કરાવે કે, ભવિષ્યમાં તેઓ ભલાઈની એ તમામ રીતોનું અનુસરણ કરશે, જેનો હુકમ અલ્લાહપાકના રસૂલ તરફથી તેમને આપવામાં આવે.

# સૂરએ મુમ્તહિનહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### શત્રુઓ સાથેના વ્યવહારના નિયમો :

આશા છે કે, અલ્લાહપાક તમારી વચ્ચે તથા જેઓ તમારા શત્રુ છે તેઓની વચ્ચે મિત્રાચારી કરી આપે અને અલ્લાહપાક સર્વ શક્તિમાન છે. અને અલ્લાહપાક ઘણો બખ્શનાર (તથા) મહા દયાળુ છે. (૭) જે લોકો તમારી સાથે ધર્મ સબંધી લડયા નથી અને તમને તમારા ઘરોમાંથી કાઢ્યા પણ નથી તેમના વિશે અલ્લાહપાક તમને આ વાતથી રોકતો નથી કે તમે તેઓ સાથે સદ્‌વર્તન કરો અને તેઓની સાથે ન્યાયથી વર્તો. બેશક, અલ્લાહ તઆલા ન્યાયીજનોથી પ્રેમ રાખે છે. (૮) અલ્લાહપાક તો તમને માત્ર તે લોકો સાથે મિત્રાચારી કરવાથી રોકે છે કે, જેઓ તમારી સાથે ધર્મ સબંધી લડ્યા અને તમને તમારા ઘરબારથી કાઢી મૂક્યા તેમજ તમને કાઢી મૂકવામાં મદદ કરી અને જે કોઈ તેવાઓથી મિત્રતા રાખે તો તે લોકો જ ગુનેહગાર છે. (૯)

### મુસલમાન સ્ત્રીઓના ગુણો :

હે નબી (સલ.) ! જ્યારે મુસલમાન સ્ત્રીઓ આ વાતો પર આપની પાસે બયઅત (કરાર) કરવા આવે કે અલ્લાહપાકની સાથે ન કોઈ વસ્તુને શરીક ઠેરવશે અને ન ચોરી કરશે અને ન વ્યભિચાર કરશે અને ન પોતાના બાળકોની હત્યા કરશે અને ન જૂઠી તોહમત લાવશે, જેને પોતાના હાથો અને પગો વચ્ચે ઘડી કાઢે અને ન કોઈ જાઈઝ કામમાં (હે નબી સલ. !) આપની નાફરમાની કરશે, તો તેણીઓને બયઅત કરી લો અને તેણીઓ

માટે અલ્લાહપાકથી માફી માંગ્યા કરો. બેશક, અલ્લાહપાક ઘણો બખ્શનાર દયાળુ છે. (૧૨)

# અસ્-સફ્ફ

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૬૧** | **રૂકૂઅની સંખ્યા : ૦૨** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૧૦૯** | **આયતોની સંખ્યા : ૧૪** |

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરત મદીના શરીફમાં ત્યારે ઉતરી, જ્યારે મુનાફિકો આજુબાજુના યહુદીઓ સાથે મળીને મુસ્લિમો વિરૂદ્ધ વિવિધ પ્રકારના કાવત્રા કરી રહ્યા હતા. સૂરતમાં પ્રથમ યહુદીઓને તેમના બાપ-દાદાના કરેલ કૃત્યો યાદ અપાવ્યા, જેમણે હઝરત મૂસા (અલ.)ને જાતજાતની તકલીફો આપી. જેને લઈ તેમના દિમાગો-સ્વભાવોમાં બગાડ આવી ગયો. અને જ્યારે હઝરત ઈસા (અલ.) તશરીફ લાવ્યા, તો તેમની નુબૂવ્વતનો પણ ઈન્કાર કર્યો. અને હઝરત ઈસા અલયહિસ્સલામે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની આવવાની જે ભવિષ્યવાણી અને ખુશખબર આપી હતી, તેના ઉપર કોઈ ધ્યાન આપ્યુ નહીં, બલ્કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમન બાદ આપની વિરૂદ્ધ પણ કાવત્રાઓ કરતા રહ્યા. યહુદીઓના આ કાવત્રા-શરારતોના વર્ણન બાદ ઈમાનવાળાઓને નેક અમલોને લઈ જન્નતની ખુશખબરી આપવામાં આવી. સૂરતની ચોથી આયતમાં મુસ્લિમોની જિહાદની લાઈનબંધીના વખાણ કરતા સફ્ફ (લાઈન)નું વર્ણન છે. માટે સૂરતનું નામ "સફ્ફ" રાખવામાં આવ્યુ.

શરૂઆતમાં લોકોને ચેતવવામાં આવ્યા છે કે, અલ્લાહ તઆલાની નજરમાં એ લોકો અત્યંત ક્રોધપાત્ર છે, જેમના વાણી અને વર્તનમાં અંતર છે. અને તેને એ લોકો અત્યંત પ્રિય છે, જેઓ સત્યના માર્ગમાં લડવા માટે સીસુ પાયેલી દીવાલની જેમ દ્રઢપણે ઉભા હોય.



મુસ્લિમોને ચેતવવામાં આવ્યા છે કે, પોતાના રસૂલ અને પોતાના દીન સાથે તમારૂં વલણ એવું ન હોવું જોઈએ, જે હઝરત મૂસા અલયહિસ્સલામ અને હઝરત ઈસા અલયહિસ્સલામ પ્રત્યે બની ઈસ્રાઈલે અપનાવ્યુ. તેઓ હઝરત મૂસા અલયહિસ્સલામને ખુદાપાકના રસૂલ જાણતા હોવા છતાં જીવનપર્યંત સતાવતા રહ્યા. અને હઝરત ઈસા અલયહિસ્સલામ પાસેથી સ્પષ્ટ નિશાનીઓ જોઈ લીધા છતાં તેમને ખોટા ઠેરવતા ન અટક્યા. આનું પરિણામ એ આવ્યુ કે, તેમની પાસેથી માર્ગદર્શનની તૌફીક છીનવાઈ ગઈ.

સાથે ખુશખબરી અને ભવિષ્યવાણી કરી કે, યહુદીઓ અને ખ્રિસ્તીઓ અને તેમની સાથે સબંધ ધરાવનાર મુનાફિકો-દંભીઓ અલ્લાહપાકના આ નૂર (ઈસ્લામ)ને બુઝાવવાના ચાહે જેટલા પ્રયત્નો કરી લે, આ સંપૂર્ણ ચમકદમક સાથે દુનિયામાં ફેલાઈને રહેશે. અને મુશ્રિકોને ગમે તેટલું ખોટું લાગે, સાચા રસૂલ દ્વારા લાવવામાં આવેલ દીન બીજા દરેક દીન ઉપર દરેક રીતે વિજયી થઈને રહેશે.

# સૂરએ સફ્ફ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### બાઈબલમાં આપ (સલ.)નું વર્ણન :

અને (તે સમય પણ યાદ કરો) જ્યારે મરયમ (અલૈ.)ના પુત્ર ઈસા (અલૈ.)એ કહ્યું કે, હે બની ઈસ્રાઈલ ! બેશક, હું તમારી પાસે અલ્લાહ તઆલાનો મોકલેલો (નબી) આવ્યો છું, મારા પહેલાંની કિતાબ તવરાતને સત્ય માનનાર તથા એક એવા રસૂલની ખુશખબર આપનાર છું કે જે મારા પછી આવશે. જેમનું નામ અહમદ (સલ.) હશે; પછી જ્યારે તેઓની પાસે તે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યા તો કહેવા લાગ્યા કે એ તો સ્પષ્ટ જાદૂ છે. (૬)

### તે ભવિષ્યવાણી જે અક્ષરસ સાચી પડી :

તેઓ એવું ચાહે છે કે, અલ્લાહપાકના નૂર (ઈસ્લામ)ને પોતાના મોઢા(ની ફૂંકો) વડે ઓલવી નાખે; પણ અલ્લાહપાક તો પોતાના નૂરને



સંપૂર્ણ કરીને જ રહેશે, પછી ભલેને કાફિરોને અણગમો થાય. (૮) તે જ અલ્લાહપાક છે, જેણે પોતાના રસૂલને હિદાયત(નું સાધન કુર્આન) અને સત્ય દીન આપીને મોકલ્યા કે જેથી તે દીનને (બીજા) સૌ ધર્મો પર ફતેહમંદ કરે, પછી ભલેને મુશ્રિકોને આ વાત પસંદ ન પડે. (૯)

# સૂરએ જુમુઅહ

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

**તિલાવતનો ક્રમ નં. : ૬૨ રૂકૂઅની સંખ્યા : ૦૨**

**નાઝિલ થવાનો ક્રમ : ૧૧૦ આયતોની સંખ્યા : ૧૧**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતના પહેલા રુકૂઅમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની નુબૂવ્વતના હેતુઓનું વર્ણન કરી સમગ્ર માનવજાતને આપના લાવેલ ધર્મ (દીન) ઉપર ઈમાન લાવવાની દઅવત આપવામાં આવી.

ખાસ કરીને યહુદીઓને ચેતવ્યા, જેમના ધાર્મિક પુસ્તકોમાં આપ (સલ.)ની ખુશખબરી આપવામાં આવી હતી, છતાં તેને સંતાડતા હતા. અને આપની વાત ન માનતા હતા. એમનો દાખલો આપતા ફરમાવ્યું કે, તમને તૌરાત આપવામાં આવી હતી, પરંતુ તમે તેની જવાબદારી અદા ન કરી. તમારી દશા તે ગધેડા જેવી છે, જેની પીઠ ઉપર પુસ્તકો લાદવામાં આવ્યા હોય અને તેને કંઈ ખબર ન હોય કે તે કઈ વસ્તુ લઈ જઈ રહ્યો છે. બલ્કે તમારી હાલત તો ગધેડા કરતાં પણ ખરાબ છે. તે તો અક્કલ ધરાવતો નથી, પરંતુ તમે તો બુદ્ધિ ધરાવો છો, અને તેમ છતાં અલ્લાહપાકના ગ્રંથના વાહક તરીકેની જવાબદારીથી ભાગો છો. એટલું જ નહીં, પણ જાણી જોઈને અલ્લાહપાકની આયતોને ખોટી ઠેરવવાથી પણ ચૂકતા નથી. અને આમ છતાં તમારો આ દાવો છે કે, તમે અલ્લાહપાકના વહાલા છો, અને રિસાલતની નેઅમત હંમેશ માટે તમારા નામે લખી દેવામાં આવી છે.

બીજો રુકૂઅ તે વખતે ઉતર્યો હતો, જ્યારે મદીનામાં એક દિવસે બરાબર

જુમ્આની નમાઝ વખતે એક વેપારી કાફલો આવ્યો. અને તેનો અવાજ સાંભળી ૧૨ માણસો સિવાય મસ્જિદે નબવીમાં હાજર સૌ કોઈ કાફલા તરફ દોડી ગયા. તે વખતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ખુત્બો આપી રહ્યા હતા. તે સમયે નમાઝ પહેલાં હતી, અને પછી ખુત્બો હતો. માટે નમાઝ થઈ ગઈ હતી. પછીથી અલ્લાહપાકે પહેલાં ખુત્બાનો હુકમ આપ્યો. આ વખતે હુકમ આપવામાં આવ્યો કે, જુમ્આની અઝાન થયા પછી ખરીદ-વેચાણ અને બીજી પ્રવૃત્તિઓ જાઈઝ નથી. ઈમાનવાળાઓએ તો તે વખતે બધા જ કામ પડતા મૂકી અલ્લાહપાકની યાદ તરફ દોડવું જોઈએ. અલબત્ત, નમાઝ પૂરી થયે એમને હક્ક છે કે, પોતાના કામધંધા ચલાવવા માટે જમીનમાં ફેલાઈ જાય.

બીજા રુકૂઅમાં જુમ્આના અહકામ-આદેશ છે. માટે સૂરતનું નામ "જુમુઅહ" રાખ્યુ છે.

# સૂરએ જુમુઅહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### આપ (સલ.)ની નુબૂવ્વતના હેતુઓ :

તે જ (અલ્લાહપાક) છે, જેણે (અરબના) અભણ લોકોમાં તેઓ(ની કૌમ)માંથી જ એક રસૂલ મોકલ્યા, જે તેમને અલ્લાહપાકની આયતો પઢી સંભળાવે છે અને તેમને (શિર્ક વગેરેથી) પવિત્ર કરે છે અને તેમને કિતાબ તથા હિકમત (દીની વાતો) શીખવે છે, જો કે એના પહેલાં એ લોકો ખુલ્લી ગુમરાહીમાં હતા. (૨) તથા તેઓ (અજ્ઞાનો)માંના બીજાઓ માટે પણ (એ જ રસૂલ છે) જેઓ હજુ તેમનામાં શામિલ થયા નથી અને તે જ જોરાવર-હિકમતવાળો છે. (૩) આ (હિદાયત મળવું) અલ્લાહપાકની કૃપા છે. જેને ચાહે તેને આપે છે અને અલ્લાહપાક મહાન કૃપાવંત છે. (૪)

### જુમ્અહની નમાઝની મહત્વતા :

હે ઈમાનવાળાઓ ! જ્યારે જુમ્અહના દિવસે (જુમ્અહની) નમાઝ માટે અઝાન કહેવામાં આવે તો તમે અલ્લાહપાકની યાદ (ખુત્બા અને

નમાઝ) તરફ ઉતાવળે ચાલી નીકળો અને વેપાર (ધંધો) છોડી દો; જો તમે સમજતા હો તો એ જ તમારા માટે બેહતર છે. (૯) પછી જ્યારે નમાઝ પૂરી થઈ જાય તો (પછી તમને છૂટ છે કે) પૃથ્વી પર ફેલાઈ જાઓ અને અલ્લાહપાકની રોજી (મેળવવા)ની શોધમાં લાગો અને (ત્યારે પણ) અલ્લાહપાકને વિશેષ યાદ કરતા રહો કે જેથી તમે સફળ થાઓ. (૧૦) પણ (કેટલાક એવા છે કે) જ્યારે તેઓ કોઈ વેપારની અથવા રમત-ગમતની વાત જુએ છે, તો તેના તરફ (જવા) વિખેરાઈ જાય છે અને આપને ઉભેલા જ છોડી જાય છે. આપ ફરમાવી દો કે જે કંઈ (સવાબ) અલ્લાહપાકની પાસે છે, તે આવા તમાશા અને વેપાર કરતાં બહુ બેહતર છે અને અલ્લાહ તઆલા સૌથી બેહતર રોજી આપનારો છે. (૧૧)

# અલ-મુનાફિકૂન

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૬૩** | **રૂકૂઅની સંખ્યા : ૦૨** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૧૦૪** | **આયતોની સંખ્યા : ૧૧** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત એક ખાસ બનાવના સંદર્ભે ઉતરી હતી. જેનો ખુલાસો એ કે, અરબસ્તાનનો મશહૂર કબીલો બનુ મુસ્તલક મદીના શરીફ ઉપર હુમ્લો કરવાની તૈયારી કરી રહ્યો હતો. તો તેમનાથી જંગ થઈ. આ જંગથી પાછા ફરતી વખતે એક પાણીના ઝરણા પાસે અચાનક પાણી માટે બે માણસો વચ્ચે ઝઘડો થઈ ગયો. જેમાં એકનું નામ જહ્જાહ (મુહાજિર) અને બીજાનું નામ સિનાન (અન્સારી) હતું. જીભાજોડી ઉપરથી વાત મારામારી ઉપર પહોંચી અને જહ્જાહે સિનાનને એક લાત મારી દીધી. આવું થતાં સિનાને અન્સારને મદદ માટે પોકાર્યા અને જહ્જાહે હિજરતીઓને સાદ પાડયો. મુનાફિકોના સરદાર ઈબ્ને ઉબૈએ આ ઝઘડાની ખબર સાંભળતાં જ ઔસ અને ખઝરજ (અન્સાર)ના લોકોને ઉશ્કેરવાનું અને બૂમાબૂમ કરવાનું શરૂ

કરી દીધું કે દોડો, પોતાના સાથીની મદદ કરો. તે તરફથી થોડા હિજરતીઓ પણ નીકળી આવ્યા. વાત વધી જવાની જ હતી. અને એ જ જગ્યાએ અન્સાર અને હિજરતીઓ લડી પડ્યા હોત, જ્યાં હમણાં જ તેઓ સાથે મળીને એક દુશ્મન કબીલા સાથે લડતા હતા. અને તેને હરાવીને હમણાં જ એ વિસ્તારમાં રોકાયા હતા. પરંતુ આ હોહા સાંભળીને રસૂલુલ્લાહ (સલ.) નીકળી આવ્યા અને ફરમાવ્યું : ''અજ્ઞાનતાની બોલી બોલવાનું શું કારણ ? તમે લોકો ક્યાં અને આ અજ્ઞાનતા પક્ષપાત-જૂથવાદની બોલી ક્યાં ? આને છોડી દો, આ ઘણી ગંદી વસ્તુ છે.'' આ સાંભળી બન્ને પક્ષોના સારા માણસોએ આગળ આવી મામલો પતાવી દીધો અને સિનાને જહ્જાહને માફી આપી સુલેહ કરી લીધી.

ઈબ્ને ઉબય પહેલાંથી જ ઉકળી રહ્યો હતો. આ વાતોથી તે ઓર ભડકી ઉઠયો, કહેવા લાગ્યો : ''આ બધું તમારી કરણીનું જ પરિણામ છે. તમે આ લોકોને પોતાના પ્રદેશમાં જગ્યા આપી, એમને પોતાના માલ વહેંચ્યા, અહીં સુધી કે હવે આ લોકો સમૃદ્ધ બની તમારા પોતાના જ હરીફ બની ગયા. આપણી અને કુરૈશી કંગાળો (અથવા અસ્હાબે મુહમ્મદ સલ.)ની હાલત ઉપર આ ઉદાહરણ બરાબર લાગુ પડે છે કે, પોતાના કૂતરાને ખવડાવી-પીવડાવીને તગડો કર, જેથી તને કરડી ખાય. તમે આ લોકો તરફથી હાથ ખેંચી લો તો તેમની હાલત ખરાબ થઈ જશે. ખુદાના સોગંદ ! મદીના પાછા જઈ અમારામાં જે ઈઝઝતવાળા છે, તે બેઈઝઝતને કાઢી મૂકશે.''

બેઠકમાં સંજોગોવસાત્ હઝરત ઝૈદ બિન અરકમ (રદી.) પણ મૌજૂદ હતા. જે તે વખતે નાની વયના કિશોર હતા. તેમણે આ વાતો સાંભળી પોતાના કાકા સમક્ષ તેનો ઉલ્લેખ કર્યો. અને તેમના કાકાએ, જે અન્સારના સરદારોમાંથી હતા, જઈને આખો બનાવ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને કહી સંભળાવ્યો. હુઝૂર (સલ.)એ ઝૈદને બોલાવી પૂછયું તો તેમણે જે કંઈ સાંભળ્યુ હતું, તે જેમનું તેમ દોહરાવી દીધું.

અબ્દુલ્લાહ બિન ઉબયે આ વાતનો ધરાર ઈન્કાર કરી દીધો કે, મેં કાંઈ કહ્યું જ નથી. તો તેના જવાબમાં આ આયતો ઉતરી. જેથી હઝરત ઝૈદ



(રદી.)ની વાત પાકી થઈ ગઈ.

જ્યારે આ કાફલો પવિત્ર મદીના શરીફમાં દાખલ થવા લાગ્યો, ત્યારે અબ્દુલ્લાહ બિન ઉબયના પુત્ર, જેમનું નામ પણ અબ્દુલ્લાહ જ હતું, તલવાર કાઢી પિતાની સાથે ઉભા થઈ ગયા. અને બોલ્યા કે, "આપે કહ્યું હતું કે, મદીના શરીફ પાછા જઈને ઈઝઝતવાળો બેઈઝઝતને કાઢી મૂકશે. હવે આપને ખબર પડી જશે કે, ઈઝઝત આપની છે કે, અલ્લાહપાક અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની. ખુદાપાકના કસમ ! આપ મદીનામાં દાખલ થઈ શકતા નથી, જ્યાં સુધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આપને પરવાનગી ન આપે." આ સાંભળીને ઈબ્ને ઉબય ચીસ પાડી ઉઠયો : "ખઝરજના લોકો ! જરા જુઓ, મારો જ પુત્ર મને મદીના શરીફમાં દાખલ થવાથી રોકી રહ્યો છે." લોકોએ આની ખબર નબી (સલ.)ને પહોંચાડી તો આપે કહ્યું : "અબ્દુલ્લાહને કહો, પોતાના પિતાને ઘરે આવવા દે." અબ્દુલ્લાહ (રદી.)એ કહ્યું : "આપ (સલ.)નો હુકમ છે, તો હવે આપ દાખલ થઈ શકો છો."

# સૂરએ મુનાફિકૂન

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### મુનાફિકોની ચાલબાજીનો પર્દાફાશ :

(હે મુહમ્મદ સલ. !) જ્યારે તમારી પાસે આ મુનાફિકો આવે છે ત્યારે કહે છે કે, અમે સાક્ષી આપીએ છીએ કે બેશક, આપ અલ્લાહપાકના રસૂલ છો અને અલ્લાહપાક તો જાણે છે જ કે બેશક, આપ તેના રસૂલ છો, પણ અલ્લાહપાક સાક્ષી આપે છે કે આ મુનાફિકો અવશ્ય જૂઠા છે. (૧) તેઓએ પોતાના સોગંદોને ઢાલ બનાવી રાખી છે, ફરી તેઓ (અન્યોને પણ) અલ્લાહપાકના માર્ગથી અટકાવે છે. બેશક, તેઓ જે કંઈ કરે છે, તે અતિશય દુષ્ટ કામ છે. (૨) એનું કારણ આ છે કે તેઓ (જાહેરમાં) ઈમાન લાવ્યા પછી કાફિર થઈ ગયા તો તેઓના દિલો પર સીલ-મહોર મારી દેવામાં આવી છે. તેથી હવે તેઓ કંઈ સમજતા નથી. (૩)





**માલ અને અવલાદ નેકીઓથી રોકવાનું કારણ બને છે :**

હે ઈમાનવાળાઓ ! તમારો માલ અને તમારી અવલાદ તમને અલ્લાહ તઆલાની યાદ (અને બંદગી)થી ગાફિલ કરવા પામે નહિ અને જે કોઈ એવું કરશે, તો તે લોકો જ નુકસાનમાં પડનાર છે. (૯) અને જે કંઈ અમે તમને આપ્યું છે, તેમાંથી કંઈક એ પહેલાં દાન આપો કે તમારામાંથી કોઈનું મૃત્યુ આવી પહોંચે ત્યારે તે કહેવા લાગે કે હે મારા પરવરદિગાર ! તેં મને થોડીક (વધુ) મુદત મોહલત કેમ ન આપી કે જેથી હું ખૈરાત કરી લેત અને નેક લોકોમાં (શામિલ) થઈ જાત ! (૧૦) અને અલ્લાહપાક કોઈપણ જીવને જ્યારે તેનું મૃત્યુ આવી લાગે છે તો હરગિઝ મોહલત આપતો નથી અને જે કંઈ તમે કરો છો, તેની અલ્લાહપાકને સંપૂર્ણ ખબર છે. (૧૧)



# અત્-તગાબૂન

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૬૪** | **રૂકૂઅની સંખ્યા : ૦૨** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૧૦૮** | **આયતોની સંખ્યા : ૧૮** |

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરત વધુ પડતા મુફસ્સિરોના મંતવ્ય પ્રમાણે મદીના શરીફમાં ઉતરી છે. પરંતુ તેના વિષયોમાં મક્કી સૂરતોની જેમ ઈસ્લામના બુન્યાદી અકીદાઓનું વર્ણન પણ છે. અલ્લાહપાકની સંપૂર્ણ શક્તિ અને કુદરતના હવાલાથી તૌહીદ, રિસાલત અને આખિરત ઉપર ઈમાનની દઅવત આપવામાં આવી છે. અને પાછલી ઉમ્મતોના તબાહીના અહેવાલ વર્ણન કરતાં દરેક યુગના લોકોને તેનાથી બોધપાઠ લેવાનું વર્ણન છે.

આ બાબતે બીવી-બચ્ચા રૂકાવટ બનતા હોય તો સમજવું જોઈએ કે, તેઓ તમારા હિતેચ્છુ નથી, બલ્કે તમારા દુશ્મન છે. સૂરતનું નામ આયત નં. ૯માં કિયામતના દિવસથી રાખવામાં આવ્યુ છે. તગાબુનનો અર્થ “અફસોસ” નો થાય છે. અને કિયામતનો દિવસ ગુનેહગારો માટે અફસોસનો હશે.





# સૂરએ તગાબૂન

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### તકદીર ઉપર ઈમાન લાવવું :

કંઈ પણ તકલીફ અલ્લાહપાકના હુકમ સિવાય (કોઈને) પહોંચતી નથી અને જે કોઈ અલ્લાહ તઆલા પર યકીન રાખે છે, તેના દિલને તે (સબરનો) માર્ગ બતાવી આપે છે. અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને ખૂબ જાણે છે. (૧૧)

### પત્ની અને બચ્ચાઓથી સાવચેત રહી તેમની ભૂલો માફ પણ કરો

હે ઈમાનવાળાઓ ! ચોક્કસ તમારી પત્નીઓમાંથી અને અવલાદમાંથી તમારી (દીનના વિષયમાં) દુશ્મન છે, માટે તેઓથી સાવચેત રહો અને જો તમે (તેઓની ભૂલ) માફ કરો અને દરગુજર કરો અને ક્ષમા આપો, તો અલ્લાહપાક (પણ) ઘણો બખ્શનાર દયાળુ છે. (૧૪) ખરેખર, તમારી દૌલત અને તમારી અવલાદ માત્ર કસોટી જ છે. અને અલ્લાહપાકની પાસે મહાન સવાબ છે. (૧૫)



# સૂરએ તલાક

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૬૫ | રૂકૂઅની સંખ્યા : ૦૨ |
| નાઝિલ થવાનો ક્રમ : ૯૯ | આયતોની સંખ્યા : ૧૨ |

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

પાછલી બન્નેવ સૂરતોમાં મુસલમાનોને સાવચેત કર્યા હતા કે, તે પોતાની બીવી-બચ્ચાઓની મુહબ્બત અને લાગણીના પ્રવાહમાં વહી જઈ અલ્લાહ તઆલાની યાદથી ગાફેલ ન રહે. હવે આ સૂરત અને ત્યારબાદની સૂરત (તહરીમ)માં પતિ-પત્નીના સબંધો બાબતે અમુક જરૂરી આદેશો વર્ણન કર્યા છે. પતિ-પત્નીના દાંમ્પત્યજીવનના પ્રશ્નોમાં તલાકની બાબત એવી છે



કે, તેમાં એકબીજા સાથે વહેવારમાં ગડબડ થઈ જાય છે, અને મધ્યમ માર્ગથી હટી જવાય છે. માટે કુર્આન શરીફ પરસ્પર બન્નેવને સંબોધન કરતાં અમુક આદેશો આપે છે. અમુક આદેશો-નિયમોનો ઉલ્લેખ સૂરએ બકરહમાં થઈ ચૂક્યો છે, અને અમૂકનું વર્ણન સૂરએ તલાકમાં કરવામાં આવ્યુ છે.

તલાકની સહીહ રીત, સમય તથા માસિક ન આવતુ હોય તે સ્ત્રીઓ તથા સગર્ભાની ઈદ્દત અને ઈદ્દત દરમ્યાન પત્નીની રોટી-કપડાં-મકાનની જવાબદારી પતિના જિમ્મે રહેશે. તથા બચ્ચાઓની દૂધ પિવડાવવાની જવાબદારી વગેરે આદેશો દર્શાવી પતિ-પત્ની બન્નેવને આ બાબતે અલ્લાહ તઆલાનો ડર-ખૌફ (તકવો) રાખવાની વારંવાર તાકીદ કરવામાં આવી છે. અને તકવાના પરિણામરૂપી પાંચ અલગ વસ્તુઓના વાયદા કરવામાં આવ્યા છે. કારણકે પતિ-પત્નીના સબંધો એટલા નાજુક હોય છે કે, તેને કોર્ટમાં લઈ જવા હિતાવહ હોતા નથી. અને એનો ઈલાજ અલ્લાહપાકના ખૌફ સિવાય કોઈ વસ્તુ નથી. માટે વારંવાર તકવાનો હુકમ કર્યો.

# સૂરએ તલાક

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### તકવાના પાંચ ઈનામો :

અને જે માણસ અલ્લાહપાકનો ડર રાખે છે, તો અલ્લાહપાક તેને માટે છૂટકારાનો માર્ગ કાઢી આપે છે. (૨) અને તેને એવી જગ્યાએથી રોજી પહોંચાડે છે, જ્યાંથી તેને ખ્યાલ પણ હોતો નથી. અને જે કોઈ અલ્લાહ તઆલા પર ભરોસો રાખશે, તો અલ્લાહપાક તેને માટે બસ છે. બેશક, અલ્લાહપાક પોતાનું કાર્ય (ચાહે તે મુજબ) પાર પાડનાર જ છે. અલબત્ત, અલ્લાહપાકે દરેક વસ્તુ માટે એક અંદાજો નક્કી કરી રાખ્યો છે. (૩)

અને જે કોઈ અલ્લાહપાકથી ડરતો રહેશે, તો અલ્લાહપાક તેના માટે તેના મામલામાં સરળતા કરી આપશે. (૪) આ અલ્લાહપાકનો હુકમ છે,

જેને તમારા તરફ તેણે ઉતાર્યો છે. અને જે કોઈ (દરેક મામલામાં) અલ્લાહ તઆલાથી ડરતો રહેશે, તો અલ્લાહપાક તેનાથી તેના ગુનાહોને દૂર કરી દેશે અને તેને મહાન સવાબ આપશે. (૫)

**પત્નીના રોટી, કપડાં અને મકાનની જવાબદારી :**

તેણીઓ (તલાક પામેલ સ્ત્રી)ને જ્યાં તમે પોતે રહો છો, ત્યાં જ તમારી ગુંજાઈશ મુજબ રહેવાની જગ્યા આપો અને તેણીઓને સંતાપવા માટે તેણીઓને ઈજા ન પહોંચાડો. અને અગર તેણીઓ ગર્ભવતી હોય તો તે બાળકનો જન્મ થતાં સુધી તેણીઓને (ખાવા-પીવાનો) ખર્ચ આપતા રહો. પછી જો તેણીઓ જ તમારી ખાતર (તમારા બાળકને) ધવડાવે તો તેણીઓને તેમનો હક આપો અને (તે હક વિશે) આપસમાં ભલાઈથી મશ્વરો કરો, પણ જો તમે આપસમાં મુશ્કેલી ઉભી કરશો (માં વધારે પૈસા માંગે) તો (બાપ)ના તરફથી બીજી કોઈ સ્ત્રી ધવડાવશે. (૬) ગુંજાઈશવાળાએ પોતાની ગુંજાઈશ મુજબ (બાળક માટે) ખર્ચ કરવો જોઈએ અને જેની રોજી તંગ (ઓછી) હોય તો અલ્લાહપાકે તેને જે કંઈ આપ્યું છે, તેના પ્રમાણમાં ખર્ચ કરે. અલ્લાહપાક કોઈના ઉપર પોતે જે કંઈ આપ્યું છે, તેથી વધુ તકલીફ નાખતો નથી. નજીકમાં જ અલ્લાહપાક સખ્તી (તંગદસ્તી)ની પાછળ કંઈક સહેલાઈ (હાથ છૂટો) કરી આપશે. (૭)

**પહેલાંની કૌમોના અઝાબના કિસ્સાઓથી ઈબ્રત લઈ કુર્આન શરીફ ઉપર અમલ કરવો જોઈએ :**

અને ઘણી વસ્તીઓ (એવી) હતી, જેઓએ પોતાના પરવરદિગારની તથા તેના રસૂલોની આજ્ઞાઓનું ઉલ્લંઘન કર્યું, જેથી અમે તેઓને સખત હિસાબમાં પકડયા અને તેઓના ઉપર (દુનિયામાં પણ) સખત શિક્ષાની આફત નાખી. (૮) ફરી તેઓએ પોતાની કરણીની શિક્ષા ચાખી અને તેઓના કામમાં આખરે નુકસાન જ આવ્યું. (૯) (વળી, આખિરતમાં) અલ્લાહપાકે તેઓના માટે સખત અઝાબ તૈયાર રાખ્યો છે. માટે હે બુદ્ધિશાળીઓ કે જેઓ ઈમાન લાવી ચૂક્યા છો, તમે અલ્લાહપાકથી ડરતા રહો. બેશક,

અલ્લાહપાકે તમારા તરફ એક બોધ (કુર્આન) મોકલ્યું છે. (૧૦) (જેના લાવનાર) રસૂલ છે, જે તમને અલ્લાહપાકની સ્પષ્ટ આયતો પઢી સંભળાવે છે; કે જેથી તે લોકોને કે જેઓ અલ્લાહપાક પર ઈમાન લાવે અને સત્કાર્યો કરે તેમને (કુફ્ર તથા નાદાનીના) અંધકારોમાંથી (ઈમાનના) પ્રકાશ તરફ કાઢી લાવે અને જે શખ્સ અલ્લાહપાક પર ઈમાન લાવશે અને સત્કાર્ય કરશે, તેને અલ્લાહ તઆલા (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે, જેમની નીચે નહેરો વહેતી હશે, જેમાં તેઓ નિરંતર સદા રહેશે. અલબત્ત, અલ્લાહ તઆલાએ તેને અતિ ઉત્તમ રોજી આપી. (૧૧) અલ્લાહપાક એવો છે, જેણે સાત આકાશો બનાવ્યા અને તેટલી જ (સાત) જમીનો પણ; તે દરેકના અંદર ખુદાઈ હુકમ ઉતર્યા કરે છે કે, જેથી તમે જાણી લો કે અલ્લાહપાક દરેક વસ્તુ કરી શકે છે અને દરેક વસ્તુ અલ્લાહપાકના જ્ઞાનમાં સમાયેલી છે. (૧૨)

# અત્-તહરીમ

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

**તિલાવતનો ક્રમ નં. : ૬૬** **રૂકૂઅની સંખ્યા : ૦૨**

**નાઝિલ થવાનો ક્રમ : ૧૦૭** **આયતોની સંખ્યા : ૧૨**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આગલી સૂરતમાં વર્ણન કર્યું હતું કે, સૂરએ તહરીમનો પણ મુખ્ય વિષય એ જ છે કે, પતિ-પત્નીએ આપસમાં અને પોતાની અવલાદ સાથે પણ વ્યવસ્થિત રીતે મધ્યમ માર્ગે રહી જીવન ગુઝારવુ જોઈએ. તેમની જરૂરતોનો ખ્યાલ રાખી તેમની સાથે પ્યાર, મુહબ્બત અને સ્નેહથી રહેવુ જોઈએ. પરંતુ બીજી તરફ અલ્લાહપાકની યાદ તથા તેના અહકામ ઉપર અમલ કરવામાં તેમની મુહબ્બત રૂકાવટ ન બને.

સૂરતની શરૂઆતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પોતાની પુનિત પત્નિઓ સાથે એક સામાજિક સબંધ બાબતે બનેલ કિસ્સાનું વર્ણન

કર્યું છે. જેમાં અમૂક પત્નિઓને રાજી રાખવા આપ (સલ.)એ મધ ન ખાવાની કસમ ખાધી હતી. તેના વિશે અલ્લાહપાકનો હુકમ ઉતર્યો કે, આપ એક હલાલ વસ્તુને શા માટે પોતાના ઉપર હરામ કરી દો છો ? આ કારણે સૂરતનું નામ ''તહરીમ'' (હરામ ઠેરવવુ) રાખવામાં આવ્યુ.

એક નાની વાત ઉપર જ્યારે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને રોકી દેવામાં આવ્યા. અને તેની સુધારણા કરવામાં આવી. એટલું જ નહીં પણ તેની નોંધ પણ લેવાઈ. તો આ વસ્તુ સંપૂર્ણપણે આપણા દિલમાં આ સંતોષ પેદા કરી દે છે કે, હુઝૂર (સલ.)ના પવિત્ર જીવનના જે કાર્યો અને હુકમો તથા આદેશો પણ આપણને અત્યારે મળે છે, અને જે બાબતમાં અલ્લાહ તઆલા તરફથી કોઈ પકડ કે સુધારો કરવામાં આવ્યો નથી, તે બાબતો સંપૂર્ણપણે સત્ય છે, અલ્લાહપાકની ઈચ્છા સાથે પૂરેપૂરા સુસંગત છે અને આપણે સંપૂર્ણ ખાત્રીપૂર્વક તેમાંથી આદેશો અને માર્ગદર્શન મેળવી શકીએ છીએ. અને એટલા જ માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું સમગ્ર જીવન આપણા માટે આદર્શ નમુનો છે. તે સિવાય કોઈ વ્યક્તિનું જીવન આપણા માટે સંપૂર્ણ રીતે આદર્શ બની શકતુ નથી. તેની સાથે આવી કોઈ ખુદાઈ મદદ અને સુરક્ષાની ગેરન્ટી આપવામાં આવી નથી.

# સૂરએ તહરીમ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### બીવી-બચ્ચાઓને જહન્નમથી બચાવો :

હે ઈમાનવાળાઓ ! તમે પોતાની જાતને તથા પોતાના ઘરવાળાઓને તે આગથી બચાવો કે જેનું બળતણ માણસો તથા પથ્થરો છે. તેના ઉપર કડક સ્વભાવના બળવાન ફરિશ્તા નિમાયલા છે કે, (અલ્લાહપાક) જે કંઈ તેમને હુકમ આપે તેમાં તેઓ અલ્લાહપાકની જરાયે નાફરમાની કરતા નથી અને જે કંઈ તેમને હુકમ થાય તે જ કામ (તરત) કરે છે. (૬) (ત્યાં કહેવામાં આવશે કે) હે કાફિરો ! આજે તમે બહાનાં ન બતાવો. જે કંઈ તમે કરતા હતા, તેનો જ બદલો તમને આપવામાં આવે છે. (૭)



## તૌબાની ફઝીલત :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકની હુજૂરમાં ખરા અંતઃકરણથી તૌબા કરો. આશા છે કે, તમારો પરવરદિગાર તમારાથી તમારી બુરાઈઓ દૂર કરે અને તમને (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરે કે જેમની નીચે નહેરો વહે છે, જે દિવસે અલ્લાહપાક નબીને તથા જે લોકો તેમની સાથે યકીન લાવ્યા છે, તેમને રૂસ્વા કરશે નહિ. તેમનું નૂર તેમની આગળ તથા તેમની જમણી બાજુ દોડતું હશે ત્યારે તેઓ દુઆ કરતા હશે કે, હે અમારા માલિક ! અમારા માટે આ નૂરને છેવટ સુધી રાખજો અને અમને માફ કરી દે. બેશક, તું સઘળું કરી શકે છે. (૮)

## નેક બંદાઓ સાથે રહ્યા પછી પણ કુફ્રને લઈ અઝાબ આવ્યો :

અલ્લાહપાક કાફિરો(ની ઈબ્રત)ના માટે નૂહ (અલૈ.)ની સ્ત્રી અને લૂત (અલૈ.)ની સ્ત્રીનો દાખલો વર્ણવે છે. તે બન્ને સ્ત્રીઓ અમારા નેક બંદાઓ-માંના બે ખાસ બંદાઓના ઘરમાં હતી. ફરી તેણીઓ તેઓથી અપ્રમાણિક-પણે વર્તી, તો તે બન્ને અલ્લાહપાકના મુકાબલામાં તેણીઓના કંઈ પણ કામ આવી શક્યા નહિ અને (તેણીઓને) હુકમ થયો કે બીજા દાખલ થનારાઓની સાથે તમે બન્ને જણીઓ પણ દોઝખમાં દાખલ થાઓ. (૧૦)

## બુરા બંદાઓ સાથે રહીને પણ ઈમાનને લઈ રહમતને લાયક બન્યા

અને અલ્લાહપાક ઈમાનવાળાઓ માટે ફિરઔનની સ્ત્રીનો દાખલો વર્ણવે છે, જ્યારે તેણીએ અરજ કરી કે હે પરવરદિગાર ! મારા માટે પોતાની પાસે જન્નતમાં એક ઘર બનાવ અને મને ફિરઔનથી તથા તેના કુકર્મ(ની બુરાઈ)થી બચાવ તેમજ મને બધા જુલ્મી લોકોથી બચાવ. (૧૧) અને ઈમરાનની પુત્રી મરયમ (અલૈ.)(નો દાખલો વર્ણવે છે) જેણીએ પોતાના શિયળનું રક્ષણ કર્યું હતું. ફરી અમે તેમાં પોતાના તરફથી એક રૂહ ફૂંકી દીધી અને તેણીએ પોતાના પરવરદિગારની વાતને તથા તેની કિતાબને સત્ય માની હતી અને તેણી બંદગી કરનારાઓ માંહેની હતી. (૧૨)





# અલ-મુલ્ક

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૬૭ રૂકૂઅની સંખ્યા : ૦૨

નાઝિલ થવાનો ક્રમ : ૭૭ આયતોની સંખ્યા : ૩૦

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ મક્કીકાળના આરંભિક તબક્કાની સૂરતોની વિશિષ્ટતા છે કે, તે ઈસ્લામનું સમગ્ર શિક્ષણ અને રસૂલુલ્લાહ (સલ.)ની નુબૂવ્વતનો હેતુ રજૂ કરે છે. પરંતુ વિગતવાર નહીં, બલ્કે ટૂંકાણમાં. જેથી તે લોકોના મગજમાં ધીમે ધીમે સમાતા જાય. આની સાથે આ સૂરતોમાં વધુ ભાર આ વાત ઉપર મૂકવામાં આવે છે કે, લોકોની ગફલત દૂર કરવામાં આવે.

શરૂની આયતોમાં મનુષ્યને ભાન કરાવવામાં આવ્યુ છે કે, તે જે સૃષ્ટિમાં રહે છે, તે એક અત્યંત વ્યવસ્થિત અને મજબૂત છે. જેમાં શોધવાથી પણ કોઈ ખામી, ઐબ કે ઉણપ શોધી શકાતા નથી. આ સમગ્ર સૃષ્ટિને શૂન્યમાંથી અસ્તિત્વમાં લાવનાર અલ્લાહપાક જ છે. અને તેનું વહીવટ, વ્યવસ્થા અને રાજ્યના સંપૂર્ણ અધિકારો પણ સંપૂર્ણપણે તેના જ હાથમાં છે. અને તેની સત્તા અસીમ છે. આ સાથે જ મનુષ્યને એ પણ બતાવવામાં આવ્યુ છે કે, આ અત્યંત ડહાપણભર્યા તંત્રમાં તેને હેતુવિહીન પેદા કરી દેવામાં આવ્યો નથી, બલ્કે અહીં તેને પરીક્ષા માટે મોકલવામાં આવ્યો છે. અને આ પરીક્ષામાં તે પોતાના નેક કર્મો દ્વારા જ સફળ થઈ શકે છે.

ત્યારબાદ તે સામાન્ય હકીકતો જેમને મનુષ્ય રાબેતા મુજબની વસ્તુઓ સમજી ધ્યાન આપવા યોગ્ય ગણતો નથી, એક પછી એક સંકેત દ્વારા તેમની ઉપર વિચારવાનું આમંત્રણ આપવામાં આવ્યુ છે. ફરમાવવામાં આવ્યુ છે કે, આ ધરતીને જુઓ, જેની ઉપર તમે શાંતિપૂર્વક હરો-ફરો છો. અને જેમાંથી પોતાની રોજી મેળવો છો. ખુદાપાકે જ આને તમારા આધિન બનાવી રાખી છે. નહીં તો ગમે ત્યારે આ ધરતીમાં એવો ધરતીકંપ આવી શકે છે,

જેથી તમે દટાઈ જાઓ અથવા હવાનું એવું તોફાન આવી શકે છે, જે તમને નેસ્તનાબૂદ કરી નાખે. જરા પોતાની ઉપર ઉડતા પક્ષીઓને જ જુઓ, ખુદાપાકનો જ કરમ તો છે, જે એમને હવામાં ટકાવી રાખે છે. પોતાના તમામ સાધનો ઉપર નજર નાંખીને જુઓ. ખુદા જો તમને આપત્તિ (અઝાબ) આપવા ચાહે તો કોણ તમને તેનાથી બચાવી શકે છે ? અને જો ખુદાપાક તમારા માટે રોજીના દ્વાર બંધ કરી દે, તો તેને કોણ ઉઘાડી શકે છે ? આ બધી જ વસ્તુઓ તમને હકીકતથી ખબરદાર કરવા માટે મૌજૂદ છે. પરંતુ તમે તેને જોઈને પરિણામો તારવવાની લાયકાત ધરાવતા નથી, અને એ સાંભળવા, જોવાની શક્તિઓ તથા વિચાર કરતા મગજનો ઉપયોગ કરતા નથી, જે મનુષ્ય તરીકે અલ્લાહપાકે તમને આપ્યા છે. આ જ કારણે તમને સીધો માર્ગ દેખાતો નથી.

# સૂરએ મુલ્ક

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### શું આટલા વિશાળ આકાશમાં કોઈ જગ્યાએ ફાટફૂટ દેખાઈ છે ?

તે (અલ્લાહપાક) બહુ બરકતવાળો છે, જેના કબ્જામાં (સંપૂર્ણ) જગતનું રાજ છે અને તે દરેક વસ્તુ પર સમર્થ છે. (૧) જેણે મૌત અને જિંદગી બનાવી, કે જેથી તમને અજમાવે કે તમારામાં કરણીની રૂએ કોણ બેહતર છે ? અને તે જબરદસ્ત (અને) બખ્શનાર છે. (૨) જેણે સાત આકાશોને એકના ઉપર એક બનાવ્યા. (હે જોનાર !) તમે કૃપાળુ (અલ્લાહ તઆલાની) રચનામાં કંઈ ખામી જોશો નહિ, (જો ખાતરી ન થાય) તો ફરી નજર કરી જુઓ. શું (તેમાં) તમને કંઈ ખોડખાંપણ દેખાય છે ? (૩) ફરી વારંવાર દૃષ્ટિ ફેરવીને જુઓ, છેવટે તમાર દૃષ્ટિ ખસિયાણી પડી થાકીને તમારા તરફ પાછી ફરશે. (૪)

### ખુદાપાકની પકડથી કોઈએ પણ ગાફિલ ન રહેવુ જોઈએ :

તે જ છે, જેણે તમારા માટે પૃથ્વીને તાબે કરી દીધી કે જેથી તમે તેના માર્ગોમાં હરો-ફરો અને અલ્લાહ તઆલાની આપેલી રોજીમાંથી ખાઓ

(પીઓ), પણ (યાદ રાખો કે આખરે) તેની જ પાસે ફરી સજીવન થઈ જવાનું છે. (૧૫) શું તમે તેનાથી નીડર થઈ ગયા છો ? કે જે(ની સત્તા) આકાશમાં પણ છે કે તે તમને પૃથ્વીમાં ધસાવી દે તો એકદમ તે ધ્રુજીને ફાટી જાય. (૧૬) અથવા તમે તેનાથી નિર્ભય થઈ ગયા છો કે જે(ની સત્તા) આકાશમાં પણ છે કે તે તમારા ઉપર પથ્થરોનો વરસાદ વરસાવે, (કે જેથી તમે નાશ પામો) ? તો હવે (મૃત્યુ થતાં જ) તમે જાણી લેશો કે મારૂં (અઝાબથી) ડરાવવું કેવું (સત્ય) હતું ? (૧૭)

## અલ્લાહપાક સિવાય કોણ પક્ષીઓને હવામાં રક્ષણ આપનાર છે ?

શું તેઓ પોતાના (માથા) પર (ઉડી રહેલા) પક્ષીઓ તરફ નિહાળતા નથી કે તેઓ પાંખો ફેલાવી (ઉડે છે) અને (કદી) પાંખો સંકેલી લે છે ? તેમને રહમાન (અલ્લાહપાક)ના સિવાય કોઈ થોભાવી શકતુ નથી. બેશક, તે દરેક વસ્તુને નિહાળી રહ્યો છે. (૧૯) રહમાનના સિવાય એવો કોણ છે, જે તમારૂં લશ્કર બની તમારૂં રક્ષણ કરે ? કાફિરો (જે મૂર્તિઓને રક્ષક માને છે તેઓ) તો નર્યા ધોકામાં જ પડેલા છે. (૨૦) અગર અલ્લાહપાક (કોઈ પણ રીતે) પોતાની રોજી અટકાવી દે તો એવો કોણ છે, જે તમને રોજી આપે ? કોઈ નથી, છતાં તેઓ બદમાશી અને અણગમા ઉપર અડી રહ્યા છે. (૨૧) જે માણસ (કાફિર) ઉંધા મોઢે (ઠોકર ખાતાં) ચાલતો હોય તે વધુ પંથ કાપશે અથવા તે માણસ જે સપાટ સડક પર સીધો ચાલ્યો જાય ? (૨૨) (હે રસૂલ સલ. !) આપ ફરમાવી દો કે તે જ (અલ્લાહ) છે, જેણે તમને પેદા કર્યા અને તમને કાન અને આંખો તથા દિલ અર્પણ કર્યા, (છતાં) તમે બહુ થોડો આભાર માનો છો. (૨૩) આપ ફરમાવી દો કે તે જ (અલ્લાહપાક) છે, જેણે તમને પૃથ્વી પર ફેલાવી દીધા અને તેની જ પાસે (કિયામતમાં) તમે એકઠા કરવામાં આવશો. (૨૪)



# અલ-કલમ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૬૮ રૂકૂઅની સંખ્યા : ૦૨

નાઝિલ થવાનો ક્રમ : ૦૨ આયતોની સંખ્યા : ૫૨

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

આ સૂરત પણ મક્કી હોવાનો લઈ તેમાં ત્રણ વિષયો વર્ણવવામાં આવ્યા છે : વિરોધીઓના વાંધાઓના જવાબો, તેમને ચેતવણી અને શિખામણ આપવી તથા રસૂલુલ્લાહ (સલ.)ને ધૈર્ય અને મક્કમતાની નસીહત કરવી.

ત્યારબાદ બગીચાવાળાઓનું એક દૃષ્ટાંત રજૂ કરવામાં આવ્યુ છે. જેમણે અલ્લાહ તઆલાની નેઅમત મેળવી તે બદલ અપકાર દર્શાવ્યો અને તેમનામાં જે વ્યક્તિ સૌથી બેહતર હતી, તેની શિખામણ સમયસર ન માની. છેવટે તેઓ નેઅમતથી વંચિત થઈ ગયા અને તેમની આંખો તે વખતે ખુલી, જ્યારે તેમનું બધુ જ નાશ પામી ચૂક્યુ હતું. આ દૃષ્ટાંત દ્વારા મક્કાવાસીઓને ચેતવવામાં આવ્યા છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વાત ન માનવાથી તમે પણ એ જ અજમાયશમાં મૂકાઈ ગયા છો, જેમાં બગીચાવાળા મૂકાયા હતા. જો તેમની વાત નહીં માનો તો દુનિયામાં પણ યાતના ભોગવશો અને આખિરતની સજા આના કરતાં પણ મોટી છે.

# સૂરએ કલમ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### બાગવાળાઓનો કિસ્સો અને તેનાથી બધા જ મુશ્રિકોને બોધપાઠ

બેશક, અમે તે (મક્કાવાસી)ઓને અજમાવીએ છીએ, જેમકે એક બગીચાવાળાઓને અમે અજમાવ્યા હતા. જ્યારે તેઓએ સોગંદ ખાધા કે એ (બાગ)નાં ફળ આપણે સવારે અવશ્ય તોડી જ લઈશું. (૧૭) અને ઈન્શાઅલ્લાહ પણ ન કહ્યું. (૧૮) જેથી તે બગીચા પર આપના પરવર-

દિગાર તરફથી એક ફેરો મારનાર (અઝાબ) ફેરો મારી ગયો અને તેઓ તો ઉંઘતા જ રહ્યા. (૧૯) પછી તે (બાગ) સવાર થતાં એવો થઈ રહ્યો, જાણે કપાઈ ચૂકેલું ખેતર. (૨૦) ફરી સવાર થતાં તેઓ આપસમાં કહેવા લાગ્યા (૨૧) કે અગર તમારે કાપવું જ હોય તો પોતાના ખેતરે પરોઢિયે જ ચાલો. (૨૨) પછી તેઓ ચાલ્યા અને માંહોમાંહે છાના છાના એમ કહેતા જતા હતા (૨૩) કે આજે એ (બાગ)માં તમારી પાસે કોઈ મોહતાજ દાખલ થવા પામે નહિ (૨૪) અને (તેમાંથી કોઈને કંઈ) નહિ આપવા પર પોતાને શક્તિમાન સમજી સવેળા જ ચાલ્યા. (૨૫) પછી જ્યારે તે બાગને (દુર્દશામાં) જોયો, ત્યારે બોલ્યા કે બેશક, આપણે માર્ગ ભૂલી ગયા છીએ. (૨૬) નહિ, બલ્કે (બાગ તો એ જ છે પણ) આપણું કિસ્મત ફૂટી ગયું. (૨૭) તેઓમાંનો વચલો બોલ્યો કે શું મેં તમને કહ્યું ન હતું કે તમે અલ્લાહપાકની પવિત્રતાને કેમ યાદ કરતા નથી ? (૨૮) (ત્યારે) તેઓ કહેવા લાગ્યા કે અમારો પરવરદિગાર પાક છે. ખરેખર, અમે જ કસૂરવાન છીએ. (૨૯) ફરી એકબીજાને ઉદ્દેશી પરસ્પર ઠપકો આપવા લાગ્યા. (૩૦) (અંતે સૌ એકમતે) બોલ્યા : હાય અમારી કમબખ્તી ! બેશક, અમે જ હદથી વધી જનારા હતા. (૩૧) (હવે તૌબા કરો કે તેથી) કદાચ અમારો પરવરદિગાર એના બદલામાં અમને એ કરતાં ય બેહતર (બગીચો) આપે. ચોક્કસ અમે અમારા પરવરદિગાર તરફ જ રજુ થઈએ છીએ. (૩૨) એમ જ (દુનિયામાં) આફત આવે છે અને આખિરતનો અઝાબ તો સૌથી મહાન છે, જો એ લોકોને સમજ હોત (તો ઠીક થાત.) (૩૩)

**કિયામતનું એક ગભરાટવાળુ દૃશ્ય :**

(તે વખત યાદ કરવાપાત્ર છે) જે દિવસે પિંડલી ઉઘાડવામાં આવશે અને લોકોને સિજદો કરવા માટે બોલાવવામાં આવશે, પણ તેઓ કરી શકશે નહિ. (૪૨) તેઓની આંખો (શરમને લીધે) ઢળી પડશે (અને) તેઓના ઉપર રૂસ્વાઈ છવાઈ જશે અને (એનું કારણ એ કે દુનિયામાં) તેઓને સિજદો કરવા માટે બોલાવવામાં આવતા હતા અને (જુઓ તો) તેઓ સહીસલામત હતા. (૪૩) તો મને તથા આ કલામ (કુર્આન)ના

જૂઠાડનારને છોડી દે. હવે અમે તેઓને ધીમે ધીમે (દોઝખ તરફ) એવી રીતે લઈ જઈએ છીએ કે તેઓને ખબર જ નથી. (૪૪) અને હું તેઓને (દુનિયામાં) ઢીલ આપતો રહું છું. બેશક, મારી યુક્તિ ઘણી મજબૂત છે. (૪૫) શું તેઓથી આપ કંઈ મહેનતાણું માંગો છો કે જેથી તેઓના ઉપર આ દંડનો બોજો પડી રહ્યો છે ? (૪૬) અથવા તેઓની પાસે ગૈબની ખબર છે કે તેઓ (તેને) લખી લે છે ? (૪૭)

# અલ-હાક્કહ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૬૯** **રૂકૂઅની સંખ્યા : ૦૨**

**નાઝિલ થવાનો ક્રમ : ૭૮** **આયતોની સંખ્યા : ૫૨**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ મક્કી સૂરતના પ્રથમ રૂકૂઅમાં આખિરતનું વર્ણન છે, અને બીજો રૂકૂઅ કુર્આન શરીફના અલ્લાહ તઆલા તરફથી ઉતરવા અને હઝરત મુહમ્મદ (સલ.)ના સાચા રસૂલ હોવા વિશે છે. અગાઉ જે કોઈ કૌમે આખિરતનો ઈન્કાર કર્યો છે, તે અંતે ખુદાપાકની સજા પામીને જ રહી છે. આ પછી ૧૭મી આયત સુધી કયામતનું દૃશ્ય રજુ કરવામાં આવ્યુ છે કે, તે કેવી રીતે બનશે. ત્યારબાદ આયતો ૧૮ થી ૨૭માં એ મૂળ આશય વર્ણવવામાં આવ્યો છે, જે માટે અલ્લાહપાકે દુનિયાના વર્તમાન જીવન પછી માનવજાત માટે એક બીજા જીવનનું આયોજન કર્યું છે. આમાં બતાવવામાં આવ્યુ છે કે, તે દિવસે તમામ મનુષ્યો પોતાના રબની અદાલતમાં રજૂ થશે, જ્યાં તેમનું કોઈ રહસ્ય છૂપું રહેશે નહીં. દરેકને તેનું કર્મપત્રક તેના હાથમાં આપી દેવામાં આવશે. જે લોકોએ દુનિયામાં એમ સમજીને જીવન પસાર કર્યું હતું કે, એક દિવસે તેમને પોતાના રબને પોતાનો હિસાબ આપવાનો છે, અને જેમણે દુનિયાના જીવનમાં નેક અમલ કરી પોતાની આખિરતની ભલાઈ માટે અગાઉથી સામગ્રી તૈયાર કરી લીધી હતી, તેઓ પોતાનો

હિસાબ ચોખ્ખો જોઈને ખુશ થઈ જશે, અને તેમને જન્નતનું કાયમી સુખ પ્રાપ્ત થઈ જશે.

મુસ્નદે અહમદમાં હઝરત ઉમર (રદી.)ની રિવાયત છે કે, ઈસ્લામ અંગીકાર કર્યા પહેલાં એક દિવસે હું હુઝૂર (સલ.)ને સતાવવા માટે ઘરેથી નીકળ્યો, પરંતુ આપ મારી પહેલાં મસ્જિદે હરામમાં દાખલ થઈ ચૂક્યા હતા. હું પહોંચ્યો તો આપ નમાઝમાં સૂરહ અલ હાક્કા પઢી રહ્યા હતા. હું આપની પાછળ ઉભો થઈ ગયો અને સાંભળવા લાગ્યો. કુર્આનની વાણીની શાન જોઈ હું ચકિત થઈ રહ્યો હતો કે, મારા દિલમાં એકાએક વિચાર આવ્યો કે, આ માણસ જરૂર કવિ છે, જેમકે કુરૈશ કહે છે. તરત જ હુઝૂર (સલ.)ના મોઢેથી આ શબ્દો અદા થયા : ‘‘આ એક માનવંત રસૂલના બોલ છે, કોઈ કવિના બોલ નથી.’’ મેં દિલમાં કહ્યું : કવિ નહીં તો જ્યોતિષના બોલ છે. એ જ વખતે મુબારક મુખેથી આ શબ્દો નીકળ્યા : ‘‘અને ન તો કોઈ જ્યોતિષના બોલ છે. તમે ઓછું જ વિચારો છો, આ તો રબ્બુલ આલમીન તરફથી ઉતર્યું છે.’’ આ સાંભળી ઈસ્લામ મારા હૃદયમાં સોંસરૂં ઉતરી ગયુ.

પ્રસંગોપાત અનેક બનાવો તેમને ઈસ્લામથી પ્રભાવિત કરતા રહ્યા હતા. છેવટે પોતાની બહેનના ઘરમાં તેમના દિલ ઉપર આખરી ઘા વાગ્યો, જેણે તેમને ઈમાનની મંઝિલે પહોંચાડી દીધા.

# સૂરએ અલ હાક્કહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### પાછલી કૌમોની બરબાદીના કિસ્સા આપણા માટે શિખામણરૂપ છે

તે સાબિત થયેલી, (૧) તે સાબિત થયેલી શું છે ? (૨) અને આપ સમજ્યા કે તે સાબિત થયેલી (કિયામત) શું છે ? (૩) સમૂદ તથા આદે તે ખડખડાવી નાખનાર (કિયામત)ને જૂઠાડી. (૪) તો જે સમૂદ હતા તે તો એક સખત કડાકાથી નાશ કરવામાં આવ્યા. (૫) અને જે આદ હતા તે હદ ઉપરાંતની જોશભેર ઠંડી હવાથી નાશ પામ્યા (૬) કે જે (હવા)ને તેઓના

ઉપર સાત રાતો અને આઠ દિવસ સુધી લાગલગાટ નિર્માણ કરી દીધી હતી. ફરી આપ (ત્યાં મૌજૂદ હોત તો) તે લોકોને એવી રીતે પટકાઈ પડેલા જોઈ લેત જાણે કે તેઓ પોકળ ખજૂરીઓના (ઉખડી પડેલા) થડીઆ છે. (૭) તો શું તેઓમાંથી કોઈને આપ બાકી બચેલા જુઓ છો ? (સૌનું જ કાસળ નીકળી ગયું) (૮) અને ફિરઔન તથા તેની પૂર્વેના લોકોએ તથા (કૌમે લૂતની) ઉંધી થયેલી વસ્તીઓએ મહાન કસૂરો કર્યા હતા. (૯) ફરી તેઓએ પોતાના પરવરદિગારના રસૂલની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તો અલ્લાહ તઆલાએ પણ તેઓને સખત પકડમાં પકડયા. (૧૦) જ્યારે (નૂહ અલૈ.ના તૂફાનનું) પાણી ઉભરાયું તો અમે જ તમને (એટલે તમારા વડીલોને) વહેતા વહાણમાં સવાર કર્યા, (૧૧) કે જેથી અમે તે બનાવને તમારા માટે શિખામણરૂપ બનાવીએ અને યાદ (લક્ષ) રાખનારા કાન તેને યાદ રાખે. (૧૨) પછી જ્યારે એકદમની ફૂંકથી સૂર ફૂંકવામાં આવશે (૧૩) અને (તે વેળા) પૃથ્વી તથા પર્વતો (તેના સ્થાનેથી) ઉઠાવી લેવામાં આવશે. પછી એક સાથે બન્નેને ચૂરેચૂરા કરી નાખવામાં આવશે. (૧૪) તો તે દિવસે થનાર બનાવ (કિયામત) થઈ પડશે. (૧૫) અને આકાશ ફાટી જશે તો તે દિવસે તે જર્જરિત બની રહેશે. (૧૬)

## જ્યારે અઅમાલનામુ (કર્મપોઠી) રજુ કરવામાં આવશે !

તે દિવસે (અલ્લાહપાકની હુજૂરમાં) તમે હાજર કરવામાં આવશો તો તમારી કોઈ ગુપ્ત વાત છુપી રહેશે નહિ. (૧૮) પછી જેને પોતાનું અઅમાલ-નામુ જમણા હાથમાં આપવામાં આવશે, તો તે (ખુશીથી બીજાઓને) કહેશે કે, લો જુઓ, મારૂં અઅમાલનામુ વાંચો. (૧૯) મને તો ખાતરી જ હતી કે મને મારો હિસાબ મળનાર છે. (૨૦) પછી તે મનમાન્યા ઐશમાં, (૨૧) ઉંચા બગીચામાં હશે, (૨૨) જેના ફળો ઝૂકી પડેલા હશે. (૨૩) (તેમને હુકમ થશે કે) રૂચી મુજબ ખાઓ અને પીઓ તે સદ્‌કર્મોના બદલે, જેને તમે પાછલા દિવસો (દુનિયા)માં કરી ચૂકયા છો. (૨૪) અને જેને પોતાનું અઅમાલનામુ (કર્મપોઠી) ડાબા હાથમાં આપવામાં આવશે, ત્યારે તે કહેશે કે કેવું સારૂં થાત કે મારૂં અઅમાલનામુ જ મને ન મળત ! (૨૫) અને મને

ખબર જ ન થાત કે મારો હિસાબ શું છે ! (૨૬) કોઈપણ રીતે તે (મૌત) જ તદ્દન નાબૂદ કરી નાખત (તો ઠીક થાત). (૨૭) (અફસોસ !) મને મારૂં ધન કંઈ જ કામ ન લાગ્યું. (૨૮) મારી પાસેથી મારી સત્તા (પણ) બરબાદ થઈ. (૨૯) (પછી હુકમ થશે કે) એને પકડો અને એના (ગળામાં) તોક નાખો. (૩૦) પછી એને જહન્નમમાં લઈ જાઓ. (૩૧) પછી એક એવી સાંકળ કે જેની લંબાઈ સિત્તેર ગજની હોય તેમાં એને જકડી દો, (૩૨) (કારણકે) એ મહત્તાવાળા અલ્લાહપાક પર યકીન લાવતો ન હતો. (૩૩) અને મોહતાજોને ખવડાવવા પર (લોકોને) ઉત્સાહ આપતો ન હતો. (૩૪) માટે આજે એનો અહીં કોઈ સહાયક નથી (૩૫) અને ન (એને) કોઈ ખોરાક મળશે, પરંતુ (દોઝખીઓના) ઝખમોનું ધોવાણ, (૩૬) કે જે મહાન પાપીઓ સિવાય કોઈનો ખોરાક નથી. (૩૭)

### કુર્આન શરીફની હકીકત :

તો હું તે વસ્તેઓના સોગંદ ખાઉં છું, જેને તમે જુઓ છો (૩૮) તથા જેને તમે જોતા નથી. (૩૯) ચોક્કસ આ (કુર્આન અલ્લાહપાકનું) કલામ છે, જે એક માનવંત ફરિશ્તાનું લાવેલું છે. (૪૦) અને એ કોઈ કવિની વાણી નથી, (પણ) તમે બહુ થોડું યકીન કરો છો. (૪૧) અને ન આ કોઈ કાહિનનું કલામ છે, (પણ) તમે બહુ થોડું લક્ષ આપો છો, (૪૨) (બલ્કે આ તો) આખા જગતના પરવરદિગાર તરફથી મોકલવામાં આવેલું (કલામ) છે. (૪૩)




**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૭૦ | રૂકૂઅની સંખ્યા : ૦૨ |
| નાઝિલ થવાનો ક્રમ : ૭૯ | આયતોની સંખ્યા : ૪૪ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ મક્કી સૂરતમાં તે કાફિરોને ચેતવણી તેમજ શિખામણ આપવામાં આવી છે, જે કિયામત, આખિરત, દોઝખ તથા જન્નતની ખબરની મજાક

ઉડાવતા હતા. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પડકારી રહ્યા હતા કે, જો તમે સાચા છો અને તમને ખોટા ઠેરવી અમે જહન્નમની સજાને પાત્ર થઈ ચૂકયા છીએ, તો લઈ આવો એ કિયામત, જેનાથી તમે અમને ડરાવો છો ! આ સૂરતનું ઉતરાણ આ જ પડકારના જવાબમાં છે.

શરૂઆતમાં ફરમાવવામાં આવ્યુ છે કે, માંગનાર આપત્તિ-અઝાબ માંગે છે. તે આપત્તિ ઈન્કાર કરનારાઓ ઉપર જરૂર આવીને રહેશે. અને જ્યારે તે આવશે, તો તેને કોઈ ટાળી નહીં શકે. પરંતુ તે પોતાના સમય ઉપર આવશે. માટે એમની મજાક બદલ ધીરજ રાખો. આ લોકો તેને દૂર જુએ છે, અને અમે તેને નજીક જોઈ રહ્યા છીએ.

પછી બતાવવામાં આવ્યુ કે, કિયામત, જેના વહેલા આગમનની માંગણી આ લોકો મજાકમાં કરી રહ્યા છે, કેવી સખત વસ્તુ છે. અને જ્યારે તે આવશે, તો આ ગુનેહગારોની કેવી બૂરી હાલત થશે. તે વખતે આ લોકો પોતાના બાળ-બચ્ચાં અને પોતાના સૌથી નજીકના સગાઓ સુદ્ધાંને ફિદયામાં આપી દેવા માટે તૈયાર થઈ જશે. જેથી ગમે તેમ કરીને સજામાંથી બચી નીકળે, પરંતુ નહીં બચી શકે.

આ પછી લોકોને ખબરદાર કરવામાં આવ્યા છે કે, તે દિવસે મનુષ્યોના ભાગ્યનો ફેંસલો સંપૂર્ણપણે તેમની માન્યતાઓ તથા નૈતિકતા અને કર્મોના આધારે કરવામાં આવશે. જે લોકોએ દુનિયામાં સત્યથી મોઢું ફેરવી લીધું છે, અને ધન એકઠું કરી બચાવી બચાવીને રાખ્યુ છે, તેઓ જહન્નમને પાત્ર ઠરશે. અને જેમણે અહીં ખુદાપાકની સજાનો ડર રાખ્યો છે, આખિરતને માની છે, નમાઝ નિયમિતતા-પૂર્વક પઢી છે, પોતાના ધનમાંથી ખુદાપાકના ગરીબ બંદાઓનો હક્ક ચૂકવ્યો છે, દુષ્કર્મોથી દૂર રહ્યા છે, અપ્રમાણિકતા કરી નથી, વચન અને કોલકરાર પાળ્યા છે, અને સાક્ષી આપવામાં સચ્ચાઈ ઉપર મક્કમ રહ્યા છે, તેઓ જન્નતમાં માનભર્યું સ્થાન પામશે.





# સૂરએ મઆરિજ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### કિયામતની ભયાનકતા :

બેશક, આ લોકો તે અઝાબને દૂર જોઈ રહ્યા છે, (૬) પણ અમે તેને નજીક જોઈએ છીએ. (૭) (આ અઝાબ તે દિવસે આવશે) જે દિવસે કે આકાશ (રંગમાં) પિગળેલા તાંબા જેવું થઈ જશે (૮) અને પર્વતો (પીંજેલા) રંગીન ઉન જેવા થઈ જશે (૯) અને કોઈ દોસ્ત બીજા દોસ્તને પૂછશે નહિ. (૧૦) જો કે બધા એકબીજાને દેખાડી પણ આપવામાં આવશે, પાપી ઈચ્છશે કે તે દિવસના અઝાબથી મુક્ત થવા માટે પોતાના દીકરાઓને (૧૧) અને પોતાની પત્નીને તથા ભાઈને (૧૨) અને જે કુટુંબમાં રહેતો હતો તેને (૧૩) તથા જેટલા પૃથ્વી પર છે તે સર્વેને આપી દે, પછી પોતાને છોડાવી લે, (૧૪) (પણ) એવું કદાપિ નહિ થાય, તે (દોઝખ) તો ભડકતી આગ છે, (૧૫) જે ચામડું (સુદ્ધાં) ઉતારી નાખનારી છે. (૧૬) તે (દોઝખ) એવાઓને બોલાવશે કે જેણે (સત્યથી) પીઠ ફેરવી હશે અને (તેના) હુકમથી મોઢું ફેરવ્યું હશે (૧૭) તથા (અનીતિથી ધન) એકઠું કર્યું હશે. પછી સંઘરી રાખ્યું હશે. (૧૮)

### માનવીની મનોવૈજ્ઞાનિક કમઝોરી :

બેશક, માનવી (સ્વભાવે) અધીરો પેદા થયો છે. (૧૯) જ્યારે તેને કોઈ તકલીફ પહોંચે છે, ત્યારે (હદ ઉપરાંત) ગભરાટમાં પડે છે, (૨૦) પણ જ્યારે તેને ભલાઈ પહોંચે છે, તો કંજૂસી કરનાર બને છે. (૨૧)

### જન્નતીઓના ખાસ વિશેષ ગુણો :

પરંતુ તે (ઈમાનદાર) નમાઝી, (એવા નથી) (૨૨) કે જેઓ પોતાની નમાઝ પર પૂરા કાયમ છે (૨૩) અને જેમના માલમાં અમુક ચોક્કસ ભાગ (૨૪) ભિખારી તથા નિરાધારો માટે છે (૨૫) તથા જેઓ ઈન્સાફના દિવસ (કિયામત) પર યકીન રાખે છે (૨૬) અને જેઓ પોતાના પરવરદિગારના



અઝાબથી ડરનારા છે. (૨૭) બેશક, તેમના પરવરદિગારનો અઝાબ નીડર થવા જેવી વસ્તુ નથી (૨૮) તથા જેઓ પોતાની શહવતની જગ્યાને (હરામથી) જાળવી રાખનારા છે, (૨૯) પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાની (શરઈ) લોંડીઓથી, કેમકે (એમાં) તેમને કંઈ ઠપકો નથી. (૩૦) પરંતુ જે કોઈ એ સિવાય (કામવાસના) શોધે તો તે લોકો જ હદથી વધી જનારા છે. (૩૧) તથા જે લોકો પોતાની (પાસેની) અમાનતોને તેમજ પોતાના વચનોને જાળવી રાખનારા છે (૩૨) તથા જેઓ પોતાની સાક્ષીઓ પર ખરી રીતે કાયમ રહેનારા છે. (૩૩) અને જેઓ પોતાની (ફર્ઝ) નમાઝોની પાબંદી રાખનારા છે. (૩૪) એવા લોકો જ (જન્નતના) બગીચાઓમાં માનપૂર્વક દાખલ થશે. (૩૫)

# સૂરએ નૂહ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૭૧** | **રૂકૂઅની સંખ્યા : ૦૨** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૭૧** | **આયતોની સંખ્યા : ૨૮** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં હઝ. નૂહ (અલૈ.)ની પોતાની કૌમની સુધારણા માટેની બેચેની અને તેમને સતાવવાનો પ્યારો અંદાજ રજૂ કરવામાં આવ્યો છે.

# સૂરએ નૂહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### હઝ. નૂહ (અલૈ.)ની બેચેની અને સમજાવવાનો પ્યારો અંદાજ :

બેશક, અમે નૂહ (અલૈ.)ને તેમની કૌમ તરફ (આ હુકમ આપી) મોકલ્યા કે પોતાની કૌમને એ પહેલા ડરાવે કે તેઓના ઉપર દુઃખદાયક અઝાબ આવી પહોંચે (૧) તો તેમણે કહ્યું કે હે મારી કૌમ ! હું તમને ખુલ્લી રીતે ડરાવનાર છું. (૨) (તેથી કહું છું) કે તમે અલ્લાહપાકની જ બંદગી

કરો તથા તેનો જ ડર રાખો અને મારી આજ્ઞા માનો. (૩) તો તે તમારા કેટલાક ગુનાહ માફ કરશે અને નિર્માણ થયેલી મુદત (મોત) સુધી તમને મોહલત આપશે. બેશક, અલ્લાહપાકની નિર્માણ કરેલી મુદત જ્યારે આવી પહોંચશે તો તેમાં ઢીલ થશે નહિ, જો તમે સમજતા હોત ! (તો ઠીક થાત) (૪) (આખરે) નૂહ (અલૈ.)એ અરજ કરી કે હે મારા પરવરદિગાર ! હું મારી કૌમને રાત-દિવસ (ઈમાન તરફ) બોલાવતો રહ્યો, (૫) પણ મારા બોલાવવા પર તેઓ (દીનથી) વધારે નાસવા લાગ્યા. (૬) અને મેં જ્યારે પણ તેઓને (ઈમાનનું) આમંત્રણ કર્યું કે જેથી તેઓને તું માફ કરે, તો તેઓએ પોતાના આંગળા પોતાના કાનોમાં નાખી દીધા અને પોતાના કપડાં પોતાના ઉપર લપેટી લીધાં અને તેઓએ હઠ કરી તેમજ હદ ઉપરાંત અભિમાન કર્યું, (૭) પછી મેં તેઓને પુકારીને બોલાવ્યા, (૮) પછી મેં તેઓને (ખાસ ઢબથી) જાહેરમાં કહ્યું તેમજ છુપી રીતે ખાનગીમાં પણ સમજાવ્યા (૯) અને મેં (તેઓને સમજાવતાં) કહ્યું કે પોતાના પરવર-દિગારથી (પાપોની) માફી ચાહો. બેશક, તે બહુ બખ્શનાર છે. (૧૦) તો તે તમારા ઉપર આકાશથી (વર્ષાની) ધારો છોડી મૂકશે (૧૧) તથા તમને સંપત્તિ અને અવલાદમાં વૃદ્ધિ આપશે અને તમારા માટે બાગ બનાવી આપશે તેમજ તમારા માટે નહેરો (વહેતી) કરી નાખશે. (૧૨) તમને શું થઈ ગયું છે કે, તમે અલ્લાહપાકની મહત્તાની માન્યતા રાખતા નથી ? (૧૩) જ્યારે કે તેણે જ તમને જુદી જુદી સ્થિતિ પર બનાવ્યા. (૧૪) શું તમને ખબર નથી કે અલ્લાહપાકે સાત આકાશોને એકના ઉપર એક કેવી રીતે સર્જયા ? (૧૫) અને તે આકાશોમાં ચંદ્રને પ્રકાશ(ની વસ્તુ) બનાવ્યો અને સૂર્યને ચળકતો દીવો બનાવ્યો. (૧૬) અને અલ્લાહપાકે તમને પૃથ્વીથી ખાસ પ્રકારે પેદા કર્યા. (૧૭) ફરી તમને (મૃત્યુ પછી) તેમાં જ પાછા લઈ જશે અને (કિયામતમાં તેમાંથી જ) તમને બહાર કાઢશે. (૧૮) અને અલ્લાહ તઆલાએ તમારા માટે પૃથ્વીને (જાણે) પાથરણું બનાવી, (૧૯) કે જેથી તમે તેના પહોળા રસ્તાઓમાં ચાલો. (૨૦)



# અલ-જિન્ન

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૭૨** **રૂકૂઅની સંખ્યા : ૦૨**

**નાઝિલ થવાનો ક્રમ : ૪૦** **આયતોની સંખ્યા : ૨૮**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ મક્કી સૂરતમાં પહેલી આયતથી ૧૫મી આયત સુધી આ બતાવવામાં આવ્યુ છે કે, જિન્નાતોના એક જૂથે કુર્આન મજીદ સાંભળી તેની શી અસર લીધી. અને ત્યારબાદ પાછા જઈને પોતાની કૌમના બીજા જિન્નાતોને શું શું વાતો કહી. આ અંગેની એ ખાસ ખાસ વાતો નકલ કરી છે, જે ઉલ્લેખનીય હતી. આથી જ વર્ણનશૈલી એક સળંગ વાતચીત જેવી નથી, બલ્કે તેના જુદા જુદા વાક્યો એવી રીતે નકલ કરવામાં આવ્યા છે કે, તેમણે આ કહ્યું. જિન્નાતોના મુખેથી નીકળેલા આ વાક્યોને જો કોઈ ધ્યાનપૂર્વક વાંચે તો સહેલાઈથી આ વાત સમજાઈ જાય છે કે, તેમના ઈમાન લાવવાનો આ બનાવ અને પોતાની કૌમ સાથે તેમની આ વાતચીતનું વર્ણન ક્યા આશયથી કરવામાં આવ્યુ છે.

જિન્નાતના કુર્આન શરીફ સાંભળવાના કિસ્સાનું વર્ણન સૂ.અહકાફમાં પણ આવ્યુ છે. તે તાઈફના સફરનો બનાવ છે. ત્યારે જે જિન્નાત કુર્આન શરીફ સાંભળી ઈમાન લાવ્યા હતા, તે આગલી આસ્માની કિતાબ ઉપર ઈમાન ધરાવતા હતા. અને આ સૂરતમાં જે કિસ્સાનું વર્ણન છે તે ઉક્કાઝ નામી જગ્યાએ જતાં રસ્તામાં નખ્લહ નામી સ્થળે આપે ફજરની નમાઝ પઢાવી હતી. તો જિન્નાત આપ (સલ.)ની તિલાવત સાંભળી ઈમાન લાવ્યા હતા. આ જિન્નાત પહેલા રિસાલતના ઈન્કારી હતા અને પછી ઈમાન લાવ્યા.





# સૂરએ જિન્ન

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**જિન્નાત તરફથી શિર્કની વાતોનો રદિયો અને તવહીદની દઅવત માનવીઓ માટે બોધપાઠ :**

(હે રસૂલ સલ. !) આપ ફરમાવી દો કે મારી પાસે એવી વહી આવી છે કે, જિન્નાતમાંથી કેટલાક જણ (આ કુર્આન) સાંભળી ગયા પછી (પોતાની કૌમને) કહેવા લાગ્યા કે અમે એક અજબ કુર્આન સાંભળ્યું છે. (૧) જે સત્ય માર્ગ બતાવે છે, જેથી અમે તેના ઉપર ઈમાન લઈ આવ્યા અને (હવે) અમે અમારા પરવરદિગારની સાથે કોઈને શરીક માનીશું નહિ (૨) અને એ (પણ કહ્યું) કે અમારા પરવરદિગારની શાન સર્વોપરી છે, તેણે (કોઈને) પત્ની બનાવી નથી કે નથી (તેની) અવલાદ (૩) અને એ (પણ કહ્યું) કે અમારામાંનો મૂર્ખ અલ્લાહપાકની શાનમાં હદપારની વાતો કહેતો હતો (૪) અને એ (પણ કહ્યું) કે, અમે પહેલા સમજતા હતા કે મનુષ્ય અને જિન્ન અલ્લાહપાક સબંધી હરગિઝ જૂઠું બોલશે નહિ (૫) અને એ (પણ કહ્યું) કે મનુષ્યોમાંથી ઘણા લોકો એવા હતા, જે જિન્નાતમાંના કેટલાક જણાઓનો આશ્રય લેતા હતા, તો તે માણસોએ તેઓનો ગર્વ વધારી દીધો (૬) અને તમે ધારતા હતા તે પ્રમાણે માનવીઓ પણ (એવું જ) ધારતા હતા કે અલ્લાહપાક કોઈને હરગિઝ ઉઠાવશે નહિ. (૭) વળી, એ (કહ્યું) કે આકાશોને અમે (ત્યાંની ખબરો જાણવા) તપાસી જોયું તો તેને સખત પહેરેદારો અને અંગારાઓથી ભરપૂર જોયું (૮) અને એ (કહ્યું) કે ખરેખર, અમે (પ્રથમ) આકાશના ઠેકાણાઓમાં (ત્યાંની ખબર) સાંભળવા માટે જઈ બેસતા હતા, પણ હવે જો કોઈ સાંભળવા ચાહે તો પોતાના માટે એક તૈયાર અંગારા જુએ છે (૯) અને એ (કહ્યું) કે અમે જાણતા નથી કે (આ રસૂલ મોકલવાથી) શું પૃથ્વી પર વસનારાઓ માટે બુરાઈનો ઈરાદો થયો છે અથવા તેમના પરવરદિગારે તેમને સીધા માર્ગે લાવવા ધાર્યું છે ? (૧૦) અને એ (કહ્યું) કે અમારામાં (પ્રથમથી) કોઈ નેક છે અને કોઈ બીજા



પ્રકારના (બુરા) પણ છે, તો અમે જુદા જુદા પંથવાળા હતા (૧૧) અને એ (કહ્યું) કે અમે સમજી લીધું કે અમે અલ્લાહપાકથી કદી પણ આ ભૂમિમાં સંતાઈ શકીશું નહિ તેમજ નાસીને પણ તેને કદી થકવી શકીશું નહિ (૧૨) અને એ (કહ્યું) કે જ્યારે અમે હિદાયતની વાત સાંભળી તો અમે તેને માની લીધી. પછી જે કોઈ પોતાના પરવરદિગાર પર ઈમાન લાવશે, તો તેને નુકસાનનો ભય રહેશે નહિ અને ન જુલ્મનો ભય રહેશે (૧૩) અને એ (કહ્યું) કે અમારામાંથી કેટલાક ફરમાંબરદાર છે અને કેટલાક અન્યાયી છે, તો જેઓ હુકમને આધિન થઈ ગયા તો તેમણે નેક માર્ગ શોધી કાઢયો (૧૪) અને જેઓ અન્યાયી છે, તેઓ જહન્નમનું બળતણ થયા. (૧૫)

# અલ-મુઝઝમ્મિલ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૭૩ | રૂકૂઅની સંખ્યા : ૦૨ |
| નાઝિલ થવાનો ક્રમ : ૦૩ | આયતોની સંખ્યા : ૨૦ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ મક્કી સૂરતની શરૂની આયતોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને હુકમ આપવામાં આવ્યો છે કે, જે મહાન કાર્યનો બોજો આપની ઉપર મૂકવામાં આવ્યો છે, તેની જવાબદારીઓ સંભાળવા માટે આપ પોતાને તૈયાર કરે, અને આ માટે રાતોમાં ઉઠીને અડધી રાત અથવા તેની પહેલાં કે પછી થોડી ઓછી કે વધુ નમાઝ પઢવાનો અમલ બતાવવામાં આવ્યો છે.

ત્યારબાદ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને શિખામણ આપવામાં આવી છે કે, બધાથી કપાઈને એ ખુદાપાકના બની રહે, જે સમગ્ર સૃષ્ટિનો માલિક છે. પોતાની બધી જ બાબતો તેના હવાલે કરી સંતુષ્ટ થઈ જાય. વિરોધીઓ જે વાતો આપની વિરૂદ્ધ બનાવી રહ્યા છે, તે બદલ ધીરજ રાખે. તેમનો મામલો ખુદાપાકને હવાલે કરી દે કે તે જ તેમને પહોંચી વળશે.

જે લોકો હુઝૂર (સલ.)નો વિરોધ કરી રહ્યા હતા, તેમને જહન્નમના અઝાબના વર્ણન દ્વારા ચેતવવામાં આવ્યા છે કે, અમે એવી જ રીતે તમારી

તરફ એક રસૂલ મોકલ્યા છે, જેવી રીતે ફિરઔનની તરફ મોકલ્યા હતા. જ્યારે ફિરઔને અલ્લાહપાકના રસૂલની વાત ન માની, તો તેનો શો અંજામ આવ્યો, તે તમારા સમક્ષ રજુ કરીએ છીએ. તેનાથી બોધપાઠ પ્રાપ્ત કરો.

# સૂરએ મુઝઝમ્મિલ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**રસૂલ (સલ.)નો ઈન્કાર જહન્નમમાં ધકેલી આપશે :**

અલબત્ત, અમારી પાસે બેડીઓ અને આગનો ઢગલો છે (૧૨) તથા ગળામાં ફસાઈ રહેનાર ખોરાક અને દુઃખદાયક અઝાબ છે. (૧૩) (આ શિક્ષા તે દિવસે છે) જે દિવસે કે પૃથ્વી અને પર્વતો ધ્રુજી ઉઠશે અને પર્વતો ચૂરેચૂરા (થઈ) ધરસતી રેતીના ઢગલા થઈ (ઉડવા લાગી) જશે. (૧૪) બેશક, અમે તમારા તરફ એક એવા રસૂલ મોકલ્યા છે, જે તમારા ઉપર (કિયામતમાં) સાક્ષી આપશે, જેવી રીતે કે અમે ફિરઔનની પાસે એક રસૂલ મોકલ્યા હતા, (૧૫) પણ ફિરઔને તે રસૂલનું કહેવું માન્યું નહિ, જેથી અમે તેને સખત પકડમાં લીધો. (૧૬) ત્યારે જો તમો પણ (રસૂલનો) ઈન્કાર કરશો, તો તે દિવસથી કેવી રીતે બચશો કે જે (અતિશય ભયંકર હોવાથી) બાળકોને વૃદ્ધ કરી નાખશે. (૧૭) જે દિવસમાં આકાશ ફાટી જશે, આ તેનો વાયદો (પૂર્ણ) થઈને જ રહેશે. (૧૮) બેશક, આ (વર્ણન) તો નર્યો બોધ જ છે. માટે જે કોઈ ચાહે તે પોતાના પરવરદિગાર તરફ માર્ગ ગ્રહણ કરે. (૧૯)




નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૭૪ | રૂકૂઅની સંખ્યા : ૦૨ |
| નાઝિલ થવાનો ક્રમ : ૦૪ | આયતોની સંખ્યા : ૫૬ |

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

કુરૈશના સરદારોએ એક સભા ભરી નક્કી કર્યું કે, હજ્જના દિવસોમાં

સમગ્ર અરબમાંથી હાજીઓના કાફલા મક્કા મુકર્રમહ આવશે, માટે હાજીઓ આવે કે તરત જ તેમની અંદર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિરૂદ્ધ પ્રચારકાર્ય શરૂ કરી દેવામાં આવે. આ અંગે સર્વાનુમતિ થઈ ગયા પછી વલીદ બિન મુગીરહએ હાજર રહેલાઓને ઉદ્દેશીને કહ્યું કે, જો તમે લોકો હઝ. મુહમ્મદ (સલ.) વિશે વિવિધ વાતો લોકોને કહેશો તો આપણા સૌ ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠી જશે. આથી કોઈ એક વાત નક્કી કરી લો, જે સૌએ કહેવાની છે. કેટલાક લોકોએ કહ્યું કે, અમે હઝ. મુહમ્મદ (સલ.)ને જ્યોતિષ કહીશું. વલીદે કહ્યું : નહીં, ખુદાની કસમ ! આપ જ્યોતિષ નથી. અમે જ્યોતિષીઓને જોયા છે. જેવી વાતો તે ગણગણે છે, અને જેવા વાક્યો એ જોડે છે, કુર્આનને તેની સાથે સહેજ પણ સબંધ નથી. કેટલાક માણસો બોલ્યા : એમને દીવાના ઠેરવીએ. વલીદે કહ્યું : તે દીવાના પણ નથી. અમે દીવાના અને પાગલ માણસો જોયા છે. એવી હાલતમાં માણસ જેવી ગાંડપણભરી વાતો કરે છે, અને ગાંડાની જેમ વર્તે છે, એ કોઈનાથી છૂપું નથી. કોણ માનશે કે, હઝ. મુહમ્મદ જે કલામ રજૂ કરે છે, તે દીવાનગીનો બબડાટ છે અથવા ગાંડપણની હાલતમાં માણસ આ વાતો કરી શકે ? લોકોએ કહ્યું : ઠીક, તો અમે કવિ કહીશું. વલીદે કહ્યું : તે કવિ પણ નથી. અમે કવિતાના બધા પ્રકાર જાણીએ છીએ. આ કલામને કવિતા જેવું કલામ પણ કહી શકાય નહીં. લોકોએ કહ્યું : તો પછી એમને જાદૂગર કહેવામાં આવે. વલીદે કહ્યું : તે જાદૂગર પણ નથી. જાદૂગરોને અમે જાણીએ છીએ અને જાદૂગરો પોતાના જાદૂ માટે જે રસ્તા અપનાવે છે, તેનાથી પણ અમે અજાણ નથી. આ વાત પણ હઝ. મુહમ્મદ (સલ.) ઉપર લાગુ પડતી નથી. ત્યાર પછી વલીદે કહ્યું : આમાંથી કોઈપણ વાત તમે કરશો તો લોકો તેને ગેરવ્યાજબી આરોપ માનશે. ખુદાની કસમ ! આ કલામમાં ઘણી મધુરતા છે. આના મૂળ ખૂબ ઉંડા અને તેની ડાળો ફળાઉ છે. આ સાંભળી અબૂ જહલ વલીદ ઉપર વરસી પડયો અને તેણે કહ્યું કે, તમારી કૌમ તમારાથી ખુશ નહીં થાય, જ્યાં સુધી તમે હઝ. મુહમ્મદ (સલ.) વિશે કોઈ વાત ન કહો. તેણે વિચારવા માટે સમય માંગ્યો. વિચાર કરીને બોલ્યો કે વધુમાં

વધુ આટલું કહી શકાય કે તમે આરબપ્રદેશના લોકોને કહો કે, આ માણસ જાદુગર છે. એવી વાત પ્રસ્તુત કરી રહ્યો છે, જે વ્યક્તિને તેના બાપ, ભાઈ, પત્ની, બાળકો અને કુટુંબથી અલગ કરી નાંખે છે. વલીદની આ વાત સૌએ સ્વીકારી લીધી. પછી યોજના મુજબ હજ્જના જમાનામાં કુરૈશના પ્રતિનિધિમંડળો હાજીઓની અંદર ફેલાઈ ગયા. અને તેમણે આવી રહેલા યાત્રાળુઓને ચેતવવા માંડયા કે, અહીં એક એવા માણસ ઉઠયા છે, જે મોટા જાદુગર છે. અને તેમનો જાદુ કુટુંબોમાં જુદાઈ નાંખી દે છે, તેનાથી ચેતીને રહેજો. પરંતુ આનું પરિણામ આ આવ્યુ કે, કુરૈશે રસૂલુલ્લાહ (સલ.)નું નામ પોતે જ સમગ્ર આરબ પ્રદેશમાં પ્રખ્યાત કરી દીધું.

વલીદ બિન મુગીરહનું નામ લીધા વિના એ બતાવવામાં આવ્યુ છે કે, અલ્લાહ તઆલાએ આ માણસને કેટલી નેઅમતોથી નવાજ્યો હતો. અને તેનો જવાબ તેણે કેવી સત્ય દુશ્મની વડે આપ્યો છે. આના અનુસંધાનમાં તેની માનસિક ખેંચતાણનું સમગ્ર ચિત્ર દોરવામાં આવ્યુ છે કે, એક તરફ દિલમાં તે હઝ. મુહમ્મદ (સલ.) અને કુર્આનની સચ્ચાઈને માની ચૂકયો હતો, પરંતુ બીજી તરફ પોતાની કૌમમાં પોતાની સત્તા અને આબરૂને પણ જોખમમાં મૂકવા માંગતો ન હતો. આથી તે ઈમાન લાવવાથી દૂર રહ્યો. એટલું જ નહીં, બલ્કે પોતાના અંતરાત્મા સાથે ઘણા સમય સુધી સંઘર્ષ કર્યા પછી છેવટે આ વાત બનાવી લાવ્યો કે, લોકોને આ કલામ ઉપર ઈમાન લાવતા રોકવા માટે આને જાદૂગર ઠરાવવો જોઈએ. તેની આ અંતરની ખરાબીને ઉઘાડી પાડીને ફરમાવવામાં આવ્યુ છે કે, પોતાના આ કરતૂત પછી પણ આ માણસ ચાહે છે કે, તેને વધુ ઈનામો વડે નવાજવામાં આવે. જો કે હવે એ ઈનામને નહીં, પણ દોઝખને પાત્ર બની ચૂકયો છે.

સૂરએ મુઝઝમ્મિલમાં માણસની પોતાની અંદરની સુધારણા માટે હિદાયત હતી. અને આ સૂરતમાં અન્યોની સુધારણાની હિદાયતની વાત કરવામાં આવી છે.



# સૂરએ મુદ્દસ્સિર

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**કુર્આન શરીફની સચ્ચાઈ જાણવા છતાં કૌમને રાજી કરવાની ફિકર કરનારનું ખરાબ પરિણામ :**

મને તથા તેને (એ જ સ્થિતિમાં) છોડી દે, જેને મેં એકલો પેદા કર્યો (૧૧) અને જેને મેં પુષ્કળ ધન આપ્યું. (૧૨) તેમજ પાસે હાજર રહેનારા દીકરા (આપ્યા) (૧૩) અને તેના માટે સઘળા સાધનોની જોગવાઈ કરી આપી. (૧૪) છતાં તે લાલચ રાખે છે કે હું (તેને) વધારે આપું ! (૧૫) હરગિઝ નહિ. બેશક, તે અમારી આયતોનો વિરોધી છે. (૧૬) નજીકમાં હું તેને (મરણ પછી) જહન્નમના પર્વત પર ચઢાવીશ. (૧૭) તેણે (કુર્આન વિશે) વિચાર્યું અને તજવીજ કરી, (૧૮) તો માર્યો જજો, તેણે કેવી તજવીજ કરી ? (૧૯) ફરી માર્યો જજો, તેણે કેવી તજવીજ કરી ? (૨૦) પછી તેણે (સૌના તરફ ખાસ) નિગાહ કરી (૨૧) પછી ભવાં ચઢાવ્યા અને અતિશય મોઢું બગાડયું, (૨૨) પછી તેણે મોઢું ફેરવ્યું અને અહંકાર જાહેર કર્યો. (૨૩) આખરે બોલ્યો કે એ તો માત્ર આગલાઓથી ચાલ્યો આવતો જાદૂ છે. (૨૪) એ તો માત્ર મનુષ્યની વાણી છે, (૨૫) (પણ એની શિક્ષામાં) હવે હું તેને જહન્નમમાં નાખીશ (૨૬) અને આપને કંઈ ખબર છે કે, તે જહન્નમ કેવી છે ? (૨૭) તે (બાળી દેવામાં) કંઈ જ બાકી રાખશે નહિ અને ન કંઈ પડતું મૂકશે. (૨૮) માણસોને બાળી (કાળા કદરૂપા કરી) મૂકનાર છે. (૨૯) તેના ઉપર ઓગણીસ (ફરિશ્તા ચોકીદાર) છે. (૩૦)

આ પ્રમાણે વલીદ બિન મુગીરહ માટે ફરમાવ્યું છે. તે વિવિધ દેશોનો પ્રવાસ કરવાથી ઘણો અનુભવી હતો. તેથી કાફિરોએ તેને કહ્યું કે, હઝ. મુહમ્મદ (સલ.) શું પઢે છે, તે સાંભળી ફેંસલાની તજવીજ કર. પછી હુઝૂર (સલ.)એ કેટલીક આયતો તેને પઢી સંભળાવી તેથી તેનું દિલ પીગળ્યું અને બોલ્યો કે એ મનુષ્યની રચેલી વાણી નથી, કોઈ પણ એનો મુકાબલો કરી શકશે નહિ. એટલું કહેતાં જ અબૂ જહલે તેને સમજાવ્યો, તો તે ફરી ગયો.

પછી કૌમને રાજી કરવા તેણે કહ્યું કે એ વિશે ઉંડો વિચાર કરી જવાબ આપીશ. પછી આખરે બોલ્યો કે એ જાદૂ છે.

અલ્લાહપાકે તેને દૌલત અને દીકરા આપ્યા હતા, તેથી નાશુક્રી કરી. કુર્આન શ.ને જાદૂ કહેવા છતાં ધારતો હતો કે મારા ધનમાં અને અવલાદમાં વૃદ્ધિ થશે. તેને માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, કદી વૃદ્ધિ નહિ થાય. અંતે તેવું જ થયું કે દિન-પ્રતિદિન તેનો માલ ઘટતો ગયો. તેના કેટલાક દીકરા મરી ગયા, કેટલાક દુશ્મન થઈ ગયા અને ત્રણ સપૂતો મુસલમાન થઈ ગયા. તો આખરે પોતે મોહતાજ અને બેઆબરૂ થઈ મર્યો. આ દુનિયાની શિક્ષા તો સૌએ જોઈ અને સાંભળી લીધી. આગળ આખિરતની શિક્ષા છે.

**જન્નતીઓ તરફથી જહન્નમીઓને જહન્નમમાં જવાનું કારણ પૂછવુ :**

ખરેખર, ચંદ્રના સોગંદ (૩૨) તથા રાત્રિના જ્યારે કે તે વિદાય થવા લાગે (૩૩) અને સવારના જ્યારે કે તે પ્રકાશિત થાય. (૩૪) બેશક, તે દોઝખ બહુ ભારે વસ્તુઓ માંહેની એક છે. (૩૫) જે માનવી માટે મહા ચેતવણી આપનાર છે, (૩૬) તેને માટે કે જે તમારામાંથી (નેકી તરફ) આગળ વધવા ચાહે અથવા તેથી પાછળ રહી જવા ચાહે. (૩૭) દરેક જણ પોતપોતાની કરણી(ની શિક્ષા)માં સપડાયેલો હશે, (૩૮) પરંતુ જમણી બાજુવાળા, (૩૯) કે તેઓ બગીચાઓમાં હશે. સૌ (જન્નતીઓ) મળી પૂછશે, (૪૦) (એટલે કાફિર) પાપીઓની દશા વિશે (તેઓથી જ પૂછશે), (૪૧) કે તમે શાથી જહન્નમમાં જઈ પડ્યા ? (૪૨) તેઓ કહેશે કે અમે ન તો નમાઝ પઢતા હતા (૪૩) અને ન તો મોહતાજોને ખાણું ખવડાવતા હતા (૪૪) અને (દીન વિશે) બકવાસ કરનારાઓની સાથે અમે પણ બકવાસ કરતા હતા (૪૫) અને અમે ઈન્સાફના દિવસને જૂઠાડતા હતા. (૪૬) એટલે સુધી કે અમને મૃત્યુ આવી લાગ્યું. (૪૭) માટે તેઓને ભલામણ કરનારાઓની ભલામણ (કંઈ) લાભ આપશે નહિ. (૪૮) છતાં તેઓ (કાફિરો)ને શું થઈ ગયું છે કે આ (કુર્આનના) બોધથી મોઢું ફેરવી લે છે ? (૪૯) જાણે કે તેઓ ભડકેલા ગધેડા છે, (૫૦) જે સિંહથી (ડરી) નાઠા હોય. (૫૧)

# અલ-કિયામહ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૭૫ રૂકૂઅની સંખ્યા : ૦૨

નાઝિલ થવાનો ક્રમ : ૩૧ આયતોની સંખ્યા : ૪૦

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં આખિરતનો ઈન્કાર કરનારાઓને સંબોધી તેમની દરેકે દરેક શંકા અને વાંધાઓનો જવાબ આપવામાં આવ્યો છે. ખૂબ જ મજબૂત દલીલોપૂર્વક કિયામત અને આખિરતના વાજબી ચોક્કસ હોવાનો પુરાવો આપવામાં આવ્યો છે. અને એ પણ સ્પષ્ટપણે બતાવી દેવામાં આવ્યુ છે કે, જે લોકો પણ આખિરતનો ઈન્કાર કરે છે, તેમના ઈન્કારનું કારણ આ નથી કે, તેમની બુદ્ધિ આને અશક્ય સમજે છે. બલ્કે તેની પાછળનું ચાલકબળ આ છે કે, એમની મનની ઈચ્છાઓ તે માનવા માંગતી નથી. આ સાથે લોકોને ચેતવી દેવામાં આવ્યા છે કે, જે સમયના આગમનનો તમે ઈન્કાર કરી રહ્યા છો, તે આવીને રહેશે. તમારા સૌનું કર્યું-કરાવ્યુ તમારી સામે લાવીને મૂકી દેવામાં આવશે. અને હકીકતમાં તો પોતાના કર્મપત્રક જોયા પહેલાં પણ તમારા પૈકી દરેકને પોતાને ખબર હશે કે, તે દુનિયામાં શું કરીને આવ્યો છે. કેમકે કોઈપણ માણસ પોતાનાથી નાવાકેફ નથી હોતો. ચાહે દુનિયાને બહેકાવવા અને પોતાના મનને મનાવવા માટે પોતાના કરતૂતો માટે ગમે તેટલા બહાના બનાવતો રહે.

# સૂરએ કિયામહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**ખુદા તઆલાની કુદરતથી માનવ હાડકા અને ટેરવા પણ ભેગા કરવામાં આવશે :**

શું ઈન્સાન એમ ધારે છે કે અમે તેના હાડકાં કદી ભેગા નહિ કરીએ?

(૩) કેમ નહિ, અમે તેના ટેરવાં સુદ્ધાંને દુરૂસ્ત કરવા શક્તિમાન છીએ, (૪) પણ માણસ તો એવું ઈચ્છે છે કે પોતાના ભવિષ્યમાં પણ (બેધડક) પાપાચાર કરતો રહે. (૫) (તેથી જ ઈન્કાર તરીકે) પૂછે છે કે, કિયામતનો દિવસ ક્યારે આવશે ? (૬) પણ જ્યારે આંખો અંજાઈ જશે (૭) અને ચંદ્રને ગ્રહણ લાગશે (૮) અને સૂર્ય તથા ચંદ્ર ભેગા કરી દેવામાં આવશે (૯) તો તે દિવસે માણસ કહેશે કે હવે કયાં નાસી જાઉં ? (૧૦) કંઈ નહિ, કોઈપણ આશ્રયનું સ્થાન નથી. (૧૧) તે દિવસે આપના પરવરદિગારની પાસે જ જઈ થોભવાનું છે. (૧૨) તે દિવસે માણસને તેના બધા આગલા અને પાછલા કર્મોની ખબર આપવામાં આવશે, (૧૩) બલ્કે માણસ પોતાની સ્થિતિનો પોતે જ ખૂબ જાણકાર હશે. (૧૪) ભલેને (જાહેરમાં) તે પોતાના બહાનાં રજૂ કરી નાખે. (૧૫)

**માનવી ! વિચાર કર, તુ શું હતો ? :**

શું ઈન્સાન એમ ધારે છે કે તેને એમ જ છોડી દેવામાં આવશે ? (૩૬) શું તે એક વીર્ય બિંદુ ન હતો ? જે (ગર્ભસ્થાનમાં) ટપકાવવામાં આવ્યુ હતું. (૩૭) ફરી તે લોહી (માંસ)નો લોચો બન્યો. પછી (અલ્લાહપાકે) તેને (મનુષ્ય) બનાવ્યો, તો યોગ્ય અવયવો બનાવ્યા. (૩૮) ફરી તે (માનવીની) બે જાતિ બનાવી, નર અને નારી. (૩૯) તો શું અલ્લાહપાક (કિયામતમાં) મુરદાઓને સજીવન કરવા શક્તિમાન નથી ? (૪૦)

# સૂરએ અદ્-દહ્ર

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૭૬** | **રૂકૂઅની સંખ્યા : ૦૨** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૯૮** | **આયતોની સંખ્યા : ૩૧** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં મનુષ્યને સૌપ્રથમ યાદ દેવડાવવામાં આવ્યુ છે કે, એક સમય એવો હતો, જ્યારે તે કાંઈ જ ન હતો. પછી મિશ્રિત વીર્યથી તેની

એવી તુચ્છ શરૂઆત કરવામાં આવી કે, તેના માં-બાપ સુદ્ધાંને ખબર ન હતી કે, તેના અસ્તિત્વનો પાયો પડી ગયો છે. અને કોઈ એ સૂક્ષ્મ અસ્તિત્વને જોઈને આ કહી શકતું ન હતું કે, આ કોઈ મનુષ્ય છે, જે આગળ જઈ આ ધરતી ઉપર પ્રકૃતિ (કુદરત)ની શ્રેષ્ઠ રચના બનવાનો છે. આ પછી મનુષ્યને જણાવવામાં આવ્યુ છે કે, તારા સર્જનની શરૂઆત આ પ્રમાણે કરીને તને આવો એટલા માટે બનાવ્યો છે કે, અમે તને દુનિયામાં રાખી તારી પરીક્ષા લેવા માંગીએ છીએ. આ જ કારણસર બીજા સર્જનોથી વિરૂદ્ધ તને સભાન બનાવવામાં આવ્યો અને તારી સામે આભાર અને ઈન્કાર-અપકારના બે માર્ગ ખુલ્લા મૂકી દેવામાં આવ્યા. જેથી અહીં કામ કરવાનો જે સમય તને આપવામાં આવ્યો છે, એમાં તું દેખાડી દે કે, આ પરીક્ષામાંથી તુ આભારી બંદો બનીને નીકળ્યો છે કે, અપકારી બનીને.

મક્કી તબક્કાની શરૂઆતની સૂરતોની વિશિષ્ટતાઓમાંથી એક નજરે પડતી વિશિષ્ટતા આ પણ છે કે, તેમાં ઈસ્લામની પાયાની માન્યતાઓ અને ખ્યાલોનો ટૂંકો પરિચય કરાવવાની સાથોસાથ ક્યાંક તે નૈતિક (અખ્લાકી) ગુણો અને નેક કર્મો (અઅ્માલ) વર્ણવવામાં આવ્યા છે, જે ઈસ્લામી દૃષ્ટિમાં મૂલ્યવાન છે. અને ક્યાંક કર્મો અને નૈતિકતાવાળી તે બુરાઈઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેનાથી ઈસ્લામ માનવીને શુદ્ધ કરવા માંગે છે.

# સૂરએ દહ્ર

## ❁ સૂરતની આયતોનો ખુલાસો ❁

### શું કુર્આન શરીફથી કોઈ બોધ ગ્રહણ કરવા માંગે છે ? :

બેશક, એ (કાફિર) લોકો દુનિયાનો પ્રેમ રાખે છે અને એક ભારે દિવસ (કિયામત)ને પોતાની પાછળ પડતો મૂકે છે (૨૭) અમે જ તેઓને પેદા કર્યા અને અમે જ તેઓના બાંધાઓને મજબૂત કર્યા અને જ્યારે અમે ધારીએ ત્યારે તેઓના જેવા લોકો તેઓના ઠેકાણે બદલી નાખીએ. (૨૮) આ (બધું વર્ણન) નસીહત છે. ફરી જે કોઈ ચાહે તે પોતાના પરવરદિગાર

તરફનો માર્ગ ગ્રહણ કરી લે (૨૯) અને અલ્લાહપાકની ઈચ્છા વિના તમે કંઈ પણ ઈચ્છા કરી શકશો નહિ. બેશક, અલ્લાહપાક સર્વજ્ઞ (અને) હિકમતવાળો છે. (૩૦) તે જેને ચાહે છે પોતાની રહમતમાં દાખલ કરી લે છે, પણ જુલ્મીઓ (મુશ્રિકો) માટે તો તેણે દુઃખદાયક અઝાબ તૈયાર કરી રાખ્યો છે. (૩૧)

# અલ-મુરસલાત

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૭૭** | **રૂકૂઅની સંખ્યા : ૦૨** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૩૩** | **આયતોની સંખ્યા : ૫૦** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય કિયામત અને આખિરતના પુરાવા અને તેના પરિણામોથી લોકોને ચેતવવાનો છે.

પહેલી સાત આયતોમાં હવાઓની વ્યવસ્થા આ હકીકત માટે પુરાવા તરીકે રજૂ કરવામાં આવી છે કે, કુર્આન શરીફ અને હઝ. મુહમ્મદ (સલ.) જે કિયામતના આગમન વિશે ખબર આપી રહ્યા છે, તે જરૂર બનીને રહેશે. આમાં દલીલ કરવામાં આવી છે કે, જે સર્વશક્તિશાળી ખુદાપાકે ધરતી ઉપર આ આશ્ચર્યજનક વ્યવસ્થા સ્થાપી છે. તેની શક્તિ કિયામત લાવવા માટે અસમર્થ હોઈ શકે નહીં. અને જે સ્પષ્ટ ડહાપણ-સમજદારી આ વ્યવસ્થા પાછળ કામ કરતી દેખાય છે, તે આ બાબત અંગે સાક્ષી આપે છે કે, આખિરત જરૂર બનવી જ જોઈએ. કેમકે ડહાપણવાળાનું કોઈ કામ હેતુવિહીન અને અમસ્તું જ હોઈ શકે નહીં. અને આખિરત ન હોય તો આનો અર્થ એમ કે આ દુનિયાનું સમગ્ર તંત્ર સાવ નિરર્થક છે.

ત્યારબાદ કિયામત અને આખિરતના બનવા અને તેના કારણોની સતત દલીલો કરવામાં આવી છે. આમાં બતાવવામાં આવ્યુ છે કે, માનવીનો પોતાનો ઈતિહાસ, તેનો જન્મ, તે જે ધરતી ઉપર જીવન ગુજારી રહ્યો છે,

તેની રચના, આ વાત માટે સાક્ષી આપી રહ્યા છે કે, કિયામતનું આવવું અને આખિરતની દુનિયાનું અસ્તિત્વમાં આવવું શક્ય પણ છે અને અલ્લાહપાકની હિકમતનો તકાદો પણ. માનવ ઈતિહાસ દર્શાવી રહ્યું છે કે, જે કોઈ કૌમે આખિરતનો ઈન્કાર કર્યો, તે છેવટે બગડી અને વિનાશને વરી.

સૂરતના આરંભથી અંત સુધી લગાતાર વ્યવસ્થિત દલીલોથી આખિરતના ઈન્કારીઓનો રદિયો કરવામાં આવ્યો છે.

# સૂરએ મુરસલાત

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### માનવીનું અસ્તિત્વ જ આખિરતની દલીલ છે :

બેશક, જે (કિયામત)નો તમારાથી વાયદો કરવામાં આવે છે, તે અવશ્ય થઈને રહેશે. (૭) તો જ્યારે તારાઓ(ના પ્રકાશ)ને ભૂંસી નાખવામાં આવશે (૮) અને જ્યારે આકાશ ફાટી જશે (૯) અને જ્યારે પર્વતો ઉડાવી દેવામાં આવશે. (૧૦) અને જ્યારે રસૂલોનો (સાક્ષી માટે) વખત નક્કી થઈ જશે (ત્યારે સૌનો ફેંસલો થઈ જશે.) (૧૧) તો (જાણો છો ?) કયા દિવસના માટે આ બધી વસ્તુઓ મુલ્તવી રાખવામાં આવી છે ? (૧૨) ફેંસલાના દિવસ માટે (મુલ્તવી છે.) (૧૩) આપ શું સમજ્યા કે ફેંસલાનો દિવસ કેવો છે ? (૧૪) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૧૫) શું અમે આગલા (કાફિર) લોકોને હલાક કર્યા નથી ? (૧૬) પછી પાછલાઓને પણ (હલાક કરી) તેઓની સાથે કરી દઈશું. (૧૭) એવા પાપીઓ સાથે અમે એ પ્રમાણે જ વર્તીએ છીએ. (૧૮) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૧૯) શું અમે તમને તુચ્છ પાણી (વીર્ય)થી પેદા કર્યા નથી ? (૨૦) પછી અમે તેને એક મજબૂત ઠેકાણા (ગર્ભાશય)માં રાખ્યું, (૨૧) એક નક્કી થયેલા સમય સુધી (રાખ્યું), (૨૨) ફરી અમે એ (બધું) પૂરૂં કરી શક્યા તો અમે કેવા સારા શક્તિમાન છીએ ! (૨૩) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૨૪) શું અમે પૃથ્વીને (સૌનો) સમાવેશ કરનાર બનાવી નથી ? (૨૫) જીવતાઓનો (ઉપર) અને મુરદાઓનો (અંદર)

સમાવેશ કરે છે (૨૬) અને અમે તેમાં બોજા માટે ઉંચા પર્વતો મૂકી દીધા અને અમે તમને તૃપ્ત કરનાર મીઠુ પાણી પિવડાવ્યું. (૨૭) તે દિવસે જૂઠાડનારાઓની મહા ખરાબી છે. (૨૮)

# અન્-નબા

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૭૮ | રૂકૂઅની સંખ્યા : ૦૨ |
| નાઝિલ થવાનો ક્રમ : ૮૦ | આયતોની સંખ્યા : ૪૦ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

મક્કા મુકર્રમહમાં ઉતરેલી આરંભિકકાળની સૂરતોમાં વધુ જોર આખિરત ઉપર આસ્થાને હૃદયોમાં ઉતારવા પર આપવામાં આવ્યુ છે. અલબત્ત, આ માટે દલીલો એવી ઢબથી કરવામાં આવી છે કે, તૌહીદ (એકેશ્વરવાદ)નો ખ્યાલ પણ આપોઆપ મગજમાં ઉતરતો જાય છે, અને વચ્ચે વચ્ચે રસૂલુલ્લાહ (સલ.) અને કુર્આન શરીફના સાચા હોવા અંગેની દલીલો પણ ટૂંકમાં આપી દેવામાં આવી છે.

આ સૂરતમાં સૌપ્રથમ એ ચર્ચાઓ અને ગુસપુસ તરફ નિર્દેશ કરવામાં આવ્યો છે, જે કિયામતના સમાચાર સાંભળી મક્કા મુકર્રમહની શેરીઓ અને બજારો તથા મક્કાવાસીઓની દરેક મહેફિલમાં થઈ રહી હતી. ત્યાર પછી ઈન્કાર કરનારાઓને પૂછવામાં આવ્યુ છે કે, શું તમને આ ધરતી દેખાતી નથી, જેને અમે તમારા માટે પાથરણું બનાવી રાખી છે ? શું તમને આ ઉંચા ઉંચા પર્વતો દેખાતા નથી, જેને અમે ધરતીમાં ખોસી દીધા છે ? શું તમે સ્વયં પોતાને નથી જોતા કે, કેવી રીતે અમે તમને સ્ત્રીઓ અને પુરૂષોના જોડકાઓના સ્વરૂપમાં પેદા કર્યા છે ? શું તમે પોતાની નિંદ્રાને નથી જોતા, જેના દ્વારા અમે તમને દુનિયામાં પ્રવૃત્તિ કરવા યોગ્ય બનાવી રાખવા માટે દર થોડા કલાકોના પરિશ્રમ પછી દર થોડા કલાકો માટે વિશ્રામ લેવા માટે મજબૂર બનાવી દીધા છે ? શું તમે રાત અને દિવસની

આવ-જાને જોતા નથી, જેને બરાબર તમારી જરૂરિયાતને અનુરૂપ અમે નિયમિતતાપૂર્વક સતત ચલાવી રહ્યા છીએ ? શું તમે તમારી ઉપર આકાશના સુદૃઢ તંત્રને નથી જોતા ? શું આ સૂર્ય તમને દેખાતો નથી, જેના કારણે તમને પ્રકાશ અને ગરમી મળી રહ્યા છે ? શું તમે એ વરસાદને નથી જોતા, જે વાદળોમાંથી વરસી રહ્યો છે, અને તેના વડે અનાજ અને વનસ્પતિઓ તથા ગીચ બગીચા ઉગી રહ્યા છે ?

આ સમગ્ર વસ્તુઓ તમને આ જ બતાવે છે કે, જે સર્વશક્તિમાને આ સૌને સર્જયા છે, તેની શક્તિ કિયામત લાવવા અને આખિરત સર્જવા માટે પણ સંપૂર્ણ રીતે સમર્થ છે. માટે તેની વાત માની લઈ પોતાને આજ્ઞાંકિત બંદા બનાવો, અને જન્નત પ્રાપ્ત કરો. નહીં તો અફસોસ વ્યક્ત કરવા સિવાય કાંઈ પ્રાપ્ત થશે નહીં.

# સૂરએ નબા

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**માનવી ઉપર અલ્લાહપાકની નેઅમતો :**

શું અમે પૃથ્વીને પાથરણું બનાવ્યું નથી ? (૬) અને પર્વતોને જમીનના ખૂટા બનાવ્યા નથી ? (૭) અને અમે જ તમને (સ્ત્રી-પુરૂષના) જોડાં બનાવ્યા (૮) અને અમે જ તમારી ઉંઘને આરામની વસ્તુ બનાવી (૯) અને અમે જ રાત્રિને પરદાની ચીજ બનાવી (૧૦) અને અમે જ દિવસને ધંધાનો વખત બનાવ્યો (૧૧) અને અમે જ તમારી ઉપર સાત મજબૂત આકાશ બનાવ્યા. (૧૨) અને અમે જ (આકાશમાં) એક પ્રકાશિત દીવો (સૂર્ય) બનાવ્યો (૧૩) અને અમે જ પાણીભર્યા વાદળોથી રેલમછેલ પાણી વરસાવ્યું, (૧૪) કે જેથી અમે તે પાણી વડે અનાજ તથા લીલોતરી (૧૫) તેમજ ગીચ બગીચા ઉત્પન્ન કરીએ. (૧૬)

**જહન્નમનું વર્ણન :**

ખરેખર, ફેંસલાનો દિવસ એક નક્કી વખત છે. (૧૭) જે દિવસે

સૂર ફૂંકવામાં આવશે ત્યારે તમે લોકો ટોળે ટોળાં થઈ ચાલ્યા આવશો. (૧૮) અને આકાશ ઉઘાડી નાખવામાં આવશે ત્યારે તેમાં અનેક દરવાજા થઈ જશે. (૧૯) અને પર્વતોને (પોતાની જગ્યાએથી) ખસેડી (ઉડાવી) દેવામાં આવશે, તો તે ચળકતી રેતી જેવા થઈ જશે. (૨૦) ખરેખર, જહન્નમ તાકમાં છે. (૨૧) (અને તે) બદમાશ લોકોનું રહેઠાણ છે. (૨૨) જેમાં તેઓ અનંતકાળ (પડયા) રહેશે. (૨૩) તેમાં તેઓ ન તો કંઈ ઠંડકની મજા ચાખશે અને અન કોઈ પીણું મળશે; (૨૪) પરંતુ છછરતું પાણી અને વહેતુ પરૂ (પીવા મળશે.) (૨૫) આ તેઓને પૂરેપૂરો બદલો મળશે, (૨૬) કેમકે તેઓ (કિયામતના) હિસાબની આશા રાખતા ન હતા (૨૭) અને અમારી આયતોને ખૂબ જૂઠાડતા હતા (૨૮) અને અમે દરેક વસ્તુ ગણીને (તેઓના અઅ્માલનામામાં) લખી રાખી છે. (૨૯) માટે હવે (અઝાબની) મજા ચાખો, અમે તમારા ઉપર અઝાબ સિવાય બીજુ કંઈ જ વધારીશું નહિ. (૩૦)

**જન્નતનું વર્ણન :**

બેશક, અલ્લાહપાકથી ડરનારાઓ માટે સફળતા છે. (૩૧) એટલે (ફરવા-હરવાને) બગીચા (જેમાં જાતજાતના મેવા) અને દ્રાક્ષ (૩૨) અને (દિલ બહેલાવવા માટે) સમાન વયની કુમારિકાઓ (૩૩) અને (પીવા માટે) છલકાતા શરાબના જામ છે. (૩૪) તેઓ ત્યાં ન કોઈ બકવાસ સાંભળશે અને ન જૂઠી વાત. (૩૫) આપના પરવરદિગાર તરફથી આ બદલો મળશે કે જે પૂરતું ઈન્આમ હશે (૩૬) કે જે આકાશો અને પૃથ્વી તથા જે કંઈ તે બન્નેની વચ્ચે છે, તે સૌનો માલિક મહા કૃપાળુ છે, (છતાં) કોઈની સત્તા નથી કે તેનાથી વાત કરી શકે. (૩૭)



# અન્-નાઝિઆત

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૭૯ રૂકૂઅની સંખ્યા : ૦૨

નાઝિલ થવાનો ક્રમ : ૮૧ આયતોની સંખ્યા : ૪૬

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય કિયામત અને મૃત્યુ પછીના જીવનના પુરાવાઓ દર્શાવવાનો છે. અને સાથે સાથે એ વાત માટે ચેતવણી પણ આપી છે કે, અલ્લાહપાકના રસૂલને ખોટા ઠેરવવાનું શું પરિણામ આવે છે.

શરૂઆતમાં જ મૃત્યુ સમયે આત્માને કાઢનાર અને અલ્લાહ તઆલાના આદેશોને વિના વિલંબે અમલમાં મૂકનાર અને અલ્લાહપાકના હુકમો અનુસાર સમગ્ર સૃષ્ટિનું તંત્ર ચલાવનાર ફરિશ્તાઓના સોગંદ ખાઈ એ ખાત્રી આપવામાં આવી છે કે, કિયામત ચોક્કસ આવશે અને મૃત્યુ પછી બીજુ જીવન ચોક્કસ આવીને રહેશે. કારણકે જે ફરિશ્તાઓ દ્વારા આજે પ્રાણ લેવામાં આવે છે, તેમના જ દ્વારા બીજી વાર પ્રાણ મૂકી પણ શકાય છે. અને જે ફરિશ્તાઓ આજે અલ્લાહ તઆલાના હુકમોનો અમલ વિના વિલંબે કરે છે, અને સૃષ્ટિનું તંત્ર ચલાવે છે, તે જ ફરિશ્તાઓ આવતી કાલે અલ્લાહ તઆલાના હુકમથી સૃષ્ટિની આ વ્યવસ્થાને વેરવિખેર કરી શકે છે અને એક નવીન તંત્ર પણ સ્થાપી શકે છે.

આ પછી લોકોને બતાવવામાં આવ્યુ છે કે, આ કામ જેને તમે તદ્દન અશક્ય માનો છો, અલ્લાહ તઆલા માટે શરૂથી જ કોઈ મુશ્કેલ કામ નથી, કે તેના માટે કોઈ મોટી તૈયારીઓની જરૂર હોય. બસ, ફક્ત એક ઝાટકે દુનિયાના આ તંત્રને વેરવિખેર કરી નાંખશે. અને એક બીજે ઝાટકે તમે એકાએક પોતાને બીજી દુનિયામાં હાજર જુઓ તે માટે પૂરતો હશે. તે વખતે તે લોકો જે આ વાતનો ઈન્કાર કરી રહ્યા હતા, ભયના માર્યા ધ્રુજતા હશે, અને ભયભીત નજરો વડે તેઓ તે બધુ બનતું જોઈ રહ્યા હશે, જેને



તેઓ અશક્ય ગણતા હતા.

# સૂરએ નાઝિઆત

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**આકાશ-પૃથ્વી પેદા કરનાર ખુદાપાક માટે માનવીને ફરીવાર પેદા કરવો શું મુશ્કેલ છે ?**

શું તમને (બીજીવાર) બનાવવું મુશ્કેલ છે કે આકાશને ? અલ્લાહ તઆલાએ તેને (એવી રીતે) બનાવ્યું (કે) (૨૭) તેની છત (પૃથ્વીથી) ઉંચી રાખી, પછી તેને વ્યવસ્થિત કર્યું (૨૮) અને તેની રાતને અંધકારમય તથા દિવસને પ્રકાશમય બનાવ્યો (૨૯) અને તે પછી પૃથ્વીને પાથરી દીધી. (૩૦) તેમાંથી તેનું પાણી તથા તેનો ચારો કાઢયો (૩૧) અને (તેની ઉપર) પહાડોને કાયમ કર્યા. (૩૨) (આ સર્વે) તમારા અને તમારા પશુઓના આરામ માટે (કર્યું) (૩૩) પછી જ્યારે મહાન આફત આવશે (૩૪) જે દિવસે કે માણસ પોતાનું (અઅમાલનામુ જોઈ) પોતાની કરણીને યાદ કરશે (૩૫) અને જહન્નમને (એ રીતે) કાઢી જાહેર કરવામાં આવશે, કે જે ચાહે તે જુએ. (૩૬)

# સૂરએ અબસ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૮૦** | **રૂકૂઅની સંખ્યા : ૦૧** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૨૪** | **આયતોની સંખ્યા : ૪૨** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

એક દાઈ (આમંત્રણ આપનાર) જ્યારે પોતાની દઅવતની શરૂઆત કરવા લાગે છે, ત્યારે સ્વાભાવિક રીતે જ તેનો ઝુકાવ એ તરફ હોય છે કે, લોકોમાં અસર ધરાવતી વ્યક્તિઓ તેની દઅવત સ્વીકારી લે, જેથી કાર્ય સરળ બની જાય.





પરંતુ અલ્લાહ તઆલાએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સમજાવ્યું કે, આ દઅવતના દષ્ટિબિંદુથી તો તે દરેક માણસ મહત્વ ધરાવે છે જેને સત્યની તલપ હોય, પછી તે ગમે તેટલો અશક્ત, વગ વગરનો અથવા અપંગ હોય. અને તે દરેક માણસ મહત્વ વગરનો છે, જેને સત્યની પડી ન હોય, પછી ભલે તે સમાજમાં ગમે તેટલું મોટું સ્થાન ધરાવતો હોય. આથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઈસ્લામની દઅવત તો છડેચોક આપો પણ આપના ધ્યાનના ખરા હકદાર તે લોકો છે, જેમનામાં સત્ય સ્વીકારવાની તૈયારી દેખાતી હોય.

દેખીતી રીતે સૂરતના આરંભની શૈલી જોઈ માણસ એમ અનુભવે છે કે, અંધ તરફ દુર્લક્ષ સેવવા માટે અને મોટા આગેવાનો તરફ ધ્યાન આપવા માટે આ સૂરતમાં નબી (સલ.) ઉપર નારાઝગી પ્રગટ કરવામાં આવી છે. પરંતુ સૂરત ઉપર સમગ્ર રીતે વિચારવામાં આવે તો જણાય છે કે, હકીકતમાં ગુસ્સો કુરૈશના કાફિરોના એ આગેવાનો ઉપર કરવામાં આવ્યો છે, જેઓ ઘમંડ, હઠાગ્રહ અને સત્ય તરફ બેપરવાઈને કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સત્ય પ્રચારને તુચ્છ ગણી રદિયો આપી રહ્યા હતા.

# સૂરએ અબસ

## ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

### અપકારી માનવી ! પોતાના અસ્તિત્વ ઉપર તો જરા વિચાર કર :

(બેકદર) માણસનું મૃત્યુ થાઓ, તે કેવો અપકારી છે ! (૧૭) (તે જોતો નથી કે) તેને કઈ વસ્તુથી બનાવ્યો ? (૧૮) વીર્ય બિંદુથી તેને ઉત્પન્ન કર્યો, પછી તે(ના અવયવો)ને અંદાઝથી બનાવ્યા, (૧૯) પછી તેના માટે માર્ગ સહેલો કરી દીધો. (૨૦) પછી (વય પૂર્ણ થતાં) તેને મૃત્યુ આપ્યું (અને) પછી તેને કબરમાં મૂકાવ્યો. (૨૧) ફરી જ્યારે તે (અલ્લાહપાક) ચાહશે ત્યારે તેને બીજીવાર સજીવન કરશે. (૨૨) કંઈ (શુક્ર કર્યો) નહિ (અને) તેને જે હુકમ કર્યો હતો તેનું પાલન કર્યું નહિ. (૨૩) માટે માણસને



જોઈએ કે પોતાના ખોરાક(ની વસ્તુ) તરફ દૃષ્ટિ કરે (૨૪) કે અમે જ પાણીને વરસાવ્યું. (૨૫) પછી અમે જ પૃથ્વીને ફાડી નાખી, (૨૬) પછી અમે જ તેમાં અનાજ (૨૭) તથા દ્રાક્ષ અને શાકભાજી, (૨૮) તેમજ ઝયતૂન અને ખજૂરીઓ (૨૯) તેમજ ગીચ (બગીચાઓ) (૩૦) અને ફળો તથા ઘાસચારો ઉત્પન્ન કર્યા. (૩૧) કેટલીક (ચીજો) તમારા અને (કેટલીક) તમારા પશુઓના લાભ માટે (ઉગાડી). (૩૨)

# અત્-તકવીર

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૮૧** | **રૂકૂઅની સંખ્યા : ૦૧**

**નાઝિલ થવાનો ક્રમ : ૦૭** | **આયતોની સંખ્યા : ૨૯**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં બે વિષયોની ચર્ચા કરવામાં આવી છે : (૧) આખિરત અને (૨) રિસાલત.

# સૂરએ તકવીર

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### કિયામતનો આંખે દેખ્યો અહેવાલ :

જ્યારે સૂર્યનો પ્રકાશ વીંટાળી લેવામાં આવશે (૧) અને જ્યારે તારાઓ ઝાંખા થઈ જશે (૨) અને જ્યારે પર્વતોને (હવામાં) ચલાવવામાં આવશે (૩) અને જ્યારે નજીકમાં વિયાનારી ઊંટણીઓ છૂટી ફરશે (૪) અને જ્યારે જંગલી જાનવરો (ગભરાટથી) એકઠા થઈ જશે (૫) અને જ્યારે સમુદ્રોને ભડકાવી દેવામાં આવશે (૬) અને જ્યારે દરેક પ્રકારના લોકોને એકઠા કરવામાં આવશે (૭) અને જ્યારે જીવતી દટાયેલી પુત્રીને પૂછવામાં આવશે, (૮) કે ક્યા ગુનાહમાં તેણી મારી નંખાઈ હતી ? (૯) અને જ્યારે અઅમાલનામા ઉઘાડવામાં આવશે (૧૦) અને જ્યારે આકાશની ખાલ

ખેંચી લેવામાં આવશે (૧૧) અને જ્યારે જહન્નમ(ની આગ)ને તપાવવામાં આવશે (૧૨) અને જ્યારે જન્નતને નજીક લાવવામાં આવશે (૧૩) ત્યારે દરેક જીવ પોતે જે કરણી લઈને આવ્યો તેને જાણી લેશે. (૧૪)

**રિસાલત :**

બેશક, આ કુર્આન એક માનવંત ફરિશ્તા (જિબ્રઈલ અલૈ.)ની લાવેલી (ખુદાઈ) વાણી છે. (૧૯) જે મહા બળવાન હોઈ અર્શના માલિક પાસે મોટી પદવીવાળા છે. (૨૦) (અને) ત્યાં (આકાશોમાં) તે સર્વમાન્ય (તથા) પ્રામાણિક છે (૨૧) અને તમારો સાથી (મુહમ્મદ સલ.) કાંઈ પાગલ નથી. (૨૨) બેશક, તેમણે તે (જિબ્રઈલ અલૈ.ને અસલી સ્વરૂપમાં) આકાશના ખુલ્લા (ઉંચા) કિનારા પાસે જોયા છે (૨૩) અને એ (નબી વહીની) ગુપ્ત વાતો બતાવવામાં કંજુસ પણ નથી (૨૪) અને આ કુર્આન કોઈ મરદૂદ શયતાનની વાણી નથી (૨૫) ત્યારે તેને (જૂઠાડી) તમે ક્યાં જઈ રહ્યા છો ? (૨૬) એ તો (સામાન્ય રીતે) સર્વ જગત માટે એક નસીહત છે. (૨૭) (ખાસ કરી) તેને માટે કે જે તમારામાંથી સીધો ચાલવા ચાહે (૨૮) અને તમે જગતના પાલનહાર અલ્લાહ તઆલાની ઈચ્છા વગર કંઈ ચાહી શકતા નથી. (૨૯)

# અલ-ઈન્ફિતાર

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૮૨** **રૂકૂઅની સંખ્યા : ૦૧**

**નાઝિલ થવાનો ક્રમ : ૮૨** **આયતોની સંખ્યા : ૧૯**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય આખિરત છે. મુસ્નદે અહમદ, તિરમિઝી અને તબરાનીની રિવાયત છે કે, હઝરત અબ્દુલ્લાહ રદી. બિન ઉમરે રસૂલુલ્લાહ (સલ.)નો એ આદેશ વર્ણવ્યો કે, “જે વ્યક્તિ ચાહે કે કયામતના દિવસને એવી રીતે જોઈ લે, જેવી રીતે સગી આંખોથી જોવામાં આવે છે, તો તે સૂરહ



તક્વીર, સૂરહ ઈન્ફિતાર અને સૂરએ ઈન્શિકાક પઢે.''

# સૂરએ ઈન્ફિતાર

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### કઈ વસ્તુએ માનવીને ધોકામાં નાંખ્યો ? :

જ્યારે આકાશ ચીરાઈ જશે (૧) અને જ્યારે તારાઓ (તૂટીને) ખરી પડશે (૨) અને જ્યારે (મીઠા, ખારા) સમુદ્રો ઉભરાઈ નીકળશે (૩) અને જ્યારે (મુર્દાઓને સજીવન કરવા) કબરો ઉપર-તળે કરવામાં આવશે (૪) તો (તે વેળા) દરેક વ્યક્તિ પોતાનું આગળ મોકલેલું અને પાછળ મૂકેલું જાણી લેશે. (૫) હે ઈન્સાન ! તને કઈ વસ્તુએ તારા તે માયાળુ પરવર-દિગારથી ભમાવી દીધો ? (૬) જેણે તને પેદા કર્યો, ફરી તને સુડોળ બનાવ્યો, ફરી તેને બરાબર કર્યો (૭) (અને) જે મુખાકૃતિમાં તેણે ચાહ્યું તને જોડી દીધો. (૮) (છતાં તમે) કંઈ (કર્યું) નહિ, બલ્કે તમે તો ઈન્સાફ(ના દિવસ)ને જ જૂઠાડો છો (૯) અને બેશક, તમારા ઉપર રક્ષકો (૧૦) માનવંત કરણી લખનારા (નિર્માણ) છે, (૧૧) જેઓ તમારી સૌ કરણીઓને જાણે છે. (૧૨)




**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૮૩** — **રૂકૂઅની સંખ્યા : ૦૧**

**નાઝિલ થવાનો ક્રમ : ૮૬** — **આયતોની સંખ્યા : ૩૬**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય પણ આખિરત છે. શરૂની આયતોમાં તે સામાન્ય અપ્રમાણિકતાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જે વેપારી લોકોમાં ખૂબ જ વ્યાપક રીતે ફેલાયેલી હતી. બીજાઓ પાસેથી લેવાનું હોય ત્યારે પૂરેપૂરા તોલમાપ સાથે લેતા હતા, પરંતુ જ્યારે બીજાઓને આપવાનું હોય ત્યારે



તોલમાપમાં દરેકને કંઈકને કંઈ ઓછું આપતા હતા. સમાજના અનેક દૂષણોમાંથી આ એક દૂષણને ઉદાહરણ તરીકે લઈ એ બતાવવામાં આવ્યું છે કે, આ આખિરતની ઉપેક્ષા કરવાનું અનિવાર્ય પરિણામ છે. જ્યાં સુધી લોકોને એ વાતનું ભાન ન થાય કે તેમને એક દિવસ અલ્લાહ તઆલા સમક્ષ રજૂ થવાનું છે, અને પાઈ-પાઈનો હિસાબ આપવાનો છે ત્યાં સુધી એ અશક્ય છે કે તેઓ તેમના વ્યવહારમાં સંપૂર્ણ પ્રમાણિકતા અપનાવી શકે. માણસમાં સાચી અને કાયમી પ્રમાણિકતા જો પેદા થઈ શકતી હોય તો તે ફક્ત અલ્લાહ તઆલાના ડર અને આખિરત ઉપર વિશ્વાસના કારણે જ થઈ શકે છે.

## સૂરએ તત્ફીફ

### ❃ સૂરતની આયતોનો ખુલાસો ❃

**માપતોલમાં કમી કરવી મહા પાપ છે :**

માપતોલમાં ઘટાડો કરનારાઓની મહા ખરાબી છે (૧) કે જ્યારે લોકોથી (પોતાનો હક) માપીને લે ત્યારે તો પૂરૂં ભરી લે છે (૨) અને જ્યારે તેમને માપીને અથવા તોલીને આપે ત્યારે ઓછું આપે છે. (૩) શું તે લોકોને એનું યકીન નથી કે તેઓને (ફરી સજીવન કરી) ઉઠાડવામાં આવશે ? (૪) તે એક મહાન દિવસના માટે, (૫) કે જે દિવસે સર્વે લોકો કુલ જહાનના માલિકની આગળ ઉભા રહેશે. (૬)



## અલ-ઈન્શિકાક

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૮૪ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૮૩ | આયતોની સંખ્યા : ૨૫ |

### ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

આ સૂરતનો વિષય કિયામત અને આખિરત છે. શરૂની આયતોમાં કયામતના સત્ય હોવાની દલીલ આવી છે. તેનું સ્વરૂપ એવુ વર્ણવવામાં આવ્યુ

છે કે, તે દિવસે આકાશ ફાટી જશે, ધરતીને પાથરી સમતળ મેદાન બનાવી દેવામાં આવશે. જે કંઈ ધરતીના પેટાળમાં છે (એટલે કે, મૃત્યુ પામેલા માણસોના શરીરના અંગો અને તેમના કર્મોના પુરાવા) તે બધું બહાર કાઢી ફેંકી દેશે. અહીં સુધી કે, તેમાં કંઈ પણ બાકી રહેશે નહીં. અને આ માટે દલીલ એ આપવામાં આવી છે કે, આકાશ અને ધરતી માટે તેમના રબ તરફથી આ જ આદેશ હશે, કારણકે બન્નેવ તેના જ સર્જન છે, એટલે તેઓ તેનો આદેશભંગ કરી શકતા નથી. તેમના માટે યોગ્ય એ જ છે કે, તેઓ પોતાના રબના આદેશનું પાલન કરે.

## સૂરએ ઈન્શિકાક

### ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**કર્મપોઠી જમણા-ડાબા હાથમાં આપવામાં આવશે :**

તો (તે દિવસે) જેને જેનું અઅમાલનામુ જમણા હાથમાં મળશે (૭) તો તેનાથી સહેલાઈ સાથે હિસાબ લેવામાં આવશે (૮) અને તે (એથી પરવારી) પોતાના સબંધીઓ તરફ ખુશી ખુશી પાછો ફરશે (૯) અને જેને તેનું અઅમાલનામુ પીઠની પાછળથી (ડાબા હાથમાં) મળશે (૧૦) ત્યારે તે મૌતને પુકારશે (૧૧) અને આગમાં પડશે. (૧૨) ખરેખર, (દુનિયામાં) તે પોતાના કુટુંબમાં નચિંત રહેતો હતો. (૧૩) તે ધારી બેઠો હતો કે તે (ખુદાપાકની તરફ) હરગિઝ પાછો નહિ જાય. (૧૪) કેમ નહિ ? તેનો પરવરદિગાર તેને સારી રીતે જોતો હતો. (૧૫)



## અલ-બુરૂજ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૮૫** | **રૂકૂઅની સંખ્યા : ૦૧** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૨૭** | **આયતોની સંખ્યા : ૨૨** |

### ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય કાફિરોને તે અત્યાચાર અને જુલ્મના માઠા

પરિણામોથી ચેતવવાનો છે, જે તેઓ ઈમાન લાવનારાઓ ઉપર ગુજારી રહ્યા હતા. અને ઈમાનવાળાઓને સાંત્વન (તસલ્લી) આપવાનો છે કે, જો તેઓ અત્યાચારો સામે દઢતાપૂર્વક મક્કમ રહેશે, તો તેમને તે બદલ શ્રેષ્ઠ વળતર (બદલો) મળશે અને અલ્લાહપાક અત્યાચારીઓથી બદલો લેશે.

આના અનુસંધાનમાં સૌપ્રથમ 'અસ્હાબુલ ઉખદૂદ' (ખાડાવાળાઓ)ની વાત કહેવામાં આવી છે. જેમણે ઈમાન લાવનારાઓને આગથી ભરેલા ખાડાઓમાં ફેંકી બાળી મૂકયા હતા. અને આ કિસ્સા દ્વારા કેટલીક વાતો મુસલમાનો અને કાફિરોના મગજમાં ઉતારવામાં આવી છે. એક એ કે, જેવી રીતે અસ્હાબુલ ઉખદૂદ (ખાડાવાળાઓ) જે રીતે અલ્લાહપાકના ધિક્કાર અને મારને લાયક ઠર્યા, એવી જ રીતે મક્કાના સરદારો પણ તે માટે લાયક બની રહ્યા છે. બીજી એ કે, જેવી રીતે ઈમાનવાળાઓએ તે વખતે આગના ખાડાઓમાં પડી પ્રાણ આપી દેવાનું સ્વીકાર્યું હતું, પરંતુ ઈમાન છોડવાની ના પાડી હતી, તેવી જ રીતે અત્યારે પણ જરૂર છે કે, ઈમાનવાળા લોકો દરેક સખતમાં સખત યાતનાઓ સહન કરી લે, પરંતુ ઈમાનનો માર્ગ ન છોડે.

# સૂરએ બુરૂજ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### અલ્લાહપાકની પકડ ઘણી સખ્ત છે :

બેશક, આપના પરવરદિગારની પકડ ઘણી સખત છે. (૧૨) બેશક, તે જ પહેલી વખત ઉત્પન્ન કરે છે અને તે જ ફરીથી (કિયામતમાં પણ) ઉત્પન્ન કરશે (૧૩) અને તે જ મોટો બખ્શનાર (અને) મુહબ્બત કરનાર છે. (૧૪) અર્શનો માલિક (અને) મોટાઈવાળો છે. (૧૫) જે કંઈ ચાહે તે કરી નાખનાર છે. (૧૬) શું આપને (હે મુહમ્મદ સલ. !) તે લશ્કરોના સમાચાર પહોંચ્યા છે ? (૧૭) એટલે ફિરઔન અને સમૂદના, (૧૮) બલ્કે એ કાફિરો તો (કુર્આનને) જૂઠાડવામાં (લાગેલા) છે, (૧૯) પણ અલ્લાહ તઆલાએ તેઓને દરેક તરફથી ઘેરી રાખ્યા છે. (૨૦) (કુર્આન

જૂઠાડવા લાયક નથી) બલ્કે તે એક ઈઝઝતવાળુ કુર્આન છે, (૨૧) જે લવ્હે મહફૂઝમાં (લખાયેલું) છે. (૨૨)

# અત્-તારિક

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૮૬** **રૂકૂઅની સંખ્યા : ૦૧**

**નાઝિલ થવાનો ક્રમ : ૩૬** **આયતોની સંખ્યા : ૧૭**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં બે વિષયો વર્ણવવામાં આવ્યા છે : એક એ કે, માણસે મૃત્યુ પછી અલ્લાહપાકની સામે હાજર થવાનું છે. બીજું એ કે, કુર્આન શરીફ એક ચોક્કસ ફેંસલો કરનાર કિતાબ છે. જેને કાફિરોની કોઈ ચાલ કે યુક્તિ હાનિ પહોંચાડી શકતી નથી.

જેવી રીતે આકાશમાંથી વરસાદનું વરસવું અને ધરતીમાંથી વૃક્ષો અને પાકનું ઉગવું કોઈ રમત નથી, પરંતુ એક ગંભીર કાર્ય છે. તે જ રીતે કુર્આન શરીફમાં જે હકીકતોનું વર્ણન થયુ છે, તે પણ કંઈ હસવાની વાતો નથી, પરંતુ પાકી અને અટળ વાતો છે.

# સૂરએ તારિક

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### અલ્લાહપાક હિસાબના દિવસે ફરીથી સજીવન કરશે :

કોઈપણ જીવ એવો નથી કે જેના ઉપર કોઈ રક્ષક (ફરિશ્તો) ન હોય. (૪) માટે માણસે જોવું (વિચારવું) જોઈએ કે તે કઈ વસ્તુથી ઉત્પન્ન કરવામાં આવ્યો છે ? (૫) તે એક ઉછળતા પાણી (વીર્ય)થી બન્યો છે, (૬) જે પીઠ અને છાતીની વચ્ચેથી નીકળે છે. (૭) (તો એથી સાબિત થયું કે) બેશક, અલ્લાહપાક તેને ફરી સજીવન કરવા પર જરૂર શક્તિમાન છે. (૮) (તે દિવસે સજીવન કરશે) જે દિવસે સર્વ ભેદો ખુલી જશે (૯) ત્યારે ન તો તેને



(પોતાના બચાવની) શક્તિ હશે તેમજ ન કોઈ તેનો મદદગાર હશે. (૧૦)

### કુર્આન ફેંસલો કરનાર કિતાબ છે :

સોગંદ છે આકાશના કે જે વરસાદ વરસાવે છે (૧૧) તથા સોગંદ છે પૃથ્વીના કે જે (બીયામાંથી ફણગો ફુટતી વખતે) ફાટી જાય છે. (૧૨) બેશક, આ કુર્આન (હક ને બાતિલમાં) ફેંસલો કરનાર કલામ છે (૧૩) અને એ કંઈ નિરર્થક વાત નથી. (૧૪) અલબત્ત, તેઓ (હકની વિરૂદ્ધતામાં) અનેક પ્રકારના દાવ રચે છે. (૧૫) અને હું પણ (તેમની નિષ્ફળતાના) દાવમાં લાગેલો છું. (૧૬) માટે તું આ કાફિરોને ઢીલ આપ (વધુ નહિ તો) થોડી મુદતની મોહલત આપ. (૧૭)



## અલ્-અઅ્લા

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૮૭** | **રૂકૂઅની સંખ્યા : ૦૧** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૦૮** | **આયતોની સંખ્યા : ૧૯** |

### ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતના ત્રણ વિષયો છે : (૧) તૌહીદ (૨) નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આદેશો અને (૩) આખિરત.

પ્રથમ આયતમાં તૌહીદનું શિક્ષણ એક જ વાક્યમાં સમેટી લેવામાં આવ્યુ છે કે, અલ્લાહ તઆલાના નામની તસ્બીહ કરવામાં આવે. અર્થાત્ તેને કોઈ એવા નામથી યાદ કરવામાં ન આવે જે ખામી, ખરાબી, નિર્બળતા અથવા સૃષ્ટિની વસ્તુઓ સાથે સરખામણીનું કોઈ પાસુ ધરાવતા હોય. કારણકે દુનિયામાં જેટલી પણ બગાડ ફેલાવતી માન્યતાઓ ઉભી થઈ છે, તે સૌનું મૂળ કારણ અલ્લાહ તઆલા વિશેનો કોઈ ખોટો ખ્યાલ જ છે, જેણે એ પવિત્ર હસ્તી માટે કોઈ ખોટા નામનું રૂપ ધારણ કર્યું છે. તેથી માન્યતાની ખરાઈ માટે સૌપ્રથમ એ જરૂરી છે કે, અલ્લાહ તઆલાને ફક્ત



તે "અસ્માએ હુસના" અર્થાત્ સુંદર નામોથી જ યાદ કરવામાં આવે, જે તેના માટે યોગ્ય હોય.

આ પછી ત્રણ આયતોમાં બતાવવામાં આવ્યુ છે કે, તમારો રબ જેના નામની તસ્બીહ માટે હુકમ આપવામાં આવી રહ્યો છે, એ છે જેણે સૃષ્ટિની સમગ્ર વસ્તુઓ સર્જી તેનું પ્રમાણ ગોઠવ્યું, તેની તકદીર બનાવી, તેને એ કામ પુરૂં કરવાનો માર્ગ બતાવ્યો, જેના માટે તે સર્જવામાં આવી છે. અને તમે તમારી નજરે તેની શક્તિના આ ચમત્કારને જોઈ રહ્યા છો કે, તે ધરતી ઉપર વનસ્પતિ પણ ઉગાડે છે, અને પછી તેને સૂકવી પણ દે છે. કોઈ હસ્તી ન તો વસંત લાવવા માટે શક્તિમાન છે, ન તો પાનખરને રોકવાની શક્તિ ધરાવે છે.

અંતે ફરમાવ્યુ કે, સફળતા તેમના માટે છે, જેઓ માન્યતાઓ, નીતિમત્તા તથા કાર્યોમાં પવિત્રતા અપનાવે અને પોતાના રબનું નામ લઈ નમાઝ પઢે. પરંતુ લોકોની હાલત એ છે કે, તેમને બધી ચિંતા આ જ દુનિયાના એશ-આરામ, લાભ અને લિજ્જતોની છે. હકીકતમાં ખરી ચિંતા તો આખિરતની હોવી જોઈએ. કારણકે દુનિયા ફના થવાની છે અને આખિરત કાયમી છે. અને દુનિયાની નેઅમતો કરતાં આખિરતની નેઅમતો કેટલીય ગણી ચઢિયાતી છે. આ હકીકત ફક્ત કુર્આન શરીફમાં બતાવવામાં આવી રહી નથી, બલ્કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત મૂસા (અલૈ.)ની પુસ્તિકાઓ (સહીફા)માં પણ માનવીને આ હકીકતોથી વાકેફ કરાવવામાં આવ્યો છે.

# સૂરએ અઅ્લા

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**અલ્લાહપાકની પવિત્ર પ્રશંસા :**

(હે મુહમ્મદ સલ. !) પોતાના પરવરદિગારના નામની તસ્બીહ પઢો, જે સર્વોપરી છે. (૧) જેણે (સૌ કાંઈ) બનાવ્યું. ફરી (તેને) ઠીક બનાવ્યું (૨) અને જેણે સઘળુ નિર્માણ કર્યું. ફરી (તેને) માર્ગ દેખાડયો (૩) અને

જેણે (પૃથ્વીમાંથી લીલોછમ) ચારો કાઢયો. (૪) ફરી તેણે તે ચારાને (સૂકો) કાળાશ પડતો કચરો બનાવ્યો. (૫)

## આખિરત દુન્યાથી ઉત્તમ છે :

ખરેખર, તેનું ભલું થયું કે જે (બુરા અકીદાઓ અને ગુનાહોથી) પાક થયો (૧૪) અને પોતાના પાલનહારનું નામ લેતો અને નમાઝ પઢતો રહ્યો. (૧૫) (પણ હે કાફિરો ! તમે તેમ ન કર્યું) બલ્કે તમે તો દુનિયાના જીવનને શ્રેષ્ઠ ગણો છો (૧૬) અને (ખરી રીતે જોતાં તો) આખિરત (દુનિયાથી) અતિ ઉત્તમ અને સદા બાકી રહેનારી છે. (૧૭) બેશક, આ વાત આગલા સહીફાઓમાં પણ છે. (૧૮) એટલે ઈબ્રાહીમ (અલૈ.) અને મૂસા (અલૈ.)ના સહીફાઓમાં. (૧૯)



# અલ્-ગાશિયહ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૮૮ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૬૮ | આયતોની સંખ્યા : ૨૬ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં સૌપ્રથમ ગફલતમાં પડેલા લોકોને ચોંકાવવા માટે અચાનક તેમની સમક્ષ એ પ્રશ્ન મૂકવામાં આવ્યો છે કે, તમને એ સમયની પણ ખબર છે, જ્યારે સમગ્ર દુનિયા ઉપર છવાઈ જનારી એક આફત ઉતરશે. આ પછી તરત જ વિગતોનું વર્ણન શરૂ કરવામાં આવ્યું છે કે, તે સમયે સમગ્ર માનવજાત બે ભિન્ન વર્ગોમાં વહેંચાઈ બે ભિન્ન પરિણામે નિહાળશે. એક તો તે, જે જહન્નમમાં જશે અને તેમને આ પ્રકારની સખત યાતનાઓ ભોગવવી પડશે. બીજો તે, જે ઉચ્ચ કક્ષાની જન્નતમાં જશે, અને તેમને આવી નેઅમતો પ્રાપ્ત થશે.

જે લોકો તૌહીદના શિક્ષણ અને આખિરતના સમાચારને સાંભળી નારાજ થઈ રહ્યા છે, તેમને સંબોધ્યા કે, આરબ પ્રદેશના રણમાં જે ઉંટો

ઉપર તમારા સમગ્ર જીવનનો આધાર છે, ક્યારેક વિચારતા નથી કે, આ ઉંટો કેવી રીતે બરાબર તે જ ખાસિયતો પ્રમાણે બની ગયા, જેની ખાસિયતોના પશુની જરૂરિયાત આ રણજીવન માટે હતી. તેઓ જ્યારે પ્રવાસમાં હોય છે, ત્યારે તેમને આકાશ દેખાતુ હોય છે અથવા પર્વતો કે જમીન. હવે આ જ ત્રણ વસ્તુઓ ઉપર વિચારે કે ઉપર આ આકાશ કેવી રીતે છવાઈ ગયું ? સામે આ પર્વતો કેવી રીતે ઉભા થઈ ગયા ? નીચે આ ધરતી કેવી રીતે પથરાઈ ગઈ ? શું આ બધું કોઈ સંપૂર્ણ શક્તિશાળી અને ડહાપણવાળા કારીગરની કારીગરી વિના જ થઈ ગયું છે ?

# સૂરએ ગાશિયહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**સમગ્ર જગત ઉપર છવાઈ જનાર મુસીબત માનવીઓને બે ભાગમાં વહેંચી કાઢશે :**

શું આપને ઢાંકી લેનાર (કિયામત)ની વાત પહોંચી છે ? (૧) કેટલાક ચહેરા તે દિવસે ઝલીલ (૨) (અને) પરિશ્રમ ઉઠાવનાર થાકેલા હશે (૩) (અને) તેઓ ધગધગતી આગમાં દાખલ થશે (૪) અને તેઓને એક ઉકળતા ઝરાનું પાણી પિવડાવવામાં આવશે (૫) (અને) તેઓને એક કાંટાવાળા ઝાડ સિવાય બીજો કોઈ ખોરાક મળશે નહિ. (૬) જે (ખાનારને) તાજો નહિ કરે તેમજ તે ભૂખને પણ નહિ ટાળે. (૭) કેટલાક ચહેરા તે દિવસે રોનકવાળા (૮) (અને) પોતાની (નેક) કરણીને લીધે ખુશ હશે (૯) અને તેઓ આલીશાન બગીચાઓમાં હશે, (૧૦) જેમાં તેઓ કોઈ બકવાસ સાંભળશે નહિ. (૧૧) તે (જન્નતમાં)માં વહેતી નહેરો હશે. (૧૨) તે જન્નતમાં ઉંચા ઉંચા (બિછાવેલા) તખતો હશે (૧૩) અને (વ્યવસ્થિત) ગોઠવેલા ગ્લાસો હશે (૧૪) અને હારબંધ મૂકેલા (ગાદી) તકિયા હશે (૧૫) અને ઠેર ઠેર મખમલી ગાલીચાઓ પાથરેલા હશે. (૧૬)

**ઊંટને જોઈ ખુદાપાકને યાદ કરો :**

ત્યારે શું તે લોકો ઊંટોને જોતા નથી કે તે કેવી (અજબ) રીતે બનાવવામાં

આવ્યા છે ? (૧૭) અને આકાશને (જોતા નથી) કે તે કેવી રીતે ઊંચું કરવામાં આવ્યું છે ? (૧૮) અને પર્વતોને (નથી જોતા) કે તે કેવા સ્થાયી કરી (ઠોકી) દેવામાં આવ્યા છે ? (૧૯) અને જમીનને (નથી જોતા) કે તે કેવી રીતે બિછાવવામાં આવી છે ? (૨૦) માટે (હે મુહમ્મદ સલ. !) આપ શિખામણ આપતા રહો. આપનું કામ તો શિખામણ આપવાનું જ છે. (૨૧) આપ તેઓના ઉપર રક્ષક (તરીકે) નથી (કે વધુ ચિંતા કરો;) (૨૨) પરંતુ જેણે મોઢું ફેરવ્યું અને ઈન્કાર કર્યો (૨૩) તેને અલ્લાહપાક (આખિરતમાં) મહાન શિક્ષા કરશે. (૨૪) બેશક, અમારી જ પાસે તેઓને પાછા આવવાનું છે. (૨૫) પછી તેમનાથી હિસાબ લેવાનું અમારૂં જ કામ છે. (તેથી) આપે વધુ ચિંતા કરવી નહિ. (૨૬)



# અલ્-ફજ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૮૯** **રૂકૂઅની સંખ્યા : ૦૧**

**નાઝિલ થવાનો ક્રમ : ૧૦** **આયતોની સંખ્યા : ૩૦**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય આખિરતના બદલા (ઈન્આમ) અને સજાને પુરવાર કરવાનો છે. જેનો મક્કાવાસીઓ ઈન્કાર કરી રહ્યા હતા.

ઉદાહરણ તરીકે આદ, સમૂદ અને ફિરઔનના અંજામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, જ્યારે તેઓ મર્યાદા ઓળંગી ગયા અને ધરતી ઉપર ખૂબ બગાડ ફેલાવવા લાગ્યા, ત્યારે અલ્લાહપાકના પ્રકોપનો કોરડો તેમની ઉપર વિંઝાયો. એ જ આ વાતની નિશાની છે કે, સૃષ્ટિનું આ તંત્ર કોઈ બહેરી-મૂંગી સત્તાઓ ચલાવી રહી નથી, બલ્કે એક જબરદસ્ત તાકતવાળી સર્વશક્તિમાન જાત સમગ્ર સૃષ્ટિ ઉપર સત્તા ચલાવી રહી છે.

લોકોનો ભૌતિકવાદી (માદ્દી) દૃષ્ટિકોણ જેના કારણે તેઓ ચારિત્ર્યની ભલાઈ અને બૂરાઈને અવગણી ધન અને હોદ્દા હોવા ન હોવાને માન-

અપમાનના માપદંડ સમજી બેઠા હતા અને એ વાત ભૂલી ગયા હતા કે, ન અમીરી એ કોઈ ઈનામ છે, ન તો ગરીબી એ સજા છે. પરંતુ અલ્લાહ તઆલા આ બન્ને સ્થિતિઓમાં માણસની પરીક્ષા કરી રહ્યો છે કે, ધનદૌલત મેળવી એ કઈ જાતનું વલણ અપનાવે છે અને ગરીબીમાં એ ક્યો માર્ગ લે છે. લોકોની આ વર્તણૂંક એટલે કે અનાથ બાળકના બાપના મૃત્યુ પછી સમાજમાં કોઈ તેની ખબર ન લેતો, ગરીબોનો કોઈ પૂછનાર ન હતો, જે શક્તિશાળી હતો તે મરેલાનો વારસો હડપ કરી જતો, અને નિર્બળ હકદારોને હાંકી કાઢતો અને લોકોને ધનદૌલતની એવી પ્યાસ છે કે, ગમે તેટલું ધન મળે તો પણ તેમને સંતોષ થતો નથી. આ બયાનનો હેતુ લોકોને એ વાત ગળે ઉતારવાનો છે કે, દુનિયાના જીવનમાં જે માણસોની વર્તણૂંક આવી છે, તેમનો હિસાબ-કિતાબ શા માટે ન થાય ?

# સૂરએ ફજ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**માનવીની ભૌતિક માનસિકતા, અલ્લાહપાક અને બંદાઓ સાથેનો વર્તાવ :**

બેશક, આપનો પરવરદિગાર (નાફરમાનોની) તાકમાં જ છે (૧૪) પણ માણસને જ્યારે આપનો પરવરદિગાર અજમાવે છે એટલે (જાહેરમાં) તેને માન અને નેઅમત આપે છે ત્યારે તે (અભિમાની બની) કહે છે કે મારા પરવરદિગારે મારી આબરૂ (કીર્તિ) વધારી (૧૫) અને જ્યારે તે તેને (બીજી રીતે) અજમાવે છે એટલે તેના ઉપર તેની રોજી તંગ કરી દે છે ત્યારે તે (ફરિયાદ રૂપે) કહે છે મારા પરવરદિગારે મારી ઈઝઝત ઘટાડી. (૧૬) (પણ તે ધારે છે) તેવું તો નથી જ, બલ્કે તમે યતીમની ગણના (કદર) કરતા નથી (૧૭) અને મોહતાજને ખવડાવવાની પરસ્પર તાકીદ કરતા નથી. (૧૮) અને તમે મીરાસ (વારસ)નો સૌ માલ સમેટીને ખાઈ જાઓ છો ! (૧૯) અને ધનની હદ ઉપરાંત માયા રાખો છો. (૨૦)

# અલ્-બલદ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૯૦ રૂકૂઅની સંખ્યા : ૦૧

નાઝિલ થવાનો ક્રમ : ૩૫ આયતોની સંખ્યા : ૨૦

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં દુનિયામાં માનવીની અને માનવી માટે દુનિયાની સાચી હેસિયત સમજાવી એ બતાવ્યુ છે કે, અલ્લાહ તઆલાએ માણસ માટે સદ્ભાગ્ય અને દુર્ભાગ્યના બન્ને માર્ગો ખુલ્લા મૂકી દીધા છે. તેમને જોવા અને તેમની ઉપર ચાલવા માટેના સાધનો પણ તેને આપ્યા છે. અને હવે એ માણસના પોતાના પ્રયત્નો અને મહેનત ઉપર આધાર રાખે છે કે, તે સદ્ભાગ્યનો માર્ગ અપનાવી શુભ પરિણામે પહોંચે છે કે, દુર્ભાગ્યનો માર્ગ પસંદ કરી અશુભ પરિણામ પ્રાપ્ત કરે છે.

ત્યાર પછી અલ્લાહ તઆલાએ બતાવ્યુ છે કે, તે ખીણ શું છે, જેમાંથી પસાર થઈ માણસ ઉન્નતિ (જન્નત) તરફ જઈ શકે છે. તે એ કે, ઘમંડ અને દેખાવના ખર્ચ ત્યજી માણસ પોતાનું ધન અનાથ અને નિઃસહાયની સહાયતા માટે ખર્ચે, અલ્લાહપાક અને તેના દીન ઉપર ઈમાન લાવે, અને ઈમાન લાવનાર લોકોના જૂથમાં સામેલ થઈ એક એવા સમાજની રચનામાં ભાગ લે, જે ધૈર્યપૂર્વક સત્યનિષ્ઠાના તકાદાઓને સંતોષવાવાળો અને લોકો ઉપર દયા કરનાર હોય. આ માર્ગ ઉપર ચાલનારાઓનું પરિણામ આ છે કે, માણસ અલ્લાહ તઆલાની કૃપાઓનો હકદાર બને અને આનાથી ઉલટું બીજો માર્ગ અપનાવનાર લોકોનો અંજામ દોઝખની આગ છે, જેમાંથી બહાર આવવાના બધા જ દ્વાર બંધ છે.





# સૂરએ બલદ

## ❁ સૂરતની આયતોનો ખુલાસો ❁

**માલનો ઘમંડ અને અલ્લાહપાકના ઉપકારો :**

અલબત્ત, અમે માણસને બહુ મહેનતમાં (સપડાયેલો) બનાવ્યો છે. (૪) શું તે એમ ધારે છે કે તેના ઉપર કોઈનો કાબૂ નહિ ચાલે ? (૫) (અને ફુલાઈ)ને કહે છે કે મેં પુષ્કળ માલ વાપરી નાખ્યો છે. (૬) શું તે એમ ધારે છે કે તે(ના મૂળ મુદ્દા)ને કોઈએ જોયો જ નથી ? (૭) શું અમે તેને બે આંખો (૮) અને (એક) જીભ તથા બે હોઠ આપ્યા નથી ? (૯) અને અમે તેને (ભલાઈ-બુરાઈની ઘાટીના) બન્ને માર્ગ દેખાડી આપ્યા. (૧૦)



# અશ્-શમ્સ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૯૧ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૨૬ | આયતોની સંખ્યા : ૧૫ |

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરતનો વિષય સદાચાર (નેકી) અને દુરાચાર (બુરાઈ) વચ્ચેનો તફાવત સમજાવવાનો અને તે લોકોને ખરાબ અંજામથી ડરાવવાનો છે. જેઓ આ તફાવતનો ઈન્કાર કરી દુરાચારના માર્ગ ઉપર ચાલવાનો આગ્રહ રાખે છે.

જેવી રીતે સૂર્ય અને ચંદ્ર, દિવસ અને રાત, ધરતી અને આકાશ એકબીજાથી ભિન્ન અને પોતાની અસરો અને પરિણામોની બાબતમાં એકબીજાથી પરસ્પર વિરોધી સ્વભાવના છે, તેવી જ રીતે સદાચાર-દુરાચાર પણ એકબીજાથી ભિન્ન અને પોતાની અસરો અને પરિણામોમાં પરસ્પર વિરોધી છે. આ બન્નેવ ન તો પોતાના આકારમાં સરખા છે, અને ન તો તેમના પરિણામો સરખા હોઈ શકે છે. અને માનવીના મનમાં સદાચાર અને



દુરાચારનો ભેદ, સારા અને નરસા વચ્ચેનો તફાવત, અને ઈષ્ટના ઈષ્ટ અને દુષ્ટના દુષ્ટ હોવા વિશેનું ભાન કરાવવામાં આવ્યુ છે. જો તે સારા વલણોને અમલમાં વધુ લાવે, અને ખરાબ વલણોથી પોતાની ઈચ્છાઓને મુક્ત રાખે તો સફળતા પ્રાપ્ત કરશે. અને આનાથી ઉલટું જો તે સારી ઈચ્છાઓને દબાવે અને બુરાઈઓને વધારે અમલમાં લાવે, તો તે નિષ્ફળ થશે.

અલ્લાહ તઆલાએ પયગમ્બરો ઉપર સ્પષ્ટ અને ચોખ્ખી વહી ઉતારી, જેથી તેઓ લોકોને સાફ સાફ બતાવે કે સદાચાર શું છે અને દુરાચાર શું છે. આવા જ એક નબી હઝરત સાલેહ અલયહિસ્સલામ સમૂદની કૌમ તરફ મોકલવામાં આવ્યા હતા. એ કૌમ પોતાની વાસનાઓની બુરાઈઓમાં ડૂબી જઈ એવી વિદ્રોહી થઈ ગઈ હતી કે, તેણે તેમને ખોટા ઠેરવ્યા. અને જ્યારે તે લોકોના કહેવા પ્રમાણે હઝ. સાલેહ અલયહિસ્સલામે પથ્થરમાંથી ઉંટણીના રૂપમાં ચમત્કાર સર્જી બતાવ્યો, ત્યારે તેને પણ મારી નાંખી. આનું પરિણામ છેવટે એ આવ્યુ કે, આખી કૌમ નષ્ટ કરી દેવામાં આવી.

# સૂરએ શમ્સ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### મનેચ્છાઓ ઉપર કાબૂ મેળવવો :

સૂર્યના અને તેના પ્રકાશના સોગંદ છે (૧) અને ચંદ્રના જ્યારે કે તે સૂર્યના (ડુબ્યા) પછી આવે (૨) અને દિવસના જ્યારે કે તે તેને ખૂબ પ્રકાશિત કરે (૩) અને રાતના જ્યારે કે તે તેને ઢાંકી લે (૪) અને આકાશના તથા તેને (આવી શાનથી) બનાવવાના (૫) અને પૃથ્વીના તથા તેને (આવી હિકમતથી) ફેલાવવાના (૬) અને (મનુષ્યના) જીવન તથા એ વિશેના કે તેને દુરૂસ્ત બનાવ્યો. (૭) પછી તે (જીવ)ને બદી અને પરહેઝગારી (બન્ને બાબતો)ની સમજ આપી. (૮) અલબત્ત, જેણે તે (જીવ)ને (નેકીઓ કરી) પવિત્ર કરી લીધો તે સફળ થયો (૯) અને જેણે તે (જીવ)ને (પાપોના કારણે) રગદોળી નાખ્યો તે નિષ્ફળ થયો. (૧૦)

# અલ્-લય્લ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૯૨ રૂકૂઅની સંખ્યા : ૦૧

નાઝિલ થવાનો ક્રમ : ૦૯ આયતોની સંખ્યા : ૨૧

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય પણ આગલી સૂરતની જેમ જીવનના બે અલગ-અલગ માર્ગો અને તેમના પરિણામો વચ્ચેનો તફાવત વર્ણવવાનો છે. ફર્ક એટલો જ છે કે, એક વાતને બન્નેવ સૂરતોમાં અલગ-અલગ રીતે સમજાવવામાં આવી છે.

માનવસમાજના જે સભ્યો, કૌમો અને જૂથો દુનિયામાં વિવિધ કાર્યો કરી રહ્યા છે, તેઓ અનિવાર્યપણે પોતાના નૈતિક (અખ્લાક) પ્રકાર અનુસાર એટલા જ ભિન્ન છે, જેટલા દિવસથી રાત અને નરથી માદા ભિન્ન છે.

એક માણસ તે છે, જે ધન ખર્ચે, અલ્લાહ તઆલાનો ડર અને પરહેઝગારી અપનાવે અને ભલાઈને ભલાઈ સમજે. બીજો માણસ તે છે, જે કંજૂસી કરે, અલ્લાહ તઆલાની પ્રસન્નતા અને નારાજગીથી બેફિકર થઈ જાય, અને સાચી વાતને જૂઠી પાડે. આ બે કાર્યપ્રણાલીઓ અને તેમના પરિણામો દેખીતી રીતે જ એકબીજાથી ભિન્ન છે. પ્રથમ કાર્યપ્રણાલી જે માણસ અથવા જૂથ અપનાવશે, અલ્લાહ તઆલા તેના માટે જીવનનો સ્વચ્છ અને સીધો માર્ગ સરળ બનાવી દેશે. એટલે સુધી કે તેના માટે નેકી કરવી સરળ અને બદી આચરવી મુશ્કેલ થઈ જશે. અને બીજી કાર્યપ્રણાલી જે કોઈ અપનાવશે, અલ્લાહ તઆલા તેના માટે તે પ્રકારના માર્ગને સરળ બનાવશે. એટલી હદે કે તેના માટે બદી આચરવી સહેલી અને નેકી કરવી મુશ્કેલ બની જશે.



# સૂરએ લચ્લ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**સારા-નરસા કામોનું પરિણામ :**

રાતના સોગંદ છે જ્યારે કે તે (અંધકારથી) છવાઈ જાય (૧) અને દિવસના જ્યારે કે તે પ્રકાશિત થઈ જાય (૨) તથા તેના કે જેણે નર અને માદા પેદા કર્યા. (૩) બેશક, તમારી કોશિશો ભિન્ન ભિન્ન છે. (૪) તો જેણે (અલ્લાહપાકના માર્ગમાં દાન) આપ્યું તેમજ તે (અલ્લાહપાકથી) ડરતો રહ્યો (૫) અને ભલી વાત (ઈસ્લામી તઅલીમ)ને સત્ય માની (૬) તો અમે તેને સરળતા તરફ ચલાવીશું (૭) પણ જેણે કંજૂસાઈ કરી અને (આખિરતથી) બેપરવા રહ્યો (૮) તથા ભલી વાત (ઈસ્લામી તઅલીમ)ને જૂઠી ગણી (૯) તો અમે તેને સખ્તાઈ તરફ ચલાવીશું. (૧૦)



# અઝ્-ઝુહા

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૯૩** | **રૂકૂઅની સંખ્યા : ૦૧** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૧૧** | **આયતોની સંખ્યા : ૧૧** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સાંત્વન (તસલ્લી) આપવાનો છે. અને હેતુ એ પરેશાની દૂર કરવાનો છે, જે વહી ઉતરવાના ક્રમમાં મોડુ થવાથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને થવા લાગી હતી. સૌપ્રથમ પ્રકાશમય દિવસ અને શાંતિપૂર્ણ રાત્રિના સોગંદ ખાઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સાંત્વન આપવામાં આવ્યુ છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના રબે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને કદાપિ છોડી દીધા નથી. અને ન તો તે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી નારાજ થયા છે. વહીના રોકવામાં તેવી જ મસ્લેહત છે, જેવી

રીતે દિવસની રોશની-પ્રકાશ પછી રાતનું અંધારૂ હોય છે. પરંતુ અંધારાનો આ અર્થ નથી હોતો કે હવે પછી અજવાળુ નહીં થાય. આ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને શુભ સમાચાર આપવામાં આવ્યા છે કે, ઈસ્લામી દઅવતના આરંભિક કાળમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જે સખત મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે, એ ફક્ત ટૂંક સમય માટે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માટે આ પછીનો સમય અગાઉના સમય કરતાં વધુ સારો થતો જશે અને બહુ સમય નહીં લાગે, જ્યારે અલ્લાહ તઆલા આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર રહમત અને કરમનો એવો વરસાદ વરસાવશે, જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ખુશ થઈ જશો. આ કુર્આન શરીફની તે સ્પષ્ટ આગાહીઓમાંથી છે, જે પાછળથી અક્ષરશઃ સાચી પડી. જો કે જ્યારે આ આગાહી કરવામાં આવી હતી, તે વખતે એ જરા પણ શક્ય લાગતું ન હતું કે, મક્કા મુકર્રમહમાં જે એકલા અટૂલા માનવી સમગ્ર કૌમની અજ્ઞાનતા દૂર કરવા માંગે છે, તેમને આવી આશ્ચર્યકારક સફળતા પ્રાપ્ત થશે.

આપને આ ચિંતા કેવી રીતે થઈ કે અમે આપને છોડી દીધા છે અને અમે આપથી નારાજ થઈ ગયા છીએ. અમે તો આપના જન્મ દિવસથી જ આપની ઉપર સતત મહેરબાનીઓ કરતા આવ્યા છીએ. આપ અનાથ જન્મ્યા હતા, અમે આપના ઉછેર અને દેખભાળની શ્રેષ્ઠ વ્યવસ્થા કરી દીધી. અમે કુર્આન શરીફ મારફતે આપને ઉમદા પ્રકારનું માર્ગદર્શન કર્યું. આપ નાદાર હતા, અમે આપને ધનવાન બનાવ્યા. આ બધી વાતો સ્પષ્ટપણે દર્શાવી રહી છે કે, આપ આરંભથી જ અમને પ્યારા છો. અને અમારી કૃપા અને મહેરબાનીઓ સતત આપની સાથે છે.

# સૂરએ ઝુહા

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**આપ (સલ.) ઉપર કરેલા ઈન્આમોનું વર્ણન :**

શું તેણે આપને યતીમ ન જોયા પછી આપને ઠેકાણું આપ્યું ? (૬) અને

તેણે આપને (માર્ગથી) અજાણ જોયા. ફરી આપને સીધો માર્ગ દેખાડી આપ્યો. (૭) વળી, તેણે આપને નાદાર જોયા પછી આપને ગની કરી દીધા (૮) માટે (એ ઉપકારોને યાદ કરી) યતીમને દબાવશો નહિ (૯) અને માંગનારને ધુત્કારશો નહિ (૧૦) અને પોતાના પરવરદિગારના ઉપકારોનું વર્ણન કરતા રહો. (૧૧)

# અલમ્ નશ્રહ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૯૪** **રૂકૂઅની સંખ્યા : ૦૧**

**નાઝિલ થવાનો ક્રમ : ૧૨** **આયતોની સંખ્યા : ૦૮**

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

આ સૂરતનો હેતુ અને આશય પણ રસૂલુલ્લાહ (સલ.)ને સાંત્વન (તસલ્લી) આપવાનો છે. નુબૂવ્વત મળ્યા અગાઉ આપ (સલ.)ને ક્યારેય એ પરિસ્થિતિઓનો સામનો કરવો પડયો ન હતો, જેનો સામનો નબૂવ્વત પછી ઈસ્લામની દઅવતનો આરંભ કરતાં જ અચાનક આપ (સલ.)ને કરવો પડયો. ઈસ્લામનો પ્રચાર આપ (સલ.)એ જેવો શરૂ કર્યો, કે જોત-જોતામાં એ જ સમાજ આપ (સલ.)નો શત્રુ બની ગયો, જેમાં આપ (સલ.) પહેલાં ખૂબ જ આદરપૂર્વક જોવામાં આવતા હતા. એ જ સબંધીઓ, મિત્રો, કબીલાના લોકો અને મહોલ્લાવાસીઓ આપ (સલ.)ને ગાળો આપવા માંડ્યા, જે પહેલાં આપ (સલ.)નો ખૂબ આદર કરતા હતા. મક્કા મુકર્રમહમાં આપ (સલ.)ની વાત સાંભળવા માટે કોઈ તૈયાર ન હતું. રસ્તામાં જતા-આવતા આપ (સલ.) ઉપર કટાક્ષ શરૂ થઈ ગયા. ડગલે ને પગલે આપ (સલ.) સામે મુશ્કેલીઓ જ મુશ્કેલીઓ હતી. આરંભિક કાળ આપ (સલ.) માટે ઘણો હિમ્મત તોડી દે તેવો હતો. તેથી જ આપ (સલ.)ને સાંત્વન આપવા માટે પ્રથમ સૂરહ દુહા ઉતારવામાં આવી, ત્યારબાદ આ સૂરત ઉતરી.



# સૂરએ ઈન્શિરાહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**આપ (સલ.)નું નામ અઝાન, ઈકામત, ખુત્બા વગેરેમાં અલ્લાહ તઆલાના નામ સાથે પુકારવામાં આવે છે :**

(હે રસૂલ સલ. !) શું અમે આપની ખાતર આપનો સીનો (ઈલ્મ વગેરેથી) ખોલી દીધો નથી ? (બેશક, ખોલી દીધો છે) (૧) અને અમે આપના ઉપરથી આપનો તે બોજો ઉતારી મૂકયો, (૨) જેણે આપની કેડ ભાંગી નાખી હતી (૩) અને અમે આપની ખાતર આપનું નામ બુલંદ કર્યું (૪) તો બેશક, મુશ્કેલીની સાથે સહેલાઈ છે. (૫) (ફરી પણ) બેશક, મુશ્કેલીની સાથે સહેલાઈ છે. (૬) ફરી જ્યારે આપ (પ્રચાર) કાર્યથી પરવારી જાવ તો (ખાસ બંદગીમાં) મહેનત કર્યા કરો (૭) અને પોતાના પરવરદિગાર તરફ જ દિલ લગાડી દો. (૮)



# અત્-તીન

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૯૫ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૨૮ | આયતોની સંખ્યા : ૦૮ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય બદલો (ઈનામ) અને સજાનું સમર્થન છે. આ હેતુ માટે સૌપ્રથમ મહાન પૈગમ્બરોની જન્મભૂમિઓના સોગંદ લઈ ફરમાવવામાં આવ્યુ છે કે, અલ્લાહપાકે માનવીને શ્રેષ્ઠ બંધારણ સાથે બનાવ્યો છે.

આ પછી એ બતાવવામાં આવ્યુ છે કે, માનવીઓના બે પ્રકાર છે : એક, એ જે આ ઉત્તમ બનાવટ સાથે પેદા થયા પછી બુરાઈ તરફ વળે છે અને નૈતિક અધઃપતનની ખાઈમાં ગબડતા ગબડતા તે છેલ્લા તળિયે પહોંચી જાય છે, જેનાથી વધુ નીચ બીજી કોઈ મખ્લૂક નથી હોતી. બીજો, એ જે



ઈમાન અને સદાચરણનો માર્ગ અપનાવી આ પતનથી બચી જાય છે અને તે ઉચ્ચ સ્થાનો ઉપર મક્કમ રહે છે, જે તેના ઉત્તમ બંધારણ સાથે પેદા થવાનો અનિવાર્ય તકાદો છે.

જો પતન પામેલા લોકોને કોઈ શિક્ષા અને ઉંચાઈ પર ચઢનારને કોઈ વળતર ન મળે અને બન્નેના કાર્ય-પરિણામો સમાન હોય તો તેનો એ અર્થ થાય છે કે, અલ્લાહપાકને ત્યાં કોઈ ન્યાય જ નથી. જો કે માનવસ્વભાવ અને સામાન્ય બુદ્ધિ બન્નેવનો તકાદો એ છે કે, જે કોઈ વ્યક્તિ હુકમ ચલાવતી હોય તે ન્યાય કરે. તો પછી એ કેવી રીતે કલ્પી શકાય કે અલ્લાહ તઆલા, જે બધા જ હાકેમોમાં સૌથી મોટો હાકેમ છે, ન્યાય નહીં તોળે ?

## સૂરએ તીન

### ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**જવાની પછી ઘડપણ અને પછી કિયામત આવવાની જ છે :**

અલબત્ત, અમે ઈન્સાનને સૌથી સરસ આકારમાં પેદા કર્યો છે. (૪) ફરી અમે તેને નીચાઓથી પણ વિશેષ નીચો કરી દઈએ છીએ, (૫) પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા તો તેઓ માટે અખૂટ સવાબ છે. (૬) ફરી (હે માનવી !) કઈ વસ્તુ તને આ (દલીલો) પછી કિયામતને જૂઠાડવા લાચાર કરે છે ? (૭) શું અલ્લાહપાક સૌ હાકિમોથી વધુ હાકિમ નથી ? (જરૂર છે.) (૮)




**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૯૬ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૦૧ | આયતોની સંખ્યા : ૧૯ |

### ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર વહી આવવા પહેલાં આપ

સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સાચાં સ્વપ્ન જોવા લાગ્યા કે સ્વપ્નામાં જે કંઈ જોતા, તે બાબતો સવારમાં તે જ પ્રમાણે તરત જાહેર થતી. અંતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સંપૂર્ણ એકાંતવાસની પ્રેરણા થતાં આપ એક પહાડની ગુફામાં જઈ અલ્લાહ તઆલાની બંદગી કરવા લાગ્યા. ઘેરથી કેટલાક દિવસોનું ખાવા-પીવાનું સાથે લઈ રાત-દિવસ ત્યાં જ રહેતા. એક વખત આખો એક મહિનો હિરા નામની ગુફામાં રહ્યા હતા, ત્યારે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ પ્રથમ આ પાંચ આયતોની જ વહી લઈને આવ્યા. અને આપ (સલ.)ને અલ્લાહપાકના રસૂલ હોવાની ખબર આપતાં આયતો પઢવાનું કહ્યું, તો આપે ફરમાવ્યું : હું પઢવાનું જાણતો નથી. ત્યારે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પકડીને દબાવ્યા, તો પણ આપે તે જ જવાબ આપ્યો. તેથી ફરી દબાવ્યા. આખરે ત્રીજી વખત જોરથી દબાવીને પઢવા કહ્યું. અને પછી પ્રથમ આયતો પઢવા લાગ્યા ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પઢવા લાગ્યા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને લખતાં-વાંચતા આવડતું ન હતું. આ આયતોમાં એ વાત તરફ ઈશારો કર્યો કે, જે અલ્લાહ તઆલા કોઈપણ પ્રકારના ભાન કે સાન વિનાના લોહીના જામી ગયેલા લોચાથી બુદ્ધિશાળી માનવીને બનાવવા શક્તિમાન છે, તે જ અલ્લાહ તઆલા અભણ માણસને પણ પોતે ધારે તે શીખવી શકે છે. સામાન્ય રીતે ભણેલા-ગણેલાઓને જે પ્રમાણે કલમ વડે તેમજ કેટલીક બાબતોનું બીજી રીતે પણ જ્ઞાન આપે છે, તે જ પ્રમાણે આપને કલમ વિના એમ જ સૌ જ્ઞાન અર્પણ કરશે.

# સૂરએ અલક

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**સર્વપ્રથમ વહી ઈલ્મ (તૌહીદ, રિસાલત અને કિયામત) બાબતે ઉતારી આ ઉમ્મતને ઈલ્મના વિશેષ ગુણોથી સન્માન આપ્યુ :**

(હે નબી સલ. ! જે કુર્આન આપના પર ઉતર્યા કરશે તેને) પોતાના પરવરદિગારનું નામ લઈ પઢયા કરો, જેણે (સર્વ કંઈ) બનાવ્યું. (૧) જેણે

મનુષ્યને જામી ગયેલા લોહીથી બનાવ્યો. (૨) આપ (કુરૂઆન) પઢો અને આપનો પરવરદિગાર અતિશય રહમવાળો છે. (૩) જેણે કલમ વડે ઈલ્મ શીખવ્યું (૪) અને મનુષ્યને એવી વાતો શીખવી કે જેને તે જાણતો ન હતો. (૫)

હુઝૂર (સલ.) પર વહી આવવા પહેલાં આપ (સલ.) સાચા સ્વપ્ના જોવા લાગ્યા કે સ્વપ્નામાં જે કંઈ જોતા તે બાબત તે જ પ્રમાણે તરત જાહેર થતી. અંતે આપને સંપૂર્ણ એકાંતવાસની પ્રેરણા થતાં આપ એક પહાડની ગુફામાં જઈ અલ્લાહપાકની બંદગી કરવા લાગ્યા. ઘેરથી કેટલાક દિવસોનું ખાવા-પીવાનું સાથે લઈ રાત-દિવસ ત્યાં જ રહેતા. એક વખત આખો એક મહિનો હિરા નામની ગુફામાં રહ્યા હતા. ત્યારે હઝરત જિબ્રઈલ (અલૈ.) પ્રથમ આ પાંચ આયતોની જ વહી લઈને આવ્યા અને આપને અલ્લાહ તઆલાના રસૂલ હોવાની ખબર આપતાં આયતો પઢવાનું કહ્યું. તો આપે ફરમાવ્યું : હું પઢવાનું જાણતો નથી. ત્યારે હઝરત જિબ્રઈલ (અલૈ.)એ આપને પકડીને દબાવ્યા. તો પણ આપે તે જ જવાબ આપ્યો, તેથી ફરી દબાવ્યા. આખરે ત્રીજી વખત જોરથી દબાવીને પઢવા કહ્યું ત્યારે આપ પઢવા લાગ્યા. હુઝૂર (સલ.)ને લખતાં-વાંચતાં આવડતું ન હોવાથી આ આયતોમાં એ વાત તરફ ઈશારો કર્યો કે, જે અલ્લાહપાક કોઈ પણ પ્રકારના ભાન કે સાન વિનાના લોહીના જામી ગયેલા લોચાથી બુદ્ધિશાળી માનવીને બનાવવા શક્તિમાન છે, તે જ અલ્લાહપાક અભણ માણસને પણ પોતે ધારે તે શીખવી શકે છે. સામાન્ય રીતે ભણેલા-ગણેલાઓને જે પ્રમાણે કલમ વડે તેમજ કેટલીક બાબતોનું બીજી રીતે પણ જ્ઞાન આપે છે, તે જ પ્રમાણે આપને કલમ વિના એમ જ સૌ જ્ઞાન અર્પણ કરશે.



# અલ-કદ્ર

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૯૭ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૨૫ | આયતોની સંખ્યા : ૦૫ |

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

આ સૂરતનો વિષય લોકોને કુર્આન શરીફના મહત્વથી વાકેફ કરવાનો છે. આનાથી આગલી સૂરતમાં કુર્આન શરીફની પ્રથમ વહીનું વર્ણન હતું. હવે તે જ કુર્આન શરીફની ફઝીલત બતાવવામાં આવી રહી છે.

લવ્હે મહફૂઝથી પહેલા આસ્માન પર જે એકી વખતે પૂરૂ કુર્આન મજીદ ઉતર્યુ, તે શબે કદ્રમાં જ ઉતર્યુ હતું. ફરી ત્યાંથી હઝરત જિબ્રઈલ (અલૈ.) મારફતે દુનિયામાં હુઝૂર (સલ.)ના ઉપર ઉતર્યુ. તે પણ ઘણુ કરી પ્રથમ એ જ રાત્રે ઉતરવુ શરૂ થયું. પછી જરૂર મુજબ થોડુ થોડુ કરી લગભગ તેવીસ વર્ષમાં સંપૂર્ણ ઉતરી રહ્યું.

એ રાતમાં કુર્આન શરીફ ઉતારવા ઉપરાંત અલ્લાહ તઆલાએ સદા માટે ત્રણ ફઝીલતો રાખી : (૧) તે રાતની બંદગી અને નેકી તેના સિવાયના હજાર માસની બંદગી અને નેકીથી બહેતર અને વધુ સવાબને પાત્ર ઠેરવી. હદીસોમાં પણ એની ઘણી ફઝીલતો આવી છે. અલ્લાહ તઆલાની આ બખ્શિશ હુઝૂર (સલ.)ની ઉમ્મત માટે જ ખાસ છે, પરંતુ યાદ રાખવું જોઈએ કે એ રાત્રે કોઈ ગુનોહ કરવું પણ ખુદાઈ કહેર વહોરી લેવું જ છે. માટે એ રાત્રે ખાસ કરી ગુનાહથી બચે. ગફલત અને ઐશ-આરામમાં એ રાત ગુમાવે નહિ. હદીસ શરીફમાં છે કે, જે માણસ એ રાતની બરકતથી અભાગ્ય રહ્યો, તે સૌ ભલાઈઓથી અભાગ્ય રહ્યો. એટલે તે મોટો કમનસીબ છે. (૨) આવતા વર્ષમાં જેટલા કામ અને બંદોબસ્ત છે, તે લવ્હે મહફૂઝથી નકલ કરી ફરિશ્તાઓને આપવામાં આવે છે અને તે સૌની વ્યવસ્થા કરવા માટે ઘણા ફરિશ્તા તેમજ જિબ્રઈલ (અલૈ.) પોતે પણ જમીન પર ઉતરી

આખી રાત દુનિયામાં ફરે છે. (૩) ફરિશ્તાઓ સાથે જે રહમત અને બરકત ઉતરે છે, તેની અસરથી આખી રાત અમન-ચૈન અને દિલની શાંતિ રહે છે કે, અલ્લાહવાળાઓને તે રાત્રે બંદગી કરવામાં ખૂબ દિલ લાગી તેમાં અજબ પ્રકારની લઝઝત જણાય છે. તે ઉપરાંત બંદગી કરનારાઓ માટે ફરિશ્તા પણ દુઆ કરે છે. કુર્આન મજીદની બીજી આયતથી જણાય છે કે, એ રાત રમઝાન માસમાં છે. અને હદીસોથી જણાય છે કે, રમઝાન શરીફના છેલ્લા દાયકાની એકી રાતોમાં એકવીસથી ઓગણત્રીસમી સુધી વારાફરતી કોઈપણ એક રાત હોય છે. કેટલાક બુઝુર્ગોએ ખાસ સત્તાવીસમી રાત માટે જ ભારપૂર્વક કહ્યું છે. સારાંશ કે એ રાત્રિને છુપાવવામાં આવી અને તેમાં એ ભેદ છે કે, એનો ચાહક દરેક રાત બંદગીમાં વિતાવે. જો કોઈથી તેટલું ન બને તો આખા રમઝાન મહિનામાં કોશિશ કરે. ખાસ કરી છેલ્લા દસ દિવસમાં તો ઘણી જ કોશિશ કરે.

રમઝાન મહિનાનો એક ખાસ તોહફો ''શબે કદ્ર'' છે. આ રાતની મહત્વતા પર સ્વયં કુર્આને એક આખી સૂરત વડે પ્રકાશ ફેંકયો છે.

હદીષ શરીફમાં છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પણ આ રાતની ફઝીલતો બયાન કરી છે કે, ''જે શખ્સ કદરની રાત્રે ઈબાદતમાં ઉભો રહેશે ઈમાન તથા સવાબની નિય્યત સાથે, તો તેના પાછલા બધા ગુનાહ માફ કરી દેવામાં આવે છે.''

શબે કદરને અલ્લાહ તઆલાએ વિશેષ હેતુસર છુપાવી રાખી છે. તેની કોઈ ચોક્કસ તારીખ કુર્આન શરીફમાં કે હદીષ શરીફમાં નક્કી કરવામાં આવી નથી. હદીષોમાં જો કે તેને રમઝાનના છેલ્લા દસ દિવસોની એકી સંખ્યાવાળી રાતોમાં શોધવા માટે પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. આ રાતને છુપાવી રાખવા પાછળનો આશય એ છે કે તેની તલાશમાં બંદાને અનેક રાતોમાં ઈબાદત કરવાની તૌફીક મળી જાય છે.

હઝરત આયશા (રદી.)નું વર્ણન છે કે, જ્યારે રમઝાનના છેલ્લા ૧૦ દિવસો શરૂ થઈ જતા તો આપ (સલ.) આખી રાત જાગતા અને પોતાના

ઘરવાળાઓને પણ જગાડતા અને ઘણી કોશિશ કરતા અને પોતાનો પાયજામો કસીને બાંધી લેતા (મતલબ કે એકચિત્તે ઈબાદતમાં પરોવાય જતા).

આપનો ઈર્શાદ છે કે, ''તમે લોકો શબે કદરને અંતિમ દસ દિવસોની એકી સંખ્યાવાળી રાતોમાં શોધો. *[બુખારી શરીફ]*

રમઝાન મહિનાની ઈબાદતોમાં એક ઈબાદત એ'તેકાફ પણ છે. જેનો હેતુ દિલને દુનિયાના કામકાજથી દૂર કરી થોડાક દિવસો માટે ખુદાના ઘરમાં બેસવાનો છે તથા ઈબાદતમાં તલ્લીન રહેવાનો છે. મસ્જિદને એ'તેકાફ માટે એટલે પસંદ કરવામાં આવી છે કે શાંત ચિત્તે સાચા અર્થમાં માણસ ખુદાપાકની યાદમાં વ્યસ્ત રહી શકે. આમ, તે ખુદાની વધારે નિકટ જઈ શકે છે અને પોતાની અંદર સાચા અર્થમાં તકવો પેદા કરી શકે છે, જે રમઝાનનો ખાસ મકસદ છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે દર વર્ષે એ'તેકાફ કર્યો છે અને સાચા દિલવાળા મુસ્લિમોએ પણ દરેક કાળમાં એ'તેકાફને એક સુન્નત તરીકે સમજી અમલ કર્યો છે. હઝરત આયશા રદી. ફરમાવે છે કે, ''આપ (સલ.) દર વર્ષે રમઝાનમાં દસ દિવસ એઅતિકાફ કરતા હતા અને જે વર્ષે આપની વફાત થઈ તે વર્ષે આપે વીસ દિવસનો એ'તેકાફ કર્યો.'' *[બુખારી શરીફ]*

# સૂરએ કદ્ર

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### આ ઉમ્મતની ઉંમર ઓછી છે, તો સવાબનું પ્રમાણ વધારી આપ્યુ

બેશક, અમે જ આ (કુર્આન)ને શબે કદ્રમાં ઉતાર્યું છે (૧) અને આપને કંઈ ખબર છે કે શબે કદ્ર કેવી છે ? (૨) શબે કદ્ર હજાર માસથી બેહતર છે. (૩) તે રાત્રે ફરિશ્તા અને રૂહ (જિબ્રઈલ અલૈ.) પોતાના પરવરદિગારના હુકમથી દરેક (નિર્માણ થયેલા) મહાન કામ લઈ (પૃથ્વી પર) ઉતરે છે. (૪) (તેમજ તે રાત્રે) સંપૂર્ણ સલામતી છે. તે (આખી) રાત પ્હો ફાટતાં સુધી (બરકતવાળી) છે. (૫)

# સૂરએ બય્યિનહ

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

તિલાવતનો ક્રમ નં. : ૯૮ — રૂકૂઅની સંખ્યા : ૦૧

નાઝિલ થવાનો ક્રમ : ૧૦૦ — આયતોની સંખ્યા : ૦૮

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને મુશ્રિકોની હઠધર્મીનું વર્ણન છે. ખાસ કરીને યહૂદીઓ જેમને આગલી કિતાબોનું જ્ઞાન અને તૌહીદ તથા રિસાલતનું વર્ણન દલીલો સાથે આપવામાં આવ્યુ હતું. સાથે શિર્ક અને તૌહીદનું પરિણામ, જન્નત તથા જહન્નમનું પણ વર્ણન છે.

# સૂરએ બય્યિનહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**જન્નત-જહન્નમવાળા અમલોનું ટૂંકુ વર્ણન :**

બેશક, જે લોકોએ અહલે કિતાબ અને મુશ્રિકોમાંથી તે (દલીલ એટલે રસૂલ)નો ઈન્કાર કર્યો, તેઓ જહન્નમની આગમાં જશે (અને) સદા તેમાં જ રહેશે અને આ લોકો જ સર્વ મખ્લૂક કરતાં બદતર છે. (૬) બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામો કર્યા તે લોકો જ સૌ મખ્લૂકથી બહેતર છે. (૭) તેમનો બદલો તેમના પરવરદિગારની પાસે સદા રહેવાના બગીચા છે, જેની નીચે નહેરો વહેતી હશે. તેમાં જ તેઓ સદા નિરંતર રહેશે. અલ્લાહપાક તેઓથી રાજી રહેશે અને તેઓ અલ્લાહપાકથી રાજી રહેશે. આ (જન્નત અને અલ્લાહપાકની ખુશી) તે વ્યક્તિ માટે છે કે જે પોતાના પરવરદિગારથી ડરતો રહે છે. (૮)



# સૂરએ ઝિલઝાલ

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

તિલાવતનો ક્રમ નં. : ૯૯ રૂકૂઅની સંખ્યા : ૦૧

નાઝિલ થવાનો ક્રમ : ૯૩ આયતોની સંખ્યા : ૦૮

## ❊ સૂરતના વિષયોનો ખુલાસો ❊

આ સૂરતનો વિષય મૃત્યુ પછીના બીજા જીવન અને તેમાં એ બધા જ ખરાબ કૃત્યોનું માણસ સમક્ષ આવી જવું છે, જે તેણે દુનિયામાં કર્યા હતા. સૌપ્રથમ ત્રણ ટૂંકા વાક્યોમાં એ બતાવવામાં આવ્યુ છે કે, મૃત્યુ પછીનું બીજુ જીવન કેવી રીતે અસ્તિત્વમાં આવશે. અને તે માણસ માટે કેવું અકળામણ ઉપજાવનારૂં હશે. પછીના બે વાક્યોમાં બતાવવામાં આવ્યુ છે કે, આ જ ધરતી જેની ઉપર રહી માણસે નિશ્ચિતપણે દરેક જાતના કર્મો કર્યા છે, અને જેના વિશે તેની કલ્પનામાં પણ આ વાત આવી ન હતી કે, આ નિર્જીવ વસ્તુઓ કોઈ સમયે તેના કર્મોની સાક્ષી પૂરશે, તે દિવસે તેઓ અલ્લાહ તઆલાના આદેશ મુજબ બોલવા લાગશે. અને એક એક માણસ માટે એ નિવેદન કરશે કે, ક્યા વખતે, ક્યાં, તેણે શું શું કાર્યો કર્યા હતા. આ પછી ફરમાવવામાં આવ્યુ છે કે, તે દિવસે ધરતીના ખૂણે ખૂણેથી માણસોના ટોળે-ટોળા પોતાની કબરોમાંથી નીકળી આવશે. જેથી તેમના કર્મો તેમને દેખાડી દેવામાં આવે અને કર્મોની આ રજૂઆત એટલી સંપૂર્ણ અને વિગતવાર હશે કે, અંશ માત્ર સદાચાર કે દુરાચાર પણ એવો રહી નહીં જાય, જે તેની સામે ન આવી જાય.

# સૂરએ ઝિલઝાલ

## ❊ સૂરતની આયતોનો ખુલાસો ❊

**જ્યારે જમીન પોતાની અંદરની બધી જ વસ્તુઓ બહાર ફેંકશે :**

જ્યારે પૃથ્વીને તેના સખત આંચકાથી હલાવી નાખવામાં આવશે (૧)

અને પૃથ્વી પોતાના અંદરના બોજા બહાર કાઢી નાખશે (૨) અને (આ સ્થિતિ જોઈ) માનવી કહેશે કે એને શું થઈ ગયું છે ? (૩) તે દિવસે પૃથ્વી પોતાના સર્વે (સારા-નરસા) સમાચાર વર્ણન કરવા લાગશે, (૪) કારણ કે આપના પરવરદિગારનો તેને એ જ હુકમ હશે. (૫) તે દિવસે લોકો જુદા જુદા ટોળાં થઈ જશે કે જેથી તેમને તેમની કરણી(નો બદલો) દેખાડવામાં આવે. (૬) તો જે કોઈ (દુનિયામાં) જરા સરખી ભલાઈ કરશે તેને તે (પ્રત્યક્ષ) જોઈ લેશે (૭) અને જે કોઈ જરા સરખી બુરાઈ કરશે તેને પણ તે જોઈ લેશે. (૮)

# અલ-આદિયાત

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૧૦૦** **રૂકૂઅની સંખ્યા : ૦૧**

**નાઝિલ થવાનો ક્રમ : ૧૪** **આયતોની સંખ્યા : ૧૧**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો હેતુ લોકોને એ સમજાવવાનો છે કે, મનુષ્ય આખિરતનો ઈન્કાર કરી અથવા તેનાથી બેદરકાર રહી કેવા નૈતિક (અખ્લાકી) પતનનો ભોગ બને છે, અને સાથે જ લોકોને એ વાતથી ચેતવવાનું પણ છે કે, આખિરતમાં ફક્ત તેમના બાહ્ય કર્મો જ નહીં, પરંતુ તેમના દિલોમાં છુપાયેલા રહસ્યો સુદ્ધાંની તપાસ થશે.

# સૂરએ આદિયાત

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**માનવી મોટો અપકારી છે, માલનો લાલચી છે :**

બેશક, માણસ પોતાના પરવરદિગારનો અતિ નાશુક્રો છે (૬) અને તેને પોતાને પણ એ બાબતની ખબર છે (૭) અને તે ધનની માયમાં બહુ જ પાકો છે. (૮) શું તેને તે વખતની ખબર નથી કે જ્યારે કબરોમાંથી

મુર્દાઓને કાઢવામાં આવશે ? (૯) અને જે કંઈ દિલોમાં છે તેને જાહેર કરવામાં આવશે. (૧૦) બેશક, તે દિવસે પણ તેમના પરવરદિગારને તેમ(ના હાલ)ની સંપૂર્ણ ખબર હશે. (૧૧)

# અલ-કારિઅહ્

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૧૦૧ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૩૦ | આયતોની સંખ્યા : ૧૧ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય છે કિયામત અને આખિરત. સૌપ્રથમ લોકોને એમ કહી ચોંકાવવામાં આવ્યા છે કે, “મહાન દુર્ઘટના ! શું છે તે મહાન દુર્ઘટના ? તમે શું જાણો કે તે મહાન દુર્ઘટના શું છે ?” આવી રીતે લોકોને કોઈ ભયંકર બનાવના સમાચાર સાંભળવા માટે તૈયાર કરી દીધા બાદ બે વાક્યોમાં તેમની સમક્ષ કિયામતનું ચિત્ર (અહેવાલ) રજૂ કરવામાં આવ્યુ છે કે, તે દિવસે ગભરામણની સ્થિતિમાં લોકો એવી રીતે નાસભાગ કરતા હશે, જેવી રીતે પ્રકાશ પાસે આવતા પતંગિયા વિખરાયેલા હોય છે. અને પર્વતો પીંજાયેલા ઉનની જેમ થઈ જશે. પછી એ બતાવવામાં આવ્યુ છે કે, આખિરતમાં જ્યારે લોકોનો હિસાબ-કિતાબ કરવા માટે અલ્લાહ તઆલાની અદાલતની સ્થાપના કરવામાં આવશે, ત્યારે તેમાં ન્યાય એ આધારે થશે કે, ક્યા મનુષ્યના સારા કામો ખરાબ કામો કરતાં વધુ વજનદાર અને કોના સારા કામોનું વજન તેના ખરાબ કામોના વજનના પ્રમાણમાં ઓછું છે. પહેલા પ્રકારના લોકોને એ મનપસંદ જીવન મળશે, જેનાથી તેઓ ખુશ થઈ જશે. અને બીજા પ્રકારના લોકોને એ ઉંડી ખાઈમાં ફેંકી દેવામાં આવશે, જે આગથી ભરેલી હશે.



# સૂરએ કારિઅહ્

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**જ્યારે પહાડો પીંજેલા ઉનની માફક ઉડતા થઈ જશે :**

તે ખડખડાવી નાખનારી વસ્તુ (કિયામત) (૧) કેવી છે તે ખડખડાવી નાખનારી ? (૨) અને આપ સમજ્યા કે તે ખડખડાવનારી શું વસ્તુ છે? (૩) (આ ખડખડાવાનો મામલો તે દિવસે થશે) જે દિવસે લોકો ફેલાઈ પડેલા પતંગિયાના માફક (વિખેરાયેલા) હશે (૪) અને પર્વતો પીંજેલા રંગીન ઉનની માફક (ઉડતા) થઈ જશે. (૫) ત્યાર પછી જે માણસના (નેકીઓના) પલ્લા ભારે થશે (૬) તો તે મનમાન્યા આરામમાં રહેશે (૭) અને જે માણસના પલ્લાં હલકાં હશે (૮) તો તેનું ઠેકાણું (દોઝખનો) ખાડો છે. (૯) વળી, તમને કંઈ ખબર છે કે તે ખાડો શું છે ? (૧૦) તે એક ધગધગતી આગ(નો ખાડો) છે. (૧૧)



# અત્-તકાસુર

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૧૦૨ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૧૬ | આયતોની સંખ્યા : ૦૮ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતમાં લોકોને દુનિયાપરસ્તીના તે ખરાબ પરિણામોથી ચેતવવામાં આવ્યા છે, જેના કારણે તેઓ છેલ્લા શ્વાસ સુધી વધુને વધુ ધનદોલત, દુન્યવી લાભો, લિજ્જતો, હોદ્દો અને સત્તા મેળવવા તથા તેમાં એકબીજા ઉપર બાજી મારી જવા અને આ જ વસ્તુઓની પ્રાપ્તિ ઉપર ગર્વ અનુભવતા રહે છે. આના ખરાબ પરિણામથી ખબરદાર કર્યા બાદ લોકોને એ બતાવવામાં આવ્યુ છે કે, આ નેઅમતો જેમને તમે અહીં નિશ્ચિતપણે એકઠી કરી રહ્યા છો, ફક્ત નેઅમતો જ નથી, પરંતુ તમને અજમાવવા માટેના સાધનો પણ છે. આમાંથી દરેક નેઅમત વિશે તમારે આખિરતમાં જવાબ આપવો પડશે.



# સૂરએ તકાસુર

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**મૌત સુધી માલની મુહબ્બત માનવીનો પીછો છોડતી નથી :**

(માલના) વધારાનો લોભ તમને (આખિરતથી) ગફલતમાં રાખે છે. (૧) એટલા સુધી કે તમે કબ્રસ્તાનમાં પહોંચી જાઓ છો (૨) (પણ) કંઈ નહિ, તમે બહુ જલદી (કબરમાં જતાં જ) જાણી લેશો. (૩) ફરી પણ કંઈ નહિ, તમે બહુ જલદી જાણી લેશો (૪) કંઈ નહિ, જો તમે યકીની રીતે જાણી લેત (તો આમ ગફલતમાં ન પડત). (૫) ચોક્કસ તમે જહન્નમને અવશ્ય નિહાળશો. (૬) પછી તમે તેને યકીનની આંખે અવશ્ય જોઈ લેશો. (૭) પછી તે દિવસે તમને સૌને (દુનિયાની) નેઅમતો વિશે જરૂર પૂછવામાં આવશે. (૮)



# અલ-અસ્ર

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૧૦૩** | **રૂકૂઅની સંખ્યા : ૦૧** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૧૩** | **આયતોની સંખ્યા : ૦૩** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરત સૌથી નાની હોવા છતાં "ગાગરમાં સાગર" સમી છે. એમાં તદન સ્પષ્ટ શબ્દોમાં એ બતાવી દેવામાં આવ્યુ છે કે, વ્યક્તિ માટે સફળતાનો માર્ગ ક્યો છે અને તેના વિનાશ અને બરબાદીનો માર્ગ કર્યો છે. ઈમામ શાફઈ (રહ.)એ કહ્યુ છે કે, જો લોકો આ સૂરત ઉપર વિચાર કરે તો આ એક જ સૂરત તેમના માર્ગદર્શન માટે પૂરતી છે. હઝરાતે સહાબાએ કિરામ (રદી.) સમક્ષ આ સૂરતનું ઘણુ મહત્વ હતું. સહાબાએ કિરામ (રદી.)માંથી કોઈ બે એકબીજાને મળતા ત્યારે જ્યાં સુધી એકબીજાને આ સૂરએ અસ્ર સંભળાવી ન લેતા, ત્યાં સુધી જુદા પડતા ન હતા. *(તબરાની)*



# સૂરએ અસ્ર

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### ચાર અમલોમાં માનવીની સફળતાનું રહસ્ય છે :

જમાનાના સોગંદ છે. (૧) બેશક, માણસ (વખતને) વ્યર્થ ગાળવાના કારણે ઘણા નુકસાનમાં છે (૨) પરંતુ જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા, તેમજ એકબીજાને સત્ય (એટલે દીનની વાતો પર કાયમ રહેવા)ની તાકીદ કરતા રહ્યા તેમજ આપસમાં ધીરજની તાકીદ કરતા રહ્યા, (તેઓ નુકસાનમાં નથી). (૩)




**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૧૦૪ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૩૨ | આયતોની સંખ્યા : ૦૯ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ મક્કી સૂરતમાં કેટલીક તે અખ્લાકી (નૈતિક) બૂરાઈઓ વર્ણન કરવામાં આવી છે, જે અજ્ઞાનકાળમાં પૈસાના પૂજારી ધનવાનોમાં જોવામાં આવતી હતી. દરેક આરબ જાણતો હતો કે, આ દૂષણો-ખરાબીઓ હકીકતમાં તેમના સમાજમાં અસ્તિત્વ ધરાવે છે, અને તેને બધા જ લોકો ખરાબ માનતા હતા. કોઈપણ એમ માનતો ન હતો કે, આ કોઈ સારા લક્ષણો છે. આ નફરત ઉપજાવે તેવા ચારિત્ર્યને રજૂ કરી બતાવવામાં આવ્યુ છે કે, આખિરતમાં એ લોકોનો અંત કેવો હશે, જેમનું ચારિત્ર્ય આવું છે. આ બન્ને વાતો એવી અસરકારક શૈલીમાં વર્ણવવામાં આવી છે, જેનાથી સાંભળનારાનું મન પોતે એ નિર્ણય કરી લે કે, આવા ચારિત્ર્યનો અંત આ જ આવવો જોઈએ.





# સૂરએ હુમઝહ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**ચૂગલીખોર, ધનનો લોભી પોતાનું પરિણામ જોઈ લેશે :**

દરેક મહેણાં મારનાર ટીકાખોરની મહા ખરાબી છે, (૧) જે ધન એકઠું કરે છે અને તેને ગણી ગણીને રાખે છે. (૨) તે ધારે છે કે તેનો માલ તેની પાસે સદા રહેશે. (૩) હરગિઝ (રહેશે) નહિ. ખરેખર, તે માણસને ભાંગીતોડી નાખનારી (આગ)માં ફેંકવામાં આવશે (૪) અને તું શું સમજ્યો કે તે ભાંગીતોડી નાખનારી શું વસ્તુ છે ? (૫) તે અલ્લાહપાકની સળગાવેલી એક આગ છે, (૬) જે (શરીરને લાગતાં જ) દિલોની ખબર લઈ નાખશે. (૭) બેશક, તે આગ તેઓના ઉપર બંધ કરી દેવામાં આવશે. (૮) (તો તે લોકો આગના) લાંબા લાંબા થાંભલાઓમાં (કેદ હશે.) (૯)



# અલ-ફીલ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

**તિલાવતનો ક્રમ નં. : ૧૦૫** **રૂકૂઅની સંખ્યા : ૦૧**

**નાઝિલ થવાનો ક્રમ : ૧૯** **આયતોની સંખ્યા : ૦૫**

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

સૂરહ અલ-ફીલ ઉપર વિચાર કરવામાં આવે તો આ વાત બહુ જ સારી રીતે સમજમાં આવે છે કે, આ સૂરતમાં આટલા ટૂંકાણમાં ફક્ત હાથીવાળાઓ ઉપરના અલ્લાહ તઆલાના પ્રકોપનો ઉલ્લેખ કરવા ઉપર જ શા માટે સંતોષ માનવામાં આવ્યો છે. બનાવ કંઈ બહુ જૂનો ન હતો. મક્કાનો એકે-એક બાળક તેના વિશે જાણતો હતો. આરબ પ્રદેશના લોકો સામાન્ય રીતે આનાથી વાકેફ હતા કે, અચાનક પક્ષીઓના ટોળે ટોળાં પોતાની ચાંચો અને પંજામાં કાંકરીઓ લઈને આવ્યા અને તેમણે આ સૈન્ય ઉપર કાંકરીઓનો વરસાદ વરસાવ્યો. જેની ઉપર આ કાંકરી પડતી, તેનું



શરીર ગળવા મંડી પડતું. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદી.ની રિવાયત છે કે, જેની ઉપર કોઈ કાંકરી પડતી, તેને ખૂબ ખુજલી ઉપડતી અને ખંજવાળતાં જ ચામડી ફાટી જતી. અને માંસ ખરવા લાગતું. ઈબ્ને અબ્બાસ રદી.ની બીજી રિવાયત આ છે કે, માંસ અને રક્ત પાણીની જેમ વહેતા થઈ જતા હતા. અને હાડકાં નીકળી આવતા હતા. પોતે બાદશાહ અબ્રહાની સ્થિતિ પણ આવી જ થઈ. તેનું શરીર ટુકડે ટુકડા થઈ ખરી રહ્યુ હતું. અને જ્યાં કોઈ ટુકડો ખરે, ત્યાંથી પીપ અને લોહી વહેવા લાગતાં.

સૌ આરબવાસીઓ આ વાતને સ્વીકારતા હતા કે, અબ્રહાના હુમલા સામે કઅબાની રક્ષા કોઈ દેવ-દેવીએ નહીં, પરંતુ ફક્ત એક અલ્લાહપાકે કરી છે. અલ્લાહપાક પાસે જ કુરૈશી આગેવાનોએ મદદ માટે દુઆઓ માંગી હતી. અને થોડાક વરસો સુધી તો કુરૈશીઓ આ બનાવથી એટલી હદે પ્રભાવિત રહ્યા હતા કે, તેમણે અલ્લાહ તઆલા સિવાય કોઈની બંદગી કરી નહીં. એટલા માટે સૂરએ અલ-ફીલમાં આ બધી વિગતોની જરૂર ન હતી, બલ્કે ફક્ત આ બનાવની યાદ અપાવવી પૂરતી હતી. જેથી ખાસ કરીને કુરૈશી લોકો અને સામાન્ય રીતે આરબવાસીઓ આ વાત ઉપર વિચારે કે હઝરત મુહમ્મદ (સલ.) જે વસ્તુ તરફ બોલાવી રહ્યા છે, તે છેવટે એ સિવાય શું છે કે તમામ બીજા દેવ-દેવીઓની પૂજા છોડી ફક્ત એકલા અને જેનો કોઈ ભાગીદાર નથી તેવા અલ્લાહ તઆલાની ઈબાદત કરવામાં આવે. આ ઉપરાંત તેઓ એ પણ વિચારી લે કે, સત્યના આ આમંત્રણને દબાવવા માટે તેમણે જો બળજબરીથી કામ લીધું તો જે અલ્લાહપાકે હાથીવાળાઓને ખેદાનમેદાન કરી મૂકયા હતા, તેના જ અઝાબમાં તેઓ પણ સપડાઈ જશે.

# સૂરએ ફીલ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**મક્કાના કુરૈશીઓ ઉપર કરેલ મહાન ઉપકારો :**

શું આપને ખબર નથી કે આપના પરવરદિગારે હાથીવાળાઓ સાથે કેવું વર્તન કર્યું ! (૧) શું તેઓના દાવને (તદન) ખોટો નથી કરી દીધો ?

(૨) વળી, તેઓના ઉપર (અબાબીલ) પક્ષીઓના ટોળેટોળાં મોકલ્યા, (૩) જે તે લોકો પર ખંગરની કાંકરીઓ ફેંકતા હતા. (૪) પછી અલ્લાહપાકે તેઓને (પશુઓના) ખાધેલા (ઘાસના) ભૂકાની માફક કરી નાખ્યા. (૫)

# સૂરએ કુરૈશ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

તિલાવતનો ક્રમ નં. : ૧૦૬ રૂકૂઅની સંખ્યા : ૦૧

નાઝિલ થવાનો ક્રમ : ૨૯ આયતોની સંખ્યા : ૦૪

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આગલી સૂરતમાં જણાવ્યા પ્રમાણે જ્યારે અલ્લાહ તઆલાએ પોતાની શક્તિનો પરચો બતાવ્યો અને પક્ષીઓએ કાંકરી મારી મારીને અબ્રહાનું ૬૦૦૦૦નું સૈન્ય નષ્ટ કરી દીધું. અને મક્કા મુકર્રમહથી યમન સુધીના આખાય માર્ગ ઉપર જ્યાં જ્યાં આ સૈન્યના માણસો પડી જઈ મરવા લાગ્યા, ત્યારે કઅબાના બયતુલ્લાહ (અલ્લાહનું ઘર) હોવા અંગેનો તેમનો વિશ્વાસ પહેલાં કરતાં કેટલોય ગણો વધુ મજબૂત બની ગયો. હવે આરબોને વિશ્વાસ બેસી ગયો કે તેમની ઉપર અલ્લાહપાકની વિશેષ કૃપા છે. તેઓ નિર્ભય બની આરબ પ્રદેશમાં ફરતા અને પોતાના વેપારી કાફલાઓ લઈ દરેક વિસ્તારમાંથી પસાર થતા. કોઈની એ હિમ્મત ન હતી કે તેમને હેરાન કરે. તેમને હેરાન કરવું તો ઠીક, પણ જો તેમની શરણમાં કોઈ બિનકુરૈશી હોય તો તેને પણ કોઈ હેરાનગતિ કરવામાં આવતી ન હતી.

નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને નબૂવ્વત પ્રાપ્ત થઈ, ત્યારે આ બનાવોથી સૌ વાકેફ હતા. એટલે તેમના માટે વધુ ઉલ્લેખની જરૂર ન હતી. આ જ કારણ છે કે, આ સૂરતના ચાર ટૂંકા વાક્યોમાં કુરૈશીઓને ફક્ત એટલું કહી સંતોષ માનવામાં આવ્યો છે કે, તમે પોતે જ આ ઘરને મૂર્તિઓનું નહીં, બલ્કે અલ્લાહપાકનું જ ઘર માનો છો. અને હવે જ્યારે તમે સારી રીતે જાણો છો કે, એ અલ્લાહ તઆલા જ છે, જેમણે આ ઘરના કારણે

તમને શાંતિ અને સલામતી આપી છે, તમારા વેપારને આટલો વિકસાવ્યો છે, અને તમને ભૂખે મરવાથી બચાવી આ આબાદી અને સુખ આપ્યા છે, તો તમારે તેની જ ઈબાદત કરવી જોઈએ.

# સૂરએ કુરૈશ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**ઉપકારો :**

કુરૈશ ટેવાઈ ગયા છે તેથી (૧) એટલે શિયાળા અને ઉનાળાની મુસાફરીથી ટેવાઈ ગયા છે. (૨) માટે (એ ઉપકારના બદલામાં) તેઓને જોઈએ કે આ ઘર (કઅ્બહ)ના માલિકની બંદગી કરે. (૩) જેણે તેઓને ભૂખમાં ખાવાનું આપ્યું અને બીકથી તેઓને સલામતી આપી. (૪)



# અલ-માઉન

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૧૦૭ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૧૭ | આયતોની સંખ્યા : ૦૭ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ સૂરતનો વિષય એ બતાવવાનો છે કે, આખિરત ઉપર ઈમાન ન લાવવું માનવીની અંદર કઈ જાતની બુરાઈઓ પેદા કરે છે.

# સૂરએ માઉન

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**નમાઝ ઈખ્લાસ સાથે પઢો અને સખાવતથી કામ લો :**

શું તે માણસને આપે જોયો જે ન્યાયના દિવસને જૂઠાડે છે ? તો એ માણસ તે જ છે, જે યતીમને ધક્કા મારે છે (૨) અને નિરાધારને ખવડાવવા માટે ઉત્તેજન આપતો નથી. (૩) ફરી તે નમાઝીઓની ભારે ખરાબી છે



(૪) કે જેઓ પોતાની નમાઝથી બેદરકાર છે. (૫) તેઓ એવા છે કે (જ્યારે બંદગી કરે છે તો) દેખાડવા માટે કરે છે (૬) અને (નજીવી) વાપરવાની વસ્તુ માંગેથી પણ આપતા નથી. (૭)

# અલ-કૌસર

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૧૦૮** | **રૂકૂઅની સંખ્યા : ૦૧** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૧૫** | **આયતોની સંખ્યા : ૦૩** |

## ❃ સૂરતના વિષયોનો ખુલાસો ❃

નબૂવ્વતની શરૂઆતના જમાનામાં જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ભારે મુશ્કેલીઓમાંથી પસાર થઈ રહ્યા હતા, સમગ્ર સમાજ શત્રુ બની બેઠો હતો, અડચણો અને અવરોધોનો પાર ન હતો, વિરોધનું વાતાવરણ ચારે તરફ જામેલું હતું. તે વખતે આપ (સલ.)ને સાંત્વન (તસલ્લી) આપવા માટે અને આપ (સલ.)ને હિમ્મત આપવા માટે અલ્લાહ તઆલાએ અનેક આયતો ઉતારી.

આવા જ સંજોગો હતા, જ્યારે સૂરએ કૌસર ઉતારી અલ્લાહ તઆલાએ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સાંત્વન આપ્યું. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના વિરોધીઓના વિનાશની આગાહી પણ કરી. કુરૈશના કાફિરો કહેતા હતા કે, હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સારાય સમાજથી કપાઈ ગયા છે, અને તેમની હાલત એક નિઃસહાય વ્યક્તિ જેવી થઈ ગઈ છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સાહબઝાદા હઝરત કાસિમ (રદી.)નું અવસાન થયું, પછી હઝરત અબ્દુલ્લાહ (રદી.) પણ ગુજરી ગયા. આ વાત ઉપર આસ બિન વાઈલે કહ્યું : “તેમનો વંશ ખતમ થઈ ગયો, હવે તેઓ અબ્તર (વંશ વગરના) છે.” કેટલીક રિવાયતોમાં આ વધારો છે કે, આસે કહ્યું : “મુહમ્મદ (સલ.) અબ્તર છે. તેમનો કોઈ પુત્ર



નથી, જે તેમની જગ્યા સંભાળે. જ્યારે તેઓ મૃત્યુ પામશે, ત્યારે તેમનું નામ દુનિયામાંથી નાશ પામશે અને તેમનાથી તમારો છૂટકારો થશે.''

આ વાત ઉપર આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આ સૌથી ટૂંકી સૂરતમાં આ શુભ સમાચાર આપ્યા, જેનાથી મોટા શુભ સમાચાર દુનિયાના કોઈ માણસને ક્યારેય આપવામાં આવ્યા નથી. તે એ કે આપનું બરકતવંત નામ અને આપનું વર્ણન હમેંશા બાકી રહેશે. અને ઘણી બધી ભલાઈઓ સાથે આપને કવસર નામી હોઝ અર્પણ કરવામાં આવશે. જેમાંથી આપ જે લોકોને ચાહશો, તેમને તે અમૃત પાણી પિવડાવશો. અને આ સાથે જ એ નિર્ણય પણ આપી દીધો કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો વિરોધ કરનારાઓના જ મૂળિયાં કપાળ જશે.

## સૂરએ કૌસર

### ❁ સૂરતની આયતોનો ખુલાસો ❁

**આપ (સલ.)ની વિશિષ્ઠતા - કૌસર નામી નહેર :**

બેશક, (હે મુહમ્મદ સલ. !) અમે આપને કૌસર અર્પણ કરી છે (૧) માટે આપ પોતાના પરવરદિગાર માટે નમાઝ પઢો અને કુરબાની કરો. (૨) બેશક, જે આપનો દુશ્મન છે તે જ નામોનિશાન વગરનો છે. (૩)




નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૧૦૯ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૧૮ | આયતોની સંખ્યા : ૦૬ |

### ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

કેટલાક કાફિરોએ હુઝૂર (સલ.)ને કહ્યું કે, એક વર્ષ તમે અમારી મૂર્તિઓની પૂજા કરો, તો એક વર્ષ અમે તમારા અલ્લાહપાકની બંદગી કરીએ. અને એ પ્રમાણે સદા આપણે હળીમળીને રહીએ. સારાંશ કે, પોતે

શિર્ક પર કાયમ રહી હુઝૂર (સલ.)ને પણ તવહીદથી હટાવી, શિર્કમાં સપડાવવા ચાહ્યું. તેથી હુઝૂર (સલ.) ગુસ્સે થયા અને તેમની વાત સ્વીકારી નહિં ત્યારે અલ્લાહ તઆલાએ કાફિરોને ચેતવણી આપવા માટે આ સૂરત મોકલી ફરમાવ્યું કે, તમારા કહેવા મુજબ કદી થઈ શકતું જ નથી.

# સૂરએ કાફિરૂન

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### કુફ્રથી સંપૂર્ણ અલગ થઈ જાઓ :

(હે મુહમ્મદ સલ. !) આપ ફરમાવી દો કે હે કાફિરો ! (૧) જે (મૂર્તિઓ)ને તમે પૂજો છો તેને હું નથી પૂજતો (૨) અને ન તમે તે (અલ્લાહ તઆલા)ને પૂજો છો જેને હું પૂજું છું. (૩) અને ન મારે તે (મૂર્તિઓ)ને પૂજવી છે જેની તમે પૂજા કરો છો (૪) અને ન તમે તે (અલ્લાહપાક)ને પૂજશો જેને હું પૂજું છું. (૫) તમારા માટે તમારો માર્ગ અને મારા માટે મારો માર્ગ છે. (૬)




નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૧૧૦ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૧૧૪ | આયતોની સંખ્યા : ૦૩ |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ મદની સૂરતમાં અલ્લાહપાકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને એ બતાવી દીધું હતું કે, જ્યારે આરબ પ્રદેશમાં ઈસ્લામને સંપૂર્ણ વિજય પ્રાપ્ત થઈ જાય અને લોકો અલ્લાહ તઆલાના દીનમાં ટોળે-ટોળાં પ્રવેશવા માંડે, ત્યારે આનો અર્થ એવો છે કે, એ કામ પુરું થયું, જેના માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દુનિયામાં મોકલવામાં આવ્યા હતા. આ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આદેશ આપવામાં

આવ્યો કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહપાકની પ્રશંસા અને રટણમાં વ્યસ્ત થઈ જાઓ કે તેની કૃપાથી તમે આટલું મહાન કાર્ય પુરૂં કરવામાં સફળ થયા.

એક દુન્યવી નેતા અને લિડર જો પોતાના જીવનકાળમાં જ તે મહાન ક્રાંતિ લાવવામાં સફળ નીવડે, જે માટે એ ઉભા થયા હતા, ત્યારે તેમના માટે એ ઉત્સવ અને આનંદ માણવા તથા પોતાની આગેવાની ઉપર ગર્વ અનુભવવાની તક હોય છે. પરંતુ અહીં આપણે અલ્લાહપાકના પયગમ્બરને જોઈએ છીએ કે તેમણે ૨૩ વરસના ટૂંકા ગાળામાં એક સંપૂર્ણ સમાજની માન્યતાઓ, વિચારસરણીઓ, ટેવો, નીતિમત્તા, સંસ્કૃતિ, રહેણીકરણી, સમાજ જીવન, આર્થિક જીવન, રાજકારણ અને યુદ્ધક્ષમતાને તદ્દન બદલી નાંખ્યા. અને અજ્ઞાનતામાં ડૂબેલા લોકોને ઉન્નત કરી એ લાયક બનાવી દીધા કે તેઓ વિશ્વને અલ્લાહપાકનો સંદેશો પહોંચાડે. અને દુનિયાની વિવિધ પ્રજાઓના નેતા બની ગયા, પરંતુ આવું મહાન કાર્ય તેમના હાથે પુરૂં થયા પછી તેમને ઉત્સવ મનાવવા માટે નહીં, બલ્કે ફક્ત અલ્લાહ તઆલાની પ્રશંસા અને પવિત્રતાનું રટણ કરવા અને તેની પાસે ક્ષમા (ઈસ્તિગફાર) માટે દુઆ કરવા આદેશ આપવામાં આવે છે. અને તે સંપૂર્ણ વિનમ્રતા સાથે આ આદેશના પાલનમાં લાગી જાય છે.

હઝરત આયશા (રદી.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અવસાન પહેલાં **“સુબ્હાનકલ્લાહુમ્મ વબિ-હમ્દિક અસ્તગફિરૂક વ અતૂબુ ઈલયક”** (કેટલીક રિવાયતોમાં આ શબ્દો છે : **સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહિ અસ્તગફિરૂલ્લાહ વ અતૂબુ ઈલયહિ**)ને પુષ્કળ પ્રમાણમાં પઢ્યા કરતા હતા. મેં વિનંતીપૂર્વક કહ્યું : ‘‘હે રસૂલુલ્લાહ (સલ.) ! આ કેવા શબ્દો છે, જેને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ હવે વારંવાર પઢવા માંડયા છો.’’

ફરમાવ્યું : મારા માટે એક નિશાની નક્કી કરી દેવામાં આવી છે, જ્યારે હું તેને જોઉં ત્યારે આ શબ્દોને પઢ્યા કરૂં અને તે છે : **“ઈઝા જાઅ નસરૂલ્લાહિ વલ ફત્હુ.”** *(મુસ્નદે અહમદ, મુસ્લિમ)*



# સૂરએ નસ્ર

## ❁ સૂરતની આયતોનો ખુલાસો ❁

**મૌત પહેલા તસ્બીહ-ઈસ્તિગફાર વધુ પ્રમાણમાં કરતા રહો :**

(હે નબી સલ. !) જ્યારે અલ્લાહપાકની મદદ અને (મક્કાની) ફતેહ આવી પહોંચી (૧) અને આપે લોકોને જોઈ લીધા કે અલ્લાહપાકના દીન (ઈસ્લામ)માં ટોળે ટોળાં દાખલ થઈ રહ્યા છે (૨) ત્યારે આપ પોતાના પરવરદિગારની ખૂબીઓ સાથે પવિત્રતાનું વર્ણન કરો અને તેનાથી બખ્શિશ માંગો. બેશક, તે બહુ જ માફી આપનાર છે. (૩)



# અલ-લહબ

નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ

| | |
|---|---|
| તિલાવતનો ક્રમ નં. : ૧૧૧ | રૂકૂઅની સંખ્યા : ૦૧ |
| નાઝિલ થવાનો ક્રમ : ૦૬ | આયતોની સંખ્યા : ૦૫ |

## ❁ સૂરતના વિષયોનો ખુલાસો ❁

કુર્આન મજીદમાં આ એક જ એવી જગ્યા છે, જ્યાં ઈસ્લામના શત્રુઓ પૈકી કોઈનું નામ લઈ તેને વખોડી કાઢવામાં આવ્યો હોય. જો કે મક્કામાં પણ અને હિજરત પછી પવિત્ર મદીનામાં પણ એવા અનેક લોકો હતા, જેઓ ઈસ્લામ અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની દુશ્મનાવટમાં અબૂ લહબથી કોઈ રીતે ઉતરતા ન હતા. પ્રશ્ન એ છે કે, આ માણસની એ કઈ વિશિષ્ટતા હતી, જેના કારણે તેનું નામ લઈ તેને વખોડી કાઢવામાં આવ્યો છે. આ વાત સમજવા માટે જરૂરી છે કે, તે વખતના આરબ સમાજને સમજવામાં આવે અને તેમાં અબૂ લહબના ચારિત્ર્યને જોવામાં આવે.

પ્રાચીન સમયમાં સમગ્ર આરબ પ્રદેશમાં ચારે તરફ અશાંતિ, લૂંટફાટ અને અંધાધૂંધી ફેલાયેલી હતી. અને સૈકાઓથી સ્થિતિ એ હતી કે, કોઈ માણસ માટે તેના પોતાના કુટુંબ અને લોહીના સગાના ટેકા વિના જાનમાલ



અને ઈજ્જત-આબરૂના રક્ષણની કોઈ ખાતરી ન હતી. એટલા માટે આરબ સમાજના નૈતિક ધોરણોમાં **"સિલા રહ્‌મી"** એટલે કે, સગાઓ સાથે સદ્‌વર્તનનું ખૂબ જ મહત્વ હતું. અને સગાવહાલાઓ સાથે દુર્વર્તન મોટું પાપ ગણવામાં આવતું હતું.

અબૂ લહબ બિન અબ્દુલમુત્તલિબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કાકા હતા. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પિતા અને તે બન્ને એક જ પિતાના પુત્રો હતા. આરબ પ્રદેશમાં કાકા પિતાના સ્થાને સમજવામાં આવતા હતા. અને ખાસ કરીને જ્યારે ભત્રીજાના પિતાનું અવસાન થઈ ગયું હોય ત્યારે એ અપેક્ષા રાખવામાં આવતી હતી કે, તેને પોતાનું સંતાન ગણી વહાલ કરશે. પરંતુ આ માણસે ઈસ્લામની શત્રુતા અને કુફ્રના પ્રેમમાં સર્વ આરબ પ્રણાલીઓ પગ તળે કચડી નાંખી.

નુબૂવ્વત પૂર્વે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની બે પુત્રીઓના અબૂ લહબના બે પુત્રો ઉત્બહ અને ઉતૈબહ સાથે વિવાહ કરવામાં આવ્યા હતા. નુબૂવ્વત પછી જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈસ્લામ તરફ બોલાવવાનું અને આમંત્રણ આપવાનું શરૂ કર્યું, ત્યારે આ માણસે પોતાના બન્ને છોકરાઓને કહ્યું કે, મારા માટે તમને મળવું હરામ છે, જો તમે હઝ. મુહમ્મદ (સલ.)ની પુત્રીઓને છૂટાછેડા ન આપી દો. તેથી બન્નેએ છૂટાછેડા આપી દીધા. અને ઉતૈબહ તો અજ્ઞાનતામાં એવો આગળ વધી ગયો કે, એક દિવસે તેણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવી કહ્યું કે, હું **"અન્નજ્‌મિ ઈઝા હવા"** અને **"અલ્લઝી દના ફતદલ્લા"**નો ઈન્કાર કરૂં છું. અને આટલું બોલી તેણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તરફ થૂંક્યું, જે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર ન પડયું.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જ્યાં જ્યાં ઈસ્લામનું આમંત્રણ આપવા માટે પધારી જતા હતા, ત્યાં આ તેમની પાછળ જતો અને લોકોને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વાતો સાંભળવાથી રોકતો.



નુબૂવ્વતના સાતમા વર્ષમાં કુરૈશના તમામ કુટુંબોએ બની હાશિમ અને બની અલમુત્તલિબનો સામાજિક અને આર્થિક બહિષ્કાર કર્યો. અને આ બન્ને કુટુંબો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ટેકામાં અડગ રહ્યા. અને શોઅબે અબી તાલિબ (ઘાટી)માં ઘેરાઈ ગયા, ત્યારે આ એક અબૂ લહબ જ હતો, જેણે પોતાના કુટુંબને સાથ આપવાને બદલે કુરૈશના કાફિરોને સાથ આપ્યો. આ બહિષ્કાર ત્રણ વર્ષ સુધી ચાલુ રહ્યો અને આ સમય દરમ્યાન બની હાશિમ અને બની મુત્તલિબ ઉપર ભૂખમરાની સ્થિતિ આવી પડી. પરંતુ અબૂ લહબની હાલત એ હતી કે, જ્યારે મક્કામાં કોઈ વેપારી કાફલો આવતો, અને શોઅબે અબી તાલિબના ઘેરાઈ ગયેલા લોકોમાંથી કોઈ ખાધાખોરાકીનો સામાન ખરીદવા માટે તેની પાસે જતો, ત્યારે તે વેપારીઓને બૂમ પાડીને કહેતો કે, આટલી કિંમત માંગો, જેથી એ ખરીદી ન શકે. તમને જે કંઈ ખોટ જશે તે હું ભરપાઈ કરી આપીશ. એટલે તે લોકો ખૂબ વધુ ભાવ માંગતા અને ખરીદી કરનાર બિચારો ભૂખથી ટળવળતા પોતાના બાળકો પાસે ખાલી હાથે પાછા ફરતા. પછી અબૂ લહબ તે વેપારીઓ પાસેથી એ જ વસ્તુઓ બજાર ભાવે ખરીદી લેતો.

આ એ માણસના કૃત્યો હતા, જેના કારણે તેને આ સૂરતમાં નામ લઈ વખોડવામાં આવ્યો છે. ખાસ કરીને આની જરૂરિયાત એટલા માટે હતી કે, મક્કાની બહારના આરબો જેઓ હજ્જ માટે આવતા અથવા જુદી જુદી જગ્યાએ ભરાતા બજારોમાં એકઠા થતા, તેમની સામે જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના પોતાના કાકા આપ (સલ.)ની પાછળ પડી જઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો વિરોધ કરતા, ત્યારે તેઓ આરબ પ્રદેશની સ્થાપિત પરંપરાઓ અનુસાર એ વાતની આશા રાખતા ન હતા કે, કોઈ કાકા વિના કારણે બીજાઓ સમક્ષ પોતાના ભત્રીજાની બૂરાઈ કરે, તેને પથ્થરો મારે અને તેની ઉપર આક્ષેપો કરે. આ કારણે તેઓ અબૂ લહબની વાતોથી પ્રભાવિત થઈ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિશે શંકામાં પડી જતા. પરંતુ જ્યારે આ સૂરત ઉતરી અને અબૂ લહબે ક્રોધમાં ગમે તેમ બકવાટ કરવા માંડયો, ત્યારે લોકોને માલૂમ પડી ગયુ કે,



રસૂલુલ્લાહ (સલ.)ની વિરૂદ્ધમાં આ માણસના આ વચનો ભરોસાપાત્ર નથી, કારણકે આ પોતાના ભત્રીજાના વિરોધમાં પાગલ બની રહ્યો છે.

# સૂરએ લહબ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**નબી (સલ.)ની દુશ્મની ઘણી મોંઘી પડે છે :**

અબૂ લહબના હાથ ભાંગી જાય ને તેનો નાશ થાય. (૧) ન તો તેનો માલ તેને કામ લાગ્યો અને ન તેની કમાણી (કામ લાગી.) (૨) હવે તે (મર્યા પછી) એક ભડકાવાળી આગમાં પડશે (૩) અને તેની ઔરત પણ જે (કાંટાવાળા) લાકડાં ઉઠાવી લાવે છે. (૪) તેણીની ગરદનમાં ખૂબ વણેલી દોરડી હશે. (૫)



# અલ-ઈખ્લાસ

**નાઝિલ થવાની જગ્યા : મક્કા મુકર્રમહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૧૧૨** | **રૂકૂઅની સંખ્યા : ૦૧** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૨૨** | **આયતોની સંખ્યા : ૦૪** |

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

આ મક્કી સૂરતના ઉતરાણ વિશે રિવાયતો ઉપર એક નજર કરવાથી જણાઈ આવે છે કે, જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તૌહીદની દઅવત આપવાની શરૂ કરી ત્યારે મૂર્તિપૂજક મુશ્રિકો એવા ખુદાઓને પૂજી રહ્યા હતા, જે લાકડા, પથ્થર, સોનું અને ચાંદી વગેરે જુદી જુદી ધાતુઓના બનેલા હતા. આકાર અને શરીર ધરાવતા હતા. દેવી-દેવતાઓના વંશ ચાલતા રહેતા, કોઈ દેવી પતિ વગરની અને કોઈ દેવ કુંવારો ન હતો. તેમને ખાવા-પીવાની પણ જરૂર હતી અને તેમના પૂજારીઓ તે માટે વ્યવસ્થા કરતા હતા. શિર્ક કરનારાઓનો એક મોટો વર્ગ માનતો હતો કે, ખુદા માનવસ્વરૂપમાં પ્રગટે છે. અને કેટલાક લોકો તેના અવતાર

હોય છે. ખ્રિસ્તીઓ જો કે એક ખુદાને માનતા હોવાનો દાવો કરતા હતા, તેમ છતાં તેમનો ખુદા પણ એક પુત્ર તો ધરાવતો જ હતો. અને પિતા પુત્ર સાથે ખુદાઈમાં રૂહુલકુદુસ *(Holy Spirit)*ને પણ ભાગીદાર હોવાનું સન્માન પ્રાપ્ત હતું. યહૂદીઓ એક ખુદાને માનવાનો દાવો કરતા હતા, પરંતુ તેમનો ખુદા પણ તત્વ, શરીર અને બીજા માનવીય ગુણો ધરાવતો હતો. તે ફરતો હતો, માનવીનું રૂપ ધારણ કરતો હતો, પોતાના કોઈ બંદા સાથે કુસ્તી પણ કરતો હતો, અને એક પુત્ર (ઉઝૈર)નો પિતા પણ હતો. આ ધાર્મિક જૂથો ઉપરાંત પારસીઓ (અગ્નિપૂજકો) આગની પૂજા કરતા હતા અને સાબિઓ *(Sahaeans)* તારાઓને પૂજતા હતા. આ પરિસ્થિતિમાં જ્યારે એક અને કોઈપણ ભાગીદાર વિનાના અલ્લાહપાકને માનવા માટે લોકોને આમંત્રણ આપવામાં આવ્યુ, ત્યારે તેમના મગજમાં આ પ્રશ્નનું ઉપસ્થિત થવું અનિવાર્ય હતું કે, એ રબ કઈ જાતનો છે, જેને બધા જ રબો અને દેવોને ત્યજી મઅબૂદ માનવા માટે દઅવત આપવામાં આવી રહી છે. કુર્આન મજીદનો આ ચમત્કાર છે કે, તેણે આ પ્રશ્નોના ઉત્તર થોડા જ શબ્દોમાં આપી અલ્લાહ તઆલાની ઝાત વિશે એવો સ્પષ્ટ ખ્યાલ રજૂ કર્યો છે, જે સર્વ શિર્કયુક્ત ખ્યાલોને તોડી પાડે છે. અને તેની ઝાત સાથે સૃષ્ટિની વસ્તુઓના ગુણોમાંથી કોઈપણ ગુણની ભેળવણી માટે કોઈ અવકાશ રહેવા દેતો નથી.

આ જ કારણ છે, જેના માટે રસૂલુલ્લાહ (સલ.)ની દષ્ટિમાં આ સૂરત અત્યંત મહાન હતી. આપ (સલ.) વિવિધ રીતોએ મુસલમાનોને આનું મહત્વ સમજાવતા હતા. જેથી તેઓ વારંવાર તેને પઢે, અને સામાન્ય લોકોમાં તેને ફેલાવે. કારણકે આ ઈસ્લામની સર્વપ્રથમ મૂળભૂત માન્યતા-તૌહીદને ચાર એવા ટૂંકા વાક્યોમાં વર્ણવી દે છે, જે તરત જ માણસના મગજમાં ઉતરી જાય છે, અને સહેલાઈથી મોઢે થઈ જાય છે. હદીસોમાં પુષ્કળ પ્રમાણમાં આ રિવાયતો વર્ણવવામાં આવી છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જુદા જુદા પ્રસંગોએ જુદી જુદી રીતે લોકોને બતાવ્યું કે, આ સૂરત એક તૃતિયાંશ ($\frac{૧}{૩}$) કુર્આન બરાબર છે.



કુર્આન મજીદ જે દીનને પ્રસ્તુત કરે છે, તેનો પાયો ત્રણ માન્યતાઓ ઉપર છે : (૧) તૌહીદ (૨) રિસાલત (૩) આખિરત. આ સૂરત વિશુદ્ધ તૌહીદનું વર્ણન કરે છે, એટલા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આને $\frac{1}{3}$ કુર્આન બરાબર ઠેરવી છે.

હઝરત આયશા (રદી.)ની આ રિવાયત બુખારી, મુસ્લિમ અને હદીસોના બીજા કેટલાક ગ્રંથોમાં નોંધવામાં આવી છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક માણસને એક પ્રવાસમાં આગેવાન બનાવી મોકલ્યા. અને આ સંપૂર્ણ પ્રવાસ દરમ્યાન પ્રત્યેક નમાઝમાં તેઓ બીજી સૂરત સાથે **"કુલહુ વલ્લાહુ અહદ"**ની કિર્અત પણ કરતા હતા. પાછા ફર્યા બાદ તેમના સાથીઓએ આ બાબતનો ઉલ્લેખ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, "એમને પૂછો કે, તેઓ આમ શા માટે કરતા હતા ?" તેમને પૂછવામાં આવ્યુ ત્યારે તેમણે કહ્યું : "આમાં રહમાન (કૃપાળુ)નો ગુણ વર્ણવવામાં આવ્યો છે, એટલા માટે આનું વાંચન મને બહુ પ્રિય છે." હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ વાત સાંભળી ત્યારે લોકોને કહ્યું : "તેમને સમાચાર આપી દો કે અલ્લાહ તઆલા તેમને પ્રિય રાખે છે."

# સૂરએ ઈખ્લાસ

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### અલ્લાહપાક કોઈના કોઈપણ પ્રકારના મોહતાજ નથી :

(હે નબી સલ. ! એ લોકોને) આપ ફરમાવી દો કે, તે અલ્લાહપાક એક જ છે (૧) (અને તે) અલ્લાહપાક (એવો) બેનિયાઝ છે (કે તે કોઈનો ગરજવાન નથી. સૌ તેના જ ગરજવાન છે.) (૨) તેને કોઈ અવલાદ નથી અને ન તે કોઈની અવલાદ છે (૩) અને તેના સમાન કોઈ જ નથી. (૪)





# મુઅવ્વઝતૈન

## ❋ સૂરતના વિષયોનો ખુલાસો ❋

કુર્આન મજીદની આ અંતિમ બે સૂરતો અલગ-અલગ છે, અને કુર્આનમાં જુદા નામોથી જ લખવામાં આવી છે. પરંતુ તેમની વચ્ચે અરસપરસ એવો ગાઢ સબંધ છે, અને તેમના વિષયો એકબીજા સાથે એટલો નિકટનો સબંધ ધરાવે છે કે, તેમનું એક સામૂહિક નામ **"મુઅવ્વ-ઝતૈન"** (પનાહવાળી બે સૂરતો) રાખવામાં આવ્યુ છે. ઈમામ બયહકીએ દલાઈલે નુબૂવ્વતમાં લખ્યુ છે કે, આ બન્ને સૂરતો એક સાથે જ ઉતરી હતી, તેથી જ આ બન્નેનું સામૂહિક નામ **"મુઅવ્વઝતૈન"** છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની દઅવતનો પ્રસાર થતો ગયો. તેમ તેમ કુરૈશના કાફિરોનો વિરોધ પણ તીવ્ર બનતો ગયો. જ્યાં સુધી તેમને એ આશા હતી કે, તેઓ કોઈપણ રીતે સોદાબાજી કરી અથવા સમજાવી-ફોસલાવીને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આ કાર્ય કરતા રોકી શકશે ત્યાં સુધી તો દુશ્મનાવટની તીવ્રતા ઓછી રહી, પરંતુ જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેમને એ બાબતે તદ્દન નિરાશ કરી દીધા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દીનની બાબતમાં તેમની સાથે કોઈ સમાધાન કરવા માટે તૈયાર થઈ શકશે, અને સૂરએ કાફિરૂનમાં તો સ્પષ્ટ શબ્દોમાં તેમને કહી દેવામાં આવ્યુ કે, જેમની બંદગી તમે કરો છો, તેમની બંદગી કરનારો હું નથી, અને જેની બંદગી હું કરૂં છું, તેની બંદગી કરનાર તમે નથી. એટલે મારો માર્ગ જુદો છે અને તમારો માર્ગ જુદો છે. ત્યાર પછી કાફિરોની શત્રુતા તેની ચરમસીમાએ પહોંચી ગઈ. એમાંય ખાસ કરીને તે કુટુંબો જેમના કુટુંબમાંથી કોઈએ પણ ઈસ્લામ કબૂલ કર્યું હતું, તેમના હૃદયોમાં તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિરૂદ્ધ હંમેશા આગ બળ્યા કરતી હતી. ઘરોઘર આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને શાપવામાં આવતા હતા. ગુપ્ત મંત્રણાઓ યોજવામાં આવતી હતી કે, કોઈ

વખતે રાત્રે સંતાઈને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની હત્યા કરી નાખવામાં આવે, જેથી બની હાશિમને હત્યારાની ખબર ન પડી શકે અને તેઓ વેર ન લઈ શકે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વિરુદ્ધમાં મંત્ર-તંત્રનો ઉપયોગ કરવામાં આવી રહ્યો હતો, જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અવસાન પામે અથવા સખત માંદગીમાં પટકાય અથવા પાગલ થઈ જાય. મનુષ્યો અને જિન્નાતો પૈકીના શેતાનો ચારે બાજુ ફેલાઈ ગયા હતા, જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિરૂદ્ધ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દ્વારા લાવવામાં આવેલા દીન અને કુર્આન વિરૂદ્ધ કોઈ ને કોઈ શંકા નાંખી દે, જેથી લોકો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિરૂદ્ધ કુશંકામાં પડી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી દૂર જવા લાગે. અનેક લોકોના હૃદયો ઈર્ષ્યાની આગમાં બળતા હતા, કારણકે તેઓ પોતાના સિવાય કે પોતાના કબીલાના કોઈ માણસ સિવાય બીજા કોઈ માણસની પ્રગતિ સાંખી શકતા ન હતા.

હુદયબિય્યહની સંધિ પછી નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જ્યારે પવિત્ર મદીના શરીફ પાછા પધાર્યા, ત્યારે માહે મુહર્રમ હિજરી સન ૭ માં ખયબર સ્થાનેથી યહૂદીઓનું એક પ્રતિનિધિમંડળ મદીના શરીફ આવ્યુ. અને એક પ્રખ્યાત જાદુગર લબીદ બિન અઅ્સમને મળ્યુ, જે અન્સારીઓના કબીલા બની ઝુરૈક સાથે સબંધ ધરાવતો હતો. આ લોકોએ તેને કહ્યું કે, હઝ. મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અમારી સાથે જે કાંઈ કર્યું છે, તે તો તમે જાણો છો. અમે તેમની ઉપર જાદુ કરવાના અનેક પ્રયત્નો કર્યા, પણ કોઈ સફળતા મળી નહીં. હવે અમે તમારી પાસે આવ્યા છીએ. કારણકે તમે અમારા કરતાં મોટા જાદુગર છો. લો આ ત્રણ અશરફી મૂકી છે, તે સ્વીકારી લો અને હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉપર જોરદાર જાદુ ચલાવો. તે વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ત્યાં એક યહૂદી છોકરો સેવક તરીકે હતો. તેની સાથે કાવત્રુ કરીને તેમણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કાંસકાનો એક ટુકડો પ્રાપ્ત કરી લીધો, જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક વાળ હતા.

આ જ વાળ અને કાંસકાના દાંતા ઉપર જાદુ કર્યો. કેટલીક રિવાયતોમાં છે કે, લબીદ બિન અઅ્સમે પોતે જ જાદુ કર્યો હતો, અને બીજી કેટલીકમાં છે કે, તેની બહેનો તેના કરતાં ચડિયાતી જાદુગરણીઓ હતી, તેમની પાસે તેણે જાદુ કરાવ્યો હતો.

આ જાદૂને એક નર ખજૂરના ઝુમખાના આવરણમાં મૂકી લબીદે બની ઝુરૈકના કૂવા જેનું નામ ઝર્વાન હતું, તેના તળિયે પથ્થર નીચે દબાવી દીધું. આ જાદુની અસર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર થતાં એક વર્ષનો સમય લાગ્યો. બીજા છ માસના ગાળામાં તબિયતમાં સહેજ ફેરફાર વર્તાવા લાગ્યો. અંતિમ ચાલીસ દિવસ મુશ્કેલ અને છેલ્લા ત્રણ દિવસ ખૂબ મુશ્કેલીમાં પસાર થયા. પરંતુ આની વધુમાં વધુ અસર નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર જે થઈ, તે એટલી જ હતી કે આપ દુબળા થતા જઈ રહ્યા હતા. અને દુન્યવી કોઈ કાર્ય વિશે એમ વિચારતા કે, એ કર્યું છે, હાલાંકે તે કર્યું ન હોય.

એક દિવસે જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ હઝરત આયશા (રદી.)ને ત્યાં હતા, ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વારંવાર અલ્લાહ તઆલાને દુઆઓ કરી. આ જ સ્થિતિમાં ઉંઘ આવી ગઈ અથવા ઘેન છવાઈ ગયું. અને જાગ્યા પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત આયશા (રદી.)ને કહ્યું કે, “મેં જે વાત મારા રબને પૂછી હતી, તે તેણે મને બતાવી દીધી છે.” હઝરત આયશા (રદી.)એ નમ્રતાપૂર્વક કહ્યું કે, “એ વાત શું છે ?” ત્યારે આપ (સલ.)એ ફરમાવ્યું : “બે માનવી (એટલે ફરિશ્તાઓ બે માનવીઓના રૂપમાં) મારી પાસે આવ્યા. એક મારા માથાની બાજુ અને બીજો મારા પગ તરફ ઉભા થઈ ગયા. એકે પૂછ્યું કે, આમને શું થયું છે ? બીજાએ ઉત્તર આપ્યો કે, આમની ઉપર જાદૂ કરવામાં આવ્યુ છે. તેણે પૂછ્યું : કોણે કર્યું છે ? ઉત્તર આપ્યો : લબીદ બિન અઅ્સમે. પૂછ્યું : કઈ વસ્તુ ઉપર કર્યો છે ? ઉત્તર આપ્યો : કાંસકી અને વાળોમાં એક નર ખજૂરના ઝુમખાના આવરણમાં. પૂછ્યું : તે ક્યાં છે ? ઉત્તર આપ્યો : બની ઝુરૈકના કૂવા ઝીઅઝ્વાન (અથવા ઝ્રવાન)ના તળિયે પથ્થર નીચે.

પૂછયું : હવે આ માટે શું કરવું જોઈએ ? ઉત્તર આપ્યો : કૂવાનું પાણી બહાર ખેંચી કાઢવામાં આવે. પછી પથ્થર નીચેથી તેને કાઢવામાં આવે.'' આ પછી નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત અલી (રદી.), હઝરત અમ્માર (રદી.) બિન યાસિર અને હઝરત ઝુબૈર (રદી.)ને મોકલ્યા.

પાછળથી હુઝૂર (સલ.) પણ થોડાક સાથીઓ સાથે ત્યાં પહોંચી ગયા. પાણી ખેંચી કાઢવામાં આવ્યુ અને ખજૂરનું આવરણ કાઢવામાં આવ્યુ. તેમાં એક કાંસકો અને વાળ ઉપરાંત એક તાંતમાં અગિયાર ગાંઠો મારેલી હતી. હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામે આવીને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને બતાવ્યુ કે, આપ (સલ.) **મુઅવ્વઝતૈન** પઢો. જેથી આપ (સલ.) એક-એક આયત પઢતા જતા અને તેની સાથે એક-એક ગાંઠ ઉકેલવામાં આવતી. અંત સુધી પહોંચતા બધી જ ગાંઠો ઉકેલાઈ ગઈ, અને આપ (સલ.) જાદૂની અસરથી એવી રીતે મુક્ત થઈ ગયા, જાણે એક માણસ બંધાયેલો હતો અને છૂટો થઈ ગયો. આ પછી આપ (સલ.)એ લબીદને બોલાવી પૂછયું. તેણે પોતાનો ગુનો કબૂલ કર્યો અને આપ (સલ.)એ તેને જવા દીધો, કારણકે પોતાના માટે આપ (સલ.)એ કદાપિ બદલો લીધો નથી. એટલું જ નહીં, પરંતુ આપ (સલ.)એ આ બાબતની ચર્ચા કરવાનો પણ આમ કહી ઈન્કાર કરી દીધો કે, ''મને અલ્લાહપાકે રોગમુક્ત કર્યો છે, હવે હું નથી ઈચ્છતો કે કોઈની વિરૂદ્ધ લોકોને ઉશ્કેરૂં.''

## જાદુની અસર થવી નુબૂવ્વતના વિરોધી નથી :

નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર જાદૂની અસર થઈ શકે છે, એ તો કુર્આન મજીદ દ્વારા પુરવાર થયેલું છે. સૂરએ અઅ્રાફમાં ફિરઔનના જાદૂગરો વિશે વર્ણન કરવામાં આવ્યુ છે કે, હઝરત મૂસા અલયહિસ્સલામના મુકાબલામાં જ્યારે તેઓ આવ્યા, ત્યારે તેમણે એ હજારો માણસોની દૃષ્ટિ ઉપર જાદૂ કરી દીધો, જે ત્યાં બન્નેનો મુકાબલો જોવા માટે એકઠા થયા હતા. **''સહરૂ અઅ્યુનન્નાસિ''** (આયત-૧૧૬) અને સૂરએ તાહામાં છે કે, જે લાઠીઓ અને દોરડા તેમણે ફેંકયા હતા, તેમના વિશે

સામાન્ય લોકોએ જ નહીં, પરંતુ હઝરત મૂસા (અલૈ)એ પણ એમ જ સમજ્યુ કે, તે તેમની તરફ સર્પોની જેમ દોડતા આવી રહ્યા છે, અને આનાથી હઝરત મૂસા (અલૈ.) ભયભીત થઈ ગયા. અહીં સુધી કે અલ્લાહ તઆલાએ એમના ઉપર વહી ઉતારી કે, ડરો નહીં, તમે જ વિજયી થશો. જરા પોતાની લાઠી ફેંકો. **"ફઈઝા હિબાલુહુમ વ ઈસિય્યુહુમ યુખૈય્યલુ ઈલયહિ મિન સિહ્‌રિહિમ અન્નહા તસ્‌આ, ફઔજસ ફીનફ્‌સિહિ ખીફતમ્‌મૂસા. કુલના લા તખફ ઈન્નક અન્તલઅઅ્‌લા. વ અલ્કિ માફી યમીનિક."** *(આયત ૬૬ થી ૬૯)*

## જાદુની હકીકત :

દુનિયામાં એવી અનેક વસ્તુઓ બનતી હોય છે, જે અનુભવી અને જોઈ શકાય છે. પરંતુ વૈજ્ઞાનિક પદ્ધતિએ વર્ણવી શકાતી નથી કે તે કેવી રીતે ઉદ્‌ભવે છે. આ પ્રકારના કારણો શોધી કાઢવા માટે જો આપણે અશક્ત હોઈએ તો તેનો અર્થ એ નથી થતો કે એ વસ્તુનો ઈન્કાર જ કરી દેવામાં આવે, જે અંગેના કારણો આપણે જાણી શકતા ન હોઈએ. જાદૂ હકીકતમાં એક માનસિક પ્રભાવ છે, જે મનમાંથી પસાર થઈ શરીરને પણ પ્રભાવિત કરી શકે છે. જેવી રીતે શારીરિક અસરો શરીરને પ્રભાવિત કર્યા પછી મનને પણ પ્રભાવિત કરે છે. દા.ત. ભય એક માનસિક સ્થિતિ છે. પણ તેનો પ્રભાવ શરીર ઉપર એ રીતે પડે છે કે, રૂંવાડાં ઉભા થઈ જાય છે, અને શરીરમાં ધ્રુજારી છૂટે છે. વાસ્તવમાં જાદૂ દ્વારા હકીકત બદલાતી નથી, પરંતુ માનવીનું મન અને તેની ઈન્દ્રિયો તેનાથી પ્રભાવિત થઈ એમ અનુભવવા લાગે છે કે, હકીકત બદલાઈ ગઈ છે. હઝ. મૂસા (અલૈ.) તરફ જાદુગરોએ જે દોરડા અને લાઠીઓ ફેંકી હતી, તે હકીકતમાં સર્પો બન્યા ન હતા, પરંતુ હજારોના સમૂહની દૃષ્ટિ ઉપર એવી અસર થઈ કે સૌને તે સર્પ જણાયા.

## મંત્ર-તંત્ર મારફતે ઈલાજ કરાવવો :

હદીસોમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)ની લંબાણપૂર્વકની રિવાયત છે, જેના અંતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે

કે, મારી ઉમ્મતના એ લોકો હિસાબ-કિતાબ વિના જન્નતમાં પ્રવેશ કરશે, જેઓ ન ડામ આપવાનો ઈલાજ કરાવે છે, ન મંત્ર-તંત્ર કરાવે છે, ન જ્યોતિષ જોવડાવે છે, પણ પોતાના રબ ઉપર ભરોસો કરે છે. *(મુસ્લિમ)* હઝરત મુગીરહ (રદી.)ની રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : "જેણે ડામ દ્વારા ઈલાજ કરાવ્યો અને મંત્ર-તંત્ર કરાવ્યા, તેનો અલ્લાહપાક ઉપરનો વિશ્વાસનો સબંધ તૂટી ગયો." *(તિરમિઝી)* હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદની રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દસ વસ્તુઓને પસંદ કરતા ન હતા, જેમાંની એક મંત્ર-તંત્ર પણ છે. સિવાય કે મુઅવ્વઝતૈન. *(અબૂ દાઉદ, અહમદ, નસાઈ, ઈબ્ને હિબ્બાન, હાકિમ)* કેટલીક હદીસોથી એ પણ જણાય છે કે, આરંભમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મંત્ર-તંત્રની બિલ્કુલ મનાઈ કરી હતી, પરંતુ પાછળથી એ શરતે આની છૂટ આપી દીધી કે, તેમાં શિર્ક ન હોય. અલ્લાહપાકના પવિત્ર નામો અથવા કુર્આન સાથે મંતરવામાં આવે. બોલ એવા હોય, જે સમજાય અને જાણી શકાય કે આમાં કોઈ ગુનાહની વસ્તુ નથી અને વિશ્વાસ મંત્ર-તંત્ર ઉપર કરવામાં ન આવે કે તે પોતે સાજો કરનાર છે, બલ્કે અલ્લાહ તઆલા ઉપર ભરોસો રાખવામાં આવે કે તેની ઈચ્છા હશે તો આને લાભદાયી બનાવી દેશે.

# સૂરએ ફલક

**નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ**

| | |
|---|---|
| **તિલાવતનો ક્રમ નં. : ૧૧૩** | **રૂકૂઅની સંખ્યા : ૦૧** |
| **નાઝિલ થવાનો ક્રમ : ૨૦** | **આયતોની સંખ્યા : ૦૫** |

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

### બધી જ વસ્તુઓની બુરાઈથી અલ્લાહપાકની પનાહ જ શ્રેષ્ઠ રસ્તો છે

(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે પ્રભાતના માલિકનો આશરો લઉં છું, (૧) દરેક વસ્તુની બુરાઈથી જે તેણે બનાવી છે (૨) અને અંધારી રાતની બુરાઈથી, જ્યારે કે તે આવી જાય (૩) અને (પઢી પઢીને દોરાની)

ગાંઠો પર (જાદૂની) ફૂંક મારનારીઓની બુરાઈથી (૪) અને ઈર્ષા કરનારની બુરાઈથી (આસરો લઉં છું) જ્યારે કે તે અદેખાઈ કરે. (૫)

# સૂરએ નાસ

નાઝિલ થવાની જગ્યા : મદીના મુનવ્વરહ

તિલાવતનો ક્રમ નં. : ૧૧૪ રૂકૂઅની સંખ્યા : ૦૧

નાઝિલ થવાનો ક્રમ : ૨૧ આયતોની સંખ્યા : ૦૬

## ❋ સૂરતની આયતોનો ખુલાસો ❋

**હસદ-ઈર્ષા કરનારથી એકમાત્ર અલ્લાહપાકનો જ આસરો લેવો :**

(હે નબી સલ. !) આપ ફરમાવી દો કે હું લોકોના પરવરદિગાર (૧) લોકોના બાદશાહ, (૨) લોકોના મઅ્બૂદનો આસરો લઉં છું. (૩) વસવસા નાખનાર, સંતાઈ જનાર (શયતાન)ની બુરાઈથી, (૪) જે લોકોના દિલોમાં વસવસા નાખે છે (૫) (પછી તે વસવસો નાખનાર) જિન્નાતમાંથી હોય કે મનુષ્યોમાંથી. (૬)

